## ચિત્રમાળા.

૫ કવિ શ્રી સવિતાનારાયણ ગણપતિનારાયણ મુંબઇ
૬ કવિ શ્રી ધીરજરામ નરભેરામ પૂરાણી ભરૂચ
૭ વનદેવિ
૮ માતૃ-સ્નેહ
૯ જોન ઓફ આર્ક. (બાવલું.)
૧૦ જ્યાં દા'ર્કને સેન્ટ માઇકેલ તલવાર આપે છે.
૧૧ જ્યાં દા'ર્ક ઓર્લિયાનો કિલ્લો હસ્તગત કરે છે.
૧૨ ફ્રાન્સ નગરમાં ચાર્લ્સનો રાજ્યાભિષેક.
૧૩ જ્યાં દા'ર્ક અંગ્રેજ હાથે કેદ.
૧૪ જ્યાં દા'ર્કને અગ્નિદાહ.
૧૫ સ્વ. લોકપ્રિય કલેકટર મી. જેકસન,
૧૬ ખા. બા. સૈયદ સમસુદીન સૈયદમીયાં સાહેબ કાદરી, બી એ.
૧૭ રાજકન્યા ઈંદીરા રાજા ગાયકવાડ વડોદરા.
૧૮ સ્વ. હરિદાસ વિહારીદાસ દેશાઇ નડિયાદ.
૧૯ સ્વ. સરદાર બેહેચરદાસ વિહારીદાસ દેસાઈ.
૨૦ ઓન. સરદાર પુરૂષોત્તમદાસ વિહારીદાસ દેશાઈ.
૨૧ રા રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ.
૨૨ બેલ્જિયમના રાજ્યમાં રબર એકઠું કરનાર કુલીઓની સ્થીતિ.
૨૩ મલાયા દેશની સુંદર સ્ત્રી,
૨૪ ટિબેટિયન કુટુંબ.
૨૫ બૂનિયા સ્ત્રી.
૨૬ ધર્મનિષ્ઠસ્વ. રાજારામ ગોવિંદરામ જે. પી. સુરત.
૨૭ રા. બા. રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ. જામનગર.
૨૮ રા રા. વકીલ સાકરલાલ ડાહ્યાભાઇ દેસાઇ ભરૂચ
૨૯ સ્વ રતિલાલ બી. મજમુદાર બેરીસ્ટર એટ-લૉ.
૩૦ શ્રી રામકૃષ્ણ પરમહંસ. કલકત્તા.
૩૧ શ્રીમતિ કાલીમાતાજી. કલકત્તા.
૩૨ પ્રોફેસર ટી. કે. ગજ્જર.
૩૩ સ્વામી રામતિર્થ.
૩૪ પંજાબ કેસરી મહારાજા રણજિતસિંહજી.
૩૫ શ્રીયુત મદનમોહન માલવિયા.
૩૬ શ્રીયુત નરસિંહ ચિંતામણ કેલકર.
૩૭ ખા. બા. મસાણી સાહેબ. વિદ્યાધિકારી વડોદરા
૩૮ સ્વ. સોરાબ એલ. પાલમકોટ.
૩૯ ગં. સ્વ. બાઇજીગૌરી. તથા ગં. સ્વ. બ્હેન ગજ્જર સુરત.
૪૦ અશોક સ્તમ્ભ.
૪૧ સ્તમ્ભ લિપિ.
૪૨ ગંગા-મણિકર્ણિકા ઘાટ.
૪૩ યમુના-વિશ્રામ ઘાટ.
૪૪ અહમદનગરની બેગમ ચાંદબીબી.
૪૫ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ.
૪૬ સાર્વજનિક-કાકા પૂના.
૪૭ બે હજાર વર્ષ પૂર્વેની ભરતખંડની સ્ત્રી.
૪૮ મહારાજા રણજિતસિંહની સમાધ-લાહોર.
૪૯ બોરિબંદરનું સ્ટેશન મુંબઇ.
૫૦ બેગમ મુમતાજ મહાલ.
૫૧ ઉષાનું સ્વપ્ન.
૫૨ દ્રૌપદિ વસ્ત્રહરણ.
૫૩ ખંભાતમાં એક હરદાસ બુવા.
૫૪ વિરાટ સભામાં દ્રૌપદી.
૫૫ હૈદ્રાબાદના એક મોહોલ્લાનો દેખાવ.
૫૬ મહાત્માશ્રી મનસુખરામ હરિવલ્લભ બ્રાહ્મ ગામવાળા.
૫૭ મુંબઇની જાણીતી એકટ્રેસ ગૌહર.
૫૮ જયોતિર્વિભૂષણ પંડિત કાર્તાન્તિક શર્મા.
૫૯ શ્રી મલ્લીનાથજી માહારાજનું દહેરૂં
૬૦ સ્વર્ગસ્થ નામ શહાનશાહ એડવર્ડ.
૬૧ નામદાર શહાનશાહ પાંચમા જ્યોર્જ.
૬૨ ધુમકેતુ.
૬૩ નામદાર રાણી મેરી.
૬૪ ચારપેટી.
૬૫-૬૬-૬૭ દલાઇ લામાનો જપ મંત્ર વિગેરે.
૬૮ શ્રી વિષ્ણુ ભગવાન.
૬૯ હિન્દના નવા વોઇસરાય સર ચાર્લ્સ હાર્ડિંજ
૭૦ શ્રી કૃષ્ણ ભગવાન.
૭૧ ધર્મ અને વિદુર.
૭૨ દુષ્યન્ત અને શકુન્તલા.
૭૩ અર્જુન અને બભ્રુવાહનનું યુધ્ધ.

ડાકટર હરમીટનું લોકપ્રીય

# કુસુમ માલતી તેલ.




આ એક મનોહર સુગંધીદાર અને ગુણુ કારક ઔષધિ યુકત ઉત્તમ કેશતેલ છે. આ ચમત્કારીક તેલની શીશીનું મોઢું ઉઘાડતાંની વારમાં એની મધુર સુવાસ હવાની સાથે મળી ચો તરફ ફેલાઇ આસપાસના લોકોના મનમાં એવુ પ્રતિત કરાવી આપે છે, કે જાણે નિકટમાંજ કોઇના સારા બગીચા હશે અને ત્યાં હમણાજ તરેહ તરેહના ફુલો ખીલીને આવી મનોહર સુગંધ આપી રહ્યાં છે.

પણ ફકત આટલુંજ નહીં, આ અપુર્વ કેશતેલ નીયમસર માથે નાખવાથી બાલ કાલા, લાંબા ગુચ્છાદાર નમલ અને ચમકદાર સુંદર થાય છે. કુસુમમાલતી તેલથી બાલ ખરી પડવાનું બંધ થાય છે. તાલ પડેલી જગામાં નવા બાલ ઉગે છે, માથાનો દુખાવો ચક્કી, ચીત ભ્રાંત. મુર્ચ્છી, હિસ્ટીરીઆ, આખોમાં તમ્મર, કાનોમાં ઘમઘમાટ વીગેરે તમામ તરેહના મગજના અને બાલના રોગ વિકારો એકદમ મટી જાય છે. કુસુમ માલતી તેલથી મગજને પુષ્ટિ મળે છે, યાદ શકિત વધે, છે કફ પી-તને વાત સામ્યાવસ્થામાં રહે છે, માટે ચિ-ત પ્રફુલ્લિત થ,ય છે. ઉદયમ ઉત્સાહ પ્રબળ થાય છે, રાત્ર ઉંઘ સારી પેઠે આવ છે, અને અન્ન પોચન થાય છ વિદ્યાથી, શિક્ષક. વકીલ, ન્યાયાધિશ કારભારી, રાજા મહારાજા વીગેરે મગજના કામ કર નારાઓ ની માટે કુસુમ માલતી તલ પરમ ઉપકારી છ, તમજ હાલના શાખીન સ્ત્રી પુરૂષોના વિલાસની સામગ્રી ઉતમ કેશતેલ કહેવાય છે અને દસ બાર વરસથી હિંદુસ્તાનના મોટા મોટા શહેર ગામડાઓમાં ઘણા તારીફની સાથે એનું વેચાણ થઇ રહયું છે. હરમીટનું કુસુમ માલતી તેલ લગાડો કોઇ દહાડો તમારૂં માથું દુખશે નહી તેમજ નજલાથી તથા ચિંતાથી અકાળે તમારા બાલ ભુરા કે સફેત થઇજશે નહીં.

લોકપ્રીય પરમ દેશભક્ત શ્રીયુત બાળગંગાધર તીલક મહારાજ, પુના, લખે છે–"હરમીટ કુંપનીનું તેલ મેં જાતે વાપરયું છે; ને મને કહેતા ખુશી ઉપજે છે કે આ એક ખરેખર સ્વદેશી ઉત્તમ કેશતેલ છે. માથે લગાડવાથી તરત ઠંડક વળે છે, થાકેલા પાકેલા મગજને આરામ આપે છે, અને માથાનો દુખાવો તથા મનની બેચેની ને અનિદ્ર દોષને દૂર કરી ચીત્ત પ્રફુલ્લીત કરી આપે છે. એની સુગંધ પણ બહુજ મોહક ને ટકાવ છે."

કિમ્મત એક શીશીના રૂા. ૧–૦–૦ અને ત્રણ શીશીના રૂા. ૨–૮–૦

મળવાનું ઠેકાણું—વી. સી. દસ્તુરની કાં૦, પ્રીનસેસ સ્ટ્રીટમુબઇ તથા સઘળી સ્વદેશી દુકાનોમાંથી મળશે, અથવા નીચેને ઠેકાણેથી મંગાવી લેવો.

માલેક– **કલકતાવાળા એસ. હરમીટ એન્ડ કું૦**

**ઇલેકત્રીક દવાખાનું-ગોળ માળા, ત્રણ બતી પાસે- નળબજાર, મુંબઇ ૪**

## શ્રી શિવાજી છત્રપતિ અને રામદાસ.

ફોડ્યો ખડક દેડકું આ જણાયું, તે સર્વ આપે નજરે નિહાળ્યું
સિંધુ નહિ જીવિત જીવ રહેતો, સમર્થ શ્રીરામ અમોને દેતો.



खडक फोडितां सजिव रोडकी। सर्वांनीं पाहिली निघे जी पेडकी।
सिंधु नसतां तियेचे मुखीं। पाणी कोण घालीतो। श्रीराम आम्हांला देतो॥ १॥
श्रीरामदास.

Shivaji Chhatrapati & Ramdas: श्री शिवाजी छत्रपति आणि रामदास.

चित्रशाळा प्रेस, पुणें.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ જાનેવારી ૧૯૧૦–પોષ ૧૯૬૬ અંક


## देशनी माटी.

મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.
ત્હારે તોલે નહી કોઇ આવે.
મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.
ખેલ્યો ત્હારે ખોળે દહાડી,
હુશી હેતે અંગે લગાડી;
એ સોણુલાં બાળપણાંમાં જ્યારે મન આવે
મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.
જોઉં સોણુલાં એ જ્યારે,
ભૂલુ નિજ ભાન હુ ત્યારે;
એક તૂહિ તૂહિ મન અલખ ધૂન જગાવે.
મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.
ચોળી અંગે દીક્ષા લીધી,
અંગે અંગ મેળવી દીધી,
તું ભેદ ભૂલાવી અભેદના પાઠ પઢાવે.
મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.
માગું એજ પાયે લાગી,
આળ પંપાળને ત્યાગી;
પ્રભૂ મ્હને ત્હારી એકજ લેહ લગાવે.
મ્હારા દેશની માટી
સ્વર્ણરેણુથી અધીક મ્હને મન ભાવે.

## बिस्मिल्लाहू–बिस्मिल छे.

ધૂમીને આવતી ત્હારી
મદીલી આંખ કાતીલ છે;
કોઇનું સર હથેલીમાં,
કોઇનું હાથમાં દીલ છે,
સનમ ત્હારો કોઇના હીજ્રમાં
ખૂને તમન્ના છે,
કોઇને જાનથી મારે
કોઇની જાન મુશ્કિલ છે.
ફર્યો ઉલ્ફત મહીં તારી
પડ્યો મોટી મુસીબતમાં,
દિલે બેતાબ માશૂકની
દવા મળવીજ મુશ્કિલ છે.
અમે મરતા સુરત પર તાંહરી,
ઓ બેરહમ દીલબર,
ખુદા જાણે અમારાપર
તમારી સખ્તી નાજીલ છે;
કોઇની જાન રવડાવે,
કોઇ ઘાયલ તરફડાવે;
અહા તારી ખરેખર તેગથી
એ તેજ કાતીલ છે.
જીગર તૂટ્યું; સીનો ફાટ્યો,
બદનના આ થયા ટુકડા,
ખરે અલ્લાહની કુદરત
છતાં એ દીલ ગાફીલ છે.
અજબ છે પ્રેમની રીતો,
નથી આગાજ કે અંજામ
અજબ રીતે કહું અંજામ
બીસમીલ્લાહ બીસમીલ છે.

## स्वप्ना.

સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.
હૈયાના હેત તો સંતાવે, સાહેલડી !
આશાની વેલ મ્હારી ઉગી ફળે-ધ્રુવ.

મ્હડયું પૂર મધરાતનું, ગાજે ભર સનકાર,
ચમકે ચપળા આભમાં,
એવી એવી છે પ્રિયતા ચમકારઃ રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝરમર ઝરમર મેહુલો વરસે આછે નીર,
ઉન્હે આંસુ નયનો ભીંજે,
એવાં એવાં ભીંજે મ્હારાં ચીરઃ રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

અંતની ભરી, વનવન ભરી ઘૂમે ગાઢ અન્ધાર !
ઝબકે મંદિ ધુણિ જોગીની,
એવા એવા છે પ્રિયના ઝબકારઃ રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ઝીણી જ્યોતે ઝગમગે પ્રિયનો દીપક લગીર,
પડે પતંગ, મંહી જલે,
એવી એવી આત્માની અધીરઃ રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

ખૂંચે ફૂલની પાંદડી ખૂંચે ચન્દ્રની ધારઃ
સ્નેહીનાં સંભારણાં
એવાં એવાં ખૂંચે દિલ મોઝારઃ રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.

कवि न्हानालाल. एम. ए.

---

## मंगल अभ्यर्थना.

ન મન તથા ધનનિ અભિવૃદ્ધિ થવા નિવાનરો,
દેશી જન સુખિયા બને ઉપાય એવા આદરો;
ની નિડર વન્દે માતરમ્ વદી ગગન ગાન ગજાવજો,
ર ઉદય થાતાં આપને આ સાલ મુબારક હજો.
દેશી મ્હારો દેશ સૌમાં બેશ રોજ વિશેષ છે,
ર પ્રાણથી પણ શ્રેષ્ટ ગુણે તેની કો નવ લેષ છે;
મજી હૃદય નિજ અન્યને પણ એ રીતે સમજાવજો,
વિ ઉદય થાતાં આપને આ સાલ મુબારક હજો.

अमीन पुरसोतम ईश्वरभाई.

## वन पोपटोने.

ઓ પોપટડી, ઘેલી કાં અહીં સ્થિર થઇ બેસી રહી.
દુઃખ દરીએ પડી; આંખ ઉઘાડી જો તુજ કેવી દશા થઇ.

જો દાવાનળ આગે સઘળે,
વન આખું આગ વિષે પ્રજળે,
આગમ જો ઉંચી ઝાળ બળે-
ઓ પોપટડી૦-૧

ક્ષણ મંદ પડી ક્ષણ ઉલ્લસતી,
કો નાની કોઇ પ્રચંડ થતી,
તુજ અંગે લગી પહોંચી વળતી-
ઓ પોપટડી૦-૨

દાઝે તુજ કોમળ પાંખ અરે,
શુભ લીલો વર્ણ વિવર્ણ બને,
મુખ રાતુ શ્યામ બને ધુમ્રે-
ઓ પોપટડી૦-૩

આ મોટા નિવરમાં કોઇ જને,
બચપણથી લાવી મૂકી તને,
રહી આત્મીય ભાવ ધરી તું મને--
ઓ પોપટડી૦-૪

એ તરૂના એકજ પત્ર તણી,
છાંયે તું બેઠી શાંત બની,
દાવાનળને મનમાં ન ગણી-
ઓ પોપટડી૦-૫

તરૂએ ન પૂરો આશ્રય આપે,
તો પણ છોડી ન જતી આપે,
શું તપ મર્યાદ તણું તાપે-
ઓ પોપટડી૦-૬

પણ એમ બળી મરવે શું થશે ?
આથી શું જગમાં શ્રેય થશે ?
તુજ જીવિત ખાખ બળી બનશે-
ઓ પોપટડી૦-૭

અમથી શીદ કાય સીજાવે છે,
તન કોમળ કેમ તપાવે છે,
મુજને પણ ખેદ કરાવે છે-
આ પોપટડી૦-૮
તું ધર્મ ખરો ત્હારો બજવે,
તો પણ એ આમ તને પજવે,
શું કરવું તેજ વિચાર હવે-
આ પોપટડી૦-૯
તુજ પાંખ બળી જાશે જ્યારે,
ઉડી શકશે નહિ તું ત્યારે,
કરવું પહેલાં કર જે ધારે-
આ પોપટડી૦-૧૦
દેવી તુજ પાંખ પસારીને,
લઇ પત્ર અતિ ઊંચે ઉડને,
જઇ બેસ કરી કોઇ શીતવને-
વડોદરા. આ પોપટડી૦-૧૧

## જગજીવન દયાળજી મોદી.

## પ્રેમ વ્યાધી.

ગઝલ.

દર્દથી હયેરાન છું હું,
જખ્મ કારી દિલ મહિં;
આવશે ના તું તબિબ !
મુજ જાન તો રહેશે નહિં.
દિઠો હતો કહે ભાઇ તેં,
કો આજ ઉડતો તર્ક આ ?
પિછ કાળા, તેજ આંખો,
દિલનો ટુકડો ક્હોં મહિં.
થોભાવજે; થોભાવજે,
એ માલ મારો હું ધણી;
ઇશ્કના લહુથી છું રંગીન,
ઇશ્કની મયશ્ક રંગ મહિં.

## મી. હાજી મહમ્મદ અલારખિયા શિવજી.

સિર એડવીન આર્નોલ્ડના અંગ્રેજી ઉપરથી

## શૂરવીર શિરોમણી.

હરિગિત છંદ.

આ નાશવંત શરીરથી ધન સંગ્રહ્યું યુક્તિ કરી,
તે આંખ્ય મિંચાયા પછિ રહેવાનુ છે અહિયાં ઠરી;
એવો વિચાર કરી પરાયા કાર્યમાં તૈયાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૧
ઉદ્યોગ કરવો તે કંઇ નિજ પેટ માટે છે નહી,
કે સંતતિને માટ કે પરિવાર માટે છે નહી;
આ હિંદ પુત્ર તણા ભલા માટે ભલો દિલદાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૨
નિજ દ્રવ્યનો ઊપયોગ ઉદ્યોગે ચઢાવે સર્વને,
રચના રચીને શાન્તીની રચના બતાવે સર્વને;
જેના હૃદયમાં દયાયુક્ત સદૈવ શ્રેષ્ઠ વિચાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૩
જે એક પાઇ ઉધાર માટ પચાસ પાનાં ચીતરે,
કંજુસ પાજી ધન કરે ભેગુ ભલું તે શું કરે;
જે શરીર સુજાણ પુરો સર્વનો હિતકાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૪
જગદિશ્વરે સદબુદ્ધિ જેને આપિ છે કરૂણાકરી,
તે પૂર્વના સંસ્કાર યોગે કાર્ય એસે આચરી;
તેવા ભલા સંસ્કારના યોગે કરી સુખકાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૫
આનંદ પોતે મેળવે આનંદ અર્પે સર્વને,
છળ ભેદ આદિ ખેદને પરિત્યાગ કરતો ગર્વને;
નિજ સ્વચ્છ હૃદયે સર્વપર સમરૂપ પૂરણ પ્યાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૬
ભલે કદિ ધનહીન તદપિ હોય સંત શિરોમણી,
તે સાથ સ્નેહ કરે સદા સંભાળ રાખે તે તણી;
તેવા અનેક સુજાણ જનોના ભલાં માટ તત્પર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૭
આ વર્ણનમાં નર વીર એવા શૂર કંઇક દેખાય છે,
તે ઉદય શુક્ર સમાન ઉદ્યોતે ભર્યા લેખાય છે;
દિલદાર ઉતમ કારમાં ખલિહારને બલિહાર છે,
તે કરે રૂડાં કામ જે ધનવાન પરમ ઉદાર છે.-૮

## निष्ठुर प्रियतमा

### प्रति

### अभ्यर्थना.

(વસંત તિલકા.)

હે પ્યારી તું હૃદય આ રસિકું બિચારું,
કાં કે મળે ન મુજને પ્રિય પ્રાણ તારું,
દેવું ઉચિત ગણુની તુજનું મને ના,
નિષ્કામ તો મમ તણું શિદને ગ્રહે આ? ૧

પાછો વિચાર કરતાં મન એમ ભાસે,
છોને રહે સતત તે તુજ કેરી પાસે;
આ યુગ્મ નેત્ર તુજનાં મહીં ચોર રેજે,
ચોરી કરી ફરીથી લેઇ જશેજ લે એ. ૨

સાથે રહે હૃદય થાય છતાં ન એક,
તો કેમ રે' રસિકડી તું સમીપ તેહ?
કે' પ્રેમ તું હૃદય આમજ ભીન્ન રાખે;
તો સહાનુભૂતિ તુજમાં જન કેમ માને? ૩

છે પ્રેમ આ અતિ રહસ્યજ શુદ્ધ માનો,
ના કોઇની સમજમાં કદિ આવવાનો;
કોકે લહ્યું અતિ નિશ્ચીત ચિત્ત જ્યારે,
શંકા મહીં ડુબી ગયેલજ પૂર્ણ ત્યારે. ૪

ચિંતા અને દુઃખ તને અત્યથી પ્રણામ,
ના દુઃખથી ફરી હવે હું રિબાઉં આમ;
જેવી રીતે હૃદય માહરૂં પાસ ત્હારી,
માનીશ હું તુજ તણું મમ પાસ વ્હાલી.* ૫

रमणीक अ. म्हेता

*John Suckling ના એક કાવ્યપરથી.

## कोकीलने विज्ञाप्ति.

અલિ બોલને કોકિલ જરા બોલ સખી! બોલ
તું તો એને આંબાનો મ્હોર સાદ તારો બોલ—
અલિ બોલને:
રાજ્ય વસંતનું તો જમાવી પ્રફુલ્લીત થયો જો
વાયુ આંબાનો પરાગ લૈ વહી રહ્યો જો
વળી શાંતિનો પ્રવાહ અહિં રેલાઇ રહ્યો જો-
અલિ બોલને:
સમો બોલવાનો ખરે તારે આવ્ય છેજ જો
આશ હૈયે છે હૈયું ખોલી તું બોલ શેજ જો
એથી સ્થાન ખરે રમ્ય તેમ આ થશેજ જો
અલિ બોલને:
થતાં રમ્ય સ્થાન શાંતિએ મમ મન જશેજ જો
અને જાગશે મમ પ્રેમ જે પ્રભુમાં હશેજ જો
પછી હું ને તું ને તેય એકરૂપ થશેજ જો
અલિ બોલને:
પછી રેલશે આનંદ તણો સાગરો જો
તયાં મ્હાલશું ભીનાઇ રંગ રાગમાં જો
માટે બોલ કહું બોલ બોલે બોલને જો
અલિ બોલને:

डाह्याभाई बालकृष्ण बी. ए.

## वैराग्य बोध

નથી કોઇ સુખીયું આ જગમાં,
મિથ્યા મન ઠગમાં-નથી કોઇ.
કોઇ તને દુઃખી, કોઇ ધને દુઃખી,
કોઇ સંતતિમાં-નથી કોઇ.
કોઇ મને દુઃખી, કોઇ વને દુઃખી,
કોઇ દુઃખી ઘરમાં-નથી કોઇ.
હાય વોય શા માટે કરવી,
તન પડશે પલમાં-નથી કોઇ.
શાંત વૃત્તિથી પ્રભુ પદ સુખને,
અનુભવ આ ભવમાં-નથી કોઇ.
હરિ ગુણ ગાઇ પ્રાત સમયમાં
લય લઇ ભિરવીમાં-નથી કોઇ.

जोशी पितांबर नृसिंह भट्ट.

## सविता सप्तसती.

(અન્યોક્તિ અલંકાર)

સાગર સરિતા ગિરિ શિખર, વળિ છે વિપિન વિશાળ;
તુજ માનસ - માનસ વિના, રમે ન ક્યાંહિ મરાલ. ૧

(ઉત્પ્રેક્ષાલંકાર)

તુજ વેણી કાકોદરી, શંકે પ્રિયા સુણુ કાન;
અટકી આનન ચંદ્ર પર કરવા અમૃત પાન. ૨
તનુજા તાતા તાતની, હોય સુખદ સંસાર;
તપન સુતા તાપી તદપિ, તાપ તણી હરનાર. ૩
છે કાપન્હુતિ ભૂષણે, શોભે ગુપ્તા અંગ;
જૂઓ કુસુમ આભરણ ત્યમ, ક્રિયાવિદગ્ધા સંગ. ૪

અન્યોક્તિ અલંકાર.

દવ પ્રગટે ફળ લાલચુ પંખી પળ્યાં તમામ,
રે! તરવર સંકટ સમય, કોઇ ન આવે કામ. ૫

પરિકરાલંકાર

સુરસરિ ત્રિભુવનપાવની; નિજ મસ્તક ધરતાર,
ચંદ્ર મુકુટધર હર થશે, ત્રિવિધ ગર્વ હરનાર, ૬
સુમન શોભતું પણ અધિક, શોભે હોય સુવાસ,
ત્યમ વિદ્યા વખણાય જો, કરિયે વિનય પ્રકાશ. ૭

માલોપમાલંકાર

ખંજન સમ, પંકજ સમજ, મૃગ સમ, મીન સમાન.
યુવતી તુજ લોચન તણા, ધરે એજ ઉપમાન. ૮

**कवि सवितानारायण गणपतिनारायण.**

## ब्रह्मचर्य.

ભૂતકાળ પાછો લાવીને
ભારતજીવન ઝળકાવો,
બ્રહ્મચર્ય વીર ભીમ અને
હનુમાન સમા નર ઉપજાવો.
અધમ દશા ભારતની કરવા
રીવાજ જે પેઠા કાળા,
કાઢીને તે કરી સુધારા
માનું તણું દુધ દીપાવો.
બ્રહ્મચર્ય છે ઓજ વીર્યનું
તેને જે કોઇ અટકાવો,
બાળલગ્ન તે કાળમૂખોપર
સખ્ત ઝાટકા ઝપટાવો,
અવનત ભારત ફરી ઉપડશે
બ્રહ્મચર્યનું બળ લૈને,
બ્રહ્મચર્યના પાઠ ભણાવા
દયાનંદ ભૂપર આવો.

**दीनबंधु.**

## म्हारुं उद्यान.

"અજબ જમાનો નવિન નજરમાં આજ કાસ ફરતો" એ રાગ
ઓ વ્હાલુડી મુજ હિન્દ મ્હને તું અધિક છો જીવ કરતાં
તુજસમીશડી જોડી જડેનહીં અખીલ વિશ્વ ફરતાં—ઓ વ્હાલુડી
અધિક મનોહર વાડી રસાળી તું નંદનવન કરતાં
નવ પલ્લવ તરવર વેલી ફળ ફૂલ રથાં ઝુમતાં—ઓ વ્હાલુડી
વૃંદ રસીલાં બુલબુલ કેરાં અમે મહિં રહેતાં
નવિન નવિન ડાળે નિત ઘૂમી હસી રમી રીઝતાં—ઓ વ્હાલુડી
ઝંખે સ્વર્ગે સુર સુધામય સુમન ફળો ત્હારાં
ફળ ખાઇ રસ મકરંદ ચુસી કલ્લોલ નિત કરતાં—ઓ વ્હાલુડી
નિર્મળ જળ સરવર સરિતાનાં વળી રસભર ઝરણાં
અમૃત રસથી અધિક મીઠડાં અમ કારણ ઝરતાં—ઓ વ્હાલુડી
વિધવિધ વર્ણી ભાગ્યશાળી તુજ નવ અંકુર ફુટતાં
આલ્હાદક છો અનિલ સુગંધિત મધુર શીળો વહતાં—ઓ વ્હાલુડી.
પંખી અમે સહુ હળી મળી રહેતાં કદી નહીં વઢતાં
તુજ પ્રતિમા અમ હૃદય ઉતારી ગુણ તારા ગાતાં—ઓ વ્હાલુડી.
અંધકાર અમ અંતર કેરો તુજ જળ ફળ જમતાં
છેદાઇ ભેદાઇ જતાં અમે રથે તને ભજતાં—ઓ વ્હાલુડી.
એક સ્વરે નભ પંખી ગજાવી આશિષ ઉચરતાં
જય જયકાર થજો તુજ નિર્ભય નિત પ્રફુલ્લિત ખીલતાં—
ઓ વ્હાલુડી.

**निर्भयराम वि. मूळजी पुरोहित.**

## संसार व्यवहारनो सुख दर्शक सरळ मार्ग.

દોહરા

નીર સરોવરમાં ભર્યું નિર્મળ સુખદ અપાર,
નીર અને વળી નૂર છે. પ્રભુ બોલે ચાર.
તુજ ગાગર લઘુ ઉંડ છે, સાગરનો શો દોષ?
ચિંતા નહી લઘુ છે છતાં શાણો કદી ન રોષ.
ઉર્મી આવે સ્નેહની ઇચ્છિત દર્શન થાય,
ઉછળે દેખું દર્પણી નૂર નૂર પ્રકટાય,
ધર્મ મર્મ બહુ સૂક્ષ્મ છે. સાચ કહો કયમ જાય,
ઉપર સુસર જડ જગ બને પરદો કયમ ઉચકાય.
ગિતિ શકિત ચળકાટને ચક્ષુને અંતરાય,
અણુસારો આપું તને દરીઓ લે દરખાય.
નજર લગાડી નેહની નેકી નેકી સદાય,
બિંદુ કરે જન અરજ તારું તારું થાય.
કરમ વધુ શું ઓચરે આખર હરે સલામ,
રજબિલ આલમ એક છે ખૂબ સમજ ઇસલામ.

फरमअली रहीम नानजीआणी. बी. ए.

## "धीरां मधुरां पगलां."

દ્રુતવિલંબિત.

રજની સુન્દર શાન્ત મીઠી હતી,
ધવલ કૌમુદી [illegible]:
જગત સૌ [illegible] નિદ્રિત,
તરણુ એક [illegible] નહિં [illegible].
પડી રહેલા, સ્વપ્નમાં અતિ [illegible],
અનુભવે કંઈ સ્વપ્ન, મનોરમ;
સમય આપ વતાં પગલાં ધીરાં,
મધુર, મૃદુ અને પ્રીતિથી ભર્યાં
સમીપ આવતી પ્રિયતમા તણાં,
અતિ કુતૂહલ, હર્ષથી સાંભળ્યાં?

* * * *

શું નવ, આ પદ મંગલ સાંભળ્યાં?
હૃદય ઉત્સુક ના ધડક્યું કદા?
નહિ કદી ઉર સ્નેહ વડે મળ્યાં?
પ્રીતિ વિનિમય કો દિનના થયા?

* * * *

શ્રવણ ના પડિયાં અભાગીને,
મૃદુલ, આનંદ, નીરવ રાત્રીએ.

दामाभाइ लक्ष्मण, बन्धुसमाज.
મુંબાઈ તા. ૪-૧-૧૯૧૦:

## मातृ-मूर्ति.

મંગળમય મુરત મા, ભારતની ભાવ ભરી
સુખકંદ સુરત શી, રતિ ગર્વ ગંજની,
કાશ્મીર તે કમળ મુખ, માનું વિરાજમાન
હ્રદય પંજાબ બન્યો, ટળી મોય ભ્રાંતની.
જનનીનું ઉદર બન્યું શુરૂં રજપુત સ્થાન
ચરણો દક્ષિણ દેશ, શોભા મનરંજની,
બંગાળ આદિક પુર્વ, પશ્ચિમના દેશ મળી
માતુને અંગ બની, સાડી શુભ રંગની,
સાડીની કોર ગંગા સિંધુ આદિક નદી
હિમાલય કેશ-પાસ, લંક કલી કુસુમની,
કમળ મૃણાલસમ, માતુના ભુજ દંડ
સુખ ગુણ દાયક તેજ, ઉપમા તો ચંદની
[illegible] ચંચલતા ખંજનની
[illegible] ટીલડી કુમ કુમની
[illegible], શુરવીર તું ખામ સદા
[illegible] માતુ ત્રિભુવન પાવની.*

त्रिभुवन गौरीशंकर व्यास.

* ભારતવર્ષમાં હિંદમાતાની છબી જોઇને.

## વિપ્રલબ્ધાનો વિલાપ.



(ગાથા)

ચંદ ગગન ચઢી આવ્યો ન જણાયા તોય જીવણજી જોઇ
વિલપે વનમાં વિરહે વિધુરી[1] રાધા, ધીરજ ખોઇ

(પ્રબંધ.[2])

વહી ગઇ વેળ પણ નાથ નાવ્યા વને;
[3]અલૂણું લાવણ્ય અવ, ન[4] બન્યું બન્યું[5] યૌવને!
કવણને કહેવું? રંડો રહેવું રહ્યું! વ્હાઇ સહીએ મને!
વ્હાઇ સહીએ મને! ત્રાહિ[6]! દહી એ મને!
ધ્રુવપદ.

શૂન્ય વન શ્યામ નિશિ[7] સેવ્યું જે કાજ મેં,
તે મદન મોહન જ તાપન[8] બની તન દહે!
કવણને૦

કરવું શું એહવત્[9] દેહ વહી રહી અહીં?
પ્રબળ વિરહાગ્નિ જીવ જે જાતી નહીં!
કવણને૦

તન અગનથી અચેતન તદન બન્યું સહી;
શરણ અવ પરમ ગણું મરણે મમ મન મહીં.
કવણને૦

અહહ! હરિ વિરહની આ અસહ્ય[10] દૂભણે
દૂણ્યુ જ ભાણું વલય[11] આદિ મણિ, ભૂષણે.
કવણને૦

કળી કમળ કેરી કળી કુમળી તે તો તને
[12]કુસુમશર શર કઠિન તીવડી હણું હણે!
કવણને૦

[13]વિવશ વસું વન તલસે વસસ જલવેતસે;[14]
સ્વામી મુજને ન સંભારતા એ હશે!
કવણને૦

મધુર મધુ[15] રજનિએ હું ટળું આમ ને
સુંદરી સુહાગી[16] સેવે અવર શ્યામને
કવણને૦

[17]હરિચરણ શરણ જયદેવતણી ભારતી[18]
ઉર રમી રમ્ય રમણી[19] શી રહો રતિ[20]!
કવણને૦

ટિપ્પણ.

1 બાવરી.
2 મૂળમાં આ પ્રબંધના માલવ-રાગ અને યતિ તાલ આપેલ છે. એ ચર્ચરી તાળથી બિહાગમાં ગાઈ શકાય છે.
3 સલૂણું નહિ તે, વરવું.
4 નકામું, નિષ્ફળ, ફૂટી પડેલું, ફોગટ.
5 અનેલું ખીલેલું.
6 તોબા
7 અંધારી રાતે.
8 તાપન નામે બાણના પ્રયોજક, અગ્નિની જ્વાળા ઉપજાવનાર.
9 ભારવત ધારણ કરી રહી. વેઠ ઉપાડી.
10 ન ખમી શકાય એવી, અસહ્ય.
11 કંકણ
12 ફૂલનાં બાણવાળો કુસુમશર જે કામદેવ, તેનું એક બાણ જે કમળ પુષ્પ, તે.
13 લાચાર
14 પાણીમાં થનાર નેતરોમાં મંજુલની કુંજમાં,
15 વસંત ઋતુની રાત્રિએ.
16 બીજી.
17 ભગવાનના ચરણારવિંદનો આશ્રય લેનાર,
18 વાણી.
19 સુંદરી.
20 પ્રેમ.

# मंगलमय प्रभात.



આજ સમસ્ત દેશમાં નવી સ્ફૂર્તિ, નવી ચેતના, અને નવી જાગ્રતિનો સંચાર થયો છે. સર્વ દિશામાં નવી શક્તિનો આવિર્ભાવ જણાય છે. કવિ પોતાની ઉત્સાહી લલિત વાણીમાં કવે છે કેઃ—

" જો નયન ઉઘડયું પેલું, તેજસ્વી નવલ પ્રભાતનું,<br>
" જગત ભરતું વ્હાલા, જો તેજ ઉતરે તાતનું;<br>
" નવ વસન્તાનીલના પમરે પરાગ અલૌકીક,<br>
" વિમલ વિભુતી વર્ષે સરનાથ આધિ દૈવિક "

આજ નવા વર્ષનો પ્રારંભ છે અને તેની સાથે અમારૂં ભારતજીવન નવા ઉત્સાહથી, નવી આશા સંચાર કરતું સાતમા વર્ષમાં પ્રવેશે છે. પવિત્ર મહારમાં ઇસુના ૧૯૧૦ ના નવા વર્ષની શરૂઆત છે. નવીન વર્ષનો સંદેશો પણ નવીનજ છે. તે કહે છે કેઃ –શીત ગઇ, વસંત ગઇ, વર્ષા ગઇ, હું તે સર્વને પાછી લાવીશ. " અંધાર પછી પ્રકાશ, પ્રકાશ પછી અંધાર, રાત્રી પછી દિવસ. દિવસ પછી રાત્રી, નિંદ્રા પછી જાગરણ, જાગરણ પછી નિદ્રા, શિતની જડતા પછી વસંતની નવ-સ્ફૂર્તિ, ગ્રીષ્મના રૂદ્રદીસ ભીષણ દૃશ્ય પછી વર્ષાના જલ કલ્લોલ, એ પ્રકૃતિનો નિયમ છે. આજ ભારતની ઘણાં શતકોની નિંદ્રા ગઇ જાગૃતિ જણાય છે. આપણા ઉદ્યોગ તરફ આપણું લક્ષ ખેંચાયું છે. ભૂતકાળમાં થએલી ભૂલો ફરી ન થવા પામે માટે યોગ્ય ઉપાયો અવલમ્બી. સ્વદેશી ઉદ્યોગ, સ્વદેશી વિજ્ઞાન, સાહિત્યની કેળવણી તરફ સર્વનું લક્ષ્ય આકર્ષાયું છે, આમ દરેક દિશામાં પ્રવૃતિ જણાય છે અને આશાજનક ભવિષ્ય સૂચવે છે. ગુજરાતી સાહિત્યમાં પણ આનાં ચિન્હ સ્પષ્ટ જણાય છે. ગુર્જર સાહિત્ય પરિષદ નવિન બળથી કામ કરવા આગળ વધે છે એજ તેની નિશાની છે,

જ્યાં સુધી જાતીય સાહિત્યની ઉન્નતિ નથી ત્યાં સુધી રાષ્ટ્રની ઉન્નતિ થવી ઘણી દૂર છે. રાષ્ટ્રીય ઉન્નતિને માટે ઉન્નતિની પિપાસા જાગૃત થવી. જોઇએ અને આ જાગૃતિ સાહિત્યના વિસ્તાર શિવાય થવાની નથી. ઇતિહાસ જુઓ તો એજ વાતની સાક્ષ પૂરે છે કેઃ— મહાન ઉથલ પાથલ થવાનું કારણ તે સાહિત્યજ હોય છે. મહાત્મા ટોલસ્ટોય પોતાના દેશની અનેક શતકોની નિદ્રા ભંગ, સાહિત્ય વિસ્તારથીજ કરી શકયો, જો વોલતેયર અને રૂસોના લખાણનો પ્રચાર નહોત, જો તેઓએ સાહિત્યના ક્ષેત્રમાં કંઇજ કર્યું નહોત તો ફ્રેન્ચ વિપ્લવ થવાને ઘણી વાર લાગત. ઇટલીના મહાન દેશભકત ઘોષણા કરે છે કે પ્રથમ સાહિત્યની અભિવૃદ્ધી કરો એટલે દેશની ઉન્નતિ થશે. અમે અમારો નમ્ર પ્રયાસ છ વર્ષથી જારી રાખ્યો છે. સાહિત્યાનુરાગી તરફના થોડા સત્કાર સિવાય અમારા પ્રયત્નને પુષ્ટિ નથી. બીજ વાવવા છતાં જો તેને પાણી ન મળે તો બિનો વિકાસ થાય નહિ; તેમજ સાહિત્ય સેવકોને જોઇતી મદદ ન મળે તો આ દિશામાં વધારે સારૂં કામ કયાંથી બતાવી શકાય ? આપણું સાહિત્ય કેટલું થોડું અભિવૃદ્ધિ પામેલું છે ? કયાં છે બંગાળી જેવા પત્રો ? કયાં છે ઉર્દુ જેવાં માસિકો ? કયાં છે ટૃથ, રીવ્યુઝ ઓફ રીવ્યુ જેવા સમાલોચક માસિકો ? કયાં છે લા રેવ્યુ, અને રેવ્યુ દે મોંદે જેવા જગત વિખ્યાત માસિકો ? આ સર્વ ગુજરાતી વાંચકોની બેદરકારીનું પરિણામ છે. માટે જ્યાં સુધી સાહિત્યનો ઉત્કર્ષ થશે નહિ ત્યાં સુધી આપણા સર્વ પ્રયત્ન અરણ્ય રૂદન સમાન છે. જો સાહિત્યના ઉપાસકોને મદદ કરવામાં ન આવે તો તેઓપણ કંઇ કરી શકતા નથી. જેમ બીને પાણી સીંચવાની આવશ્યકતા છે તેમ સાહિત્યને મદદ રૂપી જળની આવશ્યકતા છે. આજ ભારત જીવન શુદ્ર શિશુવય અતિક્રમ કરીસાતમા વર્ષમાંપ્રવેશ

કરે છે. મનુષ્ય જેમ લઘુ વયમાંથી યુવાન વય તરફ આવતો જાય છે તેમ તેની ઉપયુક્તતા વધે છે. ભારતજીવન પણ તેની આવતી યુવાના પ્રારંભે વિશેષ પ્રયત્નો ગુર્જર સાહિત્યની સેવા કરવાની અભિલાષા રાખે છે. કર્તવ્ય કરવું એ અમારૂં કામ છે. અમને ફળની આકાક્ષાં નથી.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

સાહિત્યની આમ ઉન્નતિની સાથે પ્રજાની માનસિક ઉન્નતિ, રાજકીય ઉન્નતિ થશે. માટે સઘળાઃ—

Let us aid it all we can,
Every woman every man,
Smallest helps if rightly given,
Make the impulse stronger.

अस्तु ! अस्तु !!

આભારઃ—આજનો અંક પ્રકટ કરવાનો ઉત્સાહ થયા પછી તેને લગતી તૈયારીઓ માત્ર અમારે પંદર દિવસમાં કરવી પડી. લેખકોને લેખ માટે માંગણી કરવી અને છબીઓ ભેગી કરવી, અને તે બધાની વ્યવસ્થા કરવી, એ કામ કેટલું મુશ્કેલ છે તેનો જેને અનુભવ છે તેજ જાણે છે. આજના અંકની વ્યવસ્થા કરવામાં અમને અમારા સ્નેહિ મિત્રો શ્રીયુત હરિહર પુરૂષોતમ સેવક અને શ્રીયુત રમણિકરાય અમૃતરાય મેહેતા, એઓએ ઘણી મદદ કરી છે, તેમનો જેટલો આભાર માનવામાં આવે તેટલો થોડો કહેવાશે. એ ઉપરાંત બીજા જે જે સાક્ષર-અને વિદ્વાન-લેખકોએ લેખો અને કવિતાઓ મોકલી સાહિત્ય-વાટિકામાંઅનેક સૌગંધિત પુષ્પો ગોઠવ્યાં છે તેમનો પણ આભાર થયો છે. અને અમને આશા છે, કે તે વિદ્વાનો પોતાના અમૂલ્ય જ્ઞાનનો લાભ વારંવાર ગુજરાતી પ્રજાને આપતા રહેશે. આ વખતે અમારે કેટલાક વાંચવા લાયક લેખો અને કવિતાઓ ઉપરાંત છબીઓ-આવતા અંક માટે-મુલતવી રાખવાં પડયાં છે જે માટે અમે દિલગીર છીએ.

ચિત્ર પરિચયઃ—

આજના અંકમાં જુદીજુદી છબીઓ પ્રકટ કરવામાં આવી છે. તે છબીઓને લગતું વૃતાન્ત આ અંકમાં આપતાં, વખત અને માસિકનું કદ વધી જવાને લીધેજ અમે તે કામ મુલતવી રાખ્યું છે, એ વૃત્તાન્તો આવતા અંકથી પ્રકટ થશે. એ વૃત્તાન્તો આજના અંકમાંજ પ્રકટ થયાં હોત તો અમે તેમજ વાંચક વર્ગ ઘણો ખુશી થાત પરંતુ વખત વધુ થઇ જવાને લીધેજ અમારે લાચારીએ મુલતવી રાખવા પડયાં છે. આશા છે કે વાંચક બંધુઓ તે માટે ક્ષમા કરશે. આજનો અંક ગુજરાતી ભાષામાં આદર પામશે અને વાંચક વર્ગ તરફથી પુરતું ઉત્તેજન મળશે તો હવે પછી-આ વર્ષમાંજ-બીજા એવાજ મ્હોટા અંકો પ્રકટ કરી ગુજરાતી પ્રજાને; સાહિત્ય, સંસાર, ધર્મ અને ઇતિહાસનાં નવાં તત્વોનો નવો સ્વાદ ચખાડવામાં આવશે. "ભારતજીવન" ના છ વર્ષમાં અમે જે કાંઇ સેવા બજાવી છે તે માટે અમારે કહેવું તે આત્મશ્લાઘા કહેવાય પરંતુ એટલું કહ્યા વગર ચાલતું નથી કે તેને ગુજરાતી પ્રજાએ હર્ષ અને ઉત્સાહથી વધાવી લીધું છે. પરંતુ હજુ ભારતજીવન ઘેરઘેર વંચાય અને તેનો લાભ દરેક સ્ત્રી પુરૂષો લે તો તેથી પ્રજાની ઉન્નતિમાં કાંઇ વિશેષ વધારો થશે. પ્રજાની ઉન્નતિ થશે, પોતાનું મનોબળ જાણશે અને આત્મા ઉપર શ્રધ્ધા રાખતાં શીખશે; વળી દરેક મનુષ્ય નવાં નવા હુન્નરો શીખશે અને તેને ઉત્તેજન આપશે, તોજ આપણા દેશનો ઉદય થશે. ભારત વર્ષ સર્વ શ્રેષ્ઠ થશે, અને દેશમાં વ્યાપી રહેલો અસંતોષ પણ દુર થશે. મ્હોડાના તડાકાથી કે ખુનામરકી જેવાં દુષ્ટ કામો કરવાથી કાંઇ વળવાનું નથી. ઉદ્યોગે લાગો, વખતનો સદ્‌ઉપયોગ કરો, તોજ આ દેશ ધનવાન થશે-ઉન્નતિના શીખર ઉપર ચ્હડશે. પરમાત્મા અમારી એ આશા અને ઇચ્છા સફળ કરો એજ અમારી માંગણી છે. વ્યવસ્થાપક.

# માતૃ પૂજા.

તૂંને
કાષ્ટમાં પૂજ્યો,
પહાણુમાં પૂજ્યો,
જ્યો વૃક્ષને પાન,
હે સચરાચરવ્યાપી,-
આજે માતૃભૂમિ ભાવે પૂજું માની લેજે ભાવના.

ભગવાનનાં અનંત ઐશ્વર્યને આજ દિવસ સૂધી આર્યો ભિન્નભિન્ન ભાવે—ભિન્નભિન્ન સ્વરૂપે પૂજતા આવ્યા છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રીપુટી તેનીજ પ્રતિમા છે. તે તે સ્વરૂપે પરમાત્માની ઉત્પતિ, સ્થીતિ અને સંહારકારિણી શક્તિનું તેઓ પૂજન કરે છે; પરમાત્માનું જ્ઞાનૈશ્વર્ય સરસ્વતી રૂપે અને ધનૈશ્વર્ય કમલા સ્વરૂપે તેઓની પૂજાના આદર્શરૂપ થઇ પડ્યું છે. સૂર્ય અને અગ્નિમાં તેજ પરમજ્યોતિની જ્યોતિનાં દર્શન કરી તથા ગંગા યમૂનામાં તે કરૂણામય ભગવાનની કરૂણાને પ્રત્યક્ષ કરી તેઓ તેનું પૂજન કરે છે. પવિત્ર તુલસી કયારામાં, પત્થરમાં, કાષ્ટમાં, ઘટમાં, પટમાં, જળમાં, સ્થળમાં તે સચરાચરને વ્યાપેલા જાણી તે અનંત ભગવાનની તેઓ તે જૂદી જૂદી મૂર્તિના આકારથી આરાધના કરે છે. તેજ ઉદ્દેશથી અભ્રભેદી હીમાચલ અને નાનકડો જેવો ગોવર્ધન, મહાકાય અશ્વથ્થ અને ક્ષુદ્ર તુલસી આર્યાવર્તમાં પૂજાપાત્ર થયાં છે.

ભારત સંતાનોએ કેટલાં કેટલાં ભિન્નભિન્ન સ્વરુપોથી તેની પૂજા કરી છે તેની સંખ્યા નથી. નન્દ યશોદાએ પુત્રભાવે-વાત્સલ્ય સ્નેહે પૂજા કરી છે, દેવી રૂકિમણીએ પતિભાવે પૂજા કરી છે, વીર અર્જુને મિત્ર ભાવે પૂજા કરી છે, શ્રીમદ્ શંકરાચાર્યે આત્મ ભાવે પૂજા કરી છે અને વૃંદાવનની ઘેલી ગોપીઓએ પ્રાણેશ્વર ભાવે પૂજા કરી છે, તો પ્રશ્ન એજ છે કેઃ- તેઓએ શું તેની માતૃભાવે-જનની જન્મભૂમિને ભાવે પૂજા કરી નથી?

**માતૃ દેવો ભવ.** અન્નપૂર્ણા એ તેનુંજ સ્વરુપ છે. માતૃસ્તનની સાથે જેનાં જળ અને ફળથી આપણો પિંડ બંધાયો છે. જનની પ્રમાણે જેણે આપણને પોતાનાં હૃદય ઉપર ધારણ કર્યા છે. અને અંતે પણ જે પોતાના હૃદયમાં છૂપાવી આપણને હમેશાની વિશ્રાંતિ આપે છે તે આ અન્નપૂર્ણા; જનની જન્મભૂમિ— ભારતજનની માટેજ વેદ પુકારે છે કેઃ-

**माता भूमिःपुत्रोऽहं पृथिव्याः**
अथर्व. १२-१.

ભૂમિ હમારી મા અને હમે તેના પુત્ર (પુ×ત્ર= દુઃખથી તારવાવાળા) છીએ. અને તેથીજ વેદ પૂકારે છે કે **માતૃદેવો ભવ** તેની પૂજા એજ ખરી નારાયણ પૂજા છે. તેથીજ મહામૂનિ હારીતઃ-

क्षयैः रकारः संमोक्तो नकारस्तं निषिध्याति ।
तस्मातु नर इत्यत्र नित्यत्वे नोच्यते जनः ॥
नारा इति समुहत्वे वाहुलय त्वाज्जन्नस्यच ।
तेषामयनमावास तेन नारायणः स्मृतः ॥

વધ્ધહારીત સ્મૃતિ. અ. ૩.

"નર એ શબ્દમાં રકાર એ ક્ષય એવો અર્થ દાખવે છે, અને નકાર તેનો નિષેધ કરે છે અર્થાત્ નર એટલે મનુષ્ય છે. નારા એ મનુષ્યોના સમુહનું નામ છે. અને તે નારા અર્થાત્ મનુષ્યના સમુહોનો આવાસ તેનુંજ નામ નારાયણ એમ સમજવું" કહી તેનું સ્મરણ કરે છે અને વેદ આ મહામંત્રોથી-

नमो मात्रे पृथिव्यै
नमो मात्रे पृथिव्यै ॥

યજુર્વેદ. ૯-૧૨.

"માતૃભૂમિને નમસ્કાર હો, માતૃભૂમિને નમસ્કાર હો" આવી રીતે પૂજ્ય બુધ્ધિથી તેની ઉપાસના કરે છે.

જે ભૂલી જવાથીજ આજે આપણે પડતી સ્થીતિને પામ્યા છીએ. વેદ પોકારી પોકારીને કહે છે કેઃ—

उपसर्पस मातरं भूमि एताम्
उरुव्यचसं पृथिव्यं सुशेवाम ॥

"આ સર્વ વ્યાપારને સહાય્યભૂત થનારી સંસેવ્ય માતૃભૂમિની ઉપાસના કરો," તે વેદ આજ્ઞાને માન આપી આવો આપણે તેઃ-

હીમાચલ જેના માથાનો મુકુટ છે, પવિત્ર સલિલા ગંગા જેના કંઠનો હાર છે. ઘનશ્યામ તરુરાજી જેના સુંદર વસ્ત્રો છે, મહ સમુદ્ર જેના લાક્ષારાગ રંજિત ચરણ યુગલનું પ્રાક્ષાલન કરતો વિશ્રામ લીધા વિના કલકલ શબ્દોએ જેની વંદના કરે છે, નવપ્રસ્ફુટિત પુષ્પરાજ પુષ્પમાળારુપે જેના કંઠમાં વિરાજે છે અને નવોદિત અરુણ કિરણોથી જેનું પવિત્ર મુખમંડલ ઉદભાસિત થઇ રહ્યું છે; તે ભુવન મનમોહિની, જનની જન્મભૂમિ ભારત જનનીની સ્તુતિ કરીએ કેઃ-

त्वज्जातास्त्वयि चरन्ति मर्त्यास्त्वं बिभर्षि द्विपदस्त्वंचतुष्पदः॥तवेमे पृथिवि पंच मानवा येभ्यो ज्योतिरमृतं मर्त्येभ्य उद्यन सूर्यो रश्मिभिरातनोत्ति ॥ અથર્વ. ૧૨-૧૫.

હે માતૃભુમિ, અમે કે જે ત્હારાથી ઉત્પન્ન થયા છીએ, અને ત્હારેજ આધારે સર્વ વ્યવહારો કરીએ છીએ જે સર્વ પશુ, પક્ષી, મનુષ્ય અને ઇતર પ્રાણીનું તું પોષણ કરે છે અને જેનાં જીવનને માટે આ દેદીપ્યમાન સૂર્ય પોતાનાં અમૃતમય કિર્ણોને ચારે તરફ પ્રસરાવે છે તે હમે વિદ્વાન, શૂર, વ્યાપારી, નોકર અને સામાન્ય લોક એવાં પાંચ પ્રકારનાં લોકો ત્હારીજ સેવા કરવાની ઈચ્છા કરીએ છીએ.

वन्देमातरम्.

हरिहर पुरुषोत्तम सेवक.

## શીયળ પ્રતાપ.



પતિવૃત આપજો પ્રભુ અમનેરે,
કર જોડી વિનવીયે તમને-પતિ.
જેથી જગમાં અતિ જશ જામેરે,
ઓળખાઇએ સતીયોને નામેરે;
કીર્ત્તિ કીરણો ખીલે ગામો ગામે-પતિવ્ર
ભારત ભૂમિમાં થઇ ઘણી સતીયોરે,
જેનાં તનમન ને સારી મતિયોરે;
પામી પતિ ચરણે સારી ગતિયો-પતિવ્ર
લોપા, મુદ્રા, સાવિત્રી ને સીતારે,
એવી સોહે સુકન્યા લલિતારે,
તારા-દમયંતિની ગુણ ગીતા-પતિવ્ર
માતા કુંન્તી, લીલાવતી બાળીરે,
ગાર્ગી, મૈત્રેયી, બહુ ભાગ્યશાળીરે,
સતી દ્રૌપદી, આનંદી બાળી-પતિવ્ર
ચંદ્રપ્રભા, કૌશલ્યા, સુમિત્રારે,
દેવહુતી, ગાન્ધારી વિચિત્રારે,
સતી શર્મિષ્ઠા પરમ પવિત્રા-પતિવ્ર
સાતે સતીયોનાં નામ જે ગણશેરે,
નિત્ય ભાવ થકી ત્હેને ભણશેરે,
દુઃખ શોક ભવે ભવ હણશે-પતિવ્ર
પતિ ભકિતમાં મન જેનું ભળશેરે,
સુખ સ્વર્ગ સંસારમાં મળશેરે,
તાપ ત્રિવિધ તણા ત્હેના ટળશે-પતિવ્ર
પ્રભુ, નમ્રતા સદ્‌વિદ્યા આપોરે,
સારા નીતિ વિચારોને સ્થાપોરે,
પાપ તાપ શીઘ્ર ગણી કાપો-પતિવ્ર
એવું ઇશ ચરણે નિત્ય માગુરે,
ઉઠી પહેલાં પતિ પદ લાગુરે,
મણિ મોહ મમત મન ત્યાગુ-પતિવ્ર

સૌ. મણીબાઈ મ્હેતા.




श्री कैवल्यधाम निवासी स्वामी कृष्णानंद सरस्वति.
( श्री क्षेत्र काशी. )





सद्गत् महात्मा श्री ब्रह्मानंदजी महाराज.
श्री गंगनाथवाळा.



वयोवृद्ध कवि सवितानारायण गणपतिनारायण





वयोवृद्ध कवि धीरजराम नरभेराम पूराणी–भरूच.
( ઉર્ફે ધીરજ કાકા )

# अशोकनो गीरनार ऊपरनो लेख.*

## આદેશ ૧ લો.

### જીવ હિંસા ન કરવા વિશે.

આ ધાર્મિક આજ્ઞા દેવોને પ્રિય, પ્રિયદર્શી રાજાએ લખાવી છે. આ પૃથ્વી પર કોઈ પણ માણસે કોઈ પણ જીવની હિંસા યજ્ઞને સારૂ પણ હિંસા કરવી નહિ, અને મદ્યમાંસ મિશ્રિત સમાજ (મીજબાની) પણ કરવી નહિ; કારણ કે આવી સમાજમાં ઘણો દોષ (પાપ) છે એમ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાને લાગે છે. તો પણ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાના પિતૃઓએ કરેલા કેટલા સમાજ તે પોતે સાધુ (સારા) ગણે છે. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાના રસોડામાં (આ ધાર્મિક આજ્ઞા લખાવતાં) પહેલાં ભોજન માટે દરરોજ લાખો જીવો મારવામાં આવતા; પરંતુ આ ધાર્મિક આજ્ઞા પ્રસિદ્ધ થઈ ત્યારે રસોઇને માટે બે મોર અને એક મૃગ એમ ફક્ત ત્રણજ પ્રાણીઓને મારવામાં આવે છે. તેમાં પણ મૃગને મારવુંજ એવું ખાસ નથી. તેમજ એ ત્રણે પ્રાણીઓને પણ હવેથી મારવામાં આવશે નહિ.

## શાસન ૨ જું.

### માણસો અને જનાવરો માટે આરામની ગોઠવણ.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાના બધાં રાજ્યમાં તેમજ પડોશી રાજ્યો, જેવાં કે ચોક્ષ (ચોળ) પાંડ્ય, સત્યપુત્ર, કેરલપુત્ર તામ્રપર્ણી (સિંહલદ્વીપ) પર્યંત તથા યવન રાજા અંતિયક (એન્ટીઓકસ) રાજાના રાજ્યમાં અને તેના સમીપવર્તી (આસપાસના) રાજાઓનાં રાજ્યોમાં પણ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ, માણસોની અને પશુઓની ચિકિત્સાને માટે બે આજ્ઞાઓ કરી છે. મનુષ્યોના અને પશુઓના ઉપયોગની જે જે ઔષધી (વનસ્પતિ) જ્યાં જ્યાં થતી (કે મળતી) નથી તે સઘળે ઠેકાણે તેને મોકલી છે અને વવરાવી છે. કંદ અને ફળ (વાળાં વૃક્ષ) જ્યાં જ્યાં ન હતાં તે સઘળે ઠેકાણે તે મોકલ્યાં છે. અને વવરાવ્યાં છે. પશુઓ અને મનુષ્યોના ઉપભોગ (સુખ)ને માટે રસ્તામાં કુવા ખોદાવ્યા છે અને ઝાડ વવરાવ્યાં છે.

## શાસન ૩ જું.

### ધર્મનો પ્રસાર કરવા વિષે અધિકારીઓને આજ્ઞા.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એમ કહે છે કે,—મને અભિષિક્ત થયાંને બાર વર્ષ થયાં ત્યારે મેં એવી આજ્ઞા કરીકે મારા રાજ્યમાં યુક્ત, રજ્જુક અને પ્રાદેશિકોને બીજાં રાજકીય કામોની પેઠે આ ધર્મિક આજ્ઞાનો અમલ થવા દર પાંચ પાંચ વર્ષે આ પ્રમાણે હુકમ કરવો:—"માબાપની સેવા કરવી એ ઉત્તમ છે; જ્ઞાતિનાં માણસોનુ રક્ષણ કરવું અને બ્રાહ્મણ તથા શ્રમણોને દાન આપવું એ સારૂં છે; જીવહિંસા ન કરવી, બીકણ તથા ઉડાઉ ન થવું એ સારૂં છે; સાધુઓનો સંઘ ઉપાસકોને આ ઉપદેશના હેતુ અને વ્યંજના સમજાવશે."

## આદેશ ૪ થો.

### ધર્માનુશાસન.

સેંકડો વરસોથી પ્રાણી પીડા, જીવહિંસા સંબંધીઓ (જ્ઞાતિજનો)નો અનાદર અને બ્રાહ્મણ

* આ લેખ અમને રા: રા: જીવનલાલ અમરસી મહેતા તરફથી મૂળ સંસ્કૃત અને સંસ્કૃત ભાષાંતર સાથે મળ્યો છે. પરંતુ સ્થળાભાવથી અત્રે ગુજરાતી ભાષાન્તરજ પ્રકટ કર્યું છે. તંત્રી.

તથા શ્રમણોનો અનાદર વધતોજ ગયો છે. પરંતુ હવે દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાના ધર્માચરણથી ભેરીઘોષને બદલે ધર્મઘોષ થઇ રહ્યો છે. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ સેંકડો વરસોથી ન જોએલાં એવાં વિમાન બતાવીને, હાથી બતાવીને, અગ્નિ સ્કંધ (રોશની) અને એવાં બીજાં દિવ્યરૂપો લોકોને બતાવીને, જીવહિંસા અને પ્રાણીપીડા ન કરવાનો, જ્ઞાતિજનો તથા બ્રાહ્મણ અને શ્રમણોનો આદર કરવાનો, માતાપિતાની અને સ્થવીરો (વડીલો)ની સેવા કરવાનો આચાર ધર્માનુશાસન વડે વધાર્યો છે. આ અને બીજાં અનેક પ્રકારનાં ધર્માચરણની વૃધ્ધિ થઇ છે. આવી રીતે અને બીજી રીતે દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા આ ધર્માચરણની વૃદ્ધિ કરતો રહેશે; અને દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર આ ધર્માચરણની વૃધ્ધિ કલ્પના અંત સુધી કરશે. અશીલ માણસનાં ધર્માનુશાસન ધર્માચરણ થતાં નથી; શીલ માણસોજ ધર્માનુશાસન કરે છે; કેમકે તે શ્રેષ્ઠ કર્મ છે. આ વિષયની વૃદ્ધિ કરવી અને ક્ષતિ ન થવા દેવી એ ઉત્તમ છે. આ બાબતની વૃધ્ધિ થાય અને ક્ષતિ ન થાય એવા હેતુથી આ (ધાર્મિક આજ્ઞા) લખાવી છે. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ (પોતાને) રાજ્યાભિષેક થયે બાર વર્ષ થયાં ત્યારે આ (આજ્ઞા) લખાવી છે.



## આદેશ ૫ મો.

### ધર્માધિકારીની નીમણુક.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એમ કહે છે કે,–કલ્યાણ કરવું એ દુષ્કર (કઠણ) છે. જે જે કલ્યાણ કરે છે તે તે ઘણું દુષ્કર કામ કરે છે. મેં ઘણું કલ્યાણ કર્યું છે, અને મારા પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર અને તેમની પછી મારા વંશજ જે હોય તે કલ્પના અંત સુધી તેને અનુસરશે તો સુકૃત કરશે. મારી આ આજ્ઞા પ્રમાણે જે નહિ વર્તે તે મોટું દુષ્કૃત (પાપ)કરશે: કારણ પાપ કરવું એ સુલભ છે. ઘણાં વર્ષોથી ધર્મ મહામાત્રા (ધર્મ મહામાત્ય ? એ હોદ્દાના અમલદાર.) નહોતા. (મને) અભિષિકત થયે તેર વર્ષ થયાં પછી મેં ધર્મ મહામાત્રા કર્યા (નીમ્યા) સર્વ (પાખંડી) મતાવલંબીઓમાં ધર્મ ભાવના ઉત્પન્ન થાય * * * યવન, કાંબોજ, ગાંધાર, રાષ્ટ્રિક, પેતેનિક અને મારા ભકત હોય કે ન હોય એવા મારી પડોસના બીજા દેશોમાં પણ ધર્મની વૃદ્ધિ માટે ધર્મ મહામાત્રાની યોજના કરી છે. નોકર ચાકર, બ્રાહ્મણ, અનાથ અને વૃદ્ધ વગેરે જનોના સુખને સારૂ, તેમની ઉપાધી મટાડવાને માટે, તથા બંધન અને વધને અટકાવવાને, અને સંતતીવાળા, આપદગ્રસ્ત તથા વૃદ્ધોને બંધનથી છોડાવવાને આ ધર્મ મહામાત્રાની યોજના કરી છે. તે રાજયના અધિકારીઓમાં, વડીલોમાં, પાટલી પુત્રમાં તેમજ બીજાં શહેરોમાં, ફરે છે. * * * * * બીજા જ્ઞાતિજનો સર્વત્ર ફરે છે. જે ધર્મ દાખલ કર્યો છે તે ઘણોજ * * * * ધર્મ મહામાત્રા. આ હેતુથી આ આજ્ઞા લખાવવામાં આવી છે.



## આદેશ છઠ્ઠો.

### પ્રજાહિત માટેની કાળજી.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એમ કહે છે કે,—ઘણો વખત થયાં પ્રજાહિતનું કામ કરવાની અને લોકોની ફરીઆદો (અરજીઓ) સાંભળવાની વ્યવસ્થા નહોતી. એટલા માટે મેં એમ ઠરાવ્યું છે કે, જયારથી હું રાજ્ય કરૂં છું ત્યારથી અન્તઃપુરમાં, દેવસ્થાનમાં, બાગ બગીચામાં અને એવાં બીજાં સર્વ સ્થળોમાં લોકોની ફરીઆદો સાંભળવાને અધિકારીઓ નીમ્યા છે. તે એટલા માટે કે તેઓ મારી પ્રજાની જરૂરીઆતો જાણે અને મને વખતો વખત

નિવેદન કરે. હું પ્રજાના હિતને માટેજ સર્વત્ર કામ કરૂં છું. હું મોઢે જે કાંઈ આજ્ઞા કરૂં છું * * * અથવા જે કાંઇ કામ ધર્મ મહામાત્રાને સુપ્રત કરૂં છું તેનું હું હમેશાં ચિત્વન કરૂં છું. હરવખને અને સર્વ સ્થળે આવી આજ્ઞા મેં કરી છે કારણ મને દુનિયદારીનાં કામ કરવાથી સંતોષ થતો નથી. (કેમકે) સર્વ લોકોનું હિત કરવું એજ મારૂં (મુખ્ય) કર્તવ્ય એમ હું સમજું છું અને તે કરવા માટે પ્રયત્ન તથા કામોના નીકાલની વ્યવસ્થા પ્રથમ કરવી જોઇએ. લોકોના હિતથી બીજું (અધિક) કોઇપણ કામ નથી. હું જે કાંઇ પ્રયત્ન કરૂં છું તે પ્રાણીઓના ઋણથી મુકત થવા સારૂ કરૂં છું. આ લોકમાં તેમને સુખી કરવાં અને પરલોકમાં સુગતિ થાય એટલા માટે હું પ્રયત્ન કરૂં છું. આ ધર્મ લિપિ એવા ઉદ્દેશથી લખાવી છે કે એ ચિર સ્થાયી થાય; અને મારા પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર, સર્વ લોકોના હિતને માટે (તેનું) અનુવર્તન કરે. પુર્ણ પ્રયત્ન વિના એ થવું ઘણું મુશ્કેલ છે,



## આદેશ ૭ મો.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા ઇચ્છે છે કે, સર્વ (પાંખડી) મતાવલંબીઓ સર્વત્ર મળીને રહે; અને તેમનામાં સંયમ અને ભાવ શુધ્ધિ (વિચાર-આત્મા-ની પવિત્રતા) રહે: પરંતુ લોકોની આકાંક્ષા અને રૂચિ ભિન્ન ભિન્ન હોય છે. (એ માટે) તેઓ (પોતાની માન્યતા પ્રમાણે) સંપૂર્ણ અથવા થોડે ઘણે અંશે પાલન કરશે. તો પણ જે બહુ દાન કરી શકતો નથી (એને માટે) સંયમ, ભાવશુધ્ધિ, કૃતજ્ઞતા અને દ્રઢભકિત એ નિત્ય ઉત્તમ છે.



## આદેશ ૮ મો.

### ધર્મયાત્રા.

ઘણા સમયથી રાજાઓ વિહાર કરવા નીકળતા અને ત્યાં મૃગયા તેમજ એવાજ અન્ય વિનોદ થતાં, પરંતુ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાને (પોતાને) અભિષેક થયાને ૧૦ વર્ષ થયાં ત્યારે એ શુધ્ધ જ્ઞાનની પ્રાપ્તિ થઇ તેથી ધર્મયાત્રા (કરવાની પ્રવૃત્તિ) થઇ. આ (ધર્મયાત્રા)માં બ્રાહ્મણ તથા શ્રમણોનાં દર્શન થાય છે, અને તેમને દાન દેવાય છે. સ્થવિરો (વડીલો) નાં દર્શન, સુવર્ણદાન, જુદાજુદા દેશ તથા લોકોનાં દર્શન, ધર્મોપદેશ અને ધર્મ સંબંધી સંશોધન થાય છે. આ જ્ઞાન થયું, ત્યારથી દેવોને પ્રિય પ્રીયદર્શી રાજાની પ્રીતિ (વિહાર યાત્રાથી) અન્ય તરફ (અર્થાત્ ધર્મયાત્રામાં) વધારે રહે છે.

---

## આદેશ ૯ મો.

### ધર્મ મંગળ.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એમ કહે છે કે, લોકો વ્યાધિ વખતે, સગાઇ અને લગ્ન વખતે, પુત્ર જન્મ વખતે, પ્રવાસ વખતે તેમજ (તેવાં) અન્ય પ્રસંગોએ અનેક પ્રકારનાં માંગલિક કાર્ય કરે છે. એ સત્ય છેકે એવાં અનેક પ્રકારનાં ક્ષુદ્ર અને નિર્થક માંગલિક કાર્ય ઘણા લોકો કરે છે. માંગલિક કાર્ય તો કરવાંજ જોઇએ પરંતુ એ રીતનાં માંગલિક કાર્ય અલ્પ ફળ આ[illegible] છે. જે ધર્મ મંગળ છે તે મોટા ફળની પ્રાપ્તિ કરાવનાર છે. સેવકો અને તાબેદારોની સાથે સારી રીતે વર્તવું ગુરૂનું સન્માન કરવું, એ શ્રેષ્ઠ છે. પ્રાણીઓપર દય (સંયમ) રાખવી સારી છે. અને બ્રાહ્મણ તથા શ્રમણો ને દાન આપવું એ સારૂં છે. આ અને આવ રીતનાં બીજાં કાર્યો તેજ 'ધર્મમંગળ' કહેવાય છે. પિતા, પુત્ર, ભાઇ કે સ્વામીએ ઉપદેશ કરવો જોઇએ કે આ સારૂં છે. જ્યાં સુધી ઇચ્છિત અર્થની સિદ્ધિ થાય ત્યાં સુધી આ ધર્મમંગળ કરવું જોઇએ. સારૂં દાન વિષે હમેંણાં કહ્યું કે એના જેવું (બીજું કોઇ) દાન અથવા અનુગ્રહ નથી. તેમજ ધર્મદાન અને ધર્માનુગ્રહ જેવું કોઇ દાન અને અનુગ્રહ પણ

માટે મિત્ર, સોબતી, સગાં અને સહાયકોએ આ વિષે હમેશાં ઉપદેશ કરતા રહેવું એ તેમનું કર્તવ્ય છે. અને દરેક માણસને દરેક પ્રસંગે 'આ કરવું એ તારી ફરજ છે, આ યોગ્ય છે' એવો ઉપદેશ કરી તેના મનમાં તે ઠસાવવું જોઈએ. સ્વર્ગની પ્રાપ્તિ માટે આ અને (આના જેવાં) બીજાં કર્તવ્યો સર્વેએ કરવાં જોઇએ.



## આદેશ ૧૦ મો.

### સાચો યશ.

વર્તમાન સમયે અને દીર્ધકાળ પર્યંત (ભવિષ્યે પણ) (પોતાની) પ્રજા ધર્મ સેવન અને ધર્માચરણ કર્યાં કરે એ સિવાય યશ અને કીર્તિ અધિક લાભદાયી નીવડે એવું દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા માનતો નથી. ફક્ત એ (ધર્મ શુશ્રુષા અને ધર્મવૃત્ત) માટેજ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા યશ અને કીર્તિ ઇચ્છે છે. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા જે પ્રયત્ન કરે છે તે બધો પરલોક માટેજ છે, કે જેથી તે તદન નિષ્કલંક (પાપ રહિત) થાય. કલંક એ પાપ સિવાય બીજું કાંઇ નથી. મહાન્ શ્રમ અને સ્વાર્થ ત્યાગ વગર ચઢતા દરજ્જાના તેમજ સાધારણ માણસને માટે આ બહુ મુશ્કેલ છે. તેમાં પણ ચઢતા દરજ્જાના માણસને તો આ ખરેખર ઘણુંજ મુશ્કેલ છે.

## આદેશ ૧૧ મો.

### ધર્મદાન.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એમ કહે છે કે, ધર્મદાન, ધર્મ પરિચય, ધાર્મિક ઉદારતા અને ધર્મ સાથેનો સંબંધ એના જેવું (કોઇ) દાન નથી. આમાં સેવકો અને તાબેદારો સાથે સારી રીતે વર્તવું તેનો, માતા પિતાની સેવા સારી રીતે કરવી તેનો, મિત્રો, ઓળખાણવાળા માણસો, સંબંધીઓ અને બ્રાહ્મણ શ્રમણ પ્રત્યે ઉદારતા રાખવી તેનો, તેમજ પ્રાણીઓ પ્રત્યે દયા ભાવ રાખવાનો સમાવેશ થાય છે. પિતા, પુત્ર, બંધુ, મિત્ર, ઓળખાણવાળા માણસો સંબંધીઓ અને પાડોશીઓને ઉપદેશ કરવો જોઇએ કે આ સારૂં છે. આ કરવું એ કર્તવ્ય છે. જે માણસ આ પ્રમાણે વર્તે છે તે આ લોકમાં પૂજનીય થાય છે, અને પરલોકમાં અનંત પુણ્ય મેળવવા ભાગ્યશાળી થાય છે.

## આદેશ ૧૨ મો.

### સર્વ મતો તરફ સમાન ભાવ રાખવા વિષે.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા સર્વ (પાંખડી) મતાવલંબીઓ, પરિવ્રાજકો, અને ગૃહસ્થોનું દાનવડે અને વિવિધ પૂજાથી સન્માન કરે છે: (અને બીજાઓનું ધાર્મિક દાનવડે સન્માન કરે છે.) દેવોને પ્રિય (પ્રિયદર્શી) એમ માને છે કે, કીર્તિ કરતાં સર્વ મતપંથોના સારવૃદ્ધિ (વધારે ઉપયોગી) થવાના ઘણા પ્રકારછે પરંતુ તે સર્વનું મૂળ (પાયો,એ છે કે તે સર્વેએ વૃત્તિ (attitude) દબાવવી જોઇએ. કારણ (એથી) પોતાનો મત પંથની સ્તુતિ બીજાના મત–પંથના ભોગે ન થાય, અને કોઇ પણ મત-પંથની અયોગ્ય ઉપેક્ષા ન થાય તે સારૂ સર્વ મતોનું દરેક પ્રસંગે સન્માન કરવું જોઇએ. આ પ્રમાણે કરવાથી પોતાના મત-પંથની વૃદ્ધિ થાય છે અને પારકાના મત–પંથને ઉપકાર થાય છે. (અર્થાત્ ઉત્તેજન મળે છે.) આથી ઉલટું કરવાથી પોતાનો મત–પંથ ક્ષીણ થાય છે અને પારકાના મત-પંથને અપકાર થાય છે. જે કોઇ પોતાના મત-પંથ પ્રત્યેની ભક્તિથી અને તેની શોભા વધારવાના હેતુથી પોતાના મત-પંથની સ્તુતિ અને પારકાના મત-પંથની નિંદા કરે છે, તે પોતાના મત–પંથને ઉલટી હાનિ કરે છે. એટલા માટે સર્વેએ સંપીને રહેવું એ સારૂં છે. કેમકે એથી એ એક બીજાના ધર્મ જાણશે અને સાંભળવાની ઇચ્છા કરશે. દેવોને પ્રિય પ્રિયદર્શી રાજા એજ ઇચ્છે છે કે સર્વ મતાવલંબીઓ બહુશ્રુત થાય અને કલ્યાણ મેળવે. (તેમનું કલ્યાણ થાય.) જેઓ

ભિન્ન ભિન્ન ( મત-પંથ )થી પ્રસન્ન હોય છે તેઓને વેદિત કરવાનું કે દેવોને પ્રિય ( પ્રિયદર્શી ) એમ માને છે કે જેથી સહુ મતોની કીર્તિ અને ઉતમતા વધે તેના જેવું કોઇ દાન અથવા સન્માન (ઉત્તમ) નથી. એટલા માટે ધર્મ મહાયાત્ર સ્ત્રી અધ્યક્ષ, વ્રાત્યભૂમિક અને બીજા (અધિકારીઓનાં મંડળો) ને નીમવામાં આવ્યા છે, એનું ફળ એ થાય કે પોતાના મત-પંથની વૃધ્ધિ અને ધર્મનો પ્રકાશ થાય છે.

## આદેશ ૧૩ મો.*

### ધર્મ વિજય.

દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ પોતાને અભિષિકત થયાના નવમા વર્ષમાં કલિંગોને હરાવ્યા હતા.

ત્યાં ૧૫૦,૦૦૦ મનુષ્યોને બંદીવાન કરવામાં આવ્યા હતા, ૧૦૦,૦૦૦ માણસોને કાપી નાંખવામાં આવ્યા હતા, અને ઘણાનો નાશ થયો હતો.

કલિંગદેશ લીધા પછી દેવોના પ્રિયે ધર્મનું દ્રઢતાથી રક્ષણ કર્યું છે, ( તેઓ ) કર્મમાં રહ્યા છે. અને ( તેમણે ) તેનો ઉપદેશ કરાવ્યો છે.

કલિંગની જીત માટે દેવોના પ્રિયને પશ્ચાતાપ થાય છે: કારણ પુર્વે અજિત એવા દેશને સર કરવાથી ખુનરેજી, મરણો અને મનુષ્યોની બંદી થયા વગર રહેતી નથી. તેથીજ દેવોના પ્રિયને અત્યંત શોક અને ગ્લાનિ થાય છે.

વળી દેવોના પ્રિયને વધારે ગ્લાનિ થવાનું બીજું કારણ એ છે કે, એવા દેશમાં બ્રાહ્મણો અને શ્રમણો, જુદા મત પંથીઓ, ગૃહસ્થો-તેઓ વડીલો પ્રત્યે પૂજ્ય ભાવવાળા હોય છે માતાપિતાના અને શિક્ષકોના આજ્ઞાધિન હોય છે, મિત્રો, પરિચિતો, ગોઠીઆ, સગાંવહાંલાં અને નોકરો સાથે ધર્મથી વર્તનારા હોય છે-તેવાનો વાસ હોય છે.

જે મનુષ્યો બીજી રીતે સુરક્ષિત હોય છે તેમની લાગણીઓ અવિકલ રહે છે. મિત્રો, ઓળખીતા, ગોઠીઆ અને સગાંઓને ખમવું પડે છે; અને આ રીતે જેમને અંગત ઇજા નથી થતી તેઓ પણ હેરાન થાય છે. આવી રીતે દરેક જણને થતાં દુઃખથી દેવોના પ્રિયને ગ્લાનિ થાય છે. કારણ એવો એક પણ દેશ નથી કે જ્યાં લોકો વસ્તા નથી. જેઓમાં બ્રાહ્મણ શ્રમણાદિ હોય છે. અથવા કોઇ પણ દેશમાં એવું સ્થળ નથી કે જ્યાં લોકો એક અથવા બીજા પંથના અનુયાયી હોય છે.

કલિંગમાં કપાયલા, કેદ થયલા, અને મરણ પામેલા માણસોના સોમા અથવા હજારમા ભાગની નિશ્ત આજે દેવોના પ્રિયને ગ્લાનિ ઉપજાવશે.

જો કોઇ માણસ પોતાને ઇજા કરે તો દેવોને પ્રિય એમ માને છે કે ખમાય તેવી રીતે ખામોશીથી ખમવી જોઇએ.

પોતાના રાજ્યની જંગલી જાતો માટે દેવોના પ્રિયને અનુકંપા થાય છે. તેમને ધર્મ તરફ વાળવા તે મથે છે; કારણકે દેવોને પ્રિયની શકિત પશ્ચાતાપમાં જછે. તેઓને ચેતવણી આપવામાં આવી છે કે "તમારો નાશ ન થાય માટે અસદ્ કરવું છોડીદો; કારણકે દરેક પ્રાણી મુકિત, વિકાર સંયમ, ચિત્ત સ્વાસ્થ્ય અને આનંદ પ્રાપ્ત કરે એવી દેવોના પ્રિયની ઇચ્છા છે.

દેવોના પ્રિયની નજરમાં ધર્મનો જય સૌથી મોટો જય છે. આવું દેવોના પ્રિયે પોતાના રાજ્યમાં અને પાડોસના ૬૦૦ યોજન સુધીનાં રાજ્યોમાં ગ્રીક રાજા આન્તયોક રહે છે ત્યાં લગી પણ, "અને

આન્તિયોકના રાજ્યની પાર જ્યાં ટોલેમી, એન્ટિગોનસ, મગસ, અને અલેકઝાંડરનાં જ્યાં રાજ્ય છે ત્યાં, અને પાંડયોના દેશમાં ને લંકામાં, અને આંહી પોતાના દક્ષિણમાં ચોલો રાજ્યમાં યોનોમાં, કંબોજોમાં, નાભિતિના નાભકમાં, ભોજો અને પિટિનિકોમાં, આન્ધ્ર અને પુલિંદોમાં કર્યું છે, ત્યાં દરેક જણ દેવના પ્રિયે પ્રકટ કરેલો ધર્મ પાળે છે.

---

* આ આદેશ બહુ ખંડિત હોવાથી તેનું સમભાષાન્તર અંગ્રેજી ભાષાન્તરના આધારે મારા મિત્ર રા. રા. રણછોડરાય વાવાભાઈ મેહેતા પાસે કરાવવામાં આવ્યું છે. અશોકના સંબંધમાં મારા માટે તેમણે લીધેલી તસ્દી માટે હું તેમનો ઘણો આભારી છું:—લેખક.

જે પ્રદેશમાં દેવોને પ્રિયના આચાર્ય જતા નથી ત્યાં દેવોને પ્રિયની ધાર્મિક આજ્ઞાનો ભક્તિ પૂર્વક કરેલો ઢંઢેરો લોકો સાંભળશે એટલે તેઓ હાલ અને ભવિષ્યમાં ધર્મ પાળશેજ. આ રીતે આ જય બધે મળ્યો છે તેથી આનંદ થાય છે.

ધર્મના વિજયમાંથી પ્રીતિ મળે છે, તો પણ એવી પ્રીતિ નજીવી છે. પરલોક સિવાય બીજી કોઇ બાબત દેવોને પ્રિય મહુત્વની ગણતા નથી.

અને એટલાજ માટે આ ધર્મલિપિ લખાવવામાં આવે છે કે મારા પુત્ર અને પૌત્રો-તેઓ જેટલા હોય તેમણે-નવા દેશ જીતવા નીકળે નહિ અને હથીઆરથી જીત કરવામાં રોકાયલા નહોય ત્યારે તેઓને ધૈર્ય અને નમ્રતામાં આનંદ મળે; અને આ લોક તથા પરલોકનું શ્રેય સાધનાર ધર્મ પ્રમાણે જે જીત મેળવવામાં આવે તેજ ખરી જીત છે, એવું માને. કામ કરવામાંજ તેઓને આનંદ મળો; કારણ કે આ લોક અને પરલોકનું શ્રેય તેથીજ થાય છે.

## આ દેશ ૧૪ મો.

### ઉપસંહાર.

આ (ઉપરની) ધર્મલિપિ દેવોને પ્રિય પ્રિયદર્શી રાજાએ કોઇ જગાએ સંક્ષેપથી, કોઇ જગાએ મધ્યમ રીતિથી અને કોઇ જગાએ વિસ્તારથી લખાવી છે. સર્વત્ર સંપૂર્ણ બની શકયું નથી; કેમકે રાજ્ય (પ્રિયદર્શીનું) મોટું છે. ઘણું લખાવ્યું છે ને વળી લખાવશે. આમાં જે કાંઇ પુનરાવૃત્તિ થઇ છે, તે તે વિષયની મધુરતાને લીધે, તેમજ એટલા માટે કે લોકો એવું આચરણ કરે. આમાં જે કાંઇ અપૂર્ણતા હોય અથવા બરાબર ગોઠવાયું નહોય અથવા સંશયાત્મક હોય તો તે લેખક (કોતરનાર) ના દોષ (ભૂલ)થી થયું છે, એમ સમજવું.

સંપાદક–જીવનલાલ અમરશી મ્હેતા.

અમદાવાદ-૧૫-૧-૧૦

## શ્રિ સોમનાથના જીર્ણ શિવાલય પાસે.

વસન્ત તિલકા.

શ્રિ સોમનાથ તણું અદ્ભુત ને વિશાલ,
મન્દીર દિવ્ય દીસતું ક્ષણ નીખતાંજ;
ભવ્ય કૃતિ શકલ* યુક્ત પડેલ ભાલ,
કાળાં થયાં પડી ગયાં અતિ જીર્ણ હાડ–૧
મન્દીર દુર્ગ અફળાય ઉદધિ હમેશા,
ગંભીર ગર્જન શુણાય મધૂર રડાં;
જોકે પડયા ખળ ભળી પણ તેહ ભાગ,
આનન્દ દે નિરખી શિલ્પ કળા અથાગ–૨
આનન્દ ઉર્મી હૃદયે વિકસી ચઢે છે,
દેખી પડેલ પથરા ઉર શું હારાયે !!
શું જ્યોતિરૂપ શિવ લીંગ અહીં સ્થપાયું,
શું ભારતે પૂરણ પ્રેમથી આંહી પૂજ્યું–૩
† ભાગીરથી જળતણું અહીં સ્નાન નિત્ય,
તે સોમનાથ સઘળા ભરતે પૂજાય;
જ્યાં કૃષ્ણને શરીર અન્તક સ્થાન સૂજયું,
જ્યાં જાદવારથળી કરી બહુ કાર્ય કીધું–૪
તે સ્થાનમાં પરમ શંકર સોમનાથ,
વાસો કરી પડી રહ્યા ધરી યોગ ધ્યાન;
છે આ સ્મશાન સમ સોરઠ દેશ આખો,
પિતૃ તણો અહીંજ સંગમ થાય સારો–૫
ભુતાદિ પ્રેત જીવનો અહીં મોક્ષ થાય,
છે શંકર તણું અહીં અતિ દીવ્ય ધામ
શમ્ભૂ પડયા અતિવ યોગ સમાધિ મોદ,
‡ તેથી ગણે નહીં કદી દુઃખ દેહ થાય–૬
આ જ્યોતિનું પરમ તત્વ સ્વરૂપ જાણે,
જો કોઇ ન વિરલ તો ખળ સઘ દેખે;
આ સ્થાનના જીરણ ભાગ સમીપ ઉભી
વન્દુ પ્રભુ ગણી મને અતિ ભાગ્યશાળી ૧

माईशंकर कुबेरजी शुक्ल

* શકલ–કટકા

†–ક્ષત્રિય રાજાઓએ એવો ગોઠવણ કરી હતી કે કાગાથી ગંગા જળ હમેશાં આવતું અને ગંગા જળથી સોમનાથને સ્નાન થતું.

‡–દેહ એટલે મન્દીર–શંકરનું મન્દીર તોડી પાડ્યું પણ યોગમાં લગ્ન શંકરને કંઇ જણાયું નહીં એવો ભાવ

# સસ્તા સાહિત્યનો વિજય.

સં[ગીન] સાહિત્ય એ સઘળા દેશના ઉદયની અચળ દીવાલો છે. જે દુર્ભેદ્ય કિલ્લાઓ અને મહાન્ પ્ર[દેશ]ો, મોટા લડાયક સરંજામથી પણ જીતી શકાયા નથી [તે]મનો સાહિત્યના અસ્ત્રવડે સહજમાં જય કરી શકાયો . અમેરિકા, ઈંગ્લાંડ, જર્મની, અથવા જાપાન જેવા [ઉન્ન]તિના શિખરપર ચડેલા સઘળા સભ્ય દેશોને [જે]ટલી સહાય અને જેટલું સંરક્ષણ સાહિત્યના બળથી [મ]ળી શક્યું છે તેટલું બીજા કોઇ પણ સાધનથી [મ]ળી શક્યું નથી. બીજા દેશોની વાત તો દુર રહી [પ]ણ આપણી પોતાની પવિત્ર માતૃ ભૂમી પ્રાચિન [કા]ળમાં જે યશ ગૌરવથી દુનીઆના સઘળા દેશોમાં [પ્ર]થમસ્થાન પામી ગાજી રહી હતી તે પણ બધો એ [ભા]રતના સંગીન અને પવિત્ર સાહિત્યનોજ પ્રતાપ [હ]તો. ઈંગ્લાંડનો અચળ અધિકાર, અમેરિકાની સ્વતંત્ર [ધ]જા, જર્મનીનો અનન્ય જ્ઞાન મહિમા, અને જાપા[ન]નો અદભૂત વિજય એ બધાં સંગીન સાહિત્યનાંજ મપ્રત ફળો છે. રૂપો અને વોલ્ટેર જેવા પ્રખર [લે]ખિની વીર જ્યારે જન્મ પામ્યા ત્યારેજ ફ્રાન્સના રાજ્યમાં આશાર્વાદ રૂપ રાજક્રાન્તિની દેવીએ જન્મ ધારણ કર્યો. જ્યારે સ્કોટ, ડીકન્સ, થેકરે, અને મીલટન જેવા જ્ઞાની સાહિત્ય સેવકો પ્રકટ થયા ત્યારેજ ઈંગ્લંડનો અચળ મહિમા પ્રકાશ્યો. જયારે વોશિંગ્ટન અને ફ્રેંકેલીન જેવા મહાત્માઓએ સાહિત્યનું હથિયાર હાથમાં લીધું ત્યારેજ અમેરિકાની સ્વતંત્રતા-સમસ્યા સ્પષ્ટ બની ગઇ, અને મેકાડો જેવા નરપતિઓ જ્યારે સાહિત્યની સાચી કિંમત અને કદર કરવા લાગ્યા ત્યારેજ મુઠ્ઠી જેટલાં જાપાને નલોવિસ્તારિત મહાન્ રૂશિયાને થાપડ મારી પરાસ્ત દીધું. આ દાખલાઓ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે આ સંસારમાં ઉદય અને વિજય મેળવવાનું સર્વથી શ્રેષ્ઠ શસ્ત્ર સાહિત્યજ છે. એ સિધ્ધાંતનું મહત્વ પુરેપુરૂં સમજવાથીજ અમેરિકાના કોર્નેગી જેવા મહા પુરૂષો પોતાના દેશનો મોટામાં મોટો લાભ સસ્તું અને મફત સાહિત્ય ફેલાવવાથીજ મળવાનું જાહેર રીતે સ્વીકારે છે. આપણા દેશની વિશાળતા અને આપણી પ્રજાની મોટી સંખ્યા તરફ નજર પહોંચાડતાં તેના હિતને માટે આપણા સાહિત્યની જેવી જોઇએ તેવી ઉન્નતિ થતી નથી એ ઘણી સોચનીય વાત છે. અને અમે તો એટલે સુધી કહેવાની હિમત ધરીએ છીયે કે આજકાલ પ્રજાની બત્રીશીમાં કચડાતી બીજી ત્રીજી અનેક આડી અવળી વાતોને બદલે જ્યારે એક માત્ર સાહીત્ય ચર્ચા મુખ્ય પદ મેળવશે ત્યારેજ દેશનો અનાયાશે ઉદય કરી શકાશે.

આવીજ કાંઇ ભાવનાઓથી હિંદના પાટનગર આપણા મુંબાઇ શહેરમાં સસ્તું સાહિત્ય પ્રસારવાના હેતુથી એક નવીન સંસ્થા ઉભી કરાવામાં અવી છે. સંન્યાસી મહાત્મા અખંડાનંદજી તે પુન્યમય સંસ્થાના કેન્દ્ર સ્થાન રૂપ છે. તેમણે સાહીત્ય સેવાનો ઉજળો ઝુંડો હાથ ધરીને આટલા સમયમાં જે મહાન કાર્ય કરી બતાવ્યું છે તે ખરેખર પ્રશંસનીય અને આપણા કેટલાક કહેવાતા સાહિત્ય સેવકોને શરમાવે તેવું છે એ સંસ્થા શરૂ કરતી વખતે સ્વભાવીક રીતેજ તેના કેટલાકોને તેના એવા સાહસ માટે અનેક શંકાઓ અને ભય પ્રકટયો હશે પરંતુ તેનો આ એકાદ બે વર્ષનો સપાટોજ એ બધી શંકાઓને નિર્મુળ કરી તેને સ્થાને અનેક શુભ આશાઓના કારણ રૂપ બન્યો છે, અને કાર્ય કારણ સંબંધ વિચારતાં તેના ભાવિને માટે ઘણા શુભ ચિન્હો દ્રષ્ટિગોચર થઇ ચુકયાં છે. અમે ઇશ્વરની પાસે પ્રાર્થના કરીએ છીએ કે તેનો એ વિજય અદ્વિતીય થાય અને એ પવિત્ર સંસ્થાને સંપૂર્ણ સફળતા મળે.

ઉપર જણાવેલી શુભ સંસ્થાએ આજ સુધીમાં બધા મળીને ૫૦૦૦૦ (પચાસ હજાર) પુસ્તકો અને શ્રીકૃષ્ણ ભગવાનની ૫૬૦૦૦ (છપન હજાર) છબીએ

પ્રકટ કરીને પ્રજામાં બહુજ સસ્તે ભાવે. ખરૂં જોતાં માત્ર પડતર ભાવે, વેચીને સાહિત્યની ઉત્તમ પ્રકારે સેવા બજાવી છે. એ પુસ્તકો નીચે મુજબ છે. શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રી ભાગવતના દશમ અને એકાદશસ્કંધ, યોગ વાશિષ્ટ અને સદ્‌ગુણી બાળકો. આ પુસ્તકો આપણા દેશના નાના મોટા ગામોમાં થોડે ખર્ચે પહોંચી શકે એટલા માટે અર્થ-શાસ્ત્રના નિયમ અનુસાર આ ખાતાંએ ઠેક ઠેકાણે પ્રામાણિક અને લાગણીવાળા ગૃહસ્થોને એજન્સીઓ આપી ઓછામાં ઓછા ખર્ચે પુસ્તકો પહોંચાડવાની ગુજરાત કાઠીયાવાડનાં અનેક શહેરો અને ગામો ખાતે સુવ્યવસ્થા કરી છે. અમારી જાણ પ્રમાણે આજ સુધીમાં એવી આશરે સો એક એજન્સિઓ સ્થપાઇ ગઇ છે, અને વધુ ઠેકાણે સ્થાપવા યત્ન ચાલુ છે. જે જે ગામમાં અથવા જે ગામોની નજીકમાં એવી એજન્સિઓ ન હોય ત્યાંના ગૃહસ્થોને અમારી ખાસ વિનંતિ છે કે તેમનામાંથી જેનાથી બની શકે તેણે પોતાની ચાલુ પ્રવૃત્તિની સાથેજ આ ખાતાની એજન્સિનું પુન્ય કાર્ય ઉપાડી લઇ પોતાના ગામવાસીઓને તેનો લાભ આપવો તેમજ સસ્તા સાહિત્ય ખાતાને એટલી પણ મદદ કરી પુન્ય ફળ મેળવવું.

વળી આપણા દેશમાં શ્રીમંતો અને શક્તિવાન ઉદાર ગૃહસ્થોએ બીજા ધર્મ કાર્યોની સાથે આવાં દેશ સેવા અને અને ધર્મ સેવાનાં ઉત્તમ ખાતાં તરફ પણ નજર પહોંચાડવી જોઇએ, તેમજ બીજું કાંઇ ન બને તો પ્રસંગે પ્રસંગે આ ખાતાના પુસ્તકો ખરીદી તેમને સામાન્ય લોકોમાં તેમજ મુખ્યત્વે ગરીબ લોકોમાં મફત વહેંચાવવા જોઇએ. એજ મોટામાં મોટું દાન છે, અને એજ ઉત્તમ ધર્મ કાર્ય છે, માટે વિવિધ પ્રકારના દાન, પુન્ય અને ધર્માદા કરનારા ગૃહસ્થોનું આ બાબત તરફ અમે ખાસ લક્ષ ખેંચીએ છીએ.

આપણા સાહિત્યની આજની સ્થિતિ ઉપર દૃષ્ટિપાત કરવાથી જણાય છે કે આવાં દેશ સાધક ખાતાંઓની મોટા પાયાપર સ્થાપના કરવાની ઘણી જરૂર છે. જે કાર્ય સંસાર ત્યાગી નિ[illegible] વૃત્તિવાળા એક સંન્યાસી મહાત્માએ ઉપાડી લીધું છે તે પવિત્ર કાર્ય શકિત, સંપત્તિ અને સત્તા[illegible] પ્રતિષ્ઠિત પુરુષોએ ઉપાડી લઇને અથવા એજ ઉપર સાહિત્ય સેવાની યોજના ઉભી કરીને સાચી સેવાના મેદાનમાં આગળ વધવું જોઇએ. આપણા દેશના સાક્ષરોને, શ્રીમાનોને, શકિત અને સુજ્ઞ પુરૂષોને આ વાત લક્ષમાં લેવાની પ્રાર્થના કરીએ છીએ અને દૃઢતા પૂર્વક જણા[illegible] છીએ કે અમારી આ અલ્પ સુચના અનુ[illegible] સાહિત્યના ક્ષેત્રમાં કાંઇક પણ સંગીન કાર્ય બતાવો અને પછી જુઓ કે દેશનો ઉદય સાહિ[illegible] સાથેજ કેવો ઝપાટા બંધ થાય છે.

છેવટે આ સંસ્થાના એક સભાસદ તર[illegible] અમોને જણાવવામાં આવેલી હકીકત - દેશ[illegible] શ્રીમંતો તથા પોતાની યોગ્યતા પ્રમાણે નહીં પ[illegible] આત્મ ભોગના ઉદાર નિયમ પ્રમાણે થોડામાં નિ[illegible] ચલાવી શકવા તઇયાર હોય એવા તન મનવડે ઉ[illegible] હુથી કામ કરી શકનારા દેશ અને, ધર્મ સે[illegible] ખાસ લાગણી વાળા સજ્જનોની જાણ માટે આ [illegible] ટાંકી આ બાબત સમાપ્ત કરવામાં આવે છે.

તેઓએ જણાવ્યું હતું કે—"બધાજ દેશ-[illegible]તિના ઉપાયોમાં આ સસ્તું વાંચન ફેલાવવાની [illegible] સર્વ કરતાં વધુ લાગવાથી અને તે બાબત [illegible] પ્રજા સમુહ અને અગ્રસરોનું હજુ સુધી ધ્યાન [illegible] ખેંચાયેલું હોવાથી તેમનું ધ્યાન ખેંચાય અને [illegible] વાંચન થતાં લોકો કેટલી બધી ભારે સંખ્યામાં લાભ લેવાને શક્તિવાન થાય છે, તથા ગરીબ લીધે આ દેશવાસીઓથી ખરીદી ન શકાય તે વેપારીઓ તરફથી રખાતી કિંમત દેશમાં વિ[illegible]જ્ઞાનનો ફેલાવો થવામાં કેટલી બધી અંતરાય

થઇ પડે છે, તે વાત સંગીન પ્રકારે બતાવી અપાય એ હેતુથી કેટલુંક કામકાજ કરી બતાવવા માટેની જ આ સંસ્થા કામ ચલાઉ તરીકે સ્થપાયલી છે. અને ગયાં બે વર્ષમાં નમુનો દેખાડવા જોગું જે સેજ સાજ કામકાજ બજાવવામાં આવ્યું છે તેટલાથીજ પૂર્ણાહુતી કરવાની હતી. પરંતુ કેટલાક સંયોગોને લીધે આવતાં એકાદ બે વરસ સુધી વિચાર લંબાવી હજી કેટલુંક વધુ કામકાજ કરી બતાવવાનું ઠીક ધારવામાં આવ્યું છે. જો એટલા વખતમાં આત્મભોગના ધોરણ પ્રમાણે અલ્પ આજીવિકા વડે સંતોષ પામી હમેશ માટે તન મનથી આ સંસ્થામાં સામેલ થઇ વ્યવસ્થાનું કાર્ય ઉઠાવી લેનારા લાગણીવાળા થોડા ઘણા સજ્જનો પણ નીકળી આવશે તો આવા પ્રકારની એક ઘણા મોટા પાયા પરની યોજના અને તે માટે જોઇતી દ્રવ્ય ઇ૦ ની સગવડો સુલભતાથી સહજ પ્રકારે મળી આવવાના સંયોગો પણ વિચારી રાખવામાં આવ્યા છે. હાલ આ સંસ્થામાં જેઓ કામ કરે છે તેમનાથી નિવેડી શકાય તે કરતાં પણ વધુ કામ તો હાલમાંજ ચાલુ છે જેથી જો ઉપર કહેલા પ્રકારના માણસો નહીં મળી આવે અથવા તો પૂરતો પગાર આપી શકાય એવી દ્રવ્યની ઉદારતા દર્શાવી આપનારાઓ નહીં નીકળી આવે તો આ કાર્યને આગળ વધારી શકાવા સંભવ નથી. કામ કરી શકનારાઓ સિવાય કામ વધારી શકાય નહીં. તન મનની લાગણીથી કામ કરનારાઓ નીકળ્યા એટલે પછી બીજી સર્વ સગવડોના મૂળ ભૂત ધનની સગવડ તો તન અને મનની છાયાની પેઠે તેની પાછળજ ચાલી આવશે.

એ સિવાય આ સંસ્થાના જેવાજ નિષ્કામ આશયથી પડતર કિંમતે ફેલાવવા માટે જે કોઇએ પુસ્તકો છપાવ્યાં હોય અને જે તે ખાસ લોકોપયોગી હોયતો તેને ફેલાવવામાં મદદ કરવાનો હેતુ પણ આ સંસ્થાનો છે. તેથીજ નીચેનાં ઉપયોગી પુસ્તકો વેચવાની વ્યવસ્થા પણ આ સંસ્થાએ સ્વિકારેલી છે.

૧ બાળકોની વાતો. કી. ૦)=
૨ નશીબની કુંચી કી. ૦)=॥
૩ જીવન સંધ્યા. કી. ०।=
૪ જીવનપ્રભાત કી. ०।=
૫ ગારફીલ્ડનું ચરીત્ર કી. ०।=
૬ સંગીત નીતિ વિનોદ કી. ૦)=
૭ ક્ષાત્રપાળ પ્રતાપ કાવ્ય કી. ૦)=॥

વળી અમોને જણાવવામાં આવ્યું છે કે, મરાઠી અર્થ સહિત શ્રીમદ ભગવદગીતાનો ગુટકો, ચીદઘનાનંદી ગીતાનું ગુજરાતી ભાષાંતર, મહાન પુરૂષોનાં ચરીત્ર, મહાન સ્ત્રીઓનાં ચરીત્ર, શાન્તિ પર્વમાંના મોક્ષધર્મ, આપદ્ધર્મ, અને રાજ્ય ધર્મનું ભાષાંતર, સત્સંગ, (જેમાં ઉત્તમ દ્રષ્ટાંતો સહિત સદબોધ છે) શ્રી નથુરામજી શર્માનાં ઉપનીષદો, ઇત્યાદિ ગ્રંથોની મળીને આશરે ચાલીસેક હજાર પ્રતો જુદાજુદા સદગ્રહસ્થો તરફથી બહાર પાડવા સંભવ છે. જેમાંનાં ઘણાં ખરાં પુસ્તકો તો ખાસ મોટા કદનાં અને ૫૦ થી ૧૦૦ ફોરમ સુધીનાં થનાર છે.

એક બીજી વાત પણ બહુ ખુશી થવા જેવી છે કે આ સંસ્થા પોતાના દરેક પુસ્તકમાં બનતાં સુધી સ્વદેશી કાગળોનોજ ઉપયોગ કરે છે જેથી જ્ઞાન ફેલાવવા જતાં પરદેશી કાગળો વાપરીને દેશમાંથી દ્રવ્યનો ક્ષય કરવા જેવું પણ થતું નથી. ગુજરાતી પ્રજાને પુનઃ એક વખત અમારી વિનંતિ છે કે આવાં શ્રેષ્ટ ખાતાંને પોતાના તન, મન અને ધનથી સહાયતા આપવી. શ્રીમંતોએ પણ પરોપકાર કરવા માટે જથ્થાબંધ પુસ્તકો ખરિદી ગરિબ લોકોમાં વેહેંચી આપવાં. અને ઉછરતા વિદ્વાન લેખકોએ આવી સંસ્થામાં જોડાઇ પરોપકારી સ્વામીજી શ્રી અખંડાનંદજી મહારાજને જોઇતી મદદ કરવી.

---

# यूरोपना सुधरेला राज्यमां अत्याचार !

બેલ્જીયમનો રાજા લીયોપોલ્ડ, કોંગોના સ્વતંત્ર રાજ્યમાંથી રબર એકઠું કરનાર, તે દેશાના કાળા માણુસો ઉપર કેવો જુલમ ગુજારે છે તે સંબંધી અમેરિકાના એક પ્રસિદ્ધ લેખક માર્ક ટ્વેઈને એક પુસ્તક બહાર પાડયું છે. * આ પુસ્તકમાં રાજા તરફથી થતા અત્યાચારના વર્ણનો રોમાંચ ઉભાં કરે એવાં છે. આવો અત્યારચાર જગતુના બીજા દેશોમાં થતો હશે કે નહિં તેનું અનુમાન કરવું સ્હેલું થઇ પડે છે.

કોંગો રાજ્યમાં લીયોપોલ્ડની સ્વતંત્ર સત્તા છે. તેની ઇચ્છા થતાં રાજ્યમાં જોઇએ તેવા ફેરફાર–સુધારા થઈ શકે એમ છે. એટલુંજ નહિં પણુ તેની ઇચ્છા થતાં ગમે તેવા અધિકારો લઇ શકાય છે. તેમના વીશ વર્ષના રાજ્ય સમયમાં ૨ કરોડ ૫૦ લાખની પ્રજા-માંથી ૧ કરોડ ૫૦ લાખ પ્રજા થઇ ગઇ છે. આ પ્રમાણે એક કરોડ પ્રજા ઓછું થવાનું કારણ રાજાનો અત્યાચાર કહેવામાં આવે છે !

તે કાળી પ્રજા પાસેથી અનેક જાતના કરો એવી રીતે વસુલ કરે છે કે જેથી પ્રજા ભુખે મરી જાય છે ! એ કરમાંની બાકી વસુલ કરવાને માટે પ્રજાને રબર એકઠું કરવું પડે છે. સરકારી અમલદારોને માટે ખાવાનું પણુ તેમનેજ મેળવવું પડે છે. એના પરિણામે જયારે અનાહાર. દુ:ખ, નિરાશા અને રાત દિવસની કઠિન મેહેનતને લીધે તેઓ નિરૂત્સાહ થઇ જંગલમાં ન્હાસી જાય છે. ત્યાં પણ તેઓને શાન્તિ નથી. સરકારી લશ્કર ત્યાં તેમને પકડીને મારી નાંખે છે. ગામનાં ગામ બાળી દે છે. યુવાન સ્ત્રીઓને પકડી લાવે છે. રાજાના ગજવામાંના પૈસા આ પ્રમાણે કલંકના પૈસા કહેવામાં આવે છે ! જો આવા અનેક કાળા માણુસોનું લોહી પાથરવામાં આવે તો ૨૦૦૦ માઇલ સુધી પથરાય અને એક કરોડ મરી ગયલાં માણુસોનાં મડદાં લીયોપોલ્ડ રાજાની નજર આગળ પાથરવામાં આવે તો તે કામ પુરૂં કરતાં સાત માસ અને ચાર દહાડા લાગે !

* King Leopold's Soliloquy : a satire by Mark Twain. With illustrations. T. Fisher Unwin 1s. net.

નિયમ પ્રમાણે રબર એકઠું નહિં કરે તે લોકોના હાથ પગ કાપી નાંખી શિક્ષા થાય છે ! એક પાદરીએ એક ઠેકાણે ૮૧ કાપી નાંખેલા હાથ, આગ ઉપર બળતા જોયા હતા !

ક્વચિદ્ માણુસ-ખાનાર લશ્કરી સિપાહીએ પણ તેવાં માણુસોને ખાઇ જાયછે ! માણુસોની ખોપરી લઇને એજ રાક્ષસો તંબાકુ બનાવવાનું સાધન કરે છે

સરકારી માણુસો એક સ્ત્રીનાં બાળકને તેની નજર આગળ અન્ન વિના દુ:ખ આપી મારી નાંખે છે. અને પછી કસાઇની પેઠે તેનો વધ કરે છે !

એક વખત આઠ સ્ત્રીઓને ક્રોસ સાથે બાંધી તેનો વધ કર્યો હતો !

આ સમસ્ત ભયંકર વાતો; પ્રમાણુ સાથે, હાસ્યમાં લખતાં લખે છે કે: ભારત વર્ષનો દુકાળ લિયેપોલ્ડના પગ આગળ પડીને કહે છે કે: હે વિચિત્ર કર્મી પ્રભુ ! હું દર વરસે ૨૦ લાખ માણુસોને મારૂં છું કિંન્તુ તમારા હત્યાકર્મ જોઇ હું હજુ વિદ્યાર્થી જ છું ! હે ગુરૂ ! મ્હને શિક્ષા આપો. જેથી હું તમારે પગલે ચાલીને ભારતનો ભાર ઓછો કરીશ" ત્યાં પછી જમરાજ આવીને પોતાની કન્યા લિયોપોલ્ડને અર્પણ કરીને તેને જમાઇ બનાવે છે. અને હત્યાકાંડ સારી રીતે થાય તે માટેની સલાહ આપે છે.

ક્રિશ્ચનના સુધરેલા રાજ્યમાં આવું ભયંકર કાર્ય સર્વ સભ્ય સમાજને લજ્જત પમાડે એવું છે. છતાં પણ કોઇ રાજા તેના આચરણુના વિરૂદ્ધ પ્રયત્ન કરતો નથી.

રાજા લિયોપોલ્ડે ઢોરો મારી નંખાવી ત્હેને જોડા યુરોપને ભેટ કર્યાં છે. તેનાં એ પાપ કર્મના ધન વડે કેટલાં ધર્મ મંદિર, કેટલાં દવાખાનાં, કેટલાં વિદ્યાશાળા અને શિલ્પશાળાઓ, કેટલાં અનાથ આશ્રમો બને છે ! તે ઉચ્ચ કંઠે કહે છે કે: કોંગો રાજ્યની નૈતિક અને આર્થિક ઉન્નતિને માટેજ હમેશાં યત્ન કરે છે ! આ મિથ્યા શબ્દો સાંભળીને સ્વાર્થાંધ યુરોપ ચુપ રહી શકે પરંતુ જગતનું મનુષ્યત્વ ચીરકાલ મનુષ્યત્વ તરફ થતા અત્યાચાર સહન કરી શકે નહિં ! અત્યાચારનું પતન થવાનુંજ !

આજના અંકમાં કેટલાંક કાળા માણુસોનાં હાથ કપાયલાં ચિત્રો આપવા આવ્યાં છે. તેમને કેટલી વેદના થતી હશે ? તે માત્ર ભગવાનજ જાણે છે ! હિંદુસ્થાન અહિંસા પરમોધર્મ માનનાર છે ! ત્હેને ભેઠક દુ:ખ થાયજ !

रतनलाल बी. तोलाट.



ज्यां दार्क (जोन ऑफ आर्क.)
(એક સ્ટેચ્યુ ઉપરથી)



ज्यां दार्कने सेन्ट माइकल तरवार आपे छे.

# फ्रान्सनी देवी.

## ज्यां द्दार्क.

[जॉन ऑफ आर्क.]

પાશ્ચાત્ય આંગ્લપંડિત, કાર્લાઇલ જેને ઘણીવાર (deep seer) ગહનદૃષ્ટા એવું ઉપનામ આપવામાં આવે છે તે તેના પ્રખ્યાત 'વીર અને વીરપૂજા' (Hero & Hero worship) નામના ગ્રંથમાં કહે છે કે "for as I take it Universal History, the history of what man has accomplished in this world, is at bottom the History of Great men who have worked here......................the soul of the whole world's history it may justly be considered, were the history of these" ખરેખર કાર્લાઇલ સત્ય કહે છે કે જગતનો ઇતિહાસ તે જગતની મહાન વિભૂતીઓનો ઇતિહાસ છે. જગતના ઇતિહાસ પર નજર કરતાં કાર્લાઇલના વચનની યથાર્થતા ધ્યાનમાં આવશે.

ફ્રાન્સ જગતનું પૂજ્ય સ્થાન છે. એજ નેપોલિયનની જન્મભૂમિ છે. એજ સામ્ય, સમાનતા અને ભ્રાતૃભાવની (liberty, fraternity, equality) ની ઘોષણાનું સ્થાન છે. ફ્રેન્ચ વિપ્લવ જેવો બીજો વિપ્લવ નથી. ફ્રેન્ચ ભાષા 'lingua Franca' ફ્રેન્ચોનું ગૌરવ છે. સભ્યતા, ભદ્રતા, શિષ્ટાચાર, ઉન્નતિપિપાસામાં ફ્રાન્સ જગતનું આદર્શ છે. પારી નગરી જગતની સુંદર નગરીઓમાં અગ્રસ્થાન લે છે. ફ્રાન્સને જગત અપૂર્વ સન્માનની નજરથી જુએ છે. ઇતિહાસ પિપાસુઓ ભારત, રોમ, મીસર, આદિનાં પતન જોઇ વ્યંથીત થયા છે; પરંતુ ફ્રાન્સ ચીર નવીન છે. પ્રતિ-પતને ફ્રાન્સનો નવો આવિર્ભાવ થાય છે. પડ્યું, પડ્યું પડતું નથી. ડુબ્યું ડુબ્યું ડુબતું નથી, એ વિધાતાની અપૂર્વ કૃપા છે. રીવ્યુ ઓફ રીવ્યુઝના જગપ્રસિદ્ધ તંત્રિ મી. સ્ટેડે એક સ્થળે કહ્યું છે કે "યુરોપમાંથી ફ્રાન્સ લઇ લ્યો તો યુરોપ યત્કિંચિત છે." એ યથાર્થ છે.

ફ્રાન્સ જગતમાં અપૂર્વ શાને લીધે છે? શું ઇફલ ટાવરને લીધે? મનોરમ, સુંદર પારી નગરીને માટે? નેપોલિયનના અધિષ્ઠાનને માટે? વા તેની અપૂર્વ શાસન પધ્ધતિને માટે? ફ્રાન્સ અપૂર્વ-એક અપૂર્વ કન્યાના જન્મને માટેજ છે. આજે લગભગ ૫૦૦, વર્ષ પછી એમ નિઃસંશયપણે કહી શકાય છે કે એવી કન્યા જગતમાં બીજે કયાંય જન્મી નથી. ફ્રાન્સ જગતમાં પૂજ્ય આને લીધેજ મનાય છે અને આ કારણને લીધે તે ચીર પૂજ્ય રહેશે.

અમેરિકા, પૂજ્ય એમર્સન અને વોશિંગટનને લીધે; ચિન, કોન્ફ્યુશિયસને લીધે; રૂશિઆ, ટોલ્સટોયને લીધે; ભારત, પૂજ્ય શંકર અને બુદ્ધને લીધે; ઈંગ્લાંડ મીલ્ટન અને કાર્લાઇલ જેવાને લીધે; અરબસ્થાન મહમદને લીધે; પાલેસ્ટાઇન પૂજ્ય ખ્રીસ્તને લીધે, ફ્રાંન્સ પૂજ્ય વોલ્ટેયર અને રૂસોને લીધે, અને ચીર પૂજ્ય જ્યાં દાર્કને લીધે: જગતમાં આવી કન્યા બીજે કયાંય અવતરી છે કે નહિ તે અમને ખબર નથી. આ બધી બીનાપર પ્હેલાં લોકોને શ્રદ્ધા ન્હોતી. એક સામાન્ય ખેડુતની છોકરી દેશનો ઉદ્ધાર કરી શકે એ વાત માનવાને કોઇ સાહસી થતું નહિ. સમયમાં અદ્દભુત ફેરફાર થયા છે અને થાય છે. આજે જે સત્ય ભાસે છે તે કાલે ભાસતું નથી. આજ જે અસત્ય જણાય છે તે કાળક્રમે સત્ય ઠરે છે. આજે અનેક લેખકો જ્યાં દાર્કનાં યશોગાન ગાય છે. અને સ્વયં પોપે પણ ૧૯મી માર્ચ ૧૯૦૯ ને દિવસે જ્યાં દાર્કનું ગૌરવ પ્રતિષ્ઠ કર્યું છે. *

---

*** Beatification Ceremony.**

Immense throngs of people were present at St. Peters, Rome on the 18th

એક સમયે મદગર્વ ઈંગ્લાંડે સતાના મદથી ઉન્મત્ત બની જ્યાંને ડાકણ ગણી અગ્નિમાં દગ્ધ April (1909) when the ceremony of the beatification of Joan of Arc took place.

Thirty thousand French pilgrims gathered in the Eternal City from all parts of France, headed by all the French Cardinals, Arch-bishops and sixty two Bishops.

The facades of St. Peters, says Rheutter, was adorned by a large Standard representing the maid of Orleans in glory while in the interior of each side were others representing her miracles. Besides this the famous buielding was hung with famous red brocade reaching from the capital to the base of emmense pillars, while thousand of electrical light cunningly enterpersed with candles hung from the roof. *The function was directed by Cardinal* Rompolla, Arch priest of Basilica and by Cardinal Martenelli. *Prefect of* the congregation of Rites, assisted by Cardinals belonging to the congregation.

*They sat in rows having behind them the Archbishops, Bishops, and high dignatories, of many countries, those from France occupying a conspicuous position.* The Secretary of the Congregation of Rites presented the *prefect* of the same Congregation with Apostlic Brief for Beatification, asking permission to publish it which was granted, the same being asked of Cardinal Rompolla, after which the Papal Brief, which extolled the vir-

કરી દીધી હતી તેજ ઈંગ્લાંડના પુત્રો આજ તેના આ સન્માનમાં સામેલ થયા છે. તેજ ઈંગ્લાંડના લોકો આજે તેને સેન્ટ દેવતા માફક ગણી તેની પુજા કરવા પણ અચકાતા નથી* પૃથ્વીમાં સર્વાંગ સુંદર શું છે? જીવનની મહત્તા શામાં છે? તેની તેજસ્વીતા શામાં છે? સ્વદેશ સેવામાંજ. સ્વદેશને માટે જીવનોત્સર્ગ કરવો એનાથી વધારે ઉચ્ચતર, વધારે પવિત્ર, વધારે સુંદર કંઈજ નથી. હું માત્ર મારૂ પોતાનુંજ કલ્યાણ કરવાને નથી અવતરી; મારૂં જીવન તે મારૂં પોતાનું નથી-મારૂં જીવન દેશને માટે, દેશ બંધુઓની સેવાને કાજે છે. એજ અ એદ્ભુત કન્યાનો જીવન મંત્ર હતો અને એ મં " जननी जन्मभूमीश्च स्वर्गादपि गरीयसी"ન જય ઘોષણાને માટે તેનું જીવન હતું. તેનાં જીવન જેવુ ઉજ્વલ જીવન કોઇનુંજ નથી. મીસીસ ઓલીફાન્ટ વાસ્તવિક કહે છે કે:—" *She is the empossible* Verified and attained."

---

tues of the Pucelle "already venerable" was read declaring that she was numbered with blessed ones. ફ્રાંન્સમાં પણ આવી ધામધુમ કરવામાં આવી હતી. અને જ્યાં ક્યાંક તેન પૂતળાને હારથી શણગારવામા આવ્યાં હતાં,

* Time which is *wont to blot ou* the remembrance of kindly deeds ha *enthroned her in the hearts of distan* generations. Truth albeit tardy, *avenge the assaults of calumny, and her unendin* heavenly triumph wipes out the di honour once done to her. A crown mor sacred than any which earth can besto marks atonement for the iniquity of h death —— " English Roman Catholi Bishops' address to the Bishops of France."

જ્યાં દાર્કનો જન્મ ઇ. સ. ૧૪૧૨ માં ફ્રાન્સના ઉત્તર પશ્ચિમ ખૂણામાં દોમરેમી ( Domremy ) નામના ગામમાં થયો હતો. તે સમયે ફ્રાન્સ ઘણીજ અવનત દશામાં હતું. દેશમાં સંપ ન્હોતો. ફ્રેન્ચ લોકો જુદા જુદા પ્રાંતોમાં વિભકત થઇ ગયા હતા. જ્યારે સાતમા ચાર્લ્સે નામનો રાજ્યાધિકાર ધારણ કર્યો ત્યારે તેના નજીકના સંબન્ધી તેના વિરોધી હતા. જુદાં કારણોને લીધે જુદા જુદા પ્રાંતો સાથે સંબન્ધ ન્હોતો. ફ્રેન્ચ એક જાતિ (Nation) ન્હોતી. આ સમયે ફ્રાન્સમાં છાપખાનાં ન્હોતાં. ઉંચી કેળવણી અને સાહિત્યજ્ઞાન પાદરીઓને હસ્તક હતું. જ્યાંને ન્હાનપણથીજ ધર્મ પર આસ્થા હતી. બાલ્યકાળથીજ દેશના દુર્દૈવની વાતે તેના મન પર ઘણીજ અસર કીધી હતી.

જ્યાં દાર્કનું કુટુમ્બ તેના ગામમાં ઘણું આગેવાન હતું. જ્યાં દાર્કની મા ઘણી વખત તેને પવિત્ર પુસ્તકમાંથી દેવ અને સન્તોની કહાણીઓ કહી સંભળાવતી. ઉન્હાળાનો સમય હતો, શાંતિ સર્વત્ર રેલી રહી હતી. સરળહૃદયા જ્યાં; તેર વર્ષની અજ્ઞાત કુમારિકા પોતાના બગીચામાં સૃષ્ટિ સૌંદર્ય જોવામાં મુગ્ધ થઇ ગઇ હતી, એવામાં એકદમ તેણે દેદીપ્યમાન પ્રકાશનો ઝળ ઝળાટ જોયો. અને એકાએક આશ્ચર્યકારક, અને અદભૂત અવાજ તેના કાને સંભળાયો. આ અવાજ તે કંઇ મહાન અને ગુહ્ય આદેશ ન્હોતો, તે સરળ હૃદયનાં બાળક સમજી શકે તેવો ઉપદેશ હતો કે " Jeanne sois bonne et sage enfant." "જ્યાં, તું ભલી અને ડાહી છોકરી થા" આવાં સ્વપ્ન ચમત્કાર પછી તેને ઘણી વખત જણાયા અને દેશની અવનત સ્થીતિનું ભાન વધારે જાગ્રત થયું. જ્યાં દાર્કનું દયાર્દ્ર અંતઃકરણ વધારે સતેજ થયું. આખરે સેઇન્ટ માઇકેલે તેને સ્વપ્નમાં દર્શન દીધું અને આજ્ઞા કરી કે "જ્યાં ! તું જા અને ફ્રાન્સના રાજાને સહાય કર. તે તારીજ મદદથી રાજ્ય પાછું મેળવી શકશે." જ્યાં આ જોઇ ઘબરાઈ અને બોલી ઉઠી કે 'પ્રભૂ! હું માત્ર અજ્ઞાન બાળિકા છું અને શસ્ત્રકળા આવડતી નથી, ઘોડા ઉપર હું બેસી શકતી નથી. હું કેવી રીતે દેશની રક્ષા કરી શકીશ."

"મો. બોદ્રીકુર્ત પાસે જા, તે તને રાજા સમીપ લઇ જશે." આ વાણી સાંભળી જ્યાંદાર્કને સ્ફૂર્તિ આવી ઉત્તેજીત થઇ. કાર્ય સિધ્ધ શી રીતે કરવું ? તે વિમાસવા લાગી. આ વખતે તેના મામા ત્યાં આવી પહોંચ્યા. જ્યાં તેના મામાને ઘણીજ વ્હાલી હતી. તેણે તેના મામાને પોતાને ત્યાં લઇ જવા કહ્યું. જ્યાં મામાને ઘેર ગઇ અને તેણે પોતાનું સ્વપ્ન અને આદેશ કહી સંભળાવ્યો; અને બોદ્રીકુર્તને મળવાની ઇચ્છા જણાવી. અતિ આશ્ચર્યની વાત છે કે તેના મામાને આ વાત પર શ્રધ્ધા આવી. તેના મામા આ વાતને સંમત થયા પણ બોદ્રીકુર્ત સંમત થયો નહિ. તેણે આ વાત પર કર્ણપાત કર્યો નહિ. જ્યાં આથી નીરાશ થાય તેમ ન્હોતી. તે પોતાના કાર્યને છોડી દે તેવી ન્હોતી. **મનસ્વી કાર્યાર્થી न गणयाति दुःखम् नच सुखम्**" તે ગર્વનરને મળી અને પોતાને મળેલો આદેશ નીવેદન કર્યો. ગવર્નર બોદ્રીકુર્તની સમીપ જતાંજ કંઇ તેનો વિરલ પ્રભાવ પડયો. અને ત્યાં કચેરીમાંના બે માણસો પર એવી અસર થઇ કે તેઓ તેના આ કાર્યમાં મદદ કરવા તત્પર થયા. આ પછી જ્યાં પાછી પોતાના બાપને ઘેર આવી. જ્યાં દાર્કના પિતા, માતા મ્હોટી વિમાસણમાં પડેલાં હતાં અને આમાંથી બચવા તેઓએ એક યુકિત શોધી કાઢી. ગામના એક યુવક પાસે લગ્નની માગણી કરાવરાવી. જ્યાં એ વાતને સંમત થઇ નહિ. આ માણસે જ્યાંએ વિવાહને પુષ્ટિ આપીને છે અને એ હવે ફરી જાય છે એવી ફરિયાદ માંડી. આ બીના કોર્ટ અને બીશપ સુધી ગઇ. જ્યાંનો તેમાં જય થયો. આ બનાવથી તેની દઢ પ્રતિજ્ઞતા અને સત્ય અનુસરવાની આકાંક્ષા જોઇ સઘળા મુગ્ધ થયા. જ્યાંદાર્કે હવે પોતાનું ઘર હંમેશને માટે પોતાના ઇષ્ટ કાર્યને સિદ્ધ કરવાને માટે છોડયું.

જ્યાંદા'ર્ક ઘર છોડી ચાલી નીકળ્યાની હકીકત કહીએ ત્યાર પહેલાં ફ્રાન્સ ઇંગ્લાન્ડને હસ્તગત શી રીતે થયું તે જાણવું આવશ્યક છે માટે આપણે તે બીના પ્હેલી અવલોકીએ.

ફીલીપ ત્રીજાને બે છોકરા હતા તેની પછી તેનો મ્હોટો પુત્ર ફીલીપ ચોથો ગાદીએ બેઠો. આ ફીલીપના ત્રણે પુત્ર સંતતિ વગર મરી ગયા. ફીલીપ ચોથાની છોકરી ઇસાબેલાનાં લગ્ન ઇંગ્લાન્ડના રાજા સાથે થયાં હતાં અને આ ઇસાબેલાનો પુત્ર એડવર્ડ ત્રીજો ઇંગ્લાન્ડનો રાજા થયો. ફ્રાન્સમાં 'સેલીક લૉ' નામનો એક કાયદો અસ્તિત્વમાં હતો. આ કાયદા પ્રમાણે ફ્રાન્સની ગાદીપર છોકરીના છોકરાનો હક ગણાતો નહિ. આથી એડવર્ડનો ફ્રાન્સની ગાદીપર કંઇ વાસ્તવિક રીતે હક ન્હોતો. અને ફ્રાન્સના લોકોએ ફીલીપ ચોથાના ન્હાના ભાઇના પુત્રને ફીલીપ છઠ્ઠાના નામથી રાજ્યાધિકાર સોંપ્યો. પરંતુ એડવર્ડે ફ્રાન્સપર આક્રમણ કર્યું અને ફ્રાન્સપર વિજય મેળવ્યો. જ્યારે ઇંગ્લાન્ડની ગાદીપર પાંચમો હેનરી આવ્યો ત્યારે તેણે ફ્રાન્સપર પોતાનો હક જાહેર કીધો. આ હેનરી રાજાને ફ્રાન્સની ગાદીપર જરાએ હક ન્હોતો; કારણ કે જે હક એડવર્ડ ત્રીજાને હતો તે હક ખીજા કુટુમ્બમાં ગયો હતો. હેનરી હુશિઆર રાજા હતો, બ્હાદુર લડવૈયો હતો. અને યેન કેન પ્રકારેણ ફ્રાન્સને હસ્તગત કરવા માગતો હતો તેથી તેણે ફ્રાન્સપર ચઢાઇ કરી. (Harfleur) આર્લફ્લર પર ઘેરો નાંખ્યો અને તે છતી લીધું. ત્યાર પછી હેનરીએ (Agincourt) આંજિકુર આગળ ફ્રેન્ચ લોકોપર વિજય મેળવ્યો. અને વિજયી હેનરી ઠેઠ પારી (Paris) સુધી પહોંચ્યો.

ઇ. સ. ૧૪૧૯ માં અંગ્રેજોએ (Rouen) રૂવાંને ઘેરો ઘાલ્યો અને તે પણ લીધું. આખરે ફ્રેન્ચ લોકોએ ઇ. સ. ૧૪૨૦ માં (Troyes) ત્વાયેિ આગળ સન્ધિ કરી. આ સન્ધિના કરાર પ્રમાણે (૧) હેનરી ફ્રાન્સનો શાસક (Regent) થયો. (૨) ત્હેણે ફ્રાન્સની રાજ્ય કુમારી સાથે લગ્ન કરવું એ નક્કી થયું અને (૩) તે સમયે ફ્રાન્સના મૂર્ખ રાજા ચાર્લ્સના મૃત્યુ પછી હેનરીએ ફ્રાન્સની રાજ્ય ગાદી પર બેસવું એવું ઠર્યું. હેનરીનો ભાગ્ય રવિ આ પ્રમાણે તપતો હતો એટલામાંજ અસ્ત થયો. હેનરી મરણ પામ્યો. હેનરીના મરણ પછી તેનો અલ્પ વયસ્ક બાળક ઇંગ્લાન્ડનો રાજા થયો અને ફ્રાન્સને માટે ડ્યુક ઑફ બેડફર્ડ શાસક થયો. આ સમયે ફ્રેન્ચ રાજા મરણ પામ્યો હતો અને તેનો પુત્ર ચાર્લ્સ સાતમો એ નામ ધારણ કરી નામનો અધિકાર ગ્રહણ કર્યો હતો. અંગ્રેજો એકાદ બે વિજય મેળવ્યા પછી ઓર્લિઆ (Orleans) પર ઘેરો ઘાલ્યો. આ સમયે જ્યાંદા'ર્ક ચાર્લ્સ પાસે જવાને ઉપસ્થિત થઇ.

જ્યાંદા'ર્ક ફરીથી (Vaucouleurs) વૉકુલેર્ઝ તેના મામા સાથે આવી. અહીં તેની ખ્યાતિ ફેલાઇ અને કેટલાક માણસો સહાય કરવાને તત્પર થયા. અહીં તેને ડ્યુક ઑફ લોરેઇને આમંત્રણ કર્યું. જ્યાંદા'ર્ક ત્યાં ગઇ અને ડ્યુકને કંઇ શિખામણ આપી. ડ્યુકે તેને ચાર ફ્રાન્ક બક્ષીસ આપ્યા; જે તેણીએ તેના મામાને આપી દીધા. વાકુલેર્ઝમાં થોડા સમય પછી જ્યાંએ તેના મામા વગેરેની મદદથી એક ઘોડો ખરીદ કર્યો. અંતે જ્યાંએ બોદ્રીકુર્તને રાજાની હાર થઇ હતી તેની ખબર આપી. બોદ્રીકુર્ત આથી વિસ્મય પામ્યો અને તે પણ તેને રાજા પાસે મોકલવાને સ્હાય કરવા તત્પર થયો.

આ હકીકત જ્યાંના માતા પિતાને મળતાં ભય વ્યાકુળ થઇ ગયાં અને આ કામ ન કરવાને માટે સમજાવવાની કોશેશ કરવા લાગ્યાં. દ્રઢ આગ્રહી પુરૂષો પોતાના પથથી ગ્હેજ પણ પાછા હઠતા નથી. ભર્તૃહરિએ આવા મનુષ્યોને જોઇને કહ્યું હશે કે "न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः" જ્યાં દાર્કનો દ્રઢ વિચાર ફેરવી શક્યાં નહિ. તેણે પોતાના માબાપની માફી માગીઅને પોતાને કાર્યે લાગી.

ઈ. સ. ૧૪૨૯ ની ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે જ્યાં દા'ર્ક રાજા પાસે જવા નીકળી, ઓદ્રીકુર્તના ઘર આગળ માણસોની ઠઠ ભરાઇ તેણે જ્યાં દા'ર્કને એક તરવાર ભેટ આપી, જ્યાં દા'ર્ક પુરૂષનો વેષ ધારણ કરી રાજા પાસે યાત્રાએ ચાલી નીકળી.

જ્યાં દા'ર્ક અને તેની સાથેના મનુષ્યો અગીઆર દિવસ પછી શીનોં (Chinon) નજીક (Fierbois) નામના ગામ આગળ આવી પ્હોંચ્યા, શીન્યોંમાં ચાર્લ્સ અને તેનું રાજ્ય મંડળ હતું. અહીં બે દિવસ પછી રાજાની મુલાકાત થઇ શકી. મૂકરર કરેલી રાત્રે જ્યાં દા'ર્કને. ધામ ધુમથી રાજ્ય ગૃહમાં લઇ જવામાં આવી. રાજા છદ્મ વેષ ધારણ કરી સરદાર મંડળમાં નીચો ઉભો રહ્યો હતો; અને રાજાનાં વસ્ત્ર અને ચિન્હ કોઇ અન્ય પુરૂષને આપી તખ્ત ઉપર બેસાડ્યો હતો. જ્યાં દા'ર્કે રાજાને પ્હેલા જોયો ન્હોતો. રાજ્ય ગૃહમાં પ્રવેશ કર્યો. સઘળાની આંખ તેના તરફ હતી! શું થશે એ જાણવાને સઘળા ઉત્સુક થઇ રહ્યા હતા. જ્યાં દા'ર્કે એક દૃષ્ટિપાત નાખ્યો અને એક ક્ષણ પણ સ્થંભ્યા વગર ચાર્લ્સની પાસે જઇ બોલી "વિનયી દાફિં ! પ્રભુ ત્હને દીર્ઘાયુ કરો." "હું રાજા નથી. રાજા તો એ—રહ્યા" ચાર્લ્સે પ્રત્યુતર આપ્યો. ઘુંટણપર પડેલી જ્યાં ઉભી થઇ બોલી "રાજકુમાર તો તમેજ છો. મને દૈવી આજ્ઞા છે. કે તમે રાજા થશો અને તમારી તાજ પોશીની ક્રીયા થશે" આ સાંભળી રાજા અને રાજ્ય મંડળ સ્તબ્ધ થયું. ચાર્લ્સ અને સરદારોની ઉપહાસ કરવાની વાત બાજુએ રહી. રાજાને શુધ્ધિ આવી, તેના મનની શંકા ટળી ગઇ, પણ સરદારોના, ધર્મ ગુરૂઓના મનમાં કંઇ વહેમ રહ્યો. અને તેને વળી પરિક્ષાને માટે પ્વાતિયે મોકલવામાં આવી. અહિં બીશપો, યુનિવર્સીટીના માણસો અને જુરરો સન્મુખ પોતે પોતાનું ઇશ્વરી પણું સિધ્ધ કરી શકી. અનેક તરેહના પ્રશ્ન પૂછવામાં આવ્યા, જ્યાં દાર્કે તે સર્વના જવાબ આપ્યા. આ પછી તેને ફરીથી શિનોંમાં લાવવામાં આવી. અહીં વળી ફરીથી પાછી તેની પરિક્ષા લેવામાં આવી. રાજાએ તેનો આદરપૂર્વક સત્કાર કર્યો. ઘણા અનુસંધાન પછી હવે સઘળાની ખાત્રી થઈ હતી કે જ્યાં દાર્ક રાજાને સહાય કરી શકશે. સઘળાંનાં મનમાં આશાનો સંચાર થયો.જ્યાંદાર્કને સજ્જ કરવાને સઘળી વ્યવસ્થા તૈયાર થઇ.જ્યાં દાર્કને એકાએક સ્મરણ થઇ આવ્યું કે તેને માટે જોઇતી તરવાર લા ફ્રેઆ નામના ગામમાં સેંટ કેથેરાઇનના દેવળમાંની વેદી પાછળ મળશે. એકદમ માણસને ત્યાં મોકલવામાં આવ્યો. અને તેના કહેવા મુજબ તરવાર તેજ સ્થળેથી મળી આવી. એક સુંદર વાવટો તૈયાર કરવામાં આવ્યો અને તેના પર એક ઇશુ ખ્રિસ્તની મૂર્તિ અને તેની બન્ને બાજુ ઘુંટણીએ પડતા પાર્ષદ હતા; નીચે "jhesus maria" એ શબ્દો લખ્યા હતા, જ્યાં દાર્કની પરિક્ષા જોવામાં લગભગ બે મહીના વ્યતીત થઇ ગયા હતા. અને એપ્રિલમાં સમસ્ત તૈયારી પૂર્ણ થઇ એટલે તે મહિનાની ૨૭ યા ૨૮ મી તારીખે પોતાના ન્હાના લશ્કર, જનરલો અને કેપટનો સહિત અપૂર્વ વેશે સજીત થઇ ઓર્લિયાં તરફ પ્રયાણ કીધું. બ્લોઆ નામના ગામમાં તે થોડો સમય રહી અને અહીં તેણે જે પુર્વે પ્વાતીયે (potiers) આગળ તેના પરિક્ષકોને જણાવ્યું હતું તે પ્રમાણે ઇંગ્રેજોને ઓર્લિયાં તેને સ્વાધીન કરવાને પત્ર લખ્યો. હમેશ જે બનતો આવે છે તેજ પ્રકાર અહીં બન્યો. અંગ્રેજોએ ઘૃણાથી તેનો પ્રત્યુતર વાળ્યો. તેણે સૈન્યમાં સુધારો કર્યો. તેના અલૌકિક તેજપુર્ણ આર્વિભાવથી ઉત્સાહનો વિદ્યુત સંક્રમિત થયો. તેણે દુશ્ચરિત્ર લોકોને વિદાય કરી દીધા. અને પ્રાર્થના અને આદેશથી સર્વના મનમાં અમાનુષી શકિતનો સંચાર કર્યો.

---

*જેમ ઇંગ્લાંડમાં રાજાના જ્યેષ્ઠ પુત્રને "Prince of wales". કહે છે તેમ ફ્રાન્સના રાજાના જ્યેષ્ઠ પુત્રને દાફિં Dauphin કહેતા.

બીજે દિવસે સવારે યુધ્ધના નેતાઓ એકઠા થયાં અને યુધ્ધ વિષે વિચાર કરવા લાગ્યા. જ્યાંદાર્કનો એકદમ હલ્લો કરવાનો અભિપ્રાય હતો; પરંતુ બીજા લોકો આ મતથી વિરૂધ્ધ હતા. જ્યાંદાર્કના આ મતથી એક કેપટન એટલો તો ગુસ્મે થઇ ગયો કે "શું અમે હજારો યુધ્ધો જોયાં તે એક આવી છોકરીની સલાહને માનીશું" એવું બોલી ઉઠયો. જ્યાંદાર્કને આવા માણસો વારંવાર તેના કાર્યમાં અવરોધ કરતા. તેનો રૂઆબ, દેખાવ, તેમનાથી સહન ન્હોતો થઇ શકતો. તેઓ જો એકલા જીત મેળવી શકે તો તેમ કરવાને તત્પર હતા. આવા વિઘ્નરૂપી મનુષ્યો દરેક દેશમાં આપણે જોઇયે છીયે; અને ઘણી વખત તેઓ સારા કાર્યના શુભ ફળને નુકશાન કરે છે. જ્યાંદાર્કે આ વાત ઉપર થોડુંજ લક્ષ આપ્યું. તેને તો પોતાનું કાર્ય કરવું હતું. તે લોકોની સ્તુતી યા નિંદાની પરવા રાખતી નહોતી.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन.**
કર્તવ્ય કરવું એજ તેને ઇષ્ટ હતું. ફળની તેને વાંછા ન્હોતી. જ્યાં પોતાની ટોળીના મનુષ્ય લઇને ઘોડાપર બેસી ચાલી. અંગ્રેજોને ફરીથી તેણે સ્થાન છોડી જવા કહ્યું. અને આના પ્રત્યુતરમાં તેને ગોળાનો વર્ષાદ મળ્યો. તેથી તેણે આક્રમણ કર્યું ? અને વિજયી નીવડી. બીજે દિવસે રવિવારે મેની પ્હેલીના સ્હવારે થોડું લશ્કર પાછળથી આવવાનું હતું તે આવેલું ન જોઇ (Dunois) ડુનોઆ નિરાશ થયો; અને તે લશ્કરને લેવા પાછો બ્લોઆ(Blois) જવા નિકળ્યો. જે દુર્ગ આગળથી અંગ્રેજો ડુનોઆને અવરોધ કરત, જ્યાં અંગ્રેજો તરફથી ભય હતો, ત્યાં સુધી જ્યાં સાથે ગઇ અને (LaHire) લાહીરની સાથે તે સ્થાન ઘેરી ઉભી. અંગ્રેજો કંઇ કરી શકયા નહિ. એક પણ ગોળી બ્હાર થયો નહિ. ડુનોઆ સહી સલામત ચાલી ગયો. આજ ફરીથી ડુનોઆ લશ્કરને લઇને આવ્યો. તે દિવસે સ્હાસી લેવા ગઇ. અને પ્હેલાંના માફક વિજયી આવી. જે દિવસે ડુનોઆ પાંછો ફર્યો. તે દિવસે બપોરે તે સુઇ રહી હતી. બીજા લશ્કરના કેટલાંક આગેવાનો પણ થાકથી આરામ લેવાને સૂતાં હતા. જ્યાં એકાએક જાગૃત થઇ બોલવા લાગી કે "તૈયાર થાઓ, મ્હને ભાસે છે કે મ્હારા સિપાઇઓનું લોહી રેડાય છે" એમ કહેતાંજ તે નીચે આવી અને પોતાના માણસને હાક મારી. તેણે તેને માટે ઘોડો સજ્જ કર્યો અને જ્યાં ઘોડાપર સ્વાર થઇ. એટલામાં દૂર અવાજ થતા સંભળાયા. જ્યાં દાર્કે પોતાની ધજા માગી લીધી અને એકદમ ચાલી નીકળી.

જ્યાં દાર્કનું ભવિષ્ય ખરૂં હતું. જેઓ તેનાથી અસંતોષ પામ્યા હતા તેઓ છાના માના દૂર્ગ આક્રમણ કરવાને એકલા ચાલી નીકળ્યાં હતા. જેવી જ્યાંદાર્ક ચાલી નીકળી કે તેની પાછળ ડુનોઆ વીગેરે સજ્જ થઇ નીકળી પડ્યા. બન્ને બાજુની છપાછપી પુર્ણ જોરથી ચાલુ રહી. અંગ્રેજો મરણીઆ થઇ લડવા લાગ્યા પણ અંતે નિરાશ થયા અને સ્હાંઝ પડતાં પડતાં ફ્રેન્ચોએ Bastille હસ્તગત કર્યું. આ સઘળો સમય જ્યાં સૈન્યમાં પ્રચુરતની માફક ફરતી, કેટલાકને ઉતેજીત કરતી, કેટલાકને આશા સિંચતી તે પોતાનો વાવટો લઇ લડાઇને મોખરે ફરતી. ૫ મી મેનો દિવસ ધાર્મિક હોવાથી જ્યાંએ તે ઇશ્વર સ્તુતિમાં-પ્રાર્થનામાં ગાળ્યો. બીજા જેઓ એટલા ધર્મ ચુસ્ત ન્હોતા તેઓ ફરીથી લડાઇના વિચારને માટે એકઠા થયાં. ( Les Augestine ) તે ઓગસ્તે અને ( Les Tourelles ) તે તોરેલ્યેપર આક્રમણ કરવાનું નકકી કરવામાં આવ્યું. આ કિલ્લો Glasdale જેવા યુદ્ધ નિપુણ, ફ્રેન્ચના હડ હડતા વૈરીના નેતૃત્વ નીચે હતો. આ આક્રમણમાં વિજય શ્રી ઇંગ્રેજોના પક્ષમાં જવાનો સંભવ હતો. પણ જ્યાંદાર્કની અદભુત હિંમતે બીજાઓને ઉત્સાહી બનાવ્યા. ફ્રેન્ચને માત્ર વિર્યવાન નેતાઓનીજ જરૂર હતી અને જ્યાં દાર્કની હિંમતે તેમનામાં શૌર્ય પ્રેર્યું. જ્યાં દાર્કનું શુભ્ર બખ્તર, સુર્ય પ્રકાશ, તેનું ચક

તેજ, તેના મસ્તકપરના ટોપપરથી પડતાં તેજ-કિરણો, તેનો વિરોચીત ભવ્ય દેખાવ અંગ્રેજોની હામ ઉડી જતી. ૭ મી મેને દિવસે Augustin) સેન્ટ ઓગસ્તેનો કિલ્લો ફ્રેન્ચ એ જીત્યો. આ કિલ્લો હાથ આવ્યા પછી ફ્રેન્ચ નાયકો એકઠા થયા આ જીત મેળવ્યાં તેઓ જ્યાં સુધી બીજું લશ્કર આવી ન યે ત્યાં સુધી આગળ ન વધવાનો ઠરાવ કીધો. નાયકો એકઠા થયા ત્યારે જ્યાં દાર્કને પગે સ્હેજ ાગેલો હતો અને તેથી તેને આરામ લેવા જવા હતું. આમ કરવામાં તેમની શી મતલબ હતી ! ર તેઓનો વિચાર જ્યાં વગર લડાઇ આગળ રી લડાઇનો સર્વ યશ તેમને એકલા મેળવવાનો ાર હશે. તેઓએ કરેલો ઠરાવ એક જાસૂ-સાથે જ્યાં દાર્કને પહોંચડાવ્યો. જ્યારે જાસુસ તેની સમિપ આવ્યો ત્યારે જણાવ્યુ કે "તેઓએ સર્વ એકઠા મળી નિશ્ચય છે; તો મ્હેં પણ મ્હારો કર્યો છે" ત્હેણે તેનાં ુ ફરીને કહ્યું "મ્હારી પાસેથી જરા પણ ખસીશ નહિ. રૂધીર કાલે વ્હેશે, હું ઘાયલ થઇશ" બીજે ો સ્હવારે અરૂણોદય થતાં તરતજ સજ્જ થઇ. જ્યાં ઇષ્ટ કાર્ય કરવા ચાલવા લાગી. આગલે દિવસે ોએ આ કાર્યની વિરૂદ્ધ ઠરાવ કર્યો હતો તે સર્વ આ કામ કરતા અટકાવવા કહેવા લાગ્યા; પણ દાર્કે તેમના કહેવાપર લક્ષ્ય આપ્યું નહિ. આગળ ાં તેમનામાંના એક સૈનિકે તેનો ગતિરોધ કરવા ત્ન કર્યો; આમાં તે ફતેહમંદ નીવડયો નહિ. ના જળ તરંગપર સુર્યનો ઉગતો પ્રકાશ ચમકી ો હતો. નદિની પેલી બાજુએ (Les Tourelles) તુરઇયેનો દુર્ભેદ્યદુર્ગ હતો. જયાંદાર્ક વિદ્યુત્‌ત્વરાથી ગળ વધી. તેનાં માણસો પણ તેની સાથે ધસી યાં. જ્યાં દાર્કના આવિર્ભાવથી જેમ ફ્રેન્ચો ઉદ્દીપ્ત થતા હતા તેવી રીતે અંગ્રેજો ભીત થતા હતા.

"ગ્લાસ્ડે ૩૦૦ માણસોની દુર્દાન્ત સાહસી સેના લઇ આ દુર્ગની રક્ષા કરતો હતો. પૂર્ણ જોસથી લડાઇ શરૂ થઇ. એક બીજાની સ્હામે માણસો વેગથી લઢવા લાગ્યા. આ લડાઇના બુમરાણમાં જ્યાંનો સ્પષ્ટ અવાજ સંભળાતો હતો bonne Cœur bonne esperance અને "હવેજ ખરી પળ આવીછે! વીગેરે વાક્યોથી સૈનિકોને શૌર્ય પ્રેરતી. લગભગ દશ વાગે આક્રમણ શરૂ થયો હતો તે બાર વાગ્યા સુધી ચાલ્યો. દુર્ગ પ્રવેશ કરવાને માટે એક સીડી પડી હતી તે જ્યાં દાર્કે લીધી અને ભીંતપર મૂકી ચ્હડવા માંડયુ, એટલામાં એક તીર તેને છાતીએ વાગ્યુ અને વિરકન્યા ભૂમિપર પડી. ક્ષણભર એમ લાગ્યુ:- હવે ફ્રેન્ચોની સર્વ આશા જતી રહી. જ્યાં દાર્કના માણસો તેની આસપાસ એકઠા થઇ ગયાં. સુભ્યત્વે પ્રથમ દિવસે કહ્યું તે તેનો નોકર તેની સન્નીધ આવી ઉભો રહ્યો. જ્યાં દાર્કે પોતાના શરિરમાંનું શર ખેંચી કાઢયું. સૈન્યમાં આવો પ્રસંગ આ પ્રથમજ હતો. ૧૭ વર્ષના આ ન્હાના જનરલ ઇન ચીફના મુખમાંથી એક દુઃખનો નિશ્વાસ બ્હાર નીકળ્યો. જેમ કોઇ મરણ સમીપ તેમ તેણે પ્રાર્થના કરી. પણ થોડીવારમાં તેનો વિચાર પલટાઇ ગયો. તેણે સિપાઇઓનો જુસ્સો નરમ જોયો. તેણે હલ્લો કરનારાઓને પાછા હઠતા એમ જોયા અને દુનોઆ પાછા હઠવાને રણનાદ કરવાની વાત કરવા લાગ્યો. તે પોતાનું સર્વ દુઃખ આ જોઇ વિસરી ગઇ લથડીઆં ખાતી તે પોતાના અશ્વપર સ્વાર થઇ અને બોલી કે "જરા આરામ લ્યો અને કંઇક અંહાર કરો" થોડીવારે તે નિરાપદ દ્રાક્ષ મંડપમાં પડી અને તરતજ પાછી ફરી. તેણે પોતાનો શ્વેત વાવટો લીધો. અને અગ્રવર્તી થઇ "આ પતાકા દુર્ગની ભીંતને સ્પર્શે કે તરત મ્હને કહો" તે બોલી. થોડીવારમાં એક સૈનિકે જણાવ્યું જે "પતાકા દુર્ગને અડે છે" "આગળ વધો આગળ વધો" તે બોલી ઉઠી. ફ્રેન્ચ લોકો લોકોતર ઉત્સાહથી લઢવા લાગ્યા. તેમને એવી તો સ્ફુર્તિ આવી કે દુર્ગની ભીંત જાણે સીડી હોય તેમ

---

ndrew lang સ્કોટલાન્ડનો પ્રખ્યાત વિદ્વાન જેણે . વિષયમાં બારીક અભ્યાસ કર્યો છે તે જણાવેછે કે ભવિષ્ય વાણી તેને એક મહિના અગાઉ કરી હતી.

તેની આસપાસ વેષ્ટિત થયા. આ અપૂર્વ ઉત્સાહ, અપુર્વ જોસ જોઇ અંગ્રેજો ભય કમ્પિત થવા લાગ્યા. આ શુભ્ર શ્વેતામ્બરીને જોઇ ભય ભીરૂ અંગ્રેજ કહેવા લાગ્યા "શું તેઓ પોતાને અમર માનેછે" "આ મરેલી ફરીથી શું ભુત થઇ પાછી લઢવા આવી છે." તીરો વરસાદની માફક છુટયા પણ તેમાંનું એક પણ તેને સ્પર્શ કરી શકયું નહિ. તેનો વાવટો દુર્ગને અડતાં તે ગર્જના કરી બોલી કે પ્રવેશ કરો; આગળ વધો હવે સર્વ તમારૂંજ છે." ગ્લાસડેઇલ કંઇ કરી ન શકવાથી તેનાં મૂઠીભર અવશિષ્ટ મનુષ્યો સંગ્રહ કરવા લાગ્યો. જ્યાંદાર્કે તેને જોયો "Renty, Renty Classidas" તે બોલીઃ તેં મને ગાળો દીધી છે પણ મને તારી અનુકમ્પા આવે છે. આના પ્રત્યુતરમાં તેણે ગાળોનો વરસાદ વરસાવ્યો. અને તેના અવશિષ્ટ મનુષ્યો લઇ એક ન્હાના સેતુથી પાર થવાને પ્રયત્ન કરવા લાગ્યો. પુલ અધવચમાંજ તુટી પડયો. ક્લાસીદાસ અને તેના મનુષ્યો નદિમાં પડી ડુબી ગયાં. આ પ્રમાણે આ ઘેરાનો અંત આવ્યો. દયાર્દ્ર જ્યાં ક્લાસીદાસનું મરણ જોઇ આંસુ પાડતી બોલી કે "J'ai grande pitie de ton ame" "હું તારા આત્માની અનુકમ્પા ચ્હાઉં છું" કેવા ઉદારતા!! પોતાના કટ્ટા શત્રુને માટે કેવી લાગણી! મહાન પુરૂષોનાં હૃદયજ એવાં હોય છે. તેઓ ઉદાર ચિત હોય છે. કર્તવ્ય કરવામાં તેઓના હૃદય વજ્ર જેવાં હોય છે. પણ અન્ય વિષય સમ્બન્ધે તેઓનાં અંતઃકરણ કુસુમવત્ કોમળ હોય છે. મહાકવિ ભવભૂતિ ઉતર રામ ચરિતમાં શ્રીરામનાં ચરિત્ર વિષે યથાર્થ કવે છે કેઃ—

"वज्रादपि कठोराणी मृदुनी कुसुमादपि
लोकोतराणांचेत्तांसि कोत्र पारीयतुंक्षमः"

જયોલ્લાસથી આખા ઓર્લિયાંમાં આનંદ વ્યાપી રહ્યો. સઘળા દેવળોમાં જય ઘંટાના નાદથી અને મનુષ્યોના આનંદોલ્લાસથી ગગન વિદિર્ણ થવા લાગ્યું. અલ્પ વયસ્ક કન્યાએ માત્ર આઠ દિવસમાં ઉઠાવી લીધો અને પોતાની પ્રથમ પ્રતિજ્ઞાં પૂર્ણ કરી દેખાડી. હજુ પણ પ્રત્યેક વર્ષ ૮ મી મેને દિવસે ઓર્લિયાંના લોકો શહેરની આસપાસ સરઘસ કાઢી તે દિવસને ચિરસ્મરણીય રાખે છે. તે આ સમયથી જ્યાં દાર્ક (La pucelle d' Orlians)-લા પ્યુશેય દોર્લિયાં, ઓર્લિયાં કુમારીના નામથી ઓળખાવા લાગી.

ઓર્લિયાં ફ્રેન્ચને હસ્તગત થયું એ હકીકત અનેકનાં હૃદયમાં આશા સિંચન કરતી, ઉત્સાહ પ્રેરતી, ફ્રાન્સમાં સર્વત્ર વિદ્યુત, ત્વરાથી પ્રસરી ગઇ. ૯ મી મેને દિવસે જ્યાં દાર્કે રાજાને મળવા શીન્યોં તરફ પ્રયાણ કીધું. લોઆર નદિ તીરસ્થ લોકે (Loches) નામનો મજબૂત કિલ્લા બંધ સ્થાનમાં રાજા તેના રાજ્ય મંડળ સાથે હતો. જ્યાં અહિં ચાર્લ્સને મળી. ફતેહના ડંકાના અવાજ હજુ કાનમાં ભણકારા મારી રહ્યા હતા, સિપાઇના ઉત્સાહપુર્ણ સ્તુતિરવ હજી શમ્યાં ન્હોતા. સૈનિકોનો ઉત્સાહ તાજો હતો, આજ પ્રસંગ આગળ વધવાને અને Rheims નગરમાં અભિષેક કરવાને વધારે યોગ્ય છે એ વિદિત કરવાને અહીં આવી હતી. રાજા વ્યર્થ મોજમજામાં, ભોગ વિલાસમાં, સ્તુતિ પાઠકોના ખોટાં વચનો સાંભળી રીઝવામાં, ગાનતાન મીજલસોમાં પોતાનો અમુલ્ય સમય અને જીવન વ્યતીત કરતો હતો, રાજ્ય મંડળમાં હલકાં મનુષ્યો વિશેષ હતા. "આજ ચમન ઉડાવો. કાલનું કાલ છે, અહીં શું ઓછું છે" એવી સલાહ સર્વ કોઇ ચાર્લ્સને આપતું હતું. જ્યાં દાર્કને અહીં રાજાને પોતાની બુદ્ધિમાં લાવવાને થોડો સમય ખોટી થવું પડયું. રાજાની મુલાકાત વિરલજ થતી હતી. વિલાસપ્રિયતામાં રાજરમણીઓ અને પુરૂષ મસ્ત હતાં. જયાંદાર્ક વધારે સમય આ સર્વ જોઇ શકી નહિ. તેણે ઘણાને સમજાવવાની કોશીશ કરી પણઃ—

સખા હમને નિહાયત કોશીશે કી
તાકે કુચ્છ સમઝે;
"અગર સમઝે તો યેહ સમઝે કે
અબતક કુચ્છ નહીં સમઝે,"

એવી તેની સ્થિતિ હતી. આખરે એક દિવસે જાની મુલકાતને માટે રાજાના ઓરડા બહાર ઉભી ી. રાજા તેના ઓરડામાં મંત્રીઓ સાથે કંઇ મસ-ત કરી રહ્યો હતો. કંટાળીને જ્યાંએ બારણું કયું. તેને અંદર દાખલ કરવામાં આવી. જ્યાંએ જાને વિનવિ કહ્યું; "રાજન ! વ્યર્થ મસલતમાં શા ટે વખત ગુમાવો છો ? રેમ્સ જઇ અભિષેક કરાવો." ા મુલાકાતનું પરિણામ એ આવ્યું કે લોઆરથી સ સુધીના માર્ગ અંગ્રેજો પરિત્યાગ કરે કે તરતજ સે જવા રાજાએ કબુલ કર્યું. ઓર્લિયાંના ઘેરા-થી છુટું છવાયું બચી ગયેલું લશ્કર અને સર-ન ફોલ્સ્ટોફનું લશ્કર માર્ગમાં હતું. જ્યાં કબુલ ઈ અને આને માટે તૈયારી કરવાને તત્પર થઇ. ૧૧ ી જુનને દિવસે તેણે Jargeau જારગો નામના કીલ્લા ર હલ્લો કર્યો. આ કિલ્લો ડયુક ઓફ સફોકની રદારી નીચે ચતુર સેનાના સંરક્ષણમાં હતો. જયાંના ાથાપર એક ભારી પત્થર લાગ્યો, અને જમીનપર ડી ગઇ પણ તરતજ ઉભી થઇ અને સિપાઇઓને તેજન દેવા લાગી. ડયુક ઓફ આલેજા જેને સાથે ાવી હતી અને જેની પત્નિને તેના સ્વામીને સહિ-લામત પાછો આપવા વચન આપ્યું હતું તેને દ્દેશી કહેવા લ.ગી—Avant, gentil duc,—આવાં ન્તીલ ડયુક, વિનયી સરદાર, અગ્રે થો. શું તમે ભુલી ાયા છો કે તમારી પત્નિને તમને પાછા સહિસલા-મત આપવાનું વચન આપ્યું છે? આવી રીતે હંમેશ જ્યાં લડાઇનો ધુંબારો વધારે હોય ત્યાં તે પોને તાકા લઇ ઉભી રહેતી અને પોતાના માણસોને ાર્ય પ્રેરતી. ડયુક ઓફ સફોકે ઘણોજ સ્ત્રી આદર-માન જાળવનારો અને સ્ત્રીજાતિ પ્રત્યે માનની નજરથી તેનાર હતો. એવું કહેવાય છે કે તે બોલ્યો હતો કે "જો હું શરણુ થઇશ તો એ વિરાંગનાંનેજ, બીજા કોઇને નહિ." અને જ્યારે ફ્રેન્ચોએ છેવટે વિજય મેળ-વ્યો ત્યારે તેણે પોતાની તરવાર જયાંદાર્કને આપી અને શરણુ થયો. ઇતિહાસકાર જણાવે છે કે "Suffolk was always the finest gentleman and the most perfect gentle knight of his time." પછી ફ્રેન્ચોએ Meung મ્હેલાઇથી સર કર્યું. અહીંથી રેમ્સ જવાને માટે આગળ વધવા લાગ્યા. અને થોડી કુચ કર્યા પછી લશ્કરના કેપટનો-માં મતભેદ ઉપસ્થિત થયો. તેઓમાંના ઘણા આગળ વધવાને બદલે (Beaugency) બોજન્સી આગળ પડાવ નાખી રહેવા સુચવ્યું. જયાંદાર્કનો અભિપ્રાય આગળ વધી દુશ્મનોની સ્હામે થવાનો હતો. "નિડરપણે તેમનાપર તુટી પડો અને આપણો વિજય થશે. જો તેઓ આકાશમાં હશે તોપણ આપણે તેમને પકડીશું" એજ તેની વિરોચિત વાણી હતી. કવિ યથાર્થ કહે છે કે:—

"રણ મેદાને ચડયાં તો ધુમવું, પાછાં નવ હઠવું"* દૈવયોગે બન્ને લશ્કરનો મેળાપ અચાનક બની આવ્યો. અંગ્રેજો સમીપની ઝાડીમાં સંતાઇ રહેલા હતા. અને તે સ્થાન ઘણું સુરક્ષિત હતું. કેટલાંક ફ્રેન્ચ જાસુસોની હીલચાલથી ગભરાયલું હરણ ઝાડીમાં જ્યાં અંગરેજો ફ્રેન્ચોને આવતા અટકાવવાના હેતુથી પડયા હતા ત્યાં ગયું. તેઓએ બંદુક ફોડી અને આને લીધે તેમનું સ્થાન કળી શકાયું. અંગ્રેજો પોતાના બચાવની તૈયારી કરે ત્યાર પહેલાં ફ્રેન્ચ લશ્કર વિદ્યુત્‌વેગથી તેમનાં પર ધસી આવ્યું. (La Hire) લાહીર તેનાં માણસો સાથે પ્હેલો દુશ્મનો પર તુટી પડયો. અદ્દભુત વીર્યથી ફ્રેન્ચ લડવા લાગ્યા અંગ્રેજી યુધ્ધ વિશારદ Talbot તાલ્બોટ અને બીજા નાયકો હતા. એવા જુસ્સાથી ફ્રેન્ચ સેનાએ હલ્લો કર્યો કે અંગ્રેજો આશ્ચર્ય ચકિત થયા. ફ્રે લડનારા, માણસ કે દેવના, આદમી છે, વા સેતાનના

*કડીવાનો.

સાથી છે, એવો તેમને ભય પેદા થયો. અંગ્રેજી સેના અવ્યવસ્થિત થઈ ન્હાસવા લાગી. ફોલ્સ્ટોફે જોયું કે જયની આશા નથી ત્યારે તેણે યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કીધું. તેઓ મરણીઆ થઈને લડવા લાગ્યા અને અંતે ફ્રેન્ચોના હાથમાં કેદ પકડાયો. લોર્ડ સ્કેલ્સ અને ઈંગોરફોર્ડ પણ પકડાયા. આ પાતેના યુદ્ધમાં અંગ્રેજોને ૪૦૦૦ હજાર માણસોનું નુકસાન અને ૩૦૦૦ હજાર માણસો લગભગ મરણ પામ્યા જયારે સ્હામી બાજુએ ફ્રેન્ચને કંઇ ન જેવું નુકશાન થયું જયારે. ફોલ્સ્ટોફ યુધ્ધમાંથી પલાયન કરી ગયો. ત્યારે જયાંદાર્ક જે પાછળ દોડી હતી, તેણે એક અંગ્રેજ કેદીને ફ્રેન્ચ લોકોના અત્યાચારનો ભોગ થતો જોયો. આ જોઇ જયાંનું હૃદય દયાથી ભરાઇ આવ્યું. તે એકદમ અંગ્રેજો અને બીજાઓને સારવાર આપવા લાગી. જયાંદાર્કે (Sully) ને પાછા પકડાયલા કેદીઓને મુકિત આપવાને માટે અનુરોધ કર્યો અને સઘળાને છોડાવ્યા. પાછળ જયારે ..ણે આ દયાના અવતાર પ્રતિ અંગ્રેજોનો જુલમ ..એ છીએ ત્યારે તેમનાપર ઘૃણા આવે છે.

જયાંદાર્કે જેટલું મનુષ્યને શકય છે તેટલું કરી દેખાડયું હતું. ઓર્લિયાંનો ઘેરો ઉઠાવ્યો હતો, રેમ્સ જવાને માર્ગ સરળ કર્યો હતો, અંગ્રેજોનો પરાભવ કર્યો હતો, ફ્રેન્ચ સેનામાં ઉત્સાહ પ્રેર્યો હતો અને એમ સિધ્ધ કરી બતાવ્યું હતું કે ચાર્લ્સને રેમ્સ જઇ રાજ્યાભિષેક કરાવવામાં કંઇજ હરકત જેવું રહ્યું નહતું એટલુંજ નહિ પણ ચાર્લ્સને તેમ કરવું એ આવશ્યક હતું. વિલાસપ્રિય રાજાને આ વાત રૂચીકર ન્હોતી. તેના મંત્રીઓને રૂચીકર ન્હોતી. રેમ્સના આર્કબીશપને પણ રૂચીકર ન્હોતી. જયાંદાર્ક અને તેનાં મનુષ્યોએ મેળવેલા વિજયે આ આનંદી રાજાપર કંઇજ અસર કરી નહિ. તે ખોટાં બ્હાનાં બતાવવા લાગ્યો. "આજ નહિ, યોગ્ય પ્રસંગે" એવી વાત કરવા લાગ્યો. ગમે તેમ પણ અંતે ઘણા માણસોના વચનને માન આપવાની ચાર્લ્સને ફરજ પડી. લશ્કર Gien આગળ એકઠું થયું અને અહીં રાજા આવી મળ્યો. જયાંદાર્કે તેના ઉતમ આચરણથી, પવિત્ર જીંદગીથી, દુર્લભ કાર્યોથી સિદ્ધ કરી આ હતું છતાં રાજય મંડળના માણસો અને પાદરી શંકાની નજરથી જોતાં અને ડાકણ છે એમ માન ઘણાક તેની પાછળ તેની નિંદા કરતા. જયાંદાર્ક તે બે ભાઇઓ અને તેના માણસો ૨૮ મી જ જયાંથી નીકળ્યા. બીજે દિવસે નાખુસીથી ધ ધ્યક્ષો, ઉમરાવો, માર્શલો, એડમીરલો વગેરે લઇ બી દીવસે જીંઆથી પ્રયાણ કીધું. રાજાની સાથે ડુનોઅ લાહીર, ડયુક દા'લેઝાં વીગેરે જેઓ જયાંની સ લડાઇમાં ભાગ લીધો હતો તે સહુ હતા. (Auxeir ઓઝેર નામના ગામમાં તેમણે પ્રથમ પડાવ નાખ્ય આ સ્થાન બર્ગેન્ડીયન્સના હસ્તક હતું. તેઓ લાં આપીને આ પ્રમાણે રસ્તાપરના કેટલાક ગામો હસ્ત ગત કરતા (Troyes) ત્વાએ આગળ આ પહોંચ્યા. જે શરમ ભરેલી સંધીથી ચાર્લ્સે પોતા રાજય ગુમાવવાનો હતો અને હેનરી ફ્રાન્સનો રા થવાનો હતો તે અહીંજ થઇ હતી. રાજા અને તે સલાહકારો અહીં મ્હોટી વિમાસણમાં પડયા. સ્થાન સર કરી લેવું કે એમને એમ આગળ વધવું વાતના નિર્ણયને માટે મસલત ચાલી. આ મસલ માં જયાંની સલાહ લેવામાં આવતી ન્હોતી. જય કોર્ટના કોઇપણ માણસને સલાહ આપવાની છુ હતી. આ વસ્તુ સ્થિતિથી કંટાળી એક જણે હિંમત રાજાને કહ્યું કેઃ-"જો જયાંદાર્કનો અભિપ્રાય ન લે હોયતો એ બહેતર છે કે આપણે અહીંથી પા ફરવું કારણ કે આપણે અહીં જયાંદાર્કના કહેવા રેમ્સ જવા આવ્યા છીએ; માટે જો તેની સલ ન લેવામાં આવે તો કોઇનીજ સલાહની આવશ્યક નથી." આજ વખતે જયાંદાર્ક તે જગાએ આવી. આ ર્કબીશપ ઓફ રેમ્સ બોલ્યો; "જયાં, રાજા શું કર તેની વિમાસણમાં છે."

જયાંદાર્કે જવાબ આપ્યો; "હું કહું તે ત માનશો!"

રાજાએ જવાબ આપ્યો "તું જેમ કહીશ તેમ કરીશું."

જાં'એ કહ્યુઃ "અયે ઉદાત રાજપુત્ર! ત્હારા લશ્કરને આજ્ઞા કર કે એકદમ (Troyes) ત્વાઇયે પર હલ્લો કરે "અને હું ખાત્રીથી કહું છું કે ત્રણ દિવસમાં હું શહેરમાં દાખલ કરાવીશ અને ડયુક ઓફ બર્ગન્ડી ભય આશ્ચર્ય પામશે."

રાજ્ય મંત્રીમાંના એકે કહ્યું કે "જો તું છ દિવસમાં આ કાર્ય સિધ્ધ કરી શકે તો અમે થોભીએ"

જ્યાં દા'કે રાજાને ઉદ્દેશી કહ્યું "છ દિવસમાં નહિ, કાલેજ સર થશે" રાતેજ જ્યાં હલ્લો કરવાની સર્વ તૈયારી કરવા લાગી માણસો સર્વ ઉત્સાહથી મદદ કરવા લાગ્યા અને તોપ ગોઠવવાને માટે લાકડાં, બારીઓ જે કંઇ મળે તેનો ઉપયોગ કરી એક ઉચ્ચ સ્થાન ગોઠવ્યું. રાત્રે તેઓએ એવી ઉત્તેજનાથી કામ કર્યું કે નગર વાસીઓના અચંબાનો પાર રહ્યો નહિ. બીજે દિવસે સ્હવારે ગભરાટથી તેઓ દેવળમાં પ્રાર્થના કરવા દોડી ગયા. તેઓના મનમાં એમ આવ્યું કે ફ્રેન્ચ લશ્કરને (St. Michael) સેન્ટ માઇકેલની સહાય છે સૌ રાજાને અધિન થવું એ શ્રેયસ્કર છે. ઓર્લિયાંમાં જેવા બ્હાદુર લડવૈયા હતા તેવા અહીં ન્હોતા. તેઓ ભીરૂ હતા અને પાછા હઠતા હતા. આ બારીક પ્રસંગે બીશપ અને શહેરના અડધા માણસો સરઘસમાં બ્હાર નીકળી રાજાને મળવા ગયા. રાજા શહેરનું રક્ષણ કરવાને અને કંઇ ઇજા કર્યા વગર તેમને ચાલી જવા દેવાને કબુલ થયો. આ પછી જ્યાંદા'કે શહેરના દરવાજા આગળ જઇ ઉભી રહી. શહેરમાંથી હારીને માન ભંગ થયેલું લશ્કર ચાલી નીકળ્યું. અંગ્રેજો અને બર્ગેન્ડીયન્સ તેના તરફ દ્રષ્ટિ નાખી ચાલવા લાગ્યા. આ લશ્કરમાં તેમણે પ્રથમ પકડેલા ફ્રેન્ચ કેદીઓ હતા. આ ફ્રેન્ચ કેદીઓ જોતાંજ જ્યાં બોલી ઉઠી "En nom Dieu ઇશ્વરની ખાતર તેમને નહિ લઇ જવા દેવામાં આવે" તેઓને કુચ કરતા અટકાવવામાં આવ્યા. ભય નાદનું રણશીંગડુ વાગ્યું રાજાને ખબર કરવામાં આવી. ચાર્લ્સને લોકોને પૈસા ભરી છોડાવવા પડયા. ચાર્લ્સની ત્રીઝોરી પૈસાથી રેલ છેલ ન્હોતી. પરંતુ જ્યાં દા'કે દયાના અવતારે તેમના પ્રતિ અને કમ્પિત થઇ પોતાના ભાઇઓને બચાવ્યા. જો જ્યાંદા'કે આ વાત પર અલક્ષ્ય કર્યું હોત તો તેઓ હમેશને માટે જેલમાં પોતાના દિવસ પૂરા કરત. તેજ દિવસે સ્હાંજે ચાર્લ્સે નગરમાં પ્રવેશ કીધો અને ત્યાંના કેથેડ્રેલમાં લોકોની અધિનતા સ્વિકારી.

જેવી ત્રવાઇયેની સ્થિતિ તેવીજ ત્યાર પછી બીજા શહેરોની હતી. અમે લડાઇના લાંબા વિસ્તારવાળાં વર્ણનોથી જ્યાં દા'કેના જીવન વૃતાંતના પાના વધારે રોકવા માગતા નથી. ઉપરના થોડા બનાવોથી તેના અપૂર્વ સાહસ, યુધ્ધ વિશારદત્વ, કર્તવ્ય પરાયણતાની શાક્ષ પૂરે છે. ત્રવાઇયે પછી નગર શાલોં એક તેનાજ જેવુંજ ઉપયોગી હતું તે પણ તેમને હાથ આવ્યું. આમ તેઓ આગળ વધવા લાગ્યા. રસ્તામાં ખેડુતો અને ઇતર મનુષ્યો જ્યાં દા'કેને મળવા આવતા, તેઓ તેને તરેહવાર પ્રશ્ન પૂછતા, તેઓ સરળ હ્રદયથી પૂછતા કે "લડાઇમાં તેને કંઇજ બ્હીક લાગતી ન્હોતી."? સરળ હ્રદયા જ્યાં જવાબ આપતી "કે તે કશાથી બ્હીતી ન્હોતી. પણ હવે તે વિશ્વાસ ઘાતથીજ ડરે છે." અ. એક પ્રકારની ભવિષ્યમાં બનનારી બીના હતી. તેઓ હવે ધીમે ધીમે રૈમ્સની લગભગ આવી પહોંચ્યા, અહીં પણ ચાર્લ્સે વિલમ્બ કર્યો હોત પણ તે સ્થાનના લોકો ત્હેને સ્હામા મળવા આવ્યા. આનંદોલ્લાસથી ચાર્લ્સે રૈમ્સમાં પ્રવેશ કીધો અને તાજ પોશીની સર્વ તૈયારી થવા લાગી. આપણે જુલાઇના અરસામાં આવી પહોંચીએ છીએ. રૈમ્સ નજીક આવી ચાર્લ્સ, આર્કબીશપની સાથે Arch Dieu આર્સ'ડેવેના મહેલમાં ઉતર્યો. બીજે દિવસ પ્રાતઃ કાલે આર્ક બીશપે ધામધુમથી નગરમાં પ્રવેશ કીધો. સ્હાંજે ચાર્લ્સ ઉમરાવો અને લડાઇના નાયકો, લશ્કર

સહિત નગરમાં ગયા. જ્યાં દા'ર્ક રાજાની બાજુએ અશ્વપર પતાકા લઇ સ્વાર થઇ હતી. આખું મંડળ કેથેડ્રલની બ્હાર આવી ઉભું રહ્યું. અહીંના-ફ્રાન્સના રિવાજ પ્રમાણે એક લોર્ડે સર્વ જણને વિદિત કર્યુ "કે અમે ફ્રાન્સના ઉમરાવો ચાર્લ્સનો કાલ્યે ફ્રાન્સના રાજન તરીકે રાજ્યાભિષેક કરીશું. આની વિરૂધ્ધ કોઇને કંઇ કહેવાનું હોયતો કહે" હર્ષના નાદથી લોકોએ જવાબ વાળ્યો. આખી રાત્રી તેઓએ તૈયારી કરવામાં વ્યતીત કરી. બીજે દિવસે ૧૭ જુલાઇ ૧૪૨૯ ને દિવસે સ્હવારમાં ચાર નાઇટ સજ્જ થઇ Abbey of Saint Remy આબે ઓફ સેન્ટ રેમીના મઠમાંથી રાજ્યાભિષેક કરવાના પવિત્ર વાસણો લઇ આવ્યા સેન્ટ રેમીના-મઠનો મહંત અપૂર્વ વૈભવથી સજ્જ થયો અને (Saint Devis) ના મંદિર આગળ આર્કબીશપ-ધર્માધ્યક્ષ બીજા પાદરીઓ સાથે એકઠા થયાં. ત્યાંથી થડ્રૂલમાં જઇ ચાર્લ્સને વિધિપૂર્વક અભિષેક કર્યો. દિવસે સ્હવારે જ્યાં દા'ર્કે ડયુક ઓફ બર્ગંડીને કાગળ લખી ફ્રેન્ચોની વિરૂધ્ધ ન જવા સુચવ્યું. આ કાગળ હજી સુધી Lille નામના સ્થાનમાં જાળવી રાખેલો છે. જ્યારે તાજપોશીની ક્રિયા પૂરી થઇ ત્યારે જ્યાંએ રાજાને પગે પડી કહ્યું "હે રાજન, ઈશ્વરની મરજી પરિપૂર્ણ થઇ છે. ફ્રાન્સના સ્વતંત્ર અધિકારી તમે થયા છો." આટલું કરી રહ્યા પછી તે ગ્લાન વદને બોલી છે કે "હે પ્રભૂ, હવે તારી દાસીને શાંતિમાં જવા દે" આ શબ્દોમાં ગર્ભિત અર્થ હશે. એ સમ્બન્ધી ફ્રેન્ચ લેખકોમાં મતભેદ છે. કેટલાકનું એવું અનુમાન છે કે જ્યાં એમ સુચવવા માગતી હશે કે તેનું કાર્ય હવે પૂર્ણ થયું છે. ત્હેણે તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરિ દેખાડી હતી હવે કંઈ કરવાનું બાકી રહ્યું ન્હોતું. જ્યારે બીજાઓ બીજો તર્ક કરે છે. ગમે તેમ હો, આ લેખકોના વિવાદગ્રસ્ત વિચારોને અવલોકવાને અવકાશ નથી; પરંતુ એટલું નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે જ્યાં દા'ર્કે એવું વારંવાર સુચના કરેલું છે કે (My mission will last but a year,) આ ઉપરાંત વળી દુનોઆ, જેના વચનની યથાર્થતા સમ્બન્ધી લેશ પણ શક નથી. અને જેણે જ્યાં દા'ર્કની સાથે ઘણો ભાગ લીધો હતો તે સ્પષ્ટ જણાવે છે. જ્યાં દા'ર્કની બેજ પ્રતિજ્ઞા હતી જે ત્હેણે પરિપુર્ણ કરી હતી. આ ગૌરવના સમયે જ્યાંના પિતા માતા મામા, સર્વ રેમ્સ આવ્યા હતા. તેમને જોઇને પોતાના ગામમાં જવાની ઈચ્છા જાગ્રત થઈ આવી, તેણે ચાર્લ્સને જણાવ્યું કે તેના જીવનનું કાર્ય પરિસમાપ્ત થયું છે, પણ તે પોતાને ગામ જઇ શકી નહિં.-જવા દેવામાં આવી નહિ. રાજાએ તેના પિતા માતાનું ઘણું સન્માન કર્યું. ડોમેરેમી ગામપર સઘળા વેરા હમેશને માટે માફ કીધા અને તે ફ્રાન્સના મહાન વિપ્લવ સુધી માફ રહ્યા હતા. જ્યાં પોતાના માબાપના જતી વખતે ઘણી દીલગીર થઇ. આ સમયથી તેના જીવનમાં પરિવર્તન ઉપસ્થિત થયું, પ્હેલાનું તેજ, સાહસ અધ્યાવસાય હતાં ખરાં પણ પ્હેલાંની સ્ફૂર્તિ અને આનંદ ન્હોતો. વિધાતાના આદેશથી તે પ્રત્યેક કામ કરતી એમ હવે તે કહેતી નહિ. જો જ્યાંદા'ર્ક પોતાને પિતૃગ્રહે પાછી ફરી હોતતો ઇંગ્રેજોનું ચરિત્ર કલંકીત થયું નહોત. વિધાતાનું દુરાવગાહ વિધાન સમજવાને કોણ શકિતમાન છે! જય પછી જય ચાર્લ્સને અભિવાદન કરવા લાગ્યા, નગરો ઉપર નગરો સ્વધિકૃત થવા લાગ્યા એ વિસ્તાર પુર્વક હેવાલ ન લખતા અમે આગળ શું થયું તે સમ્બન્ધી બે બોલ કહીશું. ચાર્લ્સ (Chateau Thierry,) શાતો થીયરીમાં આવી પહોંચ્યો. અહીંથી પારી-Paris જવાનો સરળ માર્ગ હતો. પણ ચાર્લ્સનો તે હસ્તગત કરવા સંબંધી વિચાર થયો નહિ. પળે પળે જ્યાંના દરેક કાર્યમાં અવરોધ આવવા લાગ્યો. જ્યાંએ એક સમયે ઉતેજીત થઇ કહ્યું કેઃ "પારી લીધા વગર અહીંથી એક ડગલું પણ આગળ ખસીશ નહિ. ગમે તે કારણથી રાજાએ માણસો મોકલી આ કાર્ય કરવાની મનાઇ કરી એટલુંજ નહિ, પણ પારી પર હલ્લો કરવા જવાના માર્ગમાં આવતા પૂલનોજ નાશ-જે કાર્ય દુશ્મનોને હાથે થવું જોઇતું હતું તે રાજા-

ના તરફથી થયેલું-જોઇ જયાં ખિન્ન થઇ. દિવસે દિવસે જયાંનું મન ઉદાસ થતું ગયું. રાજાની આ વર્તણુકની છરી ધીમે ધીમે તેના અંતઃકરણ સુધી ભોંકાઇ. તેણે રાજાને કહ્યું હતું કે જે કરવું હોય તે ત્વરાથી કરી લેવું. St. jean ના દિવસ પછી તેની શકિત રહેશે નહિ. ચાર્લ્સે પોતાનું મુખ્ય મથક Compiegne રાખ્યું હતું.

આ પ્રદેશમાં જયાં દા'ર્ક ન્હાના ન્હાના ગામોની મદદે જતી. જયાં દા'ર્કે અત્યાર સુધી હમેશાં વિજય પ્રાપ્ત કરતી હતી પણ હવે પરિવર્તન થવા લાગ્યું. તેની વિરૂધ્ધમાં કોંપાન્ય નજીક એક દિવસ ત્હેણે કહ્યું હતું જે "Dear friends and children 'I haveto tell you that I have been sold and betrayed, and will soon be given up to death" આ ભવિષ્ય ખરૂં પડયું છે. કોમ્પાન્યના લોકોએ ચાર્લ્સને આશ્રય આપ્યો. તે ઘણું ઉપયોગી સ્થાન હતું અને ઇંગ્રેજોએ તે આક્રમણ કરવાનો વિચાર કર્યો. જયાં દા'ર્કને ખબર પડતાં J'irai voir mes bons amis de Compiegne બોલી તેના માણસો લઇ ઝટ મદદે દોડી. જયાંદા'ર્કે (Crepsy en valois) ક્રેપઝીઆં વાલોઆમાં હતી. પ્રાતઃકાળમાંજ નીકળી જવા જયાંનો વિચાર હતો. પણ તેમ બની શકયું નહિ. અંગ્રેજો અને બર્ગંડીયનોને આ વાતની ખબર પડી. જયાંદા'ર્કની યુકિત યુધ્ધ નિપુણતાથી યોજાયલી હતી. તેણે Margny લીધું અને સાંઝે Clairmont આક્રમણ કરતાં પહેલાં તે વિજયી નિવડી. તેના લશ્કરનો પૃષ્ટ ભાગ નહાસવા લાગ્યો. જયાંદા'ર્કથી બનતું કર્યું, આખરે અંગ્રેજોથી તે પરિવેષ્ટિત થઇ. અને ઓર્લિયાં કુમારી વિર અભિમન્યુંની માફક શત્રુવ્યુહમાં નિપતિત થઇ. તેને પકડનારે તરતજ John de Luxemberg ને વેચી. Lionel of vendome નામના માણસે નિરસ્ત્ર કરી. આ પછી જયાંદા'ર્કને વૃતાંત વિષાદ પુર્ણ છે. એ લખતાં આંખમાંથી આસું આવે છે. હૃદય વિદીર્ણ થાય છે. જયાં દા'ર્ક પ્રતિ અંગ્રેજોએ જે વર્તણુક બતાવી છે તે ચિર કલંક છે. કલ્પિત અંધકુપ હત્યા સમ્બન્ધી લખતા અંગ્રેજ લેખકો જયાં દા'ર્ક પ્રતિ કરેલાં આચરણ કયેમ વિસરી જાય છે તે સમજાતુ નથી.* આમાંથી

* Here she was confined in the great tower of the castle—the only tower which now remains, and which is yet shown as her prison. She was now treated with most determined cruelty. Heavily ironed her feet in the day time were fixed in iron socks and at night a chain was fixed round her waist, so that she could not move over her wretched bed......... Not only from her coarse brutal guards was she exposed to every species of insult, even her Captor, John of Luxemberg accompanied by Warwick and Strafford did not blush to visit her in prison and trieumph in her misery. Yet this was the age of chivalry and Joan was a woman and a fallen foe! One enduring the foulest wrongs at the hands of so called Christian knights and nobles, would have received among the pagan ancients, the honours due to the most devoted patriotism. Luxemberg jestingly told the poor captive that he had come to release her, if she would promise never to take arms again. 'Do not mock me' she replied with dignity 'I know that you have neither the will nor the power.' The English will kill me believing that, after my death they will gain the Kingdom of France but were there a hundred thou-

બચી જવાને માટે એકાદ વાર જ્યાં દા'કે મોટા કિલ્લાની બારીમાંથી પડતું મૂક્યું હતું. જ્યાં દા'કે અંગ્રેજો હાથમાં પકડાયા પછી તેને માટે એમ ધારવામાં આવ્યું હતું કે અમુક પૈસાની રકમ લઇ જ્યાં દા'કનો છૂટકારો થશે. પરંતુ ચાર્લ્સ જેને માટે ઓર્લિયાં કુમારીએ એટલું બધું કર્યું હતું, તેણે અને ફ્રેન્ચોએ કંઇજ કર્યું નહિ. છેવટે અંગ્રેજોએ ધર્મ શોધક મંડળ(Inquisition)*આગળ તેની તપાસ ચલાવી. કેવી કપટજાળ રચી હતી? કેવી રીતે શબ્દમાં પકડવાને ધર્મયાજકોએ પ્રપંચ કળા ગોઠવી હતી અને આમાં તે કેવી રીતે પકડાઇ ન્હોતી. પાદરીઓએ કેવી રીતે ધનને વશવર્તી થઇ ન્યાયધર્મને વિસર્જન કર્યો.* અને જ્યાં દા'કને અગ્નિદાહની સજા કરી તે વિચાર કરતાં શરિર શીર્ણ થાય છે. આંખમાં આંસુની ધારા વહે છે. ધર્મે અર્થલોલુપ ધર્મયાજકોના હાથમાં સ્વાર્થનું સાધન થઇ માનવ સમાજની કેવી સ્થિતિ કરી છે !.! ફોકસની બુક ઓફ માર્ટીયર્સમાં ખ્રિસ્ત ધર્મ વિરોધી અત્યાચારની કહાણી વિવૃત કરવામાં આવી છે પરંતુ જ્યાં દા'કની પ્રતિ અત્યાચાર કરવામાં આવ્યો છે તેની તુલના નથી. માત્ર મહાત્મા ખ્રીસ્તનાં ક્રુશારોહણની સાથે તેનું ઉદાહરણ મળે છે. ૧૪૩૧ ની ફેબ્રુઆરીની ૨૧ તારીખે તેની તપાસ શરૂ થઇ તે ઘણો લાંબો વખત ચાલી. ઇન્કવીઝીશનના કાયદા પ્રમાણે ઓર્લિયાં કુમારીની તપાસ ગેરવ્યાજબી હતી. કારણ કે તહોમત લાવનાર આદમી ઇન્સાફ આપનાર હોઇ શકે નહિ, આ વાત (Nicholas de Houpp Ville) નીકોલસ દ હોપવીલ નામના એક વકીલે સ્પષ્ટ રીતે જણાવી પણ પાદરીઓએ તેને આ માટે જેલ નાંખ્યો. તપાસ દરમ્યાન ઘણા સવાલો પુછવામાં આવ્યા હતા. આ તપાસનું જુદુ પુસ્તક પણ છપાયું છે. એક વખત તેને પુછવામાં આવ્યુ હતું કે Does God, then hate the English. આના ઉત્તરમાં જ્યાં દા'કે જણાવ્યું છે જે "Whether God loves or hates the English, I donot know but I know tnat that all those who do not die in battle shall be driven away from this realm by the King of France." પ્રભુ અંગ્રેજોની ઘૃણા કરે છે કે નહિ તે હું જાણતી નથી, પરંતુ હું એટલું જાણું છું જે જેઓ યુધ્ધમાં મરશે નહિ. તેમને ફ્રાન્સનો રાજા હાંકી કહાડશે. તેની ધજા સંબંધી પૂછતાં તેણે કહ્યું છે કેઃ—

said more of them than there are they should not conquer. It is said that her words so irritated Stafford that he drew his dagger and would have struck her, had not his hand been stayed by the Earl of Warwick.

*Inquisition ધર્મ શોધક મંડળ ઇ. સ. બારમા સૈકામાં પોપ ઇનોસન્ટ ત્રીજાએ શરૂ કર્યું હતું. અને ૧૨૩૩ માં પોપ ગ્રેગરી ૯ માએ તેને વ્યવસ્થાશીર બનાવ્યું હતું. આ મંડળનું કામ પાખંડ મત, અશાસ્ત્ર, વિવાહ સમ્બન્ધ, પ્રાયશ્ચિતદોષ, દાંભિક ધર્માચરણ મૂર્તિનો ઉપવાસ, દુષ્ટ મન્ત્ર પ્રયોગ, આચારોહલંઘન વગેરેની ચોકસી કરી શિક્ષા ફરમાવે છે. સ્પેન ઇ. સ. ૧૪૭૮ થી ૧૮૨૦ આ મંડળે ૩૫૦૦૦૦ માણસો બાળી નાંખ્યા હતાં ત્યાં જ્યાં રોમન કેથોલીક ધર્મની સત્તા હતી ત્યાં આ ધર્મ શોધક મંડળ હતું. જુઓ:— Short History of Inquisition

* હજુ-પણ સ્પેનમાં રોમન કેથોલીક ધર્મનો પૂર્ણ અધિકાર છે. તેઓએ લોકોને અજ્ઞાનમાંથી મુક્ત કરવાને નિશાળો સ્થાપી જ્ઞાન ફેલાવનાર Senor Francisco Ferrar. ને કેવા અન્યાયથી લશ્કરી ન્યાયથી મારી નાંખ્યો છે. આ બનાવ સમ્બન્ધી જુઓ ઇંગ્લાંડના નામાંકિત પેપરો. સીનોર ફ્રાન્સીસ્કો ફેરરને ૧૩ ઓગસ્ટ ૧૯૦૯ ને દિવસે મારી નાખવામાં આવ્યો. ઇંગ્લાંડનું ધી 'નેશન' પત્ર લખે છે કે "The execution of Senor Feror is the last and perhaps the worst crime of Spenish cler icals against their country."

"I carried it instead of lance, to avoid slaying any one; I have killed no body. I only said:—'Rush in among the English and I rushed among them the first myself.'" મ્હેં કોઇનો વધ કર્યો નથી. હું માત્ર વાવટો એટલા માટે રાખતી કે કોઇની હત્યા કરૂં નહિ. 'હું સિપાઈઓને અગ્રે દોડવા કહેતી અને હું જ પ્રથમ દોડી જતી, વીગેરે જે પ્રશ્ન પુછવામાં આવતા તેનો નીડર પણે જવાબ આપતી. એક વર્ષની લાંબી તપાસ પછી ૨૪ મી મે ૧૪૩૧ ને દિવસે પૂરી થઇ અને ૩૦ મી મેને દિવસે Rouen રૂંઆના જાહેર સ્થળે જીવતાં અગ્નિદાહ કરવામાં આવ્યો. ક્રાઇસ્ટને વધ કરાવીને જેવી સ્થિતિ જુડાસની થઇ તેવીજ સ્થિતિ આ તપાસની અંદર ખોટી બાતમી મેળવનાર L. Cuseleur લ કુઝલેની થઇ. તેણે અનુતપ્ત થઇ જ્યાંની માફી માગી. છેવટે જ્યાં દાર્ક એક મર્મભેદી પ્રાર્થના કરી. જ્યારે અગ્નિ સમર્પણ કરવાને આદેશ થયો, ત્યારે તેણે ક્રોસ માગ્યો અને તે પણ મળ્યો નહીં. છેવટે એક અંગ્રેજ સીપાઇએ લાકડી ભાગી તેનો ક્રોસ કરીને આપ્યો. પછી સર્વની ક્ષમા માગી.* અને દેશને માટે ઇશ્વરને આત્મસમર્પણ કીધું. જોતજોતામાં તે એકદમ બળી નિઃશેષ થઇ; પરંતુ તેની ચિતામાંથી-ચિતાભસ્મમાંથી નવાં ફ્રાન્સનો આવિર્ભાવ થયો. જેમ ખ્રીસ્તનાં મરણથી ખ્રીસ્તધર્મે નવજીવન મેળવ્યું હતું તેમ જ્યાં દાર્કના મરણથી ફ્રાન્સ નવિન બળથી બળવત્તર બન્યું. કવિ ન્હેની ઉત્સાહ પૂર્ણ વાણીમાં કવે છે કે

For Freedom's battle once begun

... ... ... ...

Though baffled oft is ever won.

Martyr સ્વમતાર્થે પવિત્ર કાર્યને માટે પ્રાણોત્સર્ગ કરી લોહી વહેવરાવનારના રકતથી દેશને અનેક લાભ થાય છે. આવા મહાન પુરૂષોને ઘણું ખમવું પડે છે પણ તેઓ પોતાના અવલમ્બેલા માર્ગેથી એક ઇંચ પણ પાછા હઠતા નથી જ્યાં દાર્કે પોતાની પ્રતિજ્ઞા પાળી હતી. તેણે પોતાનું જીવન દેશને સમર્પણ કર્યું હતું. તે દેશને માટેજ ફકીરણ થઇ હતી. દેશાનુરાગનો અજબ નિશો તેની નસે નસમાં હતો. બુલબુલ કહે છે કેઃ--

અમે સહુને નસેનસમાં બૂરો નિશો બધે વ્યાપ્યો
તમે તેને દફા કરવા હકીમો શીદને આવો.*

આ નિશાનો ઇલાજ કોઇ હકીમથી થાય તેમ નથી. દેશાનુરાગીઓ ખરા—સાચા દેશાનુરાગીઓ પોતાનીજ મસ્તીમાં આજાદ હોય છે. તેઓ કોઇની પણ પરવા કરતા નથી. જ્યાં દાર્કને પોતાનાં સત્યનીજ દરકાર હતી. તે ધર્મ યાજકોથી ભીત થઇ ન્હોતી. તેમના ખોટા ધર્મની પણ પરવા કરી નહિઃ—

ફિરસ્તા મૂર્શિદોના સહુ વચનને દુર તો કીધાં
અમૃત સમ સુખ ત્યાગીને કટુ સમ ઝેર તો પીધાં*

તેઓને સુખની પરવા કયાં છે. તેઓની અજબ મસ્તીમાં આ સર્વને સ્થાનજ કયાં છે? એવા મનુષ્યોને તોઃ—

*કિતાબો વેદ પુરાણો દીધાં પાણી મહીં સરવા
ખુદાની ના તમો અમને-અમોને દેશની પરવા*

તેઓને એજ બોધ હોય છે કેઃ—

*She then declared that she forgave all those who had injured her and concluded by entreating the prayers of the spectator She spoke distincly and her words and resignation to the will of God drew tears and sobs from many who had ceme prepared to revile her.

* જુઓ અમારી "ફકીરી." બુલબુલ ગુજરાત.

ગર મુલ્કકે ખાતિર મેરી દુનિયામેં,
યહ તૌકિર હો,
હાથમેં હો હથકડી ઔર પાઉંમેં
જંજીર હો,
આંખોકિ ખાતિર તીર હો મિલતી,
ગલે સમશીર હો,
સૂલી મીલો, ફાંસી મિલો ફીર મૌત,
દામનગીર હો
ઈસ્સે બડકે ગર કોઈ દુનિયા મેં
યહ તામીર રહો,
મંજુરહો, મંજુરહો, મંજુરહો, મંજુરહો.

જ્યા દાર્કના મરણ પછી પ્રમત્ત ફ્રાન્સને વશીભૂત કરવા ડયુક ઓફ બેડફર્ડ અસમર્થ થયો. પ્રાંતના પ્રાંત નગરનાં નગર ઇંગ્રેજોના હાથમાંથી ફ્રાન્સને હાથ જવા લાગ્યાં જોત જોતામાં ચાર્લ્સ સમસ્ત ફ્રાન્સનો રાજા થયો. This with some subseqent movements, turned the balance so effectually against the English that in a few years they were with *trifling exceptions*, stripped of all thier French possesions.

ઇ. સ. ૧૪૫૬ રેમ્સનાં આર્કબીશપની પ્રમુખ કોર્ટે જ્યાંદાર્કનો પુનઃ વિચાર ચલાવ્યો અને તેને નિર્દોષ જણાવી. હમણાંજ ફરીથી પોપે તેને પવિત્ર જાહેર કરી છે. તેના સ્મૃતિ સ્તંભપર લખેલું છે કેઃ—

"The maiden's sword protects
–the royal crown,
Beneath her sacred care the
–lilies safely bloom".

रमणीक, अ. म्हेता.



# मीरांबाई.

શબ્દે શબ્દ રસાળ ભક્તિ રસના, કાવ્ય કૃતિ જૂસશે
ઝુલાવી વ્રજનાથ ઉર અમને, ઝુલાવવા કારણે
નાખી અક્ષર દેહ કાર્ય કળીઓ, સૌ કંઠ કંઠી રૂપે,
વારી વાસ રસાળ રાસ રમતી, મીરાં નમું તુજને !
'મ્હારૂં' 'આ નહિ મ્હારૂં' એહ જગને, જીદે કુવે ઉભતાં,
ત્યાગી મોહ વિમોહ સર્વમયતા, આંજી સદા ઉરમાં;
વ્હેતે પ્રેમ પવિત્ર સત્ત્વ વહને, ઉજાળતાં આત્મને,
ઉજાળી અમ દેશ તેજ થયલી, મીરાં નમું તુજને !
સાધુના મૃદુતા રતિ વિમળતા, મિષ્ટ ધ્વનિ સેચને,
ઉરો ઠી કરિ લ્હાણુ લ્હાણુ નવલે, કર્તવ્ય સંબોધીને;
ભાળા પાત્ર પવિત્ર જ્યોત પ્રગટી, પાપાંધતા ટાળવે.
દીપંતી રસદીપિકા સમ રહી, મીરાં નમું તુજને !
પંડિતો પદ પાદ રૂડું રસ ભર્યાં, વાંચી સદા સ્નેહથી,
પીતા જે રસ તેજ સૌ રસ પીએ, કૈં ના ભણ્યાં સાંભળી;
ભાખ્યે મૃદુ ગૂઢ રૂઢ રમતી, છેલાવનાં સૌ પદે,
મોંઘેરાં રતિ ભાવ ચિત્ર રસતી, મીરાં નમું તુજને !
કૃષ્ણાસક્ત નૃપાલ ગેહ જનમી, કૃષ્ણ પ્રસાદી રૂપે,
ગાળી જીવન બાળ લાલ ધજને, પિતા પ્રીતિ પાલને;
છોગાળા ઘનશ્યામ પ્રાણ શરણું, આપી સદા ઉરને,
સ્વામિની સમ સોંપતી રસ વને, મીરાં નમું તુજને !
લોકાચાર વિચાર ત્યાગ કરતાં, ત્યાગી નં માબાપના,
ઉરોની રતિ શોણ ઉર તુજને, વ્હાલી ન વ્હાલી બના;
વિવાહે ધરી અંગ નિત્ય હૃદયે, કૌમાર સંરક્ષીને,
રાગંતી-રતિ જેમ શ્યામ રમતી, મીરાં નમું તુજને !
ત્યાગી અંગ નિસંગ સંગ વિરહે, ગોપી મૃદુ ભાવનાં,
નિષ્કામી સત્ કામ સત્ત્વ ભરિયાં, પ્રીતિ પ્રભા છોડનાં;
ખિલાવી રસ પુષ્પ ઉર રમિવા; રાધા-પતિ પૂજને,
સોહંતી સતી જેમ ઇશ ભજતી, મીરાં નમું તુજને !
કોપીને વિજ રોષ બોધ કરતાં, બોધે રમી સર્વદા,
આ સંસાર અસાર, સાર મહુલો. પ્યાલા ભરી મેરના
માંડી મુખ વિમુખ ફળ તરસે, પી નાચતું કાંતને
તારંતાં તરિ તેહ લોગ્ય મુરતી, મીરાં નમું તુજને !

पीराजी
ता. ૯-૫-૧૯૦૬ } फहान चकु गांधी.







ज्यां दा'र्क ओर्लियांनो किल्लो हस्तगत करे छे.


ज्यां दा'र्क अंग्रेजोने हाथे केद.




ज्यां दा'र्कने अग्निदाह.

# एक नवी शोध.



ચહેરા ઉપરથી માણસોના ગુણ દોષ જાણવાની રીતી મેસ્મેરીઝમના પ્રયોગોમાંથી થએલો તેનો ખુલાસો.

ભારત જીવનનો જાનેવારી માસનો ખાસ મોટો સુશોભિત અંક પ્રસિદ્ધ કરવાનો છે તે માટે ઉત્સાહી લાગણી વાળા બંધુઓ તરફથી આમંત્રણ પત્રીકા મને મળતાં તેમાં ખાસ જાણવા જેવો લેખ આપવા મને ઇચ્છા થઇ, તેથી વિચાર કરતાં મેસ્મેરીઝમના ચમત્કારનો એક ઉપયોગી લેખ ભારત જીવનના વાંચનારાઓને બહુ ઉપયોગી થઇ પડશે એમ ધારી તેને લગતો લેખ મોકલ્યો છે.

સ્વામી પરમાનંદ પરમહંસ મહારાજ નામે એક ઉદાસીન સાધુનું મુંબઇમાં ભુલેશ્વર પાસે રહેવાપણું હતું. તે મહારાજ મેસ્મેરીઝમના પ્રયોગો કરવામાં બહુ હુશીઆર હતા. એ વખતે હું તેમની પાસે વૈદક તથા મેસ્મેરીઝમ શીખતો હતો અને જે જાણવા લાયક પ્રયોગો થાય તેની હું નોંધ રાખતો હતો અને એ વખતે ઘણાએ જાણવા લાયક પ્રયોગો થતા હતા કારણ કે ચાર વરસની અંદર એકજ વિષય ઉપર તે મહારાજે બારસો પ્રયોગ કર્યા હતા તેથી વિષયમાં અદ્ભૂત શકિત આવી ગઇ હતી. એટલે તેમાં ઘણાએ પ્રયોગો ખાસ ચમત્કારિ થતા હતા. તે બધાની નોંધ મેં કરી લીધેલી છે તેમાંથી આજનો વિષય આપેલો છે.

માણસનું શરીર જોઇને એટલે કે તેની આંખો, દાંત, નાક, બાલ વિગેરે જોઇને માણસના ગુણ દોષ જાણવા એ કંઇ નવી વિદ્યા નથી, પણ એ તો ઠેઠ પ્રાચીન કાળથી ચાલતી આવેલી વિદ્યા છે, અને હાલમાં યુરોપમાં પણ એ વિદ્યા ધીરે ધીરે સાયન્સના રૂપમાં આવતી જાય છે, તેમ છતાં આ વિષયના મથાળાં ઉપર "નવીન શોધ" એવા શબ્દો લખવાનું કારણ એ છે કે, મેસ્મેરીઝમનાં પ્રયોગો મારફત આવી અદ્ભૂત હકીકત જણાય એ એક નવી શોધ જેવું જ છે કારણ કે ચહેરો જોઇને માણસની પરિક્ષા કરવાની બાબતમાં તથા સામુદ્રીક શાસ્ત્રની બાબતમાં અને ફ્રેનોલોજી એટલે માથું જોઇને માણસોના ગુણ દોષ જાણવાની બાબતમાં હાલના વખતમાં ઘણીએ હકીકતો જણાએલી છે, પણ એ બધું જુનાં પુસ્તકોમાંથી અનુમાનોમાંથી, તથા સરખામણી કરવામાંથી જણાએલું છે, પણ કોઇ મેસ્મેરીઝમના પ્રયોગો મારફત જણાએલું નથી, માટે જે એવી રીતે જણાય તેને હું નવી શોધ કહું છું. કારણ કે એ શોધ કરનારના મગજમાં એ માટે કોઇ પણ જાતના ખયાલો નહોતા, અને જે (સબજેક્ટ) એટલે વિષયે એ શોધો બતાવી તે પણ એ બાબતમાં કાંઇ જાણતો નહોતો, પણ તે માત્ર સત્તર અઢાર વરસની ઉમરનો એક વિદ્યાર્થી હતો, એટલે તે બાબત ઉપર ખાસ ભાર મૂકવો જોઇએ. કારણ કે એ બહુ અજાયબીની વાત છે. હવે એ વાતોમાં કેટલું સત્ય છે અને કેટલું જુઠું છે તેનો નિર્ણય એ ખાતાનાં વિદ્વાનોએ કરવો ઘટે છે હાલમાં હું તો માત્ર એ પ્રયોગ વખતે જે હકીકત લખાએલી હતી તેજ રજુ કરૂં છું, અને તે નીચે મુજબ છે.

* બાલ પર પ્રયોગ તા ૧૯-૫-૧૯૦૧ સાંઝે ૬॥ વાગે. તેની દાઢી પ્રયોગ વખતે કોઇ કોઇ વખત ઉંચી નીચી થાય છે તે માટે પૂછતાં તેણે કહ્યું કે દાઢી ઉપરનું માંસ ઘણું વધારે ફુલેલું ને અગાડી પડતું હોય તે માણસ મહેનતુ ને મોટાં કામ કરનારો પણ અપ્રમાણિક હોય છે, ને જેની દાઢી એવી રીતે ન ફુલે તે પ્રમાણિક હોય છે. બીજું એ કે દાઢીનો સંબંધ આંખો સાથે છે ને આંખો ઉઘડાવવામાં દાઢીનું હાલવું મદદ કરે છે.

બાલ પર પ્રયોગ તા. ૨૦-૫-૧૯૧૦ સાંઝે ૬। વાગે. તારા નાકમાં શું ગુણ છે। જેનું નાક ઉપરથી મોટું ને ગોળ હોય તે માણસ અભીમાની પણ સારા અહંકારવાળો હોય છે। બે નસકોરાંમાંથી પણ સમજવાનું છે. શ્વાસ વખતે તે ફુલે છે, તેના હાડકાંના અંતર ઉપરથી માણસની પરિક્ષા કરવાની છે. જો અંતર થોડું હોય તો તે માણસ અક્કલ વીનાનો, મધ્યમાં મધ્યમ, ને તે અંતર દુર હોય તે વધારે બુદ્ધિશાળી હોય છે. તે સ્પર્શથી

* આ પ્રયોગો કરનાર સ્વામીજી હાલમાં આફ્રિકામાં રહે છે.

માલુમ પડે છે. અંદરનું હાડકું તપાસવું જોઇએ. ઉપરથી માંસ હોવાથી હાથ લગાડ્યા વિના ખબર પડતી નથી. નાકની ઉપરનો કપાળ પાસેનો ભાગ ખુલ્લો હોય તો વાત છુપાવી રાખે, તે પોતાનો ભેદ કદી પણ બતાવે નહીં. ખાસ નાકના સ્થાન માટે કહ્યું કે, તે સર્વ મધ્યમ રીતીનાં છે, પણ નાકની લંબાઇના મધ્યમ ભાગની રેખા સારી છે. તેથી તેને નવી વાતો શોધવાની પ્રબળ ઇચ્છા છે. નવીન શોધ કરનાર વિદ્વાનોનાં નાક વચમાંથી ફુલેલાં હોય છે, ને તેની નીચે જરા ખાડો હોય છે.

બાલ પર પ્રયોગ તા. ૨૨-૫-૧૯૦૧ સાંઝે ૬॥ વાગે. અમે પૂછયું કે, હોઠમાં શું શકિત છે? તેમાં પણ મોટી મોટી શકિતઓ છે. પાતલા હોઠને મુખ બહુ નાનું તે બહુ મૈથૂન કરનાર હોય છે. મુખ બંધ કરતી વખત વચમાં ખાડો રહે તે માણસને બહુ ભણેલો સમજવો. બાળકમાં તે ખાડો હોય તો બુદ્ધિમાન ને વકતા થાય. તે ખાડા બંને બાજુના જ્યાં મુખની સંધિ છે તે સમજવો. જેનો નીચેનો હોઠ ઉપરના દાંતને અડેલો રહે તેને ચોરને ખુની સમજવો.

જેની મુછના બાલ ઉપલા હોઠ ઉપર પડે ને તેથી હોઠ ઢંકાએલા રહે તે અક્કલવાન ને વીચાર કરી કામ કરનાર હોય છે. જેની મુછો કાળી હોય તે કદમાં વધારે ઉંચો નહીં થાય. જેટલો હશે તેટલોજ રહેશે. જેની મુછો હોઠ ઉપર પડતી નથી ને છેડેથી મોટી હોય છે તે ગુપ્તતાવાળો હોય છે. ઉપરના બાલ મોટા ને ખુણેથી નાના બાલવાળાપર ઓરતો જલદી આશક થાય છે.

બાળપર પ્રયોગ તા. ૨૪-૫-૧૯૦૧ રાત્રે ૭ વાગે મુછના બીજાં સ્થાનો માટે પૂછયું, ત્યારે તેણે કહ્યું કે, એક મીનીટ મને તે જોઇ લેવાની રજા આપો. તે જોઇ લીધા પછી કહ્યું કે, જેની મુછના બહુ પાતળા બાલ હોય તેના શરીરમાં સદા રોગ રહે. તે એક મહિનો સાજો તો એક મહિનો માંદો રહે.

ફસી જેવી મુછ ને પાતળા કેશ ને નાની મુછ હોય તે બહુ મૈથુન કરવા વાળો હોય છે.

જેની મુછના બાલ ભાડા સરખા હોય ને રંગે બહુ કાળા હોય તે કોઇ પણ ઓરતને દેખે કે તુરત તેના અંગમાં કામદેવ જાગ્રત થાય ને તેની ધાત જલદી છુટે.

બંને બાજુની મુછ હોઠની ઉપર હોય છે, પણ મુખની બને બાજુની સંધિ પાસે જેને મુછના બાલ હોય તે ઇશ્વરનો ભકત હોય છે. તેને ઇશ્વર દર્શન પણ દઇ શકે છે. સર્વે મોટા ભકતોને એવીજ મુછો હતી, એ ભકતની પીછાનનું મોટુ ચિહ્ન છે.

બંને બાજુની મુછની વચમાં નાકની નીચે કોઇને બાલ આવે છે, એવી મુછવાળો માણસ ક્ષમતા રાખી શકે નહીં, ને તેના હાથમાં પૈસા પણ બહુ આવે નહીં, તેનું નશીબ હલકું સમજવું. તેનાથી ભકિત નહીં થાય. તે આખો દિવસ ચેષ્ટા કરશે ને કોઇની સારી બુરી વાત પોતાના ખરા દિલથી નહીં માની શકે.

જેની મુછના બાલ બહુ વધીને હોઠ ઉપર થઇને દાઢી સુધી પહોંચે તેનું મગજ સાફ ને સ્મર્ણ શકિત ઘણી હોય છે.

જેને મુછ નથી આવતી તેના શરીરમાં ધાતુ એ પ્રકારની રહે છે, તેથી બચ્ચાં થાય નહીં ને તેની ધાતુમાં ખરાબ વાસ હોય છે.

જેની મુછના બાલ આખી ઉમર સુધી બહુ નાના રહે છે ને વધતાજ નથી તે માણસ પોતાના ધણીનો નિમકહલાલ રહેશે, ને નોકરોને પણ ખુશ રાખશે.

જેની મુછના રંગ ભુરો હોય તે માણસ એકાંતને ચાહનારો હોય છે, મંડળીમાં ન રહે.

બાલપર પ્રયોગ તા. ૧-૬-૧૯૦૧ સાંજે સાડા પાંચ વાગે.

દાંતમાં શું ગુણ છે?

ઉપરના ને નીચેના દાંત એક સરખી લાઇનમાં હોય તો તે માણસ ચોખ્ખા દિલનો ને સાફ રહેશે. તેના વિચાર સારા ને તે માણસ સારો હોય.

જેના દાંત એક સીધી લાઇનમાં ન હોય ને આડા તેડા હોય તે માણસને ઉંધા સ્વભાવનો સમજવો.

ઉપરની હારના બે વચલા દાંત જેના મોટા હોય તો તે માણસ બહુ કારસ્થાની હોય છે, બધી વાતમા ઉલટ પાલટ કરે ને તેનો ભેદ કોઇને મળે નહી. તે સારૂં તે માઠું બન્ને કરે, મનમાં સારૂં લાગે તેનો ઉપયોગ કરે, એક દિવસ ઇશ્વરની ભક્તિ કરે ને બીજે દીવસે ઇશ્વરને માને નહીં.

બાલપર પ્રયોગ તા. ૧૨-૬-૧૯૦૧ રાતે ૭ વાગે દાંતનું ધ્યાન અધુરૂં છે. તે બત્રીસ મીનીટ પછી વિચાર કરીને તેણે કહ્યું કે:—

જેના ઉપલા દાંત બહાર દેખાય છે તે માણસ કાંઇ કામનો નહી. તે માણસ જે બોલે તેમાં સાર નહી. તેને ગમે તેમ કહો પણ તેને કાંઇ અસર નહી થાય. તે ઘરમાંજ બાયડીઓની માફક રહેશે. તે મોટા માણસ પાસે જઇ શકશે નહી.

ઉપલા બે મોટા વચલા દાંતની પાસેના દાંતની પાસેનો દાંત જેને ખીલો કહે છે તેની પાસે અથવા તેની ઉપર બીજા વધારાનો દાંત હોય (એવાં પણ ઘણાં માણસો હોય છે.) તે માણસ બહુ કજીઆખોર હોય છે.

ઉપલા મોટા દાંતથી ત્રીજો દાંત જે ને ખીલો કહે છે તે દાંત જો હાથીની પેઠે મુખથી બહાર આવેલો હોય તો તે કપટી હોય, તે બીજા પાસે ભલાઇની વાતો કહે પણ તેના દિલમાં કપટ રહે.

ઉપલા વચલા બે મોટા દાંતની પાસેનો ડાબી બાજુનો દાંત ને તેની નીચેનો દાંત તે બન્ને દાંત મુખ ભેગું કરવાથી એક બીજાને ન લાગે ને વચમાં ખાંચો રહે તો તેની પાસે ગુપ્ત વાત રહે નહીં, તે સગાં તથા મિત્રોમાં કજીઓ જોઇને ખુશી થાય ને તેવું કરવામાં તેનું મન રહે.

ઉપરના તથા નીચેના સર્વે દાંતની લંબાઇ પહોળાઇ ને ઉંચાઇ, સર્વે બરોબર હોય તે મોટા મહાત્મા હોય છે.

જેના દાંત બહુ લાંબા હોય છે તે જલદી પડી જાય છે, ને ટુંકા દાંત જલદી પડતા નથી.

દાંતમાંથી એટલુંજ જાણવાનું છે. દાઢમાંથી કાંઇ જાણવાનું નથી. જે દાંત મુખમાં સામેથી દેખાય છે તેમાં થીજ ઉપર મુજબ જોવાનું છે. દાંતનું તથા મુખનું ધ્યાન કરતી વખતે હું તેનાં તે તે સ્થાન હાથે લગાડીને બતાવતો હતો, અને જો તે ખરૂં હોય તો તે કબુલ કરતો, નહી તો મારી ભૂલ સુધારતો હતો.

બાલપર પ્રયોગ તા. ૧૨-૭-૧૯૦૧ સાંજે પાંચ વાગે, આજે આંખોનું ધ્યાન કરો.

ચાર મીનીટ જોઇ લીધા પછી તેણે કહ્યું કે નેત્ર ત્રણ પ્રકારનાં છે. હું ધ્યાન કરૂં છું પણ તમે બરાબર સમજી શકશો નહીં. જો સમજાય તે તે લખો, આકાર તમે કેમ સમજી શકશો?

આંખની અંદરનો સફેદ ભાગ મોટો હોય તે એક પ્રકાર.

તેની ઉપરની આંખના અર્ધા ભાગ સુધી આંખ મોટી પણ થોડો કાળો ને સફેદ ભાગ દેખાય તે બીજો પ્રકાર.

આંખ બહારથી પણ નાની ને અંદરથી પણ નાની એ ત્રીજો પ્રકાર. પહેલા પ્રકારની આંખમાં બે ગુણ છે, ઉપરની ચામડી એટલે પાંપણનો ખાંચો અંદર જાય તે જે કામ હાથમાં લે તે પુરૂં કરશે. તે બુદ્ધિવાળો ને સલાહકાર થાય તે એક ગુણ.

બીજો ગુણ, જેની આંખમાં ખાડો ન હોય ને એક આંખની ઉપરની ચામડી નીચે આવે ને બીજી આંખની ચામડી એમજ રહે તે કપટી, પોતાનું કામ સાધે, બીજાની દરકાર નહી, બીજાને કહે હું તમારૂં ભલું કરૂં છું ને ગળું કાપે. બીજા કોઇની વાત સાંભળતી વખત તે એવી રીતથી આંખ રાખશે.

તા. ૨૫-૭-૧૯૦૧, સાંજે ૬ વાગે. આંખનો આકાર સમજવા ઉપર આધાર છે, તેમાં બહુ સંદેહ રહે છે. તમારા સમજવામાં એ નથી આવતું.

સફેદ ને કાળા ભાગમાં કાળો ભાગ થોડો દેખાય ને તે બરાબર ગોળ ન હોય તે ખુનીની આંખ સમજવી. એવા માણસોએ છ કલાક અગાઉ ખુન કરેલું છે એમ સમજવું.

બીજા પ્રકારની આંખમાં પણ બે ભેદ છે. પ્રથમ ભેદ.

આંખની અંદરનો સફેદ ભાગ બહાર દેખાય છે તેને સુવાડીને આંખ બંધ કરવા કહેવું. જો પછી આંખ પુરે પુરી બંધ ન થાય તો તેની બુદ્ધિ મંદ સમજવી, તે સર્વ કામમાં મંદ હોય છે. કામ કરવાથી જે થાકી જાય છે તેની આંખ રાતે સુતી વખત ઉઘાડી રહે છે, તે મંદતાને લીધે તેમજ જાગૃતમાં જેની આંખ બરાબર બંધ ન થાય તેની બુદ્ધિ પણ મંદ સમજવી.

બીજો ભેદ.

મોટી આંખ હોય તેમાં કાળા ભાગની ઉપરની ચામડી કાળા ભાગ ઉપર આવે ને નીચેની ચામડી પણ કાળા ભાગ ઉપર આવે ને તેથી કાળો ભાગ આકાશના ચાંદ જેવો દેખાય તો તે માણસમાં ચતુરાઈ હોય નહીં. તે બધાની વાત માની લેશે. તે માણસ કામનું નહીં. એવા માણસ આવી કોઈ છે? નહી. એવો માણસ તમારી પાસે ન જોઈએ.

બાલ ૫૨ પ્રયોગ તા ૭-૮-૧૯૦૧ સાંઝે ૮॥ વાગે. આજે પ્રયોગ ૫:૬ થયા.

સ્વપ્નનું સ્થાન કયાં છે? સ્વપ્નનું સ્થાન માથાના વચલા ભાગમાં છે એ સ્થાન તપાસવા માટે નાકની ડાંડી ઉપરથી તાળવા સુધી સીધી લીટી દોરવી, ને એક કાન ઉપરથી બીજા કાન સુધી પહોંચે તેવી રીતે માથાની ઉપરથી લીટી દોરવી. એ બન્ને લીટી માથાની મધ્યમાં જ્યાં મળે તે સ્વપ્નનું સ્થાન સમજવું. મેસ્મેરીઝમની સ્થીતીમાં ત્યાંથી સર્વ જોઈ શકાય છે. ત્યાં ફુંક મારવાથી પ્રકાશ વધે છે પણ ત્યાં હાથ રાખી મુકવાથી અંધારૂં લાગે છે ને કાંઈ જોઈ શકાતું નથી.

આટલી હકીકત એ પ્રયોગો યથાર્થ લખાએલી છે. અને તેમાંથી કોઈને કાંઈ જાણવા જેવું મળે એવી ઇચ્છાથી તે પ્રગટ કરેલું છે. હવે આ બાબતમાં કેટલું સત્ય છે? તે માટે એ ખાતાના કોઈ અનુભવી વિદ્વાનોએ તથા એ ખાતાના અભ્યાસી શોધકોએ ચર્ચા ચલાવવી જોઈએ. એજ.

वैद अमृतलाल सुंदरजी पदीयार



# युधिष्ठिर अने कयखुसरो.

## પ્રાચીન કાળના બે આર્ય મહારાજાઓની એક બીજાને મળતી આવતી કથાઓ.

આ ભારત વર્ષમાં બે આર્ય પ્રજાઓ એવી વસે છે કે જે બહુ પુરાણા કાળમાં એકવાર એકજ પ્રજા દાખલ આર્યાવર્તમાં વસતી હતી, જ્યારે આજના હિંદુ અને પારસીના તે પૂર્વજો ભેગા વસતા હતા ત્યારે તેઓનાં ભાષા, ધર્મ, ક્રિયા, ઇતિહાસ વગેરે સર્વ એકજ હતાં. ઋગવેદમાંથી જે દેવતાઓનાં નામો મળે છે તેમાંના કેટલાકનાં અવસ્તા સાહિત્યમાંથી પણ મળી આવે છે: જેમકે-મિત્ર-મિથ્ર; અર્મતિ-આર્માઇતિ; સોમ-હઓમ; વૃત્ર હન્-વેરેથ્રજન; ઉષા-ઉષિ; અસુર-અહુર; નાસત્ય-નાઓંઘઇથ્ય; ઇંદ્ર-ઇંદ્ર; ઇત્યાદિ. તેમજ અવસ્તાઇ લખાણોમાં જે જે રાજાઓનાં અને મહાપુરૂષોનાં નામો છે. તેમાંનાં કેટલાંક ઋગવેદમાંથી મળે છે. જેમકે—યિમ-यम; અથ્વ્યાન-घ्रतन; થ્રીત-त्रीत; હુસ્રવ-सुश्रवम्; કેરેશાસ્પ-कृसश्व; ઐરજતસ્પ-ऋजाश्व; ઇત્યાદિ. આ પ્રમાણે જોતાં પારસી અને હિંદુના પૂર્વજો જ્યારે ભેગા હતા ત્યારે તેઓ એકજ પ્રજા હોય તેમ એકત્ર હતા. પાછળથી તેઓ પોતાનાં એક સામાન્ય રાજ્યમાંથી છુટા પડયા ત્યારે એક શાખા ઇરાનમાં અને બીજી હિંદુસ્તાનમાં દાખલ થઈ, અને પછી તેમની ભાષા વગેરેમાં ફેરફાર થતા ચાલ્યા. આજે લાંબી સદીઓ પછી મુંબઈ ઇલાકામાં આ બન્ને શાખાઓ પાછી એક બીજાને આવી મળી છે, ભાઇબંધ કોમો દાખલ સંપીને વસે છે.

પુરાતન પ્રજાઓના ઇતિહાસ અને દંત કથાના મારા અલ્પ અભ્યાસમાં હું અનુભવતો આવ્યો છું કે હિંદુ અને પારસી સાહિત્યોમાં કેટલીક કથાઓ

એવી છે કે જે એકેકને અનેક બાબતોમાં બહુજ મળતી આવે છે. રામાયણમાં રામ અને સીતાની જે કથા છે તે જુનાની કવિ હોમરનાં "ઇલ્યડ" નામે કાવ્યમાંની કથાને મળતી છે, એમ ઘણાં વર્ષથી જાણીતું છે. પણ રામાયણની ઉત્કૃષ્ઠ કથા ઈલિયડની કથા સાથે જેટલું મળતાપણું ધરાવે છે તે કરતાં વધારે મળતાપણું ફિર્દૂસી નામે ફારસી કવિનાં રચેલાં "શાહનામા" મધેનાં દાસ્તાનોમાંનાં એક સાથે ધરાવે છે. વળી "મહાભારત" નાં હરિવંશ પર્વમાં ઓખા અને અનિરૂદ્ધના પ્રેમનું જે વર્ણન છે તે ઉપર કહેલા ફિર્દૂસીનાં રચેલાં બેઝન અને મનીજેહનાં દાસ્તાન સાથ આબાદ મળે છે. શાહનામા મધેના ઉપલાં બન્ને દાસ્તાનો રામાયણ અને મહાભારતમાંની ઉપલી બેઉ વાર્તાઓને કેવી રીતે મળતાં આવે છે તે મુકાબલો કરવા જોગ છે, અને અત્રેની "જ્ઞાન પ્રસારક મંડળી" તરફથી ભાષણો આપીને મેં આગલાં વર્ષોમાં અદના કોશેષ કરેલી છે.

આજે તેવોજ એક ત્રીજો પ્રયત્ન કરવાનું મન થાય છે. હું જાણું છું કે મારી આગમજ આજ વિષયની કોશેષ બીજી તરફથી પણ થઇ છે. પણ તે જ્યારે મહાભારતમાંના રાજા યુધિષ્ઠિર અને શાહનામા મધેના શાહ કયખુસરોના રાજ્ય ત્યાગ કરી સ્વર્ગે જવા સંબંધી કથાની સરખામણી થયલી છે, ત્યારે હું જે કાંઈ દેખાડવા માંગું છું તે તો આ બન્ને મહારાજાઓની જીંદગીનાં મહત્વનાં સર્વ કામો અને કર્તવ્યોની સરખામણી છે. મારી આ કોશેષમાં હું કેટલે દરજ્જે ફાવ્યો છું તે કહેવાનું વાંચક વૃંદને માટે રાખી હું આગળ વધીશ. વિષય ઘણો રસીલો છે, પણ લેખકે તેને રસ પડે તેવી રીતે હાથ ધરવો જોઇયે. એ મારેની મારી ગોઠવણ સહેલ છે. પ્રથમ હું આ બન્ને ભલા રાજાઓનાં કામોની ટુંકી નોંધ ઉતારીશ, અને ત્યાર પછી એ નોંધ કયાં કયાં અને કેટલે દરજ્જે એક બીજાને મળતી આવે છે તે બતાવીશ.

પ્રથમ આપણે મહારાજા યુધિષ્ઠિરનું થોડુંક વર્ણન મહાભારતને આધારે ટપકાવી લઇશું, કે જે કાવ્ય આ ભારત ભૂમિના કથા-ગ્રંથોમાં, કથાઓનો એક મહાન ભંડાર રૂપ છે.

### યુધિષ્ઠિરની કથાનો સાર. (મહાભારતને આધારે.)

વિચિત્રવિર્ય, ભીષ્મ અને વ્યાસ એકેકના સાવકા અથવા ઓર્મા ભાઇઓ હતા. સત્યવતી રાણીનો પુત્ર વિચિત્રવિર્ય પુત્ર વિના મરણ પામવાથી આ રાણીએ પોતાના બીજા પુત્ર વ્યાસ, કે જે આ વેળા વનમાં તપ કરતા હતા તેમને આગ્રહ કર્યાથી તેમના સમાગમથી વિચિત્રવિર્યની એક સ્ત્રી અંબિકાએ ધૃતરાષ્ટ્ર બીજી સ્ત્રી અંબાલિકાએ પાંડુને જન્મ આપ્યો. અંબિકા વ્યાસ જેવા તપસ્વીનો વિકરાળ ચહેરો જોઇને તેમના સમાગમ વેળા એવી બીધી કે તેણે પોતાની આંખો બંધ કરી રાખી તે છેવટ સુધી ઉઘાડીજ નહિં; જેથી તેનો પુત્ર અપંગ જન્મ્યો. અંબાલિકા વ્યાસનું ભયંકર રૂપ જોઇને એટલી ભયભિત બની ગઇ કે તેણીનો ચહેરો ફિક્કો મારી ગયો, અને તેથી તેણીએ પાંડુને જન્મ આપ્યો ત્યારથી તે ફિક્કા ચહેરાનોજ રહ્યો. આ બન્ને પુત્રોને વ્યાસના ભાઇ ભીસ્મે ઉછેર્યા કે જે હસ્તિનાપુરમાં રાજ્ય કરતો હતો. ધૃતરાષ્ટ્ર અપંગ જન્મેલો હોવાથી તેનાથી કાયદા પ્રમાણે રાજ્ય ચલાવી શકાય એમ નહોતું, માટે પાંડુ વયે પુગ્યો ત્યારે તેને હસ્તિનાપુરનું રાજ્ય મળ્યું. તેની એક સ્ત્રી પૃથા અથવા કુંતીએ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનને, અને બીજી સ્ત્રી માદરીએ નકુલ અને સહદેવ નામના જોડિયા ભાઇઓને જન્મ આપ્યો. આ પાંચ પુત્રો પાછળથી પાંચ પાંડવને નામે ઓળખાયા છે.

પાંડુનાં મરણ પછી તેનો ભાઇ ધૃતરાષ્ટ્ર અપંગ છતાં ગાદીએ બેઠો, કેમકે પાંચે પાંડવ ભાઇઓ હજુ બાળક હતા. તે તેમનું તથા તેમની માતા કુંતીનું રક્ષણ કરવા લાગ્યો. કહે છે કે તેના ૧૦૦ પુત્રો હતા, જેઓ પાંડુભાઇઓથી જુદીજ રીત ભાતના હતા. તેઓ મધેનો સર્વથી વડો દુર્યોધન તો બહુજ દુષ્ટ હતો તેણે

એક વાર પાંડવોમાંના બીજા ભાઈ ભીમને ભોજનમાં વિષ આપી નદીમાં નાખી દીધો હતો. દુર્યોધનની મદદમાં કર્ણ નામે એક બળવાન પાંડવ હતો. તે રાણી કુંતીનોજ સર્વથી વડો પુત્ર હતો, પણ પાંડુ સાથના લગ્ન આગમજ તેનો જન્મ થયલો હોવાથી તે પાંડવ વંશમાં ગણાતો ન હતો. આથી રીસાઈને તે દુર્યોધન અને તેના ભાઈઓ કે જેઓ "કૌરવો" ને નામે ઓળખાતા હતા તેમની સાથ મળી ગયો હતો.

કૌરવ નામ કુરૂ ઉપરથી પડયું છે ખરૂં જોતાં જેમ ધૃતરાષ્ટ્ર તેમજ પાંડુ બન્ને કુરૂના વંશના હતા. માટે એ બન્ને ભાઈઓના પુત્રો કૌરવ ગણાવા જોઇયે. પણ પાંડુના પાંચ પુત્રો અને તેમના વંશજો "પાંડવ" નામે, અને તેના ભાઈ ધૃતરાષ્ટ્રના પુત્રો અને તેમના વંશજો "કૌરવ" નામે ઓળખાઈ ગયા છે. અને આ પિત્રાઇઓ વચ્ચેના ક્લેશ અને યુદ્ધથી "મહાભારત" મહાન કાવ્યની રચના થઈ છે.

પાંડવોમાં વડો યુધિષ્ઠિર હતો. તે જન્મ્યો ત્યારે આકાશથી નાદ થયો હતો કે "મનુષ્યોમાં આ બહુજ નીતિમાન નર છે." એને માટે લખી ગયા છે કે તે નેકી-નીતિનો નમુનો હતો! ન્યાય, પ્રમાણિકપણું, શાંત સ્વભાવ, અને શૂરવિરપણાની તે મૂર્તિ હતો. એના નામનો અર્થજ "યુદ્ધમાં મક્કમ" એવો થાય છે. તે સિંહ જેવા રાજવંશી દેખાવનો હતો. તે દેવાંશી હતો, કારણ કે તેની માતાએ પોતાના પતિ પાંડુના યોગી બની ગયા પછી ધર્મ દેવતાનું સ્મરણ કરવાથી તેનો જન્મ થયો હતો. એજ પ્રમાણે તેના બીજા બન્ને ભાઈઓમાંનો ભીમ વાયુ દેવતાનો અને અર્જુન ઇંદ્ર દેવતાનો પુત્ર હતો. ભીમ અને અર્જુન બન્ને બહુ બળિયા હતા. યુદ્ધમાં તેઓ એકલે હાથે શત્રુઓનો સંહાર કરતા. ભીમનું બળ, તેની હિમત, તેનું રાક્ષસી કદ, તેનો ઝનુની દેખાવ, તેનો કપટી અને ઘાતકી સ્વભાવ, એ સઘળાં તેનાં નામના અર્થ (ભીમ=ભયંકર) પ્રમાણેનાં લક્ષણ હતાં. તેને અતિ ઘણો ખોરાક જોઇતો હતો. જેટલું તેના ચાર ભાઈઓ ખાતા તેટલું તે એકલો ખાઈ જતો. અર્જુન ખરો આબરૂદાર વિર પુરૂષ હતો. તે બહાદુર તેમજ સખી, માયાળુ, ઉદાર, પ્રેમી, અને તોપણ યુદ્ધમાં શૂરો અને જોડી વિનાનો હતો.

જેમ પાંડુના તેમજ ધૃતરાષ્ટ્રના પુત્રોને દ્રોણ નામે રાજગુરૂ બ્રાહ્મણ સર્વ પ્રકારની યુદ્ધ કળાની કેળવણી આપતો હતો. આ દ્રોણની ઉશ્કેરણીથી તેના રાજવંશી શિષ્યોએ પંચાલના રાજા દ્રુપદનો દેશ જીતી લીધો અને તેને કેદ પકડયો. દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન નામનો હતો, જે પાછળથી પાંડવો તરફથી લડયો હતો. દ્રુપદની પુત્રી કૃષ્ણા અથવા દ્રૌપદી પાંચે પાંડવોની સ્ત્રી હતી.

જ્યારે વડો પાંડવ યુધિષ્ઠિર વયે પુગ્યો ત્યારે તેના કાકા ધૃતરાષ્ટ્રે તેના બાપનું રાજ સોંપી નહિ દેતાં, તેને યુવરાજ એટલે પાટવી કુંવર સ્થાપ્યો. પણ તેનાં બળ અને ન્યાયનાં કામો જોઇને પ્રજા તેના ઉપર એટલી બધી પ્રસન્ન થઇ ગઇ કે તેણે આંધળા ધૃતરાષ્ટ્રની જગા ઉપર દેવાંશી યુધિષ્ઠિરનેજ રાજપાટ સોંપવાનો અને તેને માથે મુકુટ પહેરાવવાનો ઠરાવ કર્યો. આ વાતની ખબર પિત્રાઈ દુર્યોધનને પડતાંજ તેણે યુધિષ્ઠિરનું કાટલું કહાડવાનો પ્રપંચ રચ્યો. તેણે વારણાવત નામે શહેરમાં જલદીથી સળગી ઉઠે એવું એક નવું મકાન પોતાના મિત્ર પુરોચન પાસે તૈયાર કરાવ્યું, અને પછી પોતાના પિતાને જુઠું સમજાવી પાંચે પાંડવોને તેમની માતા કુંતી જોડે ઉપલા શહેરની રચના જોવા અને ત્યાં થનારા યજ્ઞમાં ભાગ લેવા મોકલ્યા. પાંડવોને ઉપલા મકાનમાં ઉતારો મળ્યો. પણ અહીં જો તેઓ રહેશે તો અગ્નિથી તેમના પ્રાણ જશે એવી ખાનગી ખબર વિદુર નામના પોતાના નાના કાકાથી મળી, કે જે એક શુદ્ર જ્ઞાતની સ્ત્રીનો પુત્ર હતો, જેથી તેઓએ એક સુરંગ ખોદનારની મદદથી ઉતાવળે એક રસ્તો ખોદી કહાડીને તે માર્ગે તેઓ બચી ગયા અને જ્યા

ગલમાં આગળ વધ્યા. માર્ગમાં જ્યારે તેઓ થાકી જતા ત્યારે ભીમ માતાને અને નાના ભાઇઓને ખાંધે બેસાડતો અને મોટા ભાઇઓને પાંખડીએ વળગાડી આગળ રસ્તો કાપતો.

જ્યારે તેઓ એકચક્રા નામે શહેરમાં આવી પુગ્યાં ત્યારે એક બ્રાહ્મણનાં ઘરમાં ઉતરી ભિક્ષાથી પોતાનું પેટ ભરવા લાગ્યાં. અહીં બક અથવા વક નામે એક રાક્ષસનો વધ કરીને ભીમે તેના ત્રાસમાંથી શહેરીઓને છોડાવ્યા. આ રાક્ષસને માટે નિયમ પ્રમાણે જે શહેરી ખોરાક પકાવીને લઇ જતો તેનો તે દૈત્ય ભક્ષ કરતો હતો. એક દહાડે તે બ્રાહ્મણની વારી રાક્ષસ માટે ખોરાક લઇ જવાની આવી કે જેના ઘરમાં પાંડવો રહેતા હતા. બ્રાહ્મણનાં કુટુંબનું કલ્પાંત જોઇને ભીમે તેને બદલે ખોરાક લઇ જવાનું માથે લીધું, અને પછી તેણે તેનો પ્રાણ લીધો.

આ પછી પંચાલના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીએ સ્વયંવરમાં અર્જુનને વરમાળ પહેરાવી, તેથી ત્યાં મોટું યુધ્ધ જાગ્યું. રાજાએ એવું મોટું ધનૂષ તૈયાર કરાવ્યું હતું કે જે સ્વયંવરમાં ભેગા મળેલા કોઇ પણ રાજાથી ઉપાડી શકાયું નહિ, જેથી ત્યાં હાજર રહેલા દુર્યોધન વગેરે કૌરવ કુંવરોને બહુ માઠું લાગ્યું; પણ જ્યારે અર્જુન જેવા એક ભિક્ષુક દેખાવના બ્રાહ્મણે તે ઉપાડીને બાણ છોડયા અને રૂપગુણ સુંદરી દ્રૌપદિએ તેને પોતાનો પતિ કબૂલ રાખ્યો ત્યારે સઘળાઓ રાજા દ્રુપદ સામે બળવો કરી ઉભા. આ યુદ્ધમાં પાંડવોએ રાજાનું રક્ષણ કર્યું, અને પછી સઘળા શત્રુઓને નસાડીને પાંડવો દ્રૌપદી સાથે પોતાને ઘેર પાછા ફર્યા. જ્યારે પણ તેઓ ભિક્ષા લઇ આવતા ત્યારે માતા કુંતી આગળ લાવતા અને તે તેમને વહેંચી આપતી, તેમ આ વેળા તેઓ સ્વયંવરમાંથી પાછા ફર્યા ત્યારે મા સમજી કે ભિક્ષા લેઇ આવ્યા છે; માટે પોતે ઘરના પાછલા ભાગમાં હતી, ત્યાંથી વગર જોયે બોલી કે— "તમો વચ્ચે વહેંચી લ્યો." હવે માતપિતાની આજ્ઞાનો લોપ થતો નહોવાથી અર્જુન એકલાની જે સ્ત્રી હતી તે પાંચે ભાઇઓની પત્નિ બની. પ્રથમ તેણીને વડા ભાઇ યુધિષ્ઠિર સાથે પરણાવી અને ત્યાર બાદ બાકીના ભાઇઓ સાથે તેના વિવાહ થયા.

પાંડવો બળી મુઆ નથી પણ જીવતા છે એવી ખબર હવે ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોને પડી, જે પછી પાંડુનું રાજ્ય પાંડવ તથા કૌરવ પિત્રાઇઓ વચ્ચે વહેંચાયું. દુર્યોધન અને તેના ભાઇઓને હસ્તિનાપુર વાળો પ્રદેશ મળ્યો, અને પાંડવોને જમના નદીની આસપાસનો ખાંડવપ્રસ્થ નામનો દેશ મળ્યો, જ્યાં તેઓએ ઇંદ્રપ્રસ્થ નામનું નગર વસાવ્યું, કે જે આજનાં દિલ્લી શહેરવાળી જગા ઉપર બંધાયું હતું. આ પછી યુધિષ્ઠિરે આસપાસના બીજા ભાગો જીતી લઇ રાજ્યનો વિસ્તાર વધાર્યો. અહીં આ રાજાની પ્રજા બહુ સુખમાં વસતી હતી. યુધિષ્ઠિરે હવે રાજસૂય યજ્ઞ કર્યો અને પોતે ધામ ધૂમથી ગાદીએ બેઠા.

પણ એજ રીતે તેના કાકા ધૃતરાષ્ટ્રે પણ હસ્તિનાપુર ખાતે એક મહા સભા બોલાવીને સઘળા રાજાઓને નોતર્યા, તેમાં યુધિષ્ઠિર પણ તેનાં નોતરાંને માન આપી હાજર થયો. અહીં તેને ફોસલાવીને દુર્યોધને દ્યુતની રમત ચલાવી, જેમાં યુધિષ્ઠિર એક પછી એક પોતાનું રાજ્ય અને સર્વસ્વ હારી ગયો. અને છેલ્લે દ્રૌપદી પણ તે ખોઇ બેઠો. આ વેળા દુઃશાસન નામે એક કૌરવ ચોટલો ધરીને દ્રૌપદીને સભા વચ્ચે ખેંચી ગયો હતો, માટે એ અપમાનને લીધે કોઇ દહાડો તેનો પ્રાણ લઇને તેનું લોહી પીવાના ભીમે સમ ખાધા, અને પાછળથી તેણે તેમ કીધું પણ હતું.

બાર વર્ષ સુધી આ રીતે ઇંદ્રપ્રસ્થનું રાજ્ય દુર્યોધનના હાથમાં આવ્યું અને પાંડવોને જંગલમાં વસવું પડયું. શર્ત પ્રમાણેની મુદત પુરી થવા છતાં કૌરવોએ પાંડવોનું રાજ્ય તેમને હવાલે પાછું કર્યું નહિ તેથી બન્ને વચ્ચે મોટું યુદ્ધ ચાલ્યું અને તેમાં

બન્ને પક્ષનાં લશ્કરોની ભારે ખરાબી થઇ. આ યુદ્ધમાં કોરવોનાં ૧૧ સૈન્ય કપાઇ ગયાં. પ્રથમ તેમની સરદારી ભીષ્મે લીધી, કે જે દુર્યોધન તેમજ યુધિષ્ઠિરનો કાકો થતો હતો. તેનો અપંગ ભાઇ ધૃતરાષ્ટ્ર હજુ જીવતો હતો તોપણ પોતાના કુટુંબીઓની કતલ જોવાની કે સાંભળવાની તેણે નાપાડી, અને જંગલમાં જઇ વસ્યો. કુરૂક્ષેત્રનાં વિસ્તિર્ણ રણમાં આ મોટું યુદ્ધ ચાલ્યું હતું. કે જે આજનાં દિલ્લી શહેરની વાવ્ય ખુણે આવેલું હતું, આ યુદ્ધનું વર્ણન કરતાં કહે છે કે અર્જુને એકી વેળાએ પાંચસો લડવૈયાઓને કાપી નાંખ્યા હતા.

આ મહાભારત યુધ્ધ વેળા બન્ને પક્ષો તરફના લડવૈયાઓ વચ્ચે દ્વંદ યુધ્ધ થયાં હતાં, જેમાં ઘણી વેળાએ પાંડવોની જીત થઇ હતીઃ જેમકે—

| કોરવોઃ | પાંડવોઃ | |
|---|---|---|
| ભીષ્મ | અને અર્જુનઃ | અર્જુનની જીત. |
| કર્ણ | અને ઘટોત્કચ * | કર્ણની જીત. |
| દ્રોણ | અને ધૃષ્ટદ્યુમ્ન* | ધૃષ્ટદ્યુમ્નની જીતઃ |
| દુઃશાસન | અને ભીમઃ | ભીમની જીતઃ |
| કર્ણ | અને અર્જુનઃ | અર્જુનની જીતઃ |
| શલ્ય* | અને ભીમઃ | બન્ને એક સરખા. |
| શલ્ય | અને યુધિષ્ઠિરઃ | યુધિષ્ઠિરની જીતઃ |
| સંજય* | અને ધૃષ્ટદ્યુમ્નઃ | સંજય મરતો બચ્યો. |
| દુર્યોધન | અને ભીમઃ | ભીમની જીત. |

આ રીતનાં દ્વંદ્વ યુદ્ધમાં કૌરવોના શૂરવિરો માર્યા ગયા, જેમની જોડે અને પછી થયલાં અનેક મહા યુધ્ધોમાં તેમનાં ૧૧ સૈન્યોમાંનું કશું બાકી રહ્યું નહિ. આસપાસના ઘણા રાજાઓએ બન્ને પક્ષોને મદદ આપી હતી. દુર્યોધન ઘાયલ થઇને પોતાનો જીવ બચાવી નાઠો. તે એક સરોવરને તળીયે જઇ છુપાઇ બેઠો અને જાદુઇ બળથી અથવા મંત્રને જોરે ડુબી નહિ જતાં પાણીને પોતાની આસપાસ અલગ રાખ્યું. પાંડવોને તેની છુપવાની આ જગાની ખબર પડતાંજ તેઓ સરોવર તિરે આવી લાગ્યા, અને યુધિષ્ઠિરે તેને તાનાટપલો મારી પાણીમાંથી બહાર નિકળવાની ફર્જ પાડી. હવે દુર્યોધન અને ભીમ વચ્ચે છેલ્લું દ્વંદ્વ યુધ્ધ ચાલ્યું. જેનો અંતે, ભીમે તેની જાંગનાં હાડકાં ભાંગી નાખી તેનો જીવ લીધો.

કૌરવોમાં માત્ર ત્રણ શૂરવિરો બાકી રહ્યા હતાઃ કૃપ,* કૃતવર્મન અને અશ્વત્થામન.¶ તેઓએ પોતાના કુટુંબીઓનું વેર લેવા માટે પાંડવોનાં સૈન્યને મધરાત્રિએ ઠાર મારવાનો સંકેત કીધો. કૃપ અને કૃતવર્મનને પાંડુઓની છાવણીના દરવાજા પાસે ઉભા રાખી જેઓ નાસી જાય તેમને ઠાર મારવાની આજ્ઞા કરીને અશ્વત્થામન્ છાવણીમાં રાત્રિ વેળા પેઠો અને નિંદ્રાવશ થયલા સઘળા પાંડવોને કાપી નાંખ્યા. પોતાના પિતા દ્રોણ દ્વંદ્વ યુધ્ધમાં મારનાર ધૃષ્ટદ્યુમ્નને તેણે પોતાનાં પગ તળે કચડી નાખીને ઠાર કીધો. આ રાત્રિ વેળાનાં છુપાં કૃત્ય પછી પાંડુઓ અને કૌરવો વચ્ચે સુલેહ થઇ. પાંડવોને તેમનું રાજ્ય હવે વગર હરકતે પાછું મળ્યું, અને જેમ ઇંદ્રપ્રસ્થ તેમજ હસ્તિનાપુર યુધિષ્ઠિરનાં હાથમાં આવ્યાં, અને બન્ને રાજ્યો જુદાં હતાં તે જોડાઇ ગયાં. માર્યા ગયલાંઓની મરણ ક્રિયા કરાવીને આ રાજા પોતાના ભાઇઓ

* ભીમનો હિડિમ્બા નામે રાક્ષસણિને પેટનો પુત્ર.

* દ્રૌપદીનો ભાઇ; દ્રુપદ રાજાનો પુત્ર.

* દ્રૌપદીને સભામાં અપમાન કરનાર, કે જેને મારીને ભીમે સમ ખાધા હતા તેમ તેનું લોહી પીધું હતું.

* મદ્રનો રાજા; પાંડુની બીજી રાણી માદ્રીનો પિતા; તથા સર્વથી નાના બે પાંડુ જોડિયા ભાઇઓ નકુલ અને સહદેવનો મામો. [સારથી]

* હસ્તિનાપુરના અપંગ રાજા ધૃતરાષ્ટ્રનો બહુ વિશ્વાસુ

* રાજગુરૂ દ્રોણનો સસરો.

¶ દ્રોણનો પુત્ર



एक खुनीना भोग थई पडेला नाशीकना लोकप्रिय कलेकटर मी. जेकसन.

खां. बा. सैयद शमसुदीन सैयद मीयांसाहेब. कादरी. बी. ए.
(ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર—મુંબઇ.)



राजकन्या ईंदिराराजा गायकवाड वडोदरा.

( મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં પાસ થયલાં રાજકુમારી. )

સાથ હસ્તિનાપુરમાં ભારે ધામધુમ સાથે દાખલ થયો, અને સોનાનાં તખ્ત ઉપર બિરાજ્યો તથા તેને માથે મુકુટ પહેરાવવાની ક્રિયા પુર ગંભિરાઈ સાથ થઇ.

પોતાનાં મનની મુરાદ પાર પડી–પોતાનું વેર લેવાયું–બાપિકું રાજ્ય પાછું મળ્યું–એટલે હવે યુધિષ્ઠિર મહારાજાને દુનિયાનો વૈભવ ભાગ્યો નહિ. માયા મિથ્યા છે એમ ગણીને તેણે દેશવટો લીધો. રાજ્ય કારોબાર બીજાને સોંપીને તે પરમાત્માને જઇ મળવા તૈયાર થયો. તેની જોડે તેના ચારે ભાઇઓ, રાણી દ્રૌપદી, અને એક વફાદાર કુતરો, એટલાં જણ ગયાં. તેઓએ ઉગમણુ ભણીનો રસ્તો લીધો. માર્ગમાં મહારાજા અને વફાદાર કુતરા સિવાય બાકીનાં સઘળાં થાક અને ભુખથી મરણ પામ્યા. યુધિષ્ઠિરના સમજાવ્યા છતાં તેઓ તેની પુઠે ગયાથી આ સ્થિતિએ પહોંચ્યાં. અંતે આકાશી ગંગા નદીમાં તે ઉતર્યો, અને સ્વર્ગે પુગ્યો.

## શાહનામાને આધારે કયખુસરોની કથાનો સાર.

મહારાજા યુધિષ્ઠિરની કથાનો સાર વાંચ્યા પછી હવે શાહાનશાહ કયખુસરોનાં દાસ્તાનનો મુખ્તેસર ઇંતેખાબ અહીં ઉતારીશું, અને તે પણ મહાભારતને મળતી આવતી વાતોનોજ ઉતારો કરીશું.

ઇરાનના શાહ ફરેદૂન * ના ત્રણ બેટાઓ ઇરજ * તૂર અને સલમ નામના હતા, તેમને શાહે પોતાની હૈયાતીમાંજ પોતાનું રાજ્ય વહેંચી આપ્યું હતું. વડા ભાઇઓએ સર્વથી નાના ઇરજને મળેલો દેશ ઘણો આબાદ જોઇને બાપ સામે બલવો ઉઠાવ્યો અને ઇરજનો જીવ લઇ તેનું રાજ્ય લઇ મુકયું. પાછળથી ઇરજની બેટીના બેટા મિનોચહેરે લશ્કર ભેગું કરી પોતાના મમાવાનું રાજ્ય સલમ અને તૂર કનેથી પાછું મેળવ્યું, અને એ વખતથી ઇરાનીઓ ૩ અને તૂરાનીઓ ૪ વચ્ચે રાજ્યનાં જંગ ચાલુ થયાં. મિનોચહેરના બેટા નોદરને મારીને તૂરાનના નબીરા અફ્રાસિયાબે ૧૨ વર્ષ સુધી ઇરાનમાં હકુમત ચલાવી. ત્યાર બાદ કયકોબાદ અને કયકાઉસ નામના શાહોએ ઇરાનનું રાજ્ય પાછું હાથ કીધું; પણ જીહુન અથવા ઑકસસ નદીની દક્ષિણનો ભાગ કે જે ઇરાનને તાબે હતો તે આફ્રાસિયાબે પાછો આપ્યો નહિ.

કયકાઉસનો બેટો સિયાવુશ નેક ખસલતનો અને બહાદુર હતો. સાવકી માતાનાં કાવતરાંનો ભોગ થઇ પડીને તે તૂરાની શાહને જઇ મળ્યો, તેની બેટી ફરંગીજ સાથ પરણ્યો, અને ત્યાંજ રાજ ખટપટને લીધે પોતાના સસરા અફ્રાસિયાબના હુકમથી કતલ થયો. તેની સ્ત્રી ફરંગીજે એક બેટાને જન્મ આપ્યો, જેના જન્મ આગમજ તથા જન્મ પછી અફ્રાસિયાબે તેને મારી નાખવા ધાર્યું, પણ ખુદાની મહેરબાનીથી તે દર વેળા બચી ગયો. અફ્રાસિયાબના વજીર પીરાને અનેક તદબીરથી આ શાહજાદા તથા તેની માને બચાવી લીધાં અને જંગલમાં મોકલાવ્યાં.

ઇરાનમાં સિયાવુશ શાહજાદાનાં ખૂનની ખબર થવાથી તેનો કટનો લેવાને ઇરાનીઓ તૈયાર થયા. તે આગમજ ગીવ નામે પહેલવાનને કયખુસરોને શોધી કહાડવા શાહ કાઉસે તૂરાન મોકલ્યો, કે તે શાહજાદાને તેની મા સુધાં બચાવીને ઇરાન લાવ્યો, તૂરાની લશ્કરો પુઠે આવ્યાં. તેમને એકલે હાથે મારી કહાડીને દરિયા જેવી મોટી જીહૂન નદીમાં ત્રણે જણે ઘોડેસ્વાર થઇ ઝોકાવ્યું. કયખુસરો ઉપર કિર્તારની મહેરબાની હોવાથી નદીપાર કરીને સઘળાં બીજે કાંઠે સલામત નિકળ્યાં, અને શાહ કાઉસ પોતાના નબીરાને ભેટ્યો અને તેને તખ્તનો વારસ ઠરાવ્યો. કયખુસરોએ આસપાસ લશ્કર લઇ જઇ કેટલાક પ્રાંતો જીત્યા અને એ ફતેહ પછી તેણે પોતાના બાપ સિયા[illegible]

બન્ને પક્ષોની કોઇવાર હાર તો કોઇવાર જીત થઇ: પહેલવાન રૂસ્તમ કે જે ઘણો જોરાવર અને કદાવર હતો, જે પુષ્કળ ખોરાક ખાતો હતો, અને એકલે હાથે શત્રુઓની મોટી સંખ્યાનો જાન લેતો હતો, તેના હાથ ઉપર તૂરાનીઓ માર ખાઇને વારંવાર નાઠા. બીજી મરતબે ગુદર્જ. નામે એક દાના પહેલવાન તુરાન ઉપર ચઢાઇ લઇ ગયો, જે વેળાની લડાઇ દરમિયાન અંતે એવું ઠર્યું કે બન્ને પક્ષો તરફથી અગ્યાર પહેલવાનો ચુંટી કહાડીને તેઓ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ કરાવવું, અને એ યુદ્ધનાં પરિણામને જંગનાં છેવટ દાખલ ગણવું.

આ યુધ્ધોમાં સઘળા ઇરાની સરદારો અથવા શૂરવિરોનીજ જીત થઇ. જેમકે—

| ઇરાનીઓ: | | તૂરાનીઓ: |
|---|---|---|
| ફરીબોર્જ | અને | ફુલ્લાદ—ફરીબોર્જની જીત. |
| ગીવ | અને | ગુર્વી—ગીવની જીત. |
| ગુરાજે | અને | સિયામક—ગુરાજેની જીત. |
| ફરૂહિલ | અને | જંગુલા—ફરૂહિલની જીત |
| રહામ | અને | બાર્માન—રહામની જીત. |
| બીઝન | અને | રૂઇન—બીઝનની જીત. |
| હજીર | અને | સિપેહરમ—હજીરની જીત |
| ગુર્ગીન | અને | અંદરીમાન—ગુર્ગીનની જીત |
| બર્તે | અને | કુહરમ—બર્તેની જીત. |
| જંગા | અને | અકહસ્તની—જંગાની જીત. |
| ગુદર્જ | અને | પીરાન—ગુદર્જની જીત. |

તૂરાનીઓએ ઇરાનીઓ ઉપર રાત્રિ વેળાએ છાપો મારવાની છુપી તદબીર રચી હતી, જેમાં એકવાર ફાવ્યા અને ઘણા ઇરાનીઓ માર્યા ગયા. લડાઇમાં તો ઇરાની સપેહસાલાર યાને સેનાપતિ ગુદર્જના એંસી બેટાઓ કત્તલ થયા હતા. ઉપલા દ્વંદ્વ યુધ્ધમાં ઇરાનીઓની ફતેહ થયા બાદ તૂરાની શાહ અફ્રાસિયાબ રાજતાજ છોડીને નાઠો. કયખુસરો જંગ મેદાનમાં દોડી આવ્યો અને તેણે જાતે અફ્રાસિયાબની પૂઠ પકડી. માર્ગમાં અનેક લડાઇઓ થઇ, શત્રુનાં પાયતખ્તને ઘેરો ઘાલી કયખુસરોએ તાબે કીધું, શોધ કરતાં ખબર મળી કે અફ્રાસિયાબ ચીનના દરિયાને નામે ઓળખાતા કૅસ્પીઅન સમુદ્રમાં થઇને આથમણે નિકળી ગયો હતો અને તેણે ચયચેસ્તે નામે સરોવરમાં આશ્રો લીધો હતો. અહીંથી તેને પકડી કહાડયો; હોમ નામના શાહ ફરેદૂનના એક વંશજે અફ્રાસિયાબ સાથ લડીને તેના હાથ બાંધ્યા. પણ દયા કરી બંધ છોડતાંજ અફ્રાસિયાબ હોમના હાથમાંથી નાસી સરોવરમાં ગેબ થઇ ગયો.

આ વખતે ઉપલાજ સરોવરની પડોશનાં આતશ બહેરામનાં પવિત્ર મકાનમાં શાહ કાઉસ અને શાહ કયખુસરો પોતાની છેલ્લી ફતેહોને માટે ખુદાનો આભાર માનવા આવ્યા હતા, જેમની જોડે તેમના બે સરદારો ગુદર્જ. અને ગીવ પણ હતા. આ છેલ્લા ધણીઓ બાપ દીકરા હતા. તેઓ ઉપલા સરોવરમાં અફ્રાસિયાબ છુપાયો છે એવી ખબર સાંભળીને કયખુસરોને ત્યાં બોલાવી લાવ્યા, જે કેદ પકડાયલો હતો તેનું મરતી વેળાનું કલ્પાંત સાંભળીને તે છુપાયલો પદભ્રષ્ટ પાદશાહ સરોવરમાંથી બાહેર આવ્યો, જે વેળા ઉપલાજ હોમ પહેલવાને તેનો જાન લીધો. પછી તેનું તૂરાની રાજ્ય કે જે પોતાના નેયાગાન યાને પૂર્વજ ફરેદૂનનાં રાજ્યનો એક ભાગ હતું તેને પોતાનાં ઇરાની રાજ્ય સાથ જોડી દીધું અને એ રીતે આ મોટાં જંગનું છેવટ આવ્યું.

આ પછી કયખુસરોએ પોતાનાં પાયતખ્તમાં દાખલ થયો, અને થોડીક મુદત સુધી સુખશાંતિ સાથ અમલ ચલાવ્યો. પણ હવે તેનું દિલ દુનિયાની માયા

૧ આ અવસ્તાઇ નામ છે. પાછળથી શાહનામામાં બિગડીને "ખન્જસ્ત" નામ બન્યું છે. આજે આ ખન્જસ્ત સરોવર ઉરમિયાને નામે ઓળખાય છે. 'ચયચસ્ત' ને ફારસીમાં ખોટી રીતે લખવાથી 'ખન્જસ્ત' બનેલું છે.

ઉપરથી ઉઠી ગયું. તેણે રાજપાટ તજી દીધું, ખ્વાબમાં સરોષ નામે ફરેશતાએ દેખાવ દઇ બશારત આપ્યા મુજબ તે પહાડ તરફ ચાલ્યો તેની જોડે તૂસી, ગીવ, ફરીબોર્જ, બીઝન અને ગુસ્તહમ નામના સરદારો પણ ગયા. તેમને પાછા ફરવાની ચેતવણી મળ્યા છતાં તેઓએ માન્યું નહિ, જેથી તેઓ બર્ફનાં તોફાનમાં ફના થઇ ગયા, અને કયખુસરો તેઓ વગર આગળ વધીને સરોષની રાહબરી મુજબ બર્ફમાં ગેબ થઇ ગયો. તેને માટે એવી માન્યતા છે કે તે હજુ હૈયાત છે.

## બન્ને વાર્તાઓ વચ્ચે મુકાબલો.

ઈરાની દાસ્તાનનો આ અતિસૂક્ષ્મ ભાવાર્થ છે. હવે આપણુ જોઇએ કે યુધિષ્ઠિર અને કયખુસરોની કથાઓ એક બીજા સાથ કયાં કયાં અને કેવી રીતે મળતી આવે છે. અલબત બે જુદા દેશો, જુદી પ્રજાઓ, જુદા સમયો, જુદા લખનારાઓ, વગેરે વાતો ધ્યાનમાં લેતાં આ કથાઓ એક બીજા સાથ બોલે બોલ યા પુરેપુરી મલતી આવે એ કેવળ અશકય છે, તો પણ તેઓ વચ્ચે જેટલું મળતાપણું જણાય છે તેટલું પણ વાંચનારને આશ્ચર્ય પમાડે છે. હુ આ મળતી આવતી વાતો ટુંકમાં સમજાવવાની કોશેષ કરીશ, જેમ કરતાં સુજ્ઞ વાંચનારને વિનતિ કે નજીવી દેખાતી સરખામણી તરફ નહિ જોતાં કથા કહેનારા જુદા જુદા ગ્રંથો-મહાભારત અને શાહનામુ-વચ્ચેનો ફર્ક ધ્યાનમાં રાખીને આ મળતાપણાનો તોલ કરવો. વળી વાંચનારને જણાવવાની જરૂર છે કે હિંદુ કથામાં જેમ દેવતાઓ ભાગ બજાવે છે તેમ ઇરાની કથામાં જણાતું નથી. યુવાની કથાઓમાં "મહાભારત"માં આપણુ જોઇયે છિયે તેમ મહા યુદ્ધમાં દેવતાઓ ભાગ લેતા જણાય છે; પણ ઇરાની કથા એ વિષયમાં-દેવતાઓના માનવી જાત સાથના માયા મોહબત કે લડાઇ વેળાના સંબંધમાં-અજાયબ જેવું અલગપણું બતાવે છે. હવે આપણુ મુકાબલા તરફ નજર કરિયે:—

૧-પહેલાં તો આ વિષયના બન્ને નાયકો રાજ પુત્રો હતા, અને તેઓ દેવાંશિ જેવા હતા. વળી યુધિષ્ઠિર જેવો ન્યાયી, પ્રમાણિક અને ઉદાર હતો તેવોજ કયખુસરો પણ હતો. બન્નેના પિતાનાં રાજપાટ ઉચાપત થયાં હતાં, અને તે લઇ મુકનાર તેમના પિત્રાઇઓજ હતા. બન્ને પાદશાહો પોતાનાં એ રાજ્યો પાછાં મેળવવાના હેતુથીજ યુધ્ધમાં ઉતર્યા હતા. યુધિષ્ઠિરના જન્મ વેળા તે ભલો અને પ્રતાપી નર નિવડશે એવો આકાશમાંથી નાદ થયો હતો તેમ કયખુસરોને માટે નજુમીઓએ ભવિષ ભાખ્યું હતું કે તે બુલંદ બખ્તનો શાહ થશે, અને તૂરાનનું રાજ્ય સર કરશે.

૨—જેમ યુધિષ્ઠિર ઉપર તેના બાપનું રાજ્ય લઇ બેસનાર કાકા ધૃતરાષ્ટ્રે કષ્ટ પાડયાં હતાં તેમ કયખુસરો ઉપર તેના બાપનું રાજ્ય ઉચાપત કરનાર તેના મમાવા અફ્રાસિયાબે તેનો જાન લેવા માટે અનેક દુખો પાડયાં હતાં. પણ આ બાબતમાં ધૃતરાષ્ટ્ર જોડે તેના વડા કુંવર દુર્યોધનની સામેલગીરી હોવાથી આ બન્ને બાપ દીકરા સાથ—પણ વિશેષે કરીને દુર્યોધન સાથ—અફ્રાસિયાબને સરખામણીમાં મુકી શકાશે.

૩—યુધિષ્ઠિરની મદદમાં તેના બે ભાઇઓ ભીમ અને અર્જુન હતા, તેમ કયખુસરોની મદદમાં રૂસ્તમ અને ગીવ નામના પહેલવાનો (જેઓ વચ્ચે સસરા જમાઇનું સગપણ હતું) હતા. જેમ ભીમે બળતાં ઘરમાંથી પોતાની માતા અને ભાઇઓને બચાવી લીધાં હતાં તેમ ગીવે કયખુસરો અને તેની માતાને તૂરાની જંગલો અને લશ્કરોનાં સંકટમાંથી બચાવ્યાં હતાં. ભીમ અને અર્જુનના સાહસ આગળ ચાલતાં રૂસ્તમ અને ગીવને વધારે મળતાં જણાશે.

૪—કૌરવો તૂરાનીઓ સાથ, અને પાંડવો ઈરાનીઓ સાથ મળતા જણાય છે. જેમ કૌરવોમાંથી વિદુર, યુધિષ્ઠિર તથા તેની માતાનો મદદગાર હતો, તેમ તૂરાનીઓમાંથી પીરાન, કયખુસરો અને તેની માતાનો મદદગાર હતો.

૫—જેમ દુર્યોધને પાંડવોનું રાજ્ય દ્યુતમાં જીતી લઇ ૧૨ વર્ષ પછી તેમને તે પાછું આપવાની શર્ત કરી હતી તેમ અફ્રાસિયાબે ઇરાનનું રાજ્ય ૧૨ વર્ષ સુધી પોતાના કબજામાં રાખ્યું હતું; અને જેમ લડાઈ વગર યુધિષ્ઠિરનું રાજ્ય દુર્યોધને તેને પાછું આપ્યું, નહિ તેમ અફ્રાસિયાબે પણ લડાઇ વગર ઇરાની મુલક છોડયો નહોતો. રાજયના સંબંધમાં જેમ એકે તેમ બીજાએ કોલ તોડયો હતો.

૬—કૌરવ કર્ણની સરખામણી તૂરાની પીરાન સાથ થઇ શકશે. જેમ કર્ણને પાંડવોએ પોતાના પક્ષમાં ખેંચી લેવાં માંગ્યો અને કૃષ્ણે તેને તેમ કરવા માટે સમજાવ્યો, પણ તેણે પોતાના રાજાનો પક્ષ તજ્યો નહિ, તેમ પીરાનને ઇરાની પક્ષમાં લેવાની તજવીજ ગુદર્જે કીધા છતાં તે નિષ્ફળ થયો હતો.

૭—જેમ દ્રૌપદીનું અપમાન કરનાર દુશાઃસન નામે કૌરવને માર્યા પછી ભીમે તેનું લોહી પીધું હતું તેમ ગુદર્જે પીરાનને માર્યા પછી તેનું લોહી [illegible]તું.

૮—જેથી અર્જુન એકી વેળા પાંચશો શત્રુઓનો નાશ કરતો હતો, અને જેમ ભીમ એકી વેળા સ્વારી કરનારા શૂરવિરો સુધ્ધાં રાક્ષસી કદના હાથીનો તથા સાથેજ ૧૪ પાયદળ લડવૈયાઓનો સંહાર કરતો હતો, તેમ રૂસ્તમ પેહલવાન એકલે હાથે પોતાના ગાંવ્યાની ગુર્જ યાને ગદાથી સેંકડો તૂરાનીઓને ઠાર કરતો હતો. આ દાખલામાં ભીમ અને અર્જુનનાં ભેગાં સાહસ રૂસ્તમનાં ઘણાંજ કામ સાથ મળતાં આવતાં જણાય છે.

૯—જેમ કૌરવ પાંડવોનાં યુધ્ધમાં કોઇવાર દ્વંદ્વ યુધ્ધો તો કોઇ વાર સૈન્યો વચ્ચે સામાન્ય લડાઇઓ ચાલતી હતી તેમ, તેમ કયખુસરોનાં દાસ્તાનમાં પણ બબે પહેલવાનો વચ્ચે જંગ ચાલ્યું હતું, અને વળી સામસામાં લશ્કરો વચ્ચે પણ ભારી લડાઇઓ ચાલી હતી. વળી જ્યારે દુર્યોધને યુધિષ્ઠિરને તેનું બાપિકું રાજ્ય પાછું હવાલે કરવાની ના પાડી અને સમજુતી થઇ શકી નહિ ત્યારે કૌરવો અને પાંડવોના મોટા જોધ્ધાઓ વચ્ચે દ્વંદ્વ યુધ્ધો થયાં હતાં, જેમાંનાં ઘણાં ખરાંમાં પાંડવો જીત્યા હતા. આ પછી છેવટે એક એવું મોટું સામાન્ય યુધ્ધ ચાલ્યું કે જેમાં કૌરવોનાં ૧૧ સૈન્યો એક પછી એક નાશ પામ્યાં હતાં. એજ રીતે કયખુસરોનું લૂટી લીધેલું બાપિકું રાજ્ય આપવાની અફ્રાસિયાબે ના પાડી અને જંગ જાગ્યું ત્યારે દરેક પક્ષે પોતપોતાના ૧૧ શૂરવીરોને ચુંટી કહાડી તેઓ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ કરાવ્યાં હતાં, જેમાં સઘળા તૂરાની લડવૈયા માર્યા ગયા હતા; અને છેવટનાં સામાન્ય યુદ્ધમાં તૂરાનીઓ નાશ પામ્યા હતા.

૧૦—છેલ્લાં યુધ્ધમાં પરાજય થવા પછી જેમ દુર્યોધન નાઠો અને એકલો પડી જઇ એક સરોવરમાં છુપાઇ બેઠો; તેમ અફ્રાસિયાબ પોતાના બેટાઓ અને ખેશીઓના નાશ પછી એકલો નાશીને ચયચસ્ત નામે સરોવરમાં છુપાઇ બેઠો હતો. જેમ દુર્યોધન જાદુમંત્ર જાણતો હતો તેમ અફ્રાસિયાબ પણ એ કાળા એલમથી કુશળ હતો. જેમ દુર્યોધન તાનાટપલાથી ચીરડાઇને સરોવરમાંથી બાહેર આવ્યો હતો અને પછી ભીમ સાથની લડાઇમાં માર્યો ગયો હતો તેમ અફ્રાસિયાબ પોતાના ભાઇનાં તાનાટપલાથી રિસે ભરાઇ પાણીમાંથી બાહેર આવ્યો હતો, અને હોમ સાથની લડાઇમાં જીવતો પકડાઇ પાદશાહના હુકમથી માર્યો ગયો હતો.

૧૧—દુર્યોધનના મરણ અને કૌરવોના સંહાર પછી જેમ યુધિષ્ઠિર પોતાનાં તેમજ કૌરવોનાં રાજ્યનો ધણી થયો હતો, તેમ અફ્રાસિયાબનાં મરણ બાદ ઇરાન તથા તૂરાનનાં રાજ્યોને જોડી નાખ્યાં હતાં. જેમ એ રાજ્યો પ્રથમ તેના પૂર્વજ ફરેદુનનાં હતાં, તેમ યુધિષ્ઠિરે હાથ કરેલાં બન્ને રાજ્યો તેના પૂર્વજ કુરૂનાં હતાં.

૧૨–ભીમ પાંડવ પક્ષમાં એક બળવાન શુરવિર જણાય છે, કે જેણે એકચક્રા નામે શહેરના રહેવાસીઓનો ભક્ષ કરનાર બક નામે રાક્ષસને મારી તેમનો છુટકો કીધો હતો. ઈરાની કથામાં પણ એવો જ માણસનો ભક્ષ કરનાર એક રાક્ષસ રાજા જણાય છે, જેનું નામ ઝોહાક હતું. તેની બન્ને ખાંધે એકેક સર્પ ઉગી નીકળ્યો હતો, જેમને દરરોજ મનુષ્યનું ભેજું ખાવા માટે આપવું પડતું હતું. આ દૈત્ય રાજાને કાવા નામે એક શુરવિરે માર્યો હતો. આ મનુષ્ય ભક્ષની દંત કથામાં ભીમે જે કૃત્ય યુધિષ્ઠિરના સમયમાં બજાવ્યું છે તે કાવાએ ઇરાની અને તુરાનીઓના પૂર્વજ ફરેદુન (=કુરૂ) ના અમલ વેળા બજાવ્યું હતું.

૧૩–જેમ મહાભારતમાં દૈત્યોને જંગલી ડુક્કર વગેરેનાં રૂપ લેતા જોઇયે છીયે, તેમ શાહનામામાં દેવો યાને રાક્ષસો ગોરખર (જંગલી ડુક્કર)નાં રૂપ લેતા જણાય છે.

૧૪–પણ યુધિષ્ઠિર અને કયખુસરોની કથાઓ વચ્ચે જે સોથી સરસ મળતાપણું જોવામાં આવે છે તેતો તેમનું રાજ્ય ત્યાગ કરીને પરમાત્માને જઇ મળવા સંબંધી છે. આ વિષયને લગતો મુકાબલો નીચે પ્રમાણે થઇ શકે છે:—

(ક) યુધિષ્ઠિર દેવાંશિ હતો અને મરણ પામ્યા વિના સ્વર્ગે પહોંચ્યો હતો, તેમ કયખુસરો પણ જન્મ આગમજનાં અને જન્મ પછીનાં સંકટો છતાં સલામત રહીને અંતે મરણને શરણ થયા વિના અદ્રશ્ય થયો હતો.

(ખ) પોતાના કુટુંબીઓના સંહાર પછી જેમ યુધિષ્ઠિરે રાજ્ય તજ્યું અને તે બીજાને સોંપી પોતે સ્વર્ગે જવા નીકળ્યો, તેમ કયખુસરોએ પણ રાજપાટ લોહરાસ્પ નામે પોતાના ખેશીને આપી ચાલ્યો ગયો હતો.

(ગ) બન્નેના દરબારીઓ રાજાના ત્યાગ વિચારની સામા થયા હતા. (ઘ) બન્નેએ પહાડ તરફનો રસ્તો લીધો હતો. (ઙ) બન્ને જોડે ૭ ૭ સ્નેહીઓ પહાડ ભણી જવા નીકળ્યા હતા. (ચ) જેમ યુધિષ્ઠિર પહાડ ઉપર એકલો જઇ પહોંચી પોતાની ઇચ્છા પ્રમાણે સ્વર્ગે ગયો હતો અને તેના સઘળા સાથીઓ મરી ગયા હતા, તેમ કયખુસરોના સઘળા સાથીઓ બર્ફનાં તુફાનના ભોગ થઇ પડયા હતા, પણ શાહ એકલોજ જીવતો રહી બેમાલુમ થઇ ગયો હતો. (છ) જેમ યુધિષ્ઠિર જોડે ધર્મ દેવતા એક વફાદાર કુતરો રૂપે ભોમિયા જેવો હતો, તેમ કયખુસરોનો ભોમિયો સરોશ નામે દેવતા (ઇજદ)હતો.

### बन्ने वार्ताओ मळती आववानो सबब.

આ રીતે આ બેઉ મહારાજાઓની કથાઓ વચ્ચે ઘણું એક મળતાપણું જણાય છે. વિષય લગાર લાંબો થયો છે, માટે આ મળતાપણાનો સબબ લંબાણથી સમજાવવાને હું અત્રે થોભતો નથી, તો પણ એટલું જણાવીશ કે આપણી સરખાણી વાળી કથાઓમાંની એકની બીજી કથામાં નકલ થઇ નથી. અગરજો નકલ થવાની કોઇ તરફથી સૂચના થતી હોય તો આપણને એમ લાગે છે કે મહાભારતવાળી કથાની નકલ શાહનામાવાળી ઇરાની કથામાં થવી જોઇયે, કારણ કે મહાભારતનો સમય ઇસ્વી પૂર્વે ૨૦૦૦ થી ૩૦૦૦ નો ગણાય છે, ત્યારે શાહનામુ તો ઇસ્વી પછી ૧૦૦૦ માં રચાયું હતું. એટલા માટે પાછલા ગ્રંથમાં આગલા ગ્રંથની નકલ થાય એ સંભવિત લાગે છે. શાહનામુ રચાવનાર ગજની વાળો સુલતાન મહમુદ હતો, કે જે ૧૨ મરતબે ભરતખંડ ઉપર સ્વારી લાવ્યો હતો તે વેળા "મહાભારત" ગ્રંથ તેના યા કોઇ લશ્કરી સરદારના હાથમાં આવ્યો હોય અને તે ઉપરથી ફારસી ભાષામાં યોગ્ય ફેરફારો સાથ તેની એક યા અનેક વાર્તાઓની નકલ થઇ હોય એ બનવા જોગ છે.

પણ આ છેવટ ઉપર આવતી વેળા બીજી તરફ નજર પુગાડવાની જરૂર છે. ફિરદોસીએ શાહનામામાં પેશદાદ અને કેયાની વંશના શાહોનું જે બયાન આપ્યું છે તેનો મૂળ પાયો પારસીઓનાં ધર્મ

પુસ્તક "અવસ્તા"માં નોંધાયલો મળે છે, અને કયખુસરો કેયાની વંશની તે મોટો પાદશાહ છે કે જેનું નામ અવસ્તામાં "હુસ્રવંધૂ" છે, અને એ નામ ઋગવેદમાં જણાવેલા "સુસ્રવસ્" રાજાનાં નામ સાથ આબાદ મળતું આવે છે, એટલુંજ નહિ પણ આ કયખુસરો પાદશાહ "માંદગી અને મોતથી તદન મુકત હતો," તથા "તેણે અફ્રાસિયાબને ચયચેસ્ત સરોવર આગળ માર્યો હતો," તેમજ "હોમ (પહેલવાન) તેને બાંધીને કયખુસરો આગળ લઇ ગયો હતો" અને એ શાહે "તેને પોતાના બાપ સિયાવુશના કીનામાં માર્યો હતો," અને છેવટે "ઇરાન તથા તૂરાનનાં રાજ્યો કયખુસરોએ એક બીજા સાથ જોડી દીધાં હતાં," આ સઘળું જે આપણે ઉપલી કથામાં જોયું છે તે અવસ્તાઇ સાહિત્યમાંથી મળી આવે છે. આ ઉપરથી કદાચ એમ સિધ્ધ થાય કે કયખુસરોનું વર્ણન યુધિષ્ઠિરનાં વર્ણન કરતાં જુનું છે, કારણ કે અવસ્તા ભાષાનો સમય મહાભારત વાળી સંસ્કૃત ભાષા કરતાં જુનો છે, અને ઋગવેદ (જેમાંથી "સુસ્રવસ"નું નામ મળે છે તે) સર્વથી પુરાણી ભાષામાં લખાયલો છે.

આમ છતાં પણ હું એમ સૂચવવા માંગતો નથી કે ઈરાની કથા ઉપરથી હિંદુ કથાને જન્મ મળ્યો છે. હું તો એમ ધારૂં છું કે પ્રથમ જયારે આ બન્ને આર્ય પ્રજાઓ એકત્ર વસતી હશે ત્યારે તેઓમાં એક અતિ પુરાણી સામાન્ય કથા હસ્તી ભોગવતી હશે, અને તે બહુ જુની કથા ઉપરથી ઇરાની આર્યોએ ઈરાનમાં અને હિંદુ આર્યોએ ભરતખંડમાં પોત પોતાની કથાઓ રચી હશે. આ રીતે આ બન્ને વાર્તાઓ સ્વતંત્ર પણે રચાયલી હોવી જોઇયે.

મુંબઇ, તા. ૨૭ જાન્યુઆરિ ૧૯૧૦

पालनजी बरजोजी देशाइ.
अधिपति रास्तगोफतार.



# एक विचित्र वैर!




'મહારાષ્ટ્ર કોકિલ' નામનાં પ્રસિદ્ધ મરાઠી માસિકમાં આશરે પંદર-સોળ વરસો અગાઉ પ્રકટ થયેલો 'ચમત્કારિક સૂડ' નામનો લેખ અચાનક દ્રષ્ટિગોચર થયો. તેનું અવલોકન વાચકોને વિનોદ જનક થઇ પડશે, એવી આશાએ અહિ તેહેનો અનુવાદ આપેલો છે.

'ઇ. સ. ૧૮૫૭ નાં જુન મહિનામાં કાનપૂર સ્થાને શ્રીમંત નાનાસાહેબ પેશવા, તાત્યાટોપી વગેરે વિદ્રોહી ટોળીએ યુરોપિયન લોકોના પ્રાણની જે ભયંકર લીલા કીધી હતી, તેહેનું સ્મારક આજે પણ "Memorial Well" નાં નામથી કાનપુરમાં પ્રખ્યાત છે. એ લીલાનું વૈર વાળવા માટે ઇ. સ. ૧૮૫૭ જુલાઈ મહિનામાં જનરલ નીલ, સર જોન હેવલોક, વિગેરે ઇંગ્રેજી સેનાપતિયો પૂર જુસ્સામાં અને દોરદમામમાં લોહીથી ખરડાયેલાં કાનપુર ઉપર ચ્હડી આવ્યા હતા! તેહમણે એકકે સપાટે એ રકત દૂષિત અપવિત્ર સ્થાન સર કર્યું. દિગ્વિજયી, સતત સૂર્યજ્યોતિ ભાસિત ઇંગ્રેજી રાજ્યનો પૂર્ણ અમલ પાછો બેસાડવામાં આવ્યો; અને બંડખોરોને શિક્ષા કરવાનું કામ જનરલ નીલના ન્યાયી હાથે શરૂ થયું. તેઓ સાહેબે અનેક લોકોને પકડીને તથા પકડી મંગાવીને ફાંસીને લાકડે લટકાવવા માંડયા. કેટલાકને તોપોને મ્હોડે બાંધ્યા, અને કેટલાકને ધારાતીર્થે મોકલાવી દીધા. એ વખતે સફરઅલિ નામના એક મુસલમાનને પણ પકડાપકડીમાં ચતુર્ભુજ બનાવીને કેદ કરી લાવવામાં આવ્યો હતો. તે મુસલમાન કંઇ બંડખોર નહોતો. પણ બંડખોરોના હાથમાં સપડાઇ જવાથી નિરૂપાયે તેમની સાથે મળ્યો હતો. પણ ખરૂં જોતાં તે બીજા કોઇ ઘોડેસ્વાર રસાલાનો દફેદાર હતો. એ સફરઅલિ ઉપર જનરલ નીલ સાહેબે કાનપુરના સેનાપતિ સર હ્યુ વ્હીલરનું સતીચોડા ઘાટ ઉપર

તા. ૨૭ મી જુનને દિવસે ખૂન કરવાનો આરોપ મૂકયો. એ નિર્દોષ, નિરૂપદ્રવી ગરીબ મુસલમાને સાફ જણાવ્યું કે 'મારે હાથે એવું ઘોર કૃત્ય થયું નથી. અને કદી થાયજ નહીં !" છતાં પણ ક્રોધ, વૈર અને કીન્નાના જુસ્સાથી ભડકી ઉઠેલા નીલ સાહેબે એ બિચારાને ફાંસીની સજા કીધી ! એટલુંજ નહીં પણ જે ઘરમાં યુરોપિયન લોકોની કતલ ચલાવવામાં આવી હતી; ત્યાં ભરાયેલાં લોહીનાં ખાબોચીઆં પાસે તેને ઢસડી મંગાવ્યો અને ત્યાં પડેલું યુરોપીયન લોકોનું લોહી હેની પાસે છુભવતી ચટાડયું ! આવી ભયંકર શિક્ષા ભોગવતી વખતે એ નિરપરાધી દફેદારને કેટલું દુઃખ થયું હશે, અને કેવું માઠું લાગ્યું હશે ? આ દુઃખદાયક અન્યાય ભરેલાં કૃત્યથી સફરઅલિ ધગધગતા અંગારા જેવો લાલચોળ બની ગયો અને મ્હોટા જુસ્સાથી ફાટતાં છગરે બોલી ઉઠયો કે – 'ભાઈઓ ! મ્હારો એક ન્હાનો છોકરો રોહટકમાં રહે છે. હેને મ્હારા તરફનો સંદેશો કહેજો કે તું ઈશ્વરની કૃપાથી મ્હોટો થા ત્યારે જનરલ નીલ ઉપર અથવા હેના વંશ વારસ ઉપર પણ તું મ્હારૂં પૂરે પૂરૂં વેર લેજે. "

જનરલ નીલને મેજર એ. એલ. એસ નીલ નામનો એક છોકરો હતો. તે મ્હોટો થયો ત્યારે પાછળથી મધ્ય હિંદુસ્થાનમાં આવેલાં આગર મુકામે રહેલી ઘોડેસવાર પલટનનો ઓફિસર થયો; અને ઉપર જણાવેલા મુસલમાન દફેદારનો મઝર અલિ નામનો દીકરો પણ હેના હાથ નીચેની પલટનમાં ઘોડેશ્વારની નોકરીમાં દાખલ થયો. હેને કંઇ પૂર્વ વૃત્તાન્ત સાંભળેલો ન્હોતો પણ એક દિવસ અકસ્માત્ એક ફકીર વેશ ધારણ કીધેલો એક મુસલમાન હેને મળવા આવ્યો, અને એ ફકીરે તેના પિતાએ મરતી વખતે મોકલેલો સંદેશો કહી સંભળાવ્યો. તે સાંભળતાંજ મઝરઅલિ ક્રોધાતુર અને આકુળ વ્યાકુળ બની ગયો. તેનાં નસેકોરાં ગુસ્સાની આગથી ફુલવા લાગ્યાં અને હેની આંખો લાલચોળ બની ગઇ ! તેમજ પોતાના પિતાનું ક્રૂર રીતે ખૂન અને અપમાન કરનારા જનરલ નીલના પુત્રને કયારે ઠાર કરૂં એ વિચારમાંને વિચારમાંજ હેનું માથું ફરી ગયું.

બીજે દિવસે ( તારીખ ૧૪મી માર્ચ ૧૮૭૭ ) ની સ્હવારમાં જ્યારે બધા સવારો કવાયત કરવા માટે રણભૂમિ ઉપર આવવા લાગ્યા; ત્યારે તેપણ ત્યાં ગયો. થોડી વારમાં જનરલ નીલનો દીકરો મેજર નીલ પણ પોતાના લશ્કરી પોષાકમાં હથિયારથી સજ્જ થઈને ત્યાં કવાયતની તપાસ લેવા આવી પહોંચ્યો. સઘળી ફોજે તેને નિયમ અનુસાર સલામ કીધી, એટલામાં મઝરઅલ્લીએ સઘળા લશ્કરી લોકોની સ્હામેજ નિડરતાથી અને જુસ્સાથી નિશાન તાકીને બંદુક ફોડી ! તેજ ઘડીએ મેજર નીલ સાહેબ તરફડીયાં ખાતા જમીનપર ઢળી પડયા અને થોડીજ વારમાં હેમનો પ્રાણ નીકળી ગયો ! બંદુકનો અવાજ થતાંજ બધા સવારો એકદમ ચમકી ગયા, અને જ્યાં ત્યાં એકસરખો હાહાકાર ફેલાઇ રહ્યો ! તરતજ મઝર અલ્લીને પકડી કેદ કરવામાં આવ્યો. પાછળથી થોડા દિવસોમાંજ તેની તપાસ કરવામાં આવી અને મધ્ય હિંદુસ્થાનના ગવર્નર જનરલના એજન્ટ સર લેપલ ગ્રીફીન સાહેબે મઝરઅલ્લીને ફાંસીની સજા કીધી ! મઝરઅલ્લીએ સજા સાંભળીને જાણે કોઇ મ્હોટું પરાક્રમ બજાવ્યું હોય અથવા કંઈ મ્હોટી ફરજ કે કર્તવ્ય પૂર્ણ કીધું હોય તેવા ડોળથી તે સંતોષ પૂર્વક ફાંસીને લાકડે ચ્હડી ગયો ! આ વિચિત્ર વૈરની વિચિત્ર વાર્તા ઝાંસી મુકામે મી. ફોર્બસ મિચલ નામના યુરોપિયન ગ્રહસ્થને અલિઝાં બહાદૂર ગ્રીંધીયા સરકારની પલટનના એક બળવા વખતના ઘોડેસવારે કહી બતાવી હતી. કેવું વિચિત્ર વૈર !

વસન્ત.



# कपुर.



હિંદુસ્થાનમાં કોલેરાના દુષ્ટ રોગના હુમલામાંથી બચવાની દવા તરીકે કપુર ઘણું ઉપયોગી છે એનો ઉપયોગ ખોરાકની તથા પીવાની જણસોમાં સુગંધી આપવામાં પણ થાય છે. હિંદુસ્થાનમાં દરવર્ષે ચીન તથા જાપાનથી આશરે સોળ લાખ રૂપિઆની કીમતનું કપુર આવે છે. હિંદુસ્તાન દેશની હવા નીરનીરાળી છે કેટલે ઠેકાણે ઉષ્ણ કટીબંધ જેવો તાપ છે તેમ કેટલેક ઠેકાણે શીત કટીબંધના જેવી ઠંડી છે એટલે હિંદુસ્થાનમાં કેટલાક મુલકના ભાગો એવા છે કે જ્યાં કપુરના ઝાડોની ખેતી વગર શકે થઇ શકે તેમ છે. વારંવાર કપુરના ભાવમાં મોટો ઉછાળો થાય છે અને તેથી કરીને કપુરના ઝાડોની ખેતી એક નફા કારક ધંધાનું સાધન થઇ પડે તેમ છે.

હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં સારા ઉછરેલાં કપુર આપનારાં ઝાડો દીઠામાં આવે છે તે ઉપરથી એવું માની શકાય છે કે જો મોટા પાયાપર પ્રયોગો કરવામાં આવેતો ચીન દેશના જેવું કપુર સહેલાઇથી આ દેશમાં પેદા કરી શકાય તેમજ આ દેશનાં સ્થાનીક ઝાડો જે કપુર આપનારાં છે તેની ખેતી પણ ખીલવી શકાય. મુંબઇની ચેંબર ઓફ કામર્સની હિંદુસ્થાનના જંગલોની પેદાશ સારૂ સ્થપાયલી કમીટી પોતાના રીપોર્ટમાં જણાવે છે કે કપુરની ખેતીને માટે નીચલી કલમો ધ્યાનમાં લેવાનીછે. ડાક્ટર રોયલે સને ૧૮૪૪માં હિંદુસ્તામાં ચાહના છોડ, વનસ્પતીમાંથી ચરબી આપનારો છોડ, તથા ફોર મોસા, જાપાન અને ચીનમાં ઉગતો કપુર આપનારા છોડ દાખલ કીધા. સમુદ્રની સપાટીથી બેહજારથી ચારહજાર ફીટની ઉંચાઇના મુલકમાં જેવાકે ડેહરાડુન અને કમાઉન પ્રાંતોમાં તેણે આ ત્રણ જાતના રોપાઓ ઉગાડવાના પ્રયોગ કીધા જેમાં તેને ફતેહ મળી ત્રણે જાતના ઝાડોને એ મુલકની હવા માફક આવી છે; અને આજે ડેહરાડુનમાં ચાહના મોટા વીશાળ બગીચાની સાથે વનસ્પતી ચરબી આપનારાં ઝાડોના ઝુડો પણ દીઠામાં આવે છે. પુણાની એંપ્રેસ ગાર્ડનમાં કપુર આપનારૂં ઝાડ દીઠામાં આવે છે. તેથી ઉપલી કમીટીનું એવું મત છે કે હિમાલય પર્વતના નીચાણના મુલકમાં, પશ્ચિમ ઘાટના ઉંચાણ પ્રદેશમાં, માઇસોરના સપાટ પ્રદેશમાં આ ઝાડોની ખીલવણી કેમ કરી શકાય નહીં તે સમજાતું નથી; આ જગ્યાની હવા કપુરના ઝાડના અસલ વતનની હવાને આબે હુબ મળતી છે.*Blumea Balanmifera આ જાતનું કપુર આપનારૂં ઝાડ એકલા ચીન તથા બ્રહ્મદેશમાં થાય છે એમ નથી પણ હિમાલયના પૂર્વ ભાગ ઉપર સમુદ્રની સપાટીથી એક હજારથી માંડી ચાર હજાર ફીટની ઉંચાઇએ એ ઝાડો સારી રીતે ઉગી શકે છે. આ જાતનાં ઝાડમાંથી જે જાતનું કપુર નીકળે છે તેને બ્રહ્મદેશમાં નગી કપુર કરીને કહે છે.*Blumea Lacera આ જાતનું કપુર આપનારૂં ઝાડનો હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં છે કે ત્રાવણકોર સુધી એક જંગલી છોડવા તરીકે ઉગે છે. અને હિમાલય પર્વતપર બે હજાર ફીટની ઉંચાઇ એ તે માલમ પડે છે. Blumea Eriantha જે ઝાડ તો Blumea Lacera ઘણું મળતું આવે છે, જેને દેશી લોકો એલ કાન્દા અથવા સાધારણ રીતે ભંમરુડાં કહે છે તે જાત મુંબઇ ઇલાકામાં પુષ્કળ દીઠામાં આવે છે. આ જાતની જાડની પેદાશો વ્યાપારી જણસો તરીકે ફતેહ ભરી રીતે કામે આવતાં ઘણો સમય વીતી જાય અને તેથી કોઇ ખાનગી માણસો એકદમ એવા સહાસોમાં ઝીંપલાવતા નથી તેથી સરકારના ખેતીવાડી ખાતાં મારફતે પ્રથમ પ્રયોગો કરી એવા ઝાડોની ફતેહમંદ ખીલવણી તથા ઉપયોગી પણું સાબીત થવું જોઇએ. જેવી રીતે ચાહ, અને સીન્કોનાનાં વાવેતરને ફતેહ મળી છે તથા તે ઉગાડવાનો ધીકતો ધંધો ખાનગી સાહસીકો એ ઉપાડી લીધો છે તેવીરીતે આ ધંધો પણ વખત જતાં ખાનગી સહાસીકો ઉપાડી લેશે. ન્યુયોર્કમાં કપુરનાં પાંદડાં તથા ડાંખળાઓમાંથી પણ કપુર કાઢવાની કરકસરવાળી રીતથી નીકલે છે. અને ઝાડોની ઉમર સાત વર્ષની થતાં એ રીત અમલમાં મુકાય છે. કપુરના ઝાડમાંથી ચોખ્ખા કપુર ઉપરાંત કપુરનું તેલ પણ નીકળે છે તેલમાં ચાલીશ ટકા જેટલું કપુર ભળેલું હોય છે જેમાંથી કપુર કાઢી લઇ બચેલા તેલમાંથી સાબુ, સુગંધી અને હવા સ્વચ્છ કરનારા પદાર્થો બને છે.

D M. P

*આ નામો વનસ્પતી વિદ્યાને લગતાં છે તે જેમના તેમ લખવાનું કારણ એજ કે તેના પરથી વધારે ખબરો મેળવવાનું સાધન વાંચનારને માટે મળી શકે.





स्व. रा. रा. हरिदास विहारीदास देसाई. नडियाद.

( જુનાગઢના દિવાન સાહેબ )



स्व. सरदार रा. बा. बेहेचरदास विहारीदास देसाई–नडियाद.

( જુનાગઢના દિવાન અને મુંબઇની લેજીસ્લેટીવ કૌન્સિલના મેમ્બર. )




ओनरेबल सरदार पुरुषोत्तमदास विहारीदास देसाई नडियाद.
(નડીઆદ મ્યુનીસિપલ પ્રેસીડેન્ટ અને મુંબઇ



रा. रा. गोपालदास विहारीदास देसाइ. नडियाद.
(જુનાગઢના નવાબ સાહેબના હજુર એસીસ્ટંટ.)

# रोमन देशभक्त रीएन्जी.



"Amidst the indulgence of enthusism and eloquence, Petrarch, Italy, and Europe, were astonished by a revolution, which realized for a moment his most splendid vision." (Gibbon, chap. IXX)



રોમમાં સ્વતંત્રતાનું સામ્રાજ્ય સ્થાપનાર અને પ્રજાકીય તત્વની જાગૃતી કરી આપખુદ રોમન ઉમરાવોના ગર્વ અને અમલને નિર્મૂળ કરનાર મહાત્મા રીએન્ઝી ઇ. સનના ચોદમા સૈકાના મધ્ય ભાગમાં કોલા વંશમાં ઉત્પન્ન થયો હતો. રીએન્ઝી એક વિદ્વાન વિદ્યાર્થી (સ્કોલર) હતો, આબરૂદાર અને મોટા પણ નિર્ધન કુટુમ્બમાં ઉત્પન્ન થયો હતો, બાલ્યાવસ્થામાંથી પિતાના સુખથી વિમુખ હતો, પણ જાતે સ્વતંત્રતાને ચાહનારો હતો. રીએન્ઝીના સમયમાં ઉમરાવોનાં માંહો માંહેના વિરોધ અને કજીઆ બખેડાને લીધે રોમમાં અશાંતિ અને ખુનામરકીનું નિરંકુશ સામ્રાજય ચાલતું હતું. રૈયત ગુલામગીરી અને કરવેરાના અસહ્ય બોજા તળે કચડાતી હતી અને બીજા દિવસના જીવન માટે ફીકર મંદ રહેતી હતી.રોમન સન્નારીઓમાં કોઇ પોતાના એકના એક પુત્ર માટે, તો કોઇ વહાલા પતિ માટે તો કોઇ પોતાનાં નિરાધાર બચ્ચાંના નિર્વાહ માટે કલ્પાંત કરતી હતી; ટુંકમાં શોક, ખુન અને કલ્પાંતનાં કાળાં વાદળાંથી રોમની ભૂમિ ઉપર ચોતરફ અંધકાર વ્યાપિ રહ્યો હતો. પણ પરાપૂર્વના પ્રચલિત કુદરતી નિયમાનુસાર કોઇની જાહોજલાલી કે આપખુદી સ્થાઇ રહી નથી અને રહેતી પણ નથી; રામ, રાવણ, કૌરવ, પાન્ડવ, નાદિર, તૈમુર, જંઘીસખાન, સીકંદર અને મોગલ પાદશાહોની કાળચક્રે રંગત બદલી નાંખી તો પછી રોમન ઉમરાવોનો શો હિસાબ? કંસ અને કૌરવોનો ગર્વ તોડવા શ્રીકૃષ્ણને અને રાવણનો ગર્વ તોડવા રામને જન્મ લેવો પડયો હતો તેવી રીતે નિર્દોષ રૂધિરથી ખરડાઇને રકત અને ભયંકર બનેલી રોમન ભૂમિને અન્યાય અને કહેરથી મુકત કરવાને માટે કુદરતે તે ભૂમિ ઉપર રીએન્ઝી જેવા મહાત્માને પેદા કર્યો. રીએન્ઝીનું જીવન ચરિત્ર વિર રસથી ભરપૂર, ઘણુંજ કરૂણાજનક પણ ખાસ જાણવા યોગ્ય છે. દેશોન્નતિ માટેના તેના આચાર વિચાર ઘણાજ ઉચ્ચ હતા. સ્વદેશ સેવાના મહાયજ્ઞમાં તેણે આત્મસુખનો દ્રઢતાથી ભોગ આપ્યો અને આખરે તે યજ્ઞની પૂર્ણાહુતિ પણ તેનાજ બળિથી થઇ.

ઉપર જણાવ્યા પ્રમાણે રોમન ઉમરાવોમાં બે પક્ષ હતા. એક પક્ષનો આગેવાન કોલા કુટુમ્બનો વયોવૃદ્ધ સ્ટીવન હતો જ્યારે બીજા પક્ષનો નાયક ઓરસની કુળનો તરૂણ માર્ટીનો ડી પોર્ટો હતો. રોમનું આધિપત્ય ભોગવવા માટે આ બે કુટુમ્બ વચ્ચે લાંબા સમયથી રસાકસી ભર્યો કલહ ચાલુ હતો. બન્ને કુટુમ્બ એક બીજાનાં માલમતા લૂંટતાં હતાં અને એક બીજાને દરેક રીતે હેરાન કરી નિર્મૂળ કરવા બનતો પ્રયત્ન કરતાં હતાં. રીએનઝી આ બન્ને કુંટુમ્બને અંદરથી ધિકકારતો હતો કારણકે તેના મનથી કોઇ પણ પક્ષનું કાર્ય પોતાના જાતી ભાઇઓને ફાયદાકારક થયું ન હતું તેમજ ચાલુ સંયોગ અને ભાવના લક્ષમાં લેતાં ભવિષ્યમાં પ્રજાને લાભકારક થઇ પડે તેવી પણ તેને આશા ન હતી. રીએન્ઝી જાણતો હતો કે બન્ને પક્ષ રૈયતના કટ્ટા દુશ્મન છે અને બેમાંથી કોઇ પણ પક્ષ ફતેહ પામી સર્વોપરી થાય તો પણ દેશના ભાગ્યમાં તો અંતે દુઃખનું દુઃખજ રહેવાનું! જો કે કોલોના તરફ તેની કંઇક મમતા હતી કેમકે તે કુટુંબની તેણે યત્કિંચિત પણ સેવા પોતાની બાલ્યાવસ્થામાં બજાવી હતી. કોલોના પક્ષનો નાયક સ્ટીવન પણ રીએન્ઝીને પીછાનતો હતો અને તેના ધાર્મિક જ્ઞાનથી કંઇક જાણીતો હતો.

આ વખતે રીએન્ઝીના ઘરમાં ફક્ત તેની વિધવા-માતા, પંદર સોળ વર્ષની બ્હેન ઈરીન અને તેનો બાર વર્ષનો ભાઈ એટલાંજ હતાં.

એક દિવસ સમી સાંજને વખતે ટાઇબર નદીને કીનારે આ બન્ને ભાઇ ફરતા હતા, તેટલામાં નાના ભાઈને એક ખડક ઉપર બેસાડીને રીએન્ઝી પાસેના મઠમાં કંઇક કામ પ્રસંગે ગયો. તે વખતે કોલોનાની હોડી માલ ભરીને ટાઇબરમાંથી પસાર થતી હતી અને તેને લુંટવા ઓરસેનીવાળા પૂઠે લાગ્યા હતા. હોડી અને તે માંહેલા માણસો સંબંધી વધુ ખબર મેળવવા માટે ઓરસેનીવાળા રીએન્ઝીના આ નાના ભાઇને આમ તેમ ખેંચવા લાગ્યા પણ તરતજ કોલાના તરફની પાછળથી બીજી મદદ આવતાં ભાલા, તલવાર અને બરછીના ખણખણાટ ચાલુ થઇ ગયા અને ચોતરફ નાસ ભાગ શરૂ થઇ. આ બાળક પણ ગભરાઇને આમ તેમ નાસવા લાગ્યો અને પોતાના બચાવ માટે ભાઇને પોકારવા લાગ્યો, પણ તેટલામાં તો કોલોના સ્ટીવનના બેટાએ તેને સામા પક્ષનો જાસુસ સમજી ભાલાથી વિંધી નાંખ્યો! થતો કલાહલ સાંભળીને ભાઇની મદદે દોડી આવતા રીએન્ઝીએ આ બનાવ દૂરથી પ્રત્યક્ષ જોયો પણ અફસોસ! ભાઇના બચાવની બાજી હાથથી ગઈ હતી! રીએન્ઝી આવ્યો અને બંધુને રૂધિરમાં તરબોળ થયેલું મુરદું જોયું. તેટલામાં તો વૃદ્ધ સ્ટીવન કોલાના પોતાના રસાલા સાથે પણ ત્યાં આવી પહોંચ્યો અને ઓરસેની પક્ષ વાળાના હાથે આ અધમ કાર્ય થયેલુ સમજીને રીએન્ઝીને તેના ભાઇના ખુનનો ઇનસાફ આપવા તૈયાર થઇ ગયો. પણ તેજ વખતે તેને ખબર પડી કે તે ખૂની કામ કરનારો બીજો કોઇજ નહીં પણ તેનો પોતાનોજ બેટો હતો ત્યારે તે લાચાર બન્યો. આ પ્રસંગે સ્ટીવનનો ભત્રિજો એડ્રિયન પણ સાથેજ હતો. એડ્રિયન એક કુટુંબી તરીકે પોતાના કાકાને ચાહતો હતો પણ તેનાં કાર્ય અને વૃત્તિ માટે નહિ. પોતે સારૂં દિલનો, પ્રમાણિક, ટેકીલો અને ન્યાય અન્યાયનો વિચાર કરનારો હતો. રીએન્ઝીના ભાઇનું ખુન જોકે ભૂલથી પણ પોતાના પિત્રાઇ ભાઇના હાથે થયેલું જોઇ તેને ઘણોજ ખેદ થયો. વૃદ્ધ સ્ટીવને આપવા કબૂલેલો ઇનસાફ રીએન્ઝી હવે માગવા લાગ્યો. ઇનસાફ માટે તે કકળવા લાગ્યો. પણ સ્ટીવન અને તેના બેટાએ ભૂલથી થયેલા ખુનના બદલામાં ઇનસાફ તરીકે એક થેલી રીએન્ઝી તરફ નાંખી અને બીજી વધુ રકમ આપવાનું કહીને તેઓ ચાલી ગયા! ફક્ત એડ્રિયન રીએન્ઝીને દિલાસો આપવાને પાછળ રહી ગયો. એક ગરીબના જીવની સત્તા અને દોલતના મદમાં અંધ બનેલા ઉમરાવોને કેટલી બેપરવા હોય છે તેનો આ વખતે રીએન્ઝીને પોતાની બાબતમાં પ્રત્યક્ષ અનુભવ થયો. એડ્રિયન તરફના દિલાસાની તેની ઉપર કંઇ પણ અસર ના થઇ. શોકના કાળા પડદાથી છવાયલો અને ઉષ્ણ આંસુના ખારા પાણીથી તરબોળ થયેલો તેનો ચહેરો એકદમ કોરો પડી જઇને ચમકવા લાગ્યો. ભાઇના જીવ માટે બદલા તરીકે કોલાના તરફથી મળેલી સોનાની થેલીને તેણે લાત મારી અને વેર, ઇનસાફ અને સ્વતંત્રતાની ધુનમાં તે...એક દિવાના વાઘથી પણ વધારે વિકાળ બની ગયો!.........

ઉપલા કાળા પ્રસંગે રીએન્ઝીનું જીવન તરતજ ફેરવી નાંખ્યું. તેના બાળક ભાઇના મરણ સાથે તેની બાલ્યાવસ્થા પણ મરણ પામી. જોકે આ બનાવ એક વિદ્યાર્થી કવિ અને પેટ્રાર્કના શાંત હરીફને વિચારનો પણ કૃત્યનો નહિ તેવા માણસને રોમનો ભવિષ્યનો છુટકારો કરનાર બનાવશે એ વાતતો સ્વપ્નવતજ લાગે! પણ આજ વખતથી તેની સર્વ કળા, આશા, જુસ્સો, શોખ, મનોભાવના અને બુદ્ધિ, એકજ બિંદુમાં, એકજ વિચારમાં વળી ગયાં. વેરથી સ્વદેશ પ્રીતિ દ્રષ્ટિ સાંમે ક્રોધની જીંદગી અને ઝનુનમાં કુદી પડી, કાયમને માટે સળગી ઉઠી, ટેકથી સખત થઇ. અને ભયંકર રીતે પવિત્ર કાર્યમાં અર્પણ થઇ!

વર્ષો પાણીના રેલા પ્રમાણે વહી ગયાં. રીએન્ઝીના ભાઇના ખુનની યાદ લોકના હૃદયમાંથી ભૂંસાઇ ગઇ! પણ રીએન્ઝીના બળતા હૃદયમાં—યાદ દોરતમાં તે

ફુન જીવતું જાગતું હતું. ઇ. સ. ૧૩૪૭ માં રીએન્ઝીએ ભગીરથ પ્રયત્ન આદર્યો, સઘળી રૈયતને લોહચુંબક માફક પોતાના તરફ આકર્ષી લીધી. સ્વતંત્રતા ન્યાય, અને રીએન્ઝીના ઘોષ ચોતરફ થવા લાગ્યા! સ્થળે સ્થળે રોમન ઉમરાવોના જુલમ અને રૈયતની સ્વતંત્રતા માટે ભાષણો થવા લાગ્યાં અને રીએન્ઝીના પક્ષમાં હથિયારો અને માણસોની છૂપી ભરતી થવા માંડી. છેવટે રૈયતના તદન અજ્ઞાન અને અભણ વર્ગમાં પણ ન્યાય અને સ્વતંત્રતાનો જુસ્સો ઉભરી નીકળ્યો. પણ સ્ટીવન, કોલો વિગેરે ઉમરાવો દેશભક્ત રીએન્ઝીની હાલની સત્તા અને બળની વાતોને ખોટી માની હસી કાઢવા લાગ્યા અને બે દરકાર રહ્યા. જેમ ઔરંગઝેબ શિવાજી માટે રહ્યો હતો તેમ: આખર ભેદ ભરમનો પડદો ઉંચકાયો. એક તરફ રીએન્ઝી અને સઘળી રૈયત અને બીજી તરફ કોલોના ઉમરાવ વચ્ચે મોટો જંગ જાગ્યો. રીએન્ઝીની બહેન ઇરીનને કોલોના વંશજ એડ્રિયન ઘણુંજ પ્રેમથી ચાહતો હતો. એડ્રિયને રીએન્ઝી અને ઉમરાવ વચ્ચે સમાધાન કરાવવા ઘણોજ પ્રયત્ન કર્યો પણ જેમ પાન્ડવ કૌરવ વચ્ચે સમાધાન કરાવવાની શ્રી કૃષ્ણની વિષ્ટિ નિષ્ફળ નીવડી હતી તેવીજ રીતે એડ્રિયનની બાબતમાં પણ બન્યું,હવે ઇરીનને "સુડી વચ્ચે સોપારી" જેવો પ્રસંગ આવ્યો. એક તરફ મા-જાયા ભાઇનો પ્રેમ! અને બીજી તરફ પોતાના ભવિષ્યના પતિ એડ્રિયનના કુટુમ્બનો પ્રેમ! આખર એડ્રિયને રીએન્ઝીના જીવને કોઇ પણ રીતે કદી પણ ઇજા નહીં આવવા દેવા ઇરીનને કોલ આપ્યો, પણ વખતે પોતાનું કાર્ય કર્યું. બન્ને પક્ષ વચ્ચેના દારૂણ સંગ્રામમાં હજારો માણસનો સંહાર થઇ ગયો: ઉમરાવ પક્ષનો પરાજય થયો—તેઓ રોમ છોડી નાસી ગયા. અને રીએન્ઝી–રૈયતનો જાણીતો, માનીતો, રીએન્ઝી! રૈયતની સહાયતાથી તેમનો રક્ષક બની રોમની ગાદી ઉપર બીરાજ્યો! આ પછી તરતજ એક ઉમરાવની પુત્રી નીના જેને તે ઘણા વખતથી ચાહતો હતો તેની સાથે તે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયો, અને ઉમરાવોને સત્તા અને માન ભ્રષ્ટ કરી તેમનો ગર્વ હણ્યો અને પોતાની સર્વોપરી સત્તા તેમની પાસે કબુલ કરાવી. પણ ઉમરાવોથી આ અપમાન સહન ના થયું. ફરીથી રીએન્ઝી અને સઘળા ઉમરાવો વચ્ચે યુધ્ધ ચાલ્યું જેમાં કોલોના કુટુમ્બનો કચઙ ઘાણ નીકળી ગયો. એડ્રિયન જે આ પ્રસંગે બહાર ગામ હતો તે પોતાના ઘરના બચાવ માટે આવી પહોંચ્યો પણ તે અગાઉ તો તમામ મામલો બગડી ગયો હતો અને પોતાનું બધું કુટુમ્બ નાશ પામ્યું હતું. એડ્રિયન દિલના પોકારની સાથે જાહેર લોકના પોકારને પણ માન આપનારો હતો. પોતાના કોમળ પ્રેમાળ દિલને મારી પોતાનાંજ કુટુમ્બનો નાશ કરનારની બહેન સાથે નહીં પરણવાનો તેણે ઠરાવ કર્યો અને પોતાના મિત્ર પણ કુટુમ્બદ્રોહી રીએન્ઝી અને પોતાની વહાલી ઇરીનનો ત્યાગ કરી તૂટેલા દિલે રોમ છોડી નાસી ગયો!

રીએન્ઝીમાં જેટલા ગુણ હતા તેટલા દોષ પણ હતા. તે સત્તા અને ધનના પ્રમાદથી હવે અભિમાની અને પત્નીના સંસર્ગથી ખરચાળ બની ગયો. એક વાર ફરીથી રૈયત પાછી કરના બોજા તળે કચડાવા લાગી જે રૈયતે તેને પોતાનો રક્ષક અને તારક બનાવી ગાદિ ઉપર બેસાડયો હતો તેજ રૈયત હવે તેની વિરૂધ્ધ થઇ ગઇ અને ઉમરાવોની સત્તાને પુનઃ ચાહવા લાગી.

રીએન્ઝીએ મોન્ટરીઅલ નામના એક મોટા વર્ગના દગાખોર લુંટારાનો પરાજય કરી તેની કત્લ કરાવી. આ મોન્ટરીઅલનો એક પુત્ર એન્જેલો કરીને હતો; જે બાલ્યાવસ્થામાંથીજ રીએન્ઝીના મહેલમાં નોકર રહ્યો હતો અને ઉમરમાં આવતાં તેનો અંગ રક્ષક (એડીકાંગ) અને ખાસ વિશ્વાસપાત્ર બની ગયો હતો પણ તે પોતાના કુળ અને બાપના નામ ઠામથી હજુ તદન અંધારામાં હતો.

ઉશ્કેરાયલી રોમન પ્રજાથી કંટાળીને રીએન્ઝીને પોતાના કુટુમ્બ સાથે ગુપચુપ એકદમ રોમ છોડવું પડયું. પછી તરતજ ધાર્મિક અપરાધ માટે તેને એવિગ્નનમાં કેદ કરવામાં આવ્યો જ્યાંથી તેની

પત્ની નીનાની યુક્તિથી તેનો છુટકારો થયો. એક વાર ફરીથી રીએન્ઝી રોમમાં આવ્યો અને ઉમરાવોની સત્તા નિર્મૂળ કરી સર્વોપરી થયો. પણ આ પ્રસંગે લોક લાગણી તદન તેની વિરૂદ્ધ હતી, સર્વ કોઇ તેની પડતી ઇચ્છતું હતું, જે તેના ખાસ મિત્ર હતા, જે તેને રોમન તખ્ત ઉપર શુક્રના તારા માફક એન પ્રસંગે ચમકાવવા તૈયાર બન્યા હતા તેજ હવે તેના લોહીના તરસ્યા થયા હતા. આ પ્રસંગથી સ્પષ્ટ જણાય છે કે જે દેશમાં સંપ નથી-જે દેશમાં શાંત મગજ નથી તે દેશની પ્રજા રોમન પ્રજાની માફક પ્રજાસત્તાક રાજ્ય ભોગવવાને અને તે નિભાવી શકવાને કદી પણ લાયક થનીજ નથી. જો કે ગિબન વિગેરે ઇતિહાસકારોના મત મુજબ રીએન્ઝી દોષથી તો મુક્ત ન હતોજ, રીએન્ઝી જાતે શેખીખોર, તામસી અને આડંબરનો શોખી હતો પણ તેની સાથે ઇનસાફના અમલદાર યાને સેનેટર તરીકે આ દોષથી નિરાળો હતો, એક ટ્રિબ્યુન તરીકે તે અત્યંત રાજ્ય લોભી, સત્તાલોભી, ફુલેહુબાજ, ચાલાક અને સાહસિક હતો પણ એક સેનેટર તરીકે તદન પ્રમાણિક અને શાંત પ્રકૃતિનો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે રોમન પ્રજા હવે રીએન્ઝીને ચાહતી ન હતી પણ ધિક્કારતી હતી. વળી આ પ્રસંગે તેનો સાચો મિત્ર એડ્રિયન પણ બહાર ગામ હતો. કાળગતિ વિચિત્ર છે, રીએન્ઝીની હવે પડતી આવી લાગી, દશાએ તેને ચોતરફથી ઘેરી લીધો. ઉમરાવોના છુપાયલા અને બચેલા માણસો રોમમાં પોતાની સત્તાની પુનઃસ્થાપના કરવા પ્રયત્ન કરવા લાગ્યા. ઉમરાવોની હવે સામે થવામાં રીએન્ઝીને પૈસાની કે માણસની મદદ આપવા રૈયત સ્પષ્ટ ના પાડવા લાગી અને કર પણ રીએન્ઝીને આપવો બંધ કરી નાંખ્યો રીએન્ઝીની તીજોરીનું તળીયું આવી ગયું લશ્કર વગરનો, ધન વગરનો, અને મિત્ર કે સાચા સલાહકાર વગરનો રીએન્ઝી આ વખતે તદન મુઝાઇ ગયો. દરેકની આંખમાં તે કંટક સમાન ખુંચવા લાગ્યો. આ વખતે જો કોઇ તેની દયા ખાતર હોય તો તેનો વિશ્વાસુ નોકર એન્જેલો, તેની પત્ની નીના અને તેની બ્હેન ઇરીન એટલાંજ હતાં. અને મ્હેલના સીપાઇઓ પણ રીએન્ઝીની વિરૂદ્ધ બદલાઇ ગયા હતા. જ્યાં આવો પ્રસંગ હોય ત્યાં જીવની સલામતી કેમ રહે! છેવટે એન્જેલો પણ રીએન્ઝીનો ના રહ્યો. તેણે પોતાની પાલક માતા ઉરસલા તરફથી છેવટે જાણ્યું કે તેનો પિતા બીજો કોઇજ નહીં પણ લુંટારો મોન્ટીરીયલ હતો જેને દગાથી પોતે (એન્જેલોએ) ફસાવીને રીએન્ઝીના હાથમાં સોંપી દીધો હતો અને જેને માટે રીએન્ઝીના હાથે કતલની સજા પણ તરતજ થવાની અણીપર હતી. એન્જેલોએ પિતા મોન્ટરીયલને બચાવવા દોડધામ કરી પણ તે અગાઉ તો મોન્ટીરીયલની કતલ થઇ ચૂકી હતી. રીએન્ઝીના ભાઇના ખુનના પ્રસંગની માફક પિતાના ખુનના વેરનો અગ્નિ એન્જેલોના હૃદયમાં ધુંધવાવા લાગ્યો અને બહાર નિકળવાનો રસ્તો શોધવા લાગ્યો. આખર એક દિવસે રીએન્ઝીના મહેલમાં દોડધામ ચાલી રહી. રૈયત રીએન્ઝીને પકડવા મહેલમાં ધુસવા લાગી. ચોતરફથી રીએન્ઝીને "મારો-કાપો" ની બુમ શરૂ થઇ ગઇ! એડ્રિયન રીએન્ઝીને બચાવવા આવી પહોંચ્યો પણ મોડો. એડ્રિયન સાથે ઇરીનને રીએન્ઝીએ મહેલના છુપે દરવાજેથી પોતે તરતજ તેમની પાછળ આવવાનું કહીને બહાર રવાના કરી દીધી. રીએન્ઝીનો ખાસ વિશ્વાસુ અંગ રક્ષક એન્જેલો આખર વેરના જોશથી બેવફા થયો, અને ઇ. સન ૧૩૫૪ ના અકટોબર માસમાં સેકોડીલ વેચાઇ અને એન્જેલોના હાથે મોતને શરણ થયો! પડ્યો! રોમનો છેલ્લો ટ્રિબ્યુન રીએ.ઝી. પડ્યો !!

भाईलाल ज. उपाध्याय.



# बुद्धना समयनी सामाजिक स्थिति.

"True progress will begin when it is seen that important point in the National Educetion is charactor making."

"यस्तूदार चमत्कारः सदाचार विहारवान् ।
सनिर्याति जगन्मोहान्मृगेन्द्रः पञ्जरादिव " ॥

હર્બર્ટ સ્પેન્સર નામનો પાશ્ચાત્ય વિદ્વાન કહે છે, કે " જન સમાજની કેલવણીમાં સૌથી અગત્યની બાબત ચારિત્ર્યની ઉન્નતિ કરવાની છે; એમ જ્યાં સુધી સમજાયું નથી, ત્યાં સુધી ખરી ચઢતી થવાની નથી. "

યોગી વાસિષ્ઠજી પણ સત્ય વદે છે; કે " જે પુરુષાર્થરુપ ઉદાર ચમત્કારવાળો છે, સદાચાર વિહારવાળો છે; તે પંજરમાંથી મૃગેન્દ્ર છૂટી જાય, તેમ જગન્મોહથી છૂટે છે. "

## બુદ્ધના સમયની સામાજિક સ્થિતિ.

બુદ્ધ ધર્મના સમયે આપણી સામાજિક સ્થિતિ કેવા પ્રકારની હતી, અને તેમાં તેણે સ્થિત્યન્તર કેટલે દરજ્જે આણ્યું ? તેનું કંઇક દિગ્દર્શન આ પ્રમાણે છેઃ—બુધ્ધ ધર્મને વેદ ધર્મ માનનારાઓ નાસ્તિક મતવાદી તરિકે માને છે (?) પરંતુ સમસ્ત પૃથ્વીપરનાં પૃથક્ પૃથક્ ભાગો પરત્વે બુદ્ધ ધર્મ અંગિકાર કરનારની જે સંખ્યા પ્રમાંણમાં છે* તે રીતે જોતાં અન્ય ધર્મ પાળનારાઓ કરતાં તે અધિક પ્રમાણમાં છે ખરી. વસ્તુતઃ સમસ્ત ભૂમંડલની લોક સંખ્યાનો ત્રીજો હિસ્સો માત્ર બુદ્ધ ધર્મ પ્રવર્તક છે એમ કહેવું એ ખોટું નથી. કારણ કે ક્રાઇસ્ટ ધર્માવલમ્બી બત્રીસ આર્ય ધર્મ પ્રવર્તક વીસ, અને મુસલમાન ધર્માનુયાયી સાડા પન્નર કરોડ જનો છે, ત્યારે બુધ્ધ ધર્મ પ્રેવર્તક પચાસ કરોડ માનવ જીવન છે. એટલુંજ નહિ પરંતુ બુધ્ધે જે તત્વ વિચાર નિર્ણય પધ્ધત્તિ પ્રચલિત કીધી, તેને આપણા ઉપનિષદો આદિનો કાંઈ સંબંધ હોવો. જોઇએ, કે નવિનજ વિચાર પ્રદર્શિત કીધો ? એ જાણવું પણ ઘણે દરજ્જે આવશ્યક છે. કદાચ તેના કેટલાક સિધ્ધાન્તો સાથે આર્ય ધર્મનું વિસંગત્વ પણ હશે, વળી આર્ય-વર્તમાં બુદ્ધ ધર્મ માનનારાની સંખ્યા અધિક પણ નહિ હોય; પણ એટલાજ ઉપરથી તે પ્રતિ આપણે તિરસ્કારની નજરે નિહાળવું એ લજ્જાસ્પદ છે. ગમે તેમ કહીએ તો પણ બુદ્ધ ધર્મના કેટલાંક તત્વો ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થવાનું પાશ્ચાત્ય તત્વ-શોધકો-લિલિ, રેન, પ્રિન્સેપ, કેર્સાદિકોએ સ્વીકાર્યું છે.

## બુદ્ધ મત પ્રસાર.

આ અલૌકિક ધર્મ સંસ્થાપકે આ ભૂતલપર નિર્માણ થઈ (૧) હિન્દુસ્તાન મધ્યે ઉપાધ્યય વર્ગનો અપ્રતિમ જૂલમ શરૂ થયો હતો તેનાપર હુમલો કરી કમજોર કરી નાંખ્યો. (૨) હિન્દુસ્તાન મધ્યે જાતિ

---

* બુદ્ધ ધર્માનુયાયીજનો ઉત્તર અને દક્ષિણ દિશા તરફ આ પ્રમાણે પ્રસરેલા છેઃ—ઉત્તર દિશા તરફના ભાગો—ઝાવા વગેરે ડચ લોકોના તાબાંના મુલકો ૫૦,૦૦૦; આસામ, સિપટિ, હોંગકોંગ, વગેરે બ્રિટિશ તાબા નીચેના મુલકો ૫૦૦૦૦૦; રશિયા ૬૦૦૦૦૦; ક્યૂએનઘેટ ૧૦૦૦૦૦૦; કોરિયા ૮૦૦૦૦૦૦; ભૂટેન અને સિકિમ ૧૦૦૦૦૦૦; કેસ્મીર ૨૦૦૦૦૦; ટિબેટ ૬૦૦૦૦૦૦; મેંગોલિયાર ૨૦૦૦૦૦૦; મેન્ચુરિયા ૩૦૦૦૦૦૦; જેપાન ૪૦૪૫૩૪૬૧; નેપાલ ૫૦૦૦૦૦; ચીન ૪૧૪૬૮૬૯૯૪; એકંદર ૪૭૬૦૦૦૦૦૦-દક્ષિણ દિશા તરફના ભાગોઃ- સિંહલદ્વીપ ૨૦૦૦૦૦૦; બ્રહ્મદેશ ૬૭૮૮૦૭૬; હિંદુસ્તાનના ઇતર પ્રાંત ૨૪૩૬૭૭ સિયામ ૧૦૦૦૦૦૦૦ આસામ ૧૨૦૦૦૦૦૦ એકંદર ૩૧૦૦૦૦૦૦.

ભેદનું જે પ્રચણ્ડ ખણ્ડ ઉઠયું હતું, તેનો ઘણે અંશે પ્રતિકાર કર્યો. (૩) કેટલાક કાળથી ચાલતી આવતી એક પુરુષ અનેક સ્ત્રીઓ સાથે વિવાહ કરી શકવા ની પધ્ધતિપર આક્ષેપ કરી, તે અનીતિયુકત છે એવું પ્રતિપાદન કર્યું. (૪) દાસત્વ સ્વીકારવાની રીતી પણ સદોષ અને અન્યાય યુકત છે એવો શુદ્ર પ્રતિ ઉપદેશ કર્યો. (૫) સ્ત્રીને પશુ તુલ્ય ગણવાની અત્યંત ક્રૂર રસમ સર્વત્ર રૂઢ થઇ હતી તેને અસિધ્ધ ઠરાવી, તે પુરૂષની સહચારિણી છે; અર્થાત ધર્માચરણ કરવામાં તે સર્વથા યોગ્ય છે એમ સ્થાપિત કર્યું. (૬) યજ્ઞયાગાદિના મિષે ઉપાધ્યાય વર્ગ પશુ હિંસા કરતા હતા તેનો નિષેધ કર્યો. (૭) દેશ જીતી રાજ્ય વિસ્તાર વધારવાની ઇચ્છા રાખનારા નૃપતિઓએ યુધ્ધ કર્મમાં મનુષ્ય સંહાર કરવો એ સર્વથા નિષેધ છે એવો ઉપદેશ કર્યો. (૮) પૂર્વાપર ધર્માચરણ કરવાની જે પદ્ધત્તિ હતી તેમાં ફેરફાર કરી, સંઘદ્વારા ધર્માચરણ કરવાની પધ્ધત્તિ દાખલ કરી. (૯) મનુષ્યના કર્તવ્ય કર્મનો નિશ્ચય, નીતિ અને ન્યાયના શાશ્વત તત્વને અનુસરી કરવો. (૧૦) સ્વ સંમત્ત ધર્મ પન્થનો બોધ, બીજાને સ્વીકારવાના હેતુએ ઉપદેશકોને દેશો દેશ મોકલી પ્રચલિત કર્યો; અને (૧૧) સ્વધર્મ પ્રસારને સહાયભૂત એ નવી સંસ્થા–એક દેશે દેશ ફરી ધર્મ પ્રસાર કરવાની અને બીજા ધર્માનુયાયી જનોને સમય પરત્વે ધર્મોપદેશ કરી તેની સ્વધર્મ પ્રત્યે શ્રધ્ધા દઢ કરવાની સ્થાપિત કરી.

## બુદ્ધ ધર્મનો પ્રભાવ.

ઉક્ત એકાદશ નિયમોના પ્રભાવે બુદ્ધ ધર્મ આખા એશિઆ ખંડમાં પ્રસરી ગયો. એટલુંજ નહિ પરન્તુ સિકન્દર પાદશાહના વખતે કોઇ બુદ્ધ ધર્મ પ્રસારક જન અલકઝેન્દ્રિયા ગયો હતો. આ બિના અશોક મહારાજાના વખતના જે કેટલાક લેખો અત્ર હયાતીમાં જણાયા છે. તે પરથી સાચી માનવાને કારણ ભૂત છે. ઉચ્ચ પ્રતિનો યહુદી ધર્મ પંથ, અને હિંદુસ્તાન મધ્યેનો પશુ યજ્ઞ નિષેધ–બુદ્ધ ધર્મ પંથ એ એક રૂપજ છે, એમ વિદેશિય તત્વ શોધકોનું માનવું છે.

બાબિલન, પેલેસ્ટેઇન, મિસર અને ગ્રીસ દેશોમાં ઉપાધ્યાય વર્ગોએ હિંસાવાળી ધર્મ પધ્ધતિ પ્રવૃત્ત કરી મુકેલ, તેને નષ્ટ કરવાનો પ્રયત્ન બુદ્ધ ધર્મ પ્રસારક જનો તરફથી પ્રથમતઃ થયો હતો. આ ઉપદેશકો ઉપરના દેશો મધ્યે ફરી નિરનિરાળા મણ્ડલો સ્થાપન કરવા શકિતવંત નિવડયા હતા, આ મણ્ડલના યોગે ખ્રિસ્તી ધર્મનો પ્રસાર અનુકૂલ રીતે થવાની સ્થિતિ પ્રાપ્ત થઇ હતી. બુધ્ધ ધર્મ પ્રસારકજનો ઇ. સ. ના પાંચમા શતક મધ્યે અમેરિકા જઇ ત્યાંના રાજા પાસે પશુ યજ્ઞ બંધ કરાવવાને ભાગ્યશાળી બન્યા હતા, એવો પૂરાવો ચીના લોકના ગ્રંથોમાંથી મળી આવે છે. બુદ્ધ લોકો અમેરિકા ગયા હતા એ વાતની સાક્ષીને સારૂ ત્યાં હાથી, સર્પ, બુધ્ધની પ્રતિમા ઇત્યાદિ ચિત્રો પુરાતન અવશેષ માંથે સમ્પાદન થયેલ છે. સર વિલિયમજોન્સાદિ વિદ્વાનોનું એમ માનવું છે, કે યુરપના ઉત્તર ભાગમાં પ્રાચીન કાલે નોર્સ, એંગ્લ, ગોથ વિગેરે જાતિઓ વસતિ હતી, તેના મધ્યે બુધ્ધ ધર્મ પ્રસારકોએ જઇ પોતાના ધર્મનો ઉપદેશ કર્યો, એવું તેના કેટલાક પુરાતન અવશેષથી દીસે છે. સ્કેન્ડેનેવિયન લોકોનો ઉપાસ્ય દેવ વોડન. એ બુધ્ધનું અપભ્રંશ નામ કાં ન હોય? આ અનુમાનથી પણ એમ ધારી શકાય ખરૂં, કે એક વખત બુધ્ધ યુરપના ઉત્તર તરફના લોકોમાં પ્રભુપદધારી સત્તા ભોગવતો હતો. પરન્તુ વિદ્વાનોમાં મતભેદ છે.

આમ વાતનો વિચાર કરતાં એવું સમજાય છે, કે આ એક અદ્વિતીય પુરૂષના ધર્મ વિષયક વિચારોના પ્રભાવ, સર્વ પૃથ્વીતલપર કમ જાસ્ત પ્રમાણમાં પ્રસર્યો હતો, એમ તેના અનુયાયી જનોએ કોરેલા સ્મરણ સ્તમ્ભો, પૂતળાં, સ્મારક લેખો સર્વત્ર દ્રષ્ટિએ પડે છે તેથી માની શકાય છે, આ એવડો પ્રચણ્ડ ધર્મ વિસ્તાર બુધ્ધ ધર્માનુયાયી જનોએ

વળ નીતિ બળેજ કર્યો હતો-તેણે કોઇનાપર જુલમ દાપિ પણ વાપર્યો નથી.

## પ્રાચીન વેદ ધર્મનાં થયેલાં રૂપાન્તર.

ભારતભૂમિ મધ્યે બુધ્ધ નિર્માણ થયાના સૂમારે આર્ય ધર્મની અને સમાજની સ્થિતિ કેવી હતી ? એ તપાસતાં; હિન્દુસ્તાનવાસી આર્યોનો પ્રાચીન ધર્મ જે વેદ તે મધ્યે કાલાન્તરે રૂપાન્તર થતાં થતાં મૂલ સ્વરૂપ પુષ્કળ રીત્યે સ્થિત્યન્તર થઇ ગયું હતું. (૧) પૂર્વ કાલે જે ધર્મ વિધિ અંતઃકરણ પૂર્વક પળાતી હતી. તે પાછળથી કૃત્રિમતાએ પહોંચી હતી. ઋગ્વેદના સમયે દેવતાની આરાધના અને પૂજા; પ્રાચીન ઋષિ જે મ્હોટા પ્રેમથી અને ઉત્કંઠાએ કરતા હતા તેનો સમૂળગો નાશ થયો હતો, (૩) ઇન્દ્ર, ઉષા, વરૂણ ઇત્યાદિ દેવતાના નામોચ્ચાર માત્રથી પ્રાચીન આર્યોના હૃદયમાં જે વૃત્તિ અને કલ્પના ઉત્પન્ન થતી હતી, તેવી હવે કોઇના મનમાં ભાવના રહી હતી નહિ. (૪) સોમ, દુગ્ધાદિ પદાર્થો પ્રાચીન ઋષિઓ પોતાના આરાધ્ય દેવને જે પ્રકારની પ્રેમ પુરઃસર ભકિતભાવનાવડે અર્પણ કરતા, તે માંહેનું શેષ બિન્દુ પણ નિશાન જાણવાને રહ્યું નહિ. (૫) આ પુરાતન રીતિમાં મોટી વિકટ વિધિ, અને નિયમવાળી આડમ્બર યુકત નિરર્થક યજ્ઞ યાગાદિકની પધ્ધતિ શરૂ થઇ—સાદા સરળ ભાવ પૂર્વક અને માત્ર પ્રેમ લક્ષણાથી સ્વદેવતા તર્પણ કરનારા પ્રાચીન ઋષિના વંશજો, આ સમયે એક મોટી જાત વાળા થઇ બેઠા. આ જાત એવા હકક સાબિત કરવા લાગી, કે યજ્ઞાદિ વિધિ કરવાનો હકક માત્ર અમનેજ છે. દેવતાનું આવાહન અને આરાધન કરવાના મંત્ર ભણવાનો અધિકાર અમારા વિના અન્યને નથી. અર્થાત્ ઋગ્વેદાન્તર્ગત સ્તોત્રના પ્રારમ્ભથી સ્વાભિમત દેવતાની આરાધના કરનારના હૃદયમાં જે ધર્મવાસના, અને પ્રેમાળ વૃત્તિ હતી તે નષ્ટ થઇ; અને લોકો મધ્યે મહાન્ વિકટવિધિ, તથા નિરર્થક યજ્ઞાદિ પધ્ધતિ ઉદ્ભવી.

પરંતુ કાલાન્તરે આ અનિષ્ટ સ્થિતિ પરત્વે કેટલાક વિચારશીલ પુરૂષોને પ્રતિકાર થવા લાગ્યો. આ પ્રતિકાર ઇ. સ. ના પૂર્વે અગ્યારમા શતકના સૂમારે શરૂ થવા વિષે કેટલાકનો તર્ક છે. એટલે બુદ્ધના અવતાર પહેલાં સરાસરી પાંચ શતકે, એ પ્રતિકાર થયો સમ્ભવિત છે. વેદ કાલ સમયનો બ્રાહ્મણ કાલ-આ કાલે સર્વત્ર રૂઢ થયેલા યજ્ઞ યાગાદિકની પધ્ધતિ વિષે કેટલાક મહાશય પુરૂષના ચિત્ત માં અનાદર ઉત્પન્ન થવાથી તેઓ શુંચવાડામાં પડી ગયા. અને આયુષ્ય વ્યય કરતાં સ્વજીવિત સાર્થક કાંઇ બની શકતું નથી, એમ ધારી તેઓ જીવાત્મા અને પરમાત્માના વિષય સંબંધે વિચાર કરવા લાગ્યા. તેઓનો તત્વ વિચાર ઉપનિષદના ગ્રંથોમાં ગ્રથિત કરેલ છે. આ સર્વ વિચારોનો સાર એવો છે, "તમામ ચરાચર વિશ્વ એક બ્રહ્મ થકી નિર્માણ થયેલ તેના-બ્રહ્મના કેવળ અંશ રુપ છે." તદ્ન મૃત્યુ, પરલોક, પુનર્જન્મ ઇત્યાદિ ગૂઢ વાતોનું વિવેચન પણ કરેલું છે. આપણા લોકો મધ્યે નિર નિરાળી તત્વજ્ઞાનપદ્ધતિ જે નિર્માણ થઇ છે, તે સર્વનું બીજ રૂપે આ ઉપનિષદના ગ્રંથો છે એમ સમજાય છે. આ પ્રમાણે એ કાલના આર્યો મધ્યે સ્વતંત્ર વિચાર જાગૃત થઇ મોટા મોટા ગહન તત્વ વિચાર નિર્માણ થયા હતા. અને એ કાલે આવા વિચારમાં નિમગ્ન થઇ ઇતર સર્વ કર્મ કાણ્ડ વિસ્મૃત થનાર પુરૂષ બહુ થોડા હતા. સામાન્ય જન પણ રૂઢ થયેલ યજ્ઞ યાગાદિ કર્મ કાણ્ડમાં પોતાનો કાલ ગુજારતા એ કર્મ કાણ્ડ પ્રાચીન વેદવિહિત છે. આથી તે કરવાથી પુણ્ય પ્રાપ્તિ થશે એવો તેઓને દૃઢ વિશ્વાસ હતો. ઉપાધ્યાય વર્ગના પ્રાબલ્યથી લોકોની આ અમર્યાદ જક કર્મ કાણ્ડ પરત્વેની શ્રધ્ધા કમતી થઇ નહિ પણ અનેક પ્રકારના નૂતન ઉપાય શોધવા લાગ્યા. કર્મ કાણ્ડ પ્રસંગપર નાના ગ્રંથો લખી જનોમાં પ્રસિદ્ધ કરતા રહ્યા. સર્વાંશે તેઓ સર્વદા આ વિષયમાં પ્રવૃત્તિ રાખતા રહેવાથી નાના પ્રકારની યુકિતઓ યોજવા લાગ્યા.

## સમાજ સ્થિતિ.

ઇ. સ. પૂર્વના છઠ્ઠા શતક સુધી હિન્દુસ્તાનવાસી આર્ય જનોના હૃદય મંદિરમાં ખરી ધર્મ વાસનાએ જે વૈચિત્ર્ય સ્વરૂપ ધારણ કર્યું હતું, તે ખરેખર વિલક્ષણપ્રકાર હતો: જ્યાં ત્યાં ક્ષુલ્લક અને અપ્રયોજક કર્મ કાણ્ડની શરૂઆત થઇ ગઇ હતી. આ સમયે જાતિભેદના વિષયે ઘણું ખરાબ સ્વરૂપ પકડયું હતું. બ્રાહ્મણોએ પોતાના મનસ્વી તરંગોને વધારી વિશેષાધિકાર પ્રાપ્ત કરી લીધો હતો (!) શુદ્ર સમ્બન્ધી અતિ ક્રૂર નિયમ પ્રચારમાં આવ્યા હતા. આ સબબોને લીધે બ્રાહ્મણોના કેટલાક ગ્રંથદ્વારા સ્થાપિત થએલા સામાજિક અને નીતિ સંબંધી ઉત્કૃષ્ઠ નિયમ અવળા સવળા છે. આ સમયે બ્રાહ્મણ જાતિનું ગૌરવ એટલું બધું વૃધ્ધિંગત થયું હતું કે તે જાતિના સમાન બીજી એક પણ જાતિનો ઉત્કર્ષ થયો નહોતો. આમ થવાથી આર્યોનાં આશ્રય છોડીને જે અન્ય જાતિઓ રહી, તેને શુદ્ર કહેવાનો પરિપાક પડયો. આ આશ્રિત જનોને ધર્મના ગ્રંથ અને ધર્મ વિધિ શીખવવાની સખ્ત મના કરવામાં આવી છે. સમાજની અંદર કોઇ પણ રીતે શુદ્રને માન આપવામાં નહિ આવતું. તેઓને અધમ ગણી ઉચ્ચ વર્ણના લોકો તિરસ્કાર કરતા. આવી તેમની હિનાવસ્થા બદલ તેમને અધિક ખેદ થવા લાગ્યો. અને તેથી તેઓને પોતાની સ્થિતિનો પુનરોધ્ધાર કરવાનું અહર્નિશ સ્મરણ રહેવા લાગ્યું. પાછળથી આ શુદ્ર વર્ણની સંખ્યા વધતાં, તે નિર નિરાળા ઉપયુકત ધનોત્પાદક ધંધા કરવા લાગ્યા; તેઓ પૈકી કેટલાકના તાબામાં ગામ ગિરાસ આવવાથી મોટા વજનદાર ગૃહસ્થ થઇ ગયા. આવી રીત્યે તેઓની સ્થિતિમાં ઘણો સારો ફેરફાર થઇ ગયો. તો પણ તેના ધર્મ અને વ્યવહાર વિષયના એતદ્વિષયક ગ્રંથો માંયે, અત્યન્ત અન્યાય યુકત (!) નિયમ પુનઃ પુનઃ પ્રથિત કરેલા તો રહીજ ગયા.

જે પુરૂષના મનમાં સત્ય અને ન્યાય વિષયની પ્રીતિ વસેલી છે, જેની બુધ્ધિના થોડા ઘણા સુસંસ્કારો ઉદયભૂત થયેલા છે: જેના અંગમાં અવલોકન કરવાની શકિત લક્ષપૂર્વક ચોંટેલી છે, પરદુઃખ દેખી જેનું હૃદય દગ્ધ થાય છે, અને જે પરોપકાર કરવામાંજ સ્વજિવિત સાર્થકય થયેલુંજ માને છે, તેની દ્રષ્ટિએ આ સમયની દુઃખી સ્થિતિ પડી. એ કાળે આર્યોની જે ધર્મ સ્થિતિ અને ઇતર વિદ્યા ઉપલબ્ધ હતી, તે તમામ ગૌતમ બુધ્ધ શીખ્યો હતો. પોતે જે કાંઇ વિદ્યા પ્રાપ્ત કરેલી તે કેટલે અંશે હિતાવહ અને સત્યયુકત છે, તેનો વિચાર પોતાના મન સાથે કરવા લાગ્યો. અને તેને એવું માલુમ પડયું, કે માનવ જાતિમાં ભિન્ન ભિન્ન પ્રકારોના જે જાતિ સંબંધ છે. તે સર્વથા અયોગ્ય છે. તેના દયામય અંતઃકરણમાં એથી ઉત્કૃષ્ટ ઇચ્છાએ પ્રવેશ કીધો, કે હીન. દીન, અને ત્રસ્ત જનોની સ્થિતિ સુધારવાને કોઇ પણ પ્રકારના ઉપાય યોજવા ખરા-યજ્ઞયાગાદિની ખટપટ સંબંધે બુધ્ધને એમ જણાયું કે, તેમાં કાંઇ સાર્થકય રહેતું નથી. એવું જેઓ માને છે તેઓ સંસાર વિષયે અને કર્મ કાણ્ડ પરત્વે વિચાર કરી પોતાના મનની પ્રવૃત્તિ કોઇ ઉચ્ચ પ્રકારનો ધર્મ માર્ગ છેકે નહિ ? તેના વિચાર દોડાવે છે. આવો વિચાર કરનાર માણસ વાનપ્રસ્થ બની અરણ્યમાં પર્ણકુટી બાંધી એકાંતમાં પોતાનો કાળ નિર્ગમન કરી શકે છે. સાંસારિક બંધનથી આમ મુકત બનવાથી તેનુ ચિત્ત આધ્યાત્મિક વિચાર પાછળ નિશંકપણે લાગે છે. તે સૃષ્ટિનું સતત અવલોકન કરી પોતાના મન સાથે પુનઃ પુનઃ વિચાર કરી આત્મા, પરમાત્મા, પરલોક આદિના ધર્મ તત્વો સંબંધી અનુમાન કરે છે. આ પ્રમાણે સ્વતંત્ર રીત્યે વિચાર કરતાં પોતાને જે બિના સયુક્તિક અને યથાર્થ લાગતી તેનું રહસ્ય સ્વશિષ્યો દ્વારા સમઝાવતા.

આ પૈકી ઘણા વિચાર કરનારા ઋષિ; પુરાતન વેદના આધારપર પોતાનો તત્વ વિચાર રચતા. તો પણ તે તમામનું આધારણ પોરણ યજ્ઞાદિ કર્મો કરી




टिबेटियन कुटुंब.





भूतिया स्त्री.

સ્વકાર્ય સિદ્ધિ માટે પશુ હિંસા કરવી યુકત નથી. એવું પ્રતિપાદન કરી જનોના ચિત્ત મધ્યે ઉચ્ચતર ધર્મ કલ્પનાનો પ્રવેશ કરાવવાનુંજ હતું.

## પશુયજ્ઞ માટે વિચારીજ જનોનો તિરસ્કાર.

તત્વ વિચાર પાછળ આ પ્રમાણે વિચારી જનોની પ્રવૃત્તિ થયા પછી યજ્ઞ વિષયે કેટલાક ઋષિઓએ એવી કલ્પના બે સારી કે યજ્ઞ કરી ઇશકૃપા સમ્પાદન કરવી, તે કાંઇ પશુ યજ્ઞવડે કદાપિ પ્રાપ્ત થાય તેમ નથી; પરંતુ પ્રભુ કૃપાની પ્રાપ્તિ અર્થે આપણી અસદ્‌વૃત્તિઓનો હોમ કરવો જોઇએ. વાસના અને તૃષ્ણાની મન રૂપી યજ્ઞમાં આહુતિ આપવાથી કૈવલ્ય પ્રાપ્તિ મેળવી શકાય છે. આવું યજ્ઞ કર્મને અંગે આધ્યાત્મિક સ્વરૂપ પ્રાપ્ત થતાં, બાહ્ય કર્મમાં આત્મોન્નતિ વિશેષ હિતકર બનતાં સુખની આપનાર છે, એવો ઉપદેશ કેટલાક ધર્મ ગુરૂઓ કરવા લાગતા.

આ ઉપનિષદ્ કાલે-વૈદિકના આધાર વડે તત્વ વિચાર કરનારા જે જન નિર્માણ થયા, તેનું આખર સુધીનું સાધારણ ધોરણ વેદાન્ત મત સ્વીકારવાની પડેલી પ્રવૃત્તિજ હતી. સર્વ ચરાચર વિશ્વ એક બ્રહ્મ થકી ઉદ્‌ભવેલ છે. અને તે લીન પણ તેનામાંજ થનારૂં છે. નામ રૂપ ભેદ જે આજે દગ્ગોચર થાય છે, તે તો માત્ર માયાનો ખેલ છે, એ તો માત્ર ભ્રાન્તિજ છે. આ પ્રસરેલી ભૂમિઓ કેવળ ચંચળ અને અશાશ્વત્ છે; વાસ્તે અચલ અને શાશ્વત્ એવી વસ્તુ માત્ર તો એક બ્રહ્મજ છે. આ વિના અન્ય કાંઇ પણ નથી. નામ રૂપ ભેદ ઉત્પન્ન થઇ આત્મા ધ્યાસ ઉપાધિત્રયના યોગે શોક અને જન્મ મરણ પ્રાપ્ત થયેલ છે. આ થકી મુકત થવા ઇચ્છનારાઓએ ઐહિક અથવા પારલૌકિક સુખ વિષયની પ્રાપ્તિની લાલસા ધરવી નહિ. એટલુંજ નહિ પરતું એ વિષયની કામનાનો તો સમૂલ ઉચ્છેદ કરવો જોઇએ. એટલે મોક્ષ સિધ્ધિ સુગમ થતાં અન્ને પરમાત્માની તુલ્ય- પ્રત્યગાત્મ-: આજડ કલેવરમાં પ્રાપ્ત થયેલા બન્ધનનો છેદ કરી લીન થાય છે. આ પ્રમાણે પર બ્રહ્મમાં લીન થતાં પર્યન્ત જીવાત્મા ધ્યાસ જન્મ મરણ રૂપ સંસૃતિ ભોગવી લેછે. નામ રૂપ ધારણ કરનારા પ્રત્યેક જીવનાં કર્મ પ્રમાણે તે ઉચ્ચ નિચ સ્થિતિને પ્રાપ્ત બને છે. સંસૃતિનો પાશ તોડવાના બે ઉપાય છે. એક એવો કે મનુષ્યોએ કામનાને જીતવી. અને પ્રારબ્ધ પ્રાપ્ત દેહ કર્મે ફલની આશા નહિ રાખતાં જીવ માન છે ત્યાં સુધી કેવલ અલિપ્તપણે કાર્ય કરવાં; એટલે તેને કર્મ બંધન નહિ થતાં સુખ દુ:ખમાંથી મુકત થાય છે. બીજો ઉપાય એવો છે, કે આત્મા વિષેના અજ્ઞાનને લીધે ચિત્તને ભ્રાન્તિ થતાં અશાશ્વત્ અને શાશ્વત શું ? તેનો વિચાર થતો નથી; તે સત્ય જ્ઞાનના યોગે થાય એટલે અજ્ઞાન તિમિર નાશ થતં પરબ્રહ્મ પ્રાપ્તિ થાય. આમ થવાથી માનવને દુ:ખ અને કલેશયુકત આ ઐહિક જીવનની કોઇ પણ પ્રકારની દરકાર કરવાની નથી, ત્યારે શાશ્વત અને સતત્ પરમાનંદ પ્રાપ્તિમાં આસ્પદ જે પર બ્રહ્મ તેની પ્રાપ્તિના માર્ગનું અવલંબન પ્રત્યેકે કરવું.

## બુદ્ધના વખતનો તત્વ વિચાર.

આ પ્રકારે ધર્મ વિચાર અને તત્વ વિચાર ઉપનિષદ્ કાલે ભરત ખંડના કેટલાક ભાગો મધ્યે પ્રચલિત્ થયો હતો. આ વિચાર પ્રમાણે પોતાને વર્તન ક્રમ ચલાવનારા પુષ્કળ મહાત્માઓ વખતે વખત નિર્માણ થઇ ઇતર જનોને પોતાની સમાન કરવા સંબંધ સતત્ પરિશ્રમ કરતા. આવો ક્રમ બુદ્ધના ઉદય પહેલાં અવ્યાહતપણે ચાલતો હતો. આ તત્વ વિચાર કેવળ પ્રચલિત્ કર્યો હતો, પણ તે કયા વેદનો ? એ વિષે જેવી જોઇએ તેવી પ્રતીતિ થતી નથી. બુધ્ધના વખતે આ બ્રહ્મ વિદ્યા પ્રતિપાદન કરનારને બ્રાહ્મણની સંજ્ઞા આપવામાં આવતી

એટલે બ્રહ્મ જાનાતિ સ બ્રાહ્મણઃ એ બ્રાહ્મણ શબ્દની વ્યુત્પત્તિ, પુરાતન કાળથી લોક સંમત છે. અને એ કાલના બ્રહ્મ નિષ્ઠ બ્રાહ્મણો ઇહ લોકમાં દેવ સરીખું માન ભોગવનારા હતા.

આવા સ્વતંત્ર વિચારના યુગ મધ્યે વેદનો આધાર નહિ સ્વીકારતાં માત્ર પોતાનીજ બુદ્ધિની સ્હાયતા લેઇ જે કાંઇ બને તેવું કરનારા કેટલાક મહાત્માં નિર્માણ થયા હોય એમ દિસે છે. ઉપનિષદ્ કાલે આરમ્ભાઇ, બુધ્ધના આગામન પર્યન્તં આ પ્રકરણના સ્વતંત્ર વિચાર કરનારા પુષ્કળ લોક થયા હતા. તેઓએ પોત પોતાની બુધ્ધિ અને વિચાર શકિતના યોગે નિરનિરાળા તત્વ વિચાર અને ધર્મ વિચાર સ્વશિષ્યદ્વારા, તે સમયના લોકોમાં પ્રચલિત કરી નાંખ્યા. ઉપનિષદ્ના વખતે જ મોટા મોટા તત્વ વિચાર કરનારા જનો ઉત્પન્ન થયા તે પૈકી ઘણાકો, એમજ કહેતા, કે 'આપણા વિચારોને ઉપનિષદોનો આધાર છે! એવું તેમનું કહેવું ખોટું ન્હોતું. કારણ કે ઉપનિષદ્ કાલે સર્વ પ્રકારના ધર્મ વિચાર અને તત્વ વિચાર બીજ રુપે વિસ્તૃત થઇ ચૂકયા હતા; તેથી પ્રત્યેક 'આપણા મતને ઉપનિષદોનો આધાર છે' એમ પ્રતિપાદન કરતા. હાલ જ્યારે ઉપલબ્ધ થયેલ સર્વ ઉપનિષદો એકત્ર કરી અવલોકન કરવાનું શકય છે, ત્યારે તેવો કોઇ પણ પ્રકાર પુરાતન કાળે નહિ હોવાને લીધે વારંવાર ગુંચવાડો ઉભો થતો. આવી વિરોધી બીનાની મીમાંસા કરવાનું તે કાલે અશકય હોવાના યોગે धर्मस्य तत्वं निहितं गुहायां महाजनो येन गतः सपन्थाः આ પ્રમાણે જેઓ જે કાંઇ કહેતા તે વિચાર જનોમાં પ્રસિધ્ધ કરવાની છુટ હોવાથી આર્યાવર્તમાં તે કાલે અનેક ધર્મ પન્થ અને તત્વ વિચાર પધ્ધતિ નિર્માણ થઇ હતી. બુધ્ધ પણ આ અર્થો પૈકી એક હતો. બુધ્ધના કેટલાક ધર્મ સિધ્ધાન્તોને ઉપનિષદો તરફથી આધાર મળી શકે તેમ છે; તેથી એવું દિસે છે, કે બુધ્ધ મત એ કાંઇ નવિન્ આરમ્ભસ્વાળો ધર્મ મત નથી, પણ આપણા પુરાતન અગણિત ધર્મ વિચાર અને તત્વ વિચાર પૈકી, કેટલાકનું મણ્ડન કરનારો છે.

## દેહને દણ્ડ આપનાર તપશ્ચર્યાનો પુરસ્કાર.

ઉપનિષદ્ કાલના પ્રારમ્ભથી તે બુધ્ધાવતાર સમય સુધી નિદાન પાંચસો વર્ષની સ્થિતિ કાંઇક વિલક્ષણ હતી. આ વખતે તત્વ વિચાર કરનારા સેંકડો જનો નિર્માણ થયા હતા. અને આવા નિર્માણ થયેલા જનોના મનમાં જે કાંઇ આવ્યું તે લોકો પાસે પ્રસિદ્ધ કરી નાંખતા. આથી કરીને જ્યાં ત્યાં ઘોટાળો ઉત્પન્ન થતો હતો. આ ભવાબ્ધિમાં આપણું ખરું કર્તવ્ય કયાં સમાયલું છે? અને પરલોક પ્રાપ્તિને માટે કેવા ઉપાય યોજવાની જરૂર છે? તે વિષે લોકોના મનમાં શંકા ઉદ્ભવેલી હતી. કેટલાકના મનમાં પરલોક, આત્મા, પરમાત્મા, પુણ્ય, પાપ ઇત્યાદિ ધર્મની વાતો માટે અશ્રદ્ધા થઇ. જ્યાં ત્યાં અનાચાર અને ઉચ્છ્રંખલતા શરુ થઇ ચૂકયાં હતાં. કેટલાક એમ પણ કહેતા કે ગિરિ કંદરા મધ્યે આ સંસાર છોડી બેસવું જોઇયે, અને ત્યાં તપશ્ચર્યા કરી દેહને દંડ આપવા જોઇએ; એટલે દેવની આપણાપર કરૂણા થાય તો, બ્રહ્મણને મોક્ષ પદની પ્રાપ્તિ થાય. આવી રીતે સંસારથી ત્રાસી ગયેલા કેટલાક જન મહન્ત બની લોકોને એવો બોધ કરતા, કે આ સંસાર કેવળ અસાર છે, તેની પછવાડે લાગી કર્મ માર્ગ મધ્યે અને પાપી જનોની સંગતિમાં આયુષ વ્યય કરવામાં કાંઇ અર્થ સમાયલો નથી, જેને આપણે સુખ માનીએ છીએ તે એકંદર સુખ વિષય; અશાશ્વત અને દુરાચારની પાછળ પ્રવર્તિ કરનાર હોવાને સબબે તેની લાલસા પ્રેરવી હિતકર નથી; પણ વાસના પર જય મેળવી, અને માત્ર સંગ રહિત બની આધ્યાત્મિક ઉન્નતિ સાધવી આ ઉપદેશનું પરિણામ જેના ચિત્તપર ચોંટે, તે સંસાર ત્યાગ કરી

કેવળ વિરકત બની મહન્તની શિષ્ય દીક્ષા સ્વીકારતા. આ રીત્યે બનેલો ગુરુ શિષ્ય સમુદાય, બુદ્ધના વખતે સ્થલે સ્થલે દ્રષ્ટિ ગોચર થતો. આ વિરકત મણ્ડલ પોતાનું ઉપજીવન ભિક્ષાન્ન પર ચલાવતા હતા. તેથી તેને ભિક્ષુકની સંજ્ઞા આપવામાં આવતી આવો સન્યાસીઓનો સમુદાય તે વખતે પ્રચલિત થયેલા નિર નિરાળા મતોનો હતો. પોતાનો મત પ્રતિ પાદન કરવાને જે સાહિત્ય અવશ્યનાં લાગે તે તમામ મેળવવા માટે અખણ્ડ ઉદ્યોગ કરતા. આમ હોવાથી તેઓના શરીરમાં વાદ યુધ્ધ કરવાનાં, વાણીના વ્યાપારના-વચનો રૂપી પ્રમાણ ભૂત શસ્ત્રો સતેજ રહેતા, અને તેના લીધે સ્વપક્ષ મણ્ડન કરવાને ઘટતી રીતે સમર્થ બનતા.

દુઃખ નિવૃત્ત કેમ થાય? આ વિચાર આ કાલે વિવેકી મનુષ્યોના મનમાં સતત્ ઘોળાતો હતો. અને તેથી તેમાંથી મુકત બનવાને સારૂ નાના પ્રકારની યોજના યોજતા. કેવળ સંસાર ત્યાગ કરવાથી સર્વ દુઃખ વિમોચન થવાતું નથી. કેટલાકનું એવું કહેવું થતું, કે "ઘોર તપશ્ચર્યા વડે દેહને દણ્ડ આપવાથી ઇશ્વર પ્રસાદ પામવાને મનુષ્યને અલૌકિક સિદ્ધિ પ્રાપ્ત થાય છે," કેટલાકના મતે આ સિધ્ધિઓ દેહ દણ્ડવાળાને એટલે હઠયોગી જનોને કેવળ પ્રાપ્ત થાય છે એમ કાંઇ નથી, પણ મનોજય અને વૃત્તિજય કરી શુધ્ધાચરણ રાખનારા મનુષ્ય પણ મેળવી શકે છે. આ સિધ્ધિનાં યોગે મનુષ્ય સર્વ પ્રકારના ઐહિક અનેક દુઃખોથી મુકત થાય છે એમ કહેવાય છે.

## સાંખ્ય મત.

બુધ્ધના પહેલાં પણ નામધારી તત્વજ્ઞાન પધ્ધત્તિ હતી. એટલે સાંખ્ય મતવાદીઓ એ સમયે હતા ખરા. આ પદ્ધત્તિનો મૂલ પ્રવર્તક કાપિલ કરીને એક મહામુનિ હતો. કપિલ મુની વિચાર પધ્ધતિને નિરીશ્વર સાંખ્ય કહેવાનું કારણ એવું છે. કે "આ વિશ્વ કોઇ પણ ઇશ શકિતએ નિર્માણ કરેલું છેજ નહિ" અને તેના આધાર તરિકે તે એમ સાબિત કરે છે, કે જેમ મૂળમાં કાંઈ પણ હોતું નથી તેમ કોઇએ કાંઈ પણ ઉત્પન્ન કરેલું નથી. પદાર્થને વિકાસ પામવાની શકિત અસલથી જો પદાર્થ મૂળેજ ન હોય તો તેને કોણ લાવી શકે તેમ છે! ગતિ પામવી, એ પરમાણુઓનો સ્વભાવ ધર્મ છે. આ પ્રકૃતિ રુપ પરમાણુના પ્રેરક રુપે પુરુષ સ્થિત છે, તો તેના થકી કદાપિ અલગ રહેવાયજ નહિ. તેનાં પણ જડ અને ચૈતન્ય એવાં નામ આપવામાં આવ્યાં છે. કેમકે તે વિશ્વ મધ્યે સદ્રુપ છે. આ યોગ થકી આ ચરાચર વિશ્વ ઉત્પન્ન થયું છે. સત્વ, રજ, અને તમ આ ત્રિગુણે કરી યુકત જે પ્રકૃતિ તેનો માત્ર પુરુષજ સાક્ષી છે. અને પ્રકૃતિ સંગને અવલંબી સુખ દુઃખાદિકનો અનુભવ કરે છે. પુરૂષ પ્રકૃતિ બદ્ધ થવાને યોગે તેને ત્રણ પ્રકારનાં દુઃખ નડે છે. અર્થાત્ આધિદૈવિક— ઇન્દ્રિયો થકી થયેલું સુખ દુઃખ; આધ્યાત્મિક— આત્મા પરમાત્મા સંબંધ; અને આધિભૌતિક—પંચ મહા ભૂતોથી થયેલું સુખ દુઃખ: આ ત્રિવિધ તાપથી મુકત થવું એજ પુરૂષને મોક્ષ છે. આ મોક્ષ, પુરૂષની કર્મ વાસના નષ્ટ થઇ, તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થાય એટલે પરીપૂર્ણ છે. આ પ્રમાણે સાંખ્ય મતનો મૂખ્ય સિધ્ધાન્ત છે. આ મતોનો અને પૂર્વે નિર્દિષ્ઠ કરેલ વેદાનુંસાર પ્રચલિત થયેલ બ્રહ્મવિદ્યાનો, બુદ્ધ મતપર પુષ્કળ સજ્જડ બંધ બંધાયો હતો.

એકંદર રીતે જોતાં બુધ્ધના પહેલાં આર્યાવર્તમાં પુનર્જન્મની કલ્પના કર્મોનુસાર ઘણી ખરાબ ગતિ પ્રાપ્ત કરનાર છે આ સિધ્ધાંત, ઐહિક જીવન કષ્ટય અને અસાર છે એ સમજૂતી, અજ્ઞાન નાશ થઇ સત્ય જ્ઞાનનો યોગ સંસૃતિ વડે દુઃખની નિવૃત્તિ થાય છે આ નિર્ણય; સર્વ ઐહિક સુખોનો ત્યાગ કરી દેહ દંડ ન કરવાથી અથવા મનોજય કરવાથી પ્રાપ્ત

સુખ પ્રાપ્ત થાય છે આવો ઉપદેશ એ તમામ સર્જ થયું હતું. તે પ્રમાણે શુદ્રાદિ નિંચ ગણેલ જાતિને ઉચ્ચ વર્ણની સમાન મોક્ષ સાધવાનો અધિકાર નથી. મોક્ષ સિધ્ધિને માટે તપશ્ચર્યા કરી કઇ સાધ્ય ઉપાયોની આવશ્યકતા અગત્યની છે; યજ્ઞાદિ કર્મ કાણ્ડ સ્વર્ગાદિ પ્રાપ્તિ બતાવનારાને ચિત્ત શુદ્ધ માટે વિહિત કર્યા હતાં; આ રીત્યની સમજણ જ્યાં ત્યાં પ્રસરી ગઇ હતી. અને આવી સાધારણ સમજૂતી પ્રવૃત્તિ થઇ હતી. ત્યારે આર્યાવર્ત મધ્યે એ સમયે વિચાર સ્વાતંત્ર્યના યોગે જે પોતાની બુદ્ધી અનુસાર, ધર્મ કલ્પના અને તત્વ વિચાર જનોમાં પ્રકટ કરતા હતા. કોઇ કહેતું હતું કે "આ વિશ્વ અનાદિ અને અનંત છે," તે પ્રારંભથીજ શાન્ત છે." અને "કોઇ આત્મા અનાદિ કે તે આદિ છે?" કોઇ "આ અનાધનંતત્વની એકવાક્યતા પ્રતિપાદન કરે છે." ! કોઇ વળી એવો તર્ક ચલાવે છે, કે "વિશ્વ અને આત્મા અનાદિ છે તેથી તે બન્ને શાન્ત છે. જે અનાદિ નથી તે શાન્ત થઇ શકે?" કોઇ એમ પણ કહે છે, કે "અનાધનંતત્વની કલ્પના કેવળ વ્યર્થ છે. સર્વ કાંઇ આદિ યુક્ત અને શાંત છે." આ પ્રમાણે નાના પ્રકારના તર્ક કરતાં મૂખ્યત્વે બે વિચાર પધ્ધતિ નિર્માણ થાય છે: એક વિચાર પધ્ધતિ પ્રમાણે" જે કાંઇ ગોચર છે તેજ સત્ય છે. "એવો સિધ્ધાંત સ્થાપિત થયો હતો. અને બીજી વિચાર પધ્ધતિ મુજબ "જે કાંઇ ગોચર છે, ત્યાંજ તમામ ગંચલત્વ પાછળ અસત્ય છે" આ સિધ્ધન્ત દ્રઢ થયો હતો. આવી રીતે તત્વવિચાર અને ધર્મવિચાર મધ્યે મતભિન્નત્વ થતાં ઇહલોકત્પતિ રિક્ત પરલોક છે કે નહિ; મનુષ્ય મરણ પામવાથી તેનો આત્મા શેષ રહેતો હશે કે નહિ. મનુષ્યે કરેલ પાતક બદલ તેને દેહ દણ્ડ થતો હોય તો કયા પ્રકારે થતો હશે? ઇત્યાદિ પ્રશ્નો ઉત્પન્ન થવા લાગ્યા. અને તત્કાલ સર્વ વિદ્યાપારંગત પંડિતજનો મધ્યે આ પ્રકરણે પ્રચણ્ડ વિવાદ ઉભો કર્યો. આવી સ્થિતિ ઉપનિષદ્ કાલથી પ્રારંભાઇ બુધ્ધના સમય સુધી–સૂમારે પાંચસો વર્ષ વિલક્ષણ સ્વરુપ ધરી રહી હતી.

## બુદ્ધ ધર્મનું સ્વરુપ.

બુધ્ધે આ ભારતભૂમિમાં નિર્માણ થઇ જે ધર્મ મત સ્થાપિત કર્યો, તેનું ધોરણ કેવું હતું? એ વિષે સંક્ષિપ્ત નિરુપણ કરતાં જણાય છે, કે "જે કાંઇ દેખાય છે તે સર્વ અશાશ્વત્–તેથી તે શ્રમ અને શોકયુકત છે. તેની લાલસા રાખવાથી ખરું સુખ કદી પણ પ્રાપ્ત થવાનું નહિજ" એવી સમજ સર્વત્ર દ્રઢ થયેલ હોવાને લીધે સંસારના દુઃખથી છૂટવાનો માર્ગ કઇ દિશા તરફ હશે? તત્સબધે વિચારી જનો વિચાર કરતાં જે માર્ગ જેને યોગ્ય જણાય તેનો પુરસ્કાર કરવાની ઇચ્છા પ્રત્યેકના સ્વભાવે સિધ્ધ થતી. બુધ્ધ આવા વિચારી પુરુષો પૈકી એક હતો. તેના સમયે મૂખ્યત્વે બે પ્રકારના લોક સમાજ મધ્યે દ્રષ્ટિએ પડતા એક પ્રકારના લોક એવું કહેતા, કે "પુરાતન કાલથી ચાલતી આવેલી યજ્ઞ યાગાદિ ક્રિયા કરવાથીજ જીવિત્ સાર્થક્ય છે." બીજા પ્રકારના લોકો એવું વદતા, કે "આ શુષ્ક કર્મ કાણ્ડમાં કાંઇ પણ રહસ્ય સમાયેલું નથી, માટે આ દુઃખમય સંસારનો ત્યાગ કરી નાંખવા સારૂ વનમાં જઇ ધ્યાન ધારણ? તપશ્ચર્યા ઇત્યાદિ કરવાં યોગ્ય છે. આમ કરવાથીજ જીવિત્ ક્ષય થયે ખરી સુખપ્રાપ્તિ થવાની." પરંતુ બુધ્ધે તો આ ઉભય પ્રકારના લોકોની સમજ અને કૃતિમાં કાંઇ પણ અર્થ સમાયેલ નથી એમ માની, નવો જીવિત સાર્થક્યનો માર્ગ કહાડયો; તે એવા પ્રકારનો હતો, કે "મનુષ્યે યજ્ઞાદિ કર્મકાણ્ડ કિંવા દેહ દંડવાળી તપશ્ચર્યાથી આપણા અમે લિક જીવત ક્ષય કરવાને ત્યજી આવી પોતે વાસના જય કરી સદાચારી બનવું. માનવની અનીતિ તરફ જે બિનાની પ્રવૃત્તિ થનારી જણાય તેનો નાશ કરવાનો પ્રયત્ન

કરવો" આમ કરવાથી મનુષ્યનાં આચરણો પવિત્ર થઈ તેના દુઃખનો અન્ત આવે છે. અને તેને સુખ શાન્તિના લાભો થઈ અંતે સર્વ ઉપાધિનો ક્ષય થતાં નિર્વાણ પધ્ધતિ પ્રાપ્ત થાય છે. આવી નૈતિક ઉન્નતિ પ્રત્યેક પ્રાણીની થવી શકય છે, એવો બુધ્ધના મનનો નિશ્ચય હતો. તેથી તેણે મનુષ્ય જાતિને દુઃખથી છોડાવનારો પોતાનો અભિમત દર્શાવી ઉપદેશ કરવા સારૂ ફરવાનું નિર્ધાર્યું. સર્વ પ્રકારના અને સર્વ જાતિના સ્ત્રી પુરૂષ પ્રત્યે તેનો આ પ્રમાણેનો બોધ હતો. "તમે દુઃખમુકત જ્યારે હો ત્યારેજ તમે તમારી આધ્યાત્મિક ઉન્નતિ કરી શકશો. આ ઉન્નતિ કર્મકાણ્ડથી અથવા તપશ્ચર્યાથી થનાર નથી. ખરી નીતિ રાખ્યા વિના, અને સર્વ પ્રકારની વિષય વાસના તેમજ સુખ તૃષ્ણાનો ઉચ્છેદ ? કર્યા વિના દુઃખ નિવૃત્ત થનાર નથી; આ દુઃખ નિવૃત્તિનો માર્ગ સર્વ જાતિનાં, વર્ણના, અને દરજ્જાના લોકોને સાધ્ય થવાને માટે કાંઇ પણ બંધનકારક નથી, તેમ આ માર્ગ સ્વીકારવાને કોઇ અનધિકારી છે એમ પણ નથી. આ પ્રમાણે તે વખતે આર્ય જનસમાજમાંજ વર્ણાદિનો ભેદ ઉત્પન્ન થયો હતો, અને અધિકાર તથા અનધિકાર પરત્વે જે સંશય ઉભો થયો હતો, તેનો પ્રતિરોધ કરનાર બુધ્ધ પ્રથમ પ્રવૃત્ત થયો.

## સત્યાસત્ય નિર્ણય કેમ કરવો !

વેદ, સંહિતા, બ્રાહ્મણ, અને ઉપનિષદ્ મધ્યે જે સત્ય અને હિતકર હોય તે આપણા વિવેક બલે ઉપજાવી કહાડવું એવો બુધ્ધનો જનો પ્રત્યે ઉપદેશ હતો. તમે જે કાંઇ દેખો કરોછો તે તમામ સત્યજ છે એમ માનો નહિ. જે બિના પિત્ર પુત્ર પરમ્પરાથી ચાલતી આવે છે, અથવા જે કેવળ દંતકથા રુપે જનોમાં રૂઢ થયેલ છે તેનાપર શ્રધ્ધા રાખવી નહિ. કોઇ પણ બિના પુષ્કળ લોકોના મ્હોડેથી સાંભળવામાં આવે તોપણ તે ખરી છે એમ સહસા માનો એકાદ પુરાતન સાધુએ એકાદ બિના લખી રાખી હોય તો પણ તેનાપર ભરૂસો રાખવો એવું કદાપિ સમજશો નહિ, ખાલી કપોળ અનુમાનપર અથવા નિરાધાર કલ્પનાપર વિશ્વાસ ધરશો નહિ; કેવળ અભ્યાસના લીધે જે વાત તમારા શરીરપર સ્થિત થઈ હોય, તો પણ તે સત્યતાથીયુકત છે એમ કલ્પનાએ બાંધશો નહિ, કોઇ પણ વાત તમારા ગુરૂ અથવા વડિલ માણસોએ કહી હોય તોપણ તેને ખરી ગણશો નહિ; પણ યોગ્ય અવલોકન અને અને સત્યાસત્ય નિર્ણય કરી વિવેક પધ્ધતિએ અનુસરતાં જે સિધ્ધ થાય તેનો અંગિકાર કરી; તદનુસાર સ્વવર્તન સ્થાપિત્ કરવાનો પ્રયત્ન કરવો" આ પ્રમાણે બુધ્ધનો સ્વશિષ્યપ્રતિ ઉપદેશ હતો.

બુધ્ધે, ગ્રન્થ પ્રમાણ્ય, અને પ્રવચન પ્રામાણ્ય વિષયનો નિકાલ લાવવામાં માત્ર વિવેક શક્તિનેજ પ્રાધાનત્વ આપ્યું હતું. જે અત્યન્ત શુધ્ધ મન વિચારી મનુષ્યો પોતપોતાના સામર્થ્યાનુસાર અને ચિરરૂઢ પધ્ધતિ પ્રમાણે મુકત થવાના કામમાં ગુંથાયાં હતાં, તેનું પરિસ્ફોટન અને વિવેચન કરવાની પધ્ધતિ પ્રથમતા બુધ્ધે શરૂ કરી. તે વખતના આર્ય તત્વવેત્તાઓ; સત્યાસત્ય નિર્ણય માટે જે પ્રમાણે અવશ્ય કહેતા તે મધ્યે આ પ્રવચન પ્રમાણ્યનું મહાત્મ્ય હતું, જે બિના અતિકઠિન હોય, જે વિષયે માનવ કાંઇ તર્ક કરી શકતો નથી, ત્યાં આ પ્રવચન પ્રામાણ્ય સત્યવત્ માનવું જોઇએ એવો તેનો નિર્ણય હતો. પરતું બુધ્ધે તો ઘણે અંશે સર્વ સાધારણ પ્રવૃતિનો પ્રતિરોધ કરી એવું સ્થાપિત કર્યું. કે "જે બનાવિ વિવેકના અંગે અગ્રાહ્ય જણાય, તેશ ત્યાદિ પરમ પૂજ્ય માનેલા ગ્રંથમાં કદાચ હોય, કિંવા કોઇ પણ પરમ સાત્વિક પુરૂષ ઉપદેશ કર્યો હોય, અથવા ગમે તેમ હોય તોપણ માની શકાય નહિ." આત્મા વિષે પણ આવી કલ્પના બુધ્ધની વખતે સર્વત્ર રૂઢ થઇ હતી, તેનો તેણે

લેશ માત્ર સ્વીકાર કર્યો નહિ. બુધ્ધના વિચારો "પ્રત્યેક માનવ બુધ્ધિમાં સત્યનો અંશ રહેલો હોય છે." ઈશ્વર કલ્પના સંબંધે પણ તેના આવા વિચાર હતા. "સંસૃતિ યુક્ત દુઃખ નિવૃત્તિ રૂપ જે મોક્ષ, તે માનવોને ઇહ લોકમાં પોતાના પરિશ્રમ વડેજ કેવળ પ્રાપ્ત થવા માટે, ઇશ શક્તિનો અથવા દેવતા સમુદાયનો પ્રાસાદ જોડવાનો નિરર્થક પ્રયત્ન કરી મગ્ન બનવાનો મૂળથી હેતુ રાખવો હાસ્યાસ્પદ છે. આ દુઃખ વિમોચન કરવાનો માર્ગ મનુષ્ય જાતિ પરત્વે બુધ્ધે દેખાડ્યો. તેનું એવું કહેવું હતું, કે "મોક્ષ સિધ્ધિને જ્ઞાનની આવશ્યકતા છે." આ સિધ્ધાન્ત ઉપનિષદ્ ગ્રન્થોમાં પણ પ્રતિપાદન કરેલ છે. પરંતુ બુદ્ધના અભિપ્રાયે આજ્ઞાન કાંઇ બ્રહ્મ સંબંધી અથવા દેવ સંબંધી નથી, પણ માનવ અને ઇતર વસ્તુ જાતની સ્વરૂપ વાળી સ્પષ્ટ અને સત્ય ભાવનાનેજ માત્ર જ્ઞાન કહેવામાં આવતું. આથી કરીને મોક્ષ સિધ્ધિને વાસ્તે ચિત્ત શુધ્ધિ અવશ્ય થવી જોઇએ, એવું તેણે પ્રતિપાદન કર્યું. એકંદર રીત્યે જોતાં આ ચિત્ત શુધ્ધિ ઉપરજ પવિત્રતા, વિનય, આર્જવતા, શાન્તિ અખિલ ભૂત માત્ર માટે નિઃસીમ પ્રેમ ઇત્યાદિ સદ્વૃત્તિ મનુષ્યોમાં ઉત્પન્ન થવી જોઇએ. તે પ્રમાણે પોતાના અનુયાયી જનોનો પોતાના મોક્ષ પ્રાપ્તિના સત્પથપર પૂર્ણ ભરૂસો બેસાડ્યો. તેના નિયમે વિનયશીલ થવું જોઇએ, અસત્કર્મ કરવા માટે શરમ આવવી જોઇએ, સર્વ પ્રકારની સત્ય વિદ્યા સંપાદન કરવી, સદૈવ ઉદ્યોગશીલ થવું, પોતાના મનનો ઉત્સાહ કદી પણ કમતી થવા દેવો નહિ, સર્વ પ્રકારનું અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરવું, પોતાના આચરણો લોકોમાં અને એકાંતમાં નીતિના નિયમ પ્રમાણેજ રાખવાં જોઇએ, કેવળ બ્રહ્મ કર્મકાણ્ડ મધ્યે ગરક થવાથી, અથવા કોઇ ઇશ શક્તિની કૃપા સંપાદન કરવાની ખટપટ કરી પરલોક પ્રાપ્તિના લાલસા ધરી, દુઃખ વિમોચનરૂપ મોક્ષ પ્રાપ્ત થવો અશક્ય છે," એવો બુધ્ધનો પોતાના શિષ્ય પ્રતિ ઉપદેશ હતો.

## કર્મકાણ્ડ અને તપશ્ચર્યા કરતાં નીતિનું પ્રાબલ્ય વિશેષ છે.

આ સમયના ગૃહસ્થાશ્રમી લોકો, જે વિધિ અને જે નિત્ય નૈમિત્તક કર્મો કરતા તે સર્વ નિરર્થક અને નિષ્ફળ છે, એમ બુધ્ધનું કહેવું હતું. તે પ્રમાણે વાનપ્રસ્થ જન ઘોર તપશ્ચર્યા કરી દેહને દંડ આપે છે, તોપણ નિરર્થક અને નિષ્ફળ છે, એમ તેનું કહેવું હતું પોતે નિર્દિષ્ટ કર્યા પ્રમાણે પવિત્ર અને નિર્દોષ આચરણ તેમજ પરોપકારને યોગે માનવી ધારેલી પુણ્યતા પ્રાપ્ત કરી ઇહ લોકમાં સ્વર્ગ તુલ્ય યોગ્યતાને પહોંચ શકે છે. એવો બુધ્ધનો નિશ્ચય થવાથી તેણે સ્વાભિપ્રેમ ધર્મ રહસ્ય ઇતર માનવી બંધુઓને ઉપદેશવાનો ક્રમ- ઉત્સાહ પૂર્વક ચલાવ્યો. પોતાની પાછળ પોતે નિયત કરેલ ક્રમ નિર્ધારીપણે ચલાવવો એવો તેણે પોતાના શિષ્ય સમુદાયને મોટા આગ્રહ વડે ઉપદેશ કર્યો, કારણ, કે મનુષ્ય માત્રની વિપત્તિ નષ્ટ થવીજ જોઇએ, એવી તેની ઇચ્છા હતી. "મેં યોજેલા સ્વોન્નતિના અને સદાચરણના માર્ગનું અવલંબન કરવાથી મનુષ્યની એકંદર વિપત્તિ અને દુઃખ નિર્મૂળ થવાનું" એવું તે પોતાના મનથી માનતો અને વળી મોક્ષ સિધ્ધિનો માર્ગ સર્વ પ્રકારે સુગમ તેમજ સાધ્ય હોવાને લીધે તેણે એકંદર હીન, દીન, અને ત્રસ્તજનોને પોતાના માર્ગનું અવલંબન કરવાથી દુઃખ વિમોચન થવાનું બનશે; એવો ઉપદેશ કરવાનો આરંભ કર્યો. મુમુક્ષુજનોને પોતાની નીતિ બતાવી વૃદ્ધિગત કરાવી, દુર્મતિનું દમન કરવું, દુર્વાસનાપર જય કરવો અને અખિલ માનવ જાતિ પોતાનો બાંધવ વર્ગ છે, એમ સમજી તત્સંબંધે નિઃસીમ પ્રીતિ અંતરમાં રાખવી એટલે તેને મોક્ષ પ્રાપ્તિ સુગમ થવાની એવો તેના સર્વાંગે બોધનો સાર છે.

## બુદ્ધધર્મપ્રસારનું વાસ્તવિક કારણ શું ?

બુદ્ધના વિચાર પ્રમાણે બ્રાહ્મણ અને શુદ્ર ઉચ્ચ અને નીચ, રાજા અને રંક એવા કૃત્રિમ ભેદમાં કાંઇ પણ અર્થ સમાયલો નથી સર્વ માનવ જાતિ સરખી છે. મોક્ષ માર્ગનો અનધિકારી એક પણ નથી. આવો સર્વ કૃત્રિય ભેદાભેદ વિનષ્ટ કરનાર સત્ય ધર્મ રહસ્ય બોધ જેને તેને કાને પડવા લાગ્યો, તેથી તે તમામ તેના અનુયાયી થયા અને થોડા વખતની અવધિમાં તો બુધ્ધે પોતાના ધર્મનો પ્રસાર આખા એશિયા ખણ્ડમાં પ્રસારી આપ્યો. ગરીબ ખેડુતો, ભોળો ભલો કારીગર વર્ગ, ધનાઢ્ય શાહુકાર, મોટા બળવાળા સરદાર અને રાજા વગેરે સર્વ દરજ્જાના અને જાતિના લોક તેના અનુયાયી થયા. સુશીલ, સુસ્વભાવી, સદાચારી, શાન્ત અને સૌમ્ય એ વાતે કાલના સહસ્રાવધિ આર્યજનોએ તેના મોક્ષ માર્ગનું અવલમ્બન કરી પોતાના ઐહિક જીવન સત્કર્મ અને પરોપકાર કરવાને વેચ્યાં. બુદ્ધના પહેલાં જે વિકટ ધર્મ વિધિ અને સામાન્ય જનોથી સહસા નહિ અંપલાઇ શકાય એવી જે યજ્ઞ યાગાદિ ક્રિયા વેદ વિહિત સર્વત્ર રૂઢ થઇ હતી, તે વિધિ, અને તે ક્રિયા કર્મ પ્રતિકુળ સ્થિતિના લીધે અથવા અનધિકાર પરત્વે અસંધ્ય હોવા વિષે જેઓ સ્વીકારતાં, તેઓને આ બુદ્ધનો ઉપદેશ હિતકારક તેમજ સત્ય લાગ્યો. જેથી એવા સર્વેએ તે પંથનો સ્વીકાર કર્યો.

બુદ્ધના સમયે ધર્મ સંબંધી સાધારણ સ્થિતિ હોવાના સબબે ઉપદેશેલો મોક્ષ માર્ગ પુષ્કળ જનોએ અનુસરણ કર્યો કારણ કે તે સુગમ અને હરેક પ્રકારની સગવડતાવાળો હોવાથી તેનું અવલમ્બન કરવાને સર્વ પ્રકારના મનુષ્યોને કોઇ પણ રીતે બાધ નહિ હતો.

બુધ્ધે, આ ભૂતલપર સ્વધર્મોપદેશ કરવાને પ્રારમ્ભ કર્યા પહેલાં લોકો મધ્યે ફરી પોતે આપવા ધારેલા ઉપદેશની સ્વઆચરણયુક્ત લોકોને સારી રીતે ખાત્રી કરી આપી, જેના યોગે તત્સમ્બન્ધી પૂજ્યતા બુધ્ધિ તત્કાલિન લોકોમાં જે પ્રકારે હતી, તે પાછળથી પણ કાયમ રહી સર્વ પ્રકારના સ્ત્રી-પુરૂષો મધ્યે રહી પોતાનું આચરણ અત્યન્ત નિર્દોષ રાખનાર મહા પુરુષ માટે, જનોને હૃદય મંદિરમાં આદર બુદ્ધિ અને અમર્યાદ શ્રધ્ધ ઉત્પન્ન થવી શકયજ છે.

આ પ્રકારે આ અદ્વિતિય અને અલૌકિક મહા પુરુષના વખતે આપણી સામાજિક સ્થિતિ હતી. આ ભારતભૂમિ મધ્યે એવા અપ્રતિમ નર રત્ન નિર્માણ થઇ, અખિલ માનવ જાતિને પોતાના તેજમાં આંજી નાંખી

“दोष मुक्ताफला मोक्ता वासना तन्तु सन्ततिः
हृदिन ग्रथिता यस्य मृत्युस्तेन जिघांसति ”

શ્રી વસિષ્ઠ મુનીના કહેવા મુજબ “ દોષ રૂપ મુક્તા ફલ જેના ઉપર પરોવ્યા છે એવી વાસનાની માળા જેને હૃદયે ગુંથેલી નથી, તેને જેમ મૃત્યુ હણવાં ઇચ્છતું નથી, તેમ પરમ નિર્વાણ પદ્વી પ્રાપ્ત કરી પોતાના નામને અમર કર્યું.”

इतिशं.

હલવદ, કાઠીયાવાડ. } प्रभाशंकर रत्नजी उपाध्याय.

---

# जीवोत्पति.




























વિશ્વમાં બે સૃષ્ટિ છે; નિર્જીવ અને સજીવ. જીવ એટલે શું ? વિજ્ઞાન દ્રષ્ટિએ જીવ પદાર્થની સ્થીતિ એવી છે કે તે પદાર્થની વ્યક્તિ તેના તેજ અણુઓની સ્થીર સ્થીતિની બનેલી નથી પણ તે વ્યક્તિના અણુઓ સતત્ પ્રવૃતિમાં હોઇ પ્રવાહમાં છે એટલે વ્યક્તિ અમુક આકૃતિની હોઇ તેમાં નવા અણુઓ સતત પ્રવેશ કરી, સ્થીતિને અનુકુળ રૂપ લઇ પાછાં બહાર નીકળી જાય છે.

આ સ્થીતિનો કંઇક ચિતાર પર્વતની ટોચ ઉપરના ઝાકળના ઢગ ઉપર મળે છે. પર્વત નિર્જીવ છે કારણ કે તેના અણુઓ તેની તે સ્થિતિમાં કાયમ રહે છે, પણ ઢગની આકૃતિ તેની તે રહી તેમાં ઝાકળના નવાં અણુઓ પવનની આવવાની દિશાએ દાખલ થઇ ઢગનું અંગ બની પાછાં પવનની જવાની દિશામાં બહાર નીકળી જાય છે. આ કલ્પનામાં જો એટલો ઉમેરો કરીયે કે જે અણુઓ ઢગનું અંગ બને છે તે માત્ર ઢગમાં પ્રવેશ કરી બહાર નીકળી ન જતાં પોતામાં રસાયણિક ફેરફાર થઇ ઢગને અનુકુળ રૂપ ધારણ કરી એટલે તેના પચનથી ઢગનું અંગ બને અને પછી બીજાને માર્ગ આપી પાછાં બહાર નીકળી જાય તો તે કલ્પના જીવની સ્થીતિને બહુજ મળતી આવે છે. જીવની પ્રાથમીક સ્થીતિ પ્રોટોપ્લાસ્મ નામના બહુજ નરમ પણ ઘન પદાર્થમાં જોવામાં આવે છે. પ્રાણી અને વનસ્પતિ માત્ર આજ પદાર્થના સમુહના જુદાં જુદાં રૂપ રૂપાંતર છે. ઉપર જણાવેલી ખાસ પચનક્રિયા જીવનું ખાસ સ્વરૂપ છે. આ પ્રમાણે પ્રાણી અને વનસ્પતિ બહારથી પદાર્થને પોતાના શરીરમાં લઇ પોતાની હયાતિ [illegible] પુનરોત્પતિ થઇ શકે એવા તેમાં ફેરફાર કરી નકામા પદાર્થ પાછા નિર્જીવ સૃષ્ટિમાં બહાર કહાડી નાંખે છે, અને આ પ્રમાણે જીવ વ્યક્તિમાં એકત્ર થયલા સજીવ પદાર્થો તે વ્યક્તિના મૃત્યુ પાછાં નિર્જીવ સૃષ્ટિમાં દાખલ થાય છે. આવી સ્થીતિ સર્વ જીવ પદાર્થની અંત સ્થીતિ છે.

ઉપર કહેલાં પ્રોટોપ્લાસ્મની સ્થીતિ નિર્જીવ અને સજીવ સૃષ્ટિની સરહદ ઉપરની છે. આ પદાર્થ કાર્બનના એક વિજાતીય રસાયણિક મિશ્રણથી બનેલો છે. સર્વ જીવ વ્યક્તિના અણુઓમાં આ પદાર્થ સમાયેલો છે અને આ પદાર્થમાં પોષણ અને પુનરોત્પતિ, લાગણી અને ગતિ વિગેરે જીવના મૂળ ગુણો સમાયેલા છે.

મોનેરા ને પ્રોટિસ્ટા નામના સૂક્ષ્મ પ્રાણીઓમાં આ પદાર્થ એકલો સાવ સાદા સ્વરૂપમાં જોવામાં આવે છે. આમાં આ પદાર્થનાં ભિન્ન ભિન્ન અવયવો થયેલાં નથી પણ જીવના સર્વ ચિન્હો માલુમ પડે છે. સર્વ અણુઓ નિર્જીવ પદાર્થની જેમ એકસરખાંજ રસાયણિક પદાર્થનાં બનેલાં છે એટલે આ પ્રાણીમાં નિર્જીવમાંથી સજીવનનું પહેલું પગથીયું હોય એમ ભાસે છે એટલે નિર્જીવ પદાર્થનાં સાદા અને સ્થીર રસાયણિક મિશ્રણને બદલે આ જીવ પદાર્થમાં સંકિર્ણ અને અસ્થીર મિશ્રણ થયેલું છે.

આ પ્રાથમીક જીવ પછી પ્રોટોપ્લાસ્મની ધીમે ધીમે જુદાં જુદા જીવ લક્ષણોને અનુકુળ ગુણોમાં ઉત્ક્રાંતિ થઇ તેના ભિન્ન ભિન્ન પ્રકારના સમૂહ બની જુદાં જુદાં પ્રાણી વનસ્પતિઓ બનેલાં છે. આજનો વિષય આ ઉત્ક્રાન્તિ કેવી રીતે થઇ અને જીવનાં ઉચ્ચ સ્વરૂપો કેમ બન્યાં તે બતાવવાનો નથી પણ આ સર્વ પદાર્થના પાયારૂપ, પ્રોટોપ્લાસ્મ કણની ઉત્પતિ શી રીતે થઇ તે દર્શાવવાનો છે. જડ પદાર્થના મૂળમાં જોતાં આપણી દૃષ્ટિ અણુઓ (Atoms) અને તેની પેલીપાર, વિદ્યુત્ અણુઓ ( elections) સુધી પહોંચી વિશ્વના પદાર્થ અને શક્તિના મૂળ સુધી પહોંચે છે પણ જીવ પદાર્થોમાં આપણી દૃષ્ટિ આ મગ પ્રોટોપ્લાસ્મકિ કણ આગળ આવી અટકે છે અને કણમાં જડ પદાર્થોમાં શા શા ફેરફાર થવાથી જીવ લક્ષણો આવિર્ભૂત થાય છે તે જાણવું અતિ કઠણ પ્રશ્ન છે. જીવ અને નિર્જીવ વચ્ચેનો અંતર ટાળવાને અને પ્રયત્નો વૈજ્ઞાનિકોથી અત્યાર સુધી થયેલા છે પણ તેનું કંઇ ચોક્કસ પરિણામ આવ્યું નથી. એટલે આ પ્રશ્ન વૈજ્ઞાનીકોમાં અતિ વિવાદગ્રસ્ત છે. નિર્જીવ પદાર્થના સંમિશ્રણમાંથી



वकील साकरलाल डाह्याभाई—भरूच.
(भरूच ईन्डस्ट्रीयल मिलना एक उत्साही एजंट.)





स्व. रतिलाल. वी. मजमुदार. बेरिस्टर—एट—लो.
(नेशनल कोंग्रेसना वोलंटीयरोना एक उत्साही केप्टन.)

"બેક્ટેરીઆ અને અમીબા" જેવાં જીવ પદાર્થો ઉત્પન્ન કરવાના અનેક પ્રયોગો ફતેહમંદ જેવા લાગ્યા છે પણ આટલા ઉપરથી જીવ નિર્જીવમાંથી સ્વતઃ ઉત્પન્ન થઇ શકે છે એમ સિદ્ધ કરી શકાતું નથી. કારણકે જીવમાંથી જીવ માત્ર ઉત્પન્ન થઇ શકે એવી જે કલ્પના "હાક્ષી" વિગેરે વિજ્ઞાનિકો આગળ લાવ્યા છે તેનો સંપૂર્ણ ખુલાસો પ્રયોગોથી હજી પણ સિદ્ધ થયો નથી. પહેલાં જ્યારે પ્રયોગથી નિર્જીવ પદાર્થના સંમિશ્રણને ઉકળતા પાણીની ગરમી સુધી ઉકાળી તેમાંથી સર્વ જીવ કણોનો વિનાશ થયેલો માની તેમાંથી જીવ પદાર્થ ઉત્પન્ન કરવામાં આવ્યો ત્યારે જીવ કણમાંથીજ જીવની ઉત્પતિ થવાનું માનનારાઓ એવી દલીલ આગળ લાવ્યા કે સૂક્ષ્મ જીવ કણ કેમ જાણ્યું કે પાણીની ઉકળવાની ગરમીએ વિનાશ પામે છે! અને વળી તેઓ સિદ્ધ કરી શક્યા કે આટલી ગરમીમાં પણ સૂક્ષ્મ કણોની હયાતી માલૂમ પડે છે. આથી સ્વતઃ ઉત્પતિની ભાવના આગળ ચાલી શકી નહિ અને જ્યાં સુધી આ ભાવના પ્રયોગસિદ્ધ થઇ નથી ત્યાં સુધી જીવોત્પતિ પ્રથમ કેવી રીતે થઇ તે બતાવવું વિજ્ઞાનનો ગૂઢ પ્રશ્ન બની રહ્યો છે. જો કોઇ પણ રીતે નિર્જીવમાંથી જીવ ઉત્પન્નજ થઇ શકે એવી કલ્પના કબુલ કરાય છે ત્યારે તો કોઇ પણ ચમત્કારથી જીવ ઉત્પન્ન થાય એમ માનવું પડે છે. અને આવી ભાવના વૈજ્ઞાનિકોથી કદી પણ કબુલ કરી શકાતી નથી. કારણ કે તેમની સમજુતમાં વિશ્વ નિયમોમાં ચમત્કાર જેવું કંઇ માનવું એ વિશ્વના સર્વાંગોમાં પ્રવર્તી રહેલા સતત્ નિયમોની રચનામાં ખામી જણાય. આવી સ્થીતિ છે ત્યારે જીવોત્પતિના પ્રશ્ન વિષેની જે કંઇ વિદ્વાનોની અનેક કલ્પના સંભવે છે તેમાં "જીવ પદાર્થ નિર્જીવમાંથી ઉત્પન્ન થયો છે એવું તો સર્વનું માનવું છે પણ જે કંઇ પરિસ્થિતિમાં આવી ઉત્પતિ થાય છે તેને માટે માત્ર મતમતાંતર છે.

એટલું તો સિદ્ધજ છે કે જીવ પદાર્થ પૃથ્વીની ઉકળની સ્થીતિમાં તો રહીજ શકે નહિ તો પછી કેટલાકો એમ માને છે કે જેમ જેમ પૃથ્વી ઉકળતી સ્થીતિમાંથી ધીમે ધીમે ઠરતી ગઇ ત્યારે પૃથ્વીપર ઉષ્ણતા અને દબાણ વિગેરેની એવી એક પરિસ્થિતિ આવી હોવી જોઇએ કે જ્યારે નિર્જીવ પદાર્થોનાજ રસાયણમાં એવો સ્વભાવિક કંઇક ફેરફાર થયો જોઇયે કે જેથી તેમાં જીવના આદિ કણો ઉત્પન્ન થયાં. આટલી વાત તો સર્વ વૈજ્ઞાનિકોથી કબુલ થઇ છે અને તે વાત જેમ પૃથ્વીપર હાયડ્રોજન અને ઑક્સીજનના રસાયણિક મિશ્રણથી જળ ઉત્પન્ન થવું તેના જેટલીજ સરળ છે. એટલે પ્રથમ મૂળ નિર્જીવ પદાર્થો હતા અને તેમાં રસાયણિક ફેરફારથી જીવ ઉત્પન્ન થયો એવી કલ્પના તે સર્વ વૈજ્ઞાનિકોને કબુલ છે પણ જે મતમતાંતર હજી રહી જાય છે તે નીચે પ્રમાણે છે:

એક તો નિર્જીવમાં જીવની ઉત્પતિ પૃથ્વીની એકજ પરિસ્થિતિમાં થઇ, કે તે સર્વ સ્થીતિમાં થયાજ કરે છે.? પૃથ્વીના ઇતિહાસમાં એકજ વાર નિર્જીવમાંથી જીવ ઉત્પન્ન થયો એવી કલ્પના જીવમાંથી જીવ ઉત્પન્ન થયા છે એમ માનનારાઓ સ્વીકારે છે અને તે હમેશાં થયાજ કરેછે. એમ સ્વતઃ ઉત્પત્તિ થઇ એમ માનનારાઓ સ્વીકારે છે. આ પ્રશ્નની સાબીતિ અતિ સૂક્ષ્મ જંતુઓનું નિરિક્ષણ કરવાની આપણી અશકિતને લઇને અવલંબી રહીછે. પણ વિશ્વના નિયમોનું સામાન્ય રહસ્ય જોનાર એમ માને છે કે જે ક્રિયા એક વાર થઇ તે સર્વ કાળે થતી હોવી જોઇએ.

બીજો પ્રશ્ન પણ એવોજ છે; મૂળ જીવ પદાર્થ પ્રોટોપ્લાસ્મનો પોષણ માટે સંકીર્ણ "પ્રોટેડ" જેવા રસાયણિક પદાર્થની જરૂર છે. આ પદાર્થ રસાયણ શાસ્ત્રીઓ પોતાની પ્રયોગ શાળામાં ઉત્પન્ન કરી શકતા નથી. એટલે કેટલાકનું માનવું એવું છે કે આ પદાર્થ પૃથ્વીની અમુક સ્થીતિમાં પુષ્કળ ઉત્પન્ન થયેલો હોવો જોઇએ અને તે સ્થીતિ હાલ આપણે પ્રયોગશાળામાં કરી શકતા નથી. તો એ પરિસ્થીતિમાં પ્રોટોપ્લાસ્મ નિર્જીવ પદાર્થમાંથી ઉત્પન્ન થયો, ત્યારે બીજાઓ એમ માને કે જો કે આપણે હાલ એ પદાર્થ પ્રયોગશાળામાં બનાવી શકતા નથી તો પણ તે પદાર્થ હમેશાં પૃથ્વી ઉપર રસાયણિક ફેરફારથી ઉત્પન્ન થયા કરે છે અને તેની દલીલ એવી થાય છે કે જો પ૦

સ્ત્રીનું એ નામ પણ આણુલાલભાઇને કંઇ પૂરે પૂરૂં પસંદ ન્હોતું: ત્હેને બદલે એકાદ મધુર નામ ગોતવાની ત્હેમની કલ્પના છે, પણ ત્હેમની એ કલ્પના ક્યારે પૂર્ણ થશે, એ પણ એક કલ્પનાજ છે! વળી એ ઉપરાંત પોતાની સ્ત્રીનાં, રૂપ ગુણ અને જ્ઞાનને પણ તેઓ પોતાને યોગ્ય સમજતા ન્હોતા! પણ શું કરે? મૂર્ખ તત્વાદી હિંદુસંસારમાં જેવું મળી આવે તેવું લઇ ચલાવવુંજ જોઇએ! બીજો કંઇ ઉપાયાન્તર ન્હોતો!

આ તરફ સુશીલ, વિવેકી અને પતિપ્રાણો લલિતાને મન, સ્વામીનાં સૌભાગ્ય-ગર્વની સીમાજ ન્હોતી. પોતાનો સ્વામી બધી સ્ત્રીઓના-બધા સ્વામીઓ કરતાં શ્રેષ્ઠ છે! એ બાબતમાં ત્હેને લેશ પણ સંદેહ ન્હોતો. ત્હેમના સ્વામીને પણ સંદેહ ન્હોતો, તેમજ લોકોની ધારણાને પણ પહેલાં પહેલાં સંદેહ ન્હોતો! કેમકે પ્રથમ તો એ પણ ત્હેમના વિશ્વાસને અનુકૂલજ હતી તે.

આ સ્વામી, ગર્વ, પાછળથી થોડો ઘણો કમી થવા લાગ્યો હતો કે કેમ? ત્હેની લલિતાનાં હૃદયમાં સર્વદા શંકા રહેતી. લલિતાની ઇચ્છા તો હતી કે જો પોતાનાં હૃદયના અભ્રભેદી, અચળ, ભક્તિ-પર્વતની ઉંચામાં ઉંચી ટોચઉપર પોતાના એ અનન્ય-અદ્વિતીય સ્વામીને બેસાડીને, ત્હેમની કિંમત નહિં સ્હમજી શકનારા મૂઢ મૃત્યુલોકનાં ઉપહાસ અને કટાક્ષ વચનોમાંથી ત્હેમનું રક્ષણ કરી શકી હોત, તો ત્હેના જેવી કોઇ બીજી ભાગ્યશાળી નહોતી! અને એમ થાત તો તે નિશ્ચિંત-ચિત્તે પતિદેવની પૂજામાં તુચ્છ-જીવન અર્પણ કરત! પણ દુર્ભાગ્યે આ જડ જગતમાં માત્ર ભક્તિબળવડે પોતાનાં ભક્તિ-ભાજનને અધર ઉંચકી સંસારના બીજા સામાન્ય લોકોની ઉપર લટકાવી શકાય તેમ પણ ન્હોતું! વળી સ્હામી બાજુએ પ્રવીણ પ્રાણુલાલને સર્વથી શ્રેષ્ઠ અને સર્વ પુરૂષોના આદર્શ તરીકે નસ્વીકારતાં તેનું ઉપહાસ કરે, એવાં દુષ્ટ પ્રાણીઓ આ પાપી સંસારમાં કંઇ વિરલ ન્હોતાં! એ કારણથી બિચારી ભોળી લલિતાને અનેક પ્રસંગે દુઃખ શોકનો ભોગ થવું પડ્યું હતું અને થવું પડે છે!

આણુલાલ જ્યારે કોલેજમાં ભણતા ત્યારે મુંબઇમાં પોતાના સસરાને ઘેરજ રહેતા હતા. "ઇન્ટર"ની પરીક્ષાનો વખત આવ્યો, ત્યારે પરીક્ષામાં બેઠા નહિ; કેમકે 'થઇ રહેશે.' ના દરવાજામાં થઇને તેઓ ક્યારનાએ પ્રમાદપ્ર-દેશમાં જઈ પહોંચ્યા હતા; અને એજ શુભ-કારણ-યોગે બીજા વરસથી ત્હેમણે કોલેજને પાણીચું પણ આપી દીધું!

આમ અણુધારી આશાદોરી તૂટી પડવાથી, અને લોકોનો વિશ્વાસ કપાઇ જવાથી લલિતા બિચારી લોકમંડળમાં લજ્જાનો ભોગ થઇ પડી. તેથી એક દિવસ તો રાત્રે સ્વામીનાથને બ્હીતાં બ્હીતાં મંદસ્વારે કહ્યું:- "ત્હમે પરીક્ષા આપી હોત તો હું ધારૂં છું, ઘણું સારૂં થાત. તમારા જેવા બુધ્ધિશાળી તો જરૂર ફર્સ્ટ-ક્લાસજ આવત." પ્રવીણ પ્રાણુલાલ અવજ્ઞાપૂર્વક તીવ્રસ્વરથી હસતા હસતા બોલી ઉઠયા:-"વાહરે! લલના શું પરીક્ષા દેવાથીજ પ્રવીણતાનો પૂરાવો મળતો હશે? પરીક્ષા આપવાથીજ શું પૂરણ પુરૂષોત્તમ બની જવાય કે? એમ તો આપણો રામલાલ પણ આ જોને એમ. એ. થયો છે; પણ એવોને એવો 'ઠ' જ રહ્યો છે; તેનું શું? બિચારામાં બે શબ્દો બોલવાના તો પૂરા હોશ નથી! ખરૂંને?"

લલિતાનું મન શાન્ત થયું. કવિ નર્મદાશંકર, દલપતરામ ડાહ્યાભાઇ વગેરે વગેરે મહાન પ્રતિભાવાળા પુરૂષો કઇ પરીક્ષામાં બેઠા હતા? શું પ્રતિભાની કસોટી તે કંઇ પરીક્ષાથી થાય? ઘોડા ગધેડા અને બળદિયા જેવા મૂર્ખ શિરોમણી છોકરાઓ પણ આજેજે પરીક્ષાને સહજમાં પાર કરી શકે છે, એવી સામાન્ય પરીક્ષા આપવાથી તે વળી પ્રાણુલાલ જેવા પ્રવીણ પુરૂષોનું ગૌરવ શું વધવાનું હતું? પરીક્ષામાંતો માત્ર ચાર ચોપડાં ગોખીને પણ પાસ થઈ શકાય!

પડોશીની કમળા પોતાની બાળ-બેહેનપણી લલિતાને બીજે દિવસે આનંદસહિત નવા ખુશખબર

આપવા આવી કે પોતાના ભાઇ મણિશંકરે આ વર્ષતની ઇન્ટરની પરીક્ષામાં ફર્સ્ટકલાસ પાસ થઇને સ્કોલરશીપ મેળવી હતી.

પોતાની બ્હેનપણીના આ શબ્દો સાંભળીને વિના કારણ લલિતાને લાગ્યું કે કમળાનો આ આનંદ સરલતા ભરેલો ન્હોતો. પોતાનો પતિ પરીક્ષામાં બેઠા નહીં, તેથી તેને હલકો પાડવાના ખાસ અદેખાઇભરેલા હેતુથીજ ત્હેણે આ ખબર આપ્યા હતા; કમળા પોતાની હાંસી કરવા માટેજ આવી હતી ! એથી બ્હેનપણીના ખુશખબર સાંભળી ખુશી બતાવવાને બદલે મ્હોં ઉતારી ઉંચા સ્વરે કહ્યું કે કમળા ત્હારા ભાઇએ તેમાં તે શી મ્હોટી મોથ મારી ? 'ઇન્ટર'ની પરીક્ષા તો કોઇ પરીક્ષાના હિસાબમાંજ નથી. વિલાયતની કોઇ પણ કૉલેજમાં બી. એ. થી નીચે તો પરીક્ષાજ નથી ! માટે ત્હેમાં તે શું તે ફુલાય છે ?"

અહિં કહી બતાવવાની કંઇ જરૂર નથી કે ઉપરની યુક્તિ અને સ્હમજણ લલિતાએ આગલી રાત્રે પોતાના સ્વામી પાસેથીજ ગ્રહણ કીધી હતી !

કમળા ખુશીખબર આપવા આવી અને પોતાની પ્રિય સખીની પાસેથી જ્યારે ત્હેને બદલે કટુવચનોનો આઘાત પામી, ત્યારે પ્હેલ વ્હેલી તો, તે આશ્ચર્ય પામી. લલિતાને આમ અભાવ બતાવવાનું શું કારણ હશે, તે કંઇ સ્હમજી શકી નહીં. પણ તે પણ છેવટે તો સ્ત્રીજાતજ ખરીને ! તેથી પળવારમાંજ તે લલિતાના મનનો ભાવ સ્હમજી ગઇ; અને ભાઇનાં અપમાન માટે ત્હેની જીભ ઉપર પણ તીવ્ર ઝેરનું એકાદ ટીપું સરી આવ્યું. તે બોલી:—બાઇ ! મોથ મારી ન હોય તો કંઇ નહીં. તેમાં ત્હારૂં શું લૂટી લીધું ? 'ઇન્ટર' તો પરીક્ષામાં પણ ન ગણાય તે અમે અબૂઝ બૈરાંતે શું જાણીયે? અમારો તો કોઇ બાપ કોઇ વિલાયત પણ ગયો નથી અને અમારો તો કોઇ સાહેબ સ્વામીની સાથે વિવાહ પણ થયો નથી ! તે ત્યાંની વાતો અમે શું જાણીએ ? અમે અજ્ઞાન નારી જાત તો એટલું જાણીએ છીએ કે આપણા દેશની કૉલેજોમાં ' ઇન્ટર ' ની પણ પરીક્ષા અપાય છે. અને તેમાં પણ બિચારા ઘણાય અભાગિયાઓ ફેલ પડે છે. હું તો શ્રધ્ધાભાવે. ત્હને ખુશખબર આપવા આવી હતી. તે ન ગમતું હોય તો રહ્યું બ્હેન ! હવે નહિ આવું." ઘણા શાંત અને મિષ્ટ ભાવે ઉપરનાં વચનો કહીને કમળા તો તરતજ પોતાને ઘેર ચાલી ગઇ; પણ આ તરફ લલિતા કડવો ઘુંટડો ઉતારી પોતાના ખાનગી ઓરડામાં જઇને ગુપચુપ રડવા લાગી.

થોડાજ વખત પછી બીજો એક જાણવા જેવો પ્રસંગ બન્યો. લલિતાના પિતાના સગાંમાંનું એક પૈસાદાર કુટુંબ દેશમાંથી જાત્રા કરવા ગયું હતું, તે પાછું વળતાં થોડા દિવસ મુંબઇ જોવાને લલિતાનાં બાપને ઘેર આવીઉતર્યું. તેમને ઉતારવા કરવાની ધામધૂમમાં થોડા દિવસ લલિતાના બાપ માણેકલાલ શેઠનાં ઘરમાં ખડી ગડબડ મચી રહી. શેઠના પ્રાણલાલ જમાઇ, આગળનું જે મ્હોટું દીવાનખાનું પોતાનું કરી બેઠા હતા, તે પ્હેરોણાઓના આદર સત્કાર માટે ખાલી કરાવવામાં આવ્યું. અને તેટલા દિવસ જમાઇરાજને એટલો વખત પાસેના માળામાં કાકાજી સસરાની એક બેડોળ ખોલીમાં સમાસ કરવો પડયો !

આ બનાવથી પ્રાણલાલભાઇની આત્મ-પ્રતિષ્ઠા ઉકળીને ઉછળી આવી! અણસમજુ સસરાને હાથે આવું મ્હોટું અપમાન ! એ કેમ સહન થાય ? તેથી પ્હેલ વ્હેલાં તો પોતાની સ્ત્રીને પાસે બોલાવીને ત્હેનાં બાપની બની તેટલી નિંદા કરી, બેચાર ખારી-મીઠી ચોપડી કહાડી! નિર્દોષ પત્નીને પુષ્કળ રડાવીને સસરાની અયોગ્યતાનો બદલો લીધો ! અને ત્યારપછી તોબરો ચ્હડાવવો, કોઇની સાથે બોલવું નહીં, સસરાને ઘેર જમવું નહીં; વગેરે પ્રબળ માત્રાઓ વડે પોતાનાં ખંડિત અભિમાનને સફળ કરી, પ્રકાશમાં લાવવાના યત્નો આરંભ્યા !

આ બધી વિધિ, પ્રાણલાલ ભાઇનાં મનથી તો યોગ્યજ હતી, પણ બિચારી લલિતા એ બધાં ફિતુર

જોઇને અતિશય શરમાવા લાગી. ત્હેનાં હૃદયમાં જે આત્મ-પ્રતિષ્ઠાનું સામાન્ય જ્ઞાન-લક્ષણ હતું, તેથી ત્હેને લાગ્યું કે આવાં સ્થાનમાં ઘરનાં-બ્હારનાં બધાં માણસોની સમક્ષ પોતાનું અભિમાન બતાવવું ત્હેના જેવી લજ્જા અને પ્રતિષ્ઠા હાનિ તો બીજી કોઈજ હોઇ ન શકે! એથી એકાંતમાં હાથે પગે લાગીને, રડી કકડીને, સમ સોગન આપીને, એ પુણ્ય-પ્રયોગમાંથી મૂર્ખ પત્નીએ પોતાના પ્રવીણ પતિને અટકાવી રાખ્યા. કેવી મૂર્ખ?

લલિતા છેક વિચારહીન અથવા અણસમજુ ન્હોતી. તેથી ત્હેણે ઉપરની બાબત માટે પોતાનાં માબાપ ઉપર કોઇ જાતનો દોષારોપ કીધો નહીં. સામાન્ય રીતેજ બ્હારથી આવેલા મ્હેમાનોની સ્વાગતા માટે જગ્યાની ફેરબદલી થાય એ સ્વાભાવિકજ હતું. પણ એ વખતથી ત્હેનાં મનમાં લાગ્યું કે પોતાનો પતિ હમેશાં આમસામસે પડયો રહે તે ઠીક નહીં. **અતિપરિચયાદવજ્ઞા** એ ન્યાયે શ્વસુરપક્ષમાંથી પોતાના પતિ પ્રત્યેનો આદર હમેશના સહવાસથી થોડો થોડો ન્યૂનજ થાય, માટે અહિં વધારે રહેવું નહીં.

એ દિવસથીજ લલિતા હમેશાં સ્વામીને આગ્રહ પૂર્વક કહેવા લાગી કે-"ચાલો આપણે હવે દેશ જઇએ. હવે અહિં વધારે વખત રહેવું મને ગમતું નથી."

માણેકલાલનાં હૃદયમાં અહંકાર અને આત્મ-પ્રતિષ્ઠાની તો પૂરેપૂરી સો ડીગ્રીઓ હતી, છતાં પણ દેશમાં પોતાનાં ગરીબ અને સાધનહીન આંગણે પાછા ફરવાની ત્હેની લેશ પણ રૂચિ ન્હોતી! એથી જ્યારે જ્યારે વાત નીકળતી, ત્યારે ત્હેનાસ્વામીદેવ એક પછી એક બહાનાં કાઢીને સાસરે પડી રહી તાગડધિન્ના કર્યા કરતા. થોડો વખત પછી કંઇક દઢતા સહિત લલિતાએ અભાવ બતાવીને જણાવ્યું કે-"જો તમારો દેશ જવાનો વિચાર ન હોય તો સુખેથી નિર્લજ્જ થઇને અહિં સસરાને ત્યાં ઘરજમાઇ થઇ બેસી રહો. પણ હુંથી હવે અહીં રહેવાતુંએ નથી અને સહેવાતું-એ નથી. તમે તો શરમને નેવે મૂકી છે. પણ મ્હારાથી છેક એવાં નકટાં થઇને અહિં પડી રહેવાતું નથી. મ્હારા બાપની રજા લઇને હું તો મ્હારે એકલીજ દેશમાં આપણે ઘેર ચાલી જઇશ"

આવા સ્ત્રી-હઠના દુરાગ્રહથી આખરે મનમાંને મનમાં વિરકત થઇને પત્ની સાથે મનોહર મોહમયી નગરીનો પરિત્યાગ કરી દૂરનાં પોતાનાં ન્હાનકડાં અપાત્ર ગામમાં આવેલાં કાશીના કુબા જેવાં ખંડીયાર અને માંટીયાર જૂનાં પૂરાણા ઘર તરફ જવાનો નિશ્ચય કીધો રવાના થવાનો વિચાર સસરાને જણાવવાને પહેલ વહેલી જીભ પણ લલિતાનીજ ઉપડી. પુત્રી જમાઇનો પોતાને ઘેર જવાનો વિચાર સાંભળી માણેકલાલ શેઠ તથા લલિતાની માતાએ પુત્રીને ત્યાંજ રહેવાનો ઘણો આગ્રહ કર્યો. પણ પુત્રીએ તો મુંગે મ્હોડે જમીન તરફ જોઇ રહીને ગંભીર સ્વરે માથું હલાવી, ટુંકામાંજ સૂચવ્યું કે "ના હવે તેમ થઇ શકશે નહીં."

પુત્રીની આવી એકાએક દ્રઢ-પ્રતિજ્ઞા જોઇને ત્હેનાં માતા-પિતાને સંદેહ ઉપજ્યો કે વખતે પુત્રી જમાઇને કોઇપણ રીતે માઠું લાગ્યું હશે. તેથી આતુરતા અને વ્યગ્રતાસહિત માણેકલાલ શેઠે લલિતાને પૂછયું કેઃ—"બેટા! એમ શું કરે છે? શું અમારા ઉપર ગુસ્સે થઇ છે? અથવા અમારાથી જાણતાં અજાણતાં કોઇ રીતે ત્હમે દુભવાયાં તો નથી! ત્હમને કંઇ અમારૂં દુઃખ લાગ્યું છે?"

લલિતાએ ગરીબડે મ્હોડે પોતાના પિતાની સ્હામે જોઇને વિનીતભાવે કહ્યું. "લેશમાત્ર પણ નહીં. પિતાજી! ત્હમારો શો દોષ છે? ઉલટું ત્હમારે ત્યાં તો અમે ઘણાં માનસહિત સુખ-ચૈનમાં રહ્યાં છીએ" એટલું કહીને તે બિચારી એકાએક રડી પડી. પણ ત્હેનો નિશ્ચય તો અચળજ રહ્યો

માબાપે ઉંડા નિઃસાસો મૂકીને પુત્રી-જમાઇને નિરૂપાયે દેશ જવાની રજા આપી. માણેકલાલે મનમાંજ ધાર્યું કે ગમે તેટલા સ્નેહથી અને માનથી પુત્રીનું પાલન કરો પણ લગ્ન કર્યા પછી છોકરીઓ તો પારકીજ મિલકત થઇ જાય છે, તેમાં શક નહીં.

તેજ દિવસે આંસુ ભરેલી આંખોએ સગાં સંબંધીઓની વિદાય લઇને પોતાના જન્મ કાલથી આજ સુધીનાં પ્રેમ-પાલણાં સ્વરૂપ પિતૃગ્રહને, પરિજનોને તેમજ સખી બેહેનપણીઓને છોડીને સુશીલ બાળા એકલી પોતાના પતિ—દેવની સાથે પહેલ વહેલી શ્વસુર-ગૃહને માર્ગે વળી.



મુંબઇના શ્રીમંત ઘરના માળામાં અને ગામડાંના પર્ણકુટી જેવા ગરીબ ઘરના માંટીયાર કુબાઓમાં ઘણો તફાવત હોય છે. તેજ પ્રમાણે મુંબઇનાં જીવનમાં અને ગામડાંનાં ગરીબ જીવનમાં પણ ઘણો પ્રભેદ છે. મુંબઇની સાહ્યબી અને ગામડાંની મજુરી એ બેમાં બરાબર મુંબઇ અને ગામડાંના પરિમાણ જેટલોજ અંતર હોયછે. તોપણ સુશીલ લલિતાએ કોઇ દિવસ ભાવથી, વિચારથી કે આચરણથી પણ અભાવ બતાવ્યા શિવાય સઘળાં ગૃહકાર્યમાં લક્ષ દઈને સાસુને સર્વ પ્રકારે સહાય્યતા અને સંતોષ આપવા લાગી.

પુત્રીનાં સાસરાંની ગરીબ અવસ્થા જાણીને લલિતાના પિતાએ હેમની સાથે કામકાજ કરવા માટે એક ઘાટણ-ચાકરડી મોકલી હતી, પણ સ્વામીને ઘેર પહોંચીને તરતજ લલિતાએ ચાકરડીને પાછી મોકલી દીધી. પોતાનાં સાસરાંની ગરીબાઇ અથવા દરિદ્રતા જોઇને મ્હોટાં ઘરની ચાકરડી ઘડીએ ઘડીએ નાક મરડી, અભિમાન પ્રકાશ કરે, એવી આશંકા પણ લલિતાને ઘણી અસહ્ય જણાઇ હતી,

બિચારી સ્નેહ-પરાયણ સાસુ, લલિતાને મહેનતનાં કામકાજમાંથી અટકાવવાનો પ્રયત્ન કરતી, પરન્તુ લલિતામાં લેશમાત્ર પણ આળસાઇ, મ્હોટાઇનું અભિમાન, અપ્રસન્નતા કે અસંતોષ ન્હોતાં: તેથી ઉત્સાહ અને આનંદપૂર્વક અશ્રાન્ત ભાવે રાંધવું, સીંધવું, દળવું પાણી ભરવું, વાસણ માંજવાં વગેરે ન્હાનાં મ્હોટાં સઘળાં સામાન્ય ગૃહકાર્યોમાં મદદ કરીને લલિતાએ સાસુંનું હૃદય જીતી લીધું. તેમજ ગામડાંની અન્યાન્ય સ્ત્રીઓ પણ હેના અતુલ સદ્‌ગુણો જોઇને ક્રમે ક્રમે મુગ્ધ બની ગઇ.

જ્યારે દૈવ પાધરો હોય ત્યારે ઉલટું કરો તે પણ સુલટું થાય છે; પણ જ્યારે દૈવ વાંકો હોય ત્યારે સુલટું કરો તેપણ ઉલટું બની જાય છે.એ નિયમ પ્રમાણે લલિતાની સેવા ચાકરી અને મેહેનત મજુરીનું ફળ પણ ભાગ્ય-દોષે સંતોષજનક નીવડયું નહીં. કારણ દુનિયાંનો જીવતો જાગતો વ્યવહાર કંઇ જડ પુસ્તકોમાં ભરેલા નીતિનાં સિધ્ધાન્તો જેવો સીધો સાદો નથી. વિકટ વ્યવહાર જાળતો અનેક પ્રકારની કુટીલતા અને કઠિનતામાં વિંટળાયલી છે, એ વ્યવહારમાં પુરાણ અથવા ધર્મ-નીતિના ગ્રંથોની પેઠે સાદી ભાષામાં રચેલી સરલ ઉપદેશ-માલાઓ ભરેલી નથી. નિષ્ઠુર, કઠોર કલહ પ્રિય સેતાન વ્યવહારનાં ક્ષેત્રમાં વારંવાર ડોકીયાં કરી નીતિ-સુત્રોનો ખુરદો બનાવી દે છે; તેથી સામાન્ય નિયમ પ્રમાણે સારા, શુદ્ધ ભાવથી કરેલાં શુભ કર્મોનું ફળ સારૂંજ આવવું જોઇએ; એ નિયમ પાપી વ્યવહારશાળામાં પગલે પગલે ભાગી પડે છે; અને અચાનક ધર્મ કરતાં કર્મ નડે ત્યારે અણધારી આપદાઓ આવી પડે છે. લલિતાને પણ એમજ થયું.

પ્રાણલાલને બે ન્હાના અને એક મ્હોટો ભાઇ એમ ત્રણ બંધુઓ હતા. હિંદુનીતિ પ્રમાણે તેઓ બધા એક સાથે અવિભક્ત કુટુંબના ભાવનું પાલન કરતા સાથેજ રહેતા હતા. હેમનો પિતા, પ્રાણલાલનાં બાળપણમાંજ ગુજરી ગયો હોવાથી વૃદ્ધ માતાજીની પણ યોગમાયા રૂપેહેમને સેવા-પૂજા કરવી પડતી. ચાર ભાઇઓમાં આપણા પ્રાણલાલ તો સર્વ-ગુણ-સંપન્ન હતા, એટલે હેમના સંબંધમાં તો કંઇલખવા બોલવાનું

નથી. બાકીના ત્રણ ભાઈમાં ન્હાના બે ભાઈઓ વિદ્યાર્થીની જીંદગી ભોગવતા હતા, માત્ર એક મ્હોટો ભાઈજ બહાર ગામ ચાકરી કરીને પચાશેક રૂપિયાનો પગાર લાવતો, તેના ઉપરજ સમગ્ર કુટુંબના સંસાર વ્યવહારનો ભાર અને આધાર હતો; ત્હેના ઉપરજ પ્રાણુલાલ ભાઈના તર્કો અને ન્હાના ભાઈઓની વિદ્યા શિક્ષા ચાલતી હતી. પણ પ્રાણુલાલના તો તે કંઈ હિસાબમાં ન્હોતું ! એટલા પગારમાં તે શું ?

આજકાલના મોંઘવારી અને મુશીબતના દિવસોમાં આવડાં મ્હોટાં કુટુમ્બ માટે માત્ર પચાશ રૂપિયાની પેદાશ તે કંઈ મ્હોટું સૌભાગ્યનું ચિન્હ ન કહેવાય. કરકસરથી ચલાવે તો માંડ તેથી ખર્ચ નિભે, તોપણ મ્હોટા ભાઈની વહુ શ્યામકોરનાં સૌભાગ્ય-ગૌરવ અને અભિમાનની કંઈ સીમા ન્હોતી ! પચાશનો પગાર પણ શ્યામકોરનાં મદ અને મ્હોટાઈને વડાઈનું પાણી પાવામાં જોઈએ તેટલી મદદકર્તા થયો હતો. પોતાનો વર એકલો બધાંનાં ઓઝરાં ભરતો અને આખું વરસ પરદેશ ભટકીને મહેનત કરતો; તે માટેજ શ્યામકોર સમજતી કે કુદરતીરીતે તેને આખું વરસ ખોંખારા મારી આરામ ભોગવવાનો અને મ્હોટાઈનામદમાં બેસી રહેવાનો અધિકાર હતો. એ અધિકારબળે શ્યામકોર શેઠાણી ઘરનાં કામકાજને હાથ સરખો પણ લગાડતી નહીં; અને એવા ભાવ, પ્રભાવ, અને અહંભાવથી વર્તતી કે ચુકર્ચી સ્વામીની સ્રી હોવાથી જાણે આખાં જગતને નિભાવી દેતી હોય અને તેથી સઘળું જગત્ ત્હેને આદરમાન આપવાને અને ત્હેનો પડતો શબ્દ ઉંચકી લેવાને બંધાયુંજ હોય ! તેમ પકકું સમજતી હતી !

લલિતા જ્યારે સાસરે આવીને ગૃહલક્ષ્મીની પેઠે પ્રસન્ન નથી હુમેશનાં કામકાજમાં ધ્યાન દેવા લાગી, ત્યારે શ્યામકોરનું સાંકડું અને અદેખું હૃદય ઈર્ષા-કાંટાથી ભોંકાઈ જતું હોય તેમ પ્રજળવા લાગ્યું ! એ કાંટા વિંધાવાનું કારણ સહુજ વિચાર કરવાથી સમજી શકાય તેમ છે. મ્હોટી વહુ એમ માનતાં હતાં કે ન્હાની વહુ મ્હોટાં ઘરની છોકરી હોવા છતાં, માત્ર લોકોને દેખાડવા માટેજ અને મિથ્યા માખાટી, મ્હોટી વહુને હલકી પાડવા માટેજ ઘર ખુણાનાં હલકાં કામ કાજને ઇતંરડીની પેઠે ચોંટી રહેતી હતી. તેથી પરિણામે લોકો મ્હોટી વહુની નિંદા કરી ત્હેને ઉતારી પાડતાં હતા. એ બધી લલિતાની લુચ્ચાઈ જહતી. તે ગમે તેમ હો, પણ મહિને પચાસ રૂપિયાનો પગાર લાવી સઘળાનું પોષણ કરનાર પતિની સ્રી કોઈ પણ રીતે પૈસાદાર બ્હેવાઈની કન્યાનો ગૌરવ સહી શકેજ નહીં, એથી શ્યામકોરને લલિતાની નમ્રતામાં પણ લુચ્ચાઈ ભરેલી અસહ્ય આત્મશ્લાઘાનાં લક્ષણો લક્ષગોચર થવા લાગ્યાં!

આ તરફ પ્રવીણ પ્રાણુલાલભાઈએ અન્ય ઉદ્યમોના અભાવે અને પોતાની પ્રવીણતા સિધ્ધ કરવાના સદ્ભાવે થોડાજ સમયમાં પોતાના ક્ષુદ્ર જન્મસ્થાનમાં એક વિદ્વત્સમાજ તથા તેને અંગે એક જ્ઞાનવર્ધક પુસ્તકાલયની પણ સાથે સાથે સ્થાપના કીધી. દશ વીશ કાચી ઉમ્મરના, મુંછ કે અક્કલવગરના વિદ્યાર્થીઓને એકઠા કરીને ગામને પાદરે આવેલાં ખરીયા ખડખડ ખંડેર-મંદિરમાં સભા ભરી પોતે શ્રી પાંચ પ્રમુખ પદે બિરાજીને વિદ્યાના મહિમા માટે ભર્તૃહરિ પ્રભૃતિ સાક્ષરોએ રચેલા શ્લોકોનો મગજમાં ભરેલો ભંડાર આડંબર સહિત ખાલી કરવા લાગ્યા! અને ભભકભેર કીધેલાં ભાષણોનો હેવાલ તથા સભાઓનો રિપોર્ટ, સમાચાર પત્રોમાં સંક્ષિપ્ત રૂપે ટેલીગ્રાફ મારફતે તેમજ વિસ્તૃત રૂપે ટપાલ મારફતે મોકલવા લાગ્યા; તે છેક એટલે સૂધી વિદ્વતા-પ્રકાશના કાર્યમાં કૃતકાર્ય થયા કે કોઈ કોઈ એંગ્લો વર્નાક્યુલર પત્રના રિપોર્ટરની પદ્વિને પણ પહોંચી વળી, પોતાના દેશ તરફના નવીન સમાચાર છાપામાં છપાવીને પોતાના ગામના ગામડીઆ લોકોને તો ચકિતજ બનાવી દીધા! 'જાણે છાપાંમાં છપાવું' એ તે સ્વર્ગારોહણ જેવું અથવા મોક્ષના શિખર જેવું દેવું એક અસામાન્ય દુર્લભ કાર્ય હોય! પણ દુર્ભાગ્યની વાત એટલીજ હતી કે છાપામાં છપાવાથી કંઈ ખીસામાં રૂપિયાનો

સ્ત્રીને લઇને પોતાને સાસરે ચાલ્યા જવાનો સંકલ્પ કહી બતાવ્યો! પરંતુ લલિતા કોઇ પણ રીતે પીયર જવાને સંમત ન થઇ. ત્હેણે તો કહ્યું કે, મ્હોટાં ભાઇનો જાડો મ્હોટો રોટલો અને મ્હોટી ભાભીની ગાળ ખાવી સારી પણ સંસરાને ત્યાં ઘરજમાઇ તરીકે નકટાથઇ બેસી રહેવું એ ઘણું ખરાબ. કામ ધંધા વગર સાસરામાં રંડીરોટલો ખાવો તેના જેવું મરદને માટેશરમ ભરેલું બીજું કંઇજ નથી. હું તો અહિંઆંજ ચાકરડી પેઠે, દીન-હીન દાસીની પેઠે, માથું નમાવીને રહી શકીશ, પણ મ્હારાં માબાપને ઘેર સુખ ચેન ભોગવી મ્હારી અને મ્હારા સ્વામીની માન મર્યાદા ઉપર પાણી નહી ફેરવું. પીયરની પાલખી કરતાં સાસરીયાંની શૂળી પણ સાત સારી. માતાનાં ઉપરાણાં કરતાં સાસુની લાત મીઠી. 'પીયરીયાં તે પારકાંને સાસરીયાં તે પોતાનાં, પોતાનાં કદાચ બે કડવાં વચન કહે તોપણ તેથી શેર લોહી ચ્હડે. પણ પારકાં વચ્ચે તો મરતાં સુધી માથું ઉંચું કરીનેજ ચાલવું જોઇએ."

આ રોકડો જવાબ મળવાથી કંઇ ન બોલતાં પ્રાણલાલભાઇ નિરૂત્તર થઇને ઘેર બેસી રહ્યા. એટલામાં ગામની એંગ્લો વર્નાક્યુલર સ્કુલમાં એક ત્રીજા શિક્ષકની (એસીસ્ટંટની) જગ્યા ખાલી પડી. પ્રાણલાલને મ્હોટા ભાઇએ તથા લલિતાએ એ જગ્યા લઇ લેવાને ઘણોએ સ્હમજાવ્યો, આગ્રહ કીધો, પરંતુ એ બધાંનું સારાંને બદલે નઠારૂંજ ફળ આવ્યું. 'પોતાનો મ્હોટો ભાઇ અને એકની એક ધર્મપત્ની સુધ્ધાં ત્હેની યોગ્યતાનો કશો વિચાર કર્યા વિના આવી એક અત્યન્ત તુચ્છ નોકરી લેવાનો આગ્રહ કરે! કેવું દુર્ભાગ્ય! કેવી માનહાનિ? આવા અયોગ્ય વિચારો સાંભળીને ત્હેનાં મનમાં દુર્જય-પ્રબળ—અભિમાનનો સંચાર થયો. અને ભાઇ, મા, ભાભી, વહુ, ઘરબાર, અને સંસારનાં સઘળાં કામકાજ તેમજ પ્રાણી પદાર્થો ઉપર આગળ કરતાં પણ ચાર ગણો રાગ ઉપજ્યો! વિરાગ પણ ઉત્પન્ન થયો! અને આવા દુષ્ટ સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા ચાલ્યા જવાનો નિશ્ચય સુદ્ધાં કહી સંભળાવ્યો!

"ત્યારે ધર્મ કરતાં કર્મ નડેલું જોઇને મ્હોટો ભાઇ બિચારો ગભરાઇ ગયો અને પ્રાણલાલભાઇનો હાથ પકડી, કાલાવાલા કરી, માફ માગી, ત્હેને ઠંડો પાડ્યો. તેમજ ઘરનાં બધાં માણસોએ મનમાંજ ગાંઠ વાળી કે ત્હેને હવે કંઇ કહેવાનું કારણ ન્હોતું. કહેવા જશું તો વિના કારણ વિપરીત પરિણામજ આવશે. માટે ત્હેનાં જેમ ધ્યાનમાં આવે તેમ વર્ત્તવા દેવું. કોઇ પણ પ્રકારે ઘરમાં બેસી રહેશે તો ત્હેમાં પણ ઘરની પ્રતિષ્ઠા અને કુટુંબનું સૌભાગ્ય છે. પણ ભાગી નાશીને બાવો થઇ બેસશે તો બાપનું નામ રૂણાવશે."

રજા પૂરી થયા પછી મ્હોટા ભાઇ તો બિચારા પોતાની ચાકરી ઉપર ચાલ્યા ગયા. શ્યામકોર શેઠાણી અંદરને અંદર ધુંધવાતાં, આક્રોશથી મ્હોં ચ્હડાવીને, ગાલો ફુગાવીને એક મ્હોટું ગોળાકાર કુદર્શન ચક્કર બનાવી બેઠાં! પ્રાણલાલ શિવાય ઘરનાં બધાં માણસો એ 'કુદર્શન' ચક્રનાં દર્શનથી શ્રીકૃષ્ણનાં સુદર્શન ચક્ર જેટલોજ ભય પામતાં! પ્રાણલાલ પણ ભય નહીં, ત્યારે અભાવતો પામતોજ હતો! તેથી થોડા દિવસને અંતરે ત્હેણે લલિતાને ખાનગીમાં જણાવ્યું કે "આજકાલ વિલાયત ગયા વગર કોઇ પણ પ્રકારની ભદ્રતા મેળવી શકાય તેમ નથી. સારી પેદાશનો કોઇ હુન્નર-ઉદ્યોગ અથવા માન—પ્રતિષ્ઠા વાળી નોકરી પણ વિલાયત ગયા વગર કોઇને મળતી નથી. આપણી યોગ્યતાને અનુસરતા ઉદ્યમ અર્થે મ્હારો તો વિલાયત જવાનો નિશ્ચય થયો છે, માટે ગમે તેમ કરીને તું ત્હારા બાપને સ્હમજાવી, ત્હેની પાસેથી ખર્ચ જેટલા પૈસાનો બંદોબસ્ત કરાવી દે."

એક તો વિલાયત જવાની વાત સાંભળતાંજ બિચારી પતિપ્રાણા લલિતાને માથે જાણે વજ્રપાત થયો હોય, તેવો આઘાત થયો. તે ઉપરાંત ખર્ચને માટે પોતાના બાપપાસે કેવી રીતે ભીખ માગવા જવું? ત્હેની કંઇ સૂઝ પડી નહીં; તે બાબતનો વિચાર કરતાંજ, એ બિચારી લજ્જાથી અરધી મરવા જેવી થઇ ગઈ!

સસરા પાસેથી પોતાને મ્હોંડે પૈસા માગવામાં પ્રાણુલાલની આત્મપ્રતિષ્ઠાને-પોઝીશનને-ખામી આવે! માટે પોતાના બાપની પાસેથી પત્નીએ છળ-બળ કે કળવડે શા માટે પૈસા ખેંચી ન લાવવા? તેનું કંઇ પ્રાણુલાલને કારણ મળ્યું નહીં! પતિની આજ્ઞા પાળવી, ગરજ ટાળવી અને સેવા સંભાળવી એ સ્ત્રીનો પરમ ધર્મ છે. ત્યારે શા માટે એ અનિવાર્ય ધર્મનું પાલન ન કરે? તે કંઇ પ્રાણુલાલથી કલ્પી શકાયું નહિ! આ કાર્ય-સાધના માટે પતિ-પત્ની વચ્ચે જબરો વિરોધ ઉભો થયો. પ્રાણુલાલે અનેક કટુ શબ્દબાણુ પ્રહાર કરીને પ્રતિપક્ષી પત્નીનું વક્ષસ્થળ વીંધી નાંખ્યું! આખરે પ્રવીણુ પ્રાણુલાલનોજ એ તુમુલ યુદ્ધમાં વિજય થયો. કઠોર શબ્દ બાણુની મર્મ પીડિત વેદનાવડે લલિતાને દીર્ઘકાલ અશ્રુપાત કરવો પડયો, અને છેવટ કબૂલાત આપવી પડી કે જ્યારે પ્રસંગ આવશે, ત્યારે તેનો બંદોબસ્ત કરાવી દેશે! આખર પ્રવીણુ તે પ્રવીણજ! પ્રવીણુને કોઇ પહોંચી શકે તેમ છે શું!

આવી તાણાતાણ, હુંસા તુંસી અને ભૂખ-ખરાના ઝપાટામાં કેટલાક દિવસ નીકળી ગયા. સુખના દિવસોની પેઠે દુઃખના દિવસો પણ એક સરખી રીતે પ્રત્યેક ચોવીશ કલાકનેજ અંતરે નવનવીન નામ કરણુથી આવિર્ભાવ અને તિરોભાવને પામે છે. સારો કે માઠો સમય સર્વદા એક સરખી રીતેજ વીતેછે, માત્ર સુખનું મીઠું સંભારણું અને દુઃખની કડવી યાદ, હૃદય ઉપર કોઇ કોઇ વખત પરસ્પર વિરોધી વિચારોની છાયા પાડી, સંસારનાં અસ્તોદય દ્વંદ્વને માનવહૃદયમાં પ્રતિબિંબિત કર્યા કરે છે.

દિવસો ચાલ્યા ગયા. ધનીનાં ધનગર્જનમાં અને નિર્ધનનાં કષ્ટ-અર્જનમાં વીંટળાયેલા દિવસો એક સરખી રીતે ચાલ્યા ગયા. દિવસોના માસ અને માસમાં સંક્રમિત થતું વરસ પૂરૂં થયું. મ્હોટાભાઇ નાતાલની રજામાં આવ્યાં હતા. ત્હેમને પાછાં નોકરીપર દાખલ થયે પણ ત્રણ માસ થઇ ગયા. શ્વસુરગૃહ ત્યાગપૂર્વક પોતાના સ્વદેશમાં પ્રાણુલાલભાઇ પધાર્યા પછી બાર માસનું આખું એક વરસ વીતી ગયું. એટલા વખતમાં ત્હેમણે પોતાની પ્રવીણતાની ઇતિશ્રી કરીને ગામડાનાં છોકરાઓમાં 'માસ્તર' નો મોંઘો અને માનીતો ઇલ્કાબ મેળવ્યો હતો. તેમજ સમાચાર પત્રોમાં અનેકવાર પોતાનું પવિત્ર નામ છપાવી પળીયાંને, કુટુમ્બને અને પિતૃઓને 'ધન્ય,' કર્યા હતા! વગેરે વગેરે, એવાં એવાં પરાક્રમોમાં વરસનું અતિક્રમણ પૂરૂં થયું. એટલામાં પ્રાણુલાલની ન્હાની સાળીનાં લગ્ન આવ્યાં. આશરે પાંચ-પંદરેક દિવસ આગમચથીજ પ્રવીણ અને માનીતા જમાઇરાજને આગ્રહપૂર્વક આમંત્રણ થયાં. બહુ ધંધા-ધાપામાં અને હુંડીપત્રીઓમાં ગુંચવાયલા જમાઇરાજે માનણાવાને મિષે લખી સૂચવ્યું કે 'હાલ કંઇ એટલો અવકાશ ન્હોતો!' એથી સાસરીયાં તરફથી મનામણાં થયાં. પુત્રી જમાઇને માન-મરતબાસહિત તેડી લાવવા માટે સર્વ સાધન અને સમારોહપૂર્વક માણેકલાલ શેઠે પોતાના પુત્રને પાઠવ્યો. થોડી ઘણી ખેંચતાણુ કીધા પછી પ્રવીણ પ્રાણુલાલભાઇ સાસરે જવાને સંમત થયા. લાઇબ્રેરી -સભા-સમાચાર પત્રો-રિપોર્ટો વગેરે વગેરે બધા કિંમતી વ્યાપાર-રોજગારને ત્હેમની ગેરહાજરીથી ઘણો ધકકો પહોંચશે! પણ લાચાર! સાળો પોતે જ્યારે આટલી બધી મહેનત-મુશીબત વેઠીને તેડવા આવ્યો, ત્યારે કંઇ ના કહેવાય? અથવા નિરાશ કરીને પાછો કહાય? એથી એક-બે દિવસમાંજ ઉતાવળથી સાસરે જવાની તૈયારીઓ થઇ! એક વરસ સાસરિયાંનું સુખ ભોગવ્યા પછી લલિતાબાઇ પાછાં સ્વામીદેવ સહવર્તમાન પૂર્ણ પ્રતિષ્ઠાપૂર્વક પીયરીયે ચાલ્યાં! અને થોડાજ દિવસમાં ગાજતી વાજતી મોહમયી નગરીમાં પુનઃ પ્રવેશ કરી, અંતરનો આદર સત્કાર સહિત પિતૃ ભવનને પ્રકાશવા લાગ્યાં! શ્રીમાન્ સસરોજીને ત્યાં આગળનો જે આદરભાવ પ્રાણુલાલભાઇને ઓછો થઇ પડયો હતો, તેના કરતાં આ વખતે જમાઇરાજ અધિક-અતિ ઉત્તમ આદરમાન પામ્યા; તેથી ત્હેમનું વિશાળ દિલ તો બાગ-બાગ બની ગયું!

આ તરફ લલિતાગવરી પણ ઘણા દિવસે માનભેર પીયરીયે આવ્યાં હોવાથી, ધીમી ધીમી ગજગતિયે ચાલતાં, આદરમાનમાં મ્હાલતાં, કંઇ અસાધારણ ભારમાં આવી ગયાં હતાં! સાસરિયે જે લાજ, શરમ, મરજાદ અને દાબમાં રહેવું પડતું, તે દૂર થતાં અહિં સ્વજનોના સ્નેહમાં સખીઓના હાસ્ય-વિનોદમાં અને ઉત્સવના આનંદ તરંગમાં ત્હેનું સુકોમળ હૃદય પણ આન્દોલિત થવા લાગ્યું! આનંદના ઉછાળા મારવા લાગ્યું!

આજે માર્ગશીર્ષ શુદિ દ્વિતિયા છે. લલિતાની ન્હાની બ્હેન ચંપાનાં આવતી કાલે તૃતિયા ને દહાડે લગ્ન નિર્ધાર્યાં છે. લગ્ન મંડપ બંધાઇ ગયો છે. આવતી કાલથી વિવાહ-ઉત્સવની ધામધુમનો આરંભ થશે. વિશાળ કુટુમ્બનાં અનેક સગાં સંબંધીઓથી માણેકલાલશેઠનો માળો તો મનુષ્યોનાં કીડિયારાં જેવો બની ગયો છે. ગડબડ અને કોલાહલની કંઇ સીમાજ નથી. દૂરનાં અને નજીકનાં અનેક સગાં સંબંધીઓથી માળાની એકેએક કોટડી ભરાઇ ગઇ છે! તેથી માળાના કોઇ ખૂણામાં પણ તલપૂર જગ્યા ન્હોતી!

માન, પાન, ગાન, ભોજન આદિ લગ્નનાં મંગળ કાર્યોમાં આખો દહાડો અવિરામ લાગી રહેવાથી લલિતા આજે થાકીને તદ્દન લોથ પોથ બની ગઇ છે; એથી રાત્રિ થતાંજ વ્હેલી વ્હેલી જમી પરવારીને વિશ્રામ લેવા માટે પોતાના શયન મન્દિરમાં પેઠી. આગળ જે ખંડમાં લલિતા સૂતી તે ખંડ આ વખતે ત્હેમને આપવામાં ન્હોતો આવ્યો; પણ વિશેષ આદર-ભાવ બતાવવાના હેતુથી ત્હેની માતાએ પોતાના જમાઇને ખાસ પોતાનો ખાનગી ઓરડો દહાડી આપ્યો હતો. અને એક સુસજ્જિત પલંગ ત્હેમને માટે ત્યાં ખાસ ગોઠવવામાં આવ્યો હતો! લલિતા એ ખંડમાં આવીને તરતજ ઉંઘી ગઇ. ત્યારપછી માણેકલાલ ક્યારે સુવા આવ્યો ત્હેની પણ લલિતાને કંઇ ખબર પડી નહિં. ગાઢ નિદ્રાએ આજ રાત્રે થાકેલી પાકેલી લલિતા ઉપર પોતાનો પૂર્ણ અધિકાર જમાવ્યો!

⁂

રવારના પહોરથીજ ઢોલ-શરણાઇ અને બેન્ડ-વાજાં વાગવા લાગ્યાં! વાજીંત્રોના નાદથી માણેકલાલનો મ્હોટો માળો ગાજી ઉઠયો! પરંતુ આગલા દિવસના થાક અને પરિશ્રમથી ગાઢ નિદ્રામાં પડેલી લલિતાના કાનપર એ ગર્જનાઓની પણ કશી અસર થઇ નહિં. એતો પ્હેલા પ્હોરમાં સુતી હતી, તેવીજ હજુ સુધી ઘસઘસાટ ઉંઘતી હતી! ત્હેની બ્હેનપણીઓ કમળા અને મોતીએ ધીમે ધીમે બારણાં ખખડાવ્યાં. પણ જ્યાં નગારખાનાંના નાદની ગણત્રી નહિં, ત્યાં બારણાંપર થતા ધીમા ટકોરાની પીપુડીનો તે શો હિસાબ? પોતાના શાન્ત પ્રયોગ નિષ્ફળ ગયેલા જાણીને, એક બીજી તરફ આંખના ઇસારા કરી, હસતી અને ઉપહાસ કરતી બન્ને સખીઓએ 'લલિતા, લલિતા બ્હેન!' એમ કહીને મ્હોટેથી બૂમો પાડવા માંડી! ત્હેમની બૂમોથી લલિતાની કુંભકર્ણ નિદ્રાનો છેવટે ભંગ થયો. એ અવાજ સાંભળી ઉંઘમાંથી અચાનક જાગી ઉઠતાંજ નજર કરી તો સ્વામીદેવતો ક્યારનાય ઉઠીને બહાર ગયેલા જણાયા! જાગીને વ્હેલા વ્હેલા ક્યારે બહાર ગયા! ક્યારે સૂવા આવ્યા હતા? ત્હેનું પણ કશું ભાન ન્હોતું! એથી લલિતા મનમાંને મનમાં બહુ શરમાઇ ગઇ! તરતજ ઉતાવળી ઉતાવળી પલંગપરથી ઉતરી કપડાં લતાં સરખાં કરીને બારણાં ખોલવા જતી હતી, એટલામાં અચાનક પલંગપાસેના કબાટ તરફ ત્હેની નજર ગઇ. જૂએછે તો પોતાના પિતાનો કબાટ ખુલ્લો પડેલો છે અને ત્હેમની લોખંડની, કેશ બાકસ, પણ કબાટની પાસેજ જમીન ઉપર ખુલ્લી પડેલી છે! તેમાંના થોડા રૂપિયા અને થોડું ત્રાંબાનાણું અસ્ત વ્યસ્ત હાલતમાં વેરાયેલું પડયું છે! હમેશાં નોટના થોકડા અને મ્હોરો પડી રહેતાં તેમાંનું આજે કંઇ પણ જણાતું ન્હોતું! એ જોઇને લલિતા પ્હેલીજ નજરે વિસ્મિત બની ગઇ!

આ બનાવ જોઇને તરતજ લલિતાને યાદ આવ્યું કે આગલે દિવસ સાંઝે પોતાની માતાનો ચાવીનો ઝુમખો ખોવાઇ જવાથી ઘરમાં શોધ ખોળ

ચાલી રહી હતી. તે ચાવીઓ ચોરી જઇને કોઇ બદમાશ ચોરે તક સાધી આજે ચોરી કીધી હોવી જોઇએ; તેમાં કશો સંદેહ ન્હોતો. એટલામાં તદ્દત ત્હેનાં પ્રેમ-સ્નિગ્ધ હૃદયમાં શંકા ઉપજી કે ચોરી કરતી વખતે કદાચ ચોર લોકોએ પોતાના સ્વામીને તો કોઇ જાતની ઇજા પહોંચાડી નહિં હોયને ! સ્નેહમાં સદાય શંકા રહેલી હોય છે; સ્વામીને દુઃખ થયું હોય એવી શંકાથી બિચારી લલિતાનું હૃદય ધડક ધડક કરતું કંપવા લાગ્યું ! કાર્ય-કારણ સંબંધની કશી કલ્પના ન થઇ શકવાથી એનો બિચારી સડકજ થઈ ગઇ ! માથું ભમવા લાગ્યું ! મ્હોડું શીવાઇજ ગયું ! થોડી વારે હૃદયને શાન્ત કરી ચારેમેર નજર ફેરવી. આ અકસ્માતનો કંઇ પત્તો મેળવવા લાગી, એટલામાં પલંગના પાયાપાસે જોયું તો પોતાની માનો કુંચીનો ઝુડો પડેલો દીઠો ! અને એ ઝુડાની નીચે એક તાજીજ લખેલી ચીઠી દાબી રાખેલી જણાઈ !

લલિતાએ તરતજ કુંચીઓ તથા ચીઠ્ઠી ઉપાડી લીધી. એ પત્રિકા ત્હેમના પોતાના પ્રવીણ સ્વામીદેવના હસ્તાક્ષરથીજ લખેલી હતી ! ખોલીને વાંચવાથી વિદિત થયું કે શ્રીયુત પતિ પ્રાણલાલજીએ પોતાના કોઇ મિત્રની સહાયતા વડે વિલાયત જવાની સ્ટીમરનો ચાર્જ મેળવીને ટીકીટ ખરીદ કીધી હતી; પણ વિલાયતમાં કરવા જોઇતાં ખર્ચનો બીજો કંઇ પણ બંદોબસ્ત ન થઈ શકવાથી નિરૂપાયે રાત્રિકાલે જ્યારે લલિતા ઘસઘસાટ ઉંઘતી હતી, ત્યારે પોતાના સસરાની કેશબાકસને દુવા દઇને જેટલી મળી તેટલી અર્થ-સહાય્ય ઉપર ત્હેણે સંતોષ માન્યો હતો. લલિતા પોતાનું આપેલું વચન વિસરી ગઈ હતી અને અત્યારસુધીમાં તે માટેનો કશો બંદોબસ્ત કરી આપવાની ઇચ્છા સરખીયે બતાવી ન્હોતી, તેથી બીજો કોઇ ઉપાય બાકી ન રહ્યો હોવાથી દ્રવ્ય પ્રાપ્તિનો આ સહેલો અને સુતરો માર્ગ શોધી કહાડી, લલિતાના પરિશ્રમ વિના પતિદેવે પત્નીનું વચન પાળ્યું હતું; માટે તે વિષે આતુરતા રાખવાનું હવે કંઇ પ્રયોજન ન્હોતું ! વળી લખ્યું હતું કે આગબોટ સહુવારમાંજ રવાના થાય છે, માટે નિરર્થક ખાતર પાછળ દીવો કરી દોડધામ મચાવી મૂકવાનું પણ કંઇ પ્રયોજન નથી ! અજાણતાં કરેલી સહાય્યતા માટે સસરાજીને જમાઇ રાજે છેલ્લે આશીર્વાદ દીધા હતા !

આ પ્રવીણ-પત્રિકાનું આદ્યોપાન્ત વાચન પૂરૂં થતાંજ લલિતાગવરીનાં શરીરમાં વહેતું સઘળું લોહી ટ્હાડું હિમ બની ગયું ! જીવ તો જાણે જીર્ણ ખોળીયાંમાંથી બિચારો ઉડું-ઉડું થઇ રહ્યો ! આંખે તમ્મર ચ્હડી આવ્યાં ! હૃદયના ધબકારા બંધ થવા લાગ્યા ! અને ચક્કર ખાતું મગજ, આ જગતને છોડીને કોણ જાણે કોઇ એક અદૃશ્ય-અંધારા પ્રદેશમાં ભ્રમણ કરવા લાગ્યું ! બિચારી હતાશ લલિતા, પલંગનો પાયો પકડીને તેજ જગ્યાએ બેસી ગઇ ! ત્હેના કંપાયમાન દેહ-દુર્ગમાં કર્ણકુહરદ્વારા પ્રવેશ કરીને, કોઇ એક જાતનો તમરાંના અવાજ જેવો ઝણઝણાટ થવા લાગ્યો ! મૃત્યુની શાંત રાત્રિ જેવી નિસ્તબ્ધતાથી જાણે સમગ્ર જગત્ ઘેરાઈ જતું હોય તેવી ઘોરતા નજર સ્હામે પ્રસરવા લાગી ! ત્હેનીઉપર આંગણાંમાંથી દરવાજા બહારનો શરણાઈનો સુર, વાજાંઓનો ગડગડાટ, ઢોલ, ત્રાંસા અને નગારાંનો અવાજ તેમજ જનસમૂહનો કોલાહલ ત્હેના જડ કર્ણપ્રદેશપર અથડાવાથી શ્રવણયુગલ બહેર મારી જવા લાગ્યા ! આખો મ્હોલો આનંદ ઉત્સવના અવાજથી ગાજી ઉઠયો હતો ! જનસમૂહ માંગલિક પ્રસંગના ઉલ્લાસમાં ઉન્મત્તની પેઠે ગાજી રહ્યો હતો ! માત્ર દુર્ભાગી લલિતાનાં શયનમંદિરમાં-ત્હેનાં જડવત્ શરીરમાં-ત્હેનાં નિરાશામાં ડુબી જતાં તિમિરાચ્છન્ન હૃદયમાં, મૃત્યુના જેવી બિભીષિકા ફેલાઇ રહી હતી! પ્રલયના જેવી ઘોરતા પ્રસરી રહી હતી. સૂર્યદેવ રક્ત. વર્ણે વસુંધરાને હસાવી રહ્યા છે ઉત્સવનો આનંદ, લગ્ન-મંડપ શોભિત સૌભાગ્ય ગૃહને દીપાવી રહ્યો છે આનંદ, હાસ્ય, અને ઉજ્વલતામાં રંગાયેલાં હેમન્તનાં શીતલ કિરણો કૌતુક સહિત લલિતાનાં શયનમંદિ-

માં પ્રવેશ કરીને દુઃખીયારીનાં આંસુમાં હસ્યા કરે છે. શું તેમને લલિતાની દયા નહીં આવતી હોય? આટલો બધો દિવસ ચ્હડી ગયો છતાં આવા માંગલિક દિવસે હજી સુધી બારણાં બંધ જોઇને કમલ તથા મોતી બહાર ઉભી ઉભી મ્હોટેથી હસવા લાગી. નિદ્રા નિમગ્ન સખીનું ઉપહાસ કરવા લાગી અને કમાડ ઉપર ધડાક ધડાક કરીને જોરથી હાથ ઠોકવા લાગી. તેમ છતાં અંદરથી કંઇ પણ જવાબ નહીં મળવાથી ત્હેમનાં હૃદયમાં પણ શંકા અને ભયનો સંચાર થયો. ભયભીત ચિત્તે તેઓ બે બાકળી બનીને 'લક્ષી' 'લક્ષ્મીબ્હેન!' કરીને બૂમો મારવા લાગી. ગભરાયેલી અકળાયેલી લલિતા, રૂંધાઇ ગયેલે રડતે અવાજે "બોલીઃ-" શું છે? હું હમણાં આવું છું. તમે તમારે જાઓને."

લલિતાના અવાજ અને જવાબ ઉપરથી ત્હેની વ્યગ્રતાનું અનુમાન કરતી બન્ને સખીઓ તરતજ ગભરાયેલે ચ્હેરે ત્હેની મા પાસે દોડી ગઇ, અને માને સઘળી વિગત નિવેદન કરીને સાથે તેડી લાવી.

માએ દરવાજાપાસે આવીને મ્હોટે સાદે કહ્યુંઃ "લક્ષી! બારણાં ઉઘાડને! શું થયું છે મા? હજુ સુધી ઓરડો બંધ કરીને શામાટે બેઠી છે? જલદી બોલ, બેટા! મને શુંનું શું થાય છે!"

લલિતા ઉભરાઇ આવતાં આંસું લુછતી અંદરથીજ રડતે અવાજે બોલીઃ-"બા! પ્હેલાંએકવાર મ્હારા બાપાજીને અહીં તેડી લાવ. હું ત્યાર પછી બારણાં ઉઘાડીશ."

ઉપરના શબ્દો સાંભળીને બિચારી પુત્રીવત્સલ માતા એકાએક ગભરાઇ ગઇ. તરતજ દોડતી જઇને માણેકલાલશેઠને તેડી લાવી. લલિતાએ પોતાના પિતાનો સ્વર સાંભળીને બારણાં ઉઘાડયાં. અને પોતાનાં માત પિતા અંદર દાખલ થયાં કે તરતજ પાછાં બંધ કરી દીધાં!

વિસ્મિત થયેલા માણેકલાલશેઠ ઓરડામાં દાખલ થયા કે તરતજ બારણા બંધ કર્યાં પછી લલિતા ત્હેનના પગ પાસે લેટી પડીને આક્રંદ કરતી મ્હોડેથી રડવા લાગી; છાતી પીટવા લાગી અને માથાના વાળ પીંખવા લાગી. વળી પાછી પિતાજીના પગ પકડીને જોસથી રડવા લાગી. માણેકલાલે પણ એકાએક ગભરાઇ ને પૂછ્યુંઃ-"શું છે બેટા! રડે છે શા માટે? અમને કંઇ કારણ તો કહેશે કે નહિ? બોલશે નહીં તો અમે શી રીતે જાણી શકીશું?"

"પિતાજી!" લલિતા ડુસકાં ભરતી-રડતી બોલી, મ્હને માફ કરો. ક્ષમા આપો. મ્હેં આપની પેટીમાંથી પૈસાની ચોરી કરી છે. મ્હેં પાપનું કામ કર્યું છે. આ અભાગણી પુત્રીને માફ કરો."

માણેકલાલ આશ્ચર્ય પામતો, કંઇ પણ કારણ કળી ન શકતાં સ્તબ્ધ થઇને પાસેની ખુરશી ઉપર બેસી ગયો. પછી ધીમેથી પૂછ્યું કેઃ-'વારૂ, પણ તેં શા માટે ચોરી કરી છે?"

'બાપાજી!' લલિતા બોલીઃ—"એમને વિલાયત મોકલવા માટે ખર્ચના પૈસાની જરૂર હતી. એ પૈસાનો બીજે કોઇ ઠેકાણેથી બંદોબસ્ત ન થઇ શક્યો માટેજ મેં આ કામ કર્યું છે".

"પણ તે મ્હારી પાસેથી શા માટે માગી ન લીધા? હું કંઇ તને ના કહેતો હતો?" ત્હેના પિતાએ પૂછ્યું.

'બાપાજી' લલિતા રડતાં રડતાંજ બોલીઃ- 'તમે વિલાયત જવાની રજા ન આપો એમ ધારીને.'

માણેકલાલશેઠે લલિતાને હાથે આવું કાર્ય થવાની કદી પણ આશા રાખી ન્હોતી. તેથી ત્હેમને ઘણો ગુસ્સો ચ્હડયોઃ લલિતાની મા, બધી હકીકત સાંભળીને એવટાં દુઃખથી રડવા લાગી. એક તો પૈસા ગયાનું દુઃખ અને બીજું ભણેલો-ગણેલો, રૂડો-રૂપાળો જમાઇ ગયાનું દુઃખ! એથી શેઠાણીનું હૈયું હાથ ન

રહ્યું. આ તરફ પુત્રી પણ ફાતીફાટ રડવા લાગી. હેને પણ બેવડું દુઃખ હતું. એક તો સ્વામી વિયોગનું અને બીજું નહીં ચોરીની ચોરી પોતાને માથે વ્હોરી લીધાનું. મા-દીકરી ખુલ્લે મ્હોડે રડે છે. પિતાની આંખો રડતી નથી, છતાં પણ હેનું હૃદય તો અવશ્ય રડે છે!

વિવાહોત્સવના મંગળ દિવસે, માંગલિક તોરણોથી શોભતા શ્રીમંતઘરનું સુંદર શયનમંદિર શયનમંદિરમાં રૂદન, અને તેની બહારના ભાગમાં ચારેમેર વિચિત્ર સ્વરે પડઘા પાડતાં આનંદનાં વાજાં વાગે છે! આનંદની વચ્ચે વિષાદ! વિષાદને ફરતો આનંદ! વિચિત્ર સૃષ્ટિના સૃષ્ટા પરમાત્મન્! ત્હારી લીલા વિચિત્ર છે! અકળ છે!

જે નમ્ર, સુશીલ, સત્યશીલ, લજ્જાવતી લલિતા આજ સુધી કદીયે પોતાના પિતાપાસે એક પૈસો સરખો માગી શકી ન્હોતી; અને જે પતિપરાયણા સ્ત્રી પોતાના સ્વામીનું આત્મીય જનોમાં પણ લેશ માત્ર અપમાન થતું હોય, તો તે છુપાવવા માટે પ્રાણ સુદ્ધાં અર્પણ કરવાને તત્પર હતી; તે સાધ્વી, ઉદાર-બાળાનું સત્યાભિમાન, આત્મસન્માન, પત્ની અભિમાન, પ્રિય પુત્રી તરીકેનું માન અને પ્રમાણિકપણાનું અભિમાન, આજે માંગલિક દિવસે એકઠાં થયેલાં અનેક લોકો વચ્ચે એકીવારે ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયાં! હેની આત્મમર્યાદા અને સ્વામી-સન્માનની મર્યાદા મૂળમાંથી નાશ પામીને, પ્રિય તેમજ અપ્રિય પરિચિત તેમજ અપરિચિત અનેક લોકોના પગ નીચે ચગદાઇને ધૂળમાં મળી જવા લાગી! લગ્નના સમારંભમાં એકત્ર થયેલાં સજ્જન, મહાજન, સગાં સંબંધી અને ઓળખાણ પીછાણવાળાં બધામાં એની એજ ચર્ચા ચાલી રહી કે 'પહેલેથીજ દીકરી-જમાઇએ છૂપી મસલત કરીને, ચોરી કરવાનું કારસ્તાન રચ્યું હોવું જોઇએ. એટલા માટેજ હેમણે આગલે દિવસે ચાવીઓ ચોરી લીધી હતી; ધણીયાણીની મદદથી રાત્રિમાંજ પૈસા ટકાનો હાથ મારીને સુધરેલા અને વિદ્વાન મોહનલાલભાઇ વિલાયત પલાયન કરી ગયા છે.'

જ્યારે માણેકલાલ તથા હેની પત્ની અંદર ગયાં અને લલિતાએ એકાએક બારણાં વાસી દીધાં, ત્યારથીજ સ્ત્રી સુલભ આતુરતાથી કમળા અને મોતી બન્ને બારણામાં કાન દઇને બધી વાતચીત સાંભળતાં હતાં. હેમને જોઇને સ્વાભાવિક ઉત્સુકતાથી સગાં સંબંધી, તથા નોકર ચાકરો પણ ત્યાં એકઠાં થઇને બધી હકીકત જાણવા પામ્યાં છે; કેમકે શેઠ શેઠાણી, જમાઇનો ઓરડો ઉઘડાવી અંદર પેઠાં અને અચિંત્યો રડારોળ થઇ પડયો; તેથી ભય, શંકા અને ફિકર પામતાં કુટુંબીઓ કુતુહલથી ત્યાં એકત્ર થાય, એ સ્વાભાવિકજ હતું.

બિચારી નિર્દોષ હોઇને દોષિત બનેલી લલિતા કોઇને પણ પોતાનું મ્હોડું બતાવી શકી નહિ. બારણાં બંધનાં બંધ રાખીને ભૂખી-તરસી, રડતી, કકળતી પોતાનાં બિછાનામાં મોં છુપાવીને પડી રહી. હેના એ અકારણ દારૂણ શોકથી કોઇને દુઃખ થયું નહીં. હેની નિષ્કારણ વિપત્તિ અને દિલગિરીમાં કોઇએ પાંતી લીધી નહીં. કાવત્રાંબાજ, પ્રપંચી અને ચોર છોકરીની દુષ્ટ બુદ્ધિથી બધાંને હેના ઉપર રાગ, દુઃખ અને અભાવ ઉપજ્યો. બધાંએ અભિપ્રાય બાંધી દીધો, કે, "આજ સુધી પ્રસંગ પડયો ન્હોતો, તેથીજ કુટીલ છોકરીની કુટિલતા છાની રહી હતી; આજે પહેલો પ્રસંગ મળતાંજ પાપિણીએ પોત પ્રકાશ્યું!"

દિલગીરી, શોક નિરુત્સાહ અને વિસ્મયમાં ઘેરાયેલું ઘર, વિવાહ જેવા મ્હોટા માંગલિક પ્રસંગનો પણ યથેચ્છ આનંદ ભોગવી શકયું નહીં! અને તેને માટે સઘળાં માણસો પુત્રી જમાઇને શાપ આપવા લાગ્યાં. આવી વિષાદની છાયામાં ઘેરાયેલો લગ્નોત્સવ યેનકેન પ્રકારેણ પૂર્ણ થયો. પૂર્ણ કર્યા વગર ઉપાયાન્તરજ ન્હોતો!

અચાનક શોક, દુઃખ અને અપમાનનો ભોગ થઇ પડેલી નિર્દોષ લલિતા, પોતાનું પીયરિયાંમાં અપ્રિય થઇ પડેલું કાળું મ્હોડું છુપાવવાને થોડાજ

વખતમાં પાછી સાસરે આવી. કહે છે કે ઘોડા વેગે આવ્યાં હતાં ને કીડી વેગે ગયાં ! એ કહેવત લલિતાના પ્રસંગમાં રજેરજ ખરી નીવડી હતી. જે આદરમાન, સત્કાર અને ભાવસહિત ત્હેને તેડી જવામાં આવી હતી, તેનો એક અંશપણ ત્હેને પાછી મોકલતી વખતે અસ્તિત્વ ભોગવતો હોય તેવું કશું ચિન્હ દેખાડવામાં આવ્યું ન્હોતું ! સાસરે આવ્યા પછી પુત્ર વિયોગથી અધીરી થઇ પડેલી વિધવા સાસુની સાથે પતિ વિરહથી વ્યાકુલ બનેલી વહુનો સંબંધ-હૃદય બંધ વિશેષ ઘાટો થયો. બન્ને પરસ્પર હૃદય ખોલીને, પરસ્પર હૃદય મેળવીને, મૌન શોકની છાયા તળે ગંભીર સહનશીલતાનો અનુભવ કરવા લાગ્યાં. બન્ને સંસારનાં તુચ્છમાં તુચ્છ અને ન્હાનામાં ન્હાનાં કાર્યમાં પણ એક સાથે સ્વહસ્તે મહેનત કરી પોતાનું દીન-હીન જીવન યાપન કરવા લાગ્યાં; દુઃખી યુવતીની સાસુ જેટલા પ્રમાણમાં ત્હેની નિકટ આવી, તેટલાજ પ્રમાણમાં ત્હેનાં જનક જનની ત્હેનાથી દૂર થયાં-ત્હેને પ્રાયઃ વિસરીજ ગયાં ! વાહ ! સંસાર, વાહ ! ત્હારી લીલા અપાર છે ! માત્ર પૈસા, પૈસા અને પૈસા ઉપરજ ત્હારો બધો આધાર છે !

લલિતા મનમાંને મનમાં ચિંતવન કરવા લાગી કે-"બિચારી નિરાધાર સાસુ પણ દરિદ્ર છે. અને દૈવ-દોષથી હું પણ અત્યારે છેક નિરાધારજેવી અને દરિદ્ર છું. સાસુનાં દુઃખનું જે કારણ છે, મ્હારા દુઃખનું પણ તેજ કારણ છે. અમે બન્ને એકજ પ્રકારનાં દુઃખ-બંધનમાં એક સાથે બંધાયેલાં છીએ ! મા બાપ પૈસાપાત્ર. પ્રતિષ્ઠિત અને શ્રીમન્ત છે. એવાં સંપત્તિશાળી માબાપ મ્હારી દરિદ્ર અવસ્થાથી ઘણાં દૂર છે. એક તો દરિદ્રતાને લીધે દુનિયાદારીની તુલનામાં માબાપથી હું દૂર હતીજ: ત્હેમાં વળી, ચોરીનો ચાંદ મળ્યા પછી વિશેષ દૂર થઇ પડી ! ત્હેમની પ્રતિષ્ઠાની 'લેવલ'થી અતિશય નીચે જઇ પડી લોહીનો અને સ્નેહનો સંબંધ આટલાં બધાં પાર્થક્ય અને દૂરત્વનો ભાર વહી શકતો હશે કે કેમ તે કોણ જાણે ? "

વિચક્ષણ, પ્રવીણ પ્રાણલાલભાઇ વિલાયત સીધાવ્યા પછી પહેલવહેલાં તો પોતાની પ્રિયતમ પ્રેમની પૂતળીને પ્રેમ ભરી મીઠી ચીઠ્ઠી-પત્રિકાઓ લખી મોકલતા. પણક્રમે ક્રમે દિવસના પૂર્વાર્ધની છાયાપેઠે પ્રેમ પત્રિકાઓ પણ ન્યૂન-ન્યૂનતર અને વિરલ થવા લાગી તેમ વળી પ્રારંભની પત્રિકાઓમાં પ્રેમનો જે પરિમલ પ્રસરી રહેતો, ત્હેને સ્થાને પાછળથી ધીમે ધીમે અવગણના, અભાવ અને શુષ્કતાની ગંધ અલક્ષિત ભાવે ફૂટવા લાગી ! એ દુર્ગંધ કંઇ છેક અકારણ ન્હોતી ! બુધ્ધિમત્તાવાળા સ્વામીની અવગણના અને અવહેલા પણ સકારણજ હતી ! ત્હેના જેવી અશણ અકુશળ, ઘર કામમાં ગુંથાયેલી મજુરણ કરતાં વિદ્યા બુદ્ધિ, રૂપ અને ગુણ વગેરે, વગેરે, સઘળા વિષયોમ સઘળી રીતે ચ્હડીયાતી ઇંગ્રેજ યુવતીઓ, પ્રવીણ પ્રાણલાલ ઝવેરીને આદર અને પ્રેમનાં વચનવડે વધાવ લેવા લાગી ! પ્રવીણ, વાચાળ અને મિથ્યાભિમાની (Vain) હિંદુ યુવકને કોઇ મ્હોટા લક્ષાધિપતિને પુત્ર સ્હમજીને, સુયોગ્ય, સ્વરૂપશાળી, અને સુબુધ્ધિમાન્ શ્રીમાન તરીકે ત્હેને સત્કારવા લાગી ! ત્યારે પછી બાકી શું રહ્યું ? હવે લલિતા જેવી કાળી ની ગર-કૂલી-નિર્બોધ અને જંગલી નેટીવ સ્ત્રી ત્હેમના જેવ મહાપુરૂષના ધ્યાનમાં ક્યાંથી આવે ? હાથે સુંવાળ ચામડાંનાં મોજાંવાળી, પગની ન્હાની પણ દેખા નહીં, એટલાં વિવિધ રંગી, રંગ-બેરંગી વસ્ત્રો અને પીંછાંવાળી, સુંદર ગોરાં ગોરાં ગુલાબની છાયાવાળ અને આછાઆછા બુરખાથી ઢાંકેલાં કોમળમુખડાંવાળી નેતરની કમાન જેવી; આંગળી અડકાડતાં બેવડી વળી જાય તેવી પાતળી કટિવાળી, ભૂરી ભૂરી, ઉંડી માંઝરી અને ભૂરકીભરી-હસતી, આંખોવાળી, સોનાના રંગને ઝાંખ મારે એવા સરસ સોનેરી વાળવાળી, શેકહેન્ડમ સુંવાળા હાથથી કાળજાંનો કટકો કાપીને હાથેલીમાં ચાંપી દેનારી, જાદુવાળી; ઉજળાં ઉજળાં દુધને પણ સરખામણીમાં લજવી મારે એવા બગલાની પાંખ



१९०९ नी लाहोरनी कॉंग्रेसना प्रमुख श्रीयुत मदनमोहन

पुनाना "केसरी" तथा "मराठा" पत्रना अधिपति श्रीयुत एन. सी. केलकर हाईकोर्ट वकील.

જેવા ગૌર-ધવલ વર્ણવાળી, સૂર્ય અને ચંદ્રની શીત ઉષ્ણ કિરણ જાળમાંથી કોરી કહાડેલા કકડા જેવા સુકુમાર દેહવાળી, અને એવી એવી સૌન્દર્યને સિદ્ધ કરનારી જેટલી જેટલી ઉપમાઓ આ સૃષ્ટિમાં પ્રચલિત હતી, અને થઇ છે એથી પણ અધિક ઉપમાઓને લાયક સુંદરતાવાળી અનુપમ ઇંગ્લિશ બાલિકાઓની મોહિનીથી જેમ જેમ પ્રાણલાલભાઇ ઘેરાતા ગયા, એ નીતિ નિયમની મર્યાદાઓને ગજવામાં રાખી મૂકનારી અથવા ઘોળીને પાણી કરી પી જનારી સુંદરીઓની દરજીની કાતર જેવી ચાલાક જીભલડીઓથી જેમ જેમ ત્હેનાં કાળજાંના પડદા કતરાતા ગયા, ત્હેમના સુકોમળ સોનેરી હાથથી અપાતા સોનેરી લાલ રંગના રેલા, ત્હેનાં કોતરાઈને કાણાં થયેલાં જીગરમાં જેમ જેમ ઉતરતા ગયા, તેમ તેમ ત્હેની પ્રવીણ વિચક્ષણ ચક્ષુઓ વધારે ખુલવા લાગી ! તેમ તેમ ત્હેની કાળા-કૂલી હિંદુની જાડયતા જતી રહીને વિલાયતની ભવ્યતાનું ત્હેને ભાન આવવા લાગ્યું ! તેમ તેમ પોતાની અસામાન્ય જ્ઞાન પ્રતિભાવાળી અવસ્થામાં ત્હેને સ્પષ્ઠ સમક્ષ દર્પણવત્ જણાવા લાગ્યું કે 'પેલી હિંદુસ્તાનના છેક્ષા ખુણામાં પડેલી જંગલી એક વસ્ત્રથી વીંટાયેલી, અર્ધનગ્ન અને અર્ધ ઘુંઘટાવાળી, કાળા વર્ણવાળી, બોલવા ચાલવા કે નાચવા કૂદવાના હોંશ કોશ વગરની તુચ્છ લલિતા, એક અંશ માત્ર પણ ત્હેના જેવા મહાપુરૂષને લાયક ન્હોતી, ત્હેને પડખે ઉભી રહેવાને પણ યોગ્ય ન્હોતી ! ત્યારે એવી અપાત્ર-કુપાત્ર-કાળી-કૂલી સ્ત્રીને કદાચ પત્ર લખતી વખતે અનાદર-અભાવ-તિરસ્કાર કે અવગણનાનાં વચનો લખી દેવાય તો તે કોઇ પણ રીતે વિચિત્ર ન ગણાય ! ત્હેમાં શો શક ઉપજાવી શકાય તેમ છે ?

પરંતુ પ્રાણલાલ ભાઇનો આ નિશ્ચય પણ સઘળી વખત સાંગોપાંગ ટકતો નહીં ! અને તેપણ પાછું સકારણજ હતું જયારે આડંબરશાળી, કાળી ચામળીવાળા પ્રાણલાલ ભાઇના કાળાં કોટ, જેકેટના સઘળા ખીસા ખાલી થઇ જતા, વિલાયત જેવા ઠંડા દેશમાં જયારે ત્હેમને માટે રાતી દમડીનો પણ દુકાળ પડતો, ત્યારે નિરૂપાયે એજ કૂલીની છોકરી-સ્વયં કૂલીસ્ત્રીને ટેલીગ્રાફ કરી, ત્હેની પાસેથી તેજ ઘડીએ પૈસા મંગાવવામાં ત્હેને એક બિંદુમાત્ર પણ સંકોચ થતો ન્હોતો ! અને એ વખતે એજ કાળી કૂલી-સ્ત્રી, બન્ને હાથમાં સૌભાગ્ય ચિન્હ સ્વરૂપ ફક્ત બબ્બે કાચની બંગડીઓ રાખીને શરીરપરના સઘળા દર-દાગીના વેચી-સાટી સ્વામી દેવે મંગાવેલા પૈસા ઉલાઉલ મોકલતી હતી. જે જીવથી મોંઘા પૈસાનું ગૌરાંગ અપ્સરાઓને મ્હોડેથી એકવાર 'My own black rascal!' નું મધુર સંબોધન સાંભળવામાંજ સ્વામીદેવને હાથે કાંકરાની પેઠે પાણી થઇ જતું ! આમ દુનિયામાં કેટલે ઠેકાણે ગાયને દોહીને ગધેડાને પાવામાં આવતું હશે ત્હેનો કાંઇ હિસાબ કરી શકાય તેમ નથી !

આ તરફ લલિતાએ સ્વામીસેવા નિમિત્ત લજ્જા મૂકીને પોતાનું પલ્લું પણ પીયરથી મંગાવીને સાફ કીધું ! ગામડાંગામમાં કિંમતી દાગીના સારી રીતે સચવાશે નહીં, એમ કહીને ત્હેની માતાએ પોતાના તરફથી કરાવી આપેલા જે બહુમૂલ્ય દાગીના પોતાની પાસેજ રાખ્યા હતા, તે પણ પોતાના શ્વસુરપક્ષમાં કોઇ છેટેના સંગાંને ત્યાં લગ્ન. અધરણી આદિ કોઇ પ્રસંગ આવે, ત્યારે તક સાધીને એકે-એક કરીને બધાય મંગાવી લીધા ! તેમની પણ ક્રમે ક્રમે એજ વલે થઇ ! છેલ્લે કાનની વાળી, રૂપાનાં સાંકળાં, બનારસી સાડી, જરીનાં પોલકાં અને ગરમ શાલ. સાડીઓ સુધ્ધાં મારવાડીને ત્યાં મૂકીને, ફુલ નહીંને ફુલની પાંખડી રૂપે પોતાનાથી જે બન્યું તે પતિદેવના ચરણમાં ધર્યું ! અને ત્હેની સાથેજ વિસ્તારથી વિનય અને દીનતાપૂર્વક કાલાવાલા કરીને અહિંની સઘળી હાલત સત્ય સ્વામીને નિવેદન કરી પોતાનાં ગળાંનાં સોગન આપીને તરતજ પાછા સ્વદેશ પધારવાની પ્રાર્થના કીધી ! હાય ! એ વખતના એ-પત્રની પ્રત્યેક પંકિત અભાગણી અબળાનાં અશ્રુજળથી વિકૃત બનેલી હતી ! પ્રત્યેક અક્ષર હૃદયના લોહીથી લખાયેલો

તેવા પ્રવીણ હતા ! એટલામાં અચાનક ભાગ્યદેવીએ હેમનો હાથ પકડયો ! નશીબના ચકકરમાં મરડાઇ ગયેલા આંકડાઓ એકાએક બદલાઇ ગયા ! લક્ષ્મી માતા, સાહેબની સુરતપર આખરે લોભાયાં ! અને સ્વસુરપક્ષના પરિવારમાં એક અસામાન્ય અકસ્માત બની જવાથી બેરીસ્ટર સાહેબની કલેશબહુલ વિકટ જીવન યાત્રાનું એકાએક પરિવર્તન થઇ ગયું ! કોમળ ચાવીઓમાંથી ધીમો સુર રૂહાડતી જીવન તંત્રીને એકાએક વીજળીનો ધકકો લાગવાથી પાછી નિષાદની તીવ્ર ચાવીઓ ઉપર ગાનઆરંભવાનો અવસર આવી મળ્યો !



સંસારનું વિચિત્ર ચક્ર કયા નિયમ અનુસાર ફરે છે, તે કોઇથી કહી શકાય તેમ નથી, એથીજ ઇશ્વરની માયાને અકળિત કહી છે. સૂર્ય પૂર્વમાં ઉગીને નિયમસર પશ્ચિમમાંજ આથમે છે ! જૂદી જૂદી ઋતુઓ નિયમસર આવે છે ને જાય છે. ગ્રહ નક્ષત્ર અને તારા-મંડળ પોતાના નિર્ધારિત નિયમસરજ ફર્યા કરે છે. સૂર્ય અને ચંદ્રનાં ગ્રહણો નિયમસર થયા કરે છે અને એક પછી એક યુગો પણ બરાબર નિયમસરજ બદલાયાં કરે છે. છતાં પણ એ નિયમોનો ક્યારે, કેવી રીતે અને શા કારણથી ભંગ થશે, તે શું કોઇ કહી શકે તેમ છે ? સૂર્ય પૃથ્વીનાં પરસ્પર આકર્ષણથી, અચાનક હેમના વચ્ચેનું પ્રતિપળે ઓછું થતું અંતર ક્યારે પૂરું થઇ જશે અને સૂર્યની અગ્નિ-શિખામાં પડીને આ પૃથ્વી કઇ ઘડીએ ભસ્મીભૂત થશે અથવા કયે દહાડે અફળાઇને ચૂર્ણ વિચૂર્ણ થઇ જશે, તે શું કોઇ જાણી કે જણાવી શકે તેમ છે ? કયા ગ્રહની સાથે કયો ગ્રહ કયારે પછડાઇ-પટકાઇને ભાંગી તૂટી-ચૂરે ચૂરા બની જશે, હેની શું કોઇ વિજ્ઞાની કદી પણ કલ્પના કરી શકશે ? કયે ઠેકાણેથી જમીન અથવા જ્વાળામુખી ફાટીને પળવારમાં જળને ઠેકાણે સ્થળ અને સ્થળને સ્થાને જળ રેલાવી મૂકશે, હેનો શું કોઇ ચોકકસ સમય આંકી બતાવે તેમ છે ? ભાગ્યનું ચક્કર ફરતાં વૈભવ અને ગર્વની અંબાડી ઉપર ચ્હડેલો રાજા મહારાજા કે રાજાઓનો રાજા કઇ ઘડીના છઠ્ઠા ભાગમાં, ગોથું ખાઇને વિનાશની ખીણમાં ગબડી પડશે ? અથવા તૃણથી પણ તુચ્છ અને સ્વલ્પ મનુષ્ય કયે વખતે અપરિમિત સુખ-સંપત્તિનો અધિકારી થશે ? હેનું શું કોઇથી અનુમાન થઇ શકે તેમ છે ? ઘણી વખત ધર્મીને ત્યાં ધાડ અને ચંડાળને ત્યાં સુખપાલ જોવામાં આવે છે, એ પણ શું ઇશ્વરનો નિયમજ હશે ? જો એમજ હોય તો પછી ' સત્યમેવ જયતે નાનૃતમ્' આદિ શાસ્ત્રના સિધ્ધાંતો કયાં પ્રાણીને પુંછડે લટકાવવા પડશે ? એ બધી બાબતોનો વિચાર કરતાં બિચારૂં મન, ભ્રમના ચકકરમાં ગોથું ખાઇ જાય છે, કશો પણ નિર્ણય કરી શકતું નથી. કશી પણ કલ્પના બાંધી શકતું નથી. એથીજ લખ્યું છે કે ઇશ્વરની અકળ કળા છે. હેમની અગમ્ય લીલા છે, તૃણનો મેરૂ અથવા મેરૂનો તૃણ કરવો, સારામાંથી નરસું અને નરસાંમાંથી સારૂં કરવું, એવી અઘટિત ઘટના ઘટિયસી માયા જાળ પાથરનાર પરમાત્માની લીલાને વેદાંતીઓએ એટલા માટેજ અનિર્વચનીય કહેલી છે. માટેજ કારણ-કાર્યનો સંબંધ શોધવાની ગડમથલમાં પડવું એ મિથ્યાને સત્ય કરવામાં મથી કે મચી રહેવા સમાન છે, અને ઇશ્વરપર શ્રદ્ધા રાખી પ્રાપ્ત સમયમાં સંતોષ સેવવો એજ પરમ ધર્મ કહેવાય છે,

આજે ઇશ્વરની એજ અકળ, અચિંત્ય, કળાને યોગે પરમશ્રધ્ધાળુ આસ્તિક અને ચુસ્ત ધાર્મિક માણેકલાલશેઠ ઉપર અણધાર્યો વિપરીત પ્રસંગ ગુજર્યો છે. પરમ ધર્મપરાયણતા અને સત્યતાનાં સર્વાંશે પાલન છતાં પણ વૃદ્ધાવસ્થામાં આવી અણધારી આફતથી ઘેરાવાનું કારણ પૂર્વ જન્મનાં કોઇ બાકી રહેલાં પાપનું ફળ હશે કે શું હશે. તે અમે કંઇ જાણતા નથી. ? અમારી ટુંકી બુધ્ધિથી જે જાણી શકયા છીએ, તે માત્ર એટલુંજ કે હેમનો એકનો એક પુત્ર ચિમનલાલ પોતાની પત્ની અને

ન્હાની બેહેન સહવર્તમાન પાંચ પંદર દિવસ હવા ફેર કરવાને મુંબઇથી અમદાવાદ તરફ જતાં હતાં: ત્યાં રસ્તામાં દૈવ કોપથી અચાનક ઇટિલાના અકસ્માતમાં તેઓ ભોગ બની ગયાં! બીજે દિવસે અકસ્માતના સમાચાર મુંબઈમાં ફરી વળતાં બિચારા વૃધ્ધ માણેકલાલ જાતે પોતાના કુળદીપક, પુત્રવધુ અને પુત્રોની શોધ માટે ગભરાયેલી હાલતે દોડી ત્યાં આવ્યા! પણ જેમને યમનું આમંત્રણ થાય તેને કોણ રોકી શકે તેમ છે? કુદરતના નિયમને ઉંધો વાળી નવજુવાન પુત્ર, પુત્રવધુ અને કન્યા પરલોક સીધાવ્યાં અને ગલિતદંત, પળિતકેશ, જર્જરિત શરીર વાળા વૃદ્ધ માણેકલાલ પોતાની આખર અવસ્થામાં કુળવિનાશની મહા-વિપત્તિ ભોગવતા આ કલેશબહુલ સંસારમાંજ બેસી રહ્યા! એથીજ ઉપર લખ્યું છે કે કુદરતના નિયમનો ક્યારે અને શા કારણથી ભંગ થાય છે એ શું કોઇ કળી શકે છે? કળી શકતું હોય તે કલ્પનાના ઘોડા-દોડાવી કહી બનાવો કે વૃધ્ધાવસ્થામાં વિના વાંકે ધર્માત્મા પુરૂષ માણેકલાલને આવી વિકટ વિપત્તિ શા માટે ભોગવવી પડી? ત્હેણે ઇશ્વરના પુણ્ય ભંડારમાં શી ચોરી કીધી હતી? અને આપણા પ્રાણલાલ -બેરીસ્ટર સાહેબે એવું તે શું મ્હોટું પુણ્ય કીધુ હતું કે સસરાની વિપુલ સંપત્તિના તેઓ વગર મહેનતે એકા એક વારસ અને માલીક બની બેઠા?

દુર્ભાગ્યક્રમે નડેલા આ અકસ્માતથી માણેકલાલ શેઠને લલિતા શિવાય બીજું કોઇ આત્મીય રહ્યું નહીં. માણેકલાલનો બીજો ભાઇ પણ અગાઉથીજ નિર્વંશ અવસ્થામાં આ લોકનો ત્યાગ કરી ગયો હતો. માત્ર વૃદ્ધા પત્નીજ આશ્વાસન દેવાને અને અર્ધાંગના રૂપે વિપત્તિનો અર્ધો ભાગ ભોગવવાને જીવતી હતી: તે પણ જીવતી હોવા છતાં મરેલી જેવીજ હતી; કેમકે જે કોમળ હૃદયની અબળાએ લાંબા આયુષ્યના સઘળા દહાડા સુખ-ચેન અને આનંદ વૈભવમાંજ ગાળ્યા હતા, ત્હેના માથાંપર અચાનક સર્વ-નાશનું વજ્ર ટૂટી પડતાં દીન-અબળ હૃદયને જે આઘાત થયો હતો, તે શબ્દોથી કદીપણ બતાવી શકાય તેમ નથી. પરંતુ માથે પડેલું દુઃખ ભોગવી લીધા વિના ઉપાયાન્તરજ ન્હોતો. અધિકારી દંડે તેની અપીલ પણ થાય, પરંતુ દૈવ દંડે ત્યારે શું કરી શકાય તેમ છે?

આ અનિવાર્ય શોકજનક પ્રસંગને કેટલાક દહાડા વીત્યા પછી માણેકલાલે પોતાના જીવન-આધાર સ્વરૂપ એકની એક પુત્રીને પોતાને ઘેર બોલાવી અને ત્હેની સાથે વાતચીત કર્યા પછી બિચારો હૃદય ભગ્ન વૃદ્ધ પુરૂષ, આંસુ ગાળતો જાતે બેરીસ્ટર સાહેબની પાસે આવ્યો. પ્રાણલાલે પ્રવીણતા વાપરી 'यत्र यत्र धुमस्तत्रतत्रवान्हि:' નાં ન્યાયસુત્ર પ્રમાણે અનુમાન પ્રમાણથી શ્વસુર આગમનનું કારણ સોએસો વસા કળી લીધું! છતાં પણ જાણે તે બાબતનું સ્વપ્નું સરખું પણ ન હોય! એવી રીતે પોતાના સાળા અને સાળીનાં અકાળ મૃત્યુ માટે અત્યન્ત દિલગિરી બતાવવા લાગ્યા! એ દિલગીરીનું દુઃખ આજે આટલા અન્તર પછી પણ એટલું બધું ઉછળી આવ્યું કે વાત કરતાં કરતાંમાં તો બેરીસ્ટર સાહેબની આંખોમાંથી દડદડ કરતાં ગરમ આંસુડાંઓ ટપકવા લાગ્યા!

બેરીસ્ટર સાહેબનો એક મૂર્ખ કલાર્ક દૂર ઉભો ઉભો આ દ્રશ્ય જોયા કરતો હતો, તે પોતાનાં અજ્ઞાનવશાતઃ બેરીસ્ટર સાહેબના આ અપરિમિત શોકને તો ઉપર ઉપરનો દેખાતો ઢોંગ અને પ્રપંચ સમજી છાનોમાનો મ્હોં ફેરવી, મ્હોંડાંપર રૂમાલ ઢાંકી ધીમે ધીમે હસવા લાગ્યો! અને આ તરફ બેરીસ્ટર સાહેબનાં રૂદનની ડીગ્રીઓ વધવા લાગી! તેમ તેમ ત્હેનાં હાસ્યની પણ વધતી જતી ડીગ્રીઓને નાક છીંકવાને મિષે ઉઠીને દબાવી દેવા લાગ્યો! સુશિક્ષિત પુરૂષોની હૃદય કોમળતાને આવા મૂર્ખ શિરોમણી છોકરવાદ જુવાનીઆઓ શું જાણે?

માન્ય નિયમજ પડી ગયો છે. એ નિયમપર પગ કેમ મૂકાય ? અને ભાઇ, મ્હોટા સ્વાર્થ ખાતર ન્હાના દોષો ઉપર ઢાંકપછેડો કરવોજ જોઇએ. એ બધી વ્યવહારિક કુશળતા કહેવાય ! સમાજના નિયમોનું ઉલ્લંઘન કરી ત્હેમના સ્હામા થવું, ગાંઠ ગુમાવીને ગાંડામાં ગણાવું એ મ્હોટામાં મ્હોટી મૂર્ખતા છે. અને સાચું-ખોટું એતો દિવસ તેમજ રાતની પેઠે સમય સમયની છાયા રૂપે સદા બદલાયાજ કરે છે!”

ત્યારપછી મુહૂર્ત જોઇને ‘દેહ શુધ્ધિ પ્રાયશ્ચિત’ કરાવવાનો તેમજ વટલેલા બેરીસ્ટર-સાહેબને પાછા જ્ઞાતિમાં લેવાનો એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. એ વખત દરમ્યાન લોકોનું અને મુખ્યત્વે શ્વસુર-પક્ષનું મન જીતી લેવા માટે પ્રાણલાલ ભાઇએ માત્ર ધોતીયું, પાઘડી પ્હેરવા માંડયાં ! એટલુંજ ન્હોતું પણ પકકેપકકા—ચૂસ્ત હિંદુમાં ગણાવા માટે પોતાનાં બુધ્ધિ બળ, શાસ્ત્ર જ્ઞાન, તર્ક અને ઉપદેશથી આર્યોના આચાર-વિચારોની શ્રેષ્ઠતા સિધ્ધ કરી, વાદ વિવાદમાં પ્રતિપક્ષીને હરાવી, યુરોપની સમાજને ગાલે સાહી ચોપડવા લાગ્યા !અને આર્ય સિદ્ધાન્તોને માથે ચૂનો ચોપડવા લાગ્યા ! બેરિસ્ટર સાહેબના આચાર વિચારોમાં અચાનક આવો મ્હોટો ફેરફાર થયેલો જોઇને સઘળા આશ્ચર્ય અને આનંદ પામ્યા ! તે એટલે સૂધી કે પ્રાણલાલભાઇ પોતે પણ પોતાનાં બુદ્ધિબળ અને વેશ પરિવર્તન માટે સાનંદાશ્ચર્ય પામ્યા !

બદલાયેલી ભાગ્યદશાવાળી, સૌભાગ્યવાળી લલિતાગવરી તો આ આનંદ વ્યાપારથી અરધી ઘેલીજ બની ગઇ ! ત્હેનું, પ્રેમ પીયૂષમાં પલળી-ભીંજાઇને તરબોળ થઇ ગયેલું સ્નિગ્ધ-હૃદય આજકાલ આનંદ, ગર્વ અને ગૌરવથી ઉછળી ઉછળીને ઉભરાઇ રહ્યું છે ! હાસ્ય, ખુશાલી, અને વિનોદની ત્રિપુટી એક સાથે અનંત બની ગઇ છે ! તે સગર્વ મનમાં ને મનમાં કહેવા લાગી કે ‘ જે લોકો વિલાયત જઈ આવે છે, તેઓ તો બધા એકદમ-હમેશને માટે વિલાયતી સાહેબજ બની બેસે છે. ત્હેમને જોઇને તેઓ હિંદુ હશે, એવું કદી અનુમાન પણ કરી શકાતું નથી! વળી તેઓ પોતાની નાત-જાત-અને નીતિ-રીતિ તરફ એટલી બધી છીટ બતાવે છે કે જાણે પોતે મ્હોટો દેવ, અને ત્હેના કુટુમ્બી અને દેશીભાઇઓ બધાં જંગલી પશુ ! પરંતુ મ્હારા સ્વામીનાથને તો એ છીટના રોગનું એક રજકણ પણ લાગ્યું જણાતું નથી! તેઓ તો કશો પણ વિભ્રમ વિકાર પામ્યા વિના સર્વાંશે હિંદુ સ્વરૂપેજ સ્વદેશમાં પાછા આવ્યા છે ! ઉલટો હિન્દુ ધર્મ અને હિન્દુ સમાજ ઉપરનો ત્હેમનો ભાવ અને ભકિત તો આગળનાં કરતાં પણ ઘણાં આગળ વધી ગયાં છે ! કેવા તેઓ ગુણવાન ! કેવા બુધ્ધિમાન અને કેવા શ્રધ્ધાવાન ? ” આવા આવા આનંદજનક અનેક તર્ક-વિતર્ક અને સુખ-સ્વપ્નોમાં લલિતા બાઇતો લીન બની ગયાં !

એમ કરતાં ‘દેહશુદ્ધિ પ્રાયશ્ચિત’ નો નકી કરેલો દિવસ આવી પહોંચ્યો. એ દિવસે સ્હવારથીજ ધામધુમ ચાલી રહી. બ્રાહ્મણો, શાસ્ત્રીઓ પંડિતો, સગાં સમ્બન્ધીઓ અને ઇષ્ટ-મિત્રો એક પછી એક ક્રમાનુસાર આવવા લાગ્યા. દિવસ ચ્હડતાં નાતીલા અને ઓળખીતાઓ પણ એકત્ર થવા લાગ્યા. ત્હેમની ઠઠથી માણેકલાલ શેઠનો મ્હોટો માળો ખીચોખીચ ભરાઇ ગયો ! માનીતા જમાઇનું ‘પ્રાયશ્ચિત’ શેઠ આજે બહુ ઠાઠમાઠથી કરાવે છે ! પૈસા ખર્ચવામાં કોઇ જાતનો લોભ રાખ્યો નથી ! બ્રાહ્મણોનું ટોળું પવિત્ર વેદોચ્ચાર અને રૂદ્રિના વાકય ધ્વનિથી ગગન ગજાવતું પ્રતિપળે મ્હોટું થતું જતું હતું.

બીજી તરફ એકત્ર થયેલા અને આમંત્રણથી બોલાવેલા સમ્બન્ધીઓનાં ભોજનની તૈયારીઓ થવા લાગી ! પાંચ જાતના પકવાન્ન-સ્વાદિષ્ટ મિષ્ટાન્ન, વિવિધ શાક પાન, અને મનભાવતાં ભોજનની અનેક સામગ્રીઓનો રંગ આજે કંઇ ન્યારોજ હતો ! સંક્ષેપમાં આજના દિવસને મ્હોટા લગ્નોત્સવ જેવા ભપકાથી ઉજવવા માટે ઉદાર શેઠે કોઇ પણ વાતની ખામી કે ક્યાશ રાખી ન્હોતી !



गं. स्व. वाजीगौरी गज्जर.—गं. स्व. न्हानीब्हेन गज्जर
( વનિતા વિશ્રામનાં સ્થાપકો—સુરત. )



सुरतना वनिता विश्रामनो लाभ लेनार भगिनियो.

સ્ત્રી મંડળમાં પણ આનંદ–ઉત્સાહની આજે સીમાજ ન્હોતી! પૂરાણીઓ, ન્યાતીલાઓ અને શાસ્ત્રી પંડિતોનાં સત્કાર–ભોજન આદિનાં આયોજન માટે સ્ત્રીવર્ગ રોકાઇ ગયો હતો! ત્હેમના વિશાળ કોલાહલ અને ધામધૂમવચ્ચે બેરિસ્ટરની બૈરી, સદ્‌ભાગી લલિતા ગવરી આજે પ્રફુલ્લ–મુખે ગજગતિયે આમતેમ ધ્રૂમી રહી છે! શરદ્‌ઋતુની રવિ-કિરણ–રંજિત, પ્રભાત–વાયુ–વાહિત, ન્હાની વાદળીની પેઠે આનંદનાં વાતાવરણમાં તરતી લલિતા, આજે પોતાના સુખ સૌભાગ્યની સીમાએ પહોંચી ચૂકી હતી! આજના સઘળા વિશાળ વિશ્વ વ્યાપારનો મુખ્ય નાયક ત્હેનો પ્રિય સ્વામી હતો. આજે લલિતાને મન સમસ્ત ભારતભૂમિ એક રંગભૂમિ બનીગઇ છે! પ્રભાતનો પહેલો પડદો ઉપડતાંજ એ રંગભૂમિ ઉપર પ્રિય પતિદેવ પ્રવીણ પ્રાણલાલ, બાર–એટ–લો, પરમ શ્રધ્ધાસ્પદ, સુરત ધાર્મિક, આર્યના આદર્શ રૂપે વિસ્મિત વિશ્વમંડળની સ્હામે ગૌરવ સહિત મુખ્ય પાત્રના ઠાઠમાં વિરાજી રહ્યા છે! ત્હેમનાં પુણ્ય દર્શનથી વિશાળ વિશ્વ વિસ્મિત બની ગયું છે! અને આ, દેહ શુધ્ધિ પ્રાયશ્ચિત, એ કંઇ અપરાધ સ્વીકારથી મળેલો સામાજિક શિક્ષા–પ્રહાર નહાતો, પણ એક પ્રકાનો પ્રવીણ પતિ દેવનો અનુગ્રહ પ્રકાશ હતો! પ્રવીણ બેરીસ્ટર સાહેબે વિલાયથી પાછા ફરીને આજે હિન્દુ સમાજમાં–એ સમાજની વણિક જ્ઞાતિમાં–પુન: પ્રવેશ કરીને પોતાની જ્ઞાતિને, હિંદુસમાજને અને હિંદુસ્તાન દેશને ગૌરવ આપી યશસ્વી બનાવ્યો છે! અને એ યશ–ગૌરવની પ્રકાશિત છટા, સમગ્ર દેશમાંથી હજારો કિરણો દ્વારા વિકાસ પામીને, લલિતા ગવરીનાં પ્રેમ પ્રમુદિત પૂર્ણ પ્રફુલ્લિત મુખ કમળ ઉપર અલૌકિક મહિમા જ્યોતિનાં પ્રતિબિમ્બ પાડી રહી છે! આટલા દિવસ, ભોગવેલાં તુચ્છ જીવનનાં સઘળાં દુઃખ દારિદ્ર અને અપમાનની કાલિમા આજે ભૂસાઇ ગઇ છે! હીનતા–દીનતા દૂર થઇ ગઈ છે! માત્ર ગૌરવ, આનંદ અને પ્રકાશની પૂર્ણ માત્રાએ ત્હેનાં મુખ, હૃદય, પ્રાણ, આત્મા, અને સ્થૂલ શરીર ઉપર પણ અધિકાર જમાવ્યો છે! તેથી લલિતાએ આજે જન કોલાહલથી ગાજતાં અને પરિવારથી પરિપૂર્ણ ભરાઇ ગયેલાં પોતાનાં પિતૃગૃહમાં સઘળાં સ્વજનો સમક્ષ ઉન્નત મસ્તકે ગૌરવનાં ઉંચા આસન ઉપર આરોહણ કર્યું છે. સર્વશ્રેષ્ઠ સ્વામીના મહત્વ બળે ત્હેના જેવી ક્ષુદ્ર,–અયોગ્ય, અકિંચિત્ સ્ત્રીને પણ આજે સમગ્ર સંસારમાં સન્માનપાત્ર બનાવી દીધી છે! એવા રૂડા સ્વામીનું સદ્‌ભાગ્ય આજે શરતપૂર્ણિમાની પેઠે સંપૂર્ણ સોળે સોળ કળામાં ઝળકી રહ્યું છે! પૂર્ણિમાના ચંદ્રમાં પણ કલંકની કાળી છાયા રહે છે; પરંતુ લલિતાના પતિ–ચંદ્રમાં તો જ્ઞાતિ બહિષ્કારનું જે કલંક આજ સુધી રહેવા પામ્યું હતું, તે પણ હવેથી નાબૂદ–નિર્મૂળ થયું છે!

આજે અનુષ્ઠાનનો આરંભ થયો છે! થોડીક વારમાં 'દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત' પરિસમાપ્ત થશે ન્યાત બહાર થયેલા બેરીસ્ટર સાહેબ પાછા જાતિમ આવશે. થોડીજ વારપછી જાનભાઈઓ, સંબંધીઓ કુલ-ગુરૂઓ અને શિષ્ઠ પુરૂષો તેમને એકજ પંક્તિમાં બેસાડી જમાડશે! અને સમગ્ર બ્રહ્માણ્ડમાં આનંદોત્સવ વર્તાઇ રહેશે! આવાં સુખ-સ્વપ્નાંઓમ બિચારી લલિતાનું નાજુક હૃદય અનેક આનંદ ભય અભિલાષો વડે કચડાઇ જતું હતું!

આ તરફ દાઢી મુંછ મુંડાવેલા, બોડકા બારિસ્ટર સાહેબ હાથમાં પવિત્ર ગંગા જળની અંજલિએ ભરતા દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવે છે. પંડિત બ્રાહ્મણોના વેદમંત્ર ધ્વનિથી દશે દિશાઓ મુખરિત બની ગઇ છે. વેદીનાં પવિત્ર અગ્નિ ઉપર ઘૃત–અક્ષત તિલાદિની પવિત્ર આહુતિયો અપાય છે! આહુતિયેના પ્રપાતથી ઉડતી ધૂમ્રમાલાઓ બેરિસ્ટરસાહેબ પરદેશ પ્રવાસનાં પ્રાયશ્ચિત્ત સહિત ઉંચે ન્હડતી આકાશ ગામી થવા લાગી છે! સમુદ્રયાનનો દોષ, વેદ પવિત્ર લેપ વડે ધોવાય છે! અને બીજી તરફ કિન્નકંઠવાળી કોકિલાઓ પડદાની આડ પછવાડે બેસી મંગલ ગીતો ગાય છે! છાણ, ગૌમુત્ર, મધુ, દુધ અને ઘૃતાદિ વસ્તુઓથી સ્નાન કરાવી; ગૌમુત્ર અને ગંગાજળનું પાન કરાવી, નવરાવી, ધોવરાવી, બેરીસ્ટર સાહેબ

પાછા પાવન કરવામાં આવ્યા ! દેવને ન્હડાવેલો પ્રસાદ આરોગી લીધા પછી તામ્બુલની બીડી આપી ગુરૂદેવે પ્રવીણ પ્રાણલાલભાઈનાં મસ્તિક ઉપર હાથ મૂકી હસ્તે ચ્હેરે આજ્ઞા કરી–"પુત્ર ! વડીલોને પગે લાગો !" ત્હમારા જન્મ જન્માન્તરના દોષ આજે ભગવતી શ્રુતિના પ્રતાપે દૂર થયા છે. જાઓ ફતેહ કરો !"

બેરીસ્ટર સાહેબ, હાસ્યચમકિત મુખે ગુરૂદેવને, પંડિતોને, સસરાજીને તેમજ અન્યાન્ય વડીલોને પગે લાગ્યા ! સૌએ ત્હેમને આશિર્વાદ આપ્યા, એટલામાં અંતઃપુરમાંથી સાસુજીએ જમાઈને મ્હોડું જોવા અને આશિર્વાદ દેવા તેડાવ્યા. બેરિસ્ટર સાહેબ સ્વસ્થ ચિત્તે, હસિત મુખે, પાન ચાવતા ચાવતા પ્રસન્નતા પૂર્વક અંતઃપુર તરફ ચાલ્યા. ઝીણું રેશમી નાગપુરી ધોતીયું છેક ન્હાની નીચે ઢસડાતું હતું. માન, આનંદ અને ગૌરવથી ભારે થયેલી ગજ ગતિયે જમાઈરાજ સવાસોનું એક પગલું ભરતા હતા ! જાણે પોતાના અસીમ પરાક્રમ પ્રતાપથી બન્ને કુલને તારી દીધાં હોય ને !

આ તરફ સસરાજી, પંડિતો અને બ્રાહ્મણ વર્ગને ઉદાર હાથે દક્ષિણા વ્હેંચતા હતા. વેદ મંત્રો અને આશિર્વાદોનો મંગલ ધ્વનિ આકાશનું પણ પેટ ફાડીને જાણે આરપાર નીકળી જતો હોય, તેમ દશે દિશાઓને ગજાવી રહ્યો હતો જેમણે દક્ષિણા લીધી હતી તે પંડિતો પણ સભા મંડપમાંજ બેસીને વાદ વિવાદ સહકારે શાસ્ત્ર ચર્ચા ચલાવતા પોતપોતાનું પાંડિત્વ પ્રકાશતા અને વિસ્તારતા હતા ! માણેકલાલ શેઠ મંદ હાસ્યપૂર્વક દક્ષિણાદાન કરતા, પંડિતોનો તર્ક પ્રધાન વાદ વિવાદ સાંભળતા, સ્વજનોનાં વિશાળ વૃંદથી ઘેરાઈને ગૌરવ સહિત બેઠા હતા. એટલામાં દરવાજાપરથી નોકરે આવીને એક ન્હાનકડું સુંદર વીઝીટીંગ કાર્ડ શેઠના હાથમાં મૂકતાં જણાવ્યું કે "શેઠ સાહેબ ! બહાર એક મડમ સાહેબ આવ્યાં છે, ને અંદર આવવાની રજા માગે છે."

માણેકલાલ શેઠ સાંભળીને આશ્ચર્ય પામ્યા. અને માત્ર "હેં !" એટલા શબ્દોચ્ચારમાંજ ત્હેમનો આશ્ચર્યનો ઉચ્છવાસ વિરામ પામ્યો. બીજીજ પળે મુંગે મ્હોડે હાથમાં મૂકાયેલાં ન્હાનાં સરખાં, સુંદર, લીસાં લીસાં વીઝીટીંગ કાર્ડ ઉપર નજર ફેરવી. એ ન્હાનકડાં કાર્ડ ઉપર ન્હાના ન્હાના મરોડદાર સુંદર રીતે છાપેલા અક્ષરોમાં લખ્યું હતું 'મીસીસ પ્રાણલાલ ઝવેરી અર્થાત્ પ્રાણલાલનાં પત્નિ ! કેવું આશ્ચર્ય ? માણેકલાલ શેઠ કેટલેક વખત ત્યાંને ત્યાં મુંગે મ્હોડે, સ્થિર દ્રષ્ટિયે ન્હાનાં સરખાં કામણગારાં કાર્ડ ઉપર મીટ માંડીને જોઈ રહ્યા હતા ! પણ એ એક સામાન્ય શબ્દનો અસામાન્ય અર્થ–ગ્રહ કરી શક્યા નહીં ! એટલામાં તો વિલાયતના ઠંડા હિમ જેવા પ્રદેશોમાંથી તરતની આવેલી, ગુલાબી લાલીવાળા ગોરા કુમળા ગાલવાળી, લાંબા અને સોનેરી, ચકચકતા વાળવાળી, ભૂરી ભૂરી ઉંડી માંજરી ' બલુ આંખોવાળી, દુધનાં ફીણ જેવા ઉજળાવાનવાળી, સિંહણીની કટિના પણ કટકા જેવી છેક પાતળી કેડવાળી, મ્રગલી જેવાં નાજુક પગલાં ભરનારી, હસિત–મધુર–મુખમુદ્રાવાળી એક ઈંદ્રભૂવનની અપ્સરા તુલ્ય ઇંગ્રેજ રમણી રંગ મંડપમાં આવી પહોંચી ! વિશાળ માનવ–સમાજના મંડપ વચ્ચે ઉભી રહીને ચોમેર જામેલા પુરૂષ સમુદાયનું નિરીક્ષણ કરવા લાગી ! ધારી ધારીને એક પછી એક પુરૂષની મુખમુદ્રા તાકવા લાગી ! પણ ત્હેની ચિરવિરહિત ચક્ષુઓને પોતાનાં પરિચિત પ્રિય મુખનું દર્શન થયું નહીં !

આ તરફ મેમસાહેબને એકાએક ચુસ્ત હિંદુ ગૃહસ્થની ધર્મ ક્રિયા વચ્ચે નિર્ભયતાથી આવી ઉભેલી જોઈને પંડીતો ગભરાયા, ત્હેમની શાસ્ત્ર ચર્ચા શાન્ત પામી. ત્હેમની સંહિતાના સમગ્ર તર્ક વિતર્ક ઉડી ગયા ! ત્હેમના પાંડિત્ય પ્રકાશનું પુરાણ એકાએક બંધ થઇ ગયું ! કોલાહલ બંધ પડી ગયો ! કોઇ પંડિત શાસ્ત્ર ધર્મ ભ્રષ્ટતાના રાગથી થરથર કંપવા લાગ્યા ! ત્યારે કોઈ પંડિત રાજનું બાફેલા ટબ્બા જેવું ખાંડું બોખું મ્હો અને ત્હેનીચકામેલી બ્હેબાકળી આંખો ઘડીયાળનાં

લોલક પેઠે ડગમગવા લાગ્યાં ! પણ કોઇની શબ્દોચ્ચાર કરવાની સુદ્ધાં હિમ્મત ચાલી નહીં ! ઉત્સવના આનંદથી ગાજતો સભામંડપ સ્મશાનવત શાન્ત અને નિસ્તબ્ધ બની ગયો ! પવન અને પ્રકાશની ગતિ પણ જાણે અટકી પડી હોય ! એવી શાંતિ પથરાઇ રહી ! હવે શું થાય છે ? તે પ્રત્યેક આંખ આતુરતાથી જોવા લાગી ! એટલામાં જમીનપર ઘસડાતાં રેશમી કિનારીવાળાં કિંમતી ધોતીયાંની પાટલીનો છેડો ઝુલાવતા, અલસ મન્થર ગતિયે ચાલતા, તાંબુલ રંગથી લાલબિંબ થયેલા અર્ધ ખુલ્લા અધર વચ્ચે હસતાં મ્હોડાંની દંત-પંક્તિ દીપવતા, પ્રવીણ બેરીસ્ટર પ્રાણલાલભાઇએ ખભાપર ચઢાવેલી નવી જનોઇનો બીજે હાથે વળ ઉખેડતાં ઉખેડતાં સભામંડપની રંગભૂમિ ઉપર પુનઃ પ્રવેશ કર્યો ! ત્હેમને જોઇને એક પળવારમાંજ ઇંગ્રેજ-રમણી કમાનમાંથી છુટેલાં તીરની પેઠે દોડી ! બેરીસ્ટર સાહેબની ઘઉંરંગની ડોકમાં બગલાની પાંખ જેવા ધોળા અને કમળ જેવાં સુકોમળ કર-પંજર વીંટાળી દીધા ! છાતી ઉપર ધડકતી છાતી મૂકી ભર સભા વચ્ચે દૃઢ આલિંગન આપી બેરીસ્ટર સાહેબનું જીવિત કૃતાર્થ કીધું ! અને એ સર્વનાં શિખરરૂપ ગોરી ગોપી જેવી મડમ સાહેએ કાળા કહાનના પાન ચવર્ણથી લાલબિંબ થયેલા હોઠ ઉપર પોતાના નાજુક હોઠ મુકી દમ્પતીના મિલન આનંદને દર્શાવનારૂં એક મીઠું ચુમ્બન મુદ્રિત કીધું ! શ્વાસોશ્વાસ, પ્રાણેપ્રાણ, હૃદયથી હૃદય અને દેહથી દેહ મેળવી, દંપતી ધર્મનાં સૂત્ર પ્રમાણે બન્ને અર્ધાંગને એક થવાનો યોગ સાધીને પ્રવીણ પ્રાણલાલભાઇનું બાકી રહેલું દેહશુધ્ધિ પ્રાયશ્ચિત પૂર્ણ કીધું ! વેદના મંત્રો સુકાઇ ગયા ! પંડિતો તો બિચારા પાઘડાં પ્હેરી પ્હેરીને પલાયન કરવા લાગ્યા ! યજ્ઞ વેદી ઉપર શરમાઇને બુઝાઇ જતા અગ્નિ દેવનું વિસર્જન બતાવતો ઝાંખો ધુમાડો ધીમે ધીમે આકાશ તરફ ચ્હડી જવા લાગ્યો ! કુટુંબના ઓળખાણ પિછાણના અને જ્ઞાતિના આપ્તજનો પણ ઝાડપર એકઠાં થયેલાં પંખીડાં જેમ એક બંદુકનો અવાજ થતાંજ ટપોટપ ઉડી જાય છે, તેમ પાંખો ફફડાવી, મોજડીઓ ચ્હડાવી, મંદહાસ્યપૂર્વક ઉડી જવા લાગ્યા ! શણ કાગડીઓ જેવી છૂટી છવાઇ બૈરીઓ પણ બારીમાંથી ડોકીયાં કરતી, ડરતી, પાછી ફરતી આભી બની ગઇ હોય અથવા મેમ સાહેબની અદેખાઇ કરતી હોય તેમ તાકી તાકીને બેરીસ્ટર સાહેબ અને તેમની ગોરી ગોરી ગોરડીની પ્રણયલીલા, પ્રેમલીની આંખોએ અવલોકવા લાગી ! સ્ત્રીઓનો સ્વભાવજ કૌતુક પ્રિય હોય છે ! ત્યારે રહેતું શું કહેવું ?

એ દિવસે સંહિતાના તર્ક પાછા સંભળાયા નહીં ! એ દિવસે જ્ઞાતિ ભોજનનાં ભાણાં પાછાં પીરસાયાં નહીં ! અને એ દિવસે બિચારી ક્ષુદ્ર લલિતાને પોતાના મહાન્ સ્વામીનો પૂરેપૂરો મહિમા ગાવાનો અવસર મળ્યો નહીં ! તેમજ એ દિવસે પવિત્ર ધૃત ધૂમે ઉદિત થઇને યજ્ઞવેદીને પાછી પોતાના ભૂરા ભૂખરા રંગથી શોભાવી નહીં ! ત્યારથી માણેકલાલ શેઠે જમાઇનું મરતાં સુધી મ્હોડું ન જોવાના આકરા સોગન લીધા ! પણ બિચારી લલિતા તેમાં શું કરે ? પ્રિયપતિનું દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત્ત અચાનક અપૂર્વ અલૌકિક ભાવે ભજવાઇ ગયું; ત્યારે Action ના પ્રમાણમાં Reaction પણ થવુંજ જોઇએ !

વસન્ત.



# प्राथमिक केळवणी.




હિન્દુસ્તાનમાં દેશી રાજ્યોને મુકી દઇએ તો; ૨૬,૦૦,૦૦,૦૦૦ ( છવીસ કરોડ ) મનુષ્યની વસ્તી છે. આટલામાંથી અર્ધભાગ પણ જો કેળવણી પામેલો હોય તો દેશની ઉદયની શી શી મોટી આશા રખાય ? પરંતુ જો તેમાંથી સેંકડે બે ટકા પણ પુરી કેળવણી પામેલો ન હોય તો તમે કોઇ પણ દિવસ ઉન્નતિની આશા રાખી શકો ? સરકાર તમારી પર કૃપા કરી તમોને નવા નવા હક આપે, તમારા ઉચ્ચ પ્રકારની કેળવણી પામેલા પુરૂષો કાઉન્સીલોમાં બેસી નવા હકો ભોગવી, તમારી ઉન્નતિના વિચાર કરે, પરંતુ જો તમે, લોકો પોતે જ તે સમજવાને, તથા તે હકોનો ઉપયોગ કરવાને શકિતમાન ન હોતો, એ મળેલા હકોથી શું લાભ છે ? એ કેળવણી પામેલા પુરૂષો તમારા લાભનું ગાડું ચલાવે. પરંતુ તે રગ શીયું ગાડું બહુ ધીમુ ચાલે છે. બીજી પ્રજાઓની જ્યાં આગગાડી દોડે છે. ત્યાં તમારું ગાડું તમને પ્રજાઓની દરિદ્રાઇમાં પછવાડે રાખી રખડાવી મુકે છે. આનો ઉપાય માત્ર એકજ છે કે, તમારે, લોકોએ, સારી કેળવણી લેવી જોઇએ જેથી સરકાર તમોને જે હકો આપે તેની કીમત સમજી તેનો યથાચિત્ત ઉપયોગ કરી શકે.

સુધરેલા દેશોમાં એવી માન્યતા થઇ છે, કે દરેક પુરૂષ તથા સ્ત્રીને, સ્વભાષામાં લખતાં વાંચતાં તથા સાદું ગણીત, આટલું તો આવડવુંજ જોઇએ જેથી તે પોતાના વ્યવહાર સમજી શકે.–આટલું પણ જો ન હોય તો મનુષ્યમાં અને પશુમાં તફાવત નથી અને કોઇ પણ ઉચ્ચ સ્થિતિની આશા રાખવી એ નકામી છે.

પરંતુ આપણા દેશમાં સેંકડે બે ટકા જેટલાની માંડ એ સ્થિતિ હશે. આટલા માટે દેશોદયનું પ્રથમ પગથિયું પ્રાથમિક કેળવણી દેશમાં વધારવાનું છે. પ્રાથમિક કેળવણીથી આપણા બાળકોને શાળામાં મોકલી તેને લખતાં વાંચતાં અને અંકગણિત શિખવવું જરૂરનું છે. ઉમરે પ્હોંચેલા પણ અભણ મનુષ્યોમાં કેળવણીનો પ્રસાર કરવો એ ન બનવા જેવી વાત છે. પરંતુ. ઉગતાં બાળકોનો કાળ નિરર્થક વ્યય ન થાય તેમ કરવું આવશ્યક છે.

સુધરેલા દેશોમાં તપાસ કરતાં એવું પ્રમાણ નિસરે છે કે એક દેશમાં જેટલી વસ્તી હોય તેનો દશમો ભાગ કેળવણી લઇ શકે તેવાં બાળકોનો હોય છે. આ પ્રમાણે આપણા દેશમાં, બ્રિટિશ સત્તામાં રહેતાં ૨,૬૦,૦૦૦ ( બે કરોડ સાઠ લાખ ) છોકરાઓને પ્રાથમિક કેળવણી આપવાની સગવડ હોવી જોઇએ, સરકારી રિપોર્ટો પરથી જણાય છે કે આનો ત્રિજો ભાગ હજી નિશાળમાં નથી. આમ થવાનુ કારણ કેળવણી પરના અભાવનું નથી. પરંતુ કેળવણીના લાભ સમજવાની અશકિત છે. તથા તે આપવાને થતા ખર્ચ કરવાની અશકિત છે. આ પ્રકાર આપણા જ દેશમાંજ નહિં પણ અન્ય દેશોમાં પણ માલમ પડે છે. અન્ય દેશોમાં તેટલાજ માટે પ્રાથમિક કેળવણી મફત આપવાનો પ્રચાર ઘણા વર્ષોથી દાખલ થયો છે. આપણા દેશમાં પણ તેમ થવાની જરૂર છે. આ સિદ્ધાન્ત સર્વ કોઇ કબુલ કરે છે પરંતુ તેમાં શી શી અડચણો છે તે વિચારવાનું છે.

પ્રથમ અડચણ ખર્ચની છે. બીજી અડચણ જેને કેળવણીનું જરા પણ ભાન નથી. તેમને તે રસ્તે દોરવાના ઉપાયની છે. ખર્ચની અડચણ બહુ મોટી છે. હાલ દર ચાર ગામડે બે નિશાળ હશે એમ લાગે છે. આ રીતે જોતાં ચાર ગણી સ્કૂલો વધારવી પડે. ગાયકવાડ સરકારે ફરજીઆત આપવાનું શરૂ કર્યું તો તેમણે સરેરાસ દર છોકરે રૂ. ૪ થી ૫ દર વર્ષે પડે છે. ત્રાવણકોરના રાજ્યમાં આવી કેળવણીનો ખર્ચ છોકરા દીઠ દરવર્ષે રૂ. ૩ આશરે આવે છે. બ્રિટિશ રાજ્યમાં જે ખર્ચ થાય છે અને જેટલાં છોકરાં ભણે છે. તેનો અંદાજ દર છોકરે દરવર્ષે રૂ. ૭ આશરે આવે છે. આ રીતે જોતાં ખર્ચ અતિ મોટો થાય તેની જોગવાઇ કરવી જોઇએ. બે કરોડ સાઠલાખ છોકરાંને

ભણાવવા લગભગ ૧૮૦૦૦૦૦૦ અઢાર કરોડ રૂપૈઆ જોઇએ. જેમાં સરકાર આજે માત્ર ૨, ૫૪, ૩૮૦૦૦ આશરે આખાત કેળવણી ખાતા ઉપર ખરચે છે. તેમાંથી ઘણું કરી ૧, ૮૦૦૦૦૦ આશરે પ્રાથમિક કેળવણીપર ખરચાતા હશે. સરકારને વાર્ષિક આવક આશરે એક અબ્જ રૂપૈઆની છે. તેમાંથી ફક્ત અઢી કરોડ કેળવણી ઉપર ખરચાય એટલે કે પેદાશના ફક્ત અઢી ટકા કેળવણીપર ખરચાય એ ખેદજનકવાત છે. ઉપર જણાવેલા અઢાર કરોડમાંથી ઓછામાં ઓછી પાંચ કરોડ, તો સરકારે, પોતાની ખરી પેદાસમાંથી આપવાજ જોઇએ. બાકીના બારથી તેર કરોડ મ્યુનિસિપાલટીઓ, ડિસ્ટ્રીકટ બોર્ડો, જાહેર કંપનીઓ તથા પોર્ટ ટ્રસ્ટ જેવા મોટે ભાગે મજૂરોને રોકી તેમના અંગ બળનો લાભ લઇ કમાણી કરતાં ખાતાંઓ પાસેથી મેળવવાની સરકારે તજવીજ કરવી જોઇએ.

આ ગોઠવાઇ કરતાં પણ પ્રાથમિક કેળવણી ફરજીઆત કર્યા વિના છુટકો નથી. કારણ કે જે દેશમાં વિદ્યાના લાભ જણાય છે. ત્યાં પણ તેમ કરવાની જરૂર પડી છે. ફરજીઆત કાયદા તરફ લોકોની અપ્રીતિ હોય છે તે વાત ખરી પરંતુ તેજ લોકોના લાભ માટે તેમ કર્યા વિના છુટકોજ નથી. અઢાર કરોડ રૂપિઆની સગવડ કરીને પણ જો લોકને ફરજ નહિ પડવામાં આવે તો એ સગવડ નકામી છે. એ તો બાળકને પરાણે ઓસડ પાવા જેવું છે ફરજયાત કાયદા જુદા જુદા પ્રકારના થાય છે. સીધી ફરજયાત અને આડકતરી ફરજયાત. આવા કામમાં સીધી ફરજયાત કરતાં આડકતરી ફરજયાત વિશેષ લાભકારક નીવડશે. માટે તેવા ઉપાય યોજવાની સરકારે જલદીથી તજવીજ કરવી જોઇએ અને સુશિક્ષિત લોકોએ તે કામમાં મદદ કરતા થવું જોઇએ.

**વિશ્વનાથ પ્ર. વૈદ્ય.**

બાર-એટ-લો.



# धर्म अने कर्म.

વર્ષા ઋતુમાં ધોધબંધ પડતી જળધારાઓ જ્યારે ગામના મલીન માર્ગે અપવિત્ર સ્થાનો સમીપ વહેતા ગંગાના પવિત્ર પ્રવાહમાં મળી જાય છે, ત્યારે પવિત્ર ગંગાજળના યોગથી એ મલીન જળ પણ પવિત્ર બની જાય છે. બીજી તરફનો વિચાર કરતાં ગંગાનું પવિત્ર પાણી વક્ર પ્રવાહમાં વહીને ગટ્ટર જેવાં મલીન સ્થાનોમાં કર્મનાશદ્વારા આવી પડે છે; ત્યારે તેની સ્વાભાવિક પવિત્રતા પણ નાશ પામે છે, અને ગટ્ટર જેવાં મલીન સ્થાનોના કચરામાં મળીને મલીન બની જાય છે. મનુષ્યોનાં કર્મોની ગતિ પણ એવીજ છે. કોઇ પણ પ્રકારનું કર્મ કર્યા વિના કોઇ પણ જીવ પળવાર પણ રહી શકતો નથી. એ કર્મની ગતિ પ્રમાણે જીવાત્માને શુભાશુભ કર્મફળ ભોગવવું પડે છે. જડ દેહદ્વારા થતાં એવાં ક્ષુદ્ર કર્મો જ્યારે ધર્મના સાત્વિક પ્રવાહમાં મળે છે; અર્થાત્ અનિયત રીતે થતાં કર્મોને જ્યારે ધર્મમાં અથવા તો સાત્વિક ભાવવાળા ઉદ્દેશમાં વાળવામાં આવે છે ત્યારે આ અપવિત્ર મળ-મૂત્રથી બનેલા જડ દેહનાં અલ્પ અને તુચ્છ કર્મો પણ પવિત્ર તેમજ મહાન્ બની જાય છે. તેઓ પવિત્ર બને છે અને તેના કર્તાને પણ પવિત્ર બનાવી દે છે! બીજી દિશામાં મ્હોટાં કર્મો પણ જો અધર્મના અથવા રાજસિક,-તામસિક ભાવના ઉદ્દેશથી કરવામાં આવે તો તે તરતજ અપવિત્ર બની જાય છે અને તેના કર્તાને પણ અપવિત્ર બનાવી દે છે! એથીજ ધર્માર્થે પશુહત્યાને પણ ઘણે ઠેકાણે હત્યા નથી કરી **वैदिकी हिंसा हिंसा नभवति** એ શાસ્ત્રનું વાકય આપણા લોકોમાં સર્વત્ર પ્રચલિતજ છે, અર્થાત્ ધર્માર્થે થતો વધ અને અધર્માર્થે અન્ન ધનાદિનું અપાતુ દાન એ બન્ને કર્મનાં ફળનો પરસ્પર વિરોધ આપણે સહજમાં સમજી શકીએ તેમ છે. ક્ષુધાર્થીની ક્ષુધા નિવૃત્તિ માટે દયા વશ થઇને આત્મ બલિદાન આ-

પવું એ પણ એક મહાન કર્મ છે. એ આત્મ-વધ અથવા આત્મ-બળિદાન રૂપ પાપ કર્મ પણ ધર્મ-પ્રવાહમાં મળીને પવિત્ર ફળદાતા થાય છે. આવીજ રીતે આત્મ બળિદાન દેનારા ઓશનીર વિગેરે મહાપુરૂષો આજે પૃથ્વીમાં પ્રાતઃ સ્મરણીય ગણાય છે. પરંતુ ખરૂં જોતાં તો આત્મ-હત્યા અથવા આત્મ-ઘાત કરવો એ શ્રુતિ સ્મૃતિમાં ઘણું પાપનું કાર્ય કહ્યું છે. પણ ધર્મના પવિત્ર સંસ્પર્શથી એ કાર્યનાં દોષ પાપ દૂર થઇ તેને બદલે પવિત્રતા પ્રકાશ પામે છે.

બીજી તરફ સુવર્ણ દાન, અન્ન દાન, ધનદાન એ બધાં પુણ્ય-કાર્યો મનુષ્યનો પાપમાંથી ઉદ્ધાર કરનારાં છે તે પણ જો પાપ કાર્યના ઉદ્દેશથી આપવામાં આવે-કોઇનો વધ કરવા માટે અથવા કોઇનું બુરૂં કરવા માટે એ દાનનો ઉપયોગ થાય-તો તે પુણ્યનાં નહિ પણ મ્હોટાં પાપનાં કાર્ય ગણાય છે. અને પાપ કાર્યના ઉદ્દેશથી અપાયેલાં દાનનો દાતા પણ પાપ-પંકમાં પડીને નર્કનો અધિકારી થાય છે.

વળી ઇશ્વરને અર્પણ કરવાના ભાવથી જે ધર્મ પાળવામાં આવે છે, તે પરમ-ધર્મ સમજવો. ઇશ્વર નિમિત્તે જે ધર્મનુ અનુષ્ઠાન નથી થતું તેને નિકૃષ્ટ ધર્મ સમજવો. ગંગા અને ગટરનાં પાણીનું દ્રષ્ટાંત અહિં આ ધર્મ સંકલના બીજી બધીમાં પણ એવીજ રીતે લગાડી શકાય છે.

આપ્રમાણે ઉચ્ચ—લક્ષ્યમાં દ્રષ્ટિ રાખીને આપણે કર્મ નિર્વાહ કરવો જોઇએ. કર્મો ત્રણ પ્રકારનાં છે. કાયિક, વાચિક અને માનસિક. ખાન-પાન આદિ કાયિક કર્મો કહેવાયછે; ગાવું, બોલવું વગેરે વાચિક-કર્મો કહેવાય છે; અને પ્રવૃત્તિ નિવૃત્તિના વિચાર, ચિંતવન આદિ માનસિક કર્મો કહેવાય છે.

આજે વિદેશી વસ્તુઓ ન વાપરવાની પ્રતિજ્ઞા પ્રવૃત્તિ ચાલી રહી છે તે પણ માનસિક કર્મના નિવૃત્તિ પરાયણ હેતુથીજ ધર્મ-પ્રવાહમાં મેળવીને ચલાવવી જોઇએ. ક્રોધથી અથવા અધર્મ-પ્રવાહના સંસર્ગથી એ પ્રવૃત્તિ, પાપ રૂપ બની જવાનો ભય રહે છે. જે માદક પદાર્થોની ગંધ સુદ્ધાં ગ્રહણ કરવાનો શાસ્ત્રોએ નિષેધ કરેલો છે, તે આપણે અવિચાર-બુદ્ધિથી ધૂમ્રપાન વિગેરે દૂષિત પ્રવૃત્તિઓદ્વારા હમેશાં સેવીએ છીએ. એ માદક સેવા વડે આપણે મોટું અધર્મ-કર્મ કરીએ છીએ, માટે ત્હેમનાં સેવનને અધર્મજાણીને દ્રઢતાપૂર્વક ત્હેમનો ત્યાગ કરવો જોઇએ. બીડી, સીગારેટ, ચીરૂટ અને બીજા માદક પદાર્થો અધર્મ રૂપ છે, માટે તે બધા ત્યાજ્ય અને અગ્રાહ્ય છે એવી જેની વૃત્તિ પરાયણ ભાવના તેજ પવિત્ર, તેજ ધર્માનુસારિણી સમજવી. મદ્યપાનનો આપણાં શાસ્ત્રમાં અતિશય નિષેધ કરવામાં આવ્યો છે માટે મદ્યપાન કરવાથી અધર્મ થાય, એ હેતુથીજ મદ્યપાન ત્યાજ્ય અને અગ્રાહ્ય છે. આવી રીતે મદ્યપાનનો ત્યાગ પણ ધર્મની દ્રષ્ટિએ થવો જોઇએ. વિલાયતી અન્ન, વિલાયતી બિસ્કુટ વિગેરે વિદેશી ખાદ્ય પદાર્થો બધા મ્લેચ્છાન્ન કહેવાય છે અને આપણાં શાસ્ત્રમાં મ્લેચ્છાન્નને અભોજ્ય તથા નિષિધ્ધ કહેલું છે તેનો સ્પર્શ કરવાથી પણ મહાપાપ લાગે, માટે સઘળા ખાવાના વિદેશી પદાર્થોને ત્યાજ્ય અને અગ્રાહ્ય સમજવા જોઇએ. વિલાયતી સાકર અને વિલાયતી મીઠું પણ અસ્થિ આદિ અસ્પર્શ્ય ભ્રષ્ટ ચીજોનાં મિશ્રણવાળા બનેછે માટે તે પણ શાસ્ત્ર દ્રષ્ટિએ અનિષિધ્ધ છે. તેથી સાકર, મીઠું, દવા દારૂ, વિગેરે સઘળાં વિદેશી અસ્પર્શ્ય પદાર્થોને ત્યાજ્ય તેમજ અગ્રાહ્ય સમજીને ધર્મ-દ્રષ્ટિએ ત્હેમની નિવૃત્તિ પુન્ય કાર્ય છે.

મેચ-બોકસની દીવાસળી પણ ફોસ્ફરસના યોગથી બને છે અને એ ફોસ્ફરસ પ્રાણદેહનાં અંશાવશેષ-માંથી પેદા થાય છે; તેથી તે અશુદ્ધ અને અસ્પર્શ્ય છે. માટે મેચ-બોકસનો ઉપયોગ પણ દૂષિત અને પાપમય છે. આવી ધારણાથી તેની નિવૃત્તિ કરવી એ ધર્મ રૂપ છે વિલાયતી વસ્ત્રોમાં પણ ચરબી, મીણ, સ્ટાર્ચ વિગેરે અપવિત્ર અને ભ્રષ્ટ ચીજો વપરાય છે, તે ઉપરાંત વિલાયતી વસ્ત્રો ખંડિત હોય છે એવાં અપવિત્ર અને ખંડિત વસ્ત્રો દેવતાને ધરાવી શકાય નહિ અને એવાં આછાં પાતળાં, ખંડિત તેમજ દૂષિત

વસ્ત્રો પ્હેરી કાર્ય કરવું, પણ પાપ રૂપ છે, માટે તેમનો ધર્મ-બુદ્ધિથી ત્યાગ કરવો. લજ્જા જાળવનારા અખંડ દેશી વસ્ત્રોનો ઉપયોગ કરવો, એ શાસ્ત્રીય સિદ્ધાંત અનુસાર ધર્મ કાર્ય છે. આવી રીતે સઘળી વિદેશી વસ્તુઓનો બહિષ્કાર એક માત્ર ધાર્મિક દ્રષ્ટિથીજ થવો જોઇએ. ક્રોધપૂર્ણ રાજસિક. તામસિક દ્રષ્ટિથી તેમનો ત્યાગ કરવાથી આપણું પોતાનું અંતઃકરણ દૂષિત થાય છે.

વળી આપણો પોતાનો દરિદ્ર દેશ એક મૂઠી અન્નને માટે મુશ્કેલીમાં આવી પડયો છે. બિચારાં ગરીબ માનૂ સંતાનોને પેટ પૂરતુ અન્ન અને પાણી પણ મળી શકતાં નથી. મરકી દુષ્કાળ અને મોઘવારીમાં હાહાકાર કરતા અગણિત દેશવાસીઓ પ્રતિ દિવસ પ્રાણ ત્યાગે છે. તેમને આપણાં કોઇ પણ કાર્ય દ્વારા જો એક ચપટી અન્ન આપી શકાય તો દયાવશે ભાવનાથી કરવામાં આવેલું એ અનુષ્ઠાન ધર્મ રૂપ સમજવું. હિંદવાસી બંધુઓ આ પ્રમાણે વિચાર કરીને જે કંઇ કર્મ કરો તે ધર્મ બુધ્ધિથી કરજો. રાગ-દ્વેષ અથવા ક્રોધને વશ થઇને કદીપણ કોઇ કર્મ કરશો નહિ. ક્રોધસહિત કરેલું અધર્મ મૂલક કર્મ સનાતન હિંદુને શોભે નહિ. વળી તમારાં કર્મ, ધર્મને ઇશ્વરના ચરણમાં અર્પણ કરજો. ઇશ્વરને અર્પિત થયેલાં કર્મો સંસ્કારી થઇને આપણા આત્માનો પણ ઉધ્ધાર કરે છે. શાસ્ત્રની આ શિક્ષા સદા સર્વદા ત્હમારા હ્રદયમાં પવિત્ર ભાવે ધારણ કરજો અને તેનું જો યથાવિધિ પાલન કરવામાં આવશે તો એક દિવસ અવશ્ય ત્હમે સઘળી પ્રવૃત્તિઓમાંથી મુક્ત થશો; એક દિવસ અવશ્ય તમે મનોવાંચ્છિત મેળવશો અને પૂર્વની પેઠે એક દિવસ અવશ્ય પાછા વિજય દુંદુભિ વગડાવતા આ સૃષ્ટિમાં ભારતનો ગૌરવ વિસ્તારશો.

વસન્ત.



# आर्योना प्रेमनो आदर्श.

પ્રેમના સાગર કૈલાસપતિ ભોળાનાથ, આજે પરમાત્મા પરબ્રહ્મનાં ધ્યાનમાં નિમગ્ન છે! પવન વગરનાં શાન્ત સ્થાનમાં અચળ બળતા નિષ્કમ્પિત દીપકની પેઠે ધીર-સ્થિર-ચિત્તે શંકર ભગવાન સમાધિ લગાવી રહ્યા છે. પરમ યોગી પુરૂષની યોગ-સમાધિમાં ભંગ પાડવાથી શંકર ભગવાન વખતે રોષે ભરાઇ શાપ આપશે, એવા ભયથી સમગ્ર વન પ્રદેશ નિશ્ચળ, નિસ્તબ્ધ અને શાન્ત બની ગયો છે. ભગવતી ગૌરી યોગેશ્વરની અનન્ય મને સેવા કરે છે. એટલામાં એકાએક એ પવિત્ર યોગ-વનમાં અકાલે વસન્તનો આવિર્ભાવ થયો! વનલતા અને તરૂવર માલાના સમૂહમાં સુકોમળ નવપલ્લવ દેખાવા લાગ્યા! એ નવપલ્લવિત મંજરી હસી હસીને સ્નેહની સાનો કરવા લાગી! વૃક્ષોની ડાળીએ ડાળીએ નવાં પુષ્પો ખીલ્યાં! ભ્રમર પુલના ગુંજારવથી અને કોકિલાઓના ટહુકાઓથી મધુર. વન પ્રદેશ મુખરિત બની ગયો! હિમાચલનાં શિખરપરથી ઉતરી આવેલો શીતળ સમીર, સરરર કરતો, ઠંડી લહરિયો વરસાવતો, વહેવા લાગ્યો! વિવિધ વર્ણ-લાવણ્યમાં શોભતી વનલતાઓ આજે પ્રેમલતા બનીને આનંદનું નૃત્ય કરવા લાગી છે!

પુરન્દર પ્રેરિત પંચબાણ-મદન આજે આ યોગ-વનમાં પિનાકપાણિ-પરમ યોગી-પાર્વતિપતિનું મન ડગાવવાને તપસ્વીની યોગ-સમાધિનો ભંગ કરવાને અને ત્હેમનાં ચિત્તની ચંચલ વૃત્તિયોને ઉત્તેજિત કરી અંખડ તપોબળનું પાણી ઉતારવા ઘણાને સમારોહપૂર્વક આવી પહોંચ્યો છે! એથીજ આજે અકાળે આ પરમ પવિત્ર યોગ-વનમાં વસન્તનાં કુંકુંમ્ વર્ણાં પગલાં થયાં છે! એથીજ આજે અણધાર્યાં વસંતનાં વાજ્ન દશે દિશામાં વાગી રહ્યાં છે!

ધ્યાન-સમાધિ પૂરી થતાંજ મહાદેવનાં નેત્રો ઉઘડયાં. ચંદ્રનો ઉદય થતાંજ સમુદ્રનાં પાણી જે

પ્રમાણે પળવાર કંપી ઉઠે છે, તે પ્રમાણે સ્હામેના વસન્તના આકસ્મિક ઉદયથી શંકરભગવાનની ચિત્તવૃત્તિ માત્ર પળવારને માટે કિંચિત કંપાયમાન થઈ! તરતજ ત્હેમણે સ્હામેથી દૃષ્ટિ ખસેડી, વામાંગે ઉભાં રહેલાં ભગવતી તરફ નજર ફેરવી, બિમ્બાધર શોભિત, અલૌકિક સુંદરી, જગન્માયા ઉમાનાં પવિત્ર મુખ કમળ ઉપર ક્ષણકાળ એ દ્રષ્ટિ સ્થિરભાવે ચોંટી રહી. ચલિત ચિત્ત વૃત્તિને વસંતના સંસ્પર્શથી ચ્હડેલું મન્મથનું ઝેર તત્કાળ ઉતરી ગયું! અચળ મનોબળવાળા, મહાન, યોગી શંકર ભગવાને તરતજ ચંચળ વૃત્તિના અવિહિત વેગને પાછો વાળી લીધો! ચિત્તને પાછું શાન્ત અને સ્વવશ બનાવ્યું; અને પોતાના આ ક્ષણિક ચિત્ત વિકારનું કારણ શોધવા માટે ચારે દિશાઓમાં તીક્ષ્ણ દૃષ્ટિપાત કીધો. તેમણે જોયું કે સ્હામેની વસન્ત શોભિત વનલતાપર બેસીને મૂર્ખશિરોમણિ મદન-મહારાજ પોતાના તરફ તાકી-તાકીને ત્હેનાં પુષ્પ-ધનુમાંથી સુકોમળ સંમોહન પ્રેમબાણ ફેંકી રહ્યો છે! મહાદેવ તરતજ પોતાની ચલિત ચિત્તવૃત્તિનું કારણ કળી ગયા! એમ ઉપરના ક્રોધથી તત્કાળ ત્હેમનું ત્રીજું લલાટલોચન ઉઘડી ગયું! અને ત્હેમાંથી પ્રબળ અગ્નિ શિખાઓ બહાર નીકળી મદનને બાળવા લાગી! જોતજોતાંમાં તો મંદમતિ, રતિપતિને બાળીને ભસ્મસાત્ કરી દીધો! પ્રેમેશ્વર પાર્વતિપતિની સ્હામે વિશ્વવિજયી મદન પણ પરાજિત થયો! બળી-ઝળીને ખાખમાં મળી ગયો! ઉન્માદક વસન્ત, પાર્વતી માતાનું અતુલ સૌદર્ય, અને મદનનાં મોહક બાણ એ ત્રણે શક્તિઓ સાથે મળીને પણ શંકર ભગવાનનાં હિમાચલ સ્વરૂપ અચળ ચિત્તને વિકળ કરવામાં સમર્થ નીવડયાં નહીં! સ્વર્ગીય સૌન્દર્ય ભૂષિતા, દક્ષદુહિતા પાર્વતી ભગવતીનું કેવું અલૌકિક સ્વરૂપ! સુષમાભિમાનની ચપળા લક્ષ્મી ચંદ્રમાં જઈને કમળનાં કમનિય સૌદર્યનો ઉપભોગ કરી શકતી નથી! તેથીજ તે સ્થિર અને અચળ રહી શકતી નથી! વળી પાછી કમલવાસિની કમળમાં જઈને સુધાકરની સૌદર્ય સુધાની ક્ષુધાતૃ[illegible] કરી શકતી નથી! તેથીજ ત્હેના ઉ[illegible] ચંચળતાનો મ્હોટો આક્ષેપ મૂકવામાં આવે [illegible] પરંતુ ઉમામુખનો આશ્રય મેળવીને તે ચંદ્ર-કમ[illegible] ઉભયસંભવા પ્રીતિનો અનુભવ કરી શકે છે. [illegible] મદન પોતે પણ વિશ્વ વિજયી છે! તે ઉપરાંત આ[illegible] મળતી વાયુની સહાય પેઠે તેને તનમન-ઉન્માદક વસ[illegible] ની સહાય મળી! છતાં પણ આજે તે યોગી પુ[illegible] મહાશંકરનું મન મોહાવવા જતાં પોતેજ મૃત્યુ[illegible] મ્હોમાં પડીને બળીને ખાખ થયો! પવિત્ર પ્રેમ બળ[illegible] સમક્ષ વિશ્વવિમોહક ત્રિલોકવિજયી મદન [illegible] ત્હેનાં વસન્ત આદિ ઉદ્દીપન ને પણ આજે સર્વ[illegible] પરાજય સ્વીકારવો પડયો! આજ શામાટે? તેઓ સર્વદા પ્રેમની પાસે પરાજિત છે. વિષય લાલસાવા[illegible] કામી, હરામી અને ખોટી વાસનાથી નિર્બળ મન બનેલા માણસોપાસેજ ત્હેમનું પરિબળ ચાલે [illegible] વિષયના કીચડમાંજ ત્હેમની સમગ્ર શક્તિને પ્રક[illegible] પામવાનો સુયોગ સાંપડે છે! કામવિકાર, વિ[illegible] વાસના અને ક્ષુદ્ર અસંગ લિપ્સાજ રૂપના મોહથી મુ[illegible] બને છે. અને ચન્દ્ર-ચન્દન તથા વસન્ત આદિ ઉન્મા[illegible] ઉપકરણોના યોગથી પાગલ બની જાય છે! અ[illegible] વિષયવાસનાને—ક્ષુદ્ર કામવિકારને ધિક્કારે [illegible] હિંદુઓના પવિત્ર પ્રેમનો આદર્શ-પાર્વતી-શંકર! ઉ[illegible] મહેશ્વર!.

પંચબાણ ધારી કામદેવને સ્વનેત્ર સમક્ષ બ[illegible] મરતો જોઈને પાર્વતીજી બોલી ઉઠયાં " છિઃ! બ[illegible] એ રૂપનો ગર્વ! રુપમાં તો સામાન્ય શક્તિ પણ ન[illegible] સમાધિભાવના-સાધનાવના રૂપ છેક શક્તિહીનજ [illegible]

ત્યાર પછી જગન્માતા ઉમાજી સમાધિનું અ[illegible] લમ્બન કરીને તપશ્ચર્યાદ્વારા પોતાનાં સ્વરૂપ સૌ[illegible] સાર્થક કરવામાં સફળ થયાં. મદનનો પરાજય અને વિ[illegible] શ કરનાર યોગેશ્વર મહાદેવજીનો તપસ્વિની પાર્વતીજી[illegible] પરાજય કીધો. અમારો આર્ય વર્ગ આજે પ[illegible] પ્રેમનો એ આદર્શ વિસરી ગયો છે તેમનાં સ્મૃતિ ઉપરથી પ્રેમનું એ અનુપમ ચિત્ર આજ સર્વ



गंगा–मणीकर्णिकाघाट–काशी.



यमुना–विश्रामघाट–मथुरा.

ભૂંસાઇ ગયું છે. એથીજ આજે આપણા દેશમાં ઉચ્છૃંખળતા અને ક્ષુદ્ર વિકારની વાસના ફેલાઇ રહ્યાં છે. આજે આપણે વાસ્તવિક પ્રેમનો આદર્શ વિસરી જઇને અધમ ભોગ તૃષ્ણાને પ્રેમનાં નામથી ઓળખીએ છીએ. પરિણામે સર્વત્ર ભ્રષ્ટાચારનો પ્રસાર કરી વિષયોની હોળી સળગાવીએ છીએ અને સ્વર્ગીય ભારતભૂમિને સ્વહસ્તે નર્કાગાર બનાવી મૂકીએ છીએ!

સંયમ વિના પ્રેમ સંભવે નહિ, અને તપસ્યા વિના સંગમ સહજ-સાધ્ય થઇ શકતો નથી. માનવ જન્મ ધારણ કરીને આત્મ-સ્વરૂપને ઓળખવું, અનંત પરમ પુરૂષમાં વિલીન થઇ જવું, એજ સઘળાં સ્ત્રી-પુરૂષોનું મુખ્ય લક્ષ્ય-બિંદુ છે. અનંત બ્રહ્મને સાંકડા, ક્ષુદ્ર, હૃદય-પિંજરમાં પૂરી શકાતો નથી. માનવ, યત્નવડે સાંતનેજ ધારણ કરી શકે છે. એથીજ આર્ય પૂર્વજોએ મૂર્તિ-પૂજાની કામના કીધી છે. નારીનાં કોમળ હૃદયમાં એક સાથે અનેક મૂર્તિની છાયા, હેની-સાધનામાં વિઘ્નરૂપ થઇ પડે છે, એથીજ શાસ્ત્રોએ આજ્ઞા કરી છે કે આર્ય રમણીનો એક માત્ર દેવતા તેનો પતિ; એજ તેનો ઇષ્ટ અને એજ તેનો આરાધ્ય ઇશ્વર છે.

સ્વામી ભક્તિ, સ્વામી સેવા શિવાય હિંદુ નારીને બીજી કોઇ પૂજા, ઉપવાસ અથવા વ્રત, નિયમની આવશ્યકતા નથી. દેવતાનાં ચરણમાં જે પ્રમાણે ભક્તોને આત્મ-વિક્રય કરવો પડે છે, દેવતાની સેવામાં જે પ્રમાણે મનઃ પ્રાણ સમર્પણ કરવાં પડે છે, તેજ પ્રમાણે નારીજાતિને પણ સ્વામીનાં ચરણમાં તન, મન, સર્વસ્વ સમર્પણ કરવા પડે છે. ઇશ્વર એકજ છે, અભિન્ન છે; બે નથી. હિંદુ નારીનો દેવતા પણ પતિ એકજ છે. પતિ શિવાય બીજો કોઇ તેનો દેવ, ઇષ્ટ અથવા પરમેશ્વર થઇ શકતો નથી. હિંદુ પતિ, પત્નિનો સંબંધ કંઇ ઘડી-પળનો સંબધ નથી. હિંદુ-શાસ્ત્રની માન્યતા પ્રમાણે અર્ધાંગ પતિનો પવિત્ર સંબંધ આલોક, પરલોક અને જન્મ જન્માંતરનો છે. હિંદુનારી લગ્ન પ્રસંગે પતિના ચરણમાં મસ્તક-સમર્પણ કરી કહે છે કે **"सती योशितंवुमां समजेति भवांतरेस्वपि"** અર્થાત્ હે પ્રાણનાથ! જન્મો જન્મના તમે સ્વામી થજો." એટલે મૃત્યુ પછી પણ-જન્માંતર થતાં પણ હિંદુ પતિ-પત્નિનો સંબંધ તુટી શકતો નથી, પતિ દેવના પ્રત્યે પત્નિની આવી દેવ-બુધ્ધિ ઉત્પન્ન કરવા માટે સાધન અને અભ્યાસની જરૂર છે. સતત અનુશીલનની અપેક્ષા છે. પવિત્ર પ્રેમનાં એવાં પવિત્ર સાધન અને અનુશીલનની ઉપેક્ષા કરીને જેઓ વિષય વાસનાને ભ્રમક્રમવડે પ્રેમ સમજે છે, તુચ્છ ઇંદ્રિયોનાં મિલનમાં એ પ્રેમનો અનુભવ લેવા ચ્હાય છે, લોહી,-માંસ અને મળ-મૂત્રના યોગમાં સ્વર્ગીય પ્રેમની ઝાંખી કરવાની ઇચ્છા રાખે છે; તેઓના એવા પ્રયાસ અને મિલનનાં વિષમ ફળ પાકે છે. તેઓ અમૃતને નામે વાસ્તવમાં પ્રાણ-હારક ઝેરનુંજ પાન કરે છે. આજકાલ મનુષ્ય જીવનમાં નિત્ય પ્રતિ આવા સેંકડો અનર્થો ઘડાતા દૃષ્ટિએ પડે છે. માનવ ચરિત્રનું નિપૂણતા ભરેલું ચિત્ર આંકનાર મહાકવિ કાળિદાસે દુષ્યંત-શકુંતલાના આવા અયોગ્ય મિલનમાંથીજ ઉપજેલા અનર્થની સુંદર છબી આંકી બતાવી છે.

શકુંતલાનાં ખીલેલાં યૌવન-સૌંદર્યનાં દર્શનથી દુષ્યંત રાજા મુગ્ધ બને છે. મોહવિવશ થઇને સાનભાન ભૂલી જાય છે, એજ પ્રમાણે દુષ્યંતનાં દર્શનથી શકુન્તલા પણ અધીર અને અવશ થઇ પડે છે; વિષય વાસનાએ પ્રેમનો અધિકાર લીધો છે. પતિ પત્નિનો શાસ્ત્ર-વિધિ-અનુસાર પવિત્ર દંપતિ સંબંધ બંધાયા પહેલાંજ ઉભય-હૃદયનો યોગ થયો છે પતિ પત્નિ વચ્ચે દેવતા અને સેવકની બુધ્ધિ પરિપક્વ થવાનો અવસર મળ્યો નહિ. ઇંદ્રીય ઘટિત મિલન બની આવ્યું; પરંતુ આ પ્રકારનાં અવિહિત મેળાપ ઉપર દેવતાઓનો શાપ હોય છે. આ પ્રકારનું શાસ્ત્ર-નિષિધ્ધ મિલન કોઇ પણ વખતે હિતકારક નીવડતું નથી. એ સિધ્ધાંત દર્શાવવા માટેજ દુર્વાસા રૂષિ-

ના શાપથી દંપતિના મેળાપમાં અચાનક વિક્ષેપ પડયો; અને ઉભયને કષ્ટ, કલેશ ભોગવવા પડયાં. ત્યાર પછી હમેશનાં સ્વામી દેવતાનાં ધ્યાનથી શુદ્ધ થયેલી અને એકાંતનાં તપથી નિર્મળ હૃદય બનેલી શકુંતલાનો દોષ જ્યારે પશ્ચાતાપના જળથી ધોવાઇ ગયો, ત્યારે પવિત્ર પ્રેમમૂર્ત્તિ દુષ્યંતપતિની સાથે તેનો પુનઃ મેળાપ થયો, એ પવિત્ર મેળાપ સ્થાયી સુખકારક અને જન્મ જન્માંતરનો હતો. કવિશ્રેષ્ઠ બાણની કાદંબરીમાં પણ પુંડરિક અને મહાશ્વેતા તેમજ ચંદ્રાપીડાદિનાં ચરિત્રો કવિએ એ એકજ ઉપદેશ આપવાના હેતુથી આંકેલાં જણાય છે.

હિંદુ ગૃહસંસારમાં પતિ-પત્નિ વચ્ચે આલોકથી પરલોક પર્યંત દેવતા અને સેવિકાનો અખંડ સંબંધ છે, હિંદુ વિધવાના પક્ષે પણ પતિનાં સ્થિત્યંતર પછી બીજા પતિનો નિષેધ છે. પતિનો હાડ, માંસ અને રકત, ચર્મનો બનેલો પાર્થિવ દેહ, રોગ, શોક કે પીડાથી આ લોકનો પરિત્યાગ કરી શકે છે; પરંતુ સતી-પત્નિનાં પવિત્ર હૃદયમંદિરમાં વિરાજિત થયેલી સ્વામી-દેવની મૂર્તિ, દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી કદી પણ દૂર થઇ શકતી નથી. હિંદુ જાતિના પ્રેમનો આ ઉચ્ચ-આદર્શ જગતનાં બીજાં કોઇ પણ સ્થાનમાં મળી શકે તેમ નથી. હિંદુ બાલિકાને શિશુ વયથીજ આવા પ્રકારનું શિક્ષણ મળતું રહે છે. હિંદુ જાતિ પ્રેમનું માહાત્મ્ય સંપૂર્ણ રીતે જાણે છે. એથીજ તેઓ પતિને પતિ સાથે અને પતિનાં કુળ સાથે જીવન પર્યંત ધ્રુવતારાની પેઠે નિશ્ચળ રાખવા સર્વદા યત્નવાન જણાયા છે. વિવાહ સમયે કન્યા ધ્રુવતારાને સાક્ષી રાખીને કહે છે કેઃ—

**ध्रुवमसि ध्रुवाहं पति कुले भूयासम् ॥**

"ધ્રુવ નક્ષત્ર! ત્હમે જેવા સ્થિર, ધીર અને અવિચલિત છો તેવીજ હું પણ પતિકુળમાં સ્થિર, ધીર અને અવિચલિત થાઉં."

વાચક બંધુએ કદાચ સતી શિરોમણી અરૂંધતીનું ઉજ્જવલ અને પવિત્ર ચરિત્ર વાંચ્યું અથવા સાંભળ્યું હશે.

**तेषां मध्य गतासाध्वी पत्युः पादार्पितेक्षणा ॥**
**साक्षादिवतःसिद्धिर्भापेवह्यरुंधती** *

જેની સ્વરૂપ સુંદર પ્રતિમા જોઇને ઉદાસીન યોગી ભોળાનાથનું મન પણ વિષય વાસનાથી ચલિત થયું હતું તે સતી શિરોમણી અરૂંધતી પોતાનું જીવન-સર્વસ્વ પતિચરણમાં સમર્પિત કરીને આકાશમાં પણ રૂષિવર વશિષ્ઠની સહચરી થઇ હતી. એ અરૂંધતી માતાને સાક્ષી રાખીને હિંદુની નવપરિણીતા બાળિકા પ્રતિજ્ઞા કરે છે કે "હે માતા અરૂંધતી! હું પણ ત્હમારી પેઠે આલોક અને પરલોકમાં સ્વામીની સાથે એક સરખી જોડાએલી રહું."

વિવાહકાળે જે હિંદુ બાલિકાને આવા પ્રકારના વચનથી બંધાવું પડે છે અને ત્યાર પછી જીવનનાં પ્રત્યેક કાર્યમાં પણ એજ વચનનું સદા સર્વદા પાલન કરવું પડે છે. એની પરમ પવિત્ર અનન્ય—ભક્તિ પરાયણા હિંદુનારી શું કદી પણ પત્યંતર કરી શકે! મ્હોટાં દુઃખની વાત છે કે આજે અમારા હિંદુ ભાઇઓ પ્રેમનો મહિમા અને પ્રેમનું સ્વરૂપ ભૂલી ગયા છે! મ્હોટાં દુઃખની વાત છે કે અમારા હિંદુ ભાઇઓ વિધવા વિવાહ જેવી નિષિધ્ધ વાતો લઇને આજે સુધારાનાં મેદાનમાં દોડાદોડી કરી રહ્યા છે! અને તેથીજ ઘણાં દુઃખપૂર્વક પ્રાચીન આર્યોના પ્રેમનું આદર્શ આજે અમારે અહિં આંકી બતાવવું પડયું છે-મુખ્ય આદર્શ બદલાઇ જવાથીજ આજે હિંદુ-સમાજમાં અનેક અનર્થો ઉભા થયા છે. દેશનાં મ્હોટાં મ્હોટાં કુલીન કુટુંબોમાં પણ આજે વાસીદે સાંબેલું તણાઇ જાય છે! એથીજ આજે નિરૂપાયે પ્રાચીન ધર્મપોથી લઇને વાચક સમક્ષ ઉપરના પ્રસ્તાવની અવતારણા કરવી પડે છે. જો તેમાંથી પ્રાચીન પ્રેમ-આદર્શની કિંચિત માત્ર પણ ઝાંખી થઇ શકશે તો લેખક પોતાનો શ્રમ સફળ થયો સમજશે

**वसन्त.**

* એ સંતર્ષિમાં પતિ ચરણે અર્પિત નેત્રા સાધ્વી અરૂંધતી મૂર્તિમતી તપસ્વિનીની પેઠે અધિક શોભા પામવા લાગી.

# अकाली वीर फूलासिंह.



"Romans, make way;
the good Andronicus,
Patron of Virtue,
Rome's best champion.
Successful in the battles.
that he fights,
With honour and with
fortunes returned.
From Where he circumscribed
with his sword,
And brought to yoke,
the enemies of Rome."

Shakespeare.




પંજાબમાં ફૂલાસિંહ નામક એક મહા વીરતાધારી અકકાલી થઇ ગયો છે. તે જાટ જાતિનો સિક્ખ હતો. તેનો પિતા એક ગરીબ અકકાલી હતો કે જે અમૃતસરમાંના કોઇ અકકાલ બૂંગામાં નોકરી હતો. ફૂલાસિંહને સર્વથી પ્રથમ પ્રકાશમાં આવવાનો અથવા તો નામાંકિત થવાનો પ્રસંગ ઇ. સ. ૧૮૦૯ માં મિસ્ટર મૉટકૅફની અરદલીના લોકોપર હલ્લો કરનારાઓના નાયક બનવાથી મળ્યો. એ આક્રમણની નિષ્ફળતા થયા પછી થોડા દિવસમાંજ ફૂલાસિંહ પોતાના બધા સાથીઓને સાથે લઇને મહારાજા રણજિતસિંહના મહાલયમાં બળાત્કારે ઘુસી ગયો અને ત્યાં આવી વસેલા પરદેશીય અંગ્રેજોને મારી નાખવા માટે તૈયાર થયો. એ કાર્યમાં તેણે રણજિતસિંહનું પણ સાહ્ય માગી અને કહ્યું કેઃ–"જો આપ એમ નહિ કરો, તો હું આનો બદલો ખુદ મહારાજા અને તેમના વંશજો પાસેથી પણ લઇશ !" રણજિતસિંહને તેની આવી માગણીથી બહુજ આશ્ચર્ય થયું, અને તે ગાંડા માણસ અને તેના સાથીઓના અચાનક ઘુસી આવવાથી તે મનમાં ગભરાયો હોય; તો તે પણ સંભવિતજ માની શકાય. પરંતુ રણજિતસિંહ તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કરે, એ અશક્ય હતું; કારણ કે, એનું ફળ શું આવવું જોઇએ, એ રહસ્યને તે સારી રીતે જાણતો હતો.

રણજિતસિંહનો સ્વભાવ ઘણોજ ગંભીર હતો, એટલે તેણે ફૂલાસિંહને કહ્યું કે;–જો તમારી બદલો લેવાનીજ ઇચ્છા હોય, તો બહેતર છે કે, તમે મને પોતાનેજ મારી નાખો; કારણ કે, જો હું અંગ્રેજોના એલચીને મારી નખાવીશ, તો મારો પોતાનો નાશ પણ અવશ્ય થવાનોજ." એ પછી કેટલીક બહુજ આડી અવળી અને લાંબી પહોળી દલીલો આપ્યા પછી રણજિતસિંહે ફુલાસિંહ અને તેના સાથીઓનાં હથિયાર હેઠાં મૂકાવ્યાં અને અંગ્રેજો પાસેથી બદલો લેવાની તેની લાલસાને બહુ નહિ, તો તે વખતને માટે તો દાબીજ દીધી. એ પછી તેને પોતાને સોનાનાં કડાંની જોડી અને તેના સાથીઓને ઓછી કીંમતની બીજી ચીજો બક્ષીસ તરીકે આપીને પ્રસન્નતા પૂર્વક તેમને વિદાય કરવામાં આવ્યા.

એ સમયમાં ફૂલાસિંહ અકકાલી બહુજ પ્રસિદ્ધ થઇ ચૂક્યો હતો. થોડા દિવસમાંજ અકકાલી લોકોએ તેને પોતાનો નાયક અથવા સરદાર માની લીધો. ઓછામાં ઓછા ત્રણ ચારસો ઘોડેસ્વાર અને પેદલ સિપાહીઓ તેની આજ્ઞાને આધીન રહેવા લાગ્યા. એ સવને સાથે રાખીને તે ચારે તરફનાં ગામોમાં અનેક પ્રકારના અત્યાચારો કરવા લાગ્યો અને પૂરેપૂરો લુટારો બની ગયો. પણ તે ગરીબો પર દયા કરતો હતો અને પૈસાદારોને ખુબ લૂંટતો હતો. એથી તેને ઘણોજ લાભ થયો. ગરીબ લોકો તેના દોસ્ત અને સાથી બની ગયા અને તેને પોતાથી બનતી મદદ પણ આપવા લાગ્યા.

ફૂલાસિંહના એ લુટારાના રૂપમાં ફેરવાઇ જવાની ખબર મહારાજા રણજિતસિંહના કાને પણ જલ્દીજ

પડી મૂકી. જેમને તે અકકાલી સરદારે લૂંટ્યા હતા, તે લોકોએજ મહારાજાને ખબર આપી હતી, મહારાજા એ પુરૂષને સારી રીતે જાણતા હતા, એટલે તેના તરફ પ્રસિદ્ધ તિરસ્કાર બતાવવાનું તેમણે યોગ્ય ન વિચાર્યું. રણજિતસિંહે તેને દરબારમાં આવી હાજર થવા માટેનો સભ્યતા ભરેલો સંદેશો કહાવ્યો. જ્યારે તે આવ્યો ત્યારે મહારાજાએ તેને ઘણી મૂલ્યવતી વસ્તુઓ ઇનામ તરીકે આપી અને સારા માર્ગે ચલાવવાનો અને ધર્મપૂર્વક વર્ત્તવાનો ઉપદેશ પણ કર્યો પણ એનું ફૂલાસિંહના હૃદયમાં કાંઇ પણ પરિણામ ન થયું અને તેણે પોતાના કાર્ય ક્રમમાં લેશ માત્ર પણ ન્યૂનતા ન કરી. એટલે એ પછી રણજિતસિંહે તેની પાછળ મોટી મોટી ફોજો મોકલી તેને ડરાવવાના પ્રયત્નો કર્યા; પણ તે વીર અકકાલી એવી ગીદડ ધમકીઓથી ડરી જાય, એ ભૂતો ન ભવિષ્યંત જેવુંજ હતું. તે પોતાના લૂટ મારના માર્ગમાં આગળ અને આગળ વધતોજ ગયો. તેની સાથે બીજા લોકો પણ મોટી સંખ્યામાં આવીને ભેગા થયા હતા. કોઇ કોઇ વાર તો તેની સાથે ચારથી પાંચ હજાર સુધી માણસોની સંખ્યા જોવામાં આવતી હતી. રણજિતસિંહના પોતાના દરબાર અને રાજભવનમાં પણ લુટારા અકકાલિયોનો ભય પ્રસરી ગયો. કોઇ કોઇ વાર ફુલાસિંહ મોટા મોટા સરદારોના ઘરોમાં પણ ઘુસી જતો હતો અને તેમના સારા સારા ઘોડા અને બીજી ઉત્તમ વસ્તુઓ ધોળે દહાડે લૂટી લાવતો હતો. સરદારો પાસેથી તે દંડ પણ લેતો હતો અને પોતે પોતાના તથા પોતાના સાથીઓના ખર્ચ માટે કર પણ ઉઘરાવતો હતો. જો લોકો દંડ ન આપે, તો તેનું કડવું ફળ તેમને તરત ચખાડવામાં આવતું હતું. રણજિતસિંહ પોતે પણ એ દંડ આપવાથી બચ્યો નહોતો, અને પોતાના સરદારો પ્રમાણે તે પોતે પણ એ સર્વ અત્યાચારોને ચુપચાપ સહન કર્યા કરતો હતો.

તે પોતાની દૂર દર્શિતાથી કોઈ કોઇવાર વગર માગેજ ફુલાસિંહને અમુક રકમ મોકલી આપતો હતો. એથી ફુલાસિંહ મહારાજા રણજિતસિંહ સાથે સભ્યતા અને વિનયથીજ વર્તતો હતો. અન્તે બુદ્ધિમાન્ મહારાજાના મનમાં જે અકકાલી સરદાર અને તેના સાથીઓ તેને આટલા બધા પીડતા હતા, તેમની પાસેથી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી લેવાની કલ્પનાનો આ વિર્ભાવ થયો અને તેથી તેમણે તે સર્વ લોકોને પોતાની નોકરીમાં રાખી લીધા. રણજિતસિંહનો એવો સ્વભાવજ હતો કે, જ્યારે પણ કોઇ વીર લુટારાનું નામ સાંભળતો, એટલે તરત તેને પોતા પાસે બોલાવતો અને પોતાની નોકરીમાં રાખી લેતો હતો. એથી જ્યારે પણ રણજિતસિંહને અફગાન અથવા તો બીજા શત્રુઓ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો, ત્યારે એ લુટારાઓની વીરતાથીજ તેને વિજય મળતો હતો એ લોકો મરણ અને આપત્તિનો લેશ માત્ર પણ ભય કે વિચાર રાખતા નહોતા અને તેથી વિજયલક્ષ્મી એમના ગળામાંજ વરમાળા આરોપી હતી.

જ્યારે ફુલાસિંહ પોતાના સાથીઓ સહિત રણજિતસિંહનો નોકર થઇ ગયો, એટલે પછીથી તેના પક્ષમાં રહિને અનેક વાર તેણે પોતાની વીરતાનો પરિચય કરાવ્યો. ઇ સ. ૧૮૧૮માં મુલ્તાનના શહેરપનાહની દીવાલને તોપોના ગોળાના મારથી તોડી નાંખીને હલ્લો કરવાનો માર્ગ કરવામાં આવ્યો હતો એમાં દીવાલપર સર્વથી પ્રથમ ચઢનારો ફુલાસિંહના સાથીઓમાંનો એક અકકાલીજ હતો. તે પોતાને આજ્ઞા મળ્યા વિનાજ પોતાની સાથેના લગભગ ચાલીસ માણસોને લઇને અંદર ઘુસી ગયો હતો અને સમગ્ર સૈન્યને આવવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો. જો તેમણે એ સાહસ ન કર્યું હોત, તો સૈન્યને કદાચિત્ કેટલાક વધારે દિવસ સુધી કિલ્લાને ઘેરો નાખીને બેસી રહેવું પડ્યું હોત. કહેવામાં આવે છે, કે વીર અકકાલીને-કે જેનું નામ જસ્સાસિંહ હતું અમલનો નશો કરવવામાં આવ્યો હતો; પણ એ આ ક્ષેપ અસત્ય છે. કારણ કે, એ પુરૂષ ધર્મમાં એટલો બધો દ્રઢ હતો કે, લોકો તેને માલાસિંહના નામથીજ બોલાવતા હતા. સિખ્ખ લોકો પરમાત્માનું

નામ લેતી વેળાએ જે માળા ફેરવે છે, તેજ અર્થમાં આ ' માલા ' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ગમે તેમ હો, પણ એજ જસ્સા અથવા માલાસિંહ અને તેના સાથીઓની સહાયથીજ રણજિતસિંહે આટલી શીઘ્રતા અને સુલભતાથી મુલ્તાન લેવામાં સમર્થ થયો હતો, એ તો નિર્વિવાદ છે. કિલ્લામાંથી એટલા બધા ગોળા વર્ષતા હતા કે, સૈનિકોને પોતાંના મોર્ચામાંજ પડ્યું-રહેવું પડતું હતું. એ યુધ્ધમાં જસ્સાસિંહ અને તેના પાંત્રીસ સાથીઓ માર્યા ગયા. કિલ્લો સર થવા પછી એ બધા લોકો દીવાલની અંદર મરી પડેલા મળી આવ્યા હતા.

ઇ. સ. ૧૯૧૯ માં કાશ્મીર વિજયના સમયમાં ફુલાસિંહે પોતાની અદ્વિતીય વીરતાનો સારો પરિચય કરાવ્યો, અને તેના બદલામાં રણજિતસિંહે બહુ ધનમાલ આપી સરદારની પદવીપર ચઢાવ્યો હતો. એ પછી તે મહારાજાની સેવામાંજ રહેવા લાગ્યો. અફગાનો સાથે જે લડાઇ થઇ હતી, તેમાં પણ તે સાથે ગયો હતો અને ઘણીજ કીંમતી મદદ આપી હતી.

ઇ. સ. ૧૮૨૩ માં કાબુલ નદીના ઉત્તર કિનારે 'ટીરી' નામક સ્થાનમાં એક યુધ્ધ થયું. પ્રથમ અફગાનોના વિજયનો રંગ દેખાવા લાગ્યો. મહારાજા અને તેમનો યુરોપિયન જનરલ વેનટૂરા તથા વેલારે પોતાથી બનતા બહુ પ્રયત્નો કર્યા, પરન્તુ સૈન્યમાં બહુજ ગભરાટ અને ભય ફેલાઇ ગયો. મહારાજાની સેના અફગાનો આગળથી હ્નાસવાની તૈયારીમાં હતી શત્રુઓ ટીરીની પહાડીપર મોર્ચો માંડીને બેઠા હતા તેમને ત્યાંથી હટાવવા માટે કેટલીક વાર હલ્લા કરવામાં આવ્યા, પણ તેમાં સફળતા ન થઇ. એથી સૈનિકોના સાહસ અને ઉત્સાહનો ભંગ થયો. પરાજયનો સંભવ પૂરેપૂરો દષ્ટિગોચર થવા લાગ્યો. મહારાજાએ પોતે આગળ વધીને સૈનિકોને ધમકી આપી તથા પરમેશ્વર અને ગુરુના સોગંદ આપીને આગળ વધવાની આજ્ઞા કરી, તે પોતે ઘોડાપરથી નીચે ઊતરીને આગળ ચાલ્યા, તલવાર ખેંચી શત્રુની સ્હામા વધ્યા અને સૈનિકોને કહ્યું કે, મારી પાછળ પાછળ ચાલ્યા આવો; પણ તેમની ધમકી, પ્રાર્થના અને સોગંદ આપવાની કૃતિ નિષ્ફળજ નીવડી! રણજિતસિંહ અત્યંત નિરાશ થયો અને ઇશ્વરની પ્રાર્થના કરવાનો તથા માળા ફેરવવાનો તે પોતાનો છેલ્લો ઉપાય યોજવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ એજ સમયે તેણે ફુલાસિંહ અને તેના સાથી અકકાલીઓનો કાળો ઝંડો પહાડીની બરાબરમાં અને ત્યાર પછી ઉપર ચઢતો જોયો. અકકાલી સરદાર પોતાના પાંચસો યોધ્ધાઓ સહિત શત્રુઓપર આક્રમણ કરવા માટે પહાડપર જતો હતો. યુધ્ધમાં રણજિતસિંહે ફુલાસિંહને તેના પોતાના માણસોના અગ્રભાગે રહી લડતો અને ઘોડાની પીઠપરથી પડતો જોયો. તેના ગોઠણના હાડકાપર ગોળી વાગી હતી અને તેથી તેનું તે હાડકું બિલકુલ ટૂટી ગયું હતું. તેને તેના માણસો ઊપાડીને પાછો લઇ ગયા હતા. પ્રથમ તો એવોજ ભાસ થયો કે, તે અપાંગ અથવા અવયવ હીન બની ગયો છે! પરંતુ ફુલાસિંહ સાધારણ મનુષ્ય નહોતો તે પોતાના હાથીપર બેસીને અકકાલીઓના હલ્લાના અગ્રભાગે ચાલતો જોવામાં આવ્યો, અને અકકાલીઓ પોતાના સરદારની પાછળ પાછળ ચાલ્યા જતાં હતા. તે હાથીપર બેઠો બેઠો બધા અકકાલીઓને પોકાર કરી કરીને ઉત્સાહિત બનાવતો હતો. પરંતુ સૈનિકોએ તેના એ ઉત્તેજક ભાષણને પણ ધ્યાનમાં ન લીધું. કેવળ ફૂલાસિંહ અને તેના સાથીઓજ પહાડપર શત્રુઓના સ્થાન તરફ આગળ વધતા ગયા. અફગાનોએ એમના આક્રમણની માર્ગ પ્રતીક્ષા ન કરી એટલે લોકો પોતાના મોરચામાંથી નીકળીને દોડતા દોડતા પહાડની તળેટીમાં આવ્યા અને પોતેજ હલ્લો કરવા લાગ્યા. એ વેળાએ ફૂલાસિંહે પોતાના સાથીઓને ઘોડાઓ પરથી નીચે ઉતરીને પગે ચાલવાનો હુકમ કર્યો અને સાથીઓએ તે હુકમને માથે ચઢાવીને પગે ચાલવા માંડ્યું. તેમણે ' વાહ ગુરૂજી ! કહીને આકાશ અને અવનીને કંપાયમાન કર્યાં એના જવાબમાં મુસલ્માનો ' અલ્લાહ અલ્લાહ ' ના પોકાર

કરવા લાગ્યા. ઘોડાઓ કાંઇક તો એ હલ્લાથી ચમકીને અને કાંઇક પોતાના સ્વભાવને અનુસરીને શત્રુઓ તરફ ભાગવા લાગ્યા. આ અચાનક આક્રમણથી અફ્ગાનોમાં બહુજ ગભરાટ મચી ગયો. એ પ્રસંગને જોઇને અકકાલીઓએ પોતાની બંદુકો ફેંકી દીધી અને તલવારો ખેંચીને એટલા વેગથી હલ્લો કર્યો કે, ગનીમોને તરત હરાવી દીધા અને પહાડી પર પોતાના પગ જમાવી દીધા. અકકાલીઓના એ વિજયને જોઇને બધા સૈનિકોની મરી ગએલી વીરતા પાછી જાગૃત થઇ અને તેઓ સાથે મળીને એ પ્રસંગનો લાભ લેવા માટે વાયુના વેગે ત્યાં દોડી ગયા. એ સમયે અકકાલીઓ અને સૈનિકોના મધ્યમાં બારસો અથવા પંદરસો અફ્ગાનોની ટોળી સપડાઇ ગઇ બન્ને તરફથી ઘેરાઇ જવાથી તેઓ પલાયનમ્ કરવા લાગ્યા અને જે અકકાલીઓ તેમનાથી ઉપરના ઉંચા ભાગમાં ઉભા હતા તેમનાથી બચવાનો પોતાથી બનતો ઉદ્યોગ કરવા લાગ્યા. જ્યાં તેમના આઠથી દશ હજાર સાથીઓ સંગીન મોરચામાં હતા, તે પહાડીની ઉપર જવા માટેની અફ્ગાનોએ ઇચ્છા કરી.

પરંતુ ફૂલ સિંહ તેમને એમ સહજમાં પોતાના પંજામાંથી છટકી જવા દે, તેવો ભોળો માણસ ન હોતો. તેણે ઉલટીને એવા તો બળથી હલ્લો કર્યો, કે અફ્ગાનોને ત્યાંને ત્યાંજ સજ્જડ થઇ જવું પડ્યું. અકકાલીઓના આક્રમણને રોકવાના ઉદ્યોગમાં અફ્ગાનોના છસોથી પણ વધારે માણસો માર્યા ગયા. અકકાલીઓના પણ ઘણા લોકો કામ આવી ગયા. જ્યારે કેવળ ૧૫૦ અકકાલીઓજ બાકી રહી ગયા ત્યારે ઈશ્વરે તેમને વળી એક નવીન બળ આપ્યું. એ વીરોની વીરતાથી સૈનિકોનો ઉત્સાહ એટલો બધો વધી ગયો હતો કે તેઓ એમની મદદ માટે તરત દોડી ગયા અને અફ્ગાનોને મારીને ન્હસાડી દીધા. એ પછી તેઓ તેઓ પહાડીની ઉપરના શત્રુઓને મારવા માટે આગળ વધ્યા. ફૂલાસિંહના શરીરમાં એટલામાં એક બીજી ગોળી પણ લાગી ગઇ. પરંતુ તેની જરા પણ પરવા ન કરીને તે પોતાના હાથી પર બેસીને આગળ વધતો જ રહ્યો, જ્યારે તે મોરચાની પાસે જઇ પહોંચ્યો, ત્યારે અફ્ગાનોની બન્દુકોમાંથી ગોળીઓની વૃષ્ટિ વર્ષવા લાગી અને તેથી અકકાલીઓની ઘણીજ મોટી હાનિ થઇ. ફૂલાસિંહના હાથીના મહાવતને ત્રણ ગોળીઓ લાગી ચૂકી હતી. જ્યારે હાથી શત્રુઓની બન્દુકોની પાસે જઇ પહોંચ્યો, ત્યારે મહાવતનો ભય અનિવાર્ય થયો. તેણે આગળ વધવામાં આનાકાની કરવા માંડી. સરદારે તેને આગળ ચાલવાનો હુકમ કર્યો, પરંતુ મહાવત ડરી ગએલો હોવાથી પાછળ હટવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એથી કોપ વશ થઇ પોતાની કમ્મરમાંથી પિસ્ટલ કાઢીને ફૂલાસિંહે તેના માથામાં ગોળી મારી અને તેને નીચે પાડી નાખ્યો. ત્યાર પછી પોતાની તલવારની અણીનો અંકુશ તરીકે ઉપયોગ કરીને તેણે હાથીને શત્રુઓની દિશામાં ચલાવ્યો. તે હજી વધારે આગળ વધવા પામ્યો નહોતો, એટલામાં તો કોઇ અફ્ગાનની ગોળીએ આવીને તેના મસ્તકમાં પ્રવેશ કર્યો, તે હોદામાંજ પડી ગયો અને ત્યાંજ સ્વર્ગવાસી થયો ! પોતાના સરદારના સ્વર્ગવાસી થવાથી અકકાલીઓના મનમાં કોપનો એવો તો ભયંકર અગ્નિ પ્રજ્વલી ઉઠ્યો કે, તેઓ મરણિયા થઇને અફ્ગાનો પર ટૂટી પડયા જો કે તેમનો પહેલો હલ્લો સફળ ન થયો, તોપણ તેઓ વિશેષ વીરતાથી હલ્લાઓ કરતાજ રહ્યા. વારંવાર આક્રમણ કરીને અંતે વીર પંજાબીઓની સેનાએ અફ્ગાનોના મોરચા તોડી નાખ્યા અને ગનીમોને ત્યાંથી હાંકી કાઢયા. પ્રારંભમાં વિજયનો રંગ ન દેખાવાથી, જે ઘણાક સૈનિકો ન્હાસી ગયા હતા, તેઓ પણ પાછા મહારાજા રણજીતસિંહ સાથે આવી મળ્યા અને જે અફ્ગાનો ઉપરથી હાંકી કઢાયા પછી પહાડની તળેટીમાં આવીને એકઠા થયા હતા તેમના પર ક્રૂરતાથી ટુટી પડયા. એથી અફ્ગાનોના ગભરાટનો અવધિ થયો અને તેમનામાં ભંગાણ પડી ગયું. એ યુદ્ધમાં સિક્ખોના પાંચ હજાર કરતાં વિશેષ વી-

રોના શરીરનું રણ ભૂમિને બળિદાન અપાયું, પરંતુ અફગાનોના એથી પણ બમણી સંખ્યાના વીરો કામ આવી ગયા હતા

મહારાજા રણજીતસિંહે ટીરીના યુધ્ધમાં ફુલાસિંહની વીરતા અને તેના સાથીઓની સહાયતાથીજ વિજય મેળવ્યો હતો. અકકાલીઓના સરદારની વીરતાની સિકખ અને મુસલમાન—મિત્રે અને શત્રુ-બન્નેએ એક મુખથી પ્રશંસા કરી હતી જ્યાં તેનો સ્વર્ગવાસ થયો હતો, તે સ્થાનમાં તેની છતરી ( સમાધિ ) બનાવવામાં આવી હતી અને તે અત્યાર સુધી પણ કાયમ છે. જો કે એ છતરીની રખવાલી લોકોજ કરે છે, તથાપિ એ સ્થાન હિંદુ તેમજ મુસલમાન બન્નેને માટે એક તીર્થ સ્થાનજ બની ગયું છે. એ સ્થાન લુંડા એટલે કે કાબુલ નદીના યૂસુફજાઈઓની તરફના કિનારાપર નૌશેરામાં આવેલું છે.

ફુલાસિંહના સમય પછી અકકાલીઓની બહુજ અવનતિ થઇ ગઇ છે. હવે તો તેઓ નીચી જાતિવાળાઓ સાથે પણ મળે હળે છે અને બધી જાતના વ્યવહારો કરે છે. આ પ્રકાર તેમનો પ્રસિદ્ધ સરદાર ફુલાસિંહ ચાલવા દેતો નહોતો. અમૃતસર આદિ અકકાલી બૂંગા વિના અન્ય સ્થાને હવે અસલી જાટોની જાતના અકકાલીઓ બહુજ ઓછા મળી આવે છે. અસલ અકકાલી વીર હોય છે તે સ્વતંત્ર અને ઘમંડી હોય છે. તે ગરીબોનો મિત્ર અને ધનાઢયોનો વૈરી થવામાં પોતાનું સૌભાગ્ય માને છે. ધર્મના વિષયમાં તો તેને લગભગ ઉન્મત્તજ સમજવો જોઇએ. પોતાના ગુરૂ ગોવિંદસિંહના કરેલા કાયદાઓનું તે દ્રઢતાથી પાલન. કરનારો હોય છે. જે વસ્તુની તેને આવશ્યકતા હોય છે, તે વસ્તુ પોતાના મિત્ર પાસેથી પણ પડાવી લેવામાં તે અચકાતો નથી. પોતાપર કોઇના થયેલા ઉપકારોનો બદલો વાળી આપવામાં તે સદા તૈયાર રહે છે પૈસાની પરવા તેને હોતીજ નથી. આવશ્યકીય પદાર્થ મળતાં તેમાં તે સંતુષ્ટ રહે છે. ધર્મ માટે પ્રાણ આપવાને તે નિરંતર તૈયાર રહે છે. ફૂલાસિંહ એવા પ્રકારનોજ અકકાલી હતો; પરંતુ અફસોસ કે, એ જાતિ લગભગ નષ્ટ થઇ ગઇ છે!

"કોનસા હય કામ, હો ફરમાનસે ઇસ દમ નહીં:
કયા યે શકિમ આપકા દિલજાનસે હમદમ નહી ?
કોઇસી હોવે મુખાલિફ યો નહીં યા હમ નહીં;
જાન જાયે કારે આકાકે લિયે તો ગમ નહીં !"

એજ ફૂલાસિંહનો પરમ સિદ્ધાંત હતો અને અંતે મહારાજા રણજિતસિંહના લાભ માટે માતૃભૂમિના લાભ માટે રણભૂમિમાં પોતાના પ્રાણ અર્પણ કરીને પોતાના એ સિદ્ધાંતની સત્યતાનો તેણે પ્રત્યક્ષ પરિચય કરાવ્યો હતો અને તેથીજ આજે તે પૂજાય છે. મરી ગયા છતાં પણ લોકોના સ્મરણમાં જીવતો છે અને અનંત કાલ પર્યન્ત જીવતોજ રહેવાનો ! શું ભરત ભૂમિ, વીર પ્રસવિની ભરતભૂમિ, હવે એવાં સંતાનોને જન્મ નહિ આપે ?

नारायणदास विसनजी ठक्कुर.

## स्वदेशीनो सागर.

### રાગ—દેશ—લાવણી.

એ......સ્વદેશીના શુદ્ધ સાગરમાં
નવ ઉછળે શ્યામ તરંગ;— ટેક.
સુખ દુઃખના ભરતી ઓટે તે,
બદલે શ્વેત નવ રંગ — સ્વદેશીના—
વાદળમાંથી રૂધિર વરસે,
નભ ધરા પર તૂટી પડશે,
વિજ ભસ્મ સૃષ્ટિને કરશે,
પણ મૃત્યુ ભયે ગભરાઇ ન છોડે
દેશ ધર્મ સજ્જન,—સ્વદેશના.

भ.इलाल ज. उपाध्याय ( मास्तर. )

# ધાર્મિક શિક્ષણ સંબંધે બે બોલ.



આ જ કાલ છોકરાંને નિશાળે બેસાડવાની યોગ્ય ઉમ્મર પાંચ સાત વર્ષની ગણાય છે. નિશાળમાં કુમળાં મગજવાળાં બાળકને ભણવાના વિષયો ઘણાજ છે. દરેક વિષયની અગત્ય એક સરખીજ ગણાય છે. કેટલાક વિષયો દરેક બાળકને અનુકુળ હતા નથી, તેમ છતાં પણ સમાન કાળજીથી દરેક બાળક બધા વિષય શિખવાને બંધાયો હોય એવી માન્યતા પ્રમાણે તેમને કેળવણી આપવામાં આવે છે. બાળકને અમુક વિષય અનુકુળ છે કે તે તેની બુદ્ધિને યોગ્ય છે તેનો વિચાર કરવાની દરકાર કરવામાં આવતી નથી. બાળક પોતે તો અજ્ઞાન છે—તેમજ કેટલાંક માબાપો પણ આવી જાતનો નિર્ણય કરવાની શકિત ધરાવતાં નથી, અને અધિકારીઓને સારૂં પરિણામ બતાવવાની લાલસાથી શિક્ષકો પણ કાંઇ કરી શકે તેમ હોતું નથી. આવા સંજોગોમાં કેળવણી કેવી અપાય છે તે જોવાનું કામ કોના માથે? કેળવણી સંગીન છે કે ખપ જોગીજ છે એ જોવાની જોખમદારી કોના માથે? આવી કેળવણીનું શું પરિણામ આવે તેનો માત્ર વિચાર કરવોજ બસ છે!

વળી જુદી જુદી જાતના અને વળી જુદા જુદા ધર્મનાં અને મતનાં અનેક બાળકો અને બાળકીઓને સાથેજ કેળવણી આપવાની પદ્ધતિ ચાલે છે. ત્યાં તો કોઇ પણ પ્રકારનો નિર્ણય કરવો એ ઘણુંજ મુશ્કેલ કામ છે, અને વખતે કરવામાં આવે તો તે નુકશાનકારક પણ થઇ પડે છે શિક્ષકો જાણે છે, સમજે છે, પણ તે પ્રમાણે વર્ત્તવું તેમને માટે અશકય છે, આવા સંજોગોમાં ધર્મની કેલવણી કેવી રીતે આપી શકાય? ધર્મને બદલે નીતિની કેળવણી આપી હોય તો ચાલી શકે કે નહીં? ધર્મની કેળવણી આપવી એવો વિચાર થાય તો પણ કયા ધર્મની કેળવણી આપવી? વગેરે પ્રશ્નો આવી પડે છે.

ઉપરના પ્રશ્નો વિષે બે બોલ કહેવાનોજ આ લેખનો ઉદ્દેશ છે.

ધર્મનું બંધારણ નીતિ ઉપર છે, અને નીતિનું બંધારણ કેટલે અંશે બલ્કે ઘણે અંશે ધર્મ ઉપર છે. કોઇ પણ ધર્મમાં અનીતિ કરવા સૂચવેલું નથી, એટલે એક રીતે ધર્મ અને નીતિ સમાન-અર્થ-સૂચક શબ્દો છે, વળી ધર્મનાં તત્ત્વો જાણ્યાં સિવાય પણ નીતિનાં તત્વો સમજી શકાય-તેનું ગ્રહણ કરી શકાય. હિન્દુસ્તાનમાં પ્રચલિત ધર્મોમાંથી એક પણ ધર્મ, શાળામાં ભણતાં બાળકોને શિખવવાનો આગ્રહ કરી શકાય નહીં પરંતુ સર્વે ધર્મમાં સમાન જે તત્ત્વ—આપણે બધા ભાઇઓ અને બ્હેનો છીએ, કારણ કે આપણે એકજ પરમેશ્વરનાં બચ્ચાં છોકરાં છીએ—આપણને ઇશ્વરની પ્રાર્થના કરવામાં અને નીતિના માર્ગ ઉપર લેઇ જવામાં મદદગાર થઇ પડે. સામાન્ય ગુણોનું વર્ણન કરી ઇશ્વરની સ્તુતિ કરતાં બાળકોને શિખવવામાં આવે તો તેઓ પોતાના ધર્મનાં તત્વ પોતાના માબાપ અગર ગુરૂ મારફતે શિખવાની આકાંક્ષા બતાવે. આ એક અમુલ્ય લાભ શિક્ષકો આપી શકે. દરરોજ નિશાળના વખતની શરૂઆતમાં પહેલી પાંચ દશ મિનિટ ઇશ્વર સ્તુતિમાં ગાળવામાં આવે તો તે વખત નકામો કાઢેલો ગણાશે નહીં. "ઓ, ! ઇશ્વર તું એક છે, વગેરે વગેરે" કવિતાઓ કોઇ પણ ધર્મમાં વાંધા પડતી ગણાય નહીં. પુખ્ત ઉમ્મરના અને વયોવૃદ્ધ માણસો પણ અઠવાડીયામાં અગર મહિનામાં એકાદ બે વખત એકઠા થઇ તેજ પ્રમાણે સામાન્ય પિતા પરમેશ્વરની પ્રાર્થના કરે તો એક બીજા મતનાં અંતરો કેટલેક દરજ્જે દુર કરી શકાય. આ ઉપરથી એમ સમજવાનું નથી કે કોઇ પણ માણસે પોતાનો ધર્મ છોડી દેવો; પણ દરેક માણસ પોતાનો ધર્મ પાળવા ઉપરાંત, પોતાનાં ક્રિયા કર્મ કરવા ઉપરાંત પણ એકજ નિયંતાની પ્રાર્થના કરી શકે.

ઘણાં ખરાં ધાર્મિક મંડળો સાધુ, ફકીર વગેરે સંતોનું પોષણ કરી શકે છે. તેવા સંતોની સત્તા કેટલાક રાજાઓ અને શ્રીમંતોની સત્તા કરતાં વધારે છે, પરંતુ એવા પુરૂષો ધર્મનાં શિક્ષક તરીકે કામ કરે એવી આશા રાખવી વ્યર્થ છે! હિન્દુ સમાજમાં બ્રાહ્મણની સત્તા—જો કે અસલના વખત કરતાં નરમ થવા લાગી છે તો પણ માનનીય ગણાય છે. લોકોના ઉપર અગર જન સમાજ ઉપર ધર્મનો કાંઈપણ બોધ કરવામાં એ સત્તા યોગ્ય રીતે કામે લગાડી શકાય; બીજા વર્ગના લોકો શિક્ષક તરિકે કામ ભલે કરે, પણ બ્રાહ્મણોની અસર હિન્દુ સમાજ ઉપર વધારેજ થવાની, અને એ સત્તાના શિષ્યો થવામાં હિન્દુ સમાજને કંઈ બાધ ન આવે.

હિન્દુ ધર્મની મહત્તા ગમે તેટલી હો, છતાંપણ દિલગીરી સાથે કહેવું પડે છે કે એક મુસલમાન, પારસી અગર ખ્રીસ્તી પોતાના ધર્મનાં જેટલાં તત્વો જાણે છે, પોતાનાં ધર્મના જેટલા દરરોજ જે નિયમો પાળે છે તે પ્રમાણમાં એક હિન્દુ પોતાના ધર્મની ઘણીજ થોડી માહિતી ધરાવે છે. વસ્તુ સ્થિતિ આમ હોવાનું કારણ, માત્ર એટલુંજ કે બીજા ધર્મનાં છોકરાંને થોડી ઘણી ધર્મની કેળવણી પોતાના ઘરમાં મળી શકે છે, અને હિન્દુ છોકરાંને કેટલીક ક્રિયાઓ સિવાય ધર્મના જ્ઞાન સંબંધમાં શૂન્ય જેવાજ રાખવામાં આવે છે! હિન્દુ છોકરાં પોતાના ધર્મનાં શ્રેષ્ઠ તત્વોથી પણ ઘણી વખતે અજ્ઞાન હોય છે. આટલાજ માટે બાળકો ન્હાનાં હોય ત્યારેજ ધર્મનાં કેટલાંક તત્વો તેમને મ્હોંડે કરાવી રાખવાનું કામ તથા ફરજ તેમનાં માબાપ ઉપર આવી રહે છે. છોકરાંને સવારમાં વહેલાં ઉઠાડી, નિત્ય કર્મ કરાવી, ન્હવરાવીને પાંચ દશ મિનિટ તેમની પાસે ઇશ્વર સ્તુતિ કરાવવામાં આવે તો આગળ જતાં નેજ છોકરાં ધર્મનું સારૂ જ્ઞાન સંપાદન કરી શકે.

આપણી આવી સ્થિતિ હોવાનું મુખ્ય કારણ આપણી સ્ત્રીઓની અભણતાના લીધે છે. સ્ત્રીઓ જો કેળવાયલી હોય તો પોતાના બાળકોને કેળવવામાં કોઇપણ માણસની શિખામણની જરૂરની અપેક્ષા રાખે નહીં. કેટલેક ઠેકાણે સ્ત્રીઓ કેળવણી લેતી થઇ છે; પરંતુ તેમને કેવી જાતની કેળવણી આપવી એનો નિર્ણય થયો નથી; તેમ છતાં પણ જેટલે દરજ્જે મનની ખીલવણી કેળવણીથી થશે તેટલોજ વિશેષ લાભ થવાનો સંભવ છે. જ્યારે સ્ત્રીઓ પોતાની જરૂરિયાતો સમજી શકશે, પોતાના વડિલોના શબ્દોને માન આપતી થશે, પોતાનાં છોકરાં પ્રત્યે પોતાની ફરજ સમજતી થશે, ત્યારેજ હિન્દુસ્તાનમાં નર રત્નો ઉદ્‌ભવવાનો સંભવ અને વખત આવી રહેશે.

ધર્મનાં મંડળો સ્થપાય તો તે દ્વારા પણ ઘણો લાભ થઈ શકે. આવાં મંડળો પાસે બોધરૂપી વ્યાખ્યાનો, ભાષણો કરાવવાથી ધર્મનું ઘણુંજ જ્ઞાન ફેલાવી શકાય. અઠવાડીયામાં એકાદ બે દિવસ સારા વિદ્વાન પાસે એ સંબંધમાં ભાષણું અપાવાય તો કેટલુંક ઉપયોગી ધાર્મિક જ્ઞાન સ્હેલાઈ અને સરળતાથી ફેલાવી શકાય. નાની છોકરીઓને પણ વિદ્વાન સ્ત્રીઓ મારફતે એટલું તો જ્ઞાન આપી શકાય.

चुनीलाल गोवर्धनदास.
બી. એ; એસ. ટી. સી. ડી.

## પ્રશ્ન—છપ્પો.

ચાર હસ્તિપગ ચડે, જમીનથી અધ્ધર રહેછે.
કળિયુગનું વૈમાન, બેઠે આનંદ ઉપજે છે
છ કાને ફુરણ, આઠ એને વળી ચાંચો
ચાર ડીસામાં ઉડે. પાંખ વિણ, વાયુ સાચો
નિશદિન જો ચાલ્યો કરે, લઘુ પંથ કાપે નહી
મુખવિણુ બોલે એ કદી, ધીરજ કહે સમસ્યા કહી ?

પ્રશ્ન

શરાફ્ત રહે ખાધા વિના, કોઇ દિન કરે પોકાર
મુખ પુરે મુંગો રહે, ચાહે સઉ નરનાર
ઉત્તર હીંચકો

कवि धीरज काका.

## પાંડવો અને કૌરવોના યુદ્ધમાં સામીલ થયલી જાતો.*

મત્સ્યપતિ વિરાટ્નાં ઢોર કૌરવો અને ત્રિગતો લાળી ગયા ત્યારે પાંડવો તે પાછાં વાળી લાવ્યા તેના અહેસાન બદલ વિરાટે પોતાની કન્યા ઉત્તરા, અર્જુનના દીકરા અભિમન્યુ વેરે પરણાવી. મત્સ્યની રાજધાની ઉપપ્લવ્યમાં લગ્નનો મહોત્સવ ઉજવાયો અને નીચે જણાવેલા રાજાઓ અને ઠાકોરો આમંત્રણ સ્વીકારી ત્યાં પધાર્યા: આનર્તથી દાશાર્હને લઈ કૃષ્ણ, પાંડવોના મિત્રો કાશિરાજ અને શિવિરાજ, પંચાલના દ્રુપદ, યજ્ઞસેન, શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન, અને બીજા ઘણાં રાજાઓ-જેમનાં નામ સ્પષ્ટ કથવામાં નથી આવ્યા તેઓ લગ્ન પ્રસંગે આવ્યા.

પાંડવોના વનવાસની મુદત ખલાસ થતી હોવાથી આ પ્રસંગે કૌરવો પાસેથી પોતાના બાપદાદાના રાજ્યનો હિસ્સો માગવાનો નિશ્ચય કરવામાં આવ્યો; અને એ કાર્ય કરવા માટે વિષ્ટિ ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું.

કૃષ્ણ અને પાંડવો મામા ફોઈનાં ભાંડુઓ હતા. કૃષ્ણની બ્હેન સુભદ્રા અર્જુનને વરી હતી; કૃષ્ણ અને અર્જુન એક બીજાના અનન્ય સખા હતા: એટલે કૃષ્ણ અને તેનાં સાથીઓનો પાંડવો સાથેનો સંબંધ લોહીનો, લગ્નનો અને મૈત્રિનો હતો. કૃષ્ણ અને ત્હેનાં સગાંઓએ પાંડવોની કુમકે રહેવાનું વચન આપ્યું અને લગ્ન વીત્યે તેઓ પોતાને દેશ ગયા.

સુનીતિની આકાંક્ષા હોય તો દુર્યોધનની પ્હેલાં ભારતવર્ષના જુદા જુદા રાજાઓને પોતપોતાનું લશ્કર લઈ સહાય માટે નોતરવા પોતાના પુરોહિતને મોકલવા દ્રુપદે સૂચવ્યું. આવી રીતે અગાઉથી આમંત્રણ કરવાથી ઘણા રાજાઓ પાંડવોની કુમકે આવશે એવી દ્રુપદની ધારણા દુર્યોધને બર આવવા દીધી નહિ. પાંડવોના આમંત્રણની પોતાને પોતાના જાસુસોથી ખબર પડી કે તરતજ એણે રાજાઓને આમંત્રવા દૂતો મોકલ્યા.

કૃષ્ણ અને ત્હેના બાંધવો (સગાં) ની મદદ બન્ને પક્ષને અગત્યની હોવાથી દુર્યોધન અને અર્જુન ઉભય દ્વારિકા ગયા. બન્નેનું મન મનાવા કૃષ્ણે નવોજ તોડ કાઢ્યો. અયુધ્યમાન; ન્યસ્તશસ્ત્ર કૃષ્ણ પાંડવોના પક્ષમાં ગયા; અને નારાયણ નામના લડાયક ગોપોને દુર્યોધનના પક્ષમાં લડવા મોકલ્યા. યાદવો અને ત્હેમનાં ગણો-ભોજ, અંધક, વૃષ્ણિ, સાત્વત, માધવ, દાશાર્હ, આહુક, કુકુર-એકજ પક્ષ તરફ ઢળ્યાં નહિ. સ્વાભાવિક રીતે ઘણાખરા કૃષ્ણ અને પાંડવોની કુમકે ગયા; યુયુધાન, ચેકિતાન અને બીજા લડવૈયાઓ પાંડવોને જઈ મળ્યા; પણ કૃતવર્મા દુર્યોધનને જઈ મળ્યો, આમ સર્વ યાદવોની વિરૂધ્ધ તે શામાટે વર્ત્યો તેનું ચોકકસ કારણ જણાવવામાં નથી આવ્યું. પાંડવોના પક્ષમાં ગયલા બધા યાદવો વૃષ્ણિ, સાત્વત વગેરે કહેવાતા ત્યારે કૃતવર્મા એકલોજ ભોજ કહેવાતો હતો એ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. સહ્યાદ્રિની પૂર્વમાં વસતા લોકો સાથે એને ભોજ તરિકે કદાચ નાતો હોય અને તેથી વિદર્ભ તથા મહિષ્મતી સાથે પણ એને સંબંધ હોય; બીજા બધા યાદવો સહ્યાદ્રિની લગભગ પશ્ચિમે વસતા હતા; કૃષ્ણની રાજ્યધાની દ્વારિકા હતી અને યુયુધાન આનર્તમાં રહેતો હતો.

આમંત્રણ સ્વીકારી રાજાઓ હરેક દિશામાંથી આવી પહોંચ્યા, નકુલ સહદેવનો મામો શલ્યાધિપતિ પાંડવોના પક્ષમાં જવા નીકળ્યો; પણ ત્યાં પ્હોંચતા પ્હેલાં દુર્યોધન એને મળ્યો અને ઉદાર આગતા સ્વાગતા તથા કાલાંવાલાથી ત્હેને પોતાના પક્ષમા લઈ

* (F. E. Pargiter: The Nations of India at the battle between the Pandavas and Kauravs. નામના લેખનો તરજુમો.)

લીધો. બીજાઓએ જે જે પક્ષ લીધો તે સબબસર લીધો. મહાભારતમાં આપેલી યાદીમાં મુખ્ય મુખ્ય રાજાઓનાં નામ ગણાવેલાં છે; આ દરેક મુખ્ય રાજા એકેક અક્ષૌહિણી સૈન્ય લઇ આવ્યો હતો. પાંડવોના પક્ષમાં સાત અને કૌરવોના પક્ષમાં દશ અક્ષૌહિણી લશ્કર થયું હતું, કૌરવોને પોતાની એક સાથે અગીઆર અક્ષૌહિણી થઇ. એકઠા થયલાં આ લશ્કરમાં ભારતવર્ષની બધી જુદી જુદી જાતો આવી હતી. એટલે એમનાં નામ ધ્યાનમાં લેવાં જેવાં છે. આ ઉપરાંત રાક્ષસો અને નાગ સિવાય બીજા કોઇ લડવૈયા લડવા આવ્યાં નહોતા. દરેક રાજા પોતાનું લશ્કર લાવ્યો હતો એટલું જ નહિ પણ પોતાની સ્હેમાં રહેતા પડોશીઓને પણ સાથે તેડી લાવ્યો હતો.

યુયુધાન, દ્રુપદ, વિરાટ, ભગદત્ત અને સુદક્ષિણના સંબંધમાં ઉકત હકીકત સ્પષ્ટ લખેલી છે. આમ, રાજાઓ પોતાની સ્હેમાં રહેનાર જાતોને લાવ્યા હતા એટલું જ નહિ પરંતુ યુયુધાન અને દ્રુપદની સાથે ભાડુતી લશ્કર પણ હતું. (તે વખતે રાજ્યની દરેક રૈયત લડાયક હોવાથી હાલની માફક જાથુનું લશ્કર ન્હોતું રાખવામાં આવતું. લડાઇ વખતે દરેક વીર તૈયાર થતો. છતાં કેટલાક રાજ્યોમાં બીજા રાજ્યના વતનીઓને પગારદાર લડવૈયા તરિકે રાખવામાં આવતા અને તેમનું જે સૈન્ય થતું તે પ્રજાકીય નહી પરંતુ ભાડુતી લશ્કર.)

બન્ને પક્ષના મુખ્ય રાજાઓ નીચે પ્રમાણે હતાઃ-

પાંડવ પક્ષના રાજાઓની યાદી બે વખત આપવામાં આવી છે, તે રાજાઓનાં નામઃ—(૧) યુયુધાન સાત્યકિ, નિરનિરાળા દેશના લડવૈયા લઇને; (૨) ચેકિતાન; (૩) ચેદિરાજ ધૃષ્ટકેતુ; (૪) મગધરાજ જરાસંધનો પુત્ર જયત્સેન અથવા સહદેવ; (૫) પચાલ નરેશ દ્રુપદ, પોતાના સામંતો અને પુત્રો સાથે; એના લશ્કરમાં વિવિધ જાતની પ્રજાઓ (Nations) હતી; (૬) મત્સ્યપતિ વિરાટ પાર્વતીયોને લઇ આવ્યો હતો; (૭)સાગરના ઉપકંઠના દેશોમાં વસતા લોકોનું લશ્કર લઇ પાંડયરાજ અથવા (૭) પાંચ કૈકય ભાઇઓ જેઓમાં બ્હૃત્ક્ષત્ર જયેષ્ટ હતો. (બે યાદીઓમાં ફકત છેલ્લો જણાવેલો તફાવત છે.)

કૌરવોના પક્ષમાં:—(૧) પ્રાગ્જ્યોતિપનો રાજા ભગદત્ત, ચીના અને કિરાતને લઇ આવ્યો હતો; (૨) સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા; (૩) મદ્રનાથ શલ્ય (૪) ભોજ, અંધ અને કુકકુરોને લઇ કૃતવર્મા હાર્દિક્ય; (૫) જયદ્રથ અને સિંધુ, સૌવીરના બીજા ઠાકોરો; (૬) યવન અને શકનું લશ્કર લઇ કામ્બોજનો રાજા સુદક્ષિણ (૭) દક્ષિણાપથના નીલાયુધ નામના લડવૈયા સાથે માહિષ્મતીનો નરેંદ્ર નીલ; (૮) અને (૯) અવંતિ, વિંદ અને અનુવિંદના બે રાજાઓ-દરેક એક અક્ષૌહિણી સાથે; અને (૧૦) પાંચ કૈકય ભાઇઓ--જેમનામાં વિંદ જયેષ્ઠ હતો.

બેમાંથી ગમે તે પક્ષ, રાજાઓએ જે કારણસર લીધા હતા તે કારણો જણાવેલાં છે. પાંડવોનો પક્ષ લેનારને તેમ કરવાનાં શા શા કારણો હતાં તે પ્હેલાં જોઇએ.

પાંચાલનરેશ દ્રુપદ દ્રૌપદીનો પિતા હતો એટલે પાંડવોનો સસરો થતો હતો. સગપણને લીધે તે પોતાના પુત્ર પરિવાર અને ભાયાતોને લઇ પાંડવો તરફથી લડવા આવ્યો હતો. સૃંજય અને સોમક નામના બે કુટુમ્બનાં તેઓ સૌ કુટુમ્બીઓ હતાં.

વિરાટ પાંડવોના અહેસાન તળે હતો અને કન્યાદાનને લીધે તેમનો વેવાઇ થયો હતો. આવા સંબંધોને લઇને તે પાંડવોની કુમકે ગયો. બન્ને પક્ષ સાથે મિત્રતા હતી છતાં લોહી, લગ્ન અને દોસ્તીના સંબંધથી કૃષ્ણનો પાંડવો માટે પક્ષપાત હતો. યુદ્ધમાં એઓ લડયા ન્હોતા પણ પાંડવોના પક્ષને એમની જબરી ઓથ હતી તેમજ પાંડવોને લડવાની સલાહ એમણેજ આપેલી અને ઉત્તેજેલા. તેના બાંધવો (relatives) યુયુધાન સાત્યકિ અને ચેકિતાનને દુર્યોધન સાથે કોઇ પણ જાતનો નાતો ન્હોતો એટલે કૃષ્ણને અનુસરી તેઓ પોતાના લશ્કર

સાથે પાંડવોના સૈન્યને જઇ મળ્યા. કૃષ્ણના મોટા ભાઈ બળરામને કયો પક્ષ લેવો એ બાબતમાં મુંઝવણ થવાથી યુદ્ધમાં સ્હેજ પણ ભાગ લીધા વિના તટસ્થ રહેવા તેઓ યાત્રાએ ચાલ્યા ગયા. બીજા યાદવોમાં વસુદેવનો પિત્રાઇ અને વસુદેવની બ્હેન અને પાંડવોની માતા કુન્તીને દત્તક લેનાર કુન્તીભોજ પણ પાંડવોની તરફ થયો.

આ સંગ્રામ થયો તે અગાઉ જે રાજ્યકીય બનાવો બન્યા હતા તેની ટુંક હકીકત વર્ણવાથી બીજા રાજાઓના હેતુઓ સ્પષ્ટ થશે. મગધના નરેંદ્ર જરાસંધે પૂર્વ ભારત વર્ષ, મધ્ય દેશ અને મધ્ય ભારતવર્ષના રાજાઓનું સમ્રાટપદ મેળવ્યું હતું. ચેદિરાજ શિશુપાલ, કરૂષનો રાજા વક્ર, તથા વંગ અને પુણ્ડ્રના નૃપતિઓ તેના ભળતીઆ હતા. અંગનું રાજ્ય કર્ણને તેણે આપ્યું હતું એટલે તે તેનો મિત્ર હતો. અને પ્રાગ્જ્યોતિષનો નૃપ ભગદત્ત તેને આધીન હતો. ભોજકટમાં ભોજોનો રાજા ભિષ્મક, જે દાક્ષિણાત્યોનો અધિપતિ કહેવાતો હતો તેણે જરાસંધની આણ સ્વીકારી હતી અને પોતાના બાંધવો ભોજોનાં બીજાં કુલોથી છુટો થયો હતો. ભિષ્મથી નીત કુરુઓ પણ જરાસંધના મિત્રો હતા. અંધક અને વૃષ્ણિને તેણે નયથી તાબે કર્યા હતા, દખણમાં પશ્ચિમ પ્રદેશમાં પાંડવોનો નાનો કુન્તીભોજ કાંઇક સ્વતંત્ર હતો. મથુરાની આસપાસ વસતાં ભોજોના અરાડ કુળોજ ફક્ત કૃષ્ણને લીધે જરાસંધને હંફાવતા હતા. આ રાજ્યકીય આક્રમણોને લીધે મધ્ય દેશમાં વસતી ઘણી પ્રજાઓની સ્થિતિ પલટાઇ ગઇ અને સ્વતંત્રતા જાળવવા કેટલીક પ્રજાઓ પશ્ચિમ તરફ ચાલી ગઇ. આ તોફાનોમાં કૃષ્ણને પોતાનું બુદ્ધિબળ અજમાવવાનો સારો પ્રસંગ પ્રાપ્ત થયો. ભોજકુળનો કંસ જરાસંધની બે કન્યા પરણી તેનો જમાઇ અને સામંત થયો. આ સગપણની હુંફમાં તેણે મથુરામાં પોતાની સત્તા જમાવી અને પોતાના કુળભાઇઓ પર જુલ્મ ગુજારવા માંડયો. કૃષ્ણે કંસનો વધ કર્યો અને મથુરાની ગાદી ઉપર કંસના બાપને (ઉગ્રસેનને) બેસાડયો. આને લીધે કૃષ્ણ અને જરાસંધ અનેકવાર મથુરાપર ચડીને ગયો પણ ફાવ્યો નહિ; તોપણ તેનાં આક્રમણોનો ત્રાસ એટલો બધો વધી ગયો કે કોઇને કૃષ્ણ અને તેનાં બાંધવો મથુરા છોડી દ્વારિકા જઇ વસ્યા.

રાજસૂય યજ્ઞ કરી સાર્વભૌમ ચક્રવર્તી થવાની પાંડવોએ તૈયારી કરવા માંડી ત્યારે જરાસંધનું પ્રતિસ્પર્ધિપણું લક્ષમાં લેવું પડયું હતું. ભીમ, અર્જુન અને કૃષ્ણે જરાસંધને ત્યાં જઇ દ્વંદ્વયુદ્ધમાં તેનો વધ કર્યો. મગધના રાજ્યાસન ઉપર તેઓએ જરાસંધના પુત્ર સહદેવને બેસાડયો. સહદેવે ગાદી મળી તેના ઉપકારમાં પાંડવો અને કૃષ્ણ સાથે દોસ્તી કરી. જુદા જુદા રાજાઓને એકત્ર કરી સામ્રાજ્ય સ્થાપવાની જરાસંધે કરેલી યોજના તેના મૃત્યુથી તુટી પડી. એણે બાંધવા માંડેલું રાજ્યમંડળ વીખેરાઇ ગયું અને ન્હાનાં ન્હાનાં મંડળો બંધાયાં.

અંગો, વંગો, પુણ્ડ્રો અને પૂર્વ ભારતનાં બીજાં રાષ્ટ્રો અંગાધિપતિ કર્ણના સ્નેહને લીધે પાંડવોના પક્ષમાં ભળ્યા નહિ. પ્રાગ્જ્યોતિષનો ભગદત્ત સ્વતંત્ર થયો. ચેદિરાજ શિશુપાલની સરદારી હેઠળ ચેદિ અને કારૂષ એક થઇ ગયા. ભિષ્મક સ્વતંત્ર થયો અને પાંડવોની તરફદારી એણે કરી. આ બધામાં શિશુપાલ સમર્થ હતો માટે રાજસૂય યજ્ઞમાં કૃષ્ણે એને માર્યો; એની ગાદિપર એનો પુત્ર ધૃષ્ટકેતુ બેઠો, ગાદી માટે તે કૃષ્ણનો આશીંગણ હોવાથી ત્હેના આધીન ચેદિ અને કારૂષ કૃષ્ણના અનુયાયી થયા. વળી શિશુપાલની મા કૃષ્ણની ફોઇ અને પાંડવોની માસી હતી એટલે આ સંબંધ વધારે મજબૂત થયો. કુરૂક્ષેત્રના મહાયુદ્ધમાં, તેથી ચેદિ અને કારૂષ પાંડવોના પક્ષમાં લડયા. ભિષ્મકનો પુત્ર અને કૃષ્ણનો શાળો રૂકિમન્ પ્હેલાં પાંડવોના પક્ષમાં ગયો અને પાછો કૌરવોના પક્ષમાં, પણ બન્ને ઠેકાણે ધરો ન થયો એટલે તટસ્થ રહ્યો.

જરાસંધના અવસાનથી મગધમાં પણ ઉથલપાથલ થઇ. સહદેવને હિસ્સે જરાસંધના રાજ્યનો ફક્ત પશ્ચિમ ભાગ આવ્યો. જરાસંધની રાજ્યધાની ગિરિવ્રજ જે ત્હેના રાજ્યના પૂર્વ ભાગમાં હતી ત્યાં

દંડધાર અને દંડ નામના બે રાજાઓ રાજ્ય કરતા હતા.સહદેવનો જયત્સેન અથવા જયસેન નામનો ભાઇ હતો. તેના હાથમાં પણ કાંઇક સત્તા આવી હતી. સહદેવ પાંડવોની તરફ થયો, દંડધાર તથા દંડ કૌરવોની તરફ થયા. તેજ પ્રમાણે મગધના બીજા રાજાઓ જરાસંધ અને જયત્સેન કૌરવોના પક્ષમાં ગયા.

પાંડવોના પક્ષમાં પાંચ કૈકયો અને પાંડયપતિ કેમ ગયા તેનાં કારણો પણ આજ રીતે સ્પષ્ટ થાય છે. કૈકયની ગાદી માટે બે પિતરાઇ કુટુમ્બ (જે દરેક પાંચપાંચ ભાઈઓનું હતુ) વચ્ચે ઝગડો થયલો અને તેમાં એક કુટુમ્બ જીત્યું અને બીજું હાર્યું. હાર્યાં તે ભાઇઓ પાંડવોના મળતીઆ થયા અને જીત્યા તેઓ પોતાના પડોસીઓ–સિંધુ, સૌવીર, મદ્ર આદિની સાથે કૌરવોને જઇ મળ્યા.

પાંડ્ય નૃપતિને સારંગધ્વજના કુટુમ્બની અને મથુરાની સાથે સંબંધ હશે એમ લાગે છે, એટલે તે કૃષ્ણ અને પાંડવોનો મિત્ર હતો.

કૌરવોના ઝુંડાનીચે જેજે રાજાઓ લડવા એકઠા થયા હતા તેઓના હેતુ ઉપર વર્ણવેલા રાજ્યકીય ફેરફારોથી સ્પષ્ટ જણાય છે. આ ઉપરાંત જે હેતુઓ હતા તે હવે જોઇયે.

કર્ણ દુર્યોધનનો ખાસ દોસ્ત અને સલાહકાર હતો. ખરૂ જોતાં કર્ણ અને શકુનિને લીધેજ મહાયુધ્ધ થયું હતુ. અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં કર્ણ અર્જુનનો હરીફ હતો. દુર્યોધન માટે લડવા તે પોતાના અંગ લડવૈયાને લઇ ગયો. એટલુંજ નહિ પણ પોતાના પાડોસી વંગો અને કલિંગોને (તેમના રાજા શ્રુતાયુધ સાથે,) તેડતો ગયો.

પ્રાગ્જ્યોતિષનો ભગદત્ત પાંડવોનો સ્નેહી હતો. પરંતુ જરાસંધ સાથેની દોસ્તીને લીધે તેને પાંડવો તથા કૃષ્ણ સાથે વેર થયુ હોય અને તેથી કદાચ તે કૌરવોના સાથમાં ભળેલો.

પુર્વોત્તર પ્રદેશમાંથી જે જે કુમક મળી તે ઉપર કૌરવો ઝુઝયા. ધૃતરાષ્ટ્રની પુત્રીનુ લગ્ન સિંધુસૌવીરપતિ જયદ્રથ સાથે થયુ હતુ. દ્રૌપદીનું હરણ કરતાં પાંડવોને હાથે જયદ્રથ સખ્ત હાર પામ્યો હતો; એટલે કૌરવોની મદદમાં રહેવાનાં અને પાંડવોની સ્હામા થવાનાં તેને સબળ કારણો હતાં. દશ રાષ્ટ્રોનો તે મુખ્ય હતો. તે સર્વેને તે પોતાની સાથે લઇ ગયો હશે. એની ફોઝમાં રાજાઓ પણ હતા. તેમનાં નામ જણાવેલાં નથી. પણ ગાંધાર, ત્રિગર્ત, કુલિંદ, શિવિ અને ઘણું કરી અમ્બષ્ઠના રાજાઓ તેની સાથે આવ્યા હશે. આમાંના કેટલાકોને કૌરવોની કુમકે જવાના અંગત કારણો પણ હતાં.

ગાંધારનો રાજા શકુનિ સૌબલ દુર્યોધનનો મામો થતો હતો, એટલુંજ નહિ પણ તે દુર્યોધનનો મુખ્ય મંત્રી હતો, દ્યુતમાં યુધિષ્ઠિરને તેણે હરાવ્યો હતો. એની સાથે લડાઇમાં એનો દીકરો ઉલુક આવ્યો હતો.

ત્રિગર્તપતિ સુશર્મા કૌરવોની સાથે મત્સ્યપતિનાં ઢોર વાળવામાં મ્હાત થયો હતો એટલે પાંડવોને અને તેને કટ્ટી દુશ્મનાઇ હતી.

મદ્રાધીશ શલ્ય શી રીતે કૌરવોના પક્ષમાં સામીલ થયો તે પાછળ કહેવાયું છે. પણ તે કારણ બેવજુદ લાગે છે. જયદ્રથનું સાર્વભૌમપણું તે સ્વીકારતો હોય અને તેથી કદાચ તેણે કૌરવોનો પક્ષ લીધો હશે.

પશ્ચિમોતર પ્રદેશના બીજા રાજાઓમાં કામ્બોજનો સુદક્ષિણ અને કૈકય રાજપુત્રો હતા. કૈકય રાજપુત્રો શા માટે કૌરવોના ઝુંડા તળે લડવા ગયા તે જણાવી ગયા છીએ પણ સુદક્ષિણનો હેતુ ચોકકસ જણાતો નથી. જયદ્રથ તો દોર્યો દોરવાયો હોય.

મધ્ય હિંદુસ્તાનના રાજાઓ પાસેથી દુર્યોધનને મદદ સારી મળી. કૃતવર્મા, નીલ અને અવન્તિના બે રાજાઓ તેની કુમકે આવ્યા હતા. આ લોકો દુર્યોધનની તરફ કેમ થયા તે કળાતુ નથી. પશ્ચિમ હિંદમાં વસતા યાદવો મધ્ય અને દક્ષિણ હિંદ તરફ પથરાયા હોય અને ત્યાંના રાજ્યોને હેરાન કર્યા હોય

તો કદાચ માહિષ્મતીનો નીલ અને અવન્તિના બે રાજાઓ પાંડવો અને કૃષ્ણની વિરુધ્ધ થયા હોય. પણ કૃતવર્માનો ઉદ્દેશ સમજાતો નથી.

મધ્ય દેશમાંથી ફક્ત ભૂરિશ્રવસ્ કૌરવોનો મદદગાર હતો; પણ તે કોણ હતો તે નક્કી કરવું મુશ્કેલ છે. ભિષ્મના કાકા અને શાન્તનુના ભાઇ પ્રતીપના પુત્ર વાહ્લીકના પુત્ર સોમદત્તનો તે પુત્ર હતો; એટલે કૌરવો સાથે એનો કુળ સંબંધ હતો, હસ્તિનાપુરની ગાદીપરથી હાથ ઉઠાવી પ્રતીપ મોસાળની ગાદીપર બેઠો હતો. પ્રતીપની મા શૈબ્યા હતી એટલે તે કદાચ શિબિરાજ થયો હોય પણ શિબિઓ સાથે તેને જરા પણ સંબંધ હોય એવું જણાતું નથી. ઇતર શિબિરાજોનાં નામ ગણવામાં આવ્યાં છે, પાંડવોની તરફ એક શૈબ્ય લડયો હતો. કૌરવોના પક્ષમાં ગોવાસન શૈબ્ય હતો. વાહીક કે વાહ્લીક નામની પ્રજા પણ લડાઇમાં સામીલ હોય છે. નામોનું સાદ્દશ્ય તાજુબી ભરેલું છે પણ મહાભારતમાં સરખાં નામ ઘણીવાર જોવામાં આવે છે એટલે વાહ્લીકોનો રાજા વાહ્લીક હતો એવું સાબીત કરી શકાય નહિ. ભૂરિશ્રવસ્નો નાનો ભાઇ શલ વાહ્લીકમાં રહેતો હતો. દ્રૌપદીના સ્વયંવરમાં વાહ્લીકનો રાજા અથવા વાહ્લીક આવ્યો હતો. આ મૂળ વાહ્લીક નહિ હોય કારણકે તેનું વય તે વખતે ઘણું જૈફ હોવું જોઇએ. વાહ્લીક બીજો કોઇ હોવો જોઇએ. આગળ ઉપર વાહ્લીકો વિશે વધારે ચર્ચા કરવામાં આવશે. એ બધા ઉપરથી પ્રતીત થાય છે કે વાહ્લીકો વાહ્લીક અને તેના પૌત્ર ભૂરિશ્રવસ્થી તદ્દન નિરાળા હતા. ગમે ત્યાં ભૂરિશ્રવસ્નું રાજ્ય હશે પણ કુરુવંશનો હોવાથી તેણે સહજ કૌરવોનો પક્ષ લીધેલો. યુધ્ધ થયા આગમચ વિષ્ટિ અને સંદેશાઓ ચાલ્યા હતા તે દરમ્યાન વાહ્લીક, સોમદત્ત અને ભૂરિશ્રવસ્, કૌરવોના દરબાર સાથે સંબંધ ધરાવતા હતા એવું જણાવવામાં આવ્યું હતું.

આ ગણાવેલા રાજાઓ ઉપરાંત બીજા ઘણા રાજાઓ, ઠાકોરો, પ્રજાઓ એક અથવા બીજા પક્ષમાં લડયાં હતાં. દરેક બાજુપર કોણ કોણ હતું તે નક્કી કરવા આ બધાંઓનાં સંબંધમાં વધારે વીગતવાર તપાસ કરવી ઘટે છે.

### પાંડવોના પક્ષમાં કોણ કોણ હતા ?

દ્રુપદ અને ધૃષ્ટદ્યુમ્નની સાથે આવેલા પાંચાલો અમિતૌજસ્, જયન્ત, ક્ષત્રદેવ, ક્ષત્રધર્મન, સત્યજિત્ સુધામન્યુ, અને ઉત્તમૌજસ્; સુશર્મન્ અથવા સુધન્વન; વિરાટના બાંધવો શતાનિક, મદિરાક્ષ, શંખ અને સૂર્યદત્ત; યાદવ લાગતો અનાધૃષ્ટિ; અને બીજા પાંડવોના સગાવ્હાલા સળતીયા રાજાઓના સંબંધીઓને આપણે લક્ષમાં લઇશું નહિ. વળી બીજા કેટલાક રાજાઓનાં નામ ગણાવ્યાં છે પણ તેમને વિષે ચોકકસ માહિતી મળતી નથી, જેમકે પૌરવ, દઢધન્વન્, જે પૌરવો લાવ્યો હતો; રોચમાન (અથવા એ નામના બે રાજાઓ), સત્યધૃતિ સૌચિત્તિ, સેનાબિન્દુ ક્રોધહન્તૃ અને શ્રેણીમન્ જેઓ કુરુવંશના હતા, અને ચિત્રાયુધ, હવે બાકી રાજાઓ રહે છે તેમનાં રાજ્યો નિર્ણિત થાય એવાં છે.

પાંડવોના પક્ષમાં કાશીરાજ અભિભૂ અને તેનો પુત્ર હતા, પાંશુરાષ્ટ્રપતિ વસુદાન, અભિસારનાથ ચિત્રસેન; અને કોઇ શૈબ્ય ઠાકોર-એની પ્રવૃત્તિ સ્પષ્ટ અનુમાનથી કદાચ કળીશકીએ. કાશીરાજ જરાસંધનો પડોશી હતો. તેનાથી એ ત્રાસ પામ્યો હશે અને એ ત્રાસમાંથી મુક્ત કરનાર પાંડવોનો અને કૃષ્ણનો ઋણી થઇ તેમના પક્ષમાં ભળ્યો હશે. વળી, ભીમ કાશીની રાજકન્યા સાથે પરણ્યો હતો.

કોસલો વિશે કાંઇક કહેવું જોઇશે, તેઓ બન્ને પક્ષ તરફથી લડયા હતા કોસલોનો રાજા આ વખતે બૃહદ્બલ અથવા બૃહદ્રથ હતો. સૂર્યવંશ આ યુગમાં ઝાંખો પડી ગયેલો લાગે છે. જરાસંધના ચક્રવર્તી સમ્રાટ થવાથી કદાચ આમ બન્યુ હશે. પૂર્વ કોસલને એની સત્તાનો જબરો આઘાત લાગ્યો હશે; વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે એનાથી ત્રાસીને પૂર્વ કોસલો દક્ષિણ તરફ ચાલ્યા ગયા હતા. તેથી દક્ષિણપથમાં પૂર્વ કોસલોનું સ્થાન-વેનગંગા આગળ

સતાં એક રાજાની સાથે એક કોસલ રાજાનું નામ નામાં આવ્યું છે એટલે એટલામાં હશે. 'મહા-કોસલ' અથવા 'દક્ષિણ કોસલની વૃધ્ધિ આવાં કારણોથી નહિ થઈ હોય ? બન્ને કોસલો વચ્ચે સંબંધ રામના જમાનામાં થયો હશે; કારણ કે રામે પોતાના વન-વાસનાં દશ વર્ષ છત્તીસગઢની નજદીકમાં ગાળ્યાં હતાં. કોસલ કરતાં કાશીનું મહાભારતમાં વધારે મહત્વ લાગે છે. જરાસંધના નિપાત પછી કાશીની સત્તા વધી હોય, અને પુર્વ કોસલને એણે નમાવ્યું હોય. જ્યારે જ્યારે પાંડવો તરફથી કોસલોને લડતા વર્ણવ્યા છે ત્યારે ત્યારે તેમનું નામ કાશીઓની સાથે જોડાયલું હોય છે. કોસલરાજ કૌરવોના પક્ષમાં ગયો હતો પણ કેટલાક કોસલો પોતાના સરદારો સાથે પાંડવોના પક્ષમાં ગયા હતા. બીજી કેટલીક પ્રજાઓનાં નામ ગણાવેલાં છે પણ તેમના રાજાઓ કે સરદારોનાં નામ નથી જણાવવામાં આવ્યાં. જેમની સત્તાને તેઓ આધીન હશે તેમની તરફથી તેઓ લડવા આવ્યા હશે એમ જણાય છે. એટલે નૃવંશ વિદ્યા (Ethnology) ની દ્રષ્ટિએ એમનું મહત્ત્વ બહુ રહેતું નથી.

પ્રભદ્રકાઃ આનો અર્થ 'ખુબસુરત' થાય છે. પાંચાલો, કૈકેયો, અને કામ્બોજોના વિશેષણ તરીકે એ વપરાયું છે. એનો અર્થ કદાચ જુવાન સરદારોનું ટોળું થતું હશે.

પટચ્ચરાઃ મત્સ્યોના સંબંધી હતા એટલે મત્સ્યોની સાથે પાંડવોના પક્ષમાં ગયા હશે. મત્સ્યપતિ પાર્વતીઓને સાથે લાવ્યો હતો. આ પાર્વતીયો પારિપાત્ર ગિરિ (અરવલ્લી) ના ઉત્તર ભાગમાંથી આવ્યાં હશે. અને પટચ્ચરાઃ કદાચ તેઓ પણ હોય.

દશાર્ણાઃ કૌરવોની તરફ પણ તેઓ હતા એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પણ તે ભુલ ભરેલો લાગે છે; કારણ કે તેમનો રાજા પાંડવોના પક્ષમાં હતો અને તે એ પક્ષ લે એ કુદરતી હતું. દ્રુપદનો પુત્ર શિખંડી દશાર્ણ રાજકન્યા સાથે પરણ્યો હતો. દશાર્ણો ચેદિરાજની આણ સ્વીકારી તેની ફોજ ભેગા પણ આવ્યા હોય.

દ્રાવિડો, ચોલો, કેરલો, કાંચ્યોનાં નામ પણ આવે છે; પ્હેલા અને છેલ્લા સ્હામા પક્ષમાં હતા એમ પણ જણાવેલું છે. આ નામોનું મહત્વ કાંઈજ નથી. પાંડય રાજા અથવા રાજા નીલ એ લોકોમાંથી ભાડુતી સિપાહીઓ લાવ્યો હશે.

સાલ્વેયાઃ પણ પાંડવોની તરફ હતા. કૌરવોના મળતીઆ સાલ્વોથી તેઓ ભિન્ન છે. તેઓ મત્સ્યોના સંબંધી હતા એટલે તેમને લીધે પાંડવોના પક્ષમાં ભળેલા.

આ ઉપરાંત પાંડવોના પક્ષમાં કેટલીક ન્હાની પ્રજાઓ પણ હતીઃ નાકુલો, લડકો અને પટકો, હુંડાવો, શરવો, તિત્તિરો, તુંબુમો, વાહ્લિકો અને તંગણો વળી બીજી કેટલીક પ્રજાઓ બન્ને પક્ષમાં હતી; દાશેરકો, કિરાતો, કુલિંદો, નિષાદો અને કુંડી વિષો અથવા કોંડીવૃષો. તંગણો અને વાહ્લિકો હિંદુસ્તાનના ઉત્તરસ્થ સીમાની પારથી આવ્યા હતા. કુલિંદો અને કિરાતો હિમાલયના દક્ષિણ નીચ પ્રદેશના વતની હતા. નેપાલની પૂર્વમાં આવેલા કુલુતો વાસીઓ કુલિંદો હતા અને છેક દૂર પૂર્વના વાસી કિરાતો હતા. આ પ્રજાઓના લડવૈયા દ્રુપદ અથવા કેકેયોની સાથે પાંડવોના પક્ષમાં ગયા હશે અથવા ત્રિગર્ત કે પ્રાગ્જ્યોતિષના રાજાઓની હારે કૌરવોના પક્ષમાં ગયાં હશે. તુંબુમો અને નિશાદો ઘણું કરી વિંધ્યાચળમાંથી આવ્યા હશે. તેઓ કારૂષો અથવા અવન્તિઓની સાથે આવેલા. આ શિવાયની ચોકકસ માહિતી બીજી પ્રજાઓ વિશે મળતી નથી, તેમ આ લેખમાં એ પ્રજાઓનું મહત્વ પણ અલ્પ હોવાથી તેમને આપણે પડતી મૂકીશું.

હવે કૌરવોના પક્ષમાં કોણ કોણ હતા તે જોઈએ. ભિષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા વગેરે ધૃતરાષ્ટ્રના સગા અને આશ્રિતો ધ્યાનમાં લઈશું નહિ.

પોતાના રાજા શ્રુતાયુધ સાથે કલિંગો પૂર્વ હિંદમાંથી આવ્યા. અંગાધિપતિ કર્ણ સાથે વંગો, પૌંડ્રો, તામ્રલિપ્તકો, ઉત્કલો, મુંડા, મલદો આવ્યા. મૌર્વ માગધો આવ્યાનું પાછળ જણાવેલું છે. આ બધા પ્રાચ્યો ('પૂરબીઆ') તરિકે વર્ણવાયા છે.

મધ્ય દેશથી પોતાના રાજા બૃહદ્રથ અથવા બૃહદ્બલ સાથે કોસલો આવ્યા. કેટલાક વિદેહો અને ક્ષુદ્રકો પણ એમના ભેગા આવ્યા હશે.

કૌરવોના પક્ષમાં વત્સોને પણ સામીલ કરવા જોઈએ. એમના પક્ષમાં ઘણે સ્થળે મત્સ્યોનું નામ જોવામાં આવે છે પણ તે ભૂલ લાગે છે, કારણ કે મત્સ્યો તો પાંડવોનાજ મળતીઆ હતા. વત્સોને બદલે વત્સ્ય અને વાત્સ્ય નામો ઘણી વખત વપરાયાં છે એટલે ભૂલ થવાનો સંભવ વધારે લાગે છે. વત્સો અને વત્સભૂમિ વિશે પણ ઉલ્લેખ આવે છે. વત્સાધિરાજ દ્રૌપદીના સ્વયંવરમાં હાજર હતો.

સૂરસેનો કૌરવની તરફ હતા. મથુરાની આસપાસના તેઓ રહેવાસી હતા. મથુરાનો રાજા કંસ અને તેનો ભાઇ સુનામન્ જે સૂરસેનોનો રાજા હતો–એ બન્નેને કૃષ્ણે મારી નાંખ્યા હતા એટલે તેઓ કૃષ્ણ અને પાંડવોના વિરોધી થઇ કૌરવો ભેગા ભળ્યા હશે.

પશ્ચિમોત્તર પ્રદેશમાંથી અમ્બષ્ઠો, શિવિઓ, વશાતિઓ અને વાહ્લીકો આવ્યા હતા. અમ્બષ્ઠોનો રાજા શ્રુતાયુસ્ અને શિવિઓનો ગોવાસન શૈબ્ય હતો. ગોવાસનની પુત્રીનું લગ્ન યુધિષ્ઠિર વેરે થયું હતું એટલે ગોવાસન પાંડવોના પક્ષમાં હોવા જોઇએ. એક શૈબ્ય સામંત પાંડવોના લશ્કરમાં હતો પણ ખરો. પરંતુ શિવિઓ હમેશાં કૌરવોના જ લશ્કરમાં જોવામાં આવે છે. અને શિવિઓ અને અમ્બષ્ઠો જયદ્રથને લીધે કૌરવના પક્ષમાં ભળ્યા હશે. શિવિઓ અને વશાતિઓનું નામ સાથે જોવામાં આવે છે એટલે તેઓ બન્ને એકજ રાજ્યની પ્રજા હશે.

વાહ્લીકોનું નામ અનેકવાર આવે છે. તેઓને કૌરવ વાહ્લીક સાથે કાંઇ લેવાદેવા નથી. તેઓને મદ્રો સાથે ગાઢો સંબંધ હતો–એટલો ગાઢો સંબંધ હતો કે બન્નેનુ એકજ રાજ્ય બન્યું હતું. મદ્રોના નાનાભાળા એટલે તેમની સાથે તેઓ કૌરવોનાજ પક્ષમાં જાય. પંજાબની પાંચ નદીઓના પ્રદેશમાંથી આવેલા પંચનદો સિંધુસૌવીરો સાથે ગયા હશે.

આ બધાં તાયફાઓને લગતા અભિષાહો હતા. સૂરસેનો, શિવિઓ, વશાતિઓની સાથે પ્રાયઃ એમનું નામ સંકળાયલું હોય છે. પંજાબના પૂર્વ ભાગમાંથી તેઓ આવ્યા હશે. પાંડવોના મળતીઆ અભિસારોથી તેઓ નિરાળા હતા. આજ પ્રમાણે વાટધાનો અથવા વાટધાનો.

નજીકના પશ્ચિમ પ્રદેશમાંથી શાલ્વો આવેલા. તેમનો રાજા શિશુપાલનો મિત્ર કે ભાઇ હતો. શિશુપાલનાં મરણ પછી તે કૃષ્ણની સ્હામે થયો હતો. બન્ને વચ્ચે જબરી દુશ્મનાવટ જામી હતી અને ઉલટે કૃષ્ણને હાથે તે મુવો. એટલે કુદરતિ રીતે શાલ્વો પાંડવો અને કૃષ્ણના વિરોધી પક્ષમાં જાયજ. કૈકેય રાજકુમારોની સાથે તેઓ પોતાના રાજા ઉગ્રકર્મનની સરદારી નીચે ત્યાં ગયા હતા

મધ્ય દેશના પશ્ચિમદક્ષિણ (નૈઋત્ય) માંથી માલવો આવ્યા હતા. ક્ષુદ્રકો પણ. દક્ષિણમાંથી અન્ધ્રો અને અન્ધકો. અન્ધકો, કુકુરો, ભોજો, વૃષ્ણિઓ વગેરે યાદવો હતા. તેઓ કૃતવર્માની ફોજમાં ગયા હશે, અન્ધ્ર અને કુકુરો દ્રાવિડ હતા. માહિષ્મતીના રાજા નીલ સાથે તેઓ ગયા હશે.

આ બધાં ઉપરાંત નિષાધો, વિદર્ભો, ત્રૈપુરો, કુન્તલો, મેકલો, વગેરે નીલ અને બે અવન્તિ નૃપો સાથે ગયા હતા. આ બધા દાક્ષિણાત્યો કહેવાતા. નિષાધોનો તો રાજાજ નહોતો. કુન્તલોના બે દેશ હતા. એક બેલારી અને બેલગામની વચ્ચે અને બીજો કાશીની દક્ષિણે હાલ ચુનાર છે ત્યાં. તેઓ એ બન્ને સ્થળેથી આવ્યા હશે. દક્ષિણના કુન્તલો અને મેકલો અન્ધ્રોના ભેગા ગયા હશે.



महाराजा रणजितसिंहनी समाध. लाहोर.



बोरिबंदरनुं स्टेशन-मुंबई.
( હિંદુસ્તાનમાં વખણાયલું સ્ટેશન

બીજા ન્હાના ન્હાના તાયફાઓ અનેક દિશામાંથી કૌરવોની મદદે આવ્યા હતા. પંજાબની પશ્ચિમ હદ પરથી પારદો અને પ્રતીચ્યો; ત્યાંથી અથવા ઉત્તરમાંથી વર્વરો (બર્બરો) આવ્યા. પંજાબના પૂર્વ સીમાડાથી માલવા લગી શૂદ્રો અને આભીરોની દેશજ(Aboriginal) જાતિઓ પથરાયલી હતી. જયદ્રથ અને શાલ્વની સાથે તેઓ કૌરવો તરફથી લડવા ગયલા.

પૂર્વ હિંદમાંથી આવેલા દરેક તાયફાને પ્રાચ્યોમાં ગણવામાં આવ્યાં છે. હિમાલયની ખીણો અને નીચ ભૂમિમાંથી પુલિંદો, હંસપાદો, કર્ણપ્રાવર્ણો, વિકર્ણો આવ્યા. આ બધાને ઉદીચ્યો કહેવામાં આવ્યા છે.

કૌરવોના લશ્કરમાં આવેલાં બીજાં શૂદ્ર ટોળાંઃ અશ્વાતકો, ચિચ્છિલો, ચૂલિકો, રેચકો, વિકુંજો, નન્દો, ઉપનન્દકો, મણિભદ્રકો, સિંહલો, વામનકોસલો, વેણિકો, માવેલકો, તુંડિકેરો અને લલિત્થો. પ્હેલાં ત્રણ કદાચ ઉત્તરના પ્રદેશમાથી અને બાકીનાં વિંધ્યાચળ અને વેનગંગાના અંતરાળના પ્રદેશમાંથી આવ્યાં હશે. વામનકોસલો વખતે દક્ષિણકોસલના વતનીઓ હશે. દક્ષિણથી આવેલા બધા દાક્ષિણાત્યો કહેવાતા.

હિમાલયની પેલી પારથી યવનો, શકો, ખશો, તુષારો અને દરદો આવ્યા હતા. આમાંના કોઈ પણ પોતાના રાજાના દોર્યા ન્હોતા આવ્યા. પ્હેલા એ કામ્બોજના રાજા સાથે આવેલા. બાકીનાઓ તેનીજ સાથે અથવા ગાંધારરાજ સાથે આવ્યા હશે. આ બધા પણ ઉદીચ્યો લેખાતા.

હવે ફક્ત રાક્ષસો, નાગો અને કેટલાક પિશાચો રહ્યા. રાક્ષસો બન્ને પક્ષમાં હતા. પાંડવોની તરફ ભીમનો દીકરો રાક્ષસરાજ ઘટોત્કચ હતો, તેમ નાગરાજ ઇરાવત પણ આવ્યો હતો. તે અર્જુનનો પુત્ર હતો. પાંડવોના લશ્કરમાં કેટલ ક પિશાચો પણ હતા.

કૌરવોની તરફ રાક્ષસરાજ અલંબુષ અને તેનો સગો અલાયુધ હતા. એકચક્રા પાસે જે બક રાક્ષસને ભીમે માર્યો હતો તેનો ભાઇ અને પંચાલ તથા કોસલની ઉત્તરે હિમાલયમાં જે જટા રાક્ષસનો ભીમે વધ કર્યો હતો તેનો પુત્ર અલંબુષ હતો. તે ઋષ્યશૃંગ વંશનો હતો એમ કહેવામાં આવ્યું છે. જો આ ઋષ્યશૃંગ અંગરાજ લોમપાદની ભૂમિમાં જે ઋષ્યશૃંગ રહેતો હતો તેજ હોય તો નેપાલ અને કૌશિકી નદીના સીમાડાપર આવેલા જંગલોથી અલંબૂષ આવ્યો હશે. પાંડવો સાથે એને બેવડું વેર હતું એટલે તેણે કૌરવોનો પક્ષ લીધેલો. કૌરવોના પક્ષમાં કેટલાક પિશાચો પણ હતા.

આ બધાં પૃથક્કરણ ઉપરથી નીચે પ્રમાણે સાર નીકળે છેઃ

### પાંડવોના પક્ષમાં

**મધ્યદેશમાંથી**—પાંચાલો, મત્સ્યો, ચેદિ, કારુષો દશાર્ણો, કાશી, પૂર્વકોસલો, પ્રતીચ્યો, માગધો અને વિંધ્યાચળ તથા અરવલ્લીની આસપાસ રહેનારી નાના પ્રકારની જાતોઃ

**પશ્ચિમમાંથી**—ગુજરાતમાં અને ગુજરાતની પૂર્વે વસતા યાદવો.

**પશ્ચિમોત્તરમાંથી**-કેટલાક કેકેયો અને અભિસારો,

**દક્ષિણમાંથી**—પાંડયો, કર્ણાટકમાં વસતી દ્રાવિડી જાતોના લશ્કર સાથે.

### કૌરવોના પક્ષમાં:

**પૂર્વમાંથી:** પ્રાચ્ય માગધો; વિદેહો, પ્રાગ્જ્યોતિષો, (ચીના અને કિરાતો સાથે,) અંગો, વંગો, પુંડ્રો, ઉત્કલો, મેકલો, કલિંગો, ને અંધ્રો, એમની આસપાસ વસતી જાતોના લશ્કર સાથે.

**ઉત્તરમાંથી:** હિમાલયમાંથી પ્હાડી જાતો, પાંચાલની ઉત્તર સિવાયના ભાગોમાંથી.

**પશ્ચિમમાંથી:** શાલ્વો અને માલવો.

**મધ્યહિંદમાંથી:** વડોદરાની દક્ષિણેથી અને દક્ષિણ પૂર્વમાંથી આટવો, અવન્તિઓ, માહિષ્મકો, વિદર્ભો, નિષાધો ને કુન્તલો. દક્ષિણમાં એમની આસપાસ વસતો જાતોના લશ્કર સાથે.

મુખ્ય મુખ્ય પ્રજાઓને ધ્યાનમાં લઇશું તો ઠીક પડશે. પાંડવોની તરફ મધ્યદેશમાંથી પાંચાલો, મત્સ્યો, ચેદિઓ, કારૂષો, કાશીઓ. અને પ્રતીચ્ય માગધો; ગુજરાત અને તેના પૂર્વ પ્રદેશમાંથી યાદવો, અને પાંડયો, કૌરવોની તરફ ઉત્તર, દક્ષિણ-પૂર્વ બિહાર, બંગાળા, પશ્ચિમ આસામ, અને બંગાળાની દક્ષિણના ગોદાવરી લગી વિસ્તરેલા પ્રદેશમાંનાં રાષ્ટ્રો; શૂરસેનો, વત્સો અને કોસલો–મધ્ય દેશમાંથી; શાલ્વો અને માલવો સાથે ઉત્તર અને ઉત્તર પશ્ચિમની પ્રજાઓ; મધ્ય હિંદુસ્તાનમાંથી અવન્તિઓ અને બીજી પ્રજાઓ.

હજૂ પણ આ પૃથક્કરણનું ઉંડુ નિરીક્ષણ કરીશું તો જણાશે કે પાંડવોને લીધે ઉત્તર, મધ્ય અને પૂર્વ હિંદની સ્હામે ગુજરાતના યાદવો ને દક્ષિણ મધ્ય દેશના શૂરસેનો અને વત્સો શિવાયની બીજી બધી પ્રજાઓ પાંચાલો સાથે જોડાઇ. ગુજરાતમાં યાદવો મથુરાથી આવ્યા હતા. એટલે વસ્તુતઃ દક્ષિણ મધ્ય દેશ અને પંચાલ એક તરફ અને આખું હિંદુસ્તાન બીજી તરફ કુરુક્ષેત્રના રણક્ષેત્રમાં ઝપાઝપી પર આવ્યું હતું. આ અજાયબ જેવું ( Generalization) છે. એમાંથી કાંઇ મહત્ત્વનો સાર નીકળવો જોઇએ. બે પક્ષમાંથી ગમે તે લેવાના દરેકને જે કારણો હતાં તે પાછળ જોઇ ગયા છીએ.

નૃવંશવિદ્યાની દૃષ્ટિએ આ Generalization માંથી ત્રણ બાબતો તરી આવે છેઃ (૧) જે જે પક્ષમાં જુદાં જુદાં રાષ્ટ્રો આવ્યાં તેઓ એકજ વંશના ન્હોતાં; (૨)રાજાઓ લશ્કર લઇ લડવા આવ્યા હતા, લડાયક પ્રજાઓના નેતા તેમના વંશના રાજાઓ ઘણી વખત નહોતા પરંતુ તે પ્રજાઓને જીતી તેમને વશ કરનાર વંશના તેઓ હતા એવું પણ જણાયું છે; (૩) સમર્થ રાજાઓ પોતાની પાડોસની પ્રજાને લશ્કરી નોકરીની ફરજ પાડી શકતા.

છેલ્લી બાબત આ લેખમાં વારંવાર બતાવવામાં આવી છે. પ્હેલી બાબતને અંગે વંશાવલિના પ્રકરણમાં મધ્ય દેશનાં બીજા રાષ્ટ્રો કરતાં કારુષો જુદા કુળના હતા એવો નિર્દેશ છે–એમનો રાજા ગમે તે કુળનો હશે. કૌરવોના પક્ષમાં બંગાળા અને ઓડિસાના જે લોકો હતા તે મ્લેચ્છ ગણાતા હતા, એટલે મધ્ય દેશ અને વાયવ્ય પ્રદેશના તેમના મળતીઆથી તેઓ જુદા હતા. બીજી બાબતનાં દૃષ્ટાંતઃ કૃષ્ણ અને ભોજ વૃષ્ણિ, સાત્વત વગેરે કુળો વિગ્રહની આગમચ થોડા વર્ષ ઉપરજ ગુજરાતમાં ગયલા એટલે યુયુધાન અને ચેકિતાનના લશ્કરમાં વિદેશીઓ આવેલા. આ હકીકત યુયુધાનના લશ્કરના સંબંધમાં સ્પષ્ટ કહેવામાં પણ આવી છે. તેવીજ રીતે કૌરવોનો મદદગાર કર્ણ અંગરાજ છતાં અંગ ન્હોતો. પણ વંગ, કલિંગ, પુંડ્ર વગેરે રાષ્ટ્રો પર અંગનું સાર્વભૌમ પણું હતું એટલે તેમને લડાઇના કારણ કે લડનારાઓ સાથે જરા પણ લાગતું વળગતું ન્હોતુ. છતાં કર્ણ તેમને પોતાની હારે કૌરવો તરફથી લડવા તેમને તેડી ગયો હતો.

પાંડવોને મદદ કરનારાં રાષ્ટ્રો સગાં હતાં તેનું ઉદાહરણ આપીશું. પૌરવ વસુએ ચેદિ જીત્યું અને ત્યાંનો રાજા થયો અને પડોસના રાજ્યો તેણે સર કર્યાં. એને પાંચ પુત્રો હતા. તેઓ એ પ્રદેશોમાં સ્વતંત્ર રાજા થયા અને એમનામાંના બેથી ચેદિ અને મગધના રાજાઓના વંશ ઉત્પન્ન થયા. વળી ધૃતરાષ્ટ્ર અને પાંડુની પિતામહી સત્યવતીનો ભાઇ પણ એનો એક પુત્ર હતો અને તેણે મત્સ્યનું રાજ્ય સ્થાપ્યું હતું એવી હકીકત પણ વિચિત્ર રીતે કહેવાઇ છે,

* * *

આ ઉપરથી જે અનુમાન નિકળે છે તેને ડૉ. ગ્રીઅરસને હિંદુસ્તાનની ભાષાઓના સમીક્ષણ પરથી અને સર હર્બર્ટ રીસલીએ હિંદુસ્તાનના વતનીઓનાં માનવ શાસ્ત્ર (anthropology) ની રૂએ કરેલા પરીક્ષણ ઉપરથી જે સિધ્ધાંતો તારવ્યા છે તેમના તરફથી પુષ્ટિ મળે છે રા બા. ચિંતામણ વૈદ્ય પણ આ સિધ્ધાંતોને પોતાના મહાભારત અને રામાયણના અભ્યાસને અંગે અનુમોદન આપે છે.

આ અનુમાન તે શું છે ? હિંદમાં આર્યો આવ્યા તે સામટા ન્હોતા આવ્યા પણ પ્હેલો એક તાયફો આવ્યો અને પછી ઘણા વર્ષને અંતરે બીજો તાયફો આવેલો. આ બન્ને તાયફા વચ્ચે ખુનખાર યુધ્ધ ચાલેલું અને તેની હકીકત મહાભારતમાં વર્ણવાઇ છે. પાંડવો તે પ્હેલાંથી આવેલા તાયફાના લોકો; કૌરવો તે પછીથી આવેલા આર્યો, બેશક આમાં પાંડવ કૌરવનો પિત્રાઇ સંબંધ ગપ જેવો લેખવામાં આવ્યો છે.* R.

## સહચારિણી.



ગરબી.

(જાદુગરીએ સુતારો કબ્જુ કર ગયો રે—એ રાગ.)

સહચારિણી હું તો મ્હારા કાન્તની રે,
કાન્તની રે,–ધર્મપાન્થની રે, સહ૦
કાન્ત મ્હારા પવિત્રતાનું ધામ રે,
કંથ વ્હાલા વિદ્યાનું નિધાન છે રે,
રંક બાલાના ઉરના વિશ્રામ છે રે, સહ૦
મ્હારા હૈયા કેરા જીતનાર છે જ એ,
મ્હારા સૌભાગ્યનો આધાર છે જ એ. સહ૦
મ્હારા આત્માના ઉદ્ધારનાર છે જ એ. સહ૦
જે જે કલ્યાણવાસના એ ઉરમાં ધરે,
જે જે લોકોપકારી એ કામ આદરે,
તે તે સૌમાં રહું છું હું કાન્ત સાથરે. સહ૦
પંથે ધર્મતણા એમ ચાલશું રે,
કંથ હૈયામાં હૈયું વિલાવશું રે,
અંતે સ્નેહના ઐક્યમાં મ્હાલશું રે, સહ૦

चन्द्रशंकर नर्मदाशंकर पंडया.

* આ લેખમાં અક્ષરશઃ તરજૂમો ન કરતાં જરૂર પડી છે ત્યાં સ્વતંત્ર રીતે વધારો ઘટાડો કરવામાં આવ્યો છે.

## સ્ત્રીઓ શું માગે છે ?



પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ-પ્રેમીની લક્ષ્મી એ બધી.
કલાપિ.



સહવારના આઠ થયા હતા તે વખતે તાપી નદીને કિનારે આવેલા એક સુંદર બંગલાના દરવાજામાંથી બાવીશેક વર્ષની યુવાન પારસી બાનુ નીકળી. સ્હામેના રસ્તા ઉપર થઇ નદિ તરફ વળી, એણે બલ્યુ રંગની સાડી ને સફેત પોલકો પહેર્યાં હતાં, આ સ્ત્રી કે જેનું નામ નાજા હતું તે ઘણીજ ગમગીન ને વિચારમાં હોય એમ લાગતું હતું.

જે બંગલામાંથી નીકળી હેની એ માલીક હતી. આ બંગલો ઘણોજ સુંદરને બેઠી બાંધણીનો હતો. એને ત્રણ માળ હતા. ઉપર ત્રીજે માળે બે હોલ ને એક અગાસી હતી. અગાસી ઉપરથી નદિનો સુંદર દેખાવ ઘણોજ રમણીય ને રૂચિકર લાગતો. આગળ પાછળ અનાજેનાં સુંદર ખેતરને શાકની વાડીઓ હતી. તેમજ બીજા થોડે દૂર ન્હાનાં બંગલા હતા. જ્હાંજે સુર્ય અસ્ત થતો તે વખત હેનો પ્રકાશ બંગલા ઉપર પડતો–અને ત્યારે તે રૂપેરી મહેલ જેવો જણાતો હતો, તેમ રાતે ચન્દ્રના અજવાળાંથી પણ તેજ પ્રમાણે દેખાવ લાગતો. હેની આગળ પાછળનો બાગ પણ સુગંધી પુષ્પને ફૂળ ફુલથી ભરેલો હતો, બાગ બંગલાની ચારે બાજુયેથી સરખો હતો, એને ચાર દરવાજા હતા ને ચારે પાસ ફુલનાં કુંડાં ને મેંદીની હાર એકસરખી કરી હતી, એક પાસ ગુલાબ મોગરો વિગેરે સુગંધી પુષ્પો હતા ત્યારે બીજી પાસ આંબા, બદામડી, લીંબુ વિગેરે ઝાડની સુંદર ઘટા હતી, તે છેક બંગલાના ઉપરના ભાગને પહોચી ગઇ હતી. એના ઉપર આસવેલ નાખવાથી તમોમ ઝાડની ઘટામાં છવાઇ ગઇ હતી. બંગલા આગળ એક સુંદર ફુવારો હતો. હેની સેર

આશરે બે હાથ ઉંચી હતી ને તે ઉપર મોર મુકેલો હતો, ત્હેના મ્હોમાંથી છુટતી હતી ને ત્હેનું પાણી પાસે હોજમાં પડતું ! ને એ પાણી ત્હાંજે પક્ષીઓ માળામાં પાછા વળતાં ત્યારે પીતાં ત્હેની સ્હામી બાજુયે રેતીમાં લોખંડના સ્થંભ નાખી એક ન્હાનો સરખો નેતરનો હીંચકો બાંધ્યો હતો, દરવાજાની ઉપર પણ જાતજાતની સુંદર વેલ ચડાવી હતી, ખરેખર આ બાગને, આ બંગલો દેખાવમાં ઘણોજ રમણીય લાગતો ને એટલામાં એવો બીજો ન્હોતો જણાતો, આ બંગલામાં રૂસ્તમજી શેઠ કરીને બારીસ્ટર રહેતા હતા, એમની ઉમ્મર ત્રીશેક વર્ષની હતી તેઓનો ધંધો હાલ ધમધોકાર ચાલતો હતો ને ઘડીની પણ પણ નવરાશ મળતી નહિ તેમ પોતે ઉત્સાહી પણ હતા.

વીલાયત ગયા ત્યારે રૂસ્તમજી કુંવારાજ હતા ને ત્યાંથી અાવ્યા પછીજ લગ્ન કર્યું હતું કે જે આપણે ઉપર કહી ગયાં તેજ નાજાં એમની પત્ની હતી. વિલાયત ગયા ત્યારે એમને બીલકુલ નાજાંને છોડવી ગમી ન્હોતી પરંતુ ભવિષ્યના ઉમદા વિચાર ને ઉમેદોને લીધેજ તેઓ ગયા હતા ને જેમ બને તેમ નાજાંને સુખી કરવાની તેમની ઉમેદ હતી. ને તે બર લાવવા પૈસાની ખાસ જરૂર હતી ને એ જાણતા કે બારીસ્ટર થઇને આવીશ પછી હું મ્હારા ધંધામાં ઠીક કાર્વશ.નાજાંને ત્રણ ભાઇ ને બે બ્હેનો હતી; બ્હેનમાં નાજા ન્હાની હતી. મ્હોટી પરણી ગઇ હતી. નાજાંના પપાનું નામ બરજોરજી હતું, તેઓ વ્હેપારનો ધંધો કરતા હતા ને ત્હેમાં સારૂં કમાયા હતા. મુળ તો સુરતના પણ હાલ ધંધાને અંગે મુંબઇ રહેતા હતા. તેઓ અસલી વિચારના હતા, એટલે છોકરા છોકરીઓના લગ્ન વ્હેલા ને સારે ઘેર કરવા માગતા હતા ને એમણે કર્યું પણ એમજ હતું. ફક્ત કુંવારી નાજાંને એક ન્હાનો એનો ભાઇ બેજ હતાં બાકીનાંને સારે ઘેર પરણાવ્યાં હતા ને પેરામણી સારી કરી હતી ને લીધી હતી, હવે નાજાંનાં લગ્ન કરવાની એમને ઉતાવળ હતી, રૂસ્તમ એમનો સાળીની છોકરીનો છોકરો થતો હતો. એટલે એમને ઘેર વખતોવખત આવતો ને તેથીજ એમનીજ મરજી નાજાંને એની સાથે પરણાવવી એમ હતી. રૂસ્તમ ન્હાનપણથીજ હુશીયાર હતો. માબાપ ન્હાનો મુકી મરી ગયાં હતાં તેને ભાઇ બ્હેન કોઇ ન્હોતું. કાકી હતી તે પણ થોડો વખત થયાં મરી ગઇ એટલે એને પોતાનું કોઇજ ન્હોતું, ફક્ત વખતોવખત આ માસાને ઘેર આવ્યા કરતો હતો.

રૂસ્તમ વિલાયત ગયો ત્યાર પછી નાજાંને ઘણી તરફથી લાલચો અપાઇ હતી ને ત્યાં સુધી ન થોભતાં લગ્ન કરી જવા કહ્યું હતું. પરંતુ તેની તો રૂસ્તમ સાથેજ લગ્ન કરવાની ઇચ્છા હતી ને તેજ પ્રમાણે એણે બરજોરજીને કહ્યું હતું: બાવા રૂસ્તમ આવશે ત્યારેજ મ્હારે લગ્ન કરવાં છે, નાજાંના મક્કમ ઠરાવ આગળ એમનું કંઇ ચાલ્યું નહિ, ને એમની ઇચ્છા પણ બહુ ન્હોતી.

* * * *

શીયાળાની ઠંડી સ્હવારે નાજાં વ્હેલી ઉઠી, ને હાથ મ્હોં ધોઇ આમથી તેમ કામે વળગી ગઇ, ન્હા પાણી પરવારી કપડાં બદલવાના ઓરડામાં ગઇ તે દિવસ બરજોરજીને ઘેર ધમાલ હતી. રૂસ્તમ વિલાયતથી આવતી મેલમાં આજ આવવાનો હતો, ત્હેને લેવા બેલાર્ડપીઅર બધાં જવાનાં હતાં ને એની આખા ઘરમાં ધમાલ હતી. નાજાંએ ટ્રંકો ને કબાટો ઉથલાવી સફેત સાડીને બદામી રંગનો પોલકો કાડયાં. અડધા કલાકમાં કપડાં પહેરી તૈયાર થઇ આવી, જે વખત ઘરના કોઇ પરવાર્યાં પણ નહોતાં. તરત એક પછી એક તૈયાર થયાં ને રૂસ્તમને તેડવાં ગયાં, નાજાંને રૂસ્તમે વિલાયત જતી વખત રેશમી રૂમાલ આપ્યો હતો તે એણે યાદગીરી ખાતે રાખ્યો હતો એને જોઇ ઘણી વખત નાજાં રોતી ને છાતી સરસો દાબી પાછો સાચવી મુકી દેતી. દર અઠવાડીયે કાગળ લખતી ને ત્હેમાં 'ભુલી ન જતા' એ ખાસ કરીને લખતી.

રૂસ્તમને જતી વખત પણ એજ પ્રમાણે કહ્યું હતું.

રૂસ્તમની અંદર ઉપર પગ મુકતાંજ નાજાં સ્હામી નજર ગઈ ને બન્નેયે એક બીજા સ્હામું જોયું ત્યાર પછીજ રૂસ્તમ બીજા સાથે વાતોએ વળગ્યો. નાજાંના ભાઈ પેસ્તને રૂસ્તમને હાર ગોટા આપ્યા ને બીજાંયે ફુલની વૃષ્ટી કરી. ખરેખર આ દેખાવ ઘણોજ રમણીય લાગતો હતો. વીક્ટોરીયા કરી બંધાં ઘેર આવ્યાં. રૂસ્તમને આજે બરજોરજીએ પોતાને ઘેર જમવાનું કહ્યું હતું, ને બપોરે ખાણા વખત લગ્નનું નક્કી થવાનું હતું.

જમવા વખત થઈ, ખાણું તૈયાર થયું ને બધાં ભેગાં થયા તે વખત નાજાંના લગ્નનું નક્કી કર્યું. ને બરોબર પંદર દિવસે લગ્ન કરવાં એમ ધાર્યું.

* * *

આઠ દિવસ થયા. રૂસ્તમને આવે લગ્નની ધમાલ બરજોરજીને ઘેર થઈ રહી હતી. નાજાંના મનથી થતું કે આઠ દિવસ ક્યારે જાય ને લગ્નથી પરવારી રૂસ્તમ સાથે રહું. એક દિવસ એજ વિચારમાં બાગમાં એક ન્હાના લીંબડાના ઝાડ નીચે બેઠી હતી, હાથમાં ઝીણા રેશમના દોરા ને સોયો હતો ત્હેતી રૂસ્તમ માટે ટાઈ ભરતી હતી, પરંતુ અત્યારે હાથ ચાલતા નહોતા. તે પોતાનાજ વિચારમાં ગુલતાન થઈ ગઈ હતી. એટલામાં પાછળથી કોઇયે આવી એના ખભા ઉપર હાથ મુકયો, ને તરત ચમકી તો રૂસ્તમને જોયો.

રૂસ્તમ—કેમ નાજાં! આજ આટલા બધા શા વિચારમાં પડી છુ કે આટલે વેર આવ્યો પણ ત્હને માલુમજ નહિ પડીયું, ને હજી પણ કંઇ બોલતી બી નથી.

નાજાં—નહિ રૂસ્તમ! મને બીલકુલ ખબરજ નહિ પડી કે ત્હમે ક્યારે આવ્યા. હું ત્હમારાજ વિચાર કરતી હતી.

રૂસ્તમ—ખરે નાજાં! ખરી વાત ભૂલીજ ગયો. ત્હને પુછું ત્હેનો જવાબ આપશે કે—એમ કહેતો ખીસ્સામાંથી કંઇ કાઢવા મંડયો.

નાજાં—હાંરે! શું છે બેસોને આય બાંકડા ઉપર. કેમ આમ અધર જીવે આવો છો? હું તમારી કેવારની રાહ જોયા કરૂં છું ને.

રૂસ્તમ—લે બોલ, આમાંથી કઇ વીંટી ત્હને પસંદ છે. ડબ્બી નાજાંના હાથમાં મુકતાં બાકડા ઉપર બેસી વાત શરૂ કરી.

નાજાં—વ્હાલા રૂસ્તમ! ત્હમે તો રોજજ બસ ખરચ કર્યા કરો છો. એમ તે કેમ ફાવશે.

રૂસ્તમ—ડીઅર નાજાં! હવે તું એ ફીકર ન રાખીશ. આ તો ખાસ ખરચ કરવું જોઇએ ને કરૂં છું, છતાં ત્હારા સુખને માટે જે યોગ્ય હશે તે ખરચ તો કરીશ. ત્હારે કાંઇજ ફીકર કરવાની નથી.

નાજાં—એ ખરૂં પણ ત્હમે જાણો છો કે મ્હને સાદો અને સ્વચ્છ પોશાક શીવાય વધારે બીજી આગળ પડતી ફેશનની ફીશીયારી ગમતી નથી.

રૂસ્તમ—વ્હાલી! ત્હારે માટે હું પૈસા ખરચીશ. નકામી ખોટી ફેશન મને નથી ગમતી પણ ત્હારા સુખને વાસ્તે હું ત્હને પુછવાનો નથી. ચાલ હવે કયાં સુધી આ તકરાર ચાલશે.

નાજાં—જરા લાડતી તેમજ હસતી ડબ્બાની અંદરની વીંટીઓ જોવા લાગી ને હલકી સાધારણ વીંટી કાડીને રૂસ્તમના હાથમાં મુકી.

રૂસ્તમ—નાજાં તુ તો એવીને એવીજ રહી. આ વીંટી શું તને ગમી? એ તો હું નહિ પસંદ કરૂં. બીજી કાડ.

નાજાં—ચ્યો ત્યારે ત્હમને પસંદ હોય તે મને પસંદજ પડશે.

રૂસ્તમે તરતજ એક કીમતી વીંટી કાંડીને આપી, લે મને તો આ પસંદ છે.

નાજાંયે હા ના કરતાં તે વીંટી કબુલ રાખી ને બન્ને બીજી વાતોએ વળગ્યા. થોડો વખત લગ્નની વાત કરી બન્ને છુટા પડયાં. રૂસ્તમ દરવાજા તરફ વળ્યો ને નાજા ઘરમાં પેઠી. બંગલાનાં પગથીઆં

ઉપર પગ મુકતાંજ નાજાંનો ન્હાનો ભાઇ સોરાબ મળ્યો.

સોરાબ—કેમ નાજાં આજતો ત્હેં ખુબ વાર સુધી રૂસ્તમજી જોડે વાત કરીને શું? વીંટી કઇ ગમી?

નાજાં—સોરાબ ! તું કયા વેર આવો રહેવાનો ? હજી ત્હારી મશકરી કરવાની રીત ન ગઇ.

સોરાબ—એમ કાંય બોલે છે. નાજાં ! કંઇ ન્હોતી વાત થઇ વીંટીની, બોલ જોયે, વળી ત્હેં હલકી પસંદ કરીને રૂસ્તમે ત્હને ના કહી,

આ બધી વાત પેસ્તનની વહુ શીરીન રૂમાલ ગુંથતાં સાંભળતી હતી તે એકદમ બોલી ઉઠી.

શીરીન—કેમ નાજાંબાઇ ! સારી મુકીને ખોટી પસંદ કરીને ઘેરમાં અત્યારથીજ ઉગારો કરવા માંડયો કે ?

નાજાં—હમે જાણોછ કે મને એવું નકામું ખરચ પસંદ નથી.

શીરીન—બાવાજી અપાવે તો લો કે નહિ લો.

નાજાં—તે પણ નહી લઉં. મ્હને શોખજ નથી.

શીરીન—ત્યારે અંત શો આવ્યો ? રાખી કઇ ?

સોરાબ—કીમતી. રૂસ્તમજી શેઠ જાય એવા છે કે?

શીરીન—રૂસ્તમજી શેઠ અત્યારથીજ તમારે માટે ગાંડા થયા છે ખરૂં ને ! એમ કહેતી ભાભી નણંદનો વાંસો થાબડતી અંદર ગઇ.

નાજાં પણ શરમાતી ઘરમાં ચાલી ગઇ.

*  *  *

એક સ્હાંજે રાત્રીના સાત વાગે આલબ્લેસ બાગ આગળ ગાડીઓની ધમાલ ચાલી રહી હતી, આખો આલબ્લેસ બાગ રોશણાઇથી શોભાયમાન હતો. થોડે થોડે છેટે કીટ્સન લાઇટના સ્થંભ નાખ્યા હતા. ફુલના તોરણાથી શોભાયમાન બનાવી દીધો હતો. પેસતાં શરૂઆતમાં બેન્ડ રખાવ્યું હતું જે કોઇ ગાડીમાંથી ઉતરી દરવાજામાં પેસતું તેને સલામી અપાતી હતી;

વચ્ચે મેદાનમાં ખુરશીઓ ને ખાર્યલી હતી, ત્યાં જેમને ઠીક પડતું ત્યાં આવનાર બેસતા હતાં. પેસતાં સ્હામે ડાબી પાસ હોલમાં લેમન, આઇસ વિગેરે રખાવ્યું હતુ, જમણી પાસના હોલમાં લગ્ન થવાનું હતું, એ હોલ પુર રોશણાઇથી ઝગઝગીત હતો, ને તેજ પ્રમાણમાં ફરનીચર ગોઠવ્યું હતું.

વચ્ચે નાજાં ને રૂસ્તમ બન્ને ઉભાં હતાં. ગળામાં ફુલના હાર પ્હેર્યા હતા, ત્હેની બ્હેન ભાભી વિગેરે આવનારને લેવા તથા એક બીજા સાથે ઓળખાણ કરવામાં ગુંથાયાં હતાં. ન્હાનાં છોકરાં સુંદર પોશાકને જોવાનું દેખીને આનંદમાં એક બીજા સાથે રમતાં હતાં, અંદર લગ્ન ક્રિયા શરૂ થઇ. બ્હારથી બધા અંદર આવવાં લાગ્યાં. આ હોલની બ્હારીઓ ગીરગામ ટ્રામ ટર્મીનસ જવાના રસ્તા ઉપર પડતી હતી, બ્હારના લોકો ઉંચા થઇ બ્હારીમાંથી જોવાનો પ્રયત્ન કરતા હતા, પણ ફ્કત વર કન્યાનાં માથાંજ દેખાતાં હતાં. આજનો દેખાવ ઘણોજ રમણીય ને દમામ ભર્યો હતો તેથી જે કોઇ એ રસ્તે થઇ જતું તે પાંચ દસ મીનીટ કે પા કલાક ત્યાં ઉભુંજ રહેતું.

પ્રકાશની સાથે ત્યાં આવેલ બાનુઓની સાડીઓનો ઝગઝગાટ ને છોકરાની ટોપીઓ વિગેરેની રમતથી આકાશમાં જેમ તારાનો ચળકાટ લાગે તેવી રીતે આલબ્લેસ બાગ પણ ઝળકી રહયો હતો.

લગ્ન પુરાં થયાં બેન્ડ શરૂ થયું. વર ને કન્યા આશીર્વાદ લેવા ગયાં.

એમને એમ થોડો વખત ગયો, બાર વાગ્યા ને બંને વરવહુ એક શણગારે બગીમાં બેસી પોતાને ઘેર ગયાં. એકાદ અઠવાડીયું રહી બન્ને સુરત આવ્યાં. રૂસ્તમનો પ્હેલેથીજ સુરત રહેવાનો વિચાર હતો તે નાજાંને રૂસ્તમે જણાવ્યો હતો, ને નાજાં પણ તેમ કરવા ખુશી હતી.

સુરત આવ્યા પછી તેઓ ઘણાંજ આનંદમાં પોતાનો વખત ગાળતાં. રૂસ્તમ જેમ બને તેમ નાજાંને ખુશી રાખવા તેની પાસે ને પાસે રહેતો ને એને જરા પણ દિલગીર રહેવા દેતો નહિ.

આમને આમ છ મહિના ગયા. વખત ગયો તેમ તેમ રૂસ્તમ પોતાના ધંધામાં મશગુલ રહેવા લાગ્યો ને ઘરમાં ન રહેતાં બ્હારને બ્હાર રહેતો.

સ્હવારે ઉઠીને નાજાં સાથે ન્હા નાસ્તો લેતો તે ઠેક રાત્રે આવતો; ત્યાં સુધી ઘેરજ ન આવતો,

આથી નાજાં વધારે ને વધારે દિલગીર રહેવા લાગી ને આનું કારણ સ્હમજી શકી નહિ, એ પણ હવે સ્હવારે રૂસ્તમ પ્હેલાં નાસ્તો કરી લેતી ને કોણ જાણે કયાં જતી તે બીજે દિવસે સ્હવારે દેખાતી.

આયા આ જોઈને વિચારમાં પડી કે બાઇ દરરોજ કયાં જતા હશે. આખા દિવસમાં બીલકુલ દેખાતાંજ નથી. રૂસ્તમ પણ સ્હવારે નાસ્તા ઉપર નાજાંને ન દેખતો એટલે બેચાર દિવસ એમ ધાર્યું કે મોડી ઉઠતી હશે.

પરંતુ હમેશાં આવું થવા માંડયું એટલે એને પણ નવાઇ લાગી. જયારે આયાને પૂછયું ત્યારે કહ્યું કે એ તો રોજ સ્હવારનાં વ્હેલાં ઉઠીને આમ કંઇ જાય છે.

રૂસ્તમ—ત્યારે તું કાંય ત્હેની સાથે નથી જતી?

આયા—શેઠજી હુ તો રોજ કહું છું પણ તે ના પાડે છે ને એકલાંજ બાઇ સાહેબ જાય છે.

તે પછી રૂસ્તમે તપાસ કરી કે આનું કારણ શું? તે ઘણી વખત એની પાછળ જતો પરંતુ તે એવે રસ્તે જતી કે એનો પતોજ લાગતો નહિ. માણસો પણ પાછળ જઇ બહુ તપાસ કરી આવતા પણ ત્હેનો પતોજ લાગતો નહિ, તે કોની સાથે જાય છે તે પણ ખબર નહિ પડી. એક દિવસ રૂસ્તમને વિચાર આવ્યો કે છુપી પોલીસના અમલદાર અનુમીયા છે ત્હેને કહુ; તે તપાસ કરી આપશે, કારણ ઘરનાની હવે શોધી કાડવાની હીમત ન્હોતી.

અનુમીયાં ડીટેકટીવને બોલાવીને બધી વાત કરી. અનુમીયાં સમજી ગયો. બીજે દિવસે અનુમીયાંએ તપાસ શરૂ કરી. સવારમાં ઉઠી નાજાં જેવી બ્હાર નીકળી કે તરત અનુમીયાં ત્હેની પાછળ ગયો, સીધેને સીધો જતો હતો ત્યાં નાજાં વળી એટલે ત્હેની આગલા ખાંચામાં થઇ સ્હામેની બાજુએ નીકળ્યો. નાજાં આગળ ને એ પાછળ એમ ચાલતાં હતાં. નદીના કીનારા ઉપર થઇ નાજાં પોતાના બંગલામાં દાખલ થઇને અનુમીયાં વિચારમાં પડયો કે એના એજ ઘરમાં પાછી આવી પણ તે ભુલ હતી. બંગલાના પાછલા ભાગમાં થઇને ત્રીજે માળ અગાસી પાસેના ઓરડામાં ગઇ ને એક ઢોલીઓ પડયો હતો ત્હેના ઉપર પડીને ડસકે ડસકે રોવા લાગી,

તરત અનુમીયાં પાછો ફર્યો ને રૂસ્તમને તેડી લાવ્યો. નાજાં સ્હામી આંગળી કરી કહ્યું: 'જુવો શેઠ લાવો હવે ઇનામ.'

રૂસ્તમ તો આ જોઇ વિચારમાં પડયો, કે આ શું? ખરી વાત કે ખોટી અનુમીઆએ કહી. તે પ્હેલાં તો ખરી ન માની હવે ખાત્રી થઇ કે આમ હશે. અનુમીઆં પછી આવીશ કરીને ગયો.

નાજાં વાત થતી સાંભળીને ચમકી કે કોણ છે?

રૂસ્તમ નાજાં પાસે જતાંજ બોલી ઉઠયો.

રૂસ્તમ—નાજાં રોજ તું હઇયાંજ આવતી કે? મને ખાલી બ્હીવરાવી માર્યો, કેમ ત્હને હઇયાં દિવસ વેર ગમતું.

નાજાં—ડીયર રુસ્તમ ખરી વાત છે. પરંતુ યાદ છે કે લગન થયું ત્યારે ત્હને શું કહેલું ને ત્યારે તો તું દિવસના દિવસ વેર મ્હારી પાસેથી ખસતોજ નહિ. ત્હને ત્યારે દરરોજ કહેતો કે તારી પાસેથી દુર મને બીલકુલ જવું ગમતું નથી, ને બ્હાર જતાં પણ તરત ઘેર પાછા વળતાં ને આતો કલાકોની કલાક હુ કયાં છું ને શું કરૂં છું, ત્હેનો ત્હમને ખ્યાલ બી નથી કેવું નવાઇ જેવું! વિલાયત જેવે દુર ગયાતા ત્યાં ત્હમે ન ભુલ્યા ને ધંધાને અંગે સાવજ વિસારી મુકી શું? દરેક જણ પોતાની પત્ની તરફ આ પ્રમાણે વર્તતા હશે? કબુલ કરૂં છું કે ધંધો મુકીને અમારે માટે ગાંડા ન થવું, પણ કંઈ તો લાગણી રાખવી જોઈએ. આખો દિવસ ધંધામાં રોકાવ. સ્હાંજે કદક

વર્ણંત મળે ત્યારે મેળાવડામાં કે ક્લબોમાં જાઓ, રાત્રે કોઇ મીત્રને ઘેર જાઓ યા ઘેર તેડી લાવો ત્યારે હમારી સાથે ત્હમે કયારે વાત કરવાના. માફ કરજો વ્હાલા રૂસ્તમ ડીઅર! પણ ઘણા દિવસની ગભરાયલી આજ જેમ બોલાયું તેટલું બોલી રૂસ્તમના ખભા ઉપર માથું નાખી દીધું; તેટલામાં અનુમીઆં ડીટેકટીવ આવ્યો.

અનુમીઆં—શેઠજી છો કે; રૂસ્તમે જવાબ દીધો ને અંદર બોલાવ્યો

રૂસ્તમ—કેમ મીઆં ક્યાં જઇ આવ્યા,

અનુમીઆં—આવાજ કામમાં. શેઠ હમારે તો એનુ એ. શેઠ ઇનામ આપો.

રૂસ્તમ--મીઆં શું આપુ, બોલો.

અનુમીઆં--શેઠ મને શું પુછો? છો જે ઠીક લાગે તે આપો.

રૂસ્તમ—નહિ ત્હમે કહોને. આ કામ એવું શું ભારે છે?

અનુમીઆં--શેઠ જાણ્યા પછીજ કે? નહિતો ત્હમે વિચારમાં પડી ગયા હતા કે આનું શું કરવું. હવે નરમ બોલોછો. શેઠજી ખાત્રી રાખજો કે ત્હમને આ શું ભુલભુલવણી છે તે ખબર નજ પડત.

નાજા—મ્હારા રૂસ્તમનો સ્નેહ મળ્યો એથી આ વધારે નથી. લ્યો મીઆં ચાલો એમ કહીને પોતાને હાથેથી માણેકની કીંમતી બંગડી હતી. તે કાઢી ફેંકી. ખુશિ થાઓ જાઓ,

મીઆં ખુશી થતો ચાલ્યોજ ગયો, ને રૂસ્તમ આ બધું જોઇ રહ્યો.

નાજા—વ્હાલા રૂસ્તમ, નવાઇ જેવું કંઇજ નથી. આટલા દિવસ હું એમ ધારતી કે હવે મ્હારાથી રૂસ્તમ કંટાળ્યા છે. પ્હેલાં મેં શરૂઆતમાં ત્હમારી લાગણી દુર કેમ થઇ એ જાણવા ઘણુંજ ફાંફાં માર્યાં પણ ત્હેનું કંઇ પણ કારણ હાથ લાગ્યું નહિ એથી દીલગીર થઇ, મ્હે આ રસ્તો સોધ્યો. દરરોજ સ્હવારથા રાત વેર હઇયાં સુતે સુતે રડયા કરતી ને રાત્રે ત્હમારી પથારીમાં સુતા પછી આવી સુઇ જતી ને સ્હવારે પાછી ચાલી જતી. આટલું કર્યા છતાં પણ ત્હમે મ્હારે માટે કંઇ પણ કરો છોકે નહિ તે મારે જાણવું હતું પણ કંઇ ખબર ન પડી છેવટ મ્હે ત્હમારે માટે ઘણોજ ખોટો વિચાર કર્યોતો અને એથી વ્હાલા રૂસ્તમ, હું ત્હારી પાસે માફ માગું છું.

હવે કોઇપણ દિવસ હું ત્હારે માટે એ વિચાર નહિ લાવું.

રૂસ્તમ--પણ નાજા એટલામાં ત્હને આ શું સુઝયું કે બંગડી આપી દીધી.

નાજા—વ્હાલા રૂસ્તમ, ત્હારો સ્નેહ હશે તો આવી ઘણી બંગડી મ્હને વધારે કીમતી નથી. ડીઅર રૂસ્તમ એવી હજારો બંગડી આવશે પણ રૂસ્તમનું ગયેલું વ્હાલ ને વફાદારી ફરી ન મળે.

આ જોઇ રૂસ્તમ ખુશી થયો. સ્ત્રી મળો તો આવીજ મળજો. તરતજ રૂસ્તમ મીઆંની પાછળ જઇ જોયતી રકમ આપી બંગડી પાછી લાવ્યો ને નાજાના હાથમાં મુકી. બન્ને સ્નેહ ને આનંદની વાતોમાં ગુંથાયા.

શાન્તિ કુટિર; સૌ. માર્મિલા.
શાન્તાક્રુઝ.

## नूतन वर्ष हर्षोद्गार.

ગઝલ.

અનુપમ આત્મ ભાવોથી–હૃદય પટને રસે રસતું.
સુહાગી વર્ષ આ નવલું, મુબારક હો! મુબારક હો! ॥૧॥
કનક કિરણો સુધા સ્ત્રવતાં, અગ્રી ઝરતાં પ્રભાકરનાં;
અને રી કીર્તિ ઉજ્વલતાં. મુબારક હો! મુબારક હો! ॥ ૨ ॥
અમારા આર્ય ગૌરવમાં વડીલોની વિભૂતિ દઇ,
દિગંતે દિવ્યતા ભરતાં મુબારક હો. મુબારક હો. ॥ ૩ ॥
જનેતા જન્મ ભૂમિને. સ્વદેશી આર્ય બંધુને.
શુભમ સદ્દભાવના ધરતાં. મુબારક હો. મુબારક હો. ॥ ૪ ॥
વપુ સુખ સંપતી સાધન. અને શુભ સંતતિ તન મન
પ્રભુતા પ્રૌઢતા પામી. મુબારક હો, મુબારક હો ॥ ૫ ॥
સ્વદેશોને વિદેશીના, ભણી મુળ ભેદના ભાવો.
અમોલું ઐકય આદરતાં, મુબારક હો. મુબારક હો ॥૬॥

( फ़ासरवाला )

# उछरती प्रजा तरफ विद्वानोनुं कर्तव्य.

લોર્ડ મોર્લી, પ્રો. ગોખલે અને બાબુ અરવીન્દ ઘોષ એ બહુજ જુદા જુદા પ્રકારના મનુષ્યો છે, પણ એ ત્રણે એક બાબત બહુ ભાર મૂકીને કેહે છે કે "વિદ્યાર્થીઓને સંભાળમાં લ્યો." કોઇ પણ પ્રજા ભવિષ્યમાં ઉન્નત થવા ઇચ્છતી હોય અને જગતની મહાન પ્રજાઓમાં ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવા ઉત્સુક હોય તેણે ઉછરતી પ્રજા તરફ બેદરકાર રેહેવું ના જોઇએ.

નિશાળો અને કોલેજોની કેળવણી બહુ વધી ગઇ હોય એમ કેટલાક ધારેછે પરન્તુ આંકડા જોઇને એ કોઇ બોલતા નથી. આપણા દેશમાં સો છોકરામાં ૧૦ છોકરા ભણેલા છે અને ૯૦ તદ્દન અભણ છે. અને છોકરીઓમાં તો ૧૦૦૦ એ ૬-૭ ભણેલી છે! આવી સ્થીતિ છે ત્યાં દરેક દેશહિતચિંતકનું કર્ત્તવ્ય છે કે તેઓએ જ્ઞાન અને કેળવણી વધારવા પ્રાણુતોડ પ્રયાસ કરવા જોઇએ; સ્થળે સ્થળે નિશાળો નીકળવી જોઇએ અને જ્યાં સુધી એક પણ બાળક ભણ્યા વગરનું રેહે ત્યાં સુધી પોતાનું ભણતર વૃથા સમજવું જોઇએ. પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરાવવા જેટલી રાજકર્ત્તાની ગુંજાશ ના હોય તો પ્રજાજનોએ એ કાર્ય પ્રથમ અગત્યનું હોવાથી એને જરૂરનાં ધન, એકસંપ અને સુવ્યવસ્થા તૈયાર કરવાં જોઇએ.

માધ્યમિક કેળવણી અને ઉચ્ચ કેળવણી લેવા પણ જેઓ લાયક હોય તે બધામાંથી કોઇ પૈસા વગર ભણતો ના અટકવો જોઇએ. સ્કોલરશીપો, ઇનામો, પુસ્તકો અને મફત બોર્ડીંગો સંખ્યાબંધ નીકળવી જોઇએ અને ઔદ્યોગિક અને વિજ્ઞાન શાસ્ત્રની ખાસ શાખાઓ માધ્યમિક અને ઉચ્ચ કેળવણીના વર્ગોમાંથી નીકળવી જોઇએ. આ યુગનો આર્યાવર્ત્તનો કેળવણીનો મહાન પ્રશ્ન બહુ સબળતાથી ધરવાનો પ્રસંગ હવે આવી પહોંચ્યો છે. એ બધું થવાની હવે શરૂવાત જરૂર થવી જોઇએ, પરન્તુ દર્મીયાન હાલના ભણતા વિદ્યાર્થીઓ અને બાળાઓ ભવિષ્યમાં સારાં નગરજન નીવડે; સદાચારી, સ્વદેશહિતચિંતક, વિદ્વાન અને કર્ત્તવ્યનિષ્ઠ થાય એવું કરવાની ફરજ દરેક વિદ્વાન સજ્જન અને સન્નારીને માથે હાલમાં પડેલી છે. આધુનિક નિશાળો અને કોલેજો માત્ર બુદ્ધિ ખીલવવાનું અથવા એથીએ ઉતરતું જુદા જુદા વિષયોની માહિતી મગજોમાં ઠાંસવાનું કામ ઘણે ભાગે કરે છે, અને ૪૦-૫૦ વર્ષમાં ઉચ્ચ કેળવણીના પ્રતાપે આપણા દેશમાં ઘણા મહાન્ પુરૂષો ઉત્પન્ન થયા છે એ ખરૂં, છતા એ કેળવણીનો લાભ લઇ શકયા હોત તેના કરતાં ઘણો ઓછો આપણે લીધો છે. આ બહુ શોકકારક ઉદ્દગારો છે પણ ખરા છે. "Of all sad words of tongue or pen the saddest are these "It might have been."

ત્યારે મ્હારે જે મુખ્ય કેહેવાનું છે તે હવે કહું છું. કોલેજ અને હાઇ સ્કુલમાં જે કેળવણી વિદ્યાર્થીઓ લેછે તેને જરાક બ્હારથી મદદ કરવાની જરૂર છે. એ કેળવણીની વિરૂદ્ધ કંઇ કાર્ય કરવાની જરૂર નથી પણ એને સંપૂર્ણતા આપવા માટે બ્હારથી સહાય આપવી જરૂરની છે. મુંબઇમાં જેવી સ્ટુડન્ટ્સ બ્રધર હુડની સંસ્થા છે અને કલકત્તામાં જેવી ડોન સોસાઇટી છે તેવીજ જાતની સભાઓ શેહેરે શેહેર અને ગામડે ગામડે સર્વ સ્થળના વિદ્વાનોએ પોત પોતાના સ્થળની શકિત અનુસાર કાહાડવી જોઇએ. એમાં સામાન્ય રીતે નીચેના નિયમો રખાય તો સારૂ:

૧. સદ્દગૃહસ્થો અને વિદ્યાર્થીઓ એ સભાના સભાસદો થઇ શકે. (મ્હોટા સભાસદો અને ન્હાના સભાસદો.)

૨. ન્હાના સભાસદોની ફરજો:--અ નિશાળ કે કોલેજનો અભ્યાસ સરસમાં સરસ રીતે કરવો અને કોઇ પણ વિષયમાં કચાશ રેહેવા દેવી નહીં. ક નિશાળના લેસન ઉપરાંત કંઇ બ્હારનું વાચન રાખવું. મ્હોટા સભાસદમાંથી એક મુખ્ય સભાસદ

એક ન્યુસપેપર અને એક માસિક પસંદ કરી આપે તે નિયમિતપણે વાંચવું અને તેજ પ્રમાણે પુસ્તકો પણ વાંચવાં. નિશાળના અભ્યાસમાં બહુ વખત જાય એવું હોય અથવા પરીક્ષાઓ ચાલતી હોય તેવી વખતે આ વાંચન અધુરૂં રહે તો હરકત નથી પણ રજાઓમાં ખાસ વખત ઉપરના વાંચનને માટે રાખવો.

ક. વિદ્યાર્થીઓએ અપશબ્દ કદી બોલવા નહીં; બીડી, ભાંગ કે બીજા માદક પદાર્થોનું તથા કોઇ પણ જાતનું વ્યસન રાખવું નહીં; જુઠું બોલવું નહીં; અને નિયમીત રીતે ટાઇમ-ટેબલ કરીને વખતનો સદુપયોગ કરવો. ડાયરી રાખીને પોતાનો વખત કેવી રીતે ગાળ્યો તેની નોંધ કરવી અને પોતામાં ભાઇ ભાંડુ તરફ, માબાપ તરફ તથા શિક્ષકો તરફનાં કર્ત્તવ્યો બરાબર બજાવવાનો પ્રયત્ન કરવો. દરરોજ કસરત કરવી અને પોતાના વાંચનનો લાભ સભાસદો-ને અને મિત્રોને પરસ્પર આપવો.

મ્હોટા સભાસદોની ફરજોઃ—મ્હોટા સભાસદોએ પોતાનામાંથી એક બે સભાસદોને મુખ્ય સભાસદો નીમવા; તેઓએ ન્હાના સભાસદોના સહવાસમાં રહેવું; એમનામાં વિદ્યાને માટે રસ ઉત્પન્ન થાય, જ્ઞાન પિપાસા વધે અને સદ્ અભિલાષો ઉત્પન્ન થાય. એવા પ્રયાસો વારંવાર કરતા રહેવું. ન્હાના સભા-સદોના શિક્ષકો અને માબાપોની ઓળખાણ કરવી અને વિદ્યાર્થીઓના સંબંધી બધી ખબરો રાખવી; અને માબાપ તથા શિક્ષકોને કહેવી. એમની ફરજો સભાના નિયમોમાં બતાવ્યા પ્રમાણેની પાળેછે. કે નહી તે જોતા રહેવું અને ના પાળતા હોયતો પળાવવા પ્રેમપૂર્વક પ્રયત્ન કરવો.

મુખ્ય સભાસદો અઠવાડીઆમાં બેવાર ન્હાના સભાસદોની સભા બોલાવી ત્યાં ન્યુસપેપરના વિષયો-ને લગતો, માસિકોને લગતો અને એવાજ બીજા અગત્યના વિષયો ચર્ચવા. અને વિદ્યાર્થી-ઓને સમજાવવા. સાહિત્યમાંથી ઉત્તમ પુસ્તકો બતાવવાં; એમાંના વિષયોની રસ પડે એ રીતે સમજણ પાડવી; સારાં કાવ્યો વાંચી સંભળાવવાં અને વિદ્યાર્થીઓની રસવૃત્તિ કેળવાય, એમનાથી ઉચ્ચ આનંદ શું છે એ સમજાય અને સૃષ્ટિ સૌંદર્યમાં અને ઈશ્વરની લીલામાં મન પરોવાય એવી તજવીજ કરવી, જીવન ચરિત્રો, ઇતિહાસ અને ભૂગોળ, ખગોળ તથા વૈજ્ઞાનિક વિષયોમાં રસ પડે એવાં ભાષણો પ્રસંગોપાત મ્હોટા સભાસદો પાસે અથવા બ્હારથી વિદ્વાનો બોલાવીને અપાવરાવવાં. અને ત્યાં મેજીક લેન્ટર્ન તથા ચિત્રોની મદદ લેવી.

વર્ષમાં બે ત્રણ વાર બધા સભાસદોએ પીકનીક પાર્ટી કે એવા કોઇ નિમિત્તે બ્હાર-દૂર કોઈ જોવા લાયક સ્થળે જવું ને ત્યાં બંધો દિવસ જ્ઞાન સાથે ગમ્મતમાં ગાળવો. વિદ્યાર્થીઓ મ્હોટા થતા જાય તેમ મ્હોટા સભાસદના વર્ગમાં જઈ શકે અને બીજા નવા, વર્ષોવર્ષ આવી સંસ્થામાં લેવાય.

આ રીતનું અથવા આને મળતું કોઇ કાર્ય હાલના વિદ્વાનોએ કરવા જેવું છે અને કેળવણીની બાબતમાં મ્હેં ઉપર કહ્યું તેમ ફરજીઆત પ્રાથમીક કેળવણીની બાબત મહાન આત્મભોગ આપી બધો દેશ તૈયાર ના થાય ત્યાં સુધી આપણી છેક પાસેનું કર્ત્તવ્ય હાલના વિદ્યાર્થીઓને સંભાળમાં લેવાનું છે તે આવી કોઇ રીતે બની શકે.

The best thing is to do the next thing that lies before us to be done and not to be bad astray into Utopian regions by quiatie dreams."

આપણી છેક નજદીક જે કાર્ય કરવાનું પડ્યું છે તેજ કરવું તે ઉત્તમ વાત છે. અને ગગન માર્ગનાં શેખચલ્લી જેવાં સ્વપ્નાંમાં દોરવાઇ જવું એ ઉચિત નથી.

તા. ૬-અમદાવાદ ખાડીયા. — **હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ.** એલ. સી. પી. એન્ડ. એસ.

# बिचारो बालक.

" One generous feeling, one great Thought, one deed,
of good, ere night, would make life longer seem
Than if each year, might number a thousand days,
Spent as is this by nations of mankind.
We live in deeds, not years, in thought not breaths,
In feelings not in figures on a dial.
We shou'd count time by heart throbs He most lives,
Who thinks most, feels the noblest, acts the best." *

Phillip James Bailey.


આ કથા કલ્પનાત્મક નથી. ૧૯૫૬ના દુષ્કાલ વખતે, ના. સરકાર તરફથી સન્માન મળે, એકાદ ખિતાબ અગર ચાંદ મળે, લોકો વાહ વાહ કરે તેવી આશાથી અમદાવાદનાં અનાથાશ્રમોમાં, દુષ્કાલનાં બાંધ કામો ઉપર ઘણાં માણસ જનસેવા ઉઠાવતાં. આ પણ છેક વખોડવા જેવી પ્રવૃત્તિ નહોતી. એ રીતે પણ લોક સેવા થતી. યશની અપેક્ષા વગર નિષ્કામ કર્તવ્ય કરનાર મનુષ્ય વિરલ હોય ત્યાં આવાં માણસની પણ જરૂર રહે છે.

આ સમયે ગુજરાતમાં દુષ્કાલનો ત્રાસ હતો. અનાજ પાણીની મોંઘવારી અને પૈસાની ખામીથી હજારો લોકો ભૂખમરો વેઠતાં હતાં, ઘાસ ચારો નહિ મળવાથી, સેંકડો મરણ પામતાં હતાં. માણસો પણ ઢોરને મોતે મરતાં હતાં.

આ આપત્તિની અમદાવાદના એક સામાન્ય સ્થિતિના સજ્જન ઉપર ઘણી અસર થઇ આવી. તેની પાસે હજાર બારસો રૂપિઆ હતા. લોકોનાં દુઃખ જોઇ એનું હૃદય એટલું દ્રવીભુત થયું કે, સાધારણ રીતે એક કમાનાર ને પાંચ ખાનાર તેવાં કેટલાંક મજુર કુટુંબનો પુરતી રીતે નિર્વાહ થાય, તેઓ બિચારાં તૃપ્ત રહે, તેમનાં બાળકને સાધારણ કેળવણી પણ મળે એવો બંદોબસ્ત કરવાનો તેને વિચાર થયો.

તેવા વિચાર થતાં આસપાસની મદદ કેટલી મળશે. પોતાનાં સાધન વગેરે સર્વનો વિચાર કરી પોતાના સઘળાં સંચિત પૈસા બરબાદ કરીને પણ આવાં દશ કુટુમ્બને નિભાવવાનો તેણે સંકલ્પ કર્યો.

દીનબન્ધુ સવારે, તેમ સાંજે પોતાની નોકરી પરથી ફારેગ થતાં, આ દસ કુટુમ્બની મુલાકાત લેતો. તેમનાં સુખદુઃખની, તેમની સગવડ, અગવડની વાત સાંભળતો અને અને જોઇતી મદદ આપતો. બાલકો ઉપર તેની ખાસ પ્રીતિ હતી. વખતોવખત તે તેમને પાઇ પૈસા આપતો, કોઇ વખતે રમકડાં વહેંચતો. સાંજ સવાર તેના આવવાના વખત અગાઉ અર્ધા કલાકથી તેઓ દીનબન્ધુની રાહ જોતાં. તેને દૂરથી જોતાં તેમનાં હૃદય હર્ષથી ભરાઇ જતાં. તેઓ તેને મળવા દોડતાં અને પાસે જઈ સૌ તેને "પ્રણામ" કરતાં. આ સૌ બાલકોમાં એક વિધવાનો પુત્ર હતો. દુષ્કાળનાં દુઃખથી મુઝાયલી, લાચારીમાં આવી

* મનુષ્ય જાતિ સામાન્ય રીતે પોતાનો સમય ગાળે છે તે મુજબ એક હજાર દિવસનું વર્ષ ગાળવા કરતાં દરરોજ એક સત્કાર્ય થાય તો તે વધારે લાંબું જીવન ગાળવા સમાન થઇ પડે. આપણું જીવનની તુલના વર્ષથી નહિ પણ કાર્યથી, શ્વાસોચ્છ્વાસથી નહિ પણ વિચારથી, સમયના વધવાથી નહિ પણ લાગણીથી થવી જોઇએ. હૃદયની લાગણીથી આપણે સમયની ગણના કરવી જોઇએ. જે વધારેમાં વધારે વિચાર કરે છે, વધારેમાં વધારે જેને લાગણી થાય છે, જેનાં આચરણ સર્વોત્તમ છે તેણેજ વધારે લાંબુ જીવન ગાળ્યું કહી શકાય. ફિલિપ જેમ્સ બેલિ.

પડેલી આ વિધવા પોતાના ચાર વર્ષના બાલકને નિરાધાર મૂકી મરણ પામી હતી. આ છોકરાને એક દયાળુ દિલના મજૂરે પોતાની મુસીબતોમાં વધારો થવા છતાં પણ લાગણીથી લઈ, લઈ ઉછેરવા માંડયો હતો. મજૂરના કુટુમ્બ અને આ બાલક ઉપર દીનબન્ધુને વિશેષ પ્રીતિ હતી, તે છોકરાને તે બાલક કહી બોલાવતો.

* * *

ધનતેરશનો દિવસ હતો દીનબન્ધુને આફિસમાં આજ રજા છે. બપોરના બે વાગ્યા છે. રજા હોવાથી આજ તે પોતાના હમેશના વખત પહેલાં દશ કુટુમ્બની મુલાકાતે ગયો. છોકરાંઓ મકાન આગળ રમતાં હતાં, તેમાનાં એકાદ બે છોકરાં દીનબન્ધુને વેગળેથી જોઈ ગયાં. શેઠ આવ્યા એમ કહી સૌ છોકરાં દોડયાં. વિધવાનો પુત્ર બાલક સૌથી આગળ હતો. પાસે આવતાં છોકરાં અટકયાં. શેઠને તેઓએ પ્રણામ કર્યા. તેઓ સૌ મળી મકાન તરફ ચાલ્યાં. માર્ગમાં એક છોકરાએ 'કરરરર' 'કરરરર' કરી એક મોટોર કારને ચાવી આપી અને એક ઓટલા ઉપર મૂકી દીધી. મોટોર ચાલવા માંડી એવામાં બાલકે તેને હાથ અડકાડયો. મોટોરવાળા છોકરાના હાથમાં એક લાકડી હતી તે તેણે ઉગામી. દીનબન્ધુએ આ જોયું પણ તે હાં, હાં, કહી અટકાવવા જતો હતો તેટલામાં તેણે બાળકને એક ઘડ લઈને લાકડી લગાવી દીધી, બિચારો બાળક રડવા લાગ્યો દીનબન્ધુએ તેને તરત પકડી, તેને છાતી સરસો લઈ છાનો રાખવા માંડયો. બાળક જરા છાનો રહ્યો કે તરત તેણે પેલા મોટોરવાળા છોકરાને જરા આંખ ફેરવી દબાવ્યો. તે રોવા જેવો થઇ ગયો. આ ઉપરાંત તેને સજા કરવાં દીનબન્ધુએ દુરસ્ત ધાર્યું નહિ.

તેણે તેને પૂછયું "આ ગાડી તમને કોણે આપી?"

"દાદાભાઈ શેઠે."

દીન બન્ધુ સમજ્યાં કે છોકરાના બાપને તેના શેઠે આ ગાડી છોકરા માટે આપી હોવી જોઈએ; અને એ વાત ખરી હતી.

પોતાની દેખરેખ નીચેનાં છોકરાંઓને મોજ શોખમાં નહિ ઉછેરવાનો દીનબન્ધુનો સંકલ્પ છતાં આ બનાવથી બાલક અને બીજાં છોકરાં ઉપર તેને દયા આવી અને દીવાળીના પ્રસંગ હોવાથી તેમને પ્રસન્ન કરવાને વૃત્તિ થઇ આવી...બાલક અને બીજાં સર્વ છોકરાંને તેણે કહ્યું "ભાઈ, તમને સૌને હું બેસતા વર્ષને દિવસે આનાં કરતાં પણ સરસ અકકેકી ગાડી આપીશ." "ભાઇ તને પણ આપીશ" પેલા મોટોરવાળા છોકરાને સંબોધી તેણે કહ્યું.

* * *

ભાદરવા–આસો માસમાં સવારની હવા શરદ હોય છે. બપોરે ઉનાળાના તાપ કરતાં પણ વધારે સખત તાપ પડે છે. આ વિષમ કાલમાં ઘણા લોકો બિમાર પડી જવાથી, ઘણાં મરણ પણ આ ઋતુમાં થતાં હોવાથી "શરદ ઋતુમાં બચે તે સો વર્ષ જીવે" એમ આપણામાં મનાતુ આવ્યું છે. શરદ ઋતુમાં લગભગ ઘેર ઘેર તાવના વાર હોય છે. દીનબન્ધુને આ જાતનો અનુભવ નવીન નહોતો. દુષ્કાળ પહેલાં પણ, ગરીબ લોકોની સ્થિતિ જોવા, શહેરની આસપાસના વિભાગોમાં, પરાંઓમાં તે ફરવા નીકળી પડતો. સુખ સગવડમાં વસતા આને, કોઈ કોઇ વખતે અનિયમિત ખાનપાનાદિથી બિમારીનો ભોગ થઇ પડતા પરંતુ હાજરને હાજર સારવારથી બિમારીનું બહુ ઓછું દુઃખ સહન કરનાર શ્રીમંત વર્ગને ગરીબ લોકો શરદ ઋતુની તાવ વગેરે બિમારીથી જે દુઃખ સહન કરે છે તેનો બરાબર ખ્યાલ આવી શકતો નથી. ખાનપાન અને ઔષધની સગવડથી આ લોકો એકદમ સાજા થઇ શકતાં નથી. તેમના ઉદ્યોગનાં સાધન ઓછાં થાય છે, તૂટી જાય છે. નિર્ધનતા, ખાનપાન અને ઔષધ તથા અન્ય સંયોગની પ્રતિકૂળતાથી કેટલાંક બિચારાં મરણ પણ પામે છે.

દીવાળીની સાંજે પોતાનાં હમેશના રિવાજ મુજબ દીનબન્ધુ સારંગપુર દરવાજા બહારના પેલાં દશ કુટુમ્બની મુલાકાત લેવા નીકળ્યો. હમેશાંની

માફક છોકરાં તેને જોઇ તેની સામે દોડયાં. છોકરાંને તેણે બોલાવ્યાં પણ બાળકને આ ટોળામાં તેણે જોયો નહિ. છોકરાંને તેણે પુછ્યું; "આજ બાળક કેમ નથી આવ્યો?"

એકાદ છોકરાએ જવાબ આપ્યો "બાળકને તો આજ ટાઢ વાઇને પુષ્કળ તાવ આવ્યો છે."

"બાળકને તાવ આવ્યો છે?" દીનબન્ધુ બહુ દિલગીર થઇ બોલ્યો.

દીનબન્ધુ બાળકની ઓરડી તરફ ચાલ્યો. બબ્બે ચચ્ચાર બાળક અને ઘરના બીજા બે ચાર માણસો સાથે ગરીબ લોકો કેટલી મુસીબતથી પોતાનાં સાંકડાં અને ઘણી વખતે અંધારાં, તથા ભેજવાળાં મકાનોમાં મલીન સંયોગમાં રહે છે, તેનો વિચાર ધનવાન લોકોને આવી શકતો નથી. આઠ દશ હાથ લાંબી, છ સાત હાથ પહોળી અને છએક હાથ ઉંચી ઓરડીમાં બાળક તેને ઉછેરનાર પેલા મિલ મજુર, તેની સ્ત્રી, તેની દાદી, તેની મા, તેના બે ભાઇ અને એક કૂતરો રહેતાં હતાં. ઘરમાં રહેનારાંમાં ગણીએ તો આ એકલી ઓરડીમાં તે શિવાય ઓછામાં ઓછા પચીશેક ઉંદરનો પણ વાસ હતો. દીનબન્ધુ મકાનમાં પેઠો તે વખત ઘંટી ફરતી હતી. સાસુ વહુ સામસામાં બેશી દળતાં હતાં. મિલ હમણાંજ બન્ધ થઇ હતી. પેલા મજૂર બાળકને પોતાના ખોળામાં સુવાડી એક નાના ખાટલાપર બેઠો હતો. તેના શરીરપર એક ફાટી તુટી ગોદડી ઓરાડેલી છે છતાં ટાઢથી તે ધ્રુજતો હતો. તાવ ચઢવા લાગ્યો હતો. તેનું મગજ ચીરાઇ જતું હતું. ઘંટીનો ઘોર શબ્દ, તેના મગજની વેદનામાં અત્યન્ત અભિવૃદ્ધિ કરતો છતાં ઘંટી બન્ધ કરાવવાનું કહેવાનો તે બિચારાને કયાંથી વિચાર આવે? ગરીબ લોકોમાં, ગમે તેવી સખ્ત બિમારી, આફત, અડચણ કે ઉદ્વેગ હોય; છતાં હરરોજનું કામ તો ચાલવુંજ જોઇએ એ એમનાં શિવાય, બીજા વર્ગના ઘણા થોડા લોકો સમજી શકે છે,

દીનબન્ધુએ ઘંટી બંધ કરાવી. બાળકને તેણે બોલાવ્યો; બાળકે તેના સામું જોયું. પણ બોલાવ્યું નહિ. તેની તબીયત વગેરેના સંબંધમાં દીન બન્ધુએ પેલા મજુરને પ્રશ્ન પૂછ્યા તે તેણે સાંભળ્યા. તે સમજ્યો પણ ખરો.

દીનબન્ધુ બોલ્યો; "હું દાકતરને બોલાવી હમણાં આવું છું."

* * *

ડૉ. દેશાઇ એકાદ દરદીને તપાસવા બહાર જતા હતા તેવામાં દીનબન્ધુએ તેમને બાળકની તબીયતના સઘળા સમાચાર કહ્યા. કેસ બહુ સંભાળવા જેવો હોવાથી બીજા કેસવાળા માણસને "હું આવું છું" એમ કહી તેઓ દીન બન્ધુ સાથે ચાલ્યા,

બાળકને ટાઢ વાતી બન્ધ પડી હતી. પણ તાવ સખ્ત ચઢયો હતો. ડાકતરની તપાસ ઉપર, તેનાં સવાલ અને જવાબ ઉપર દીનબન્ધુએ બહુ લક્ષ આપ્યું. દાકતરે તેનાં સામું જોયું અને કાંઇક કહેતાં ખંચકાયા, પણ તેમને શું કહેવાનું હતું તે દીનબન્ધુ સમજી ગયો.

"બાળકને બચવાની આશા ઘણી થોડી છે" એમ ડાકતર અંગ્રેજીમાં બોલ્યા. "તેનું હૃદય ઘણુંજ નબળું પડી ગયું છે. બહુ બહુ તો એકાદ બે દિવસ તે કાઢશે જ્યાં ત્યાં એની એ વાત. પૂરૂં ખાવા પીવા નહિ, પૂરાં વસ્ત્ર પહેરવા નહિં, પૂરતી રહેવાની સગવડ નહિ, દરદ સામે બચાવ કરવાની બિલકુલ શકિત નહિ, ઘણીજ ઓછી શકિત"

દીનબંન્ધુ બાળકને કોઇ વખત જોતો નહિ ત્યારે તેને બેચેની થતી. બાળકને જોઇ તેને હમેશાં આનંદ થતો. આજે બાળકને જોઇ, તેને આ શોકજનક સ્થિતિમાં, જોઇ દીનબન્ધુને અત્યંત ખેદ થયો.

આસો માસનો તાપ, ઓરડીની સંકડાશ, પ્રકાશ અને હવાની મોટી ખામી, સાદા પણ પુષ્ટિકારક ખોરાકની ગેરહાજરી, એ વિષેના વિચાર, મકાનમાં રહેતા કુટુમ્બના પ્રીતિવડે ઉદ્દભવતી, દિલગીરીથી ભરેલા ચહેરા એ સઘળાથી તેના ઉદ્વેગમાં ઘણો વધારે થશે.

દીનબન્ધુને કહેતાં બહુ સંકોચ થયો-છતાં તેણે ડૉ. દેશાઇને પ્રશ્ન કર્યો કે "કોઇ બીજા ડાકતરની સલાહ લેવી ઠીક પડશે?"

ડૉકટરને આથી કાંઇ પણ ખરાબ લાગ્યું નહિ. તેણે કહ્યું કે "તમે સલાહ લેશો તો અડચણ બિલકુલ નથી; પણ સલાહ લેવી નકામી છે. બિચારા બાલકને બચવા જેવું હોત તો હું ગમે તે મહેનતે પણ તેમે બચાવવા યત્ન કરત."

મિલ-મજૂરના એક ભાઇને દવા લેવા પોતાની સાથે આવવા કહી, બાલકના સંબંધમાં કેટલીક સૂચના કરી "ચાલો જઇએ" એમ દીનબન્ધુએ ડૉ. દેશાઇને કહ્યું.

તેમના જતાં જતાં બાલક બોલ્યો. "પ્ર—ણા—મ—પે—લી—ગાં—ડી."

દીનબન્ધુને આ પ્રણામની ઘણીજ અસર થઇ. ડૉકટરનો અભિપ્રાય તેને સાંભરી આવ્યો. તેની આંખમાં આંસું આવ્યાં; ગદ્‌ગદ કંઠે તે બોલ્યો, "ભાઇ બાલક પ્રણામ. તારી ગાડી કાલ જરૂર લાવીશ: કાલ સવારે જ તને આપી જઇશ".

* * *

બીજે દિવસે સવારે-બેસતા વર્ષને દિવસે-બાલકને આપવાની ગાડી લઇ, બાલક ગાડી જોઇ કેવો પ્રસન્ન થશે એમ વિચાર કરતો દીનબન્ધુ સારંગપુર આવ્યો. બાલકના મકાનની કાંઇક નજીક આવતાં છેટેથી રડવાનો અવાજ આવ્યો. વધારે નજીક જતાં, બાલકના મકાન આગળ તેણે ૮-૧૦ સ્ત્રીઓને રડતાં, કૂટતાં જોઇ 'અરરર!' બોલી દીનબન્ધુ ત્યાંજ અટકી ગયા બાલક મરણ પામ્યો હતો. આંખોમાં આંસુ સહિત તે મૃત બાલકનું મ્હોં જોવા મકાન આગળ ગયો; પરન્તુ બાલકને લઇ ગયા હતા.

ડાહ્યાભાઇ લક્ષ્મણ-બન્ધુ સમાજ.
મુંબાઇ: તા. ૮-૧-૧૯૧૦

# યુગાન્તરનો અરૂણોદય.

श्रद्धां प्रातर्हवामहे श्रद्धां मध्यंदिनं परि ।
श्रद्धां सूर्यस्य निम्रुचि । ऋग्वेदसंहिता.

We walk by faith.
2. Cor. V. 7.


સૌ કોઈ જાણે છે કે કેટલાક વખતથી આપણો દેશ અને આપણો જન સમાજ

અસાધારણ સંયોગોમાંથી પસાર થાય છે. એ સંયોગો એવા તો અગાધ અને એવા તો વિકટ હતા કે જ્યાં

ઇતિહાસ પ્રકાશ પાડી શકતો નહતો; શાસ્ત્રબુદ્ધિ પણ સ્વચ્છ અને સ્પષ્ટ માર્ગ બતાવતી નહતી, અને

સ્વાભાવિક મનુષ્યબુદ્ધિ પણ કુંઠિત થતી હતી. એ સંયોગોમાં આપણું કર્તવ્ય શું હતું તે પણ એક

ગંભીર પ્રશ્ન હતો. પરન્તુ સદ્‌ભાગ્યે અત્યારે કાંઇક અરૂણોદય થતો દેખાય છે. અને પ્રકાશ સમીપ

હોવાના ચિન્હોની ઝાંખી થવા લગી છે. એ વિષમ સંયોગો શા હતા? પશ્ચિમનાં મોજાંઓએ આપણા

દેશને ઘેરી લીધો હતો. ત્યાંની જીવનભાવનાઓના આઘાતથી ધસારે અને કંઇક સ્વાભાવિક રીતે આપણી

મૂલની જીવન ભાવનાઓ ગત્યન્તર પામી હતી. આપણું સમય ચક્રકર્મ પશ્ચિમની એક બળવાન, સમૃદ્ધિવાન

અને ઉત્સાહશીલ પ્રજાના હાથમાં સંક્રાન્ત થયું હતું. આપણા બ્રાહ્મણો આપણા દેશના પ્રાચીન શબ્દ-

સંદર્ભના કોશાગાર રૂપ રહ્યા હતા એટલુંજ નહિં પણ પ્રાચીન વિદ્યાનું પરિશીલન કરનારા નવીનો તેનું

રહસ્ય સમજવા સમજાવવા યત્ન કરતા તો તેમની સાથે મહા વિગ્રહ આરંભતા.

પ્રાચીન વિદ્યાથી બહુધા અજ્ઞાન કેટલાક નવીનો પ્રાચીન એટલું બધું નિન્દતા

અને તેમની અને જનસમાજની વચ્ચે મહાન વિગ્રહ










श्री आद्य शंकराचार्य अने शिष्य वर्ग.

ભારતજીવન પ્રેસ મુંબઇ.

# ભારત જીવન.

अप्रतीतो जयति संघनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ | ફેબ્રુઆરી ૧૯૨૦–પોષ ૧૯૬૬ | અંક ૨

## उत्तेजन विना देशोन्नति केम थाय !



હરિગિત.

જ્યાં નથિ વિદ્યા હુન્નરાદિક પ્રૌઢ જ્ઞાન વિચાર ત્યાં,
જ્યાં નથિ શુભ ઉદ્યોગ ધનનો પાર અખુટ ભંડાર ત્યાં
જ્યાં વસે બહુ કંજુસ પાજી છતાં દ્રવ્ય વિશેકથી
દેશોન્નતિ નહિ થાય ત્યાં જ્યાં લેશ ઉત્તેજન નથી.

નિજ પેટ માટ પ્રપંચ કરીને પડયા રહે તે શું કરે
બુદ્ધિ કદિ ન વાપરે ઘરમાં રહે તે શું કરે
ન કરે પ્રવાસ ડરે ઘણું અધિક કહું હું શું કથી
દેશોન્નતિ નહિ થાય ત્યા જ્યાં લેશ ઉત્તેજન નથી.

કોઇ ચિત્રકારે ચિત્ર ચિતર્યું હોય બહુ દાહાડામથી
આ હિન્દમાં તેની પરિક્ષા કોઈ પણ કરતું નથી
સમજે નહિં તે લેશ કંજુસ લોભ કેરા મ્હારથી.
દેશોન્નતિ નહિ થાય ત્યાં જ્યાં લેશ ઉત્તેજન નથી.

હરકોઇ હુન્નરની કદર કરનારને સાબાશ છે
તે ઉન્નતિને માટ ધન દેનારને સાબાશ છે,
તે થકિ વિદ્યા હુન્નરાદિક વધે છે બહુ વેગથી
દેશોન્નતિ નહિ થાય ત્યાં જ્યાં લેશ ઉત્તેજન નથી.

राजकवि हर्षदराय सुंदरराय.

## चेतन संचार

થયું જાદુ આજે મુજ નયનમાં કાંઇક નવુ
નવો વાયુ વાતાં હૃદય શઠ આજે ફરફરે
બહુ વર્ષો ગાળ્યાં તિમિરમય ભાવી મહીં અને
જૂદા જૂદા આજે બહુલિત ઉર ભાવો પ્રકટતા.

જનોનાં ભાવીમાં ઘડમથલ આવી કંઇ થતી.
નવા જૂના ભાવો પ્રતિપલ રહે છે પલટતા
પ્રવાસી કંઇ તાજો નવ અનુભવો સંચિત કરી
અને અન્તે જાનો અવર જગમાં તે સહુ લઇ.

ટુંકી દષ્ટી એમાં સ્હમજી નવ હેતુ કંઈ શકે
પ્રભુની તો કીંતુ પ્રતિપલ કૃપાઓ વરસતી
જણાયે જે આજે હૃદયપર શલ્યો અહીં હુને
થશે તે સૌ અન્તે વિપુલ સુખના સાધન સખા.

વૃથા મુઝાઇને સમય સહુ હા વ્યર્થ વિતવ્યો
અરે એતો જૂઠી અમુઝણ હતી આજ સ્હમજયો
વિના ઉલ્લંઘે એ ગિરવર પ્રવાસી અહીં કદી
મઝા મિઠી પામી સુમન સુરભીની નથી શકતો

ભલે વિંધી નાખે મુજ હૃદયને સખ્ત ઝખમો
ભલે છોને ઘેરે વિપદમય કંઇ વાદ્દળ હુને
પડે છો આઘાતો હૃદયપર સંચૂર્ણ કરવા.
હવે ના મુઝાઉં ઘડમથલ છો એ સહુ થતી.

दिनमणि नागेश्वर पुरोहित धर्मपुर.

## " स्वदेश सेवा. "

ભુજંગી છંદ.

વદુ વેણુ સુણો બધા મિત્ર મારા
લહો અંતરે કોતરી ગુણ સારા
રહી સુખમાં દેશીના દુઃખ ટાળો
ધરી ધીર વીરો વીરોને વધારો—૧
ગ્રહી નીતિ રીતિ સદા લાભકારી
વહો સંપથી ને લહો સુખભારી
વિદારી પ્રિતે દોષ સૌ ગુણ ધારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૨
વધે દેશમાં સંપત્તિ સંપ ભાઇ
ઉપાયો લઇને લહો સૌ વધાઇ
જગે દુઃખની વેળ વ્હેતી વિદારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૩
ખરે આપણા બાન્ધવો દુઃખમાંહી
રીબાઇ મરે નીત્ય મુંઝાઇ આંહી
તમો તે તણી રેમ દીલે ઉતારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૪
જતી નીત્ય રીધ્ધિ સિદ્ધિ દુર દેશે
વિચારો પછે હાથમાં ધુળ રે'શે
ભણીને ગણી દેશ વિદ્યા પ્રસારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૫
સુધારો ખરો પ્રેમ દ્રષ્ટિથી શોધી
પ્રસારો પછે પ્રેમથી બન્ધુ દેશી
ખરી સુખ શાંતિ જગે સર્વ ધારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૬
અરે ફેન્સી મુખથી ના ઉચ્ચારો
થવા ફેનસીની કદિ ઉર ધારો
ધરીને ખરો વેષ દેશીજ થાવા
ધરી ધીર વીરો વીરોને વધારો—૭
વદી ફેનસી ફેનસી દાટ વાળ્યો
સુધારો ગુમાવી કુધારો વધાર્યો
ખરે આંખ માંડી વીરો સૌ નિહાળો
ધરી ધીર વીરો વીરોને વધારો—૮
થવા "મેનઇગ્લીશ" સૌ દેશી ચાલ્યા
બળે અંતરે ધીર વીરો બિચારા
ઉઠીને બધા દોષ ચીરો વિદારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૯
ભુલી આર્ય નીતિ બધા દેશભાઇ
ધરી ફેનમી રીતિ જે દુઃખદાઇ
થવાના સુખી ના કદિ દીલ ધારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૧૦
ગ્રહો અંતરે જો બધા સુખકારી
વધારો વિદ્યા દેશમાં પ્રેમ ધારી
બની વીર સાચા જગે હિત ધારો
ધરી ધીર વીરો વીરોને વધારો—૧૧

**माणेकलाल महादेव वोरा.**

## गान स्पर्धा.

"મધુરિ* ! મધુરિ !!" બોલી યુવાને દષ્ટિ ફેરવી,
આકાશે ચન્દ્રિકા ખીલેઃ ઉદ્યાને§ રમ્ય કોકિલા.
'મધુરિ' શબ્દરવ પડયો કર્ણે, એ કર્ણો કમ્પ્યા,
વસન્તિકાની કુંજ મહિં એ ભાવો ભેટયા.
હતું હૃદય કો શાન્ત ચન્દ્રિકા શીતલતાએ
કનક જડયા શા ભાવ ઉછળતા'તા એ હૃદયે.
નિમન્ત્ર્યુ' પ્રેમીનું પ્રેમી સ્વીકારે, કોઇ; કોકિલા;
ને ત્હાં ઘોષ-૨૧ આવે. "કુઉઅ શું ઉઅ" નીભિએકતા.
કુંજ પશ્ચિમ ફરી યુવાને આ સહુ લીલા.
પ્રમત્ત ઉરનાં પ્રતિબિંબ કંઇ પડયાં વિલીન્જયાં.
શબ્દ 'મધુરિ‡' પડે સરી પાછો મુખથી કે
ને સ્મિત લહરિ છવાય છે એ મુખડે જો કે.
સ્થાનકે શબ્દ પ્હોંચ્યો એ, છવાઇ શાન્ત મુકતા,
પહોંચી સ્મિતની છાયા ઉડીને શબ્દ સાથ એ.
કરે કોકિલા ગાન અહા શું મીઠું મીઠું;
ગગન ચન્દ્રિકા હસે અહા શું અણુ દીઠું દીઠું;
રસિક હૃદયની વિરલ ભાવના મધુરી+ આવી*
"મધુરિ ! મધુરિ ! પ્રિયે મધુરી રમ્ય કોકિલા,
થવાદો ગાન સ્પર્ધાએ ઉદ્યાને રમ્ય સૌ લીલા."
પડી કોકિલા શાન્ત ગાન શીખે એ મીઠું;
ઝંખવાણી ચન્દ્રિકા કરે અણુ દીઠું દીઠું;
રસિક હૃદયની દિવ્ય ભાવના મધુરી એવી.
પ્રેમ જગતની દિવ્ય એકતા મધુરી એવી.

**स्नेहज्योति.**

*બન્નેને સમ્બોધન. †સ્થળ સૂચવે છે. §વિશેષણ ‡સામાન્ય નામ. નાયકા. +આગમન થયું ✱ઉત્પન્ન થઇ-ના આવૃતિની.

# નોંધ ચર્ચા.

ઘણી મહેનત, ઘણી માથાકુટ, ઘણાં ભાષણો, ઘણી દોડધામ પછી અંતે પાર્લામેન્ટની ચુંટણીનું કામ પૂર્ણ થયું છે પણ જે ફળની આશા રાખવામાં આવતી હતી તેવું ફળ મળ્યું નથી. લીબરલો ફરી પણ રાજગાદી ઉપર આવ્યા છે પરંતુ ગયા વખતના જોર શોરથી નહીં કે પૂર્ણ સત્તાથી પણ નહીં. એકંદર રીતે જોતાં આ વખતની સરકાર એ નેશનેલીસ્ટ પાર્ટીની દયા ઉપરજ પોતાનાં વડપણને સોંપી રહી છે અને આયરલેંડના નેશનેલીસ્ટો જેને પણ પોતાની મદદ આપે તેઓજ વિજયી થઇ શકે તેમ છે.

આપણામાં કહેવત છે કે બે લડે એમાં ત્રીજાનું કામ થાય અને તે કહેવત ઉપરથીજ આપણી વાચનમાળામાં બે બિલાડી અને વાદરાનો પાઠ નાખવામાં આવ્યો છે જે કહેવત—જે પાઠ આપણે ઇતિહાસમાં પણ પગલે પગલે સિદ્ધ થતાં જોઇએ છીએ-આ ઉપરની બીનામાં પણ એક એવુંજ તત્વ જણાયછે. કેમકે લીબરલ અને કોન્ઝરવેટીવોની મારામારીએ આ વખતે નેશનેલીસ્ટોના હાથ મજબૂત કરી આપ્યા છે. આપસ આપસની ખેંચ તાણ કરી તેઓ જે પ્રમાણમાં ચૂંટી કઢાયા છે તે પ્રમાણ જોતાં બન્ને પક્ષની સંખ્યા એકંદર રીતે સરખી છે. એટલે જેમ બન્ને ત્રાજવાંમાં સરખું વજન હોય તો જે ત્રાજવામાં એક તોલો જેટલું વજન પણ મૂકવામાં આવે તે વધી જાય તેવી રીતે લીબરલ અને કોન્ઝરવેટીવ બન્ને પક્ષો આજે નેશનેલીસ્ટો પક્ષના ભીખારી જેવા થઇ પડયા છે અને તેઓની દયા ઉપરજ બન્નેની આશાઓ લટકી રહિ છે.

લેબર પાર્ટી તો હમેશાંની માફક લીબરલોનેજ પોતાના મતો આપશે પરંતુ જુદાં જુદાં છાપાંઓ જે મત દરશાવે છે તે ઉપરથી જણાય છે કે નેશનેલીસ્ટો જો પોતને ખાનંગી રીતે પણ હોમરૂલ આપવા માટે વચન આપવામાં આવે તોજ તેઓ લીબરલોને મદદ કરશે એમ જણાય છે તેવીજ રીતે કોન્ઝરવેટીવોની સત્તા ઘટાડવાનું બીલ લાવવાની પણ પૂરતી ધમાલ ચાલી રહી છે હવે જોઇએ છીએ કે ઉંટડો કઇ તર બેસે છે.

## બંગાળના નવ નેતાઓનો છુટકારો.

સરકારની વક્ર દૃષ્ટિને ભોગ થયલા જે નવ નેતાઓને સરકારે દેશપાર કર્યા હતા. તેમને લોર્ડ મીન્ટોની સરકારે આખરે છૂટા કર્યા છે. આ લોક માન્ય પુરૂષોના છુટકારાથી સમસ્ત ભારત વર્ષમાં સંતોષની લાગણી ઉત્પન્ન થઇ છે. જો કે આ બીના હિંદના પરમહિતૈષી એંગ્લો ઇન્ડીયન પત્રકારોને અરૂચી-કર થઇ પડી છે. તોપણ લોર્ડ મીન્ટોની સરકારે આ પગલું સત્યજ ભર્યું છે એમ કહેવામાં કંઇજ શંકા નથી. આ લોક માન્ય પુરૂષોને જે કાયદાને આધારે દેશપાર કરવામાં આવ્યા હતા. તે કાયદો ઘણા જૂના વખતમાં અસ્તિત્વમાં આવ્યો હતો તે વખતના સંજોગોને તે અનુકુળ હશે પરંતુ હાલના સમયે આ કાયદાના અસ્તિત્વ સમ્બન્ધી ઘણી ચર્ચા છેક પાર્લામેન્ટ સુધી ઉપસ્થિત થઇ છે. ઘણાઓએ એવા કાયદાની આવશ્યકતા સ્વિકારી નથી. કારણ કે એ કાયદાને આધારે જેને પકડવામાં આવે છે તેને પોતાનું નિર્દોષીપણું સિદ્ધ કરી આપવાની તક આપવામાં આવતી નથી. જે માણસોને આ કાયદાની રૂએ શિક્ષા ફરમાવવામાં આવી હતી તેઓ એવા ન્યાય પરાયણ અને પ્રજાના હિતેચ્છુ છે. તેઓ તેવા કાયદા વિરૂધ્ધ આન્દોલન કરવામાં કદી પણ

જણાયા નથી. સત્તાવાળાઓ અને પોલીસ તેમના વિરૂધ્ધમાં જાય એવા એક પુરાવો દર્શાવી શક્યા નથી તો સાબીત કરી આપવાની વાતજ ક્યાં? અને એટલાજ માટે પાર્લામેન્ટમાં હિંદના હિત ચીંતકોએ માને માટે પુકાર ઉઠાવ્યો હતો. જ્યારે આ સ્વદેશ સેવકોને દેશપાર કરવામાં આવ્યા ત્યારે ઘણા માણસો વિચારમાં પડયા હતા કે આવા પ્રકારની સજા શા માટે કરવામાં આવી હશે? આનું કારણ એકજ જણાઇ આવે છે અને તે એ છે કે દુર્દૈવ બંગાળના માગલા પછી, માણિકતોલાના અત્યાચારના સમાચાર પછી, અહીંની સરકાર ઘણીજ શંકાશીલ બની છે. પોલીસના માણસોને આ રાજકર્તાની તીવ્ર વાસ દરેક દિશામાં આવે છે. તેઓ સ્હેજ સ્હેજમાં ચમકી ઉઠે છે: અને આવા સંજોગો વચ્ચે જેમના પ્રતિ લેશ શંકાનું કારણ, વાસ્તવિક વા અવાસ્તવિક તેઓ ધારે છે, તેમને થોડા સમય જાહેર આન્દોલનમાંની આરામ લેવાની તક આપે છે. લો, મા, અશ્વિનીકુમાર દત્ત, પુલીન બીહારીદાસ, કૃષ્ણ કુમાર મીત્ર આદિએ લોક સેવામાં પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કર્યો છે. લોકોની ઉચ્ચાકાંક્ષા આગળ વધારવાને પ્રયત્ન કર્યો છે. જાગૃતિ ફેલાવવાને પ્રાણ તોડ મહેનત કરી છે અને તેમના દુઃખના પ્રસંગ પછી થએલી મુકતાને આનંદ પ્રદર્શિત કરી, તેઓનો આદર સત્કાર કર્યો છે. દેશ સેવાનો માર્ગ સરળ નથી. ડગલે ડગલે વિઘ્ન અને અવરોધ છે. આ વિઘ્નમાંથી પસાર થવાને જે ધૈર્ય આ દેશ ભકતોએ દર્શાવ્યું છે. તેમને માટે આ દેશના લોકો તેમના નામ ઇતિહાસમાં અમરજ ગણશે. લોર્ડ મીન્ટોની સરકાર ૧૪ માસના લાંબા સમય પછી, પાર્લામેન્ટમાં થએલા અનેક પ્રશ્નો પછી, પોતાની ભૂલ જોઇ શકવાને સમર્થ થઇ છે. અને તે ભૂલ્યને સુધારવાને માટે એંગ્લો ઇન્ડીયન પત્રકારોના વગર માગેલી અમૂલ્ય સલાહને ન ગણકારી જે રાજનીતિકતા, દુર અંદેશાપણું અને નિડરતા બતાવી છે તેને માટે લોર્ડ મીન્ટોની પ્રજાને ધન્યવાદ આપીએ છીએ. એક વિદ્વાન વારતસિક કહે છે કેઃ—

"Better late than never"

## વર્તમાન પત્રોની સ્વતંત્રતાપર અંકુશ

આ વખતની લોર્ડ મોર્લે અને મીન્ટોવાળી સુધારાના યોગે નવી અસ્તિત્વમાં આવેલી ધારાસભામાં વર્તમાન પત્રની સ્વતંત્રતાપર અંકુશ મુકનારો જે કાયદો પસાર થયો છે તે કેવળ નિરાશા જનક અને સંતાપ જનક છે. વર્તમાનપત્રોની સ્વતંત્રતા દરેક સુધરેલી સમાજમાં આવશ્યક મનાય છે. અને એક રીતે એ પ્રજાનો પ્રાકૃતિક હક છે. આ લગભગ છીનવી લેવા જેવું કરવામાં અમને ભય છે કે સરકારે ગંભીર ચુક કરી છે. ઇતર દેશ કરતાં આ દેશમાં વર્તમાનપત્રોની સ્વતંત્રતા વધારે આવશ્યક છે અને તેમ હોવાનાં ઘણાં સંગીન કારણો છે. આ કારણો પૂર્વે એક અંગ્રેજ વકતાએ અહીંની સભામાં સ્પષ્ટ રીતે સિધ્ધ કરી આપ્યું છે. અહીંના રાજ્યકર્તા આ દેશના નથી, તેમની ભાષા આ દેશની ભાષાથી ભીન્ન છે. તેઓ પ્રજાના સંસર્ગમાં વધારે આવી શકતા નથી. અને આને પરિણામે તેઓ આ દેશના લોકોના વિચાર અને ખરી લાગણીઓથી કેવળ અણુ વાકેફ હોય છે. આવા સંજોગો વચ્ચે વર્તમાનપત્રોની સ્વતંત્રતા એજ માત્ર દેશની પ્રજાના ખરા વિચાર જાણવાનું ખરૂં સાધન છે. વળી વર્તમાન રાજ્યકર્તાઓની ઇચ્છા પ્રદર્શિત કરવાનું પ્રજામાં પ્રદર્શિત કરવાનું પણ સાધન છે. આવા ઉત્તમ સાધનને કચડી નાંખવામાં સરકાર દુરદર્શિતાની ખામી જણાય છે. એ નિઃસંદેહ છે. લોર્ડ વીલીયમ બેન્ટીકના સમયમાં લોર્ડ મેટકાફે વર્તમાન પત્રોને છુટ આપતાં જે અમુલ્ય વચનો ઉચાર્યાં છે. તેનો અનાદર જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ સ્વાતંત્ર્ય પ્રિય અંગ્રેજો જેઓ બીજી પ્રજાને ગુલામગીરીમાંથી

મુકત કરવાને માટે અભિમાન ધરાવે છે. જેઓ છાપાની સ્વાતંત્ર્ય ઘોષણા વારંવાર કરે છે તેઓએ આવા નિંદ્ય કાયદાને અસ્તિત્વમાં આણવો એ ખરે ખર ખેદ જનક છે. અહીંના વર્તમાન પત્રોપર અંકુશની ખોટ ન્હોતી, ૧૨૪, એ, ૧૫૩, એ, ની કડક રાજદ્રોહની કલમ એવા વિલક્ષણ બુધ્ધિ સામર્થ્યથી યોજવામાં આવી છે કે ગમે તેવા પ્રકારના રાજદ્રોહને શિક્ષા કરવાને સરકારને બીજા સાધનની જરૂર પડે એવો લેશ પણ સંભવ નથી. વળી વર્તમાન પત્રો રાજદ્રોહને ફેલાવે પ્રજામાં ખરાબ લાગણી ઉત્પન્ન કરે એવાં લખાણોને પ્રભાવે ઝુવાનો ઉત્તેજીત થઇ ખૂન કરે એ માનવું ભૂલ ભર્યું છે, એથી ઉલટું અહીંના વર્તમાન પત્રોએ અહીંના ઉછાંછળા કાર્યોને વખોડી કાઢયાં છે; અને તિરસ્કારની તીવ્ર લાગણી પ્રદર્શિત કરી છે. વર્તમાન પત્રોપર આવા પ્રકારનો પ્રતિબંધ મુકવાથી સરકાર પ્રજાનો ખરો અભિપ્રાય જાણવાને શક્તિમાન થશે કે નહિ એ સંદેહ જનક છે. કારણ કે હિંદમાં જેને અશાંતિ નામે ઓળખવામાં આવે છે તેનાં કારણો જુદાં છે. વર્તમાન પત્રોને એની સાથે કંઇ લેવા દેવા નથી અશાંતિમાંના કેટલાક કારણોમાંનું એક કારણ સરકારની અધુના ધારણ કરેલી સાંકડા પ્રકારની રાજનીતિ છે. આ અશાંતિ બંધ કરવાને મીન્ટોની સરકારે જે ઉપાય યોજયો છે તે ઉપાય ભયંકર વ્યાધિ કરતાં અધિક ભયંકર છે. અને આમ કરવામાં સરકારનો હેતુ કેટલે અંશે ફળીભુત થશે એ ભવિષ્યની બીના છે.

આ કાયદાથી મેજીસ્ત્રેટના હાથ બળવાન બનાવવામાં આવ્યા છે. જો મેજીસ્ત્રેટના ધ્યાનમાં આવે તો વર્તમાન પત્રનાં માલિકના પાસેથી રૂા. ૫૦૦ થી ૨૦૦૦ની રકમ જામીનગીરી તરીકે માગી શકે. આવાજ પ્રકારની જામીનગીરી છાપખાનાના માલેકોને પણ વાસ્તવિક વા અવાસ્તવિક સંજોગો વચ્ચે આપવી પડે આ કાયદો બેશક અહીંના છાપખાનાના માલેકને માટે ઘણોજ કડક અને સંતાપજનક છે. અહીંના છાપખાનાવાળા એવી ભારે રકમની રોકડ જામીનગીરી આપવાને સમર્થ નથી અને આનું પરિણામ એ આવવાનો સંભવ છે કે ઘણાકોને આ ધંધો છોડવો પડશે. આવા કડક કાયદાની વિરૂધ્ધમાં અહીંની સમસ્ત પ્રજા મતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે. અફસોસ છે કે આ વાતપર સરકારનું યેથાર્થ લક્ષ્ય નથી. અશાંતિ! અશાંતિને દાબવાને અન્ય ઉપાય અમલમાં મુકો. લોકોની ખરી લાગણી જાણવાના સાધનને નિર્મુળ ન કરો. આ ભયંકર કાયદો જેટલો દેશને નુકશાનકારક એટલોજ અને એથી અધિક સ્વતંત્રપિપાસુ ઇંગ્લંડ અને ઇંગ્લંડના વિરનરોને કલંક લગાડનારો છે. અને સરકારે આ વાત માન્ય નહિ કરીને એક ગંભીર ભૂલ્ય કરી છે એ સંશય રહિત છે.

## अमेरिकन महात्मा अब्रहम लिन्कननी शतवर्षी.

ગઇ તારીખ ૧૨ મી ફેબરવારી ૧૯૦૯નો દિવસ એ અમેરિકાવાસીઓ માટે અસાધારણ આનંદનો પ્રસંગ હતો. લગ્નનો પ્રસંગ વારંવાર આવે છે, પુત્રાદિની પ્રાપ્તીનો સમય પણ વારંવાર મળી આવે છે પણ માતભુમિ તરફ પ્રિતી દર્શાવવાનો અને તેથી પણ અધિક તેવા દેશભક્તોનું સનમાન કરવાનો પ્રસંગ અલભ્ય છે. દરેક દેશમાં દરેક સ્થળમાં વસતા અમેરિકાવાસીઓએ એ દિવસ આનંદમાં પસાર કીધો હતો અને તે દિવસે મહોત્સવ ઉજવ્યો હતો.

જ્યારે જ્યારે ભારતે ધર્મની ગ્લાનિ અંધારે,
ત્યારે ત્યારે ભારતે મહાત્મા જન્મજ ધારે,

એ એક સાક્ષર વર્ય મહોદયે કીધેલો ગીતાજીના એક શ્લોકનો ભાષાનુવાદ યથાર્થ છે. અમેરિકાના સંબંધમાં એ વાત આજના ચરિત્રમાંથી સત્ય કરેલી જણાય છે. જે સમયે મહાત્મા લીંકનનો જન્મ થયો તે સમયે આજના અમેરિકાની સર્વોપરી સ્થીતિનો કોને ખ્યાલ હશે! ઇ. સ. ૧૮૫૯ માં અમેરિકા દેશ જે સ્થીતિનો ભોગ થઇ પડયો હતો તે **નભુતો ન ભાવિષ્યાતિ** જેવી હતી. એ મહાન્ વિપત્તિમાંથી મુકત કરનાર પુરૂષ એજ આજનો આપણો ચરિત્ર નાયક છે.

સત્તરમી સદીના આરંભમાં યુરોપવાસીઓ ઉતર અમેરિકામાં આવી વસવા લાગ્યા. અમેરિકા તે સમયે જંગલી દેશ હતો, અને જંગલો સાફ કરવા માટે મજુરોની પરમ આવશ્યકતા હતી. એ મજુરો કયાંથી લાવવા એ એક અગત્યનો સવાલ થઇ પડયો. સમય સાધીને પોર્ચ્યુંગાલવાસીઓએ હબશી લોકોને પકડી લાવી આ દેશમાં વેચવા માંડયા. આ વ્યાપાર ધીમે ધીમે યુરોપવાસીઓએ પોતાને સ્વાધીન કરી લીધો.

ઇ, સ. ૧૭૭૬ માં ઉતર અમેરિકાની પ્રજાએ સ્વતંત્રતાનો ઝંડો બુલંદ કીધો અમેરિકાવાસીઓએ લોહી વહેવરાવીને તેનું પ્રમાણ આપ્યું; અને તે દેશ યુરોપવાસીઓથી સ્વતંત્ર બન્યો. પોતાની ઉદારતા કહો કે હારનો પશ્ચાતાપ કહો પણ યુરોપવાસીઓએ અમેરિકાવાસીઓ સાથે સહાનુભૂત થઇને ગુલામો વેચવાનો ધંધો લગભગ બંધ કીધો; પરંતુ સર્વથા બંધ નહીં થવાનું કારણ માત્ર સ્વાર્થ પરાયણતા સીવાય બીજું કાંઇ નહોતું. દક્ષિણ તરફની પ્રજા ગુલામો દ્વારા ખેતીનું કામ કરાવી મોજ મારતી હતી. પરંતુ 'મનુષ્ય માત્ર એક સરખા છે' એ સામાન્ય વાકયની જય ઘોષણાનું પરિણામ આજે આપણે નીહાળી શકીએ છીએ. ગુલામગીરીનો સર્વથા નાશ કરવાને એક પક્ષ ઉભો થયો. ઉભય પક્ષ વચ્ચે મહાન ઝગડો થયો અને ઇ. સ. ૧૮૫૯ માં દેશની દશા એટલી નાજુક થઈ પડી, કે છેવટે દેશનો આધાર પરમાત્મા ઉપર છોડવાની ફરજ પડી. આ ગંભીર સ્થીતીનો ખ્યાલ કલ્પનાથી આવે તેમ નથી. તેમાંથી દેશને મુકત કરવાને એક દૈવી પુરૂષની પરમ આવશ્યકતા હતી એ મહાપુરૂષમાં નિરભિમાન, સમપ્રેમ, તિવ્ર બુદ્ધિ વીગેરે અનેક ગુણોની અગત્ય હતી, મતલબ કે "પર દુઃખે દુનીઆમાં દુખ" એ સાદી લીટીનો ખ્યાલ હોવાની અગત્ય હતી. તેનામાં દેશંભકતી અને આત્મભોગની પરમ આવશ્યકતા હતી. એ મહાન્ કામ કરનાર દેશભક્ત મહાત્મા લીંકન હતા. આ મહાત્માની ઉમ્મર ઇ. સ. ૧૮૫૯ માં પચાસ વર્ષની હતી અને પોતાના નીર્દોષ ભાઇઓની ખાતર તે સામે થયો. ગુલામોના ધંધાના સંબંધમાં ઇ. સ. ૧૮૬૦ માં બંને પક્ષ વચ્ચે દ્વંદ યુધ્ધ થયું. યુધ્ધમાં સામે થવાને પ્રેસીડંટ લીન્કને દેશવાસીઓની મદદ માગી. વિના યુધ્ધથી આ બાબત પતાવી દેવાનો લીન્કનનો મનોભાવ હતો, પણ તેમ બન્યું નહીં; અને અપીલનો કાંઇક જુદાજ પ્રકારનો જવાબ મળ્યો. "Abraham we are coming" અમેરિકાવાસીઓમાં સેના જેવું કશું નથી. જ્યારે જરૂર પડે છે ત્યારે દરેક દેશને ખાતર પોતાના ઘરબારનો ત્યાગ કરે છે. વારંવાર પ્રેસીડંટ લીન્કને આદમીઓની માગણી કીધી અને તેણે ૨૭૬૩૬૭૦ આદમીની માગણી કીધી ત્યારે તેને ૨૭૭૨૪૦૮ આદમીનું ઝુંડ મદદમાં મળી આવ્યું પાંચ વરસ સુધી યુધ્ધ થયું. સાત લાખ કરતાં વધુ આદમીઓનું બંને પક્ષ તરફથી બલીદાન અપાયું. અબજો રૂપીઆની ખુન્હારી થઇ, ત્યારે તેનું પરિણામ ગુલામી ધંધાના નાશમાં આવ્યું. ત્રીસ લાખ હબશી ગુલામો લીંકનના ગુણગાન કરતા પુજા કરવા લાગ્યા પોતાનો મહાન ઉદેશ સમાપ્ત કરીને મહાત્મા લીંકને પણ પોતાના જીવનનું બલિદાન આપ્યું.

કોર્ટ માર્શલમાં થયલા ચુકાદાને છેવટનો મંજુર કરાવવા માટે પ્રેસીડંટ આગળ મોકલવાનો સામાન્ય રીવાજ છે. પ્રેસીડંટ લીંકન આવી સજાની

ર્વથા વીરોધીમાં હતો. એટલે સુધી કે તેની આ યા સારૂ બીજા લશ્કરી અમલદાર વારંવાર મશ્કરી રતા હતા. એક વખતે વીસ પચીસ વર્ષના એક ાવકને લશ્કરી અદાલતે મોતની સજા ફરમાવી. માત્ર ન્હોં પહેરા ઉપર સુઇ જવાનોજ હતો. પ્રેસીડંટ ીકને આ સજામાંથી તે યુવકને મુકત કરીને જ- ણાવ્યું કે "બાળક ખેતીકાર છે, તેને સમીસાંજથીજ ઉઈ જવાની ટેવ છે અને તે ઉંઘી જાય તે સ્વભા- ીકજ છે. તેની હત્યા હું મ્હારે શીરે લઇ લઇશ" મા યુવક પાછળથી ફ્રેડીકસબર્ગની લડાઈમાં માર્યો ાયો અને તેના અંગ ઉપરથી કપડાં ઉતારી લેવામાં માવ્યાં ત્યારે તેના હૃદય ઉપર પ્રેસીડંટ લીંકનની ઝબી જોવામાં આવી એ છબીમાં God bless President Ahrabam Lincoln એવું લખેલું હતું. મહાત્મા લીંકન દયા અને માયાની અચિત્ મુર્તિ હતો મેમ તેના ચરિત્રમાંથી જણાય છે.

કવિ દલપતરામની "અંતે એના એજ વખાણે રી ફત્તેહ ફ્રીક, હીંમત નવહારો." એ પંકતી આ મહાત્માના સંબંધમાં ખરી પડી છે. સને ૧૮૬૦માં જેઓ વીરોધી હતા, તેઓએજ તેનો ઉત્સવ ઉજ- ાયો હતો. યુધ્ધમાં પોતાનો વિજય થયા બાદ વિરૂધ્ધ પક્ષીઓને નરમ રીતથી છુટા કરવામાં આવ્યા તે માટે સર્વ કોઇ તેનો ગુણાનુવાદ કરે છે. મહાત્મા લીંકનના શતવર્ષીય ઉત્સવ માટે મહિનાઓ થયાં તઇયારીઓ થઇ રહી હતી અને જે લાકડાના ઘરમાં એ વીર પુરૂષનો જન્મ થયો હતો તેનું રક્ષણ કર- વાને સભાઓ ઉભી થઇ અને અમેરિકા વાસીઓએ પોતાના તે વીર પુરૂષનો તેવી અનેક રીતે સત્કાર કીધો. આપણે પણ આજે તે વીર પુરૂષનો સત્કાર- પુજા કરીશું અને ભારતવાસીઓને પોતાના તેવા વીર પુરૂષોની જયંતીઓ અને શતવર્ષીઓ ઉજવ- વાની તથા તેમાંથી ગ્રાહ્ય ગ્રહણ કરવાની પ્રેરણા કરે એવી તે પરમ પિતાને પ્રાર્થના કરીશું. ઇતિ.

चीमनलाल छोटालाल देशाइ.

## विरबाला ताराबाई.

(જાનેવારીના ખાસ અંક માટે લખઈ આવેલું)

આ આસરે પાંચસો વર્ષ પેહેલા મધ્ય હિંદુ- સ્થાનમાં હાંક-ઠોડા નામનું એક નગર હતું. તે મધ્યે શિવરતન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે વેળા શીલી નામના કોઇ અફ- ગાન સરદારે શિવરતન ઉપર સ્વારી કરીને તેનો પૂર્ણ પરાજય કર્યો, અને તેને નગર છોડીને જવા ફરમાવ્યું. તે વેળા શિવરતન લાચાર થઇને અરવલ્લી પર્વતમાં ચાલ્યો ગયો. શિવરતનને એક તારા નામની સ્વરૂપવાન બાલિકા હતી... એ જેવી સ્વરૂપવાન હતી તેવીજ તે શૂર અને ચતુર હો- વાથી થોડાજ વખતમાં તે વીરબાળાને શોભે એવી વિદ્યામાં પ્રવીણ થઇ. તે હમેશ શિકાર કરવા માટે જતી હતી. શિકારે જતી વેળા પુરૂષનો વેશ ધારણ કરતી હતી. તે વેળા તે સ્ત્રી છે એ ઓળખવાની કોઇની પણ હીંમત થતી ન હતી.

રાય શિવરતન પોતાનું ઠોડા નગર સ્વાધીન કરી લેવા માટે હમેશ પ્રયત્ન કરતો હતો. પરંતુ કડવા અફગાન લોકોએ તેનું કાંઇ ચાલવા દીધું નહી. તેણે બે ત્રણ વેળા પ્રયત્ન કરી જોયો. પરંતુ તેણે કાંઇ યશ મેળવ્યો નહી. તેથી તેને સ્વસ્થ બેસવું પડયું. આગળ જેમ જેમ શૂરબાલા તારાબાઇ વધતી ગઇ તેમ તેમ તેનું શૌર્ય પણ વધવા લાગ્યું. પો- તાની કન્યાની શુરતા જોઇ વળી એક વેળા તેની સાહ્યતાથી અફગાન ઉપર સ્વારી કરવી એવું તેના મનમાં આવ્યું. તે મુજબ તેણે સહુ તૈયારી કરીને વીરબાલા તારા બાઇ સાથે અફગાન લોક ઉપર

સ્વારી કરી. તેને તેમાં યશ મળ્યો નહીં. તે વેળા તારાબાઈએ લઢાઈને શોભે એવોજ પેહેરાવ કર્યો હતો. તેણે તે વેળા-લઢાઈમાં શુરતાં દેખાડવામાં કાંઇ પણ કસુર કરી ન હતી. પરંતુ કંમનસીબ શિવરતન પરાભવ પામ્યાથી શુર તારાબાઇને પણ નાઈલાજથી હાર ખાવી પડી.

શુર તારાબાઇના અપ્રતિમ રૂપ અને શુરતાની પ્રખ્યાતી ચોતરફ પસરવા લાગી. તેના રૂપની પ્રશંસા સાંભળીને કેટલાક રાજપુત્રો રાય શિવરતન પાસે તારાનું પાણી ગ્રહણ કરવાના હેતુથી આવવા લાગ્યા. તે રાજપુત્રોમાં મેવાડનો રાજા રાયમલનો યુવાન છોકરો જયમલ્લ પણ આવ્યો હતો. તેણે શિવરતનને કીધું કે 'આપ તારાને જઈ પુછો તેના અપરોક્ષ મને કાંઇ પણ કરતાં આવડતું નથી.' શિવરતનનો કહેવાનો મુદ્દો એટલોજ હતો કે માહરી પુત્રી અજાણ નથી ભણેલી અને લઢાઈમાં પ્રવીણ છે. તેને સાધારણ રાજપુત્ર સાથે પરણાવવાથી જો તે દુવ્યર્સની અગર દુબળો નીકળે તો તારાને મારા નામથી રડવાનો અને મને દોષ આપવાનો પ્રસંગ આવે.

રાય શિવરતનનો ઉપર જણાવેલો જવાબ મળતાની સામેજ જયમલ્લ તારા પાસે ગયો. અને તેને કીધું કે 'માહરા મનમાં તારી સાથે પાણી ગ્રહણ કરવાની ઘણી ઇચ્છા છે. માટે તે તું માહરી ઇચ્છા પુરી કરવા તૈયાર થા' તારાએ તેનું બોલવું સાંભળી લીધું. અને છેવટ જવાબ આપ્યો કે 'આપનું કહેવું કબુલ છે. પરંતુ માહરી એક પ્રતિજ્ઞા છે. તે જો આપ કબુલ કરતા હો તો હું તમારી સાથે વિવાહ કરવા તૈયાર છું. તે પ્રતિજ્ઞા એજ કે હાલમાં માહરા પીતાની રાજધાની ઠોડા નગર એ અમારી પાસેથી અફગાનોએ લીધેલું છે આપે માહરા પીતાને પાછું મેળવી આપવું.' એના જવાબમાં જયમલ્લ બોલ્યો. કે 'એમાં શું મોટું છે? હું તે સહજ મેળવી આપીશ' એવું કહીને જયમલ્લ પાછો પોતાને નગરે ગયો. પરંતુ ત્યાં ગયા પછી તે ઠોડા નગર મેળવવા માટે કાંઈપણ પ્રયત્ન ન કરતાં મોજ મજામાં રહેવા લાગ્યો. અને પાછો કેટલાક દહાડા પછી તારાની અભિલાષાથી તે તારાના મેહેલમાં કોઇની પણ પરવાનગી ન લેતા ગયો. તે બાતમી રાય શિવરતનના કાન ઉપર ગઇ. તેથી તેને ઘણો ક્રોધ ચઢયો. અને ક્રોધમાં તેણે જયમલ્લને મારવાનો ઠરાવ કીધો ને તેણે આખરે તેનો જીવ લીધો.

મેવાડના રાયમલ્લ રાણાને ત્રણ પુત્ર હતા. તે પુત્રોના નામો—જયમલ્લ, પૃથ્વીરાજ, અને સંગ હતા. તે મધે જયમલ્લ પોતે મોટો હતો. પોતાના મોટા ભાઇને શિવરતને ઠાર માર્યાની બાતમી પૃથ્વીરાજને મળી. તે મળતાંજ તેના નશીબની પરિક્ષા જોવા માટે મનમાં તારાની ઇચ્છા રાખી જવા માટે રવાના થયો. અને થોડાંજ દાહડામાં જઇ પોહચ્યો. અને ત્યાં તારાને મળ્યો અને પોતાની ઇચ્છા તેને જણાવી. તે વેળા તારાએ જયમલ્લને જે જવાબ આપ્યો હતો તેજ તેણે પૃથ્વીરાજને પણ આપ્યો. તે જવાબ સાંભળીને પૃથ્વીરાજ છાતી ઉપર હાથ મુકીને બોલ્યો 'જો હું ઠોડા નગર ન જીતું તો હું રજપૂતજ નહીં.' આ પૃથ્વીરાજનું બોલવું સાંભળીને તારાને પણ લાગ્યું કે—ઠોડા નગર જો પોતાના પીતાને મેળવી આપશે, તો તે એજ રાજપુત્ર મેળવી આપશે. આજ સુધી જે રાજપુત્રોએ માહરી સાથે પરણવાની ઇચ્છા પ્રગટ કરી. તે ફક્ત નામનાજ રાજપુત્ર હતા. માહરા રૂપને જોઇનેજ તેઓ માહરી સામે ઠોડા નગર મેળવી આપીશું એવું કેહેતા. પણ આની પેઠે એકે એ પણ મને નિશ્ચયથી કહ્યું નહોતું

અપૂર્ણ.



वीराट सभामां द्रौपदी.

भारतजीवनं प्रेस, मुंबई.

# निराश कदि थवुं नहिं.

(જૈનેષારીના ખાસ અંક માટે આવેલું)

## (NEVER DESPAIR.)

"અમે આશાવાદી, આશાવાદી,
નિરાશાને નહીં ગણનારા રે
છઈ અમે આશાવાદી, આશાવાદી." (કોઠારી)

સુખદુઃખ, ચ્હડતી પડતી, ગરીબી, તવંગીરી, ઉન્નત્તિ, અવનતિ વીગેરે અનેક પ્રકારનાં દ્વંદ આપણે આ જગતની અંદર અવલોકીયે છીએ. આની અંદર આશાવાદ અને નિરાશાવાદ, એવું પણ એક દ્વંદ છે લીલાવતીના નાટકની અંદર આવે છે કે:—

"તું હળવેરે ઘુંઘટનો પટ ખોલે
મમ જીવ ચડયો ચકડોલે"

તેની માફક આજે રાષ્ટ્રીય શિક્ષણ આપવું કે સરકારી શાળામાં જે મળે છે તે શિક્ષણથી ચલાવી લેવું: કોલોનીયલ સ્વરાજ્ય લેવું કે સ્વતંત્ર સ્વરાજ્ય મેળવવું; (ઠેકાણું તો હજુ કાંઇ મળવાનું નથી!) શુદ્ધ સ્વદેશીનેજ વળગી રહેવું કે જરૂર પડેતો રાજ્યદ્વારી હથિયાર તરીકે Bureaucracy ગોરા અમલદાર વર્ગનો ભય રાખ્યા સિવાય "બોયકોટનો" પણ ઉપયોગ કરવો, Repressive Policy, પરાણેજોર જુલમથી દાબી દેવાની રાજ્યનીતિથી ભીરૂ બની ભાગી જવું કે રાજ્યદ્વારી મેદાને જંગમાં દ્રઢતા, હિંમત અને આગ્રહથી, દક્ષિણ આફ્રિકાની અંદર આપણા શુરવીર હિંદી ભાઈઓ "સત્યાગ્રહ" ની લડાઇ ચલાવે છે તેની માફક ચિવટાઇથી સત્ય સિદ્ધાંતો અને વ્યાજબી માંગણીઓ ને વળગી રહેવું? આ અને આવી જાતના વિચારોએ ભારત ભૂમિનું વાતાવરણ અનેકાંશતઃ આચ્છાદિત કરી ભારતીય સંતાનોનાં હૃદયોને પણ ચકડોળે ચ્હડાવેલાં છે. તેવા સમયમાં કેવળ રાજ્યદ્વારી દ્રષ્ટિથી નહિં પણ સામાન્ય દ્રષ્ટિથી "આશા નિરાશાવાદ" ઉપર હું પણ બે શબ્દો લખવા માટે લલચાઉં તો તે સ્વાભાવિકજ છે.

પ્રવૃત્તિ નિવૃત્તિનું દ્વંદ જ્યારે આપણે વેદાંત ગ્રંથો, હિન્દુધર્મ શાસ્ત્રો અને ત્રણ બાજુ પાણી અને મથાળે હિમાલય પર્વતથી ઘેરાયેલા અથવા કહો કે સુરક્ષિત થયેલા આર્યાવર્ત્તની અંદરજ જોઇએ છીએ અને અન્યદેશો તો હજુ Material Progress પ્રાકૃતિક પ્રગતિમાં એટલા બધા રચ્યા મચ્યા પડયા છે કે નિવૃત્તિ શું અને તેની લેહેજત કેવી હોય છે તે જાણતા પણ નથી અને જાણવાની દરકાર પણ કરતા નથી, ત્યારે "આશા નિરાશાવાદ" નું દ્વંદ તેથી વધુ વ્યાપક અને વધુ લોક દ્રષ્ટિ સમક્ષ હોય એમ જણાય છે. અંગ્રેજીમાં આ દ્વંદ માટે Optimism (આશાવાદ) અને Passimism (નિરાશાવાદ) એવા શબ્દો છે; સંસ્કૃતમાં એવા શબ્દો છે; ફારસી ભાષામાં એવા શબ્દો છે; ટુંકમાં ઘણી ખરી ભાષામાં આ વાદ માટેના પર્યાયવાચી શબ્દો મળી આવતા હોવાથી તેની વિશેષ વ્યાપકતા પ્રત્યક્ષ થાય છે. આશા અને નિરાશા જેવી રીતે વ્યાપક છે તેવી રીતે જન સમાજ પણ તે વાદની અંદર વિભક્ત થયેલો જણાય છે. નિવૃત્તિ માર્ગના, શાન્ત વૃત્તિના ઉદાસિન સાધુ મહાત્માઓને બાદ કરતા, કેટલાક ભાઇયો નિરાશામાં ઢળી પડયા છે ત્યારે કેટલાક બંધુઓ આશામાં નિમગ્ન રહી, આનંદ ઉડાવતા પણ નજરે પડે છે. સન્તાના મંદમાં અંધ બનેલી સ્વતંત્ર પ્રજા પરતંત્રતાની પીડાના દુઃખના અનુભવને અભાવે ઘણી વખત જેમ સત્તા વગરની, અવાજ વગરની, પરતંત્ર પ્રજાને કષ્ટ આપવામાં કારણ ભુત થઇ પડે છે તેમ આજનાં દ્વંદના ટુકડા કરી "નિરાશા" ના ટુકડાને એક બાજુએ ફેંકી દીધેલા હોવાથી તે ભાગને મારા લખાણમાં કાંઇ જાણ્યે અજાણ્યે અન્યાય મળી જાય તો તે ગ્રાહકોએ રહમજી, મારા બંધુઓ માફ કરશે એવી આશા છે. હું પોતે Opti-

mist આશાવાદી છું અને મારો Motto મુદ્રાલેખ પણ Never Despair નિરાશ કદી થવું નહી:" એ છે અને હમેશાં મ્હારી આવી આશાવાદિ અને આનંદિ વૃત્તિ રહેવાનાં કારણો પણ છે, જે જણાવવાને માટેજ આજે, જડ છતાં નિર્દોષ બિચારાં ખડીઓ, કલમ અને કાગળને તસ્દી આપવા બેઠો છું! શરીર, મગજ અને હાથ તો ઘરના હોવાથી તેની દયા શું ખાવી!

કાર્ય કારણના ધારા મુજબ જ્યારે આ સૃષ્ટિનો સરજનહાર પરબ્રહ્મ પરમાત્મા પોતેજ પરમાનંદ સ્વરૂપ છે ત્યારે તેની સૃષ્ટિ દુઃખમય હોય એવું બની શકેજ નહી. આ એક દયાળુ પરમેશ્વરના રાજ્યમાં જો દુઃખજ હોય તો પછી સુખ મળેજ ક્યાં? ખરી રીતે તો આ જગતમાં જેઓ દુઃખ દેખે છે તેઓનાં હૃદય નિર્બળ હોય છે અને ચક્ષુઓમાં દોષ હોય છે. આ સંસારમાં એવી કઇ વસ્તુ છે કે જે સુંદર અને મનોહર નથી? સમગ્ર સારથી ભરેલો હોય તેને "સંસાર" કહેવામાં આવે છે છતાં જો કોઇ તેને "અસાર" કહે તો તેમા કોનો દોષ? આથી રડતી સુરતો માટે એક ઉર્દુ કવીએ ઠીકજ કહ્યું છે કે:—

"ગલત યેહ લફ્જ યેહ બન્દિશ બુરી યેહ મજમુ સુસ્ત
હુનર અજીબ મિલાહે યેહ નુકતા ચીનોંકો"

આપ વિચાર કરોકે શું દુનિયામાં દુઃખ અધિક છે? શું અશાન્તિનું રાજ્ય ફેલાઇ રહ્યું છે? શું જગત્માં બધી વાતો બુરી છે? શું આ ભુમંડળ ઉપર પરમેશ્વરને બદલે સેતાનનું રાજ્ય ચાલી રહ્યું છે? શું આ જગતમાં કાંઇ સાર નથી? જો આ બધા સવાલોનો હકારમાં જવાબ આપો તો આપણે માટે સ્ટોઇક (Stoic) લોકોની માફક આત્મઘાત-પ્રાણાર્પણ કરવું તેજ બેહેતર છે. પણ મારા ધારવા મુજબ આત્મઘાત કરવા નિરાશાવાદી નંબર વન પણ તૈયાર હશે નહિ. તેનું ખરૂં કારણ એજ છે કે આ સંસાર ધારીએ છીએ એવો દુઃખ મય નથી. અંધારી રાત્રે આકાશ તરફ દ્રષ્ટિ ફેંકો અને જુઓકે આરાનાં રૂપેરી બિન્દુઓ સમાન કેવા તારાઓ ઝગમગી રહ્યા હોય છે. પર્વતો તરફ દ્રષ્ટિ કરો. તે કેવા બરફના રૂપેરી તાજ પહેરી મ્હાલતા હોય છે; વેહેતી નદીયો તરફ નજર નાંખો, તે કેવી કેલિ કરતી બાળાની માફક અસ્ખલિત પ્રવાહ વડે ખળખળ વહી, સુહામણા દ્રશ્યવડે હૃદય શોકને શાન્ત કરે છે. આસપાસ જંગલ તરફ નિહાળીને જુઓ, કેવો મખમલનો સુંદર ગાલીચો બિછાવી દઇ આત્માને શાન્તિનાં શીતળ જળનું પાન કરાવી રહ્યું છે; અરે! તમારા સુંદર શરીરપર પણ જરાતો ધ્યાન આપો, કેવો મઝેનો ચ્હેરો, કેવાં અપૂર્વ નેત્રો, કેવું વિલક્ષણ નાક, અને કેવાં ઉત્તમ ગાત્રો છે! જયાં જુઓ ત્યાં આવી ઉત્તમતા અને ઉત્તમતાજ નજરે પડે છે છતાં શું તમે એમ કહોછો કે સંસાર અસાર છે? મારા ધારવા મુજબ તો અહીં દુઃખ કરતાં સુખની સામગ્રીઓ વિશેષ છે. ઉત્તમ શીતળ વાયુ, ચિત્ત પ્રફુલિત કરનારૂં ઠંડુ ઠંડુ જળ, મીઠાંમીઠાં ફળ, રસ ભરી તરકારીઓ, ઉત્તમ અન્ન, છાયાદાર વૃક્ષ, અમૃતમય ચાંદની, પ્રાણદાતા સૂર્યની રોશની, અને જગતની સર્વ શ્રેષ્ટ વસ્તુઓ વડે શાન્તિનું રાજ્યજ ચાલી રહ્યું નજરે પડે છે. આવી અપૂર્વ વસ્તુઓ છતાં અમારા જીવનને સફલ ન સમજીએ તો અમારા જેવા બીજા મૂઢ કોણ હોઇ શકે:—

"ते पांदैवोपशप्तानां
सलिलाद् गिनरुत्थितः"

હવે કેટલાક લોકો એમ કહે છે કે ભાઇ! દુનિયામાં બહુ સુખ છે, પણ અમને સુખ મળતું નથી. હું કહું છું કે આ વાત ખરી નથી. બધાને સુખ મળે છે. કોઇ મનુષ્યને ૨૪ કલાક, અથવા તેના અરધા ૧૨ કલાક અથવા તેના પણ અરધા ૬ કલાક, અરે! તેથી પણ ઓછું, દુઃખીમાં દુઃખી મનુષ્યને એક કલાક પણ ચાલુ નિરંતર દુઃખ જ થયા કરે છે એમ કોઇ કહી શકશે? કદિ નહી.

કદાચ દુઃખ આવે છે તો પણ થોડી સેકન્ડો કે મીનીટો સુધી દુઃખ ભોગવ્યું કે તરત દયાળુ પરમાત્મા સુખને પણ મોકલી આપે છે, ૧૫ મીનીટ પણ ચાલુ એક સરખી રીતે કોઈ માણસ દુઃખી થયા કરે તો અવશ્ય તેના પ્રાણજ ઉડી જાય. ભીડભંજન ભગવાન તેમ થવા દેતાજ નથી. દુઃખના વિચાર કે દુઃખની દશાની સાથેજ સમાનતા જાળવી રાખવા સુખના વિચારો અને સુખની સામગ્રી પણ સાથેજ મોકલી છે. કેદની અંદર ચક્કી પીસતો કેદી પણ વસ્તુતઃ નિરંતર દુઃખી નથી. તેને કારાગૃહનું ધ્યાન ઓછુંજ આવે છે. દુઃખના વિચાર આવવાની સાથે તરતજ તેનો જીવ બીજી વાતના વિચારે ચડી જાય છે. ફાંસીને માચડે લટકેલાઓનાં પણ હસતાં મુખ દેખાય છે તેનું પણ તેજ કારણ છે. મોતનાં દુઃખના વિચાર ઉપર જોતાં જણાશે કે સુખના વિચારનો તે ચોકકસ વિજય છે; આવાં મહાન ગણાતાં દુઃખોમાં પણ સાથે સુખ રહેલું હોય છે. પરમાત્મા જેવા પિતા પોતાનાં સંતાનોને દુઃખ આપે તે બનેજ નહિ. દુઃખ રૂપી દરદને દુર કરવા "વિસ્મૃતિ" રૂપી અમૃતગુટિકા તેણે પ્રથમથીજ બનાવી રાખી છે. ગમે તેવો પ્યારો પુત્ર મરી જાય છે છતાં થોડા કાળ પછી આપણે તે દુઃખ તદન ભુલી જઇએ છીએ. અરે! બે દિવસ પછી પણ મરણ સમયે તાતકાળિક જે દુઃખ થાય છે તે રહેતું નથી. (Time heals the wounds) કાળે કરી સર્વ દુઃખ ભુલી જવાય છે, તે આપણને સુખી કરવાનીજ ઈશ્વર ઇચ્છા છે એમ નથી બતાવતું તો શું બતાવે છે? જેને કુદરતી દુઃખની લાગણીયો માનવામાં આવે છે તે પણ કેટલે દરજજે કમ હોય છે. આખા દિવસના ચોવીશ કલાકમાં ભુખ માત્ર બેજ વખત લાગે છે; પાણીની તરસ પણ ઘણી ઓછી વખતજ લાગે છે; વધુ શું કહીયે, પણ જેને સર્વથી મહાન દુઃખ અને મ્હોટામાં મ્હોટી આફત માનવામાં આવે છે તેનું "મૃત્યુ" પણ આ મનુષ્ય દેહ ટકી રહેવાના ૧૦૦ વર્ષના સમયમાં આખા જીવન ભરમાં એકવારથી વધારે વાર આવતું નથી. મારાં પારવાંસુંજબ તો જો! લોકો એમ કહે છે કેઃ—

"અગર હે ઇદકા એક દિન
તો અશરા હે મુહર્રમકા"

તેને બદલે આપણે એમજ કહેવું જોઈયે કેઃ—

"અગર હે ઇદકા એક દિન
તો યક છિન (ક્ષણ) હે મુહર્રમકા"

આવી રીતે જગત સુખમય છે અને પ્રભુ પિતાએ સર્વ સુખની સામગ્રીઓ સજીવ આપણા વાસ્તે તૈયાર રાખી છે છતાં કેટલાક લોકો દુઃખજ દેખતા જણાય છે તેનું ખરૂં કારણ તો એ છે કે તેઓ જ્યાં દુઃખ નથી હોતું ત્યાં પણ "ઉલટા પાણા પગ ઉપર" તેની માફક પોતાની મેળેજ દુઃખ ઉત્પન્ન કરી લેછે. કોઇ ગૃહસ્થને ત્યાં જતાં તે આપણે માટે ઉત્તમ ભોજન તૈયાર કરાવી આપણી સ્હામે રાખે છતાં આપણે આંખ નાક ઉંચા ચ્હડાવીએ તો તેમાં તે ગૃહસ્થનો શું દોષ? તેવીજ રીતે પરમેશ્વરે આપણને માટે બધાં સુખ તૈયાર રાખ્યાં છતાં આપણે દુઃખીજ થયા કરીએ તો તેમાં આપણીજ ન્યુનતા નહીં તો બીજું શું? વિચાર દ્રષ્ટિથી જોવામાં આવે તો આ જીવનમાં જેટલું સુખ મળે છે તેટલું દુઃખ મળતુ નથી. રામચંદ્રજીએ હજારો વર્ષ રાજ્ય કર્યું જ્યારે વનવાસ તો માત્ર ૧૪ વર્ષ જ ભોગવ્યો હતો. પાંડવોનું પણ તેમજ. આવા અનેક દાખલાઓ આપણને મળી શકે. પણ જે દયાળુ પ્રભુએ દુઃખ ભુલી જવા 'વિસ્મૃતિ' જેવું તત્વ આપણને આપેલું છે તેનો દુરૂપયોગ કરી સુખને ભુલી જઇ દુઃખનાંજ વિચારો આપણે કર્યા કરીએ છીએ તેમાં કોઇ શું કરે? વિચાર દ્રષ્ટિને અંધ બનાવી ઊંધે લેવામાં આવે તેમાં પરમાત્માનો શું દોષ? બુધ્ધિ પૂર્વક વિચાર કોઈ કરશે તો ઝટ જણાઈ આવશે કે વાસ્તવિક રીતે દુઃખ તે દુઃખ છેજ નહીં પણ દુઃખ તે સુખની માતા છે. ભુખના દુઃખ વગર જમવાનો આનંદ કેવી રીતે આવે? થાકના દુઃખ વગર મીઠી નિદ્રાનો આનંદ કેવી રીતે અનુભવાય?

ખરૂં જોતાં દૈવ આપણો દુશ્મન નથી પણ દયાળુ દોસ્ત છે. તેનાં મોકલેલાં દુઃખો પણ ભવિષ્યનાં સુખનાં કારણ રૂપ થઇ પડે છે. દુઃખ તે દુઃખં નહીં પણ હમેશાં સુખના કારણ રૂપજ હોય છે એવી દ્રઢ માન્યતા, તે જઇ.

જ્યારે દુઃખ તે ખરી રીતે દુઃખજ નથી તો પછી તેની વાતજ શું કરવી. પણ તેનાથીએ વધીએ તો એક એવી જાતના અજ્ઞાન લોકો નજરે પડે છે કે જેઓ પરમાત્માએ જે સુખની વસ્તુઓ આપી હોય છે તેમાં આનંદ નહીં માનતાં, અપ્રાપ્ત વસ્તુના શોચમાંજ દુઃખી થયા કરે છે! પરમાત્માએ બુદ્ધિ જેવું સર્વોત્તમ તત્વ આપ્યુ છે તે માટે મગ્ન નહીં બનતાં પાંખો કેમ ન આપી તેને માટે રડયાજ કરે છે! કેટલાકો તો પોતાની સામાન્ય સુખી સ્થિતિમાં સંતાષ નહીં માનતાં રાત દિવસ રાજા મહારાજા બની જવાનાંજ સ્વપ્નો જોયા કરે છે! તેઓને ભાગ્યેજ ખબર છે કે બહારથી રાજ્ય વૈભવ માગનારાઓનાં પણ હૃદય તપાસવામાં આવે તો ભાગે તો અંદરથી કોયલાજ મળવા સંભવ છે. Uneasy lies the head that wears the Crown જે મસ્તકપર મુકુટ બિરાજે છે તેની અંદર અશાન્તિજ ભરેલી હોય છે. અંગ્રેજોના રાજ્ય પર સુર્ય અસ્ત પામતો નથી એમ કહેવાય છે છતાં થોડાજ સમય પૂર્વે એક અંગ્રેજ અધિકારીએ ઇગ્લં-ડમાં હિન્દની અશાન્તિ પર બોલતાં જણાવ્યું હતું કે જો હિન્દુસ્તાનની છુપી પોલીસ આપણને મદદ દરતી અટકી જાય અને એનારકીસ્ટ લોકો છુપી પોલીસવાળાઓનાં ખુનો કરી તેઓમાં ત્રાસ ફેલાવી તઓને આપણી મદદે આવતા અટકાવી દીએ તો આપણે હિન્દુસ્તાનનું રાજ્ય ચલાવવું ઘણું મુશ્કેલ થઇ પડે. હિન્દુંસ્તાનની પ્રજા એવી કોમ કોમ વાર વ્હેંચાઇ છિન્ન ભિન્ન થઇ ગઇ છે કે એક કોમનો માંણુસ બીજી કોમ ઉપર બારિક નજર રાખી છુપા દૂતનું કામ કરતો કદિ પણ અટકે તેમ નથી; વળી આ જાગૃતિના જમાનામાં હિન્દના સદ્ ભાગ્યે બધી કોમો એકત્ર થઇ જાય તો પણ સ્વભાવથીજ હિન્દની પ્રજા એટલી તો રાજ્ય ભકત છે કે તે કદિ પણ રાજ્ય વિરૂધ્ધ વિચાર પણ કરતી નથી. હાલમાં થોડા ઘણા એનારકીસ્ટો જાગ્યા છે તો તેઓનો તો, હથિયાર બંધીના કાયદાને લીધે દારૂગોળા મળવાના અભાવે, સંભાળ પૂર્વક જાસ્તીના જે પગલાં ભરાય છે તેથી અને આખા હિન્દની પ્રજા તેમને ધિક્કારે તેથી, થોડા સમયમાં સમૂળગો નાશજ થઇ જવાનો. ટુંકમાં અંગ્રેજી રાજ્ય તમામ રીતે સુરક્ષિત છે અને રહેવાનું પણ છે છતાં આ લખવાનું કારણ એટલુંજ છે કે આવા બળવાન રાજ્યના બહારથી દેખાતા સુખી નેતાઓને પણ અંદરખાનેથી હમેશાં ચિન્તા અને દુઃખ રહ્યા કરે છે. માટે હે બંધુઓ! બહારથી બીજાઓનો ભપકો દેખી મનને કલેશ નહીં આપો. Remain contented with what is given by God પરમેશ્વરે જે આપ્યું છે તેથી સંતોષ માનો અને સુખી રહો. આ સંતોષીપણાનો અર્થ આજ કાલ નવરા, દેશના ભારરૂપ રખડતા ભટકતા, નિરૂદ્યમી સંતોષી સાધુઓ જેવો નહીં કરતા! પરમેશ્વરે જે દશા આપી હોય તેમાં સંતોષ માનો, છતાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની અભિલાષાનો નાશ નહીં કરો. Ideal આદર્શ હમેશાં ઉચ્ચ રાખો. સાથે પ્રાપ્ત વસ્તુમાં સંતોષ માની પ્રાપ્તવ્ય તરફનો પ્રયાસ પણ જારીજ રાખો. મોક્ષ દશા તે આદર્શ રૂપ છે તેથી પામર દશામાં પીડાવા કારણ નથી. અંગ્રેજો કહે છે તેમ લાયક બનીને "સ્વરાજ્ય" મેળવવું તે આપણી અંતિમ નેમ છે પણ તે ન મળે ત્યાં સુધી પરતંત્ર દશામાં રહેવાથી દુઃખી થવાનું કારણ નથી. રાજાને ઇશ્વર માનવો એ આપણા વેદશાસ્ત્રોમાં છે. રાજભક્ત રહેવું એ તો આપણી ફરજ છે. વળી રાજા પાસે સુખ માંગવાનો પ્રયત્ન કરવો એ પણ આપણી ફરજ છે. હમણાનો વખત જોઇને નિરાશ થવું નહિં પણ સુખ મેળવવાને યત્ન કરવો, ધૈર્ય છોડવું નહિં ધર્મ ત્યજવો નહિં, અહિંસાજ પરમ ધર્મ માનવો અને પરમાત્માની અંદર અચળ વિશ્વાસ રાખી, આશા વડે તમારા કામને ચિવટાઇથી વળગી રહી, આગળ અને આગળ વધો. કદિ પણ નિરાશ બનો નહીં. આવી દ્રઢ વૃત્તિ થતાંજ ખાત્રીથી માનજો કે તમારૂં પ્રાપ્તવ્ય, પ્રાપ્ત થયેલી સિધ્ધ વસ્તુ કરી ચુકશે. ઇત્યોમ્

ગીરગામ–મુંબઇ, તા· ૧૯-૧-૧૦ — कनैयालाल गीरधरलाल कोठारी, મેનજર–"આર્ય પ્રકાશ"

## ચિત્ર માળા.

### કવિશ્રી સવિતાનારાયણ.

વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના વયોવૃધ્ધ. કવિશ્રી સવિતાનારાયણ ગણપતિનારાયણનો જન્મ સુરતમાં થયો છે. એઓશ્રી સ્વ. સાક્ષર કવિ નર્મદાશંકર અને સાક્ષર કવિ સ્વ. નવલરામ લક્ષ્મીરામના સહાધ્યાયી છે. એમની યુવાવસ્થામાં ગુજરાતમાં સ્વ. દુર્ગારામ મહેતાજી સરખા સુધારકોના શાબ્દઘોષો ગાજી રહ્યા હતા. અસલી સુરત શેહેર તે સમયે વિદ્વાન નરરત્નની હૈયાતીથી મગરૂર હતું. અવનવા સંસ્કારથી ભુષિત આપણા વયોવૃધ્ધ કવિશ્રીની વિદ્વત્તાના પોષક શેઠ ગોરધનદાસ ગોકળદાસ તેજપાલ થયા. જેમનાં કુટુંબમાં તેઓ આજ ઘણાં વર્ષ થયાં રહેલા છે અને પોતાની વિદ્વત્તા, વારંવાર જનસમાજમાં બોધ તથા મનરંજન સાથે ફેલાવતા રહે છે જે સમયે સ્વદેશીની બાબત કોઇ ગુજરાતમાં સમજતું નહોતું તે વખતે પણ-આજથી વીશ વર્ષ ઉપર-એમણે સ્વદેશી વીષે વિસ્તારથી કાવ્યો કર્યાં છે. અને પ્રજામાં ત્હેનો સારો સત્કાર થયો છે. તેઓ ધર્મ કર્મનિષ્ઠ છે. નિરાભિમાની અને મળતાવડા સ્વભાવના છે. વૃધ્ધ થવા છતાં એમના શરીરની તંદુરસ્તી ઘણી સારી જળવાઇ રહી છે-તેમજ એમની કવિત્વ શકિત પણ એવીને એવીજ સારી રહી છે તે જોઇ હમને ઘણો આનંદ. થાય છે. એઓશ્રીનાં સ્વદેશ ભક્તીનાં કાવ્યો ફરીથી છપાય અને જન સમાજને સસ્તી કિમ્મતે લાભ મળે તો તેથી કવિશ્રીની કીર્તિ તથા એમનું સ્વદેશપ્રેમનું ચિન્હ. સચવાઇ રહેશે. કવિશ્રીનાં બીજાં પણ અનેક કાવ્યો અમને જોવા સાંભળવાની તક મળી હતી. એ સંગ્રહ પણ પ્રકટ થવાની અગત્ય છે. કવિશ્રીની કદર કરનાર શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાલને પણ ધન્ય છે! આ દેશના કવિ અને લેખકોનાં પુસ્તકોની કદર નહિં થવાથીજ દેશ ઉન્નતિ ઉપર ચઢયો નથી. શ્રીમંત અને સાધારણ પ્રજા વર્ગને અમારી ભલામણ છે કે સારાં સારાં પુસ્તકોને અવશ્ય ઉત્તેજન આપવું તેમ થવાથીજ દેશનો હુન્નર ઉદ્યોગ વધશે.

### કવિરાજશ્રી ધીરજરામ નરભેરામ પૂરાણી.

ગુજરાત અને કાઠીયાવાડમાં માન પામેલા વયોવૃદ્ધ કવિશ્રી ધીરજરામનો ફોટોગ્રાફ પ્રકટ કરતાં અમને ઘણો આનંદ થાય છે. તેઓશ્રીની જન્મ ભૂમિ ભરૂચ છે. કવિશ્રી શૃંગારરસથી તરબોલ થયલી પ્રાસાદિક કાવ્ય વાણી-સાંભળનારને હૃદયના ઉંડા ભાગમાંથી આનંદ આપે તેવી છે. એઓશ્રી પણ કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ આદિ વિદ્વાન કવિઓના ઇષ્ટ મિત્ર છે. તેઓએ વીર, શૃંગાર, આદિ રસથી ભરેલાં કાવ્યો રચ્યાં છે. તેમનું રચેલું પ્લેગવર્ણન અને અન્ન પાણીનો મહિમા, એ કાવ્યો ખરેખર વાંચવા જેવાં છે. એઓ પણ મસ્ત કવિ છે! એમનાં લખેલાં ઘણાં રસભરિત કાવ્યો હોવાં છતાં તે કયે ખૂણે પડયાં હશે તેનો પતો નથી. એઓ શ્રીનો ફોટોગ્રાફ ગુજરાતી પ્રજાને મળે તેટલા માટે અમને બહુ મહેનત પડી છે. છબી પડાવવાનો વારંવાર આગ્રહ છતાં તેઓ અમારા હાથમાંથી છટકીજ જતા! પરંતુ મહામહેનતે તેમની છબી લેવડાવવામાં આવી. અને આજે તે વાંચક વર્ગને ભેટ કરવામાં આવે છે. તેઓનો આનંદી ચ્હેરો, નિખાલસ સ્વભાવ, નિઃસ્વાર્થ પરોપકાર વૃત્તિ, કોઇનું પણ ભલું કરી આનંદ પામવાની ઉત્કંઠા, ધર્મ નિષ્ઠપણું, અને મિત્રમંડળમાં રાત દિવસ મોજ મેળવવાની ઇચ્છા, એજ ત્હેમનો જીવનમંત્ર છે. એઓશ્રીના એક બંધુ સ્વ. બાળકૃષ્ણ નરભેરામ પુરાણી માસ્તર જામનગર હાઇસ્કુલમાં માસ્તર હતા, અને તેમના ન્હાના ભાઇ રા. રા. હરિકૃષ્ણ નરભેરામ પુરાણી હમણાં જામનગર સ્ટેટમ દિવાન ઓફિસમાં છે. કવિરાજ શ્રી ધીરજરામ ઉર્ફે "ધીરજકાકા"ના સ્વભાવ પ્રમાણેજ ત્હેમના બન્ને

બંધુઓ પણ સરલ સ્વભાવના અને મીલનસાર પરોપકારી હોવાથી તેમનું કુટુંબ બ્રાહ્મણ-જ્ઞાતિમાં આદર્શરૂપ છે. કવિશ્રીના ભત્રિજાઓ શા. પુરૂષોત્તમ ભાઇ અને શા. છોટુભાઇ, એ બન્નેએ એમ. એ. સુધી અભ્યાસ કરી વિદ્વતા અને સૌજન્યતા મેળવી છે. કવિરાજ શ્રી ધીરજકાકા પોતાના પરમસ્નેહિ મિત્ર ભરૂચ નિવાસી સ્વર્ગસ્થ કેવળરામ ડાક્ટર સાથે હમેશાં ખૂબ આનંદમાં, હાસ્ય વિનોદમાં, સમય વિતાડતા હતા. તથા ડાક્ટર સાહેબ અને સંગિત હાસ્ય પ્રેમી કવિશ્રી બન્ને જ્યારે કેટલાક લતિફાઓ કરતા ત્યારે જોનાર-સાંભળનારને જે આનંદ મળતો તે અતૂલ હતો. અગર જો કોઇ દેશી રાજાને ત્યાં આવાં હસમુખાં નરરત્નો રહ્યાં હોય તો ખરેખર તે રાજાને ભોજ રાજાનો દરબાર કહેવામાં આવે. કવિરાજશ્રીનું વય લગભગ ૬૫ વર્ષનું છે. હમણાંજ તેઓને એક પૂત્ર રત્ન પ્રાપ્ત થયું છે. પરમાત્મા અમારા તે "બાળ કવિ"ને દિર્ઘાયુ બક્ષે અને પિતાની પેઠે યશ મેળવવા ભાગ્યશાળી બનાવે.

## स्व. लोक प्रिय कलेक्टर मी. जेकसन.

નાશિકના લોક પ્રીય અને વિદ્વાન કલેકટર મી. જેકસન સાહેબનું ખુન કોઇ બદમાસ એનાર્કિસ્ટને હાથે કરવામાં આવ્યું છે. એ જાણી બહુ ખેદ થાય છે. બ્રીટિશ ગવર્નમેન્ટની વફાદારી ભરેલી નોકરી બજાવતાં પ્રમાણિક અમલદારોને જીવનું જોખમ ખેડવું પડે છે તે આપણે કેટલાંક વખત થયાં જોતા આવીયે છીએ. આવાં ખુનો થાય એ ખરેખર ધિક્કારવાં લાયક કૃત્ય છે. હિંદુસ્થાનનો ધર્મ અહિંસા પરમોધર્મ છે. આપણે રાજાને ઇશ્વર બરાબર માનતા આવ્યા છીએ. અને તે પ્રમાણે માન્યતા કાયમ રાખવી એજ આપણો પરમ ધર્મ છે. રાજાનો અને પ્રજાનો સંબંધ પિતા પૂત્ર બરોબરનો છે. પિતાની પાસે જે કાંઇ માંગણી કરવાની હોય તે વ્યાજબી રીતે, લાગણી થાય એવી રીતે જણાવવી જોઇએ. તેને બદલે આવી ખુના મરકી થાય એ આ દેશની પ્રજાને માટે ઘણું શરમ ભરેલું છે. નાશકના કલેકટર મી. જેકસન એક વિદ્વાન અને લોકપ્રીય સીવીલીયન હતા. તેઓએ પોતાની નોકરી દરમ્યાન પ્રજાનો પ્યાર મેળવ્યો હતો એટલુંજ નહિં પણ જુદા જુદા જીલ્લાની પ્રજામાં દરબારો ભરીને તેમના અભિપ્રાયો જાણી તેની દાદ સરકારને પહોંચાડવાના ધોરણની શરૂઆત કરી હતી. સરકારી અમલદારો પ્રજા સાથે ભેળાય અને તેમની ફરિયાદો જાણી લઇ તેનો ઉપાયો કરે એજ વાસ્તવિક માર્ગ છે. મી. જેકસન તેના મ્હોટા હિમાયતી હતા. તેઓ સંસ્કૃત ભાષા ઉપર બહુ પ્યાર રાખતા હતા-શોધ ખોલ કરતા હતા- અને કેટલાક દક્ષિણી બ્રાહ્મણ-સંસ્કૃત ભાષાના વિદ્વાનોને-પૈસાની મદદ આપતા હતા. દયાળુ, ઉદાર અને વિદ્યાવિલાસી જનોનાં ખુનો થાય એ શું બતાવે છે? ભવિષ્યમાં મળનારાં ઉચા હકકોના માર્ગમાં આડખીલી નાંખવી એજ! વાંચક વર્ગને તે. અમે ભલામણ કરીએ છીએ કે એવા દુષ્ટ કાર્યો ત્યાગ કરીને શાંત રીતે દેશના ઉદ્યોગ હુન્નરનો વધારો કરવાનેજ મેહેનત કરવી એજ ઇષ્ટ છે. પરમાત્મા મરહુમ મી. જેકસનનાં આત્માને અખંડ અનંત શાંતિ બક્ષે!

## खा.बा. सैयद शमसुद्दीन कादरी. बी. ए

મુંબઇ સરકારના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર ખા. બા. કાદરી સાહેબની છબી પ્રકટ કરતાં અમને ઘણે આનંદ થાય છે. ખા. બા. કાદરી સાહેબ પ્રથમ ગુજરાતમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના હોદા ઉપ હતા. તે જગ્યા ઉપર રહી લાંબો વખત સુધી પ્રમાણિકપણાથી નોકરી બજાવ્યા પછી તેઓની સુરત જીલ્લામાં ડેપ્યુટી કલેકટરની સરકારી જોખમ ભરેલ જગ્યા ઉપર નિમણુક થઇ. તે જગ્યા ઉપર પણ રાજ પ્રજાની પ્રીતિ સંપાદન કર્યા પછી ગયા ૧૯૦૭ ના વર્ષથી બ્રીટિશ ગવર્નમેન્ટે તેઓશ્રીને મુંબઇ સરકારના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરની જગ્યા આપી તેઓની કદર પિછાની છે. ખા. બા. કાદરી સાહેબને

રેક નોકરી દરમ્યાન પ્રજાને તેમજ સરકારને તેમના કામથી પૂરતો સંતોષ મળ્યો છે. એઓશ્રી નિરાભિમાની સ્વભાવના, મિત્ર વત્સલ અને ધર્મ ચુસ્ત છે. તેઓને ગ્રંથ લખવાનો પણ શોખ છે. જ્યોતિષ શાસ્ત્રના વિષય ઉપર એઓશ્રીએ મૂળ અરબ્બી ભાષામાંથી એક પુસ્તક રચ્યું છે તેમજ ઘણી શોધ ખોળ કરીને ઇસ્લામી બંધુઓને ઉપયોગી થઇ પડે એવું એક પુસ્તક તૈયાર કર્યું છે. અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તકો ઘણાં જલદી બહાર પડે અને તેમ થવાથી વાંચક વર્ગ ઉપર ઉપકાર થાય. ખા. બા. કાદરી સાહેબ માયાળુ સ્વભાવના અને દરેક ધર્મ તરફ સમાન ભાવથી જોતા હોવાથી સમાગમમાં આવનાર પ્રત્યેક મનુષ્ય તેઓ શ્રીનાં વખાણ કરે છે. તેજ પ્રમાણે સરકારની વફાદારી ભરેલી નોકરી બજાવતા હોવાથી તે પક્ષમાં પણ તેઓનું સારૂં માન છે. ઇશ્વર તેઓને સહ કુટુંબ દિર્ધાયુ બક્ષે.

## स्व. रतिलाल बी. मजमुदार.

ભારત વર્ષના કેટલાક યુવાનોએ સ્વદેશ સેવાનું વ્રત કેવી રીતે પાળ્યું છે અને દેશને કેવી રીતે ઉપયોગી થઇ પડાય તેનું ઉદાહરણ સ્વર્ગસ્થ રતિલાલ બી. મજમુદારે બતાવી આપ્યું છે. સ્વ. રતિલાલ કાયસ્થ જ્ઞાતિના હતા. તેમનો જન્મ ૨૩-૨-૧૮૮૩ માં થયો હતો. રંક માતાપિતાને ત્યાં જન્મીને પણ તેમણે અંગ્રેજી કેળવણી લીધી હતી. સુખ દુઃખની છાયા નીચે પણ તેઓ વિલાયત જઇ બેરિસ્ટર થવા પામ્યા હતા. તેઓ એક વિદ્વાન લેખક હતા. તેઓમાં દેશ સેવાની એટલી બધી લાગણી હતી. કે મુંબઇની કોંગ્રેસ વખતે તેઓએ વોલંટિયરોના કેપ્ટનનું કામ ઘણીજ બાહોશીથી બજાવ્યું હતું. પોતાનો બેરિસ્ટરનો ધંધો હોવા છતાં પણ દેશની સેવા બજાવવાનો ધંધો તેમને બહુ વ્હાલો હતો. દેશપૂજ્ય દાદાભાઇ ઇંગ્લંડથી મુંબઇ આવ્યા તે વખતે તથા સુરતની કોંગ્રેસમાં તકરાર પડી તે વખતે તેમણે ઉત્સાહથી ભાગ લીધો હતો તે સ્તુતિપાત્ર કામ ભૂલાય તેવું નથી. સ્વ. રતિલાલભાઇને પુસ્તકો લખવાનો પણ શોખ હતો. તેમનાં લખેલાં સાહસ સંગ્રહ અને શાકુન્તલા પુસ્તકો વાંચવા જેવાં છે. તેઓ શાન્ત વૃત્તિના, ઉમંગી હોઇ દેશહિતના કાર્યમાં તત્પર રહેતા. મુંબઇની કોંગ્રેસ વખતે તેમણે છેક કોલંબો સુધી જઇને ફંડ ભેગું કર્યું હતું. મરહુમ પોતાની પાછળ એક બે વર્ષની પુત્રી તથા વિધવાને મુકી ગયા છે. પરમાત્મા તેમના આત્માને શાન્તિ આપો.

## रा. रा. वकील साकरलाल दाह्याभाई.

વકીલ સાકરલાલ દાહ્યાભાઇ ભરૂચના બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિના છે. ક્ષાત્ર વંશમાં જન્મ થવો એ પૂર્વના પૂણ્યનો પ્રતાપ કહેવાય છે. પણ ક્ષાત્ર ધર્મ બજાવવો એ વળી તેથી પણ વિશેષ દુર્લભ્ય છે. કોઇ પણ વર્ણમાં જન્મ્યા પછી તે વર્ણના આશ્રમ પ્રમાણે ધર્મ બજાવાય નહિ ત્યારે તેવા મનુષ્યનું જીવન સાર્થકય મનાતું નથી. શ્રીયુત સાકરલાલભાઇએ અંગ્રેજી અભ્યાસ કરી રહ્યા પછી કનિષ્ઠ નોકરીમાં નહિં જોડાતાં વકીલાતનો અભ્યાસ કરી ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરિક્ષામાં પાસ થયા. ઉત્સાહ અને ખંતથી કરેલાં કામોમાં મનુષ્યને વિજય મળે છે. તેમ તેઓને પોતાના વકીલાતના ધંધામાં વિજય મળ્યો એટલુંજ નહિં પણ ૧૯૦૭માં ભરૂચમાં રા. રા. અંબાશંકર ઉતમરામ મલજી વિગેરે ગૃહસ્થોની મહેનતથી એક સ્વદેશી પ્રદર્શન ઉઘાડવામાં આવ્યું હતું અને તેજ સમયથી શારૂથ ઇન્ડસ્ટ્રીયલ સ્પીનિંગ વીવીંગ મીલ ઉભી કરવામાં આવી હતી. આ મીલમાં ખંતથી લાભ લઇ, બીજા ભાગીદારો સાથે શ્રીયુત સાકરલાલભાઇએ જે મહેનત કરી છે તે ખરેખર બીજા નિરૂત્સાહ થતા ધંધાદારીઓને અનુકરણ કરવા જેવું છે. હિંદુસ્થાનના જુદાજુદા ભાગમાં મુસાફરી કરીને-મહેનત કરીને તેઓએ મીલના શેરો ખપાવ્યા છે. અને ઠેઠ વિલાયત જઇ પોતાની જાતિ દેખરેખ નીચે, કરકસરથી મિલને માટે સાંચા કામ ખરિદી લાવ્યા છે. એટલુંજ નહિ, પણ તે સાંચા કામ હિંદુસ્થાનની કોઇ પણ મીલ કરતાં ઉંચા પ્રકારનું માનવામાં આવે છે. મિલના શેરો ભરાવતાં તેઓને જે વિપત્તિ ભોગવવી

પડી છે. તે તરફ જોતાં બીજો કોઇ પણ માણસ ધૈર્ય ત્યજી દે અને ઉપાડેલું સાહસ પણ ત્યજી દે ! પરંતુ શ્રીયુત સાકરલાલભાઇએ તેમ નહિં કરતાં પોતાનું કામ ખંતથી આગળ ચાલુજ રાખ્યું અને અંતે તેમાં વિજય મળ્યો છે. એ મિલનું સાંચાકામ બધું ગોઠવાઇ ગયું છે, અને થોડા દહાડામાં તેનાં મીઠાં ફળો મેળવવાને ગુજરાતની પ્રજા ભાગ્યશાળી થશે. અમારા દેશના એકણકાટ કરનારા સ્વદેશના હિમાયતીઓને અમે શ્રીયુત સાકરલાલભાઇની ખંત અને મહેનતનું અનુકરણ કરવાની સલામણ કરીશું. શ્રીયુત સાકરલાલભાઇ ચુસ્ત ધર્મનિષ્ઠ છે. દયાળુ અને શ્રદ્ધાવાન છે. દેશોદયનાં કાર્યોમાં દ્રઢ આગ્રહથી વળગી રહે છે તેમ ધર્મનાં કાર્યોમાં પણ આગેવાની ભર્યા ભાગ લે છે. ઇશ્વર તેને દિર્ઘાયુ કરે વિજય આપે.

## સ્વ. શેઠ રાજારામ ગોવિંદરામ જે. પી.

સુરત નિવાસી શેઠ રાજારામ વીશા નાગર વાણિયા જ્ઞાતિના હતા. સુરતની મ્હોટી આગના વખતથીજ મુંબઇ આવી વ્યાપારમાં ઝોકાવ્યું હતું. ચંચળ બુધ્ધિના અને બાહોશ હોવાથી સોનાનો અને રૂનો વેપાર ધમધોકાર ચલાવી સારી પેઠે દ્રવ્ય કમાયા. ભાગ્ય દેવી કંઇ દરેક મનુષ્યોને નિરાશ થવા દેતી નથી. જેઓની મનોવૃતિ હમેશાં એકજ ધ્યેયને વળગી રહે છે તેને એક દિવસ પણ સારૂં ફળ મળે છેજ શેઠ રાજારામે પોતાને મળેલા દ્રવ્યનો સદ્ ઉપયોગ કરવાથી સરકારમાં અને વેપારી વર્ગમાં યશ મેળવ્યો છે. હિંદુસ્થાનમાં પ્રસિધ્ધ થઇ પડેલી નારણદાસ રાજારામની પેઢીના તેઓ એક ભાગીદાર હતા. કે જે કંપની રૂના વ્યાપારીઓ તરીકે હજુ પણ સારી ખ્યાતિ ભોગવે છે. તેઓએ હિંદુઇભાઓના સુખને માટે સુરત નજીકના ડુમસ ગામમાં એક સેનિટેરિયમ-" શાંતિભુવન " બંધાવ્યું છે. અને અનેક મનુષ્યો તેનો લાભ લઇ તનદુરસ્ત થાય છે. દવાખાનાંઓ બંધાવવા કરતાં સેનિટેરિયમ બંધાવવાનું મહાન પૂણ્ય છે. શેઠ રાજારામે બીજા અનેક સન્માર્ગ-ધર્મ કાર્યમાં-પોતાનું દ્રવ્ય વાપરી ગરિબોની આશિષ લીધી છે. તેઓ પોતાની પાછળ ધર્મપત્નિ જડાવબાઇ ઉપરાંત પોતાની બ્હેન શિવકોરના મ્હોટા કુટુંબને મૂકી સ્વર્ગવાસી થયા છે. શેઠ રાજારામના સ્વર્ગવાસી થયા પછી પણ ત્હેમનાં ધર્મનિષ્ઠપત્નિ બાઇ જડાવે સુરતમાં પાણીની ટાંકી જાનવરોની ઇસ્પીતાલે તથા પોતાની જ્ઞાતિના છોકરાઓ માટે સ્કોલર શીપો સ્થાપેલી છે. ડુમસમાં રામચંદ્રજીનું ભવ્ય મંદિર તથા બીજાં વિદ્યાવૃધ્ધિના અને ધર્મના કાર્યો કરી પૂણ્ય મેળવ્યું છે. મનુષ્યનું જીવન-સાફલ્ય થવા માટેનાંજ એ કર્મો છે. જેએ પૈસા મેળવીને એવાં કાર્યો કરે છે. તેમનાજ જીવનને ધન્ય માનવામાં આવે છે. એઓશ્રીના ભાણેજ શેઠ ઠાકોરદાસ નરોતમદાસ અને શેઠ મોતીલાલ નરોતમદાસ પણ પોતાના વડિલોના જેવાજ ધર્મ કર્મનિષ્ઠ છે. ઇશ્વરે ત્હેમના કુટુંબને એવાંજ સત્કાર્યો કરવાની બુધ્ધિ પ્રેરે !

## સ્વર્ગસ્થ મી. પાલમકોટ.

સચિત્ર " હિંદિ આર્ટિક " માસિક પત્રના અધિપતિ અને માલેક મી. સોરાબજી લીમજીભાઇ પાલમકોટના મરણની નોંધ લેતાં દિલગીરી ઉપજે છે ઉત્સાહથી સાહિત્યમાં ભાગ લેનારા પારસી લેખકોમાં મી. પાલમકોટ એક ઉમંગી ગ્રહસ્થ હતા. તેઓ પહેલાં " માસિક મંજાહ " નામનું માસિક પત્ર ચલાવતા હતા. તેમાં તેમને યશ મળ્યો. સાહિત્યના ક્ષેત્રમાં તેમણે જુદાજુદા લેખકો અને કવિઓના લેખો પ્રસિધ્ધ કરી વાંચક વર્ગને કંઇક જુદો સ્વાદ ચખાડયો હતો. તેઓને લેખો અને કવિતાઓ લખવાનો ઘણો શોખ હતો. મુંબઇમાંથી પ્રસિધ્ધ થતાં " મેન એન્ડ વુમન ઑફ ઇન્ડિયા " નામનું માસિક પત્ર જોયા પછી તેમને સચિત્ર માસિક પત્ર ચલાવવાનો શોખ થયો. તેઓ ઇંગ્લંડ અમેરીકા ગયા. ત્યાં તેઓએ સચિત્ર વર્તમાન પત્રો અને માસિક પત્રો જોયાં, અનુભવ મેળવ્યો અને મુંબઇ આવી " હિંદી આર્ટિક "




हैद्राबादना एक महोल्लानो देखाव.

भारतजीवन प्रेस मुंबई.

પ્રકટ કર્યું. પરંતુ અમારા દેશના દુર્ભાગ્યે વાંચકો તરફથી હજારોની સંખ્યાનો આશ્રય મળ્યો નહિં. તો પણ કદર થઇ. તેઓ અમારા નિરભિમાની અને સરલ સ્વભાવના પરમ સ્નેહી મિત્ર હતા. પરસ્પર એક બીજાના કાર્યમાં મદદ કરવાને હમેશાં ઉદાર રહેતા. આવા એક ઉમંગી વિદ્વાન મિત્રને ગુમાવવાથી અમને બહુ ખેદ થાય છે. મરહુમ પોતાની પાછળ એક વિધવા અને વિદ્વાન લેખક બ્હેનોને મૂકી ગયા છે. હમણા "હિંદિ ચાઇલ્ડ" ત્હેમનાં બ્હેનો ચલાવે છે. વાંચક વર્ગ ત્હેમનાં કાર્યની કદર કરશે. એવી અમારી ભલામણ છે. મરહુમ શ્રીયુત પાલમકોટના કુટુંબ તથા બ્હેનોને ધૈર્ય આપતાં અમે ઇશ્વર પાસે માંગણી કરીએ છીએ કે એવા ભલા બંધુના આત્માને અવિચ્છિન્ન શાન્તિ પદ આપો.

## गं. स्व. बाजीगौरी अने गं स्व. न्हानी बहेन गज्जर.

આપણા દેશની સ્ત્રીઓની સ્થીતિ સુધારીને અને તેઓને વિદ્યા અને હુન્નરનું જ્ઞાન મળે એવા ઉચ્ચ આશયથી સુરતમાં એક વનિતા વિશ્રામ સ્થાપવામાં આવ્યું છે. આ સંસ્થાના સ્થાપક અને ચાલક ગંગા સ્વરૂપ બાજી ગૌરી અને ન્હાની બ્હેન ગજ્જર છે. તેઓએ પોતાના જીવનનો અવશેષ ભાગ સ્ત્રીઓનાં કલ્યાણ માટે ગાળવાનો સંકલ્પ કરી એક મ્હોટી રકમ એ સંસ્થાને અર્પણ કરી છે. એટલુંજ નહિં પણ ગુજરાત કાઠીયાવાડમાં પ્રવાસ કરી, ભાષણો કરી એક સારૂં ફંડ ભેગું કર્યું છે. સુરતમાં નાગર ફળીયામાં સ્થપાયલા આ આશ્રમમાં લાભ લેતી સ્ત્રીઓની છબી પણ આજના અંકમાંજ આપવામાં આવી છે. આ એક મહાન પરોપકારી કાર્ય છે. એ સંસ્થાને દરેક ગુજરાતી ભાઈએ મદદ કરવી જોઇએ. અને આવી સંસ્થાઓ દરેક સ્થળે સ્થપાવી જોઇએ. આપણા દેશની વિધવા અને સધવા સ્ત્રીઓ નવરાશનો વખત વાતોના તડાકામાં ગાળે છે પરંતુ આવી સંસ્થાઓ સ્થાપવામાં આવે તો સ્ત્રીઓને વિદ્યા હુન્નરનું જ્ઞાન મળી તેઓનો સંસાર સોનાનો બને. બન્ને બ્હેનોને ધન્યવાદ આપતાં અન્ય ધનવાન સ્ત્રીઓને પણ અમારી એવીજ ભલામણ છે કે જીવનનો ધર્મ પરોપકાર છે. તેજ સુધારો તો આ લોક અને પરલોકમાં અનંત સુખ શાંતિ મળશે.

## नडियादनुं सुप्रसिध्ध देशाई कुटुंब.

## स्व. रा. रा. हरिदास विहारीदास देसाई



આ જગત્ એક કર્મક્ષેત્ર છે. પ્રાણી માત્રે જન્મ ધારણ કરીને વર્ણાશ્રમ પ્રમાણે કર્મ કરવુંજ જોઇએ. અને તેમાં યશ મળવો એ પરમાત્માને હાથ છે. ભારતભૂમિ એવા અનેક કર્મ વીર પુરૂષોની જન્મ દાત્રી છે. ઘણા વીર પુરૂષોની માતા છે. નડીયાદ નિવાસી સ્વર્ગસ્થ રા. રા. હરિદાસ વિહારીદાસ દેશાઈ પણ એજ વીર પ્રસૂતાના પુત્ર હતા. તેમણે ખેડા જીલ્લાના નડિયાદ જેવા એક ન્હાના શેહેરમાં જન્મ લઇને પણ નિરાશાવાદીઓને જે કંઇ ઉદાહરણ આપ્યું છે તે યુવાનોથી વૃધ્ધ પર્યંતને માટે આદર્શ રૂપ છે. જન્મ ગ્રહણ કરો વિદ્યા સંપાદન કરો, વિદ્વાન થાઓ, અને તમારા કુટુંબનેજ માટે નહિં પણ જગતને માટે તમારા સદ્ગુણોનું અને તમારાં ઉચ્ચ કર્મોનું આદર્શ બતાવી જાઓ. તેમ કરવાથીજ તમારી ભવિષ્યની પ્રજા પોતાને જીવન ક્રમ આદર્શ રૂપ બનાવશે. અને તેથીજ ભારતભૂમિમાં અનેક કર્મ વીર પુરૂષો ઉત્પન્ન થઈ દેશની કીર્તિ અવિચળ કરશે.

સ્વર્ગસ્થ રા. રા. હરિદાસભાઇએ અંગ્રેજી, ગુજરાતી કેળવણી નડીયાદમાંજ લીધી હતી. અને ગુજરાતની ઉચ્ચ આદર્શ વિભૂતિ સ્વરૂપ સ્વર્ગસ્થ મણિભાઈ જશભાઇ તથા સ્વ. સા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી તથા રા. રા. રણછોડભાઇ ઉદયરામ જેવા મિત્રોની સાથે સહાધ્યાયી થઇ ધીમે ધીમે ઉચ્

હોદ્દે ચ્હડવા પામ્યા હતા. તેઓ મોગલ બાદશાહોના વખતથી જમીનો અને જાગીરો ભોગવતા આવે છે. અને રાજ્યો સાથે ભકિત ભાવની લાગણીથી સંબંધ ધરાવે છે. એઓશ્રી સ્વતંત્ર સ્વભાવના-વિચારના હતા. તેઓને યુવાન ઉમ્મરમાંજ મુંબાઇ બેંકના શ્રાફની, ગોંડળ રાજ્યના દિવાનની તેમજ બ્રીટિશ ગવર્નમેન્ટ તરફથી મામલતદારની જગ્યા મળતી હતી પરંતુ તેઓએ તે માનની લાગણી સાથે પાછીવાળી હતી. પરંતુ તેઓના પિતાના તથા મિત્રોના ઘણા આગ્રહને વશ થઇ પ્રથમજ તેમણે ભાવનગર સ્ટેટમાં મુનસફની જગ્યા સ્વિકારી. આ વખતે ભાવનગરના મહારાજા બાળ વયના હોવાથી સરકાર તરફથી એડમિનિસ્ટ્રેટર ખાતું હતું. અને એડમિનિસ્ટ્રેટર તરીકે મી. ગવરીશંકર ઓઝા તથા મી. પર્સિવલ સાહેબ હતા. રા. રા. હરિદાસ ભાઇને પણ આ કાર્યભાર વખતે સ્ટેટ સાથે જોડાવાનું થયું અને તેથી તેમણે જે કુનેહથી તથા પ્રમાણિકપણાથી કામ કર્યું તેને માટે બન્ને એડમિનિસ્ટ્રેટરોએ વખાણ કર્યા. એ કામથી સંતોષ પામીને બ્રીટિશ ગવર્નમેન્ટે એઓને વઢવાણના બાળ રાજાના વખતમાં ત્યાં એડમિનિસ્ટ્રેટર તરીકે નિમ્યા. અને ત્યાં પણ પ્રમાણિકપણે સંતોષકારક કામ કર્યું. ત્યાંથી વાકાનેરના એડમિનિસ્ટ્રેટરનું સંતોષ કારક કામ કર્યા પછી પ્રથમ ઇડરના અને પછીથી જુનાગઢના દિવાનનો માનવંતો હોદ્દો મળ્યો. જે તેઓએ રાજા, અને પ્રજાના સંતોષ વચ્ચે જીંદગી પર્યંત ભોગવ્યો મહારાણી માતા શ્રી વિક્ટોરિયાએ નિમેલા રાયલ ઓપિયમ કમિશનમાં પણ તેઓ એક મેમ્બર નિમાયા હતા. અને તે વખતે કમીશનને પણ ઘણી મદદ કરી પોતાની ફરજ બજાવી હતી. તેઓની કદર જાણીને સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી નાઈટહુડનો ખેતાબ બક્ષવાનું નક્કી થયલું પરંતુ તેની ખબર મળતાં પહેલાંજ તેઓ સ્વર્ગવાસી થયા હતા. જુનાગઢ રાજ્યના તેમનાં કાર્યભાર ! [illegible] જે જે સુધારા વધારા કર્યાં છે તે હજુ સુધી ત્યાંનાં રાજા, પ્રજા યાદ કરે છે.

એઓશ્રી દયાળુ, ઉદાર અને પરોપકારી પુરૂષ હતા. ઘણુંદુઃખી માણસોને યોગ્ય મદદ આપી દિલાસો આપતા હતા. તેમજ સખાવતો કરી પરોપકારનું પુણ્ય મેળવતા હતા. તેઓ ન્યાયી અને અદલ ઇન્સાફી હતા. મરહુમ નારાયણ હેમચંદ્રને એઓશ્રી વારંવાર મદદ કરતા હતા. એટલુંજ નહિં પણ તેમનોજ આધાર હતો.

## स्व. सरदार. वा. वेहेचरदास विहारिदास देसाई.

સુપ્રસિદ્ધ દેસાઇ કુટુંબના બીજા રાજ્યમાના ધિકારી સરદાર રા. બા. બેહેચરદાસ ભાઈ થયા હતા. તેઓ શ્રીએ પણ અંગ્રેજી ગુજરાતીની ઉચ્ચ કેળવણી લીધા પછી જીવનનો શરૂઆતથી લગભગ પોણો ભાગ જાહેર પ્રજાની સેવામાં ખજાવવામાં ગાળ્યો હતો. એવી સેવામાં મહાન પૂણ્ય છે. એ પૂણ્યથી જેઓ પોતાનું જીવન પૂણ્યમય બનાવે છે. તેઓને આ લોકમાં અને પરલોકમાં સ્વર્ગજ મળે છે. એ ખોટું નથી. તેઓએ શરૂઆતથી નડીયાદની મ્યુનીસિપાલીટીમાં મેમ્બર તરીકે દાખલ થઇ શેહેરની સુખ શાંતિને લગતાં અનેક કામો કર્યાં હતાં. લોર્ડ રિપને લોકલ સેલ્ફ ગવર્નમેન્ટનો હકક આપ્યો તેનો પ્રથમ લાભ લેનાર સરદાર શ્રી બેહેચરદાસ ભાઈજ હતા. તેજ વખતથી તેઓ મ્યુનિસિપાલીટીના પ્રેસિડેન્ટ નિમાયા અને નડીયાદની મ્યુનિસિપાલીટીનો ઉત્તમ કાર્ય ભાર ચલાવી મળેલા હકકને દિપાવ્યો હતો. તેમજ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડનાં વાઇસપ્રેસિડન્ટનો હોદ્દો મેળવવાને ભાગ્યશાળી થયા હતા. તેઓની આ વખતની જાહેર કારકીર્દિવધુ લોક પ્રીય થઇ તેનું બીજું પણ એક કારણ એ છે કે ખેડા જીલ્લામાં તેમણે ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગોનાં પ્રદર્શનો ભર્યાં હતાં. અને ખેડુત તથા ઉદ્યોગી પ્રજાને અનેક નવા હુન્નરોની માહિતી મેળવવાની સગવડ કરી આપી હતી આ બધી જાહેર સેવાઓની કદર જાણીને

નામદાર સરકારે તેઓને સરદાર તેમજ રાવબહાદુરના ખેતાબો આપ્યા હતા. તેઓને લોર્ડ રેએ પોતાની લેજીસ્લેટીવ કૌન્સિલમાં મેમ્બર નિમ્યા હતા. આ વખતે, લોર્ડ રેની કૌન્સિલમાં મરહુમ તેલંગ, સર ફિરોજશાહ મેહેતા, જેવા વિદ્વાન અને અનુભવી કૌન્સિલરો હતા. અને તે માટે મી. એ. ઓ. હ્યુમ કે જેઓ નેશનલકોંગ્રેસના એક પિતા ગણાય છે તેમણે સરદાર બેહેચરદાસભાઇના કૌન્સિલના કામ માટે સારો અભિપ્રાય આપ્યો છે. જીવનનો મ્હોટો ભાગ પરોપકારમાં ગાળ્યા પછી આસરે પચાશેક વર્ષની વયે જુનાગઢના નવાબ સાહેબના આગ્રહથી તે રાજ્યમાં દિવાનની જગ્યા ઉપર નિમાયા. સરદાર શ્રીના વખતમાં જુનાગઢમાં "બાઉદ્દીન કાલેજ" તથા ટેકનિકલ ઇન્સ્ટીટયુટ સ્થાપવામાં આવ્યાં, તેમજ વોટરવર્કસ વિગેરે પ્રજાને ઉપયોગી જાહેર બાંધ કામો પણ ઉઘાડવામાં આવ્યાં. સરદારશ્રી વિશેષ ઉદાર હતા. સખાવત કરવા માટે તેઓ પ્રસિધ્ધ છે. તેમની પાસેથી કોઇ પણ મનુષ્ય પાછું જતું નહિં. તેમાં પણ વિધ્યા અને હુન્નરને અવશ્ય ઉત્તેજન આપતા. તેઓ ઘણાજ સાદા અને સરળ સ્વભાવના પરોપકારી પુરૂષ હતા. તેઓની બુધ્ધિ વિશાળ હતી. અર્થાત દરેક કામમાં તેઓની નજર પહોંચતી અને દરેકને તેના ખાતાનું જ્ઞાન આપતા.

## સરદાર શ્રી પુરુષોત્તમદાસ વિહારીદાસ.

રા. રા. પુરૂષોતમદાસભાઇ દેસાઈ કુટુંબના ત્રીજા પ્રજા હિતેચ્છુ પુરૂષ છે. એઓ શ્રીએ પણ ગુજરાતી અને અંગ્રેજી ભાષાની કેળવણી લઈ ઉચ્ચ સંસ્કારો ગ્રહણ કર્યા છે. પોતાના વડીલ બંધુ બેહેચરદાસભાઈની પેઠે નિઃસ્વાર્થ પણે જાહેર પ્રજાની સેવા બજાવવાનું મહાન કામ પોતાને માથે વહોરી લીધું છે. જીવનનો ક્રમ વિકાસ પામ્યો ત્યારથીજ નડીયાદ મ્યુનીસિપાલટીના મેંબર થઈ ધીમે ધીમે પ્રમુખ થવા પામ્યા છે. અને લગભગ પંદર વર્ષથી એ હોદા ઉપર રહી પ્રજાની સારી સેવા બજાવે છે. છપ્પનનાં દુકાળ વખતે જે વખતે ખેડા જીલ્લાની પ્રજા અન્નના કષ્ટથી ત્રાહ્ય ત્રાહ્ય કરતી હતી તે વખતે નડીયાદમાં પુઅર હાઉસ, પબ્લીક વર્કસ ઉઘાડી દુઃખી થતાં માણસોનો અમૂલ્ય પ્રાણાત્મા બચાવવાને ઘણી મેહેનત કરી હતી. અને ઇશ્વરે તેમાં યશ આપ્યો હતો. તેઓની આ વખતની સેવાની કદર જાણીને નામદાર સરકારે તેઓશ્રીને ધન્યવાદ આપ્યો હતો. એટલુંજ નહિં પણ પ્રજાના અનેક દુઃખી માણસોના આશિર્વાદ પણ મળ્યો હતો, દુકાળ જેવા કષ્ટ સમયને વટાવી ગયા પછી પ્લેગની પધરામણી થઈ તે વખતે પણ સરદાર શ્રીએ ઘણી મહેનત કરી રોગને અટકાવવાની તજવીજો કરી હતી, એઓશ્રી ખેડાની ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના મેમ્બર છે. અને લોર્ડ મોરલીના નવા સુધારાને લીધે નીમાયલી સરકારી કૌન્સિલમાં લોકલબોર્ડ તરફથી મેમ્બર નિમાવવાનું મ્હોટું માન મળ્યું છે. દેસાઇ ખાનદાન કુટુંબના સ્વભાવ પ્રમાણે મિલનસાર પણું, અને નિરાભિમાની પણું તેમનામાં પણ ઉતરી આવેલું છે.

## રા. રા. ગોપાળદાસ વિહારીદાસ.

એઓશ્રીએ પણ પોતાના બંધુઓની પેઠેજ ગુજરાતી અને (એલફીન્સ્ટન કૌલેજમાં) અંગ્રેજી ભાષાની ચઢતી કેળવણી મેળવી લીધા પછી ઉત્તર વિભાગના કમીશનર સાહેબની ઓફીસમાં સેક્રેટરી તરીકે જોડાયા હતા. અને ત્યાં જમીન મેહેસુલ સંબંધીનું સઘળું જ્ઞાન મેળવી લીધું. આ ખાતામાં જોડાયા પછી તે વખતના ગવર્નર સાહેબ મી ફર્ગ્યુસને તેમને એસીસ્ટંટ કલેકટરની જગ્યા આપવા માટે નામદાર વૈસરાયને ભલામણ કરેલી પરંતુ તે વખતે સીવીલ સરવિસની નોકરી માટે પસંદ કરેલા ગ્રેજ્યુએટજ હોવા જોઇએ એવું ધોરણ રાખેલું હોવાથી તે જગ્યા મળી શકી નહિં. ત્યાર પછી એઓએ એ ખાતા સાથેનો સંબંધ છોડી દઇને પોતાની જન્મ ભુમિ નડીયાદમાં રહીને મ્યુનીસિપાટીમાં જોડાયા અને પ્રજાની સેવા બજાવવા માંડી, તેઓએ નડીયાદ મ્યુની-

ીપાલિટીમાં ચેરમેન તરીકે સ્વતંત્રતા પૂર્વક અને નેડરતાથી કામ કર્યું હતું. આ વખતે ભાવનગરના મહારાજા તખ્તસિંહજીએ એમને એસીસ્ટન્ટ રેવેન્યુ કમીશ્નર તરીકે પોતાના રાજ્યમાં બોલાવવાથી ત્યાં ગયા અને તે રાજ્ય સાથે જોડાઇ તે ખાતાના કાયદાઓમાં પ્રશંસનીય સુધારાઓ કર્યા કે જે હજુ સુધી ત્યાંની પ્રજા યાદ કરે છે. ધીમે ધીમે મહારાજાના સેક્રેટરી થયા પછી એજ રાજ્યમાં ચિફ રેવેન્યુ કમિશ્નર થયા અને રાજાપ્રજા ઉભયમા માન મેળવ્યું. ત્યાર પછી જુનાગઢના નવાબ સાહેબે રેવેન્યુ કૌન્સિલ તરીકે બોલાવવાથી તે જગ્યા ઉપર ગયા. ત્યાંથોડાક મહિના રહ્યા બાદ મરહુમ શાહજાદા શેરજુમ્માખાનના નેટીવ કમ્પેનિયન તરીકે નિમણુક થઇ. શાહજાદાને આવા એક ઉચ્ચ વિચારના મિત્ર મળવાથી રા. રા. ગોપાળદાસભાઇ ઉપર તેમને ઘણો સ્નેહ ભાવ ઉપજ્યો. નામદાર નવાબ પણ એમણે બજાવેલી સેવાથી ખુશી થયા, પોતાના મદદનીશ તરીકે તેમજ રેલ્વે બોર્ડના મેમ્બર તરીકે નિમણુક કરી. નવાબ સાહેબના રાજ્યમાં જોડાયા ત્યારથી વિશ્વાસુપણાથી અને પ્રમાણિકપણે પોતાની નોકરી બજાવ્યા કરી હતી તેથી નામદાર નવાબ સાહેબ તેમના ઉપર પ્રસન્ન ઘણા રહેતા હતા. એઓશ્રીએ જેજે ખાતા સાથે સંબંધ રાખ્યો તે તે ખાતાંઓમાં અગત્યના સુધારાઓ કર્યાં હતા. અને તેથી રાજા પ્રજાની પ્રીતિ સંપાદન કરી હતી. જ્યારે એઓશ્રી ભાવનગરમાં હતા ત્યારે રાધનપુરના એડમિનિસ્ટ્રેટરના એસીસ્ટંટતરીકે પણ થોડો વખત રહ્યા હતા. ત્યાં પણ એઓએ રેવન્યુ ખાતાનુ કામ કુશળતાથી બજાવી એડમિનિસ્ટ્રેટર મેજર લાઇડનો ઉચ્ચ અભિપ્રાય મેળવ્યો હતો. પરંતુ ભાવનગર રાજ્યના આગ્રહથી પોતાની અસલ જગ્યાએ જોડાયા હતા. પોતાના ખાનદાન કુટુંબના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે એઓશ્રી પણ ધર્મ કર્મ નિષ્ઠ અને પરોપકારી તેમજ ઉદાર સ્વભાવના છે. ધર્મનાં પુસ્તકોનું અધ્યયન, ઇશ્વર ઉપર અટલ શ્રધ્ધા; તથા પ્રજાની સેવા, એ સઘળાં પરલોકના હિતકારક સાધનોમાં પ્રવૃત્ત રહે છે. ખેડૂત પ્રજાને ખેતીવાડીનું જ્ઞાન મળે તે માટે તેઓ ઘણો પ્રયાસ કરી રહ્યા છે. પ્રદર્શન વિગેરે ઉન્નતિના સાધનોમાં ઉમંગથી ભાગ લે છે. ઇશ્વર "દેસાઇ કુટુંબ" ની કીર્તિ અવિચલ રાખે અને તેમની પ્રજા પણ પોતાના વડિલોને પગલે ચાલવાની સુબુધ્ધિ અવિચલ રાખે એજ પ્રાર્થના છે.

---

## व्याभिचार निषेध.

છત્રપતિ સરદાર, પતિ લંકાકો મ્હોટો,
બીશકોટી સુભટ્ટ, દ્રવ્ય દલકો નહિં તોટો,
લક્ષ પત્નીની નાર, લગ્નકી સબમેં ચઢતી,
રામ પત્નિ લે ગયે, આઇ વો દીનસેં પડતી,
મદોન્મત્ત મારૂતિ આયો લંકાગઢ માંહી,
જીત્યો યોધ્ધ કપિંદ્ર, ઇન્દ્રજીત રોળ્યો ત્યાંહી,
દોલતકો ભંડાર દીનો બીભિછન ભાઇ
લય કીનો સબ દેશ કીઇ ભક્તનકી સાઇ.
તડિત્ પડિત્ ટંકાર, કીયો ધનુષકો ભારી,
રામ પત્નિ લે ગયે ક્રુર રાવનકો મારી,
સતિ બુરી પરનાર માર મરકટકો ખાયો,
જીવ ગયો બેમોત નર્કમેં રાજ ગુમાયો,
પરદારા તજ પ્રીત, પ્રીત પરનારે બુરી,
ધન જોબન જલ જાય કોઇ દીન પ્રીરતી છૂરી.
કહે ધીરજ કર જોડ છોડ પરત્રીયા પ્રીતિ.
કોન મનુષ હેં માત્ર, દેખ રાવનમેં બીતિ.

દોહરો.

પરનારી અભિલાષથી, બચવાની શી આશ ?
રિધ્ધિ સિદ્ધ શકિત છતાં રાવણ પામ્યો નાશ.

कवि धीरजराम निर्भयराम पुराणी

# મહાત્મા શ્રી કૃષ્ણાનંદ સરસ્વતી સ્વામી

અને

## તેમના લેખ.

(જાનેવારીના ખાસ અંક માટે લખાઇ આવેલું.)



શ્રી કાશી કૈવલ્યધામનિવાસી પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમાન્ કૃષ્ણાનંદ સરસ્વતી સ્વામી માર્ગશીર્ષ ૨ મંગળવારે એટલે તા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૯ ને દિવસે સમાધિસ્થ થયા. તે વખતે તત્રસ્થ તમામ વિદ્વન્મંડળના મુખથી એમ ઉદ્ગાર નીકળ્યો કે આર્યાવર્તનો સૂર્ય અસ્ત થયો છે, અને આવા અપૂર્વ મહાત્માના જેવો પાક થવો હવે અતીવ દુર્લભ છે. આવા ઉદ્ગારનો મર્મ શો છે તે સમજવાને માટે એ મહાત્માને લગતી જે કંઇ હકીકત મળી આવી છે તે, તથા એમણે દેહ ધારણ કરી શું લોકોપયોગી કામ કીધું છે તે પ્રસિદ્ધિમાં લાવવાની પ્રવૃત્તિ અનુચિત નહિ કહેવાય.

એ મહાત્માનો જન્મ લગભગ એંશી વરસ ઉપર કર્ણાટકમાં પંપા નામના ગામમાં થયો હતો. એમનું નામ ચૂડામણિ રાખવામાં આવ્યું હતું. એમના પિતાનું નામ રામ હતું ને માતાનું નામ જાનકી હતું તેનું બીજું નામ જયા પણ હતું. ઘર જો કે ઘણું શ્રીમંત નહોતું પણ પ્રતિષ્ઠાને તપોધનથી સમૃદ્ધ હતું. એમના પિતામહ ઘણી સારી સ્થિતિમાં હતા અને તેને કુમશીકર સરદારનો આશ્રય હતો. તેમ બ્રાહ્મણ રાજવંશીઓના સંબંધી હતા. એમના પ્રપિતામહ રાયભટ્ટે કાશીમાં મોટો યાગ કીધો હતો ને તેના અવસાન સમયે તેની સ્ત્રી તેની પાછળ સતી થઇ હતી. શ્રી નૃસિંહ સરસ્વતી જે સાક્ષાત્ દત્તાત્રયના અવતાર મનાય છે, ને જેમનું માહાત્મ્ય 'ગુરુ ચરિત્ર' નામના પ્રસિદ્ધ પુસ્તકમાં વર્ણવેલું છે, તેમના ચાર મુખ્ય શિષ્યોમાંના સાયંદેવ એમના કુટુંબમાં થઇ ગયા છે. એ કુટુંબમાં વેદવિદ્યાનો પરંપરાગત વાસ હતો. તે પ્રાચીન શિષ્ટાચરણને માટે પ્રખ્યાત હતું, તથા વિરલ આદિસિદ્ધ તથા આજાનસિદ્ધોને જન્મ આપી મહાન્ ગૌરવને પામ્યું હતું. યોગભ્રષ્ટોને જન્મ આપવાને આવાંજ કુટુંબ યોગ્ય હોય છે કે તેથી તેના પાકમાં કચાસ ન રહે.

આઠમે વર્ષે ચૂડામણિને ઉપવીત આપવામાં આવ્યું. તે વખતે એમનું સંસ્કૃત જ્ઞાન એટલું હતું કે સાધારણ શ્લોક વગર ચૂકે રચી શકે. આઠ વર્ષમાં સાંગોપાંગ ઋગ્વેદ ભણી રહ્યાને અડધી પોણી કૌમુદી પણ તૈયાર કીધી. આગળ અભ્યાસ વધારવાને કાશી જવાનો મનોરથ થયો. ઘરમાં નાનપણથી સહુને લાડકા હોવાથી પરદેશ જવાની રજા નહિ મળે એવા ભયથી કોઇને કહ્યા કહાવ્યા વિના એટલી લઘુ વયે એકલા નીકળી પડયા. સારે નસીબે રસ્તામાં કાશી જતો સથવારો મળ્યો, તેના સંગમાં અમુક મુદતે કાશી આવી પહોંચ્યા. ત્યાં પોતાના ગામના એક અગ્નિહોત્રી રહેતા હતા, તેમણે એમને પોતાના ઘરમાં રાખ્યા ને પુત્રવત્ સંભાળ લીધી. કાશીમાં સર્વ શાસ્ત્ર પારંગત વિશાલ કીર્તિ સત્યસંધ શ્રી રાજારામ શાસ્ત્રી કાલે હતા તેમની પાસે અભ્યાસ કરવાનો પોતાનો મૂળ સંકલ્પ હતો. પરંતુ અગ્નિહોત્રી મહારાજ આ યુવાન વિદ્યાર્થીને એ રાજારામ શાસ્ત્રીના ગુરુ પ્રચંડ પંડિત સિદ્ધસારસ્વત શ્રી કાશીનાથ શાસ્ત્રીને ત્યાં લઇ ગયા. પૂછપાછ કરતાં, વિદ્યાર્થી પરિચિત ઘરનું બાળક જણાયું. તેથી શાસ્ત્રી મહારાજે ઘણાજ માયાળુ સ્વભાવથી એમને પોતાની પાસે અભ્યાસ કરવાને કહ્યું, ત્યારે એમણે જવાબ દીધો કે મેં તો રાજારામના શિષ્ય થવા સંકલ્પ કીધો છે, માટે આપની પાસે નહિ, પણ તેમની પાસે ભણીશ. કાશીનાથજી એ સાંભળી હસ્યા ને ઘણા પ્રસન્ન થયા. તરત રાજારામને બોલાવીને કહ્યું કે આ બટુકને તમારી પાસે અભ્યાસ કરવો છે તો એને સ્વકીય સમજી

સંભાળથી અભ્યાસ કરાવજો, કેમકે એ કંઇ વિલક્ષણ નીકળશે એમ ભાસે છે. ઇત્યાદિ.

ત્યાર બાદ શુભ દિવસ જોઇને એ બ્રહ્મચારી બટુકે રાજારામજી, જે સરકારી સંસ્કૃતશાળાના અધ્યાપક હતા, તેમનું વિધિપુરઃસર અર્ચન કરી તેમના શિષ્ય થવાની મનઃકામના બર આણી. એમના સહાધ્યાયીમાં સરસ્વતીના અવતાર રૂપ બાળશાસ્ત્રી રાનડે, ષટ્શાસ્ત્રસંપન્ન રાજારામ શાસ્ત્રી બોડસ આદિ ધુરંધર વિદ્વાન થઇ ગયા છે. પોતે ધીરે ધીરે ગુરુજીના ઘણાજ કૃપાપાત્ર બની થોડા વખતમાં બુદ્ધિબળથી સકળ શાસ્ત્રમાં પ્રવીણ થયા. એમની નિપુણતાને કુશાગ્ર બુદ્ધિ એવી હતી કે જેમ ગુરુ દ્રોણાચાર્યના ઘણા વિદ્યાર્થી છતાં અર્જુનના ઉપર તેમની અધિક પ્રીતિ હતી તેમ શાળાના સઘળા વિદ્યાર્થીઓમાં ગુરુજીનો વાત્સલ્યભાવ પોતાની ઉપર ખેંચવાને માટે એ વિશેષ ભાગ્યશાળી હતા. ધીરે ધીરે ગુરુજીની જોડે વિદ્વાનોની સભામાં એમણે ભાગ લેવા માંડયો. ત્યાં પણ કોઇ કોઇ વાર એવા પૂર્વપક્ષ ખડા કરતા કે તેનું નિવારણ ત્રણ ત્રણ ચાર ચાર દહાડા લગી ચર્ચા ચાલવા છતાં થતું નહિં. આ જોઇને ગુરુજી તથા પરમ ગુરુજીને ઘણોજ વિનોદ થતો.

એ અરસામાં તંત્ર શાસ્ત્રનો અભ્યાસ એમણે પરમોદાર શ્રી શિવાનંદ મહારાજ પાસેથી કીધો. એ મહાત્મા બહુ સમર્થ હતા. શાપાનુગ્રહ કરવાની શક્તિ ધરાવતા, ને તંત્રાચાર્ય પદવીને સર્વ પ્રકારે યોગ્ય હતા. એમના પૂર્ણ પ્રસાદથી એમના આ શિષ્ય પણ તેવીજ યોગ્યતા સંપાદન કરી શકયા હતા.

શાળામાં ભણી રહ્યા પછી ગુરુજીએ શાળામાં નોકરી લેવાની સલાહ આપી. ઉત્તરમાં એમણે એમ કહ્યું કે, 'ગુરુ શિવાય બીજાની નોકરી કરવાનો સંકલ્પ મને ઉદ્ભવતોજ નથી.'

શાળા છોડયા પછી થોડા વખત જુદે જુદે સ્થળે મુસાફરીએ નીકળ્યાં. જ્યાં વિદ્વાનોનો સમૂહ હોય ત્યાંની મુલાકાત અવશ્ય લેતા. આ દેશાટનમાં ઘણુ ઘણુ રાજદરબારોમાં એમનો મહાન્ સત્કાર થતો, તેમાં પંડિતો જોડે વાદવિવાદમાં વિજય લક્ષ્મીનો લાભ અધિક થતો. કાશ્મીરમાં ત્યાંના મહારાજા સમક્ષ સ્થાનિક પંડિતો જોડે ઘણી સરસ તાડબાજી થઇ હતી, ને તે જોઇને નરાધીશે એમનાં ઘણાંજ વખાણ કીધાં હતાં. અહિં એમણે ભાષ્યાંત લગી વ્યાકરણનો અભ્યાસ સરળ કેમ થાય તે વિષયમાં એક વ્યાકરણનો ગ્રંથ લખ્યો હતો. તે ત્યાંના પંડિતોના હાથમાં વાંચવા સારૂ ગયો તે ગયો. પાછો કર્ત્તાની પાસે આવ્યોજ નહિં.

પોતે મુસાફરીમાં હતાં તે વેળા એક રામાનુજ પંડિત કાશીમાં આવ્યો હતો. તેણે પોતાનો સિધ્ધાંત એવી ચતુરાઇથી પોતાના ગ્રંથમાં પ્રતિપાદન કીધો હતો કે તેને છેક બાળશાસ્ત્રી રાનડે એ સુધ્ધાં પ્રશંસા પત્ર લખી આપ્યું. કેટલેક કાળે પોતે મુસાફરીમાંથી કાશીમાં આવ્યા ત્યારે ઉપલો વૃત્તાંત સાંભળ્યો, રામાનુજનો ગ્રંથ વાંચ્યો ને તુરત તેનું ખંડન કરવામાં પ્રવૃત્તિ થઇ, ને 'અદ્વૈતસામ્રાજ્ય' નામનો ગ્રંથ લખ્યો. એ ગ્રંથમાં રામાનુજ મતનું તથા મધ્વ મતનું ખંડન શાસ્ત્ર પ્રમાણ તથા યુકિત બળથી કરી અદ્વૈત મતનું મંડન અપૂર્વ રીતે કીધું છે. એ ગ્રંથ જ્યારે વે. સં. બાળ શાસ્ત્રીને વંચાવ્યો ત્યારે તેઓ એટલા બધા પ્રસન્ન થયા કે ગ્રંથ પોતાને ખરચે છપાવવાની ઇચ્છા બતાવી ને રામાનુજના ગ્રંથને પ્રશંસા પત્ર આપવામાં પોતાની ઉતાવળ કબુલ કીધી! બાળશાસ્ત્રીના શરીરનો અકાલિક અંત આવવાથી એ ગ્રંથ તે પોતે છપાવી શકયા નહિં પણ પાછળથી છપાયો છે.

કાશી આવ્યા પછી એમનાં માતાપિતા પણ કાશી યાત્રાએ આવ્યાં હતાં. તેમનો મેળાપ થયો. એમની વિદ્યા તથા બુધ્ધિ વૈભવ જોઇ માવતરને આનંદ કેટલો થયો હશે તે સહજ ખ્યાલમાં આવી શકે છે. માતા પિતાએ એમને ગૃહસ્થાશ્રમી થવાનો ઘણો આગ્રહ કીધો. પણ એમનું શાસ્ત્ર જ્ઞાન કંઈ પંડિતાઇ બતાવવાનું નહોતું, પણ સંગીન હતું. શાસ્ત્રનો સાર તથા સંસારનું સ્વરૂપ પોતે પામી ગયા હતા. તેથી ગૃહસ્થ થવાની ઘસીને ના કહી. માતાને માઠું પણ લાગ્યું. પણ પોતે એકના બે થયા નહિં. તેણે ત્રણ વરસ વિચાર કરવાની અવધી આપી દરમ્યાન માતુશ્રીનો કાશીવાસ થઇ ગયો. પિતાએ જોયું કે પુત્રની વૃત્તિ પૂર વૈરાગ્યથી રંજિત છે, તેથી તેમણે એની ત્યાગવૃત્તિના વેગને રોકવાનું દુરસ્ત ધાર્યું નહિં. માત્ર એટલુંજ કહ્યું કે તું ભણી ઉતર્યો છે તો એક લોકમાન્ય ગ્રંથ લખ, ને કોઇ પુણ્ય ક્ષેત્રમાં દેવાલય કર, એટલે હું સંતોષ માનીશ; આટલી અનુજ્ઞા કરી પોતે પોતાને વતન ગયા.

આણી તરફ આપણા ચરિત્ર નિરૂપણના વિષય ઉપર વૈરાગ્યનાં મોજાં જોસ ભેર અથડાવવા લાગ્યાં. વિરક્તતાની વૃદ્ધિની જોડે સંસારની નીરસતા પણ વૃધ્ધિંગત થતી ગઇ. જેમ ગોપીઓ કૃષ્ણના વિરહથી વિહ્વળ થઇ ગઇ હતી તેમ પોતે ગુરુ અન્વેષણને માટે તીવ્ર આતુરતાથી બેચેન થવા લાગ્યા. એ વખતની સ્થિતિનું વર્ણન એમણે પોતાના એક ગ્રંથમાં સવિસ્તર કીધું છે. આવી સ્થિતિમાં એમને એકવાર સ્વપ્નામાં દ્રષ્ટાંત થયો કે દ્રોણગિરી ઉપર તું આવ એટલે તારો મનોરથ સિદ્ધ થશે. થોડે અંતરે પાછો તેવો ને તેવોજ દ્રષ્ટાંત થયો તેથી પોતે ત્યાં જવાનો નિશ્ચય કીધો. ત્યાં એમને પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી સચ્ચિદાનંદ સરસ્વતી અવધૂત મહાત્માનો મેળાપ થયો. તેઓ સિધ્ધ કોટિના મહાત્મા હતા. તેમની જોડે માત્ર કલાક પોણા કલાકના સમાગમથી પ્રાપ્તવ્યની પ્રાપ્તિ થઇ. જ્યાં પાત્ર, વૃત્તિ ને સ્નેહ તઇયાર હોય ત્યાં જ્યોતિ પ્રકટવામાં વિલંબ લાગતો નથી. આ મહાત્મા એમના સન્યાસ ગુરુ હતા. એમની પાસે સન્યાસ દીક્ષા લઇ કૃષ્ણાનંદ સરસ્વતીનું નામ ધારણ કરીને કેવળ નૈષ્કર્મ્ય સિધ્ધિ અનુભવવા લાગ્યા. બહુધા એક સ્થળે રહેતા નહિં. એકાંત વાસ વધારે પસંદ કરતા ને દુનિયા તરફ છેકજ બેદરકારીથી જોતા. લાંબો મુકામ માત્ર કાશીમાં થતો તે વેળા એમના વિદ્યાગુરૂ મહાનુભાવ રાજારામ શાસ્ત્રી એમના દર્શને જઇ 'ઓ નમો નારાયણાય' કહી વંદન કરતા તે વેળા એઓ તેમને વારતા કે મહારાજ, આપને એ ઘટે નહિં આ આશ્રમમાં પણ આપનો અનુગ્રહ ક્ષણભર ભૂલાતો નથી. પાછળથી ગુરુજીએ પણ સન્યાસ ગ્રહણ કીધો હતો.

કાશીમાં શ્રી કૃષ્ણાનંદજીએ 'સ્વાનુભૂતિવિલાસ' નામનો ગ્રંથ લખી નાના પ્રકારના પૂર્વ પક્ષો ખડા કરી તેનું સમાધાન પોતેજ પોતાના વિનોદાર્થ કીધું છે, ને જીવન મુક્તની દશા કેવી હોય છે તે દર્શાવ્યું છે. એ લઘુગ્રંથ જોઇને ગુરુજી ઘણાજ પ્રસન્ન થાત, પણ તે વખતે રાજારામ શાસ્ત્રી સિદ્ધિગત થયા હતા તેથી ગ્રંથને અંતે સ્વામીજીએ લખ્યું છે કે 'સૌજન્યનાનિધિ એવા મારા પૂર્વ ગુરૂશ્રી રાજારામ શાસ્ત્રી ચાલ્યા ગયા એવી ચિંતા કરીને 'હે જીવ, તું શોક મા કર'

એ અરસામાં દ્વારિકાપીઠના આધિપત્ય વિષયક ગુજરાતમાં ભારે ચર્ચા ઉભી થઇ હતી. એ પીઠ માટે ઘણા કાળથી અવ્યવસ્થા ઉત્પન્ન થઇ હતી. રાજરાજેશ્વર નામના સ્વામી જે વખતે બ્રહ્મચારી અવસ્થામાં હતા ત્યારે દ્વારિકા પીઠાધિકારી કેશવાનંદ સરસ્વતી સ્વામીપાસે સન્યાસ દીક્ષા લેવા ગયા તેમણે દીક્ષા આપવા ના કહી. પણ જ્યારે થોડે કાળે તેઓ વિદેહ કૈવલ્ય પામ્યા ત્યારે રાજરાજેશ્વર સ્વામીએ

ર્ણીમાં શ્રી આનંદાશ્રમ નામના ગૌડ સન્યાસી પાસે દીક્ષા લઇ યુક્તિ પ્રયુક્તિથી દ્વારિકાના ખાલી પડેલા પીઠાસનને હસ્તગત કીધું. જેમ સિંહાસનને અંગે રાજ્યભાગ રહ્યો છે, એટલે વંશ પરંપરા જેનો હક પહોંચતો હોય તેને મળે છે, તેમ આચાર્ય સિંહાસન પણ શિષ્ય પરંપરા પ્રાપ્ત થાય છે. દ્વારિકા પીઠનાથી મૂળ વારસ દેશકાંતિને સબબે દક્ષિણમાં મૂળબાગલ સંસ્થાનમાં જઇને રહેલા છે એમ ઘણાનું માનવું છે. દ્વારિકા પીઠનાં યોગપટ્ટાદિ ચિન્હ અદ્યાપિ ત્યાં છે. ત્યાંના શ્રી સદાનંદ તીર્થ સ્વામી તથા શ્રી રાજરાજેશ્વર સ્વામી એ. બેઉનું કોઇ નિમિત્તથી બાવીસેક વરસ ઉપર સુરતમાં આવવું થયું. દ્વારિકાની આચાર્ય ગાદીના બેઉ પોતપોતાને હકદાર કહેવા લાગ્યા. આચાર્ય ગાદીનો હક ઠરાવવાનું કામ મૂળ શંકરાચાર્યની પધ્ધતિ અનુસાર હોવું જોઇએ. એ કારણથી સુરત શહેરના મહાજનોએ કાશી, પૂના મુંબઈ આદિના પ્રસિધ્ધ વેદશાસ્ત્રવિદ્ માન્ય પંડિતોને સાદર આમંત્રણ કરી સભા ભરી. અને વેદશાસ્ત્રાર્થ હૃદયજ્ઞ શ્રીમાન કૃષ્ણાનંદજીને અધ્યક્ષ સ્થાનને માટે પસંદ કીધા. સભા ઘણીજ દબદબા ભરેલી હતી, ને જનકરાજાના વખતમાં યાજ્ઞવલ્કય પ્રભૃતિ પંડિત સભાની સ્મૃતિ કરાવતી. એક વિશાળ મંડપમાં હજારો પ્રેક્ષકો ને બ્રાહ્મણવૃંદની મેદની મળી હતી. તે વેળા સભા સમક્ષ સોળ પ્રશ્ન ત્યાંના એક બ્રાહ્મણ વર્ગે પૂછયા કે દ્વારિકા પીઠના મૂળ સંપ્રદાય પ્રવર્તક આચાર્ય સુરેશ્વર હતા કે પદ્માપાદ હતા; સાધારણ સન્યાસી ને પીઠાચાર્ય સન્યાસીની દીક્ષામાં કંઇ ફેર છે કે કેમ? શ્રી શંકરાચાર્યે નિમિત્ત કીધેલા ચાર પીઠની કોઇ શાખા છે કે નહિ; ખાલી પીઠ કેવી રીતે પૂરાય છે; એક પીઠ ઉપર પીઠાંતરાચાર્યનો શિષ્ય બેસી શકે કે નહિં; મૂળબાગલ સંસ્થાનના શ્રી સદાનંદ તીર્થની કઇ પીઠની પરંપરા છે ઇત્યાદિ તમામ પ્રશ્નોના સ્પષ્ટ ખુલાસા અધ્યક્ષ સ્વામીજીએ કીધા ને તે સર્વ સભાસદોએ સ્વીકાર્યા. એ શાસ્ત્રાર્થ 'સંશયતિમિરભાસ્કર' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયો છે.

ત્યાર બાદ એજ બાબતપર રાજરાજેશ્વર સ્વામી તરફથી સુરતમાં એક સભા બોલાવવામાં આવી તેમાં ચાર પ્રશ્નો ઉપસ્થિત કીધા હતા ને તે સ્વામીજીને કાશીમાં મોકલી આપવામાં આવ્યા હતા તેનાં ઉત્તર મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી બોડસ મ. રામ દીક્ષિત બાપટ, ગંગાધર શાસ્ત્રી દાતાર આદિ દશ શાસ્ત્રીઓની સમ્મતિ સાથે સ્વામીજીએ સભા ઉપર મોકલી આપ્યા. પ્રશ્નોત્તર વાંચવા જેવા છે. ને તેમાં શ્રી સદાનંદ તીર્થનો હક દ્વારિકાના પીઠ ઉપર સાબીત કીધો છે.

આથી સંતોષ ન પકડતાં શ્રી રાજરાજેશ્વર સ્વામીએ 'જગદ્‌ગુરુ પીઠાધિકાર વ્યવસ્થાચંદ્ર' નામનો નિબંધ છપાવ્યો. ને દ્વારિકાપીઠ ઉપર પોતે બેસી શકે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કીધો. તેનો જવાબ સ્વામિ શ્રી કૃષ્ણાનંદજીએ મૂળ પૂર્વ પક્ષ સહિત છપાવી પ્રસિદ્ધ કીધો છે ને તે ઉપર કાશીના મોટા મોટા પંડિતોએ અનુમતિ આપી છે.

દ્વારિકા પીઠના બેઉ દાવાદાર સમાધિભાવને પ્રાપ્ત થયા એટલે એ ઝઘડો ઘણે અંશે શાંત થયો. આ ઝઘડાને આટલા લંબાણથી જણાવવાનો હેતુ એટલોજ કે છે કે એ વિવાદે સ્વામીજીની ખ્યાતિ આખા દેશમાં, ને વિશેષે કરીને ગુજરાત કાઠીયાવાડમાં ફેલાવી, ને તેમની વિદ્વત્તા તથા બુદ્ધિબળને જગપ્રસિદ્ધમાં આણ્યાં.

# "भक्तकवि भोजल"

(જાનેવારીના ખાસ અંક સારૂં ઓવેલુ)

ગુર્જર સાહિત્યના ભક્ત મંડલમાં વિરાજતા મહેતા નરસિંહ પછી ભક્તકવિના નિર્મલ અને પવિત્ર પ્રતિષ્ઠિત નામથી જો કોઇ પણ અન્ય કવિ સુશોભિત થયો હોય તો તે આપણો નાયક ભોજલરામ છે. તે કવિ હતો અને સાથે ભક્ત પણ હતો.

આ ઉભય કારણોથી તે એક ધર્મવીર હતો. સૃષ્ટિના ઇતિહાસમાં જેજે મનુષ્યોએ પોતાની અસાધારણ અલૌકિક શક્તિવતે આપણા સાધારણ અને ક્ષુદ્રક જનસ્વભાવને ઉચ્ચકર અને દિવ્યતત્વાંશી બનાવવાને પોતાનાથી બનતો બહુ વિધ પ્રયાસ કરેલો છે; તેઓમાંના એક ગણાવાનું માન આપણા આ મહાત્મા ભોજલને પણ છે. જેવી રીતે અસાધારણ ગુણોથી અલંકૃત આત્માઓનો જીવનક્રમ અસાધારણ; અને જેવી રીતે તેઓની અર્થસિદ્ધિ કરવાનાં સાધનો પણ અસાધારણ તેવી રીતે તેની મનોરથસિદ્ધિ કરવાનાં સાધનોની કથા અસાધારણ રસથી અદ્દભુતજ છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ એચતુર્વિધ તત્ત્વસિદ્ધિ અર્થે મનુષ્ય સ્વભાવ મથન કરી રહ્યો છે એ વાર્તા સર્વવિદિત છે. કોઇ મનુષ્યો ધર્મક્ષેત્રમાં ધમધમાટ કરી રહ્યા છે. તો કોઇ મનુષ્યો અર્થવાહમાં આથડી રહ્યા છે. કોઇ કોઇ લોકો કામકૂપનાં મન ગમતાં મીઠાં જલનું પાન કરવા તેમાં જે કુદી પડ્યા છે; તો કોઇ કોઇ દિવ્ય તેજાંશી આત્માઓ મોક્ષ મંદિર વિષે પ્રવેશ કરવાને માટે માયા જલમાંથી મુકત થવાને મથી રહયા છે. આ પ્રમાણે સર્વ કોઇ મન પ્રસન્ન ઉદ્યમમાં ઉતરી પડ્યું દેખાય છે. ભોજલ ભકતે ઉકત ચતુર્વિધ તત્વોમાંથી મોક્ષ તત્વને સર્વથી સરસ અને ઉપયોગી જાણ્યું અને તેને પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો હોય એવું તેઓની જીવનકથામાંથી જણાઇ આવે છે. આવા ઉકત ઉચ્ચ ઉદ્યમને લીધે આ ભકતરાજનું જીવન શ્રોતવ્ય અને અનુકરણીય છે, તે અનુપમેય હોઇને આપણા અભ્યાસમાં આવવાને યોગ્ય છે. પોતાના જન્મની સાથેજ ચિત્તમાં કોઇ અદ્દભુત ચટકો લાગવાથી આ અસાર પણ સારભૂત મનાતા સંસારના રાગભોગાદિ સર્વ પ્રકારની સમૃદ્ધિનો ત્યાગ કરી, માત્ર ભાવિ દૈવી સંપત્તિના શોધનાર્થ, ઘરબાર સર્વ છોડી ફકીરી લઇ નીકળી પડવું એ જો મનુષ્યમાં અનુદ્દભૂત અવસ્થામાં રહેલું અમાનુષી તત્ત્વ સૂચવતું નથી તો પછી અન્ય શું સૂચવે છે? જે મનુષ્ય બાહ્યસૃષ્ટિ અને અન્તઃસૃષ્ટિના ભેદ જાણવાને સમર્થ થયો છે તે મનુષ્ય કેવો અંશાવતારી હોવો જોઇએ? જેણે અશ્રાન્ત યત્નવતે પોતાની દૃષ્ટિ " શૂન્ય શિખર " ઉપર અચલ રીતે ટકાવી રાખી તે મનુષ્યને આપણે મહાત્મા નહી કહીએ તો અન્ય સંજ્ઞા શું આપીશું? ભોજલ ભકિત રસમાં ભૂલી રહ્યા હતા અને પોતાની માનસિક દૃષ્ટિવતે પેલી અદૃષ્ટ વસ્તુનાં સાક્ષાત્ દર્શન કરતા હતા એજ તેમના અમાનુષી ગુણોની પ્રતીતિ કરાવવા બસ છે. મુખવાદ કરે કાંઇ મહાત્મા થઇ જવાતું નથી. બે ચાર હરિ કીર્તન ગાયે અને " બાવી ત્રેવી ટીલાં કરે " પણ ખરા ભકત કહેવાવાતું નથી. સૃષ્ટિના મંડાણથી તે અદ્યાપિ કઇક ' ભગત જગતને ઠગત ' એવા ડોળ ઘાલનારા બાવા યોગી થઇ ગયા છે પણ તેમાંના કોઇનું નામ માત્ર પણ આપણે જાણતા નથી ભોજલ થઇ ગયા છે, એવી લોક વાણી ભોજલરામના સત્ય સ્વરૂપનું ચિત્ર આપવાને બસ છે. ભોજલ ભકતનું નામ સર્વ ગુર્જર પ્રજામાં પ્રખ્યાત છે એજ તેમનું માહાત્મ્ય છે—એજ તેના નામનો ઉજ્જવલ કીર્તિસ્તંભ છે. ' નરસિંહ મહેતાનાં પ્રભાતીયાં,' "શામળ ભટ્ટના છપ્પા" અને ' ભોજલ ભકતના ચાબખા," એ વાકય ત્રિપુટીમાં ભોજલના નામને અમર કરવામાં આવ્યું છે એ તેના ઉચ્ચ ગુણોનું લોકમાન છે. ભોજલરામ કવિ હતા, તત્ત્વદર્શી હતા, ભકત હતા તેમનો ભકિત પ્રવાહ અસ્ખલિત, તેમનું તત્વ વિચારમિશ્રિત અને તેમનું જ્ઞાન ઉંડું હતું. રા. હરગોવિંદ દાસના કહેવા પ્રમા

ણે તેમની સ્મરણ શકિત અદ્દભુત હતી. તેઓનું જીવન તો અદ્દભુત હતુંજ તો પછી તેમની તમામ શકિતઓ અદ્દભુત હોય તેમાં શું આશ્ચર્ય ? એવા આપણા ભોજલરામને વિષે બહુ કાંઇ જાણવામાં આવ્યું નથી; પરંતુ જે કાંઇ જાણવામાં આવ્યુ છે તે સર્વ તથા તેમણે રચેલાં અને લોકોમાં ગવાતાં પદો ઉપરથી જે કાંઇ તેમનાં વિચાર જ્ઞાન ઈત્યાદિ ને લગતું આપણા જાણવામાં આવ્યું છે તે ઉપર હવે આપણે સંક્ષેપમાં બોલીશું.

જે ભકતરાજનું ચરિત્ર નિરૂપણ અત્રે કરીએ છીએ તે પવિત્ર આત્મા આપણા વન લીલાથી વિભૂષિત થયલા પ્હાડી સુરાષ્ટ્રમાં આવેલા જીવપુર (જેતપુર) નામના ગામ સમીપ દેવડી ગાલોલ નામનું ગામ છે તેમાં દેહધારી થઇ અવતર્યા હતા. તેમના જન્મ દિવસનો વાર તથા તિથિ જાણવામાં આવ્યાં નથી પરંતુ તેમનું જન્મ વર્ષ સંવત ૧૮૪૧ છે તેમના પિતાનું નામ કૃષ્ણદાસ અને તેમની માતાનું નામ ગંગાબાઇ હતું. ભોજલ ભકત સાવલિયા કહેવાય છે તેથી કદાચ્ તેઓના પૂર્વજ સાવલીના રહેવાશી પણ હોય: તેઓ જાતે કણબી હતા. ભોજલ ભકત ઉપરાંત ગંગાબાઇને પેટે બીજા બે પુત્રનો જન્મ થયો હતો અને તે ઉભય પુત્રનાં નામ કરમણ અને જસો અનુક્રમે હતાં તે ઉકત પુત્રો પણ ભોજલરામને પ્રતાપે ભકતરૂપે ગણાયા છે. જન્મથીજ ભોજલરામ કોઇ વિચિત્ર પ્રકૃતિના માણસ હતા. શૈશવમાંથી માતાનું દૂધ પીધેલું તે છેક દ્વાદશ વર્ષની વયના થયા તે કાલ પર્યંત તેઓ દૂધ પીનારાજ રહ્યા. અન્ન શું કહેવાય તેની તો તેમને સુગંધ પણ નહોતી એતો વિશ્વમાન્ય વાત છે કે, જન સમાજરૂપી સાગરની ઉપર તરતાં ફુલોમાંથી જે સંખ્યામાં મહાન્ પુરૂષો થયા છે તેનાં કરતાં અધિક સંખ્યામાં, તેને તળિયે નિવાસ કરતી સૃષ્ટિમાંથી કંઇક રત્નો ઝળકી ઊઠયાં છે. નરસિંહ મહેતાની પેઠે ભોજલરામનો જન્મ એવા સંયોગોમાં થયો હતો કે, તે બાલક સ્વાભાવિક રીતે વિદ્યા સંસ્કાર વિનાનું જ રહે. તેમાં વળી તે ગામડીયા ગામમાં રહેનારા પછી વિદ્યાની તો વાતજ શી ! આ પ્રમાણે પ્રાકૃત નહિ પણ અસંસ્કૃત ભોજલરામ વિદ્યા વિમુખ રહ્યા, પરન્તુ તેઓ દૂધાધારી બાલક હોઇને સર્વ લોકના આશ્ચર્યનું પાત્ર થઇ પડયા જે મનુષ્ય બાર બાર વર્ષ પર્યંત અન્ન ખાય નહિ તે લોકોમાં પ્રચ્છન્નાવસ્થામાં રહેલાં અદ્દભુત તત્વને જો જાગ્રત્ કરે તો તેમાં કશું આશ્ચર્યજનક નથી. ભોજલરામના આ તપનો કીર્તિવાયુ હવે ચતુર્દિશામાં વાવા લાગ્યો. લોકોને તે ચમત્કારે ચોંકાવી દીધા તેઓની શ્રધ્ધા પુનઃ અંકુરિત થવા લાગી; આવા પ્રસંગે પવિત્ર ગિરનારની ગુફામાં વાસ કરનાર કોઇ રામે તવન નામનો યોગી ત્યાં ચડી આવ્યો. તેણે આપણા ભવિષ્યના ભકતનાં કેટલાં એક લક્ષણો વિલોકી તેની માતાને જણાવ્યું કે, " આ બાલક આગળ જતાં એક મહાન ભકત થશે અને તેને દક્ષિણ દિશાના રાજા એકવાર બહુ પીડા કરશે; પણ પછીથી તેનું ઘણું માન સન્માન કરશે. " આ અતીતનાં વચન ભવિષ્યમાં સફળ થયાં હોય એવું ભોજલરામના ઉત્તર જીવનના એક વૃત્તાંત ઉપરથી સિધ્ધ થાય છે. એવું કહેવાય છે કે, તે અતીતે તે પ્રસંગે ભોજલરામને સારો ઉપદેશ કર્યો હતો. અને ભોજલ તે દિવસથી તેના શિષ્ય થયા હતા. આ સંત સમાગમ થયા પછી ભોજલરામ અન્ન ખાવાનો અભ્યાસ કરવા મંડયા અને ગુરુ દીક્ષાવતે પ્રાપ્ત કરેલા જ્ઞાનને પરિણામે તે દિવસથી તેમનું ચિત્ત ભકિત માર્ગમાં વિશેષતઃ વિચરવા લાગ્યું. આ પ્રમાણે ભોજલરામમાં તેમની બાલ્યાવસ્થામાંથીજ ભકિતનાં બીજ રોપાઇ ગયાં હતાં; અને તે બીજ કાલ કલશવતે ધીરે ધીરે સિંચાતા જલવતે પલ્લવિત થઇ ફૂલદાથી તરુવરમાં પરિણમી લોકદૃષ્ટિનું વિરામસ્થાન અને તેમના સંચારને માટે વિહાર કુંજ થઇ પડયાં. ભોજલે ભલે દ્વાદશ વર્ષ દૂધાધારી રહી મહા તપ કર્યું કે જેથી કરી તેમના જ્ઞાનાગારનાં દ્વાર ઉઘડી ગયાં અને અખિલ ગુર્જર પ્રજાને તેનો બહોળો ઉપયોગ કરવાનો સમય આવ્યો. ! 'પુત્રનાં લક્ષણ પારણેથી પરખાય, એ લોકોકિતનું ઉદાહરણ ભોજ

લરામ પોતેજ છે. જે શુભ છે તે દિન પ્રતિદિન અભિવૃધ્ધિ પામતું જોય છે; અશુભ છે તે અસ્ત પામતું જાય છે. ભોજલરામમાં એવું એક તત્ત્વ હતું કે જેને માત્ર એકજ વખતે પાવક સ્પર્શ કરવાની આવશ્યકતા હતી. તે પાવક સ્પર્શ તેને સંત સમાગમથી થઇ ગયો. એકવાર અગ્નિ પ્રકટ થયો પછી તો તે વૃધ્ધિ પામતો જવાનોજ, અંતે સંપૂર્ણ પ્રભાથી પ્રજ્જવળી ઉઠવાનો સત્યનો સ્વભાવ પણ તેવો છે. જેમ સવિતા નારાયણ પોતાના ઉદય કાલમાં શુધ્ધ એકાદું કિરણ ફેંકીને પોતાનું આગમન સૂચવે છે. અને પછી ધીમે ધીમે પોતાની પૂર્ણ પ્રભામાં પ્રકટ થઇ પૃથ્વી પટ ઉપર કોઇ પણ સ્થળે અંધકારનો પગ રહેવા દેતા નથી તેમ સત્યનો સ્ફુલિંગ ધીમે ધીમે વૃધ્ધિ પામી અવિદ્યારૂપી અંધકારનો નાશકરી પોતાના અપૂર્વ તેજથી પ્રકાશે છે. ભોજલરામની જીવન કથા પણ તેવીજ છે. હવે આપણે ભોજલરામને બાલકાંડની ક્રીડાઓમાંથી મુકત થયલા જોશું. હવે તેમને આપણે પેલા દુધાધારી ભોજલ રામ રૂપે નહિ; પણ ભકિત પરાયણ થયેલા ભોજલ રામ રૂપે વિલોકીએ છીએ. હવે આપણે મુંગા નહિ પણ બોલતા—બોધ કર્તા બાલ ભકત થઇને "નિદ્રા માંથી જાગી જીવન સામું" એક દ્રષ્ટિથી જોતાં ભકતરાજના દર્શન કરીએ છીએ. તેમને તેમનું પોતાનું જીવન પ્રભાત કોઇક અલૈકિક આનન્દનું આસ્પદ હતું. તેની શીતળ અને શાન્ત મૃદુ મૃદુ સમીર લહરીઓથી તેમનો આત્મા કોઇ નવલ નાદનું શ્રવણ કરતો હતો. તેમની સર્વ વૃત્તિઓનો વિરોધ થઇ ગયો હતો. તેમને મન, રાગ તે રોગ, લોભ તે ક્ષોભ અને શોક તે ક્ષય છે એમ ભાસવા લાગ્યું. નિષ્કામ ભકિતમાંજ મુકિતનું મૂલ છે એવી તેને પ્રતિ દિવસ પ્રતીતિ થતી ગઇ. ભવસાગર તરવાનું નાવ તેનો એક નાથ છે તેજ છે. અન્ય કોઇ છિદ્રિત છે— નથી તો કાલાન્તરે થવાનું છે. આવા પ્રકારનું ભોજલનું ચિત્ત થઇ ગયું. તેને હવે લોકો પૂજવા લાગ્યા અને તેનું શિષ્ય મંડળ બંધાવું શરૂ થયું. નરસિંહ મહેતા આદિ ભકતો તો ઘણાજ થઇ ગયા છે; પરન્તુ આવા ભાગ્યશાલી ભકતો તો બહુજ થોડી સંખ્યામાં થયા છે કે, જેઓનો તેમના પોતાના જીવનકાળમાંજ લોકો તર્ફથી સત્કાર થયો હોય. નરસિંહ મેહતા કે જેની કીર્તિ કેટલેક અંશે આ ભોજલ કરતાં પણ વિશેષ છે તેને તેમના જીવનમાં યોગ્ય સન્માન મળેલું નહિ પણ આ ભકતરાજને મળ્યું તે તે લોકના સમયના આચાર વિચારોનું સુંદર ચિત્ર આપે છે. આપણો દેશ, નરસિંહ મહેતાના વખતમાં નહતો ધર્મમાં કે ન હતો અધર્મમાં; માત્ર અંધકારમાં ઉંલગોટીઆં ખાતો હતો. પાછળથી જન સમાજ ધીમે ધીમે પોતાની મૂળ સ્થિતિ પ્રતિ ગમન કરતી હોય તેમ જણાય છે. દેશમાંથી જેમ જેમ અંધકાર હઠતો જાય છે તેમ તેમ લોકનાં ચિત્ત ઠેકાણે આવતાં હોય એમ નજરે પડે છે. નરસિંહ અને ભોજલ ભકત વચ્ચેના વચલા વખતમાં એટલે આશરે ત્રણશે વર્ષમાં આટલો ભેદ જણાય છે તો એ પ્રમાણે અને એ ગતિએ લોકો જો પોતાની મૂલ સ્થિતિ પ્રતિ વળતા જાય તો એક એવો પણ સમય કદાપિ આવે કે, આર્ય ધર્મ પુનઃ પોતાની ભૂત તેજોમય કીર્તિને પ્રાપ્ત કરી શકે! આ ઐતિહાસિક ઉદાહરણથી એવું અનુમાન કરી શકાય છે કે, જનસમાજ ધીમે ધીમે અંધારામાંથી અજવાળામાં આવતી જાય છે.

આ તો આપણે બીજી કેડીએ ચઢી ગયા હવે ચાલો પ્રસ્તુત વિષયમાં ઉતરીએ. શ્રધ્ધાળુ લોકો ભોજલરામને ભાવથી ભજવા લાગ્યા. ભોજલરામ તો જાણે પૃથ્વીપરના દેવ હોય એમ ચારે પાસ મનાવા લાગ્યું. તે મન ધાર્યું કરી શકે છે એવી વાતો ચાલવા લાગી. પૂજ્ય ભાવ એ આર્ય લોકોનું અન્તર્જીવન છે, વિશ્વાસ એ આપણું પ્રકૃતિ લક્ષણ છે. ભોજલરામને તેવો કોઇ ભકત દેવકીગલોલ ગામમાંથી ઉપાડી અમરેલી સમીપ આવેલા ફતેપુર ગામમાં

લઇ ગયો. ભોજલની સાથે તેના ઉભય ભ્રાતાઓને પણ ત્યાં લઈ જવામાં આવ્યા. તેઓનો પિતા કૃષ્ણુદાસ આ વખતે ગુજરી ગયો હતો. સુખી પિતા ! જેને ઘેર આવા મહાભકતનો જન્મ થાય તેના કરતાં અધિક સુભાગ્યવાન્ કોણ છે અન્ય ! તેના કરતાં વિશેષ કોનું છે જીવિત ધન્ય ! તે કૃષ્ણદાસ પેલા નરસિંહના પિતા કૃષ્ણદાસ જેવોજ ભાગ્યશાલી; કારણકે તે બન્ને કૃષ્ણ સેવકોના પુત્રો ભકત કહેવાયા ! પ્રાચિન કાવ્ય સંશોધન કર્તા કહે છે તે પ્રમાણે ભોજલરામનો શિષ્ય જીવરામ કદાચ તેમને ફતેપુરમાં લાવ્યો હશે. ભોજાની માતા આ સમય જીવતી હતી કે મૃત્યુ પામી ગઇ હતી તે સંબંધે કશી ખબર નથી. ભોજલરામની સંસારિક સ્થિતિ શું હતી તે વિષય ઉપર કશું પણ બેધડક બોલી શકતા નથી. ભોજલરામ પરણ્યા હતા કે નહિ એ પ્રશ્ન હવે સ્વાભાવિક રીતે ઉઠે તેમ છે, કારણ કે તેમણે રચેલા વસ્તુત ! – કહેતાં ગાયેલાં એક પદ ઉપરથી એવું અનુમાન ખેંચી શકાય છે કે કદાચ તેઓ પરણેલા હશે તે પોતે કહે છે કેઃ—

"રે મેં દુઃખ દુનિયામાં ભાળી,
<u>પરણી નારી પિયેર મેલી વાળીરે"</u>

"વઢતીરે સુવે ને વઢતીરે ઉઠે,
કજીઆમાં છે કારીરે"

<u>"પટોળાં લઈને મેં તો પિયર વળાવી,</u>
ને દુઃખડાં મેલ્યાં ટાળીરે;"

આ ઉકત પદપાદો ઉપરથી એમ પણ સમજી શકાય કે, ભોજલરામે પોતાનાં માત પિતાની આજ્ઞા માનીને સંસાર પ્રવેશ કર્યો હશે ! અને સામાન્ય રીતે આપણે પણ જાણી શકીએ કે, એવાં માત પિતા તો બહુજ વિરલ માલુમ પડે છે કે, જેઓ પોતાનાં બાલકોને પરણાવ્યા વિના સંતોષે રહી શકે ! આપણો હિંદુ સંસાર ઉકત વિચારની વિરૂધ્ધ સાક્ષી આપી શકતો હોય એવું મ્હારૂં માનવું નથી તેથી ભોજલરામ પરણ્યા હોય-એવું માનવાને મને સબળ કારણ મળે છે. પાછળથી તે પોતે જેમ વર્ણન કરે છે તેમ આ સંસાર તેમને મન દુઃખમય લાગ્યો હશે. વળી તેમને છોકરાંઓ થયાં હશે અને પોતાની નારી પણ ઘણી વઢકણી નીકળી હશે તેથી પોતે કંટાળો પામી તેઓ કહે છે તેમ તેને "પટોળાં" દઇને પછી તેને પિયર "વળાવી" દીધી હશે એમ પણ સહજ કહી શકાય ! ભોગીનો શત્રુ યોગી, એ સૂત્ર કદાપિ એકાદિ પ્રસંગે અસત્ય ઠરે પણ તે સર્વ કાલ સ્વતઃ સિદ્ધ સત્યજ છે. ભોજલરામને ભકિત વરી હતી, હોય પણ તેને યુવતિ વરાવવામાં આવી તેથી તે ઉભય નારીઓમાં કલેશ થાય તેમાં આશ્ચર્ય શું ! ભોજલ ભકતને 'અદ્વૈત'જ પ્રીય હતું દ્વૈત નહિં. તે ભકતનિ જીવન કથાનો આ એટલે કે તેઓએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો હતો પણ પછીથી ઉપર કહ્યું તે પ્રમાણે તેનો પરિત્યાગ કર્યો હતો એ વૃત્તાંતજો સત્ય હોય, તો ભોજલરામ અલ્પાંશે ઠપકાને પાત્ર ઠરે ખરા ! સંસારમાં રહીને સંસારની બ્હાર પોતાની દૃષ્ટિ રાખી હોત-જેમ કમલ જલમાં વસીને કરે છે તેમ તો તેમનું જીવન લેશમાત્ર પણ કલંકથી દુષિત કરવાનો કોઇને પણ પ્રસંગ આવતજ નહિ. પરણેલી 'નો પરિત્યાગ જરાક પણ પાપપ્રદ છે. જેમ દંડ ઉપર ચક્ર ફરે છે પણ દંડ ફરતો નથી અને સ્થિર થઇ રહે છે તેમ સંસારરૂપી ચક્રની નૃત્યાદિ લીલા ગમે તેમ થતી ગઇ હોત અને પોતે તેમની મધ્ય અડગ થઇને જો ઉભા હોત તો તેમનું ચરિત્ર નિઃશંક વિશેષ પ્રશંસનીય લેખાત ! આવા પ્રકારનું ભોજલરામ વિષેનું આપણું સંસારિક દૃષ્ટિથી અભિપ્રાય હવે તેમના ઉકત શબ્દોનું આપણે અન્ય રીતે વિવરણ કરીશું. કવિઓનો અને તેમાં પણ ભકતોનો તથા ઉપદેશકોનો એવો પ્રચલિત રિવાજ છે કે, તેઓ શિષ્યને વા વાચક વર્ગને ઉદ્દેશીને કેટલીક

અપૂર્ણ.

# વહુ ચોરી.*

(જાનેવારીના ખાસ અંક માટે આવેલું)

(૧)

પ્રસિદ્ધ ઉપદેશક વકતા બાબુ કેશવચન્દ્ર સેનના વ્યાખ્યાનોથી મુગ્ધ થઇ જઇ બ્રાહ્મધર્મની દીક્ષા લેવાની ધામધુમ જે સમયે કલકત્તાના નવ યુવકોમાં જોશભેર ચાલી રહી હતી તે સમયની વાત હમે કહીએ છીએ.

બંગાળા પ્રાન્તમાં વર્ધમાન જીલ્લામાં મહામાયા નામનું એક એકાંત ગામ છે એકાંત એટલા માટે કે રેલવે સ્ટેશનથી વીસ માઇલ અને પોષ્ટઓફીસથી પાંચ માઇલ દૂર વસ્યું છે. ગામના મધ્ય ભાગમાં મહામાયા દેવીની એક મૂર્તિ સ્થાપેલી છે. અને તે ઉપરથીજ ગામનું નામ મહામાયા પડયું છે.

આ ન્હાના સરખા ગામમાં એક બંગાળી જમીનદાર રહેતા હતા. ત્હેમનું નામ વિધુભૂષણ બંદોપાધ્યાય, ત્હેમનો વચલો પુત્ર અનાથચરણ, બી. એ. ની પરીક્ષા આપીને થોડાક દિવસથી ઘેર આવ્યો હતો. ત્હેની ઉમર બાવીસ વર્ષની હતી. બાંધો મજબુત હતો. ચ્હેરો પણ કાંઇ મંદ નહોતો. છતાં પણ કેટલાક કારણસર પિતા ત્હેનાથી નારાજ રહેતા. નાખુશ રહેવાનું પ્હેલું કારણ એ હતું કે છોકરો 'બ્રહ્મસમાજ' માં જવા આવવા લાગ્યો છે એવી ડોસાને ખબર પડી હતી. બીજું ઘેર સોળ વર્ષની સ્ત્રી બેઠી હતી પણ ત્હેના સ્હામું એ ઝાંખતો પણ નહીં. ત્હેનું કારણ શું હતું? એ કહેતો કે જે સ્ત્રીને હું પસંદ કરીને પરણ્યો નથી તે મ્હારી પત્ની નહીં પણ બ્હેન છે. જો કોઇ પુછતું કે એવું હતું તો એની સાથે લગ્ન કર્યું જ શા માટે? તો એ ઉત્તર આપતો કે જે સમયે લગ્ન થયાં તે સમયે મ્હારો એવો મત નહોતો. એને જાહુરે એમ પુછવામાં આવતું કે હવે એ બીચારીની શી વલે તો એ કહેતો કે, હમે બન્ને બ્રાહ્મ ધર્મમાં દીક્ષા લઇશું. અને ત્ય્હાર બાદ કેશવ બાબુના પ્રયાસથી બ્રાહ્મ વિવાહનો જે નવો કાયદો ઘડાય છે ત્હેની રૂએ હમે બન્ને વિવાહ બંધન તોડી નાંખીશું અને એ વખતે એ મરજીમાં આવશે એ પુરૂષની સાથે પરણી શકશે—

પરણીને કલકત્તા ગયા પછી અનાથશરણને એક ગૃહસ્થ સાથે જીવજાન દોસ્તી બંધાઇ હતી. ત્હેનું નામ હેમન્તકુમારસિંહ હતું. એ દીક્ષિત બ્રાહ્મ હતો. ત્હેની સાથે દોસ્તી બંધાયા પછી થોડાકજ સમયમાં અનાથ ત્હેની એક દુરની સગી નગેન્દ્રબાલાના સમાગમમાં આવ્યો. અને ત્હેના મનમાં ભૂત ભરાયું કે નગેન્દ્રબાલા મ્હને ચાહે છે. મનની આ ચંચળતા માટે અનાથ પ્હેલાં તો ઘણોજ લજ્જીત અને દુઃખી થયો. પણ હેમન્તકુમારે ત્હેને શાન્ત પાડયો. એણે કહ્યું કે પ્રેમ એક ઇશ્વરી શકિતનો વિકાશ છે. શુદ્ધ પ્રેમને પાપ સ્પર્શ કરી શકતો નથી. અધુરામાં પુરૂં હેમન્તકુમારે પોતાનો દૃઢ વિશ્વાસ જણાવ્યો કે પ્હેલાં પ્રેમ બંધાયા વગર જે લગ્ન થાય તે લગનજ ન કહેવાય. દેહ લગ્ન તે કાંઇ લગ્ન નથી. અનાથે મંદાકિની સાથે લગ્ન કરતા પહેલાં કાંઇ સ્નેહ બાંધ્યો નહોતો, તેથી એ ત્હેની સ્ત્રી નહીં પણ બ્હેન છે. આ અદ્ભુત વિચાર હેમન્તેજ અનાથશરણના મગજમાં ઠસાવ્યો હતો. નગેન્દ્રબાળાનો સ્નેહ પણ અનાથશરણ ઉપર છે. એવું અનુમાન આ બન્ને મિત્રોએ કરી લીધું હતું. હેમન્ત એમ ધારતો હતો કે, આ બન્નેનુ લગ્ન થાય તો તે એક નમૂનારૂપ લગ્ન ગણાય. કારણ કે બન્નેનો એક બીજા ઉપર સ્નેહ છે. પણ અનાથની પ્હેલીવારની સ્ત્રી જીવતી હોવાથી એ લગ્ન અસંભવિત હતું. આ દશામાં તો

* શ્રીયુકત પ્રભાત કુમાર મુખોપાધ્યાયની બંગાળી વાર્તાનો અનુવાદ.

નગેન્દ્રબાલા આગળ પોતાનું હૃદય ખોલીને સ્નેહ જાહેર કરવાનો પણ અધિકાર અનાથને નહોતો. અનાથનું મન વાળવા માટે હેમન્ત ઘણી વખત દિલાસો આપતો કે પ્રાણ સાથે પ્રાણનું સંમિલન-આત્મા સાથે આત્માનો યોગ એજ પ્રેમની અન્તિમ સફળતા છે. વિવાહ કર્યાંમાંજ કાંઇ બધું આવી નથી જતું. પણ આ અરસામાંજ ઉપર જણાવ્યા મુજબ બાબુ કેશવચન્દ્રસેનના ભગીરથ પ્રયાસથી બ્રાહ્મ વિવાહનો નવો કાયદો પસાર થયો. અને આ બન્નેના વિચારોએ નવોજ પલટો ખાધો.

મધ્યાન્હકાળ વીતી ગયો છે. ગ્રીષ્મ ૠતુનો તાપ ખુબ જોરથી પડી રહ્યો છે. અનાથશરણ બ્હારની ઓરડીમાં ટેબલ ઉપર બેઠો છે. આજ ઓરડામાં ત્હેની બેઠક હતી તેમજ રાત્રીએ ત્હેનું શયનસ્થાન પણ હતું. ભીત ઉપર કેટલીક વિલાયતી છબીઓની સાથે એમ એકતારો પણ ટાંગેલો છે. દરરોજ પ્રભાત અને સન્ધ્યાકાળે એ એકતારો વગાડીને અનાથ બ્રાહ્મ સંગીત ગાતો. એ શયનગૃહની સજાવટમાં ઉપર લખેલી ચીજો ઉપરાંત એક મ્હોટું ઘડિયાળ, એક કબાટ અને એક પલંગ સિવાય બીજું કાંઇ નહોતું.

ટેબલની અંદરથી હેમન્તકુમાર તરફથી હમણાંજ આવેલો એક પત્ર અનાથશરણ વાંચવા લાગ્યો એમાં જ્યહાં જ્યહાં નગેન્દ્રબાળાનું નામ હતું ત્યહાં ત્યહાં ચુંબન કર્યું. પત્રને ઉઘાડો રાખી આંખો મીચીને જાણે ધ્યાન ધરતો હોય એમ પોતાની માનીની લીધેલી પ્રેમ મૂર્તિનું અન્તર દર્શન કરવા લાગ્યો. ઠન્ ઠન્ કરતાં ઘડિયાળમાં બે વાગ્યા. અને અનાથે ધીમે ધીમે ચક્ષુ ઉઘાડયાં; પત્રને પાછો પરબીડીઆમાં બંધ કરી દીધો અને ઘણોજ વિચાર કરીને કાગળના એક ટુકડા ઉપર લખ્યું કે "આજ રાતે બધા સુઈ જાય ત્યહારે તું એકવાર મ્હારી બેઠકમાં આવજે" લખીને કાગળને ખુબ ઘડીઓ કરીને રાખી મુકયો. અને ઉપર કહેલા પરબીડીઆમાં બીડેલો પત્ર ટેબલના ખાનામાં મુકીને એ પાછો બ્હાર ચાલ્યો ગયો.

અંતઃપુરમાં જઇને જુએ છે તો આંગણામાં કોઇ નથી, પહેલા ઓરડામાં ત્હેની મ્હોટી ભાભી કેટલીક બ્હેનપણીઓ સાથે ગંજીફો રમી રહી છે. બીજા ઓરડામાં જઇને જુએ છે તો પલંગ ઉપર ત્હેનાં માજી સુતેલાં છે. ગોખરમાં ત્હેનો ન્હાનો ભત્રીજો છાનોમાનો બોરનું અથાણું ખાઇ રહ્યો છે. કાકાને જોઇને ત્હેણે શરમના માર્યાં હસી દીધું. કાકા પણ ત્હેના સ્હામું ન જોતાં આગળ વધ્યા ત્રીજો ઓરડો પૂજાનો હતો. ત્યહાં શાલિગ્રામની મૂર્તિ હતી. મૂર્તિ પૂજાનો વિરોધી હોવાથી એ આજ સુધી ત્યહાં ગયો નહોતો. બ્હાર ઉભો રહીને જુએ છે તો ત્હેની સ્ત્રી મંદાકિની મેજ ઉપર શાક સમારી રહી છે. જમણા હાથ ઉપર કેળના પાંદડા ઉપર સમારેલું શાક પડ્યું છે. મંદાકિનીના હોઠ પાન ખાધાથી લાલ થયેલા છે. માથા ઉપર ગરમીને લીધે પરસેવાનાં ટીપાં બાઝી રહ્યાં છે. સાડીનો એક છેડો ગળા ઉપર પડયો છે. સ્વામીને જોતાંજ ત્હેણે શરમાઇને નીચું જોયું. લગભગ એક મિનીટ સુધી અનાથ વિસ્મય ચકિત ચિત્તે સ્ત્રીનાં મુખ તરફ જોતો ઉભો રહ્યો. લગ્ન પછી આ પહેલોજ દિવસ હતો કે જ્યહારે અનાથે પોતાની પત્નીને મન ભરીને જોઇ એટલામાં ઘરની પાછળના આંબાના વૃક્ષ ઉપરથી હવાના જોરે એક પાકું આમ્રફળ નીચે પડયું. એનો અવાજ થતાંજ મંદાએ ઉંચું જોયું, તો સ્વામી બ્હાર ઉભા છે. એ જોઇને એ પાળીને પડતી મૂકીને તરત ઉભી થઇ ગઇ, અને લાંબો ઘુમટો તાણીને બ્હારીના કઠેરા આગળ જઇ ઉભી. ત્હેના પાલવે બાંધેલો કુંચીઓનો ઝુમખો ઝણ ઝણ અવાજ કરવા લાગ્યો.

અનાથે ધીમે પગલે એ ઓરડામાં પ્રવેશ કર્યો અને મંદાકિનીના પગ તરફ તાકીને પેલી કાગળની ગોળી ફેંકીને ચાલ્યો ગયો.

એના ગયા પછી મંદાએ કાગળ ઉઠાવી લીધો. પ્હેલાં કમાડ બંધ કર્યાં. પછી બ્હારી આગળ આવી ને કાગળ વાંચ્યો અને બ્હાર જોવા લાગી.

એક આંબાના વૃક્ષ ઉપર પાકાં ફળ ઘણાં ઝુમી રહ્યાં હતાં, ત્હેના ઉપર બેઠેલી કોયલ કુહૂ કુહૂ કરી રહી હતી. પાછો કાગળ વાંચ્યો. પાછી આંબાના વૃક્ષ તરફ જોવા લાગી. વૃક્ષની વચમાંથી આકાશ દેખાતું હતું. મંદાએ કાગળ છાતી સરસો ચાંપ્યો અને નારાયણ શાલીગ્રામને પ્રણામ કરીને ઉઠીને પાછી જાળી આગળ જઇ પત્ર વાંચવા લાગી.

શું આ એના જીવનનો પ્હેલોજ દિવસ છે? હા, વિવાહ થયા પછી મંદાએ કોઇ દિવસ સ્વામીની સાથે વાતચીત કરી નહોતી. જ્વરથી પીડાતી અવસ્થામાં ત્હેનું લગ્ન થયું હતું. ત્રણ દિવસ સાસરાના ઘરમાં ફુલ શય્યા ઉપર સુઇ રહી હતી પણ સ્વામીની મુલાકાત થઇ નહોતી. એ વખતે એની ઉમ્ર તેર વર્ષની હતી. વચમાં આવી ને થોડા દિવસ સાસરવાસો કરી ગઇ હતી પણ એ વખતે અનાથ શરણની બુધ્ધિ ફરી ગઇ હતી. ત્હેના વિચારજ બદલાઇ ગયા હતા. ભાઇબંધ દોસ્તદારોના ઘણુંએ સમજાવ્યા છતાં પણ અનાથ અંતઃપુરમાં નહોતો જતો. આ વખતે ગુસ્સે થઇને કોઇએ એને મનાવવાનો યત્નજ ન કર્યો.

અનાથની મા આ સંબંધમાં ત્હેને સમજાવવા માટે સરખી ઉમ્રની સ્ત્રીઓને આગ્રહ કરતી પણ કોઇએ તેનું કહ્યું માન્યું નહીં.. આટલા દિવસે સ્વામીને ત્હેનું સ્મરણ થયું ? ત્હારે શું મંદાનું જીવન આજ સફળ થશે ? શું હવે એ સોભાગ્યવતી થશે ? સગાં વહાલાં તથા સખીઓને મ્હોંએ સ્વામીના પ્રેમની વાત, સોભાગ્ય સુખની કથા સાંભળતાં એને પોતાની સ્થિતિ માટે મનમાંને મનમાં બળાપો થયા કરતો હતો, કે હાય! મ્હેં એવું તે શું પાપ કર્યું છે કે, ઇશ્વર મ્હને આવો સખત દંડ દે છે. તો આજ એનું બધુંએ દુઃખ દૂર થઇ જશે ? એકાએક મંદાકિની ચિન્તાના સાગરમાં ગોથાં ખાવા લાગી. એટલામાં કોઇએ બહારનાં કમાડનો ઉલાળો ખખડાવ્યો. ગભરાઇને ત્હેણે કમાડ ઉઘાડીને જોયું તો ત્હેની ન્હાની નણંદ હરિમતી બ્હાર ઉભી હતી.

હરિમતી બાળ વિધવા હતી. પાંચ સાત વર્ષની વયમાંથી એને એ દશા પ્રાપ્ત થઇ હતી. હરિમતી જો કે મંદા કરતાં ત્રણ વરસે મ્હોટી હતી તોપણ એ બેમાં ઘણોજ પ્રેમ હતો. બંને એક બીજાના સુખ દુઃખનાં ભાગી હતાં. મંદાની આકુળ વ્યાકુળ સ્થિતિ જોઇ હરિમતી ચોંકીને બોલી ઉઠી, 'અરે મંદા! ત્હને આ શું થયું છે ? મંદાએ ધીમે સ્વરે ઉત્તર આપ્યો 'થાય તે વળી શું'

'તો પછી કમાડ શેના બંધ કર્યાં હતાં?'

મંદા ચુપ થઇ ગઇ.

આથી હરિમતીનો સંદેહ ગાઢો થયો, અને મંદાને ગળે વળગી પડીને એ પુછવા લાગી 'કેમ નહીંજ બતાવેને ?'

'બતાવીશ'

'ક્ય્હારે બતાવીશ'

'રાતે'

'રાતે નહીં, હમણાંજ કહે'

મંદા કહેતી નથી. હરિમતી છોડતી નથી. આખરે નણંદની હઠથી કંટાળીને મંદાને ઉત્તર આપવો જ પડયો.

એની વાત સાંભળીને હરિમતી પ્હેલાં તો ચુપ રહી. પછી ધીમે ધીમે હસવા લાગી. મંદાએ પૂછ્યું 'હસેછે શેની ?'

હરિમતીએ કહ્યું 'ત્હારા સ્વામીના આચરણ જોઇને હસુછું.' મ્હેં ધાર્યું'તું તેજ થયું. આ વખતે એ ઘેર આવ્યા પછી ત્હારી પછાડીને પછાડીજ ફરે છે. મ્હેં તો એક વખત મ્હોટાં ભાભીને કહ્યું'તું પણ ખરૂં.'

'શું કહ્યું હતું'

'એજ કે હવે અનાથનું ચિત્ત ઠેકાણે આવ્યું છે. બસ આ વખતે યત્ન કરી જુઓ તો જરૂર અંતઃપુરમાં આવશે.'

ત્ય્હારે મ્હોટા ભાભીએ કહ્યું કે 'ગરજ હશે તો ધણીએ આવશે. હું કાંઇ વારેધડીએ મનાવવા જાઉં એવી બૈરી નથી.' મ્હેં કહ્યું કે 'આટલા દિવસ આવ્યા નહી એટલે ધારૂં છું કે એને શરમ લાગે છે. ત્ય્હારે ભાભીએ કહ્યું કે 'એમણે એકવાર મ્હારૂં વચન ઉથાપ્યું એટલે હું તો કોટી ઉપાયે ફરીને જવાની નથી, એમનાં કર્યાં એ ભોગવે. આ વખતે બે મહિનાની રજા છે. ધણીએ ધડાઇને ઠેકાણે આવશે. "

મંદાએ કહ્યું 'પણ હું તો હવે એમની પાસે નહીં જાઉં'

'કેમ'

'મ્હને તો, ઘણી શરમ આવે છે'

હરિમતી હાથનો લટકો કરી બોલી 'અહો! મ્હોટી શરમનાં પુતળી-ન જોઇ હોય તો! ધણીની પાસે જતાં શરમ આવે છે. એમ કહેને કે મિનીટો ગણી રહી છું. અને વળી નખરાં કરે છે'

મંદાએ કહ્યું '' જાં, જા, મશ્કરી શેની કરે છે? મ્હને તો એમની પાસે જતાં ઘણીજ બ્હીક લાગે છે.'

'હા એક દિવસ પગ નહીં ઉપડે પછી તો રોજનું થયું.'

'તો શું રોજ જવાનું કે? એમ કરતાં તો એક દિવસ પકડાઇ જવાય.'

'પકડાયા વગર તો છુટકો થોડોજ છે? એક દિવસ તો લાજ મુકવીજ પડશે.'

'પણ ત્હમે એક દિવસ ફરીથી મ્હોટાં ભાભીને કહી તો જુઓ. પછી એમને પાલવે એમ કરે.'

'ઠીક કહી જોઇશ. પણ આજે તો તું છાની-માની મળી આવ.'

(૨)

'ભાભી! ભાભી! સુઇ ગયાં કે શું?

રાત્રે ખાટલામાંથી હરિમતીએ મંદાને પુછ્યું. મંદા ઝટ લઇને બેઠી થઇ અને પુછ્યું 'બાર વાગી ગયા'?

'બાર છોડીને એક વાગ્યો ન્હાનાભાઇનાં ઘડીયાળમાં'

'ત્હમે તો સુઇ ગયાં હશો'

નારે, સુવાનું શેનું, મ્હારી આંખમાં આજ ઉંઘ ક્ય્હાંથી? ઉંઘ તો તને આવી હતી. જેહનો વિવાહ હોય છે ત્હેને તો ભાન પણ નથી હોતું પણ પાડાપડોશીને ઉજાગરા વેઠવા પડે છે.'

એમ કહીને હરિમતીએ દીવો સળગાવ્યો. એક ધોએલી દેશી સાડી કહાડી આપીને કહ્યું. 'લ્યો આ પહેરી લ્યો.'

મંદાએ કહ્યું'નારે એની કાંઇ જરૂર નથી.'

હરિમતી:—'ચુપ રહે હવે. કાંઇ મેલાં કપડાં પહેરીને જવાતું હશે કે?'' એમ કહીને ત્હેણે ત્હેના સાલ્લાનો પાલવ ખેંચ્યો એટલે તો મંદાને નણંદનો હુકમ માનવોજ પડ્યો.

સાડી પહેરી રહ્યા પછી હરિમતીએ કહ્યું 'કેમ ત્ય્હાં સુધી મૂકવા આવવું પડશે કે?'

મંદાકિનિ ધીમે રહીને એક મશ્કરી કરવા માગતી હતી પણ સંકોચાઇ ગઇ. કારણ કે આ સમયે, હરિમતીને રીસાવવી એ ડહાપણનું કામ નહોતું. એથી એણે કહ્યું 'ત્ય્હારે હું એકલી જવાની કે?'

બે જણાં બારણાં ઉઘાડી ને ખડકીમાં આવ્યાં. સુનસાન ચાંદની રાત હતી. મંદાકિનીના પગનાં સાંકળાં તો ઝમઝમ કરવા લાગ્યાં, હરિમતી એ અવાજથી ચમકીને બોલી! આ વળી ભોગ મળ્યા. વિચારમાંને વિચારમાં વ્હાણું તો વવડાવ્યું. અને હજુએ સાંકળાં ન કહાડતી આવી. મંદા સાંકળા કહાડીને તકીયાની નીચે દબાવી આવી, ત્ય્હાર પછી બન્ને જણીઓ દીવાનખાના તરફ ચાલી. બારણાં આગળ આવતાં હરિમતીએ મંદાને કહ્યું 'સાંકળ ઉઘાડી રાખું છું. છાની માની સાવચેતીથી પાછી આવતી રહેજે! એમ કહીને એ ત્હાંથી ચાલી ગઇ.

અપૂર્ણ.

શિવપ્રસાદ દલપતરામ પંડીત.



ज्योतिर्विभूषण पंडित कार्तान्तिक शर्म्मा—गढसिसा (कच्छ.)

भारतजीवन प्रेस मुंबई.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ એપ્રીલ ૧૯૧૦-ચૈત્ર ૧૯૬૬ અંક ૪

## विजय--निशान



( ગઝલ-કવ્વાલી. )

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું;
ઉઠાવી ધર્મ-ધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું.
ધરીને શીલની સેલી, ન્હડાવી જ્ઞાનની કફની;
વિરક્તિ-દંડ શિર મેલી, ઝિલીશું તાન ભારતનું.
જગાવી કષ્ટની હોળી, લગાવી ઇષ્ટની ઝોળી;
જમાવી સંતની ટોળી, ભજનમાં ભાન ભારતનું.
ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું;
ભુલાયું વિશ્વ આ સઘળું, સ્વિકાર્યું જ્ઞાન ભારતનું.
ત્યજી છે લોકની લજ્જા, ત્યજીછેશાન્તસુખ-સજ્જા;
હમારાં માંસ કે મજ્જા, બધું કુરબાન ભારતનું.
નથી કંઇ માનની ઇચ્છા, નથી અપમાનની પરવા;
નથી સુખ ભોગની વાંચ્છા, ચહું સન્માન ભારતનું.
હૃદયમાં પ્રેમ-લય જાગી, સમાધિ લક્ષમાં લાગી;
હમે ત્યાગી—વિરાગીએ, લગાવ્યું ધ્યાન ભારતનું.
નસોમાં રક્ત ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે બસ! ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.
હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી;
હમારાં સ્વર્ગને માટે, ન્હડે વિમાન ભારતનું,
ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં ઉડતું ચેતન;
જીવનમાં રેલતો આત્મન, વિજય-નિશાન ભારતનું.

विद्याविलासी वसन्त.

## पंखीने

દ્રુત વિલંબીત.

મધુર પક્ષી તું મીષ્ટ જ ગાન ગા
ફીકર કે નવ કલેશ તને જરા
નડતી કે દમતી તુજને કદી
ફીકર વીણ ઉડંતુ અહીં તંહીં
મધુર રમ્ય ઝરા વહતા જ્યાં
ગિરિ ચુમંત શશી કિરણો ત્યાં
વળી સુરમ્ય સુવૃક્ષની વાટીકા
ફુલ તણો સુપરાગ વહે ત્ય્હાં
સકલ નીંદની પાંખ વિષે જઇ
અખીલ વિશ્વ સુશાન્ત રહેલની
તવ તું ગાન સુધા વરષાવતું.
તુજ સહે મુંજને લઇને ઉડતુ

ખંડ શિખરણી.

મને ખેંચે હ્વારૂં મધુર પંખી ગાયન રૂડું
લઇ જા તુજ સંગે, અંહીં થકી ઉંચે વ્યોમ મહીંતું
ઉપાધી વિનાની
રૂચીરી કો એવી
જગા શોધી કાઢી, લઇ જઇ અને તું મૂક ત્ય્હાં
સદા આનંદોએ, વસી રહું પછી હું નીત્ય ત્ય્હાં

બુલબુલ.

## नोंध चर्चा.

હિંદુ ધર્મના ગ્રંથોનો બહોળો ફેલાવો નહિં હોવાને લીધે અને એવા ગ્રંથો પ્રકટ કરવાના કામમાં આ દેશની પ્રજા પછાત રહેતી હોવાને લીધેજ હિંદુ ધર્મ પાળનાર પ્રજાની શ્રધ્ધા ઓછી થતી ચાલી છે. દેશના શ્રીમંતો પૈસા કમાવાના કામ પાછળ લાગ્યા છે. અનેક પ્રકારના મોજશોખમાં પડયા રહે છે. પણ ધર્મ જેવી ઉત્તમ સંસ્થાના ગ્રંથો ફેલાઇ અજ્ઞાનતા રૂપી અંધકારનો નાશ થાય અને સત્ય જ્ઞાનનો પ્રકાશ થઇ મનુષ્યો પોતપોતાનો યથાર્થ ધર્મ જાણતાં શીખે એવો યત્ન કરવામાં આવતો નથી ! તેને પરિણામે હિંદુસ્થાનની પ્રજા અનેક વર્ષોથી પોતાનો ખરો ધર્મ જાણવાથી બહિર્મુખ રહી છે. અનેક પ્રકારના સંશયમાં પડી રહી છે અને કેટલાક મનુષ્યો અન્ય ધર્મ ગ્રહણ કરતા થયા છે ! ધર્મ એજ મનુષ્યને ખરૂં સુખ અપાવનાર અને મોક્ષનો માર્ગ બતાવનાર છે. સુધરેલા દેશોએ પોતાનો ધર્મ જાણ્યો છે. તેઓ ધર્મની ક્રિયાઓ અને ધર્મનાં ફરમાનો અંતઃકરણપુર્વક પાળે છે. ત્યારેજ તેઓ આજે ચક્રવર્તિ રાજા થઇ પડયા છે, અનેક પ્રકારના સુખ વિભવ ભોગવતા થયા છે, જગતની સુખી જાતિમાં ગણાય છે. આ દેશના લોકોએ જ્યાંસુધી પોતપોતાનો ધર્મ જાણ્યો નથી. જ્યાંસુધી રાગદ્વેષ છોડયો નથી ત્યાંસુધીજ. તેઓ દુઃખી થયા કરે છે. દરેક સત્ય ધર્મના ગ્રંથોની લાખો કોપીઓ છપાય, પ્રજા તરફથી તેને અંતઃકરણ પુર્વક ઉતેજન મળે અને તે પ્રમાણે વર્તવામાં આવે તોજ દેશનું કલ્યાણ થાય, પ્રજામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાય, મનુષ્ય પોતાનું અતુલ સામર્થ્ય જાણે અને પ્રત્યેક સારાં કામો કરવાની બુધ્ધિ સુઝે. એો. પંડિત સુંદરલાલે અલાહબાદની હિંદુ ધર્મનાં પુસ્તકો પ્રકટ કરનારી મંડળીને રૂ. ૫૦૦) આપ્યા છે. અમે તેમને અભિનંદન આપીએ છીએ. અને અમારા ગુજરાતના શ્રીમંતોને પ્રાર્થના કરીએ છીએ કે તેમણે પોતાનાથી બને તેટલી રકમ સસ્તા સાહિત્યનો વધારો કરવાના કામમાં ખંતથી મચેલા સ્વામી શ્રી અખંડાનંદજીની સંસ્થાને મદદ કરવી. કે જેથી ધર્મનાં અનેક પુસ્તકો ફેલાય અને લોકો સુખી થવાનો માર્ગ જાણે. જ્યાંસુધી ધર્મનાં પુસ્તકોનો ફેલાવો સસ્તી-પડતર કિમ્મતે થશે નહિં ત્યાંસુધી તેનો બહોળો ફેલાવો થશે નહિં. અને પ્રજા લાભ પણ લેશે નહિં. શ્રીમંત ગ્રહસ્થો આ સુચના ઉપર ધ્યાન દેશે તો સર્વનું કલ્યાણ થશે.

પારસી જાતિ એક હિમ્મતવાન અને ઉદાર જાતિ છે, એ જાતિમાં જેવાં પ્રકારની સખાવતો કરવામાં આવી છે તેવા પ્રકારની સખાવતો કરવાને અમારા દેશના શ્રીમંતોએ અનુકરણ કરવું જોઇએ. પારસી લોકો અભિમાન રાખી કહે છે કે અમારી જાતમાં કોઈ ભીખ માંગે નહિ. "અંગ્રેજ જાતિ પણ કહે છે કે અમારી જાતિમાં કોઈ ભીખ માંગે નહિં" સત્ય વાત એ છે કે જે જાતિમાં ભિખારી લોકો વધી પડે છે તે લોકોજ પ્રજાની કમાણીનો મ્હોટો ભાગ-ધર્મને નામે ઉડાવી જાય છે. આખી પૃથ્વીમાં હિંદુસ્થાન દેશ એવો છે કે જ્યાં લાખો બીમારી લોકો રખડતા વગર મેહેનતે અન્ન મેળવતા જણાશે પારસીઓમાં કોઇ પણ રખડતા માણસને નોકરીએ વળગાડી અથવા તો એકાદ ફંડ કરી આપીને ગરીબાઇનો-ભિક્ષુક અવસ્થાનો-નિરાધાર સ્થીતિનો નાશ કરવામાં આવે છે. અંગ્રેજ લોકોએ જ્યાં ત્યાં " વર્કહાઉસ " સ્થાપન કરીને કોઇ પણ રખડતા, નિરાધાર અંગ્રેજને ગુજરાનનું સાધન મેળવવાની ગોઠવણ કરી છે. પણ નિરાધાર હિંદુઓ માટે શું છે ? જુદાં જુદાં ઓર્ફનેજો છે, જુદી જુદી હોસ્પીટલો છે, પરંતુ હજુ સુધી એક પણ એવું " વર્કહાઉસ " નથી કે જ્યાં કોઇ પણ રખડતો હિંદુ જઇ પોતાનું ગુજરાન ચાલે એટલું મેળવી શકે !

ઘણા ભણેલા, ગણેલા હિંદુઓ નોકરી વગર રખડતા માલમ પડે છે. એકાદ તેવું " વર્ક હાઉસ " શ્રીમંતો તરફથી ઉઘાડવામાં આવે તો હિંદુઓનું કેટલું કલ્યાણ થાય ? ઘણા હિંદુ શ્રીમંતો દેશાભિમાની અને જાત્યાભિમાની જોવામાં આવ્યા છે. પરંતુ હજુ તેમને દેશમાં રખડતા–ભટકતા–હિંદુભાઈનું કલ્યાણ કરવાનો વિચાર સુઝ્યો નથી એમ જણાય છે. આડાં અવળાં ન્હાનાં–મ્હોટાં અનેક ખાતાંઓ ઉઘાડવાથી જે ફાયદો નહિં થાય તે ગરીબો માટેનાં " વર્ક હાઉસ " ઉઘાડવાથી થશે ! અનેક નિરાધાર હિંદુઓને ગુજરાન ચલાવવાનું સાધન મળશે. અને તેથી અનેક આત્માઓનો આશિર્વાદ મળશે. " હિંદુ વર્ક હાઉસ "ની સાથેજ બીજી એક ભલામણ પણ આ વખતેજ કરી દેવાની છે. પારસી શ્રીમંત ગ્રહસ્થ મરહુમ શેઠ મેહેરવાનજી હોરમસજી મોદી (ચીનવાળા)ના પુન્ય અર્થે તેઓના ઉઠમણા વખતે, રૂા. ૨૧૦૦૦ ની રકમની સખાવત કરવામાં આવી છે. આ રૂપિયાની રકમ ગરીબ પારસીઓ માટે સસ્તાભાડાનું એક મકાન બાંધવામાં આવશે અને તેમાં ઓછી કમાણીવાળાં અથવા તદન ગરીબ પારસીઓને રાખવામાં આવશે. કોઇ હિંદુ સખી ગ્રહસ્થ એકાદ મોટી રકમની સખાવત કરી ગરીબ હિંદુઓને માટે સસ્તા ભાડાની ચાલીઓ કરશે તો તેને પણ મહદ્ પુણ્ય થશે.



કલકત્તાના કેટલાક મગજના ફાટેલા, મૂર્ખ જુવાનીયાઓએ એનાર્કિઝમનું ધિક્કારવા લાયક તોફાન જગાવ્યું છે. અને તેને લીધે અનેક આબરૂદાર ગ્રહસ્થને પણ કલંકમાં આવવું પડ્યું છે. અનેક ગરીબ પ્રજાને પણ નિરર્થક ત્રાસ ભોગવવો પડે છે. તેઓના માઠાં કૃત્યોનાં પરિણામે આખા હિંદુસ્થાનને ભોગવવું પડે છે. વળી તેમનું જોઇ મહારાષ્ટ્રના કેટલાક નાદાન જુવાનીયાઓના મગજમાં પણ એનાર્કિઝમનું ભૂત ભરાઇ પેઠું હતું. એ વિનાશ કર્તા ભુતે નાશિકના લોકપ્રિય, સાહિત્ય પ્રેમી, અને પ્રજા વત્સલ કલેકટર મી૦ જેકસનનું ખુન કરાવ્યું હતું. ખુનીઓ અને તેની છુપી મંડળીને પકડવામાં આવી તેઓની તપાસ મુંબઇની હાઇ કોર્ટમાં ખાસ ત્રણ જડજોની બનેલી ટ્રીબ્યુનલ કોર્ટ આગળ થતાં સાત આરોપીઓમાંના પહેલા, બીજા અને ત્રીજા આરોપી કાનારે, કરવે અને દેશપાંડેને ખુન કરવા માટે અને ખુનના કામમાં સામેલ થવા માટે—ફાંસીની શિક્ષા થઇ છે. ચોથા, પાંચમા અને છઠા આરોપી, સમર્થ, વામન, જોશી અને ગણપત વૈદને ખુનના પ્રપંચમાં સામેલ થવા માટે જન્મ દેશનિકાલની અને સાતમા આરોપી દત્તાત્રય જોશીને આ ખુનના પ્રપંચની ખબર, સરકારને નહિ આપવા માટે બે વરસના સખત કેદખાનાની શિક્ષા થઈ છે. આ બધા આરોપીઓ જુવાન ઉમ્મરના છોકરવાદ જેવા કહેવામાં આવે છે ! હિંદુસ્થાનનો ધર્મ અહિંસા છે, છતાં ધર્મનો ત્યાગ કરી હિંસા કરવામાં પ્રવૃત્ત થવાથી જ આ મગજના ફાટેલા જુવાનીયાઓને પોતાનાં કૃત્યની શિક્ષા મળી છે. એટલુંજ નહિ પણ તેમનાં માતા, પિતા, પત્નિ પુત્રાદિ સગાં વહાલાંઓને પણ તેમના વિયોગનું દુઃખ ખમવું પડે છે ! ધર્મ દેશના હુન્નર ઉદ્યોગને વધારવામાં છે, ધર્મ આત્મશ્રધ્ધા અને મનોબળ દ્રઢ કરવામાં છે ! અમે અમારા દેશના જુવાન વર્ગને શિખામણ આપીએ છીએ કે પોતાના " સત્ય ધર્મ " ને જાણવો. દુઃખકર કામોથી વેગળા રહેવું અને દેશના ઉદ્યોગને આગળ ને આગળ વધારવાને અનેક ઉપાયો કરવા. તેમાંજ દેશ અને દેહનું કલ્યાણ થશે. તેમાંજ ભવિષ્યની પ્રજાને લાભ થશે.



ભરૂચ જીલ્લામાં રજપૂતોનું કોન્ફરન્સ ભરાયું હતું. લાંબે વખતે પણ (એક વખતના) રાજપૂતો—જાગ્યા છે એ દેશના ઉદયનું ચિહ્ન છે. એક દિવસ એજ રાજપૂતોના પિતા, પ્રપિતામહે પોતાનો ક્ષાત્ર ધર્મ પાળતા હતા. અને પોતાનાં બાહુબળે જગતને પ્રજાળતા હતા. મેવાડ અને મારવાડનો ઇતિહાસ એ રાજપૂત વીરોની અલૌકિક ઐતિહાસીક કિર્ત્તિ—

કીર્તિ—બતાવી આપે છે. સમયના વહેવા સાથે તેજ રાજપૂતો આજે અફિણાદિ માદક પદાર્થના સેવનથી ધર્મ વિહિન થયા છે. બાહુબળનો પ્રતાપ ભૂલી ગયા છે. પોતાના પૂર્વજોની યશસ્વી કીર્તિ ભૂલી ગયા છે. એટલુંજ નહિ પણ ક્ષાત્ર ધર્મ ભૂલી જઇ ખેડુત થઈ જવા છતાં પણ પોતાની કોઇ પ્રકારે ઉન્નતિ કરી શકતા નથી. ક્ષાત્ર ધર્મમાંથી પડતાં પડતાં તેઓ ખેડુતની સ્થીતિમાં જઈ પડવા છતાં તેમને પોતાનાં ધર્મ—કર્મનું ભાન થયું નથી. પૂર્વના ક્ષત્રિઓનો ધર્મ બજાવવાનું કામ ત્હેમને સદભાગ્યે તેમના પૂર્વજો જ સાથે લઇ ગયા છે. માત્ર સંસારિક સ્થિતિ સારી થાય અને સારી કમાણી કરી, ઉચ્ચ સ્થિતિએ આવે તેટલુંજ તેમને માટે રહ્યું છે. પરંતુ દુર્ભાગ્યે તેમ કરી શકતા નથી એજ ખેદપ્રદ છે. ઇશ્વરે ત્હેમને નિવૃત્તિપરાયણ બનાવી સુખી થવા જેવી સ્થિતિ બક્ષી છે ત્યારે તે સ્થિતિમાં પણ તેઓ ઉચ્ચ ધર્મ અને ઉચ્ચ વિદ્યા શીખીને ઉચ્ચ સાંસારિક સ્થિતિમાં આવતો નથી. વિદ્યા અને ધર્મ ત્યાગ કરનાર પ્રત્યેક જાતિ દુઃખ પામી છે. રાજપૂત ભાઈઓ કોન્ફરન્સ કરીને કેટલાક દુર્ગુણો ત્યાગ કરશે, સંપ રાખશે, ધર્મ શીખશે, અને જે જે ધંધો લઈ બેઠા હોય તેમાં સુખી કેમ થવાય તે શીખશે તો તેઓ પોતે અને તેમની ભવિષ્યની પ્રજા સુખી થશે. માંહો માંહેના કલેશને લીધે જ અને પોતાના ઉદ્યોગને કેમ ખીલવવો તે નહિ જાણવાને લીધે જ અવનતિમાં પડયા છે. અમારી ભલામણ છે કે વારંવાર એવાં કોન્ફરન્સો થાય તેમાં જ્ઞાતિ સુધારા થાય, કેફી વસ્તુઓનો ત્યાગ કરવામાં આવે, અનેક વિદ્યાઓ મેળવે, પોતાનો ધર્મ શીખવવામાં આવે અને રાજપૂત ભાઈઓ સંસારિક સુખો મેળવી શ્રેષ્ઠતા ભોગવે! પરમાત્મા તેમને સદબુદ્ધિ આપે!

હિંદુસ્તાનની બધી જાતિએ પોત પોતાનો સાંસારિક સુધારો પહેલાં કરવો જોઇએ. સંસારિક સુધારા વગર ખરૂં સુખ નથી. સંસારિક સુધારા વગર ખરો ધર્મ નથી, હમણાં જાગૃતિનો જમાનો છે, સુરત જીલ્લાનાં કેટલાંક દુબળાં—મજુરિયાત—લોકોએ પોતાની ન્યાતમાં દારૂ, માંસ, માંછલાં વિગેરે નહિં વાપરવાના ઠરાવો કર્યાં છે, સ્નાન કર્યાં વગર અન્ન નહિં ગ્રહણ કરવાની પ્રતિજ્ઞાઓ કરી છે. હજામ—વાળંદ—ન્યાતે પણ પોતાની ન્યાતમાં મહત્વના સુધારા કર્યા છે. કાછીયા, ભીલ, કોળી જેવી ઘણી ન્યાતોએ પોતાની ન્યાતમાં સુધારા કર્યા છે. ભાટિયા અને વણિકો સુધારા કરવા પાછળ મચ્યા છે પણ ત્હેમાં અનેક અંતરાય આવી પડે છે. ઉદિચ્ય અને નાગર આદિ કેટલીક ન્યાતોએ પણ પોતાની ન્યાતનાં કોન્ફરન્સો ભરી સુધારા કરવાની શરૂઆત કરી છે. પરંતુ દિલગીરીની વાત છે કે હજુ ભટ મેવાડા બ્રાહ્મણો જાગ્યા નથી. ગુજરાતમાં ભટ મેવાડા બ્રાહ્મણોની મ્હોટી વસ્તી છે. કેટલાક શ્રીમંતો છે. ઘણો ભાગ ગરિબ છે. જુજ માણસો સુખી છે. ઘણા માણસો ભિક્ષાવૃત્તિ ઉપર અવલંબન કરી રહ્યા છે. ભિક્ષાવૃત્તિ ધારણ કરેલી હોવાનું મજબૂત કારણ તેઓને વિદ્યા લેવાનું સાધન નથી. માતાપિતા પોતાનાં બાળકોને થોડું ઘણું ગુજરાતી ભણાવી ગમે ત્યાં નોકરી કરવા મૂકે છે પરંતુ એમાંથી એક પણ ભાષાનું ઉંચું જ્ઞાન નહિં હોવાથી ઘણા જુવાનો થોડા પગાર કમાઇ જેમ તેમ પોતાનો નિર્વાહ ચલાવે છે! એવી અધમ સ્થિતિ છતાં અમદાવાદની ન્યાતમાં કેટલાક માણસો એક સ્ત્રી હૈયાત છતાં બીજી પરણે છે! જેઓ પાસે દ્રવ્યનું સાધન છે તેઓ તો તેમનું પુરૂં કરે છે પરંતુ જેઓ ૮—૧૦ રૂપિયાનો પગાર મેળવે છે તેઓની શી સ્થિતિ! ભોગ જોગે પતિ સ્વર્ગમાં પહોંચે તો બન્નેની કેવી અવદશા? ભટ મેવાડા બ્રાહ્મણ બંધુઓ પોતાની ભવિષ્યની સ્થિતિનો વિચાર કરી સબળ પાયા ઉપર કોન્ફરન્સ ભરી, પક્ષપાતની અને ઉંચ નિચની દ્રષ્ટિ છોડી દઇ, સુધારા કરી—નડારા રિવાજો કાઢી નાંખશે તો જ તેઓ પોતાનું અને પોતાનાં બાળકોનું કલ્યાણ કરી શકશે. તો જ બ્રાહ્મણ નામનું સાર્થક કરી શકશે.

## સ્ત્રી ધર્મ.

શ્રીમદ્ શંકરાચાર્ય શ્રી માધવતીર્થે "સ્ત્રી ધર્મ" વીશે અમદાવાદમાં જાહેર ભાષણ આપ્યું હતું. પરંતુ તે વખતે શ્રી શંકરાચાર્યની ગામમાં પધરામણી થયલી હોવાથી શ્રોતાજનોને લગભગ દોઢ કલાક સુધી ખોટી થઈ રહેવું પડયું હતું. સાંજના ૬ા વાગે શ્રીમંત શંકરાચાર્યે ભાષણ સાંભળવાને બહુજ થોડી સ્ત્રીઓને આવેલી જોઇ દીલગીરી દર્શાવી હતી અને તેથી માત્ર ઉપોદઘાત કરી વધુ વીવેચન કરવાનું મુલતવી રાખ્યું હતું. તેમણે જણાવ્યું કે પુરાણોમાં કુન્ત્યોવાચ, અનસુયાવાચ, સીતાવાચ, દ્રોપધ્યોવાચ ઇત્યાદી લખેલું છે તે ઉપરથી જણાય છે કે આગળ કેળવાયલી સ્ત્રીઓ હતી અને તેઓ જાહેરમાં પુરૂષો સાથે ભાગ લેતી હતી. સુલભા, મદાલસા, મઇત્રેયી, વગેરે બ્રહ્મવાદીનીના દાખલા મોજુદ છે અને શ્રી આદ્ય શંકરાચાર્ય સાથે થયેલા મંડનમીશ્રના વાદમાં મંડનમીશ્રની પત્ની સરસ્વતી મધ્યસ્થ તરીકે હતી. એ બનાવ તો કલીયુગમાંજ બનેલો છે. માટે સ્ત્રીઓને ભણાવવાનો શાસ્ત્રમાં અધીકાર નથી એમ જે કહેવાય છે તે ખોટું છે. કારણ કે બ્રહદારણ્યકોપનીષદમાં એક મંત્ર છે કે પુત્રીને પાંડીત્ય આપવું જોઈએ. વળી પતીપત્નીને બંનેને યજ્ઞ વગેરે કાર્યોમાં ભણવાના શ્લોકો વેદમાં આપેલા છે, તે ઉપરથી પણ અગાઉ સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરવાની જરૂર હતી એમ સિદ્ધ થાય છે.

### હાલમાં સ્ત્રીઓની સ્થીતિ.

હાલમાં સ્ત્રીઓની સ્થીતિ વિચિત્ર થઇ પડી છે. મુસલમાનોનું રાજ્ય થયું ત્યારથી સ્ત્રીઓને પડદામાં રહેવું પડતું હોવાથી કેળવણી લેવામાં અંતરાય પડવા લાગ્યો અને ત્યારબાદ અંગ્રેજનું રાજ્ય થયા પછી પાશ્ચાત્ય કેળવણી પામેલાઓનો અબજો વરસોથી ચાલુ આવતો આર્ય ધર્મ તરફ તીરસ્કાર થવા લાગ્યો અને તેઓ નવીન માર્ગ ગ્રહણ કરતા થયા. પ્રાથમીક શાળાઓ માટે વાંચનમાળા લખનારા અમારા લોકોએ દેશના ધર્મ વગેરેને ધિક્કારી કાઢયા. છોકરાંઓને દેશ તથા ધર્મ તરફ શ્રદ્ધા ન રહી અને હાલના સુધારાથી હીંદનો પૈસો પરદેશમાં જવા લાગ્યો. સુધરેલા લોકો વિલાયતી અસ્ત્રાવતી હાથે હજામત કરવાનો હુન્નર શીખ્યા ! આ પ્રમાણે દેશને પાતાળમાં ઘાલનારા જ્ઞાનોપદેશને લીધે ઉન્નતિ થવાની સંભાવના કયાંથી હોય ! આ સુધરેલા લોકો આપણા વેદાંત અને મોક્ષપ્રકરણમાં સ્ત્રીઓની નીંદા કરવામાં આવી છે તે નાડું પકડી રાખી હીંદુ શાસ્ત્ર તો સ્ત્રીઓનો તીરસ્કારજ કરે છે એમ કહે છે. પરંતુ તેઓ બંને બાજુ બરોબર તપાસતાં નથી. તેઓ તો પાશ્ચાત્ય લોકોના વ્યવહાર પ્રમાણે આપણા દેશમાં રૂઢી દાખલ કરવા માગે છે. પરંતુ ત્યાં સ્ત્રી પુરૂષ વચ્ચે કરાર થાય છે. જ્યારે આપણે ત્યાં લગ્ન થાય છે, એવા પ્રકારની ભીન્નતા છતાં ત્યાંના રીવાજ અહીં દાખલ કરવા માગે તે શી રીતે બની શકે ? અને એ છેલ્લા પ્રકારનું શિક્ષણ સ્ત્રીઓને અપાવું શરૂ થવાથી ઉચ્છંખલતા વધવાને લીધે જુના જમાનાના લોકો ભડકીને કહેવા લાગ્યા કે સ્ત્રીઓને ભણાવવાથી માજામાં રહેતી નથી ? પણ સુધરેલા અને જુના પક્ષવાળા બન્ને ભુલ કરે છે. સ્ત્રીઓને અપાતું હાલનું શીક્ષણ જ યોગ્ય નથી. તેમને શાસ્ત્રીય કુલાચાર અને ધર્મશાસ્ત્રનું શિક્ષણ આપવાની આવશ્યકતા છે. કેમકે સર્વનું મુળ ગ્રહસ્થાશ્રમ છે અને તેનું મુળ તે સ્ત્રી છે.

### સ્ત્રીઓની પતી તરફ-ફરજ.

પતી એ સ્ત્રીનો પરમેશ્વર છે, તેથી સ્ત્રીએ પતીનું પુજન કરી તેની સ્તુતિ કરવી જોઇએ એમ શાસ્ત્રો પણ કહે છે. પતીને વશ કરવાનો સર્વોત્તમ વશીકરણ મંત્ર સ્વામીની સેવા કરવી અને તેની મરજી ઉઠાવવી તે છે. હાલમાં તો ભણેલી સ્ત્રી પચીસ ત્રીસના પગારથી મહેતીજી હોય છે અને તેના ધણીને છ સાતના પગારથી પટાવાળા તરીકે રાખવામાં આવે છે એટલે સ્ત્રીને બદલે ધણી

પોતાની બાયડીનો ગુલામ થઇ રહે છે. એવી રીતે સ્ત્રીના ઉપર ઉદર નિર્વાહનો આધાર રાખવો તે ખરાબ છે. પોતાનું મેળવેલું દ્રવ્ય ઉત્તમ, પીતાનું કમાએલું મધ્યમ અને ભાઇનો નિર્વંશ જવાથી મળે તે અધમ ગણાય છે. પરંતુ સ્ત્રી કમાય તે અથવા પોતે કોઇ પણ રીતે પઇસો પ્રાપ્ત કરીને લાવે તેના ઉપર તેનો ધણી આધાર રાખે એ તો અધમમાં અધમ છે. એવા લોકો હીજડા ગણાવા જોઇએ માટે સ્ત્રીએજ સ્વામીની સેવા કરવી જોઇએ. પતીએ પણ પત્ની પોતાની અર્ધાંગના હોવાથી પક્ષધાત થતાં કેટલું દુઃખ થાય તેનો વિચાર કરી સ્ત્રીને સુખી બનાવવાનો યત્ન કરવો તથા તેને ધર્મશિક્ષણ આપી તે પોતાનું કર્તવ્ય સમજી શકે અને પોતાનાં બાળકોને સારી કેળવણી આપી શકે એવી બનાવવી જોઇએ.

### તમે ત્યાગી છો.

પરંતુ હું ભગવા પહેર્યા છતાં બરાડા પાડું છું તેથી રાગી છું ત્યારે ધોળાં વસ્ત્રોવાળા તમે ત્યાગી છો; કારણ કે તમે સંધ્યાનો, ધર્મશાસ્ત્રનો બાળકોને સદુપદેશ આપવાનો અને બીજા આ માનવ દેહને ઉપયોગી થઇ શકે એવાં સાધનો પ્રાપ્ત કરવાનો ત્યાગ કર્યો છે. તમારો રાગ અનપ્રાશન, ગર્ભાધાન અને સુધારામાં છે! જે આપણા આર્ય ધર્મને અનુસરતો કદી થઇ પડનાર નથી. માટે યથાર્થ વિચાર કરીને તમારૂં ભલું થાય તે માટે તમારી સ્ત્રીઓને ખરા ધર્મનું ભાન કરાવજો.

## मुंबइ सरकारनुं अगत्यनुं जाहेरनामुं.

### फीतुरी पत्रो पुस्तको अने चोपानीयांओ.

તા. ૭-૪-૧૦ના સરકારી ગેઝેટમાં નામદાર સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે નવા પ્રેસ એકટમાં આપેલી સત્તા મુજબ નીચે જણાવેલાં પત્રો, પુસ્તકો વિગેરે બ્રીટીશ હીંદુસ્તાનમાં કાયદેસર સ્થપાયેલી સરકારને ધીક્કારમાં લાવે એવાં અને મજકુર સરકારની સામે લોકોને ઉશ્કેરે એવાં હોવાથી તે નામદાર સરકારે જપત કર્યા છે—

૧. ગેલીક અમેરીકન (વર્તમાન પત્ર).
૨. ઇન્ડીઅન સોસીયોલોજીસ્ટ (વર્તમાનપત્ર).
૩. ધી ઇન્ડીઅન વોર ઓફ ઇન્ડીપેન્ડન્સ, ૧૮૫૭, યાને સ્વતંત્ર હીંદ માટેની લડાઇ, ૧૮૫૭ એ નામનું પુસ્તક જે વી. ડી. સાવરકરે લખ્યું છે.
૪. જસ્ટીસ (વર્તમાનપત્ર).
૫. વંદે માતરમ (જીનીવા ખાતે પ્રગટ થતું વર્તમાનપત્ર).
૬. ધી તલવાર ઉર્ફે શમશેર (વર્તમાનપત્ર).
૭. સત્સંગ (ગોઆ ખાતે પ્રગટ થયલું એક ચોપાનીયું).
૮. "સ્વરાજ" નામનું એક માહવારી.
૯. ધી સર્કયુલર ઓફ ફ્રીડમ (વર્તમાનપત્ર).
૧૦. ફ્રી હીંદુસ્તાન (વર્તમાનપત્ર).
૧૧. ખાલસા સીરીઝનાં ચોપાનીયાંઓ.
૧૨. શીલા લેખપર છાપેલો એક કાગળનો ટુકડો, જે બંગાળી ભાષામાં અને બંગાળી લીપીમાં છપાયલો છે અને જેની ઉપર " યુગાંતર " કરીને લખેલું છે.
૧૩. સઘળાં પુસ્તકો, ચોપાનીયાં વીગેરે જે "ફ્રી હીંદુસ્તાન પબ્લીકેશન કમીટી" તરફથી પ્રગટ કરવામાં આવેલાં જણાય છે અથવા જે એ કમીટી તરફથી બહાર પાડવામાં આવ્યાં હોય તે.
૧૪. Choose O, Indian Princess એ નામનું ચોપાનીયું.
૧૫. જોસફ માઝીનીનું આત્મચરિત્ર, કર્તા વીનાયક દામોદર સાવરકર.
૧૬. રામદાસ બુઆ (લક્ષમણ રામચંદ્ર પાંગરકરે લખેલું ચોપાનીયું.)
૧૭. ગણેશ દામોદર સાવરકરે લખેલા મેલાના ગાયનો (એક ચોપાન્યું જેનું નામ નીચે મુજબ છેઃ- The Small Indian Series, Nos. 8 and 9; *the poems composed by Govind during the years* 1906-07, સ્મોલ ઈંડીયન સીરીઝ, નં૦ ૮ અને ૯; ૧૯૦૬-૧૯૦૭ ના સાલ દરમ્યાન, ગોવિંદે રચેલી કવીતાઓ)
૧૮. એક ચોપાન્યું જેનું નામ "બંદેમાતરમ" છે.

૧૯. તીલક અને પ્રાંજપેના ભાષણો ( ધનાપા સીધરામયા વાલ્વેએ પ્રગટ કીધેલું ચોપાન્યું)

૨૦, સ્વદેશી હુલચલ યા મુહાભન વતન શ્રીજ તીલક જાર યા (સીંધી-અરેબીક પુસ્તક)

૨૧. વીજય તોરણ (એક નાટક)

૨૨. કીચકવધ (એક નાટક)

૨૩. શ્રી ક્રીષ્ણા શીશકાઇ (નાટક)

૨૪. એક ચોપાન્યું, જેનું નામ "O Martyrs" "ઓ મારટીર્સ" છે.

૨૫. એક ચોપાન્યું, જેના ઉપર "Challenge Statement" ચેલેંજ સ્ટેટમેંટ એમ લખેલું છે.

૨૬. ચીપલુનકરના નીબંધનું કોઈ પણ વોલ્યુમ જેમાં "The State of our Country" મારા દેશની સ્થીતી એવો નીબંધ છે.

૨૭. "Story of My Deportation" મારા દેશપારની કથા (એક ચોપાન્યું, જે લક્ષમણ બલવંત ભોપટકરે લખ્યું છે.)

૨૮. નેશનાલીસ્ટોના ફોટોગ્રાફો, જે નાસીકવાળા ચોપકર દીવસીંગ મોહનસીંગે પ્રગટ કીધા છે.

૨૯. એક ચોપાન્યું, જેનું મથાળું "Humanity Love Fund" "હ્યુમેનિટી લવ ફંડ" કરીને છે અને જે લીનકન લીબરટીલવીંગ લેયલ લીજીયન થવા ૫ L' ૪૪૮ ઇનકા સ્ટ્રીટ, ડેનવર, કોલો, ૭ યુનાઇટેડ સ્ટેટસ અમેરીકા તરફથી પ્રગટ થયલી માલમ પડે છે.

૩૦. Pictorial India of To-day—પીકટોરીયલ ઇંડયા ઓફ ટુ ડે એ નામનું એક ચોપાન્યું જે હરી રઘુનાથ ભાગવતે પ્રગટ કીધું છે.

૩૧. તીલકનાં ભાશણો એક પુસ્તક. જે રઘુનાથ ભાગવતે પ્રગટ કીધું છે.

## ઘડિક ગમ્મત.

૧

નાથ કહેશો તો ચાલશે—સુરતમાં એક દુર્ગાનાથ નામનો યુવાન બ્રાહ્મણ છે. વિદ્વાન છે અને વિદ્વત્તાને લીધે એ પૈસા કુટી કહાડે છે. એક દિવસ કાંઇ કામસર કોઇ ગૃહસ્થને મળવા ગયો. તે ગૃહસ્થ દુર્ગાનાથને ઓળખતો હતો પણ ઘેર જવાનો દુર્ગાનાથને પહેલો જ પ્રસંગ હતો. ઘરમાં પેસતાં હિંચકા ઉપર બેશી આ ગૃહસ્થની સ્ત્રી વાંચતી હતી. દુર્ગાનાથે જઇને પુછ્યું " પોતે ! છે ને !"

" ના એ બ્હાર ગયા છે " હમણાં આવશે.

" અત્યારે મ્હારે બીજે જવું છે. કાલે આવીશ."

" વારૂ ! આવે ત્યારે હું કહીશ. કોણ આવ્યું હતું પુછશે. તો શું કહું !

"મ્હને નાથ કહેશો તો ચાલશે."

આ બાઇના હૃદયમાં આ શબ્દે અવનવો ફેરફાર કર્યો ને દુર્ગાનાથે રસ્તો માપ્યો.

૨

એક ન્હાના બાલક ઉપર ત્હેના માતાપિતાનો એટલો ત્રાસ હતો કે તેમની રજા શિવાય ત્હેનાથી બોલાતું નહિ. આનું પરિણામ એ આવ્યું કે શરીર અસ્વસ્થ હોય ત્યારે પણ ત્હેનાથી કાંઇ કહેવાતું નથી. એક દિવસ આ બાલકને પગે કાંટો વાગ્યો અને તે અંદર પેસી ગયો. છોકરું રોવા લાગ્યું ને ખરું કારણ સ્હમજાયું માબાપે નક્કિ કર્યું કે ગોળનો ચપકો દઇ પાટો બાંધવો. આ સાંભળતાં દાઝવાની બીકે છોકરૂં બોલી ઉઠયું—'ના ! ચપકો નહિ !'

ચુપ ! હરામખોર ! તું શું સમજે !

પગ પકડવામાં આવ્યો ને ચપકાની તૈયારી થઇ!

બા ! એં ! એ પગે........નહિ......

"ચુપ ! પડયો રહે ! માર ખાઇશ હમણાં."

"પણ. ભઇ સાહેબ......એ...એ...નહિ.

ચપકો દીધો—પાટો બાંધ્યો.

"હમણાં કાંટો નીકળશે. સુઇ જા ઘડી છાનોમાનો.

પણ બા—કાંટો તો આ પગે વાગ્યો છે ને ચપકો આ પગે દીધો.

માબાપની છબી લીધી હોત તો ઠીક પડત.

૩

પ્રમાણીક છોકરો—એક નિશાળના મ્હેતાજી એક દિવસ પ્રમાણીકપણા ઉપર વર્ગમાં ભાષણ કરતા હતા ને પ્રમાણિક છોકરાઓને સાબાશી આપતા હતા.

કેમ ! જગજીવન ઉભો થા ! હું ત્હારા ઉપર બહુજ ખુશી થયો છું. તે દિવસે મ્હારા ગજવામાંથી ચાર આની પડી ગઇ તે ત્હેં તારી પાસે ન રાખતાં મ્હને આપી દીધી. ત્હેં રાખી હત તો મ્હને ખબર ન પડત. પણ ત્હેં પ્રમાણિકપણે મ્હને આપી એ માટે ધન્યવાદ ઘટે છે. ત્હેં કેમ ન રાખી !

સાહેબ ! એ પાવલી ઘસાયેલી હતી એટલે આપી દીધી !

મહેતાજીનો ચહેરો કેવો થયો હશે.

૪

અમુક માસિકમાં મોકલેલી કવિતા ઘણા વખત થયા ન છપાઇ માટે ત્હેની તપાસ કરવા લેખક માસિકના અધિપતિ પાસે ગયો.

"એ કાવ્ય મ્હારૂં પોતાનું બનાવેલું છે-પ્રથમજ અને મ્હેં એને માટે બહુ શ્રમ વેઠયો છે."

તંત્રી—ખરેખર !

લખક—એના ઉપર રાતોની રાતો જાગી વિચાર કર્યો છે.

તંત્રી—શું કહો છો ! જેને માટે આટલી બધી મ્હેનત કરી છે તે કવિતાને લઇ લેવી તે ઠીક નહિ, માટે લ્યો રાખો ત્હમારી પાસે.

સાહેબજી.

૫

કોરપોરેશનમાં સભાસદ તરીકે ચુંટાવામાં લોકો મદદ કરે એ માટે પોતાની યોગ્યતા કેટલી છે તે દર્શાવવા એ ઉમેદવાર એક જગાએ ભાષણ કરતો હતો. શરૂઆતમાં આખો હોલ ભરાઇ ગયો પણ આગળ ચાલતાં ખાલી થવા મંડયો. છેવટે એકજ રહયો પણ ત્હેને બહુ રસ પડયો હોય એમ લાગવાથી ઉમેદવાર ખુશી થયો ને બોલ્યો-મહેરબાન હવે હું વધારે વખત નહિ લઉં; દશ મીનીટમાં પુરૂં કરીશ."

સાહેબ ! વધારે ચલાવશો તો વાંધો નથી. મ્હેં ગાડી બ્હાર ઉભી રાખી છે અને કલાકના આઠ આના લેખે આપે મ્હારી સાથે ગાડી બાંધી છે.

પેલા ઉમેદવારે પ્લેટફોર્મ ઉપરથી ઉતરી ચાલવા માંડયું.

૬

શાન્તાક્રુઝ સ્ટેશનથી લશ્કરી છાવણી બહુ દુર છે. પ્લેગ સીઝનમાં શાન્તાક્રુઝમાં ઘણા સભ્ય ગ્રહસ્થો આવી રહે છે અને સ્હવારમાં લશ્કરી બાજુ તરફ ફરવા જાય છે. એક દિવસ વેશે-રૂપે બારીસ્ટર જેવા દેખાતા ગ્રહસ્થ સ્હવારમાં "મોર્નીંગ વોક" લેવા જતા હતા ત્યાં ટપાલવાળો મળ્યો. ટપાલવાળાના હાથમાં એક ન્યુસપેપર હતું. છાવણીના અમલદારનું આ પત્ર હતું. આજની ટપાલમાં આ ન્યુસપેપરજ છાવણીમાં પહોંચાડવાનું હતું. પેલા બારીસ્ટરને આની દયા આવી ને અકલ વાપરી કહ્યું.

મૂર્ખા ! નકામો ત્યાંસુધી એક પેપર માટે ફ કામ ધકો ખાય છે, ટપાલની પેટીમાં નાંખને-દ ણુંએ પહોંચશે."

"મૂર્ખો કોણ !"

૭

રેલ્વેના ખિસા કાતરૂનો પુનામાં કેસ ચાલત હતો તે વખતે એક કોલેજના પ્રીન્સીપાલને ખિસ કાતરૂ ઉપર ભાષણ આપી ખિસાકાતરૂની અકલ હો શીયારીથી જનસમાજને વાકેફ કરવાનિ મરજી થઇ કાવસજી હોલમાં ભાષણ નક્કી થયું ને તે માટે કા નિકળ્યાં. કાર્ડનો નમુનો નીચે પ્રમાણે હતો.

ભાષણકર્તા—પ્રો, પીતલે.
સ્થળ—કાવસજી હોલ.
વિષય-ખિસાકાતરૂ-એકને દાખલ કરી.

-भोगीन्द्रराव रतनलाल दिवेटिया बी. ए

આજના અંક સાથે મુંબઇ, ગુજરાત અ કાઠીયાવાડના સુપ્રસિદ્ધ જ્યોતિર્વિભૂષણ પંડિત શ્ર કૃષ્ણ મોહનજી શર્માં (ઉર્ફે કાર્તાન્તિકજી) ની છબ ભેટ આપવામાં આવી છે. જોશીજી જ્યોતિષ શાસ્ત્ર ઘણા વિદ્વાન છે. "ગુજરાતી" પત્રના સુપ્રસિદ્ધ તંત્ર શ. રા. ઇચ્છારામભાઇનું એ વિષયનું સર્ટીફીકેટ વ ચ્યું એજ બસ થશે. જોશીજી સનાતન ધર્મને મા નનાર છે. 'સારસ્વત બ્રાહ્મણ' જેવી પવિત્ર જાતિમ જોશીજીનું સન્માન છે. એઓશ્રી વૈદક અને મં શાસ્ત્રો પણ જાણે છે, ગુજરાતી પ્રજા એઓશ્રીન વિદ્યાનો લાભ લેશે તો તેમને સંતોષ થશે. હમણ એક વર્ષથી તેઓ નિવૃતિ નિવાસ માટે કચ્છન ગઢસીસા ગામમાં રહે છે. ઇશ્વર એમને દિર્ઘાયુ ક અને તેમની વિદ્યાનો લાભ અનેક મનુષ્યોને મળે.

# विवाह पद्धति सूर्या अने सोम.

સા માજીકશાસ્ત્રના અભ્યાસીઓને આપણા વિવાહનો વિષય ખાસ ધ્યાન ખેંચે તેવો ો પડે છે; અને તેથી આપણી વિવાહપધ્ધતિનું તિહાસિક દૃષ્ટિથી અવલોકન કરવાની આવશ્યકતા પ્ત થાય છે.

આપણા પ્રાચીન સમયનો ઇતિહાસ જોવા જઇએ । વૈદિક કાળથી વધારે આગળ આપણી દૃષ્ટિ જઇ કે તેવું નથી. તે સમયના રીતિરીવાજો વિષે પણ ઋગ્વેદના કોઇ કોઇ સૂત્રોમાંથી માત્ર થોડું ઘણું ણી શકાય છે. આવાં કાવ્યોમાં ૧૦ મા મંડળનું ૫ મું સૂકત સૂર્યા અને સોમનાં લગ્ન વિષે છે. ને હેમાંથી આપણી વિવાહપધ્ધતિ વિષે કંઇક ધારે જાણવાનું મળી શકે તેવું છે; માટે હેનું ાપાન્તર કરી 'ભારત જીવન'ના વાંચક સમક્ષ મુકવું ચિત ધાર્યું છે.

*૧. સત્ય ભૂમિનો આધાર છે, સૂર્ય સ્વર્ગનો આધાર છે; યજ્ઞથી આદિત્યો ઉપજીવિકા ચલાવે છે. વર્ગ લોકમાં સોમ વસે છે.

૨. સોમથી આદિત્યો બળવાન છે, સોમથી પૃથ્વી મહાન છે; વળી સોમ સર્વ નક્ષત્રોની મધ્યમાં આવી રહ્યા છે

૩. સોમપાન કરનારા જે ઔષધીને તેઓ પિસીને પીએ છે તે ઔષધિને સોમ માને છે; (પરંતુ) જેને બ્રાહ્મણો સોમ જાણે છે હેનો તો કોઇએ સ્વાદ પણ લીધો નથી.

૪. હે સોમ! આચ્છાદક વિધાનોથી તું ઢંકાયલો છે; બાર્હત હારૂં રક્ષણ કરે છે; તું (પિસવાના પથ્થરનો ધ્વનિ સાંભળતો રહે છે. પૃથ્વીપરના જનો હારો સ્વાદ જાણતા નથી.

(૧) સપ્ત સોમપાલ.

*ઋગ્વેદના ૧૦મા મંડળના ૮૫મા સૂત્રનું ભાષાંતર.

૫. હે સોમ! તેઓ હારૂં પાન કરે છે કે ત્યારે પણ તું વૃદ્ધિ પામે છે; વાયુ હારો રક્ષક છે. માસ (સોમ) સંવત્સરોનો વ્યવચ્છેદક છે.

૬. રૈભી સૂર્યાની વિનોદ સહચરી હતી, નારાશંસી સેવા કરનારી હતી; સૂર્યાનું સુંદર આચ્છાદન યોગ્ય વસ્ત્ર ગાથાથી પરિષ્કૃત હતું.

૭. જ્યારે સૂર્યા પતિ કને ગઇ ત્યારે ચિત્તિ (બુધ્ધિ) તેનું ઉપબર્હણ (ઓશિકું) હતું; દૃષ્ટિ હેની આંખનું અંજન હતું; ધો અને ભૂમિ હેના ખજાના હતા.

૮. સ્તોમ રથની ધરીનું કામ કરતા, કુરીર છંદ રથનો શણગાર હતો, બે અશ્વિન માગું કરનાર હતા; અગ્નિ પુરોગન્તા હતા.

૯. જ્યારે સવિતાએ પર્યાપ્ત યૌવના સૂર્યાનું અંતઃકરણ પૂર્વક પતિને આપી ત્યારે સોમ વધુયુ (વર) હતા. અશ્વિન માગું કરનાર હતા.

૧૦. પતિ પ્રતિ પ્રયાણ કરતી સૂર્યાને મનરૂપી રથ હતો, આકાશ તે રથનું ઢાંકણ હતું; ચંદ્ર તથા સૂર્ય હેના અશ્વો હતા.

૧૧. હે સૂર્યે! ઋક અને સામથી નિયમમાં રખાયલા હારા અશ્વો ઠરેલ હતા, હારા (પતિના ગુણ ગ્રાહક) બે કાન રથનાં ચક્ર હતાં; રથને સંચરવાનો પ્રદેશ સ્વર્ગલોક હતો.

૧૨. પતિ પ્રયાણ કરતી સૂર્યાના રથનાં ચક્રો પવિત્ર હતાં; વાયુ રથની ધરીનું કામ કરતો. મનોમય શકટમાં હેણે આરોહણ કર્યું.

૧૩. સવિતાએ સૂર્યાને આપેલ સામગ્રી આગાડી જતી હતી; મઘા નક્ષત્રમાં પ્રયાણ માટે અશ્વોને મારીને હાંકવામાં આવે છે, ફાલ્ગુનની નક્ષત્રમાં પિતા પાસેથી પતિ પ્રતિ રથમાં (સૂર્યાને) લઇ જવામાં આવે છે.

૧૪. જ્યારે અશ્વિનો ચક્રત્રયયુકત રથમાં સૂર્યાનું માગું કરવા સવિતા પાસે આવ્યા ત્યારે

સર્વે દેવોએ અનુજ્ઞા આપી; પૂષા અને અશ્વિન પુત્ર પિતાના સંબંધથી જોડાયા.

૧૫. સૂર્યાનું માગું કરવા હેના પિતા પાસે આવેલા હે શુભસ્પતિ, ત્હમારું એક ચક્ર ક્યાં છે? કાનમાં અગ્રત્ત રહેનારા ત્હમે ક્યાં નિવાસ કરો છો?

૧૬. હે સૂર્યે ત્હારાં (સૂર્ય અને ચંદ્ર) બે ચક્રોને બ્રાહ્મણો રૂતુથી જાણતા હતા; ગુફામાં રહેલું ત્રીજું ચક્ર સત્યને જાણનાર મેધાવી પુરૂષો જાણતા હતા.

૧૭. સૂર્ય-પત્ની, દેવો, મિત્ર, વરૂણ વિગેરે જેઓ સર્વ પ્રાણીઓનું ઇચ્છિત આપનારાં છે ત્હેમને હું નમસ્કાર કરૂં છું.

૧૮. વારા ફરતી પોતાની માયાથી ફરતા, શિશુ પેઠે વિહાર કરતા, યજ્ઞ તરફ જતા, તેઓમાંનો એક (સૂર્ય) ભૂતોપર દ્રષ્ટિ રાખે છે અને બીજો (ચંદ્ર) ઋતુઓમાં ફેરફાર કરતો ફરી ફરી જન્મે છે.

૧૯. પ્રતિદિન ઉત્પન્ન થતો હમેશાં નવોને નવો જ રહે છે. દિવસનો કેતુ તે ઉષાના પ્હેલાં આવે છે; દેવોને હવિનો ભાગ આપે છે. ચંદ્ર આયુષ્યની વૃદ્ધિ કરે છે.

૨૦. શોભિતા કિંશુક તથા શાલ્મલી વૃક્ષના બનાવેલ, જુદા જુદા રંગવાળા, સુવર્ણથી અલંકૃત, સરખી ગતિવાળા સારા ચક્રવાળા રથમાં આરોહણ કરી અમૃત લોકમાં પતિ તરફ ત્હારા આત્માનું વહન કર.

૨૧. હે *વિશ્વાસુ! કન્યાની સમીપમાથી ઉઠો; આ કન્યા હવે પતિવતી થઇ છે. હું નમસ્કાર સહિત સ્તુતિથી ત્હમારૂં સ્તવન કરૂં છું. પિતૃકુલની અન્ય કુમારિકાની સમીપ રહો. જન્મથીજ કલ્પેલ આરક્ષણ રૂપી ત્હમારો ભાગ મેળવો.

* વિશ્વાવસુ કૌમાર્ય રક્ષક ગણાય છે. કન્યા જન્મે કે તરતજ તે હેની સંભાળ લે છે અને પરણે ત્યારે હેને છોડી દઇ તે કુળની કન્યાઓની સંભાળ રાખે છે.

૨૨. હે વિશ્વાસુ! અહીંથી (આ શયનથી) ઉઠો; હું ત્હમારું નમસ્કાર સહિત સ્તવન કરૂં છું. અન્ય (બ્રહત નીતંબવાળી) કન્યાને મેળવો. જાયાને (મ્હને સૂર્યાને) પતિ સાથે રજા આપો.

૨૩. હે દેવો! જે રસ્તેથી અમ્હારા (વરના મોકલેલ) મિત્રો, (કન્યાના) પિતા પાસે જાય છે તે રસ્તા કંટકરહિત-સરળ થાઓ. અર્યમા તથા ભગુ અમ્હને સુખરૂપ પ્રેરો, અમ્હને પતિ પત્નીને સુસંયુક્ત રાખો.

૨૪. હે વધુ! સુશેવ (સારી સમૃદ્ધિવાળા) સવિતાએ જે વરૂણ પાસથી ત્હમારૂં બંધન કર્યું હતું તે પાસથી હું ત્હમને મુક્ત કરૂં છું; યાગ ભૂમિમાં કર્મ ક્ષેત્રમાં ત્હને-અરિષ્ટાને પતિસાથે (પુત્રાદિ માટે) પ્રેરૂં છું.

૨૫. અહિંથી (પિતૃકુલથી) હું ત્હમને મુક્ત કરૂં છું, પતિકુલમાં સુસંયુક્ત કરૂં છું. હે ઈંદ્ર! આ કન્યાને સુભગા તથા સુપુત્રા કરો.

૨૬. ત્હારો હસ્તગ્રહી પૂષા અહીંથી ત્હને દોરો; અશ્વિનો રથમાં ત્હારૂં વહન કરો. પતિગૃહે જા; વશિની (પતિને વશ વર્ત્તનારી, બીજાંને વશ વર્ત્તાવનારી) થા, અને ગૃહપત્નીને છાજતી રીતે નોકરો સાથે બોલ.

૨૭. અહીં પ્રજા સાથે ત્હારૂં સુખ વૃદ્ધિ પામો; આ ગૃહમાં ગૃહપતિત્વ જાળવવામાં સાવધ રહે; ત્હારા પતિ સાથે ત્હારા શરીરનું ઐક્ય કર; વૃદ્ધાવસ્થામાં ત્હમે દંપતી ઘરનાં માણસોપર સ્વામિત્વ જાળવો.

૨૮. નીલ અને લોહિત વર્ણવાળી કૃત્યાની આસક્તિ (બંધન) છુટે છે. ત્હેના જ્ઞાતિબંધુ સુખ પામે છે; પતિ સાંસારિક બંધથી બંધાય છે.

૨૯. શામુલ્ય (વસ્ત્ર) ઉતારી નાંખો; બ્રાહ્મણોને ધન આપો, (કારણકે આ વસ્ત્રથી) પાદવતી બની, જાયા થઇ કૃત્યા પતિમાં પ્રવેશ કરે છે.

૩૦. જો પતિ વધુ વસ્ત્ર પોતાના અંગપર પ્હેરવા ઇચ્છા રાખે તો આ પાપરૂપ કૃત્યાથી ત્હેનું શરીર અશ્રીક (unlovely) થાય છે.

૩૧. વધુનુ હિરણ્યરૂપ હરી લેવાને (યમાણ્ય) જનો તરફથી જે (યક્ષ્મા) ક્ષયરોગ આવે છે ત્હેને જયાંથી તેઓ આવ્યા ત્યાં પુન: લઇ જાઓ.

૩૨. રસ્તે હુમલો કરનાર ધાડપાડુ ચોરો આ દંપતીને ન મળો. સુગમ માર્ગથી ત્હેમની ( દુર્ગમ ) મુશ્કેલીઓ દૂર થઓ; દુશ્મનો નાશી જાઓ.

૩૩. આ વધુ સુમંગલી છે, માટે સર્વ આવો, ત્હેને જુઓ. અને ત્હેને સુભાશિષ આપી પોતપોતા ને ઘેર (ખુશીથી) પાળો.

૩૪. આ (વધુ) વસ્ત્ર દાહજનક છે, કટુક છે, નર્કવત્ છે, વિષયવત્ છે; તે (અનુપયોગ્ય છે) પ્હેરવા યોગ્ય નથી. બ્રાહ્મણ સૂર્યાને સારી રીતે જાણે છે ત્હેને જ એ વસ્ત્ર ઘટે છે.

૩૫. સૂર્યાનાં આશસન, વિશસન વિગેરે ત્રણ પ્રકારનાં વસ્ત્રોથી થતાં રૂપને જુઓ. ત્હેને ( સૂર્યાને જાણનાર) બ્રાહ્મણજ શેદ્ધ કરે છે,

૩૬. હે વધુ! હું સૌભાગ્ય માટે ત્હારૂં પાણી ગ્રહણ કરૂં છું; તેથી મ્હારી સાથે તું વૃધ્ધાવસ્થા સુધી રહે. મ્હારી ગ્રહપત્ની થવા માટે આર્યમા, સવિતા, પૂષા, વિગેરે દેવતાઓએ મ્હને ત્હારૂં દાન કર્યું છે.

૩૭. જેમાં મનુષ્યો બીજનું આધાન કરે છે. જે અમ્હારા ઉરુની ઇચ્છા રાખતી ત્હેમાં વિશ્રામ લે છે, અને જેના ઉરુમાં ( કામાતુર થતા ) અમ્હે શેપનો પ્રહાર કરીએ છીએ, તે અત્યંત મંગળભૂત કન્યાને પ્રેરો.

૩૮. હે અગ્નિ વસ્તુની સાથે સુર્યાને ત્હમારી સમક્ષ લાવ્યા, હવે ત્હમે પ્રજા સાથે ત્હેનુ પતિને દાન કરો.

૩૯. અગ્નિએ આયુષ્ય તથા ( વર્ચસ ) તેજ સાથે આ કન્યાનું દાન કર્યું છે; આ કન્યાનો પતિ દીર્ઘાયુ થાઓ અને સો વર્ષ જીવો.

૪૦. ( કન્યા જન્મતાંજ ) પ્રથમ તું સોમને મળી ત્યાર પછી ગંધર્વને મળી, અગ્નિ ત્હારો તૃતીય પતિ થયો અને પછી મનુષ્ય ત્હારો પતિ થયો.

૪૧. સોમે પ્રથમ ગંધર્વને સોંપી, ગંધર્વે અગ્નિને સોંપી અને અગ્નિએ ધન તથા પુત્ર સાથે આ કન્યા મ્હને આપી છે.

૪૨. આ લોકમાં વસો; ત્હમારો વિયોગ ન થઓ; પૂર્ણ આયુષ્ય ત્હમને મળો, પુત્ર પૌત્ર સાથે ક્રીડા કરતાં સ્વગ્રહમાં આનંદ ભોગવો.

૪૩. પ્રજાપતિ અમ્હારામાં પ્રજાની ઉત્પત્તિ કરો; અર્યમા જરા પર્યન્ત જીવન માટે અમ્હારો સંગમ કરો. ( અદુર્મંગલી ) સુમંગલી તું પતિ-ગૃહમાં પ્રવેશ કર. આપણાં દ્વીપદ તથા ચતુષ્પદ સુખમાં વસો.

૪૪. ( અઘોર ચક્ષુ ) દયાર્દ્ર દૃષ્ટિવાળી થા, (અપતિઘ્ની) પતિ પ્રતિ પ્રેમવાળી થા, પશુને હિત કરી થા, સદરહ મનવાણી તથા તેજસ્વી થા; વીરસૂ થા, દેવનાપર શ્રધ્ધા રાખ; સુખ આપનારી થા. અમ્હો દ્વીપદ તથા ચતુષ્પદને સુખદા થા.

૪૫. હે ઇંદ્ર, આ વધુને સુપુત્રા તથા સુભગા કરો; ત્હેને દશ પુત્રો આપો જેથી પતિ અગિઆરમો થાય.

૪૬. ત્હારાં સાસુ તથા સસરાપર સામ્રાજ્ય ભોગવનારી થા. નણંદ તથા દેવપર સામ્રાજ્ય ભોગવ.

૪૭. સર્વ દેવો આપણાં હૃદયનો દુ:ખાદિ કલેશ દૂર કરી લૌકિક વૈદિક વિષયમાં પ્રકાશયુકત કરો. માતરિશ્વા, ધાતા અને દેષ્ટ્રી અમારી બુધ્ધિ પરસ્પર અનુકુલ કરો.

त्रिवेदी शंकरलाल धि. गौरीशंकर.

## બહાદુર મીચલ.

દિગ્વિજયી નેપોલિયન બોનાપાર્ટે ઇ૦ સ૦ ૧૮૧૨ની સાલમાં રશિયાપર સ્વારી કરીને રશિયન પ્રજાને ઘણો ત્રાસ આપ્યો હતો. આ સ્વારીમાં ફ્રેંચ સિપાઇઓએ ઘણો અત્યાચાર કર્યો, નિરપરાધી, અસહાય રશિયન પ્રજા જનને તેમણે જે ભયંકર દુઃખ દીધાં તેનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. ફ્રેંચ સિપાઇ ગામનાં ગામ ઉધ્વસ્ત કરતા, ઘરબાર બાળી મૂકતા, અને નિરાધાર પ્રજાની ક્રૂરપણે કતલ કરતા. જતા જતા એક દિવસ સંધ્યાકાળને સમયે તેઓ એક ગામમાં આવી પહોંચ્યા. આવતાની સાથેજ તેમણે એ ગામને આગ લગાડી. પ્રજાને ગામ બહાર હાંકી મૂકી. અને એ વિના બીજાં પણ કેટલાંક અનન્વિત કૃત્યો કર્યાં, અને ત્યાર પછી રાત્રે વિશ્રાંતિ લેવાને તેમણે એ ગામનાંજ એક વિસ્તીર્ણ દેવાલયમાં પોતાની પથારીઓ છોડી. આ રાક્ષસોના સપાટામાંથી નાશી છુટેલાં કેટલાંક માણસો એ ગામથી પાંચ છ માઇલપર આવેલા એક ડુંગરની તળેટીમાં છુપાઇ રહ્યા હતા. મધ્યરાત્ર વીતી ગઇ હતી, કોઇ આવીને આંખમાં આંગળી ઘાલે તો પણ દેખાય નહિ એટલો બારણે નિબિડ અંધકાર પ્રસરેલો હતો, ટાઢ તો કહે મા'રું કામ, અને વળી તેમાં જોરથી પવન વાતો હતો. આવે આવે વખતે ભુખથી વ્યાકુળ થએલાં; ઘરબાર વિનાનાં, પ્રાણપ્રિય આપ્તસ્વકિયોનાં મૃત્યુને લીધે જેમનાં અંતઃકરણ ખિન્ન થયાં છે એવા, પ્રાણ રક્ષણ માટે દોડતા. શત્રુના સિપાઈઓ તરફથી થએલા ભયંકર જખમની દુઃસહ વેદનાથી દુર્દૈવી રશિયન પ્રજાની કેવી વિપન્ન સ્થિતિ થઇ હતી! એ પ્રસંગનું યથાર્થ ચિત્ર રેખાટવાનું લેખકની કમ કૌવત કલમમાં સામર્થ્ય નથી. એટલે હવે ભાંજગડમાં ન પડતાં ચાલો આપણે પેલા સામેના ઝાડના થડ પાસે પડેલી એક બાવીસ વર્ષની તરૂણીની શી હકીકત છે તે જોઇએ. આ તરુણ અને રુપસંપન્ન યુવતી ક્રુર ફ્રેંચ સિપાઈઓના અત્યાચારના ડરને લીધે નાસતી હતી તેવા વખતે તેના મર્મસ્થાનમાં એક ગોળી વાગી છે, અને તેની અસહ્ય વેદનાથી વ્યાકુળ થતી તે પોતાના પતિના ખોળામાં મસ્તક મૂકી તરફડતી પડી છે. પ્રતિ ક્ષણ તે'ના આયુષ્યની દોરી ક્ષીણ થતી ચાલી છે. જુઓ—એ તરૂણીને એકાએક અવસાન આવે છે ને ક્ષીણ સ્વરે તે પોતાના પતિને કહે છે "મિચલ! મા'રી મરણ વખતની એક ઇચ્છા પૂર્ણ કરશો કે? એટલી ઇચ્છા પૂર્ણ થયા પછી મને મરણ આવે—".

તે આગળ બોલી ન શકી. પત્નીની આ હૃદયદ્રાવક સ્થિતિ જોઇને મિચલનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તે આવેશમાં બોલ્યો, "કહે કહે તા'રી શી ઇચ્છા છે? મને જલદી કહે—"

આગથી ભડભડ સળગતા, એ કાળી રાત્રીમાં પણ આઘેથી સ્પષ્ટ જણાતા, પોતાના ગામ તરફ આં ગળી કરીને એ તરૂણી બોલી "આપણા ગામના દેવાલયની ભીંતપર ટાંગેલી પૂજ્ય મહંતની છબીનાં જો એકવાર દર્શન થાય, તો હું સુખે મરીશ."

વખત ઘણો થોડો રહ્યો હતો. હવે વિલંબ કર વો ઠીક નથી, એમ જોઇને મિચલે પોતાનું હૃદય કઠણ કર્યું, ને પોતાના પગપરનું પત્નીનું મસ્તક જમીનપર મૂક્યું. અને પૂર્ણ પ્રેમથી તેના મુખપર એક ચુંબન કરીને તીરના વેગે તે દેવળ તરફ દોડયો.

દોડતો દોડતો, હાંફતો, ઠોકર ખાતો ખાતો બહાદુર મિચલ ગામની સીમા સુધી આવી પહોંચ્યો. પરંતુ હવે તેનો એ પૂર્વનો વેગ રહ્યો નથી. સંભાળથી અને ચારે તરફ નજર રાખીને તે ધીમે ધીમે દેવળને રસ્તે પડયો. સુદૈવે આ વખત તેને હરકત કરે એવું કાંઈ નહોતું કેટલીકવારે તે દેવળ આગળ આવ્યો અને પત્નીએ કહેલી ભીંતપર લટકતી મહંતની તસબીર એની નજરે પડી. એ તસબીર જોતાં

જ એ પત્ની પ્રેમી મિચલને કેટલો આનંદ થયો હશે. એ તસબીર એને તો જોઇતી જ હતી. પરંતુ તે મળવી એ કેટલું દુર્ઘટ હતું! તસબીર જોઇએ તો પ્રાણ ખોવો જોઇએ એ નિર્વિવાદ હતું અને એ પોતાની પ્રિય પત્નીના મરણ વખતની ઇચ્છા પૂર્ણ કરવા માટે, તે પોતાનો પ્રાણ આપવાને તૈયાર હતો; પરંતુ પ્રાણ ખોયા પછી એ તસવીર તેની પ્રિયા પાસે કોણ લઇ જાય તેમ હતું? પરંતુ મિચલને આ વિચાર કરવાનો અવકાશ જ નહોતો. જે હીંમતથી તેણે આટલી મજલ મારી હતી તેજ હિંમતના જોરપર તે એકદમ આગળ વધ્યો અને ઘણોજ ધીમે, અવાજ ન કરતાં તસબીર પાસે ગયો

આ પ્રશસ્ત દેવાલયના ઉજ્જ્વલ દીપ પ્રકાશમાં, પેલી તસબીર અને અસ્તાવ્યસ્તપણે ઘોરતા પડેલા પચાસ સાઠ કૃતાંતસ્વરૂપ ફ્રેંચ સિપાઇ મિચલની નજરે પડયા. પરંતુ એ રાક્ષસોને જોઇને બહાદુર મિચલ અકિંચિત પણ ડર્યો નહિ. જાણે કે તે પોતે પોતાના ઘરના એકાંત સ્થળમાં હોય, તેમ શાંત અને ગંભીરપણે તેણે એ તસબીર જરા પણ અવાજ કર્યા વિના ખીલાપરથી ઉતારીને બગલમાં મારી ધીમેથી પાછો ફર્યો.

પરંતુ અરેરે! તેજ વખતે શગડીમાં બળતા લાકડામાંથી કડલઇને અવાજ થયો ને તેમાંની એક એક તણખી સુતેલા ફ્રેંચ સિપાઇમાંના એકના શરીર પર પડતાંજ તે જાગી ઉઠયો, અને પોતાની સાથે બધાને જગાડયા.

"શું-શું-કોણ-કોણ-પકડો પકડો" એવો એકાએક કોલાહલ થયો અને આખરે બિચારો મિચલ શત્રુના હાથમાં આવ્યો! બધા એકદમ જાગી ઉઠયા દુશ્મન તરફનો ગુપ્ત હેર સમજીને ફ્રેંચ સિપાઇઓએ તેને પકડયો! સર્વેએ પોતપોતાની તરવારો મ્યાનમાંથી કાઢી. ક્ષણાર્ધમાં મિચલના રાઇ રાઇ જેવા કટકા થયા હોત. પણ એટલામાં એ ટોળીનો કેપ્ટન જોરથી બોલ્યો "સબુર-સબુર"

કેપ્ટનના આ હુકમથી એ સિપાઇઓ ખીજવાઇ ગયા ને તેના તરફ દાંત કચકચાવતા જોઇ રહ્યા. કેપ્ટન સર્વને શાંત કરીને મિચલ પાસે ગયો ને બોલ્યો "તું બગલમાં છુપાવીને શું લઇ જાય છે, બોલ? ખોટું બોલ્યો તો વગર વિલંબે તા'રો પ્રાણ લેવામાં આવશે

મિચલ જરા પણ ડર્યો નહિ. તે'ણે ધીટપણે પોતાને દેવળમાં આવવાનું કારણ કહ્યું, અને એ તસબીર પણ બતાવી. મિચલની આ હકીકત સાંભળીને અને તેના હાથમાંની તસબીર જોઇને બધા સિપાઇઓ હસવા લાગ્યા. એ પાષાણોને હૃદયદ્રાવક વૃત્તાંતની કરૂણા આવી નહિ ને એકના પણ મનપર એ સાધુની તસબીરે શ્રદ્ધા કે ભક્તિભાવ ઉત્પન્ન કર્યો નહિ. પુનઃ તેઓ તેનો વધ કરવાને ઉદ્યુક્ત થયા. શત્રુપક્ષમાંનો અસહાય, નિરપરાધી અને ગમે તેવો દુઃખી હોય તો પણ તેનું માથું ધડથી જુદુ કરતાં, વિજયી સૈન્યમાંના રાક્ષસ હૃદયના સિપાઇઓની વીરશ્રીને વિલક્ષણ સ્ફુરણ ચઢે છે, તે આપણે ઇતિહાસપરથી જાણીએ છીએજ! પરંતુ આ ટોળીનો કેપ્ટન આવા શુરવીરની માલિકામાંનો નહોતો અને તેથીજ મિચલનો પત્ની પ્રેમ અને તેની દેશભક્તિ. રાજભક્તિ જગજાહેર થઇ શકી. દાનવકુલમાં પણ કોઇ કોઇવાર દેવ જન્મ લે છે એમ કહે છે, તે આવેજ પ્રસંગે અનુભવમાં આવે છે. ભલે.

એ રાક્ષસો મિચલનો શિરચ્છેદ કરવાને ઘણા ઉત્કંઠિત થયા હતા. પરંતુ કેપ્ટને યુક્તિથી તેનું નિવારણ કર્યું ને મિચલને કહેવા લાગ્યો "મિચલ' તું જુએજ છે કે, મૃત્યુ તા'રી આગળ ઉભું છે. તું મ્હારો હુકમ માન્ય કરીને હું કહું તે પ્રમાણે કરીશ તો તને જીવતો રાખવામાં આવશે. તું અમારી ટુકડી સાથે રહે, અમને મદદ કર. અમારી અન્ય સામગ્રી ખલાસ થઇ છે, તે કયાં મળશે તે બતાવવાને અને તેજ પ્રમાણે આસપાસનાં ઠેકાણાં કે જેનાથી અમે અજાણ છીએ તે બતાવવાને અને બીજી હરેક પ્રકારની મદદ કરવાને તારા જેવા ભોમિયાની અમને ખાસ જરૂર

હાથમાં દંડ કમંડળ અને ચીપીયા ધારી બાવાનાં ખોટાં નામ ધારી જગતને છેતરતા ભ્રમણ કરે છે તેવા લોકોને આપણા આ શુધ્ધ સત્વી ભોજલરામ પોતાના વાગપ્રહારવડે ચીરી, તેમાં સંભાર ભર ભરાવી, તેમને આખાને આખા કચડ કચડ આવી જાય છે. બાવાના ઢાંચ વેતરવાને અર્થે વાપરેલી તેઓની બોલી તો જાણે બંદુકની ગોળી. હૈયામાં કામનાની હોળી બળતી હોય; સ્ત્રીઓ પાણી ભરતી હોય ત્યાં જઈ એક હશે તેમની પ્રતિ વિલોકતો હોય અને ભોળી ભામિનીઓને ભરમાવીને ફોલી ખાતો હોય એવા બાવા ઉપર ભોજલરામ અતિ તિરસ્કારવાળી દષ્ટિવતે જુએ છે; અને પોતાના સાત્વિક બોધને પ્રકટ કરી બે બોલમાં ઝાટકી નાખે છે કે આવે "બાવે નાખ્યા બોળીરે" ભોજલભકતને આવો બાવો, બાવો નથી-વિરાગી નથી. તેઓના વિચાર પ્રમાણે વિરાગી

મનુષ્યોની વૃત્તિઓ શાન્ત, વિચાર શુધ્ધ, આચાર અમલ અને વાણી સરલ હોવાં જોઇએ. ભકતરાજને મન સંસારનાં સુખ ક્ષણિક છે; જો કોઇ પણ સુખ સ્થાયિ છે તો તે સંસારની પેલે પાર આવેલા સૂક્ષ્મ દેશનું. ભોજલરામ પોતાના ભકત બંધુ નરસિંહથી મત ભેદ રાખી સંસારની બહાર રહી નિષ્કામ ભકિત વતે પરમ પદ પ્રાપ્ત કરવાનું કહે છે. સંસાર, તેમને મન વિષવલ્લી છે; તેમાં વીંટાયલું જન મોડા વહેલું વિષમય થવાનું જ એવું તેમનું માનવું છે. ભોજલનો બાવો ભેખધારી, અલખને ઓળખનારો, સંસારને તુચ્છ લેખનારો અને તેની સાથે લેશ માત્ર પણ સંબંધ ન રાખનારો છે.

ભોજલરામ ભકત હતા અને કવિ પણ હતા. તેઓ તેમની કવિતાના રંગે ભકત નથી કહેવાયા પરંતુ તેમની ભકિતના રંગે કવિ કહેવાયા છે. તેઓએ ભકત કરતાં ગાયું છે. તેઓએ પોતાની હૃદય ઉર્મીને વૈખરી વાણીદ્વારાએ પેલા સામાન્ય જનસમાજને અસ્ફુટ એવા બ્રહ્મનાદ સાથે એક રવ બનાવી મુકી છે. કવિના શબ્દના ધાતુ કુના યોગાર્થને મળતું આપણા આ કવિનું કવવું છે. તેનો આલાપ તેને જ ઘટતો છે. વેમનું માધુર્ય તેમનામાં જ રહેલું છે. તેનો કલરવ તેના જેવી જ સહૃદયતાની છાપવાળા મનુષ્યથી જ સમજી શકાય છે. તેમનો સ્વર સ્ફુટ થતો થતો અસ્ફુટ થઇ જાય છે. જેટલા વેગથી તેનું હૃદય ઉછળે છે; તેટલા વેગથી તેનો કવિતા પ્રવાહ ઉછળે છે, જેટલી ત્વરાથી તેની નસોનું રૂધિર દોડે છે તેટલી ત્વરાથી તેના વિચારો એક પછી એક એમ ઉપરા ઉપરી દોડ ધામ કરી મુકે છે. તેમની કવિતામાં આઘાત અને પ્રત્યાઘાત સર્વ સ્થલે સરખો અને પ્રત્યક્ષ છે. તે પોતાને માટે રસની વ્યાખ્યા તથા કાવ્યકળાના નિયમો ઘડી કહાડે છે. ભોજલરામ કવિ છે પણ સર્વાનુભવિ કવિ નથી; આત્મદર્શી ઉપદેશક છે. ઉપદેશ, આત્મકલ્યાણ અને સત્યસંશોધન એ તેમની કવિતાનાં અન્તર્જીવન છે. તેની કવિતા વિશાળ અને ઉંડા અભ્યાસનું પરિણાત છે. ભોજલ જ્ઞાનમાર્ગી હોઈને તેમની કવિતામાં જ્યાં ત્યાં તેના જ્ઞાનનાં કુસુમો ગ્રથિત થયેલાં છે. કોઇ કોઇ પ્રસંગે નિષ્કામ ભકિત, વૈરાગ્ય, યોગ આદિ મોક્ષ પામવાનાં સાધનો ઉપર તેમણે પોતાના ઉરમાં રહેલા વિચારોને પ્રદર્શિત કરવાને ઉત્સાહદર્શક શબ્દોમાં ગાયું છે. તેમની કવિતામાં કળા કરતાં કુદરતનો ભાગ વિશષ છે. તે ભકત કવિએ લાંબાં લાંબાં પ્રૌઢિતાઇ ભરેલાં કાવ્યો લખ્યાં નથી પરન્તુ જે પ્રસંગે અને જેવા રંગમાં તેમના મનમાં જેવા વિચારો સ્ફુરી આવ્યા છે તે સર્વે તેણે ન્હાનાં ન્હાનાં પદોમાં અર્થાત ખંડ કાવ્યરૂપે ગાયું છે. તેમની કૃતિ ઉપરથી સહેજ જણાઇ આવે છે કે, જેટલો ઇશ્વરારાધન કરવાનો લોભ હતો તેટલો કવિ થવાનો નહતો. તેમની પ્રકૃતિ ભકત પ્રધાન હતી. તેમણે મ્હોટા મ્હોટા ગ્રંથો લખ્યા નથી, તેમણે જે કાંઇ લખ્યું છે તે સર્વ પોતાના ઉદ્દેશને અનુસરતું, ભાષા કટાક્ષમાં કડકડતું, ભકિતરસમાં લસલસતું અને સર્વ પ્રકારના દંભના નામ માત્ર ઉપર દરોડો પાડતું છે. જેટલો દંભ તેટલો દાહ અને તેટલોજ દંડ એવું તેમનું નીતિ

સૂત્ર હતું. તેઓની કવિતા પણ ચિત્તાકર્ષક, વિવિધ પરિવેષથી આચ્છાદિત છૂટક છૂટક અને ભક્તિરસથી છકેલી છે, તેમાં એકના એક વિચારને ટીપી ટીપીને વાંચકના હૃદયમાં ઠસી જાય એવો કરી દેવામાં આવ્યો છે. "તે સદગુરૂજીના બાળકો" એ પોતાના વિચારોને વિવિધ વેષ પહેરાવી ગાઇ બતાવ્યા છે. તેણે બાવનાક્ષર એટલે આપણી લીપીમાં આવતા પ્રત્યેક અક્ષરને લઇને તે પ્રત્યેક અક્ષર ઉપર એક એક શ્લોક લખ્યો છે અને તેમાં તેણે તે બાવન અક્ષરોને નિર્બલ શસ્ત્રાસ્ત્ર સમાન ગણ્યા છે. તે કહે છે કે ઇશ્વર તે બાવન અક્ષરોની મદદવડે જણાતો નથી પરન્તુ ત્રેપનમાં અક્ષર વતે જણાય છે. તે ત્રેપનમો અક્ષર આત્માનું ભવ છે. આ ઉપરાંત ભોજલરામે પ્રભાતિયાં, સરવડાં, તિથિઓ, સાત વાર, કીર્તન, ઘોળ, પદો મહિના, સંદેશા, હોરી, ભજનીયાં, કવિત, આખ્યાન, કડવાં, ત્રોડીનાં પદ, ઢાળ અને ચાબખા આદિ જૂદા જૂદા શિરનામ નીચે પોતાના અનુભવ પ્રમાણે લખેલું છે. ભોજલરામને કોઇએક રામજ પ્રિય હતો એવું નહતું. તેણે જેવું હૈયે આવ્યું છે તેવું ગાયેલું છે. તેમનાં પ્રભાતિયાં જ્ઞાનના વાક્યોથી સુશોભિત છે ખરાં પરન્તુ તેઓમાં નરસિંહ મેહતાની સરલતા, કોમલતા, અને તેમનું પદ લાલિત્ય, એટલાં વાનાં નથી. તે પ્રભાતિયાના પ્રત્યેક પદમાં અર્થ–ગૌરવતા અને તજ્જન્ય કાઠિણ્ય દષ્ટિગોચર થાય છે. તેઓ જેટલાં ચિત્તપ્રિય છે તેટલાં કર્ણપ્રિય નથી. ભોજલમાં પ્રૌઢ અર્થ અને મહેતામાં પ્રૌઢ શૈલી છે. ભોજલ જેટલા મનુષ્યની વિચારશક્તિને પકડી પોતા પ્રતિ ખેંચી રાખે છે તેટલાજ મેહતાજી મનુષ્યની સૂક્ષ્મ ભાવનાઓનું સુંદર રીતે સંલગ્ન અવલંબન કરી રાખે છે. એકની ઉપદેશ કરવાની રીતિ હાડફાડની અને બીજાની ધીમે ધીમે સાદાં અને સુક્ષ્મ સુત્રો સમજાવવાની છે. ઉપદેશકો તો તે બન્ને. નિષ્કામ ભક્તિના પ્રચારક પણ તે બન્ને. પરન્તુ બન્નેની કાર્યસિધ્ધી કરવાની રીતિ જુદી. ભોજલરામની ઉપદેશ કરવાની રીતિ વર્ષાઋતુમાં માર પછાડ વર્ષતા મેઘ જલની જેવી અને મેહુતાજીની રીતિ ધીરી ધારી ધારે કઠણ ધરણી તલને પણ ભાવે તેવી રીતે વર્ષતા વારીના જેવી છે. એટલું તો ખરૂં કે ભોજલરામના જેવા ગંભીર વિચારો મહેતાજીની કવિતામાં નજરે પડતા નથી. કવિતામાં ભોજલરામનું તત્વજ્ઞાન મહેતાજીના કરતાં અધિક વિસ્તીર્ણ છે એમાં પણ સંશય નથી પણ મહેતાજીનું જે માધુર્ય તેનો છાંટો ભોજલમાં નહિ. ઉપદેશ અને જ્ઞાનમાં ભોજલ ચડે અને પદ લાલિત્ય સાથે મનરંજન કરવાની ક્રિયાથી ઉપદેશ કરવામાં મહેતાજી ચડે. જેમ મહેતાજીનાં પ્રભાતિયાં તેમ ભોજલરામના ચાબખા. આપણા આ ભક્તના ચાબખા તે તો ખરેખર ચાબખા છે. તેઓની પદ્ધતિ 'સોટી વાગે ચમચમ વિદ્યા આવે રમઝમ એ સુત્રને અનુસરતિ છે. મારીને મનાવવું એ તેનો સિદ્ધાંત છે. આ રીતિ જરા ચાવની છે ખરી પરન્તુ તે પણ એક વિધિ છે અને તે વિધિનો કેટલીક રીતે સત્કાર થયો છે. ઉક્તશાળાના પ્રમુખોની વિરૂદ્ધ કેટલાક અધ્યક્ષો એવું જણાવે છે કે મારીને મનાવવું તેના કરતાં વિનયથી વટલાવવું એ વિશેષ રૂચિકર છે. આપણા પ્રાચીન રૂષિઓનો માર્ગ આ પાછલા મતને પુષ્ટિ આપનારો છે ભોજલરામના વાગ્બાણ તે ચાબખા ભોમે ઉઘાડે છોગે બોલનારા ભક્ત છે. તેઓનો સ્વભાવ ઉગ્ર અને ઉછળતો છે સ્વતંત્રતા તેમને બહુ પ્રિય છે પરોક્ષ રીતિ કરતાં તેને અપરોક્ષ રીતિ અધિક સબલ અને ઉપયોગની લાગે છે. તેને અપરોક્ષ જ્ઞાન જેવું રાચતું તેવુંજ તેને અપરોક્ષ રીતે બોલવું ગમતું. ખરેખરા સાધુઓનો આવોજ સ્વભાવ છે. "પ્રાણીઆ ભજી લેને કિરતાર" એ શબ્દોથી શરૂ થતું ચાબખાનું પદ ભોજલરામના આવેશ યુક્ત વાગ્બલનો એક સારૂં ઉદાહરણ છે આ શિવાયના બીજા બધ્ય ચાબખાઓ પણ તેવાજ કટાક્ષાત્મક અને ઉપદેશના બોલોથી ભરપુર છે. તે સર્વની લોકપ્રિયતા અત્યંત છે. જેમ ગ્રહસ્થ લોકો તથા તેમની સ્ત્રીઓ સુંદર, નિર્મલ, અને ગંભીર સ્વરે મહેતાજનાં પ્રભાતિયાં લલકારે છે તેવીજ રીતે ભટકતા ભીખારીઓ

ભોજલરામના ચાબખા હાથમાં તંબુર ઝાલી ઝાંઝ અને કાંશીકાના ઝણુકાર સાથે ઘેર ઘેર ગાતા ફરે છે. તંબુરામાં મળી જતો તે ગાયકોનો સ્વર ગ્રામ્ય લીલાનું એક સુંદર ચિત્ર આપે છે મહેતાજી કવિ સંસારીના અને ભોજલરામ કવિ સંન્યાસીના, મહેતાજીની કાવ્યો ખાનની ભૂમિ રસાલ અને ભોજલની શુષ્ક છે. ભોજલ હડુડતા વિરાગી અને મહેતાજી વિવેકી સંસારી છે. ભોજલ સંસારની અસારતાપ્રતિ ધિક્કાર દ્રષ્ટિથી જુએ છે અને નરસિંહ ભક્ત તેની તે અસારતા પ્રતિ હસે છે. ભોજલ વિરાગી હોવાથી તેમની કવિતા પણ વૈરાગ્ય પરિવેષવાળી કઢંગી છે; અલંકારને તો ઓળખતાજ નથી. તેમ કેવાર નગ્ન છે એમ પણ નહિ. તેણે અલંકાર ધારણ કર્યાં છે ખરા, પરન્તુ બાવાના જેવા વૈરાગ્યને જો આપણે એક રસરૂપે ગણીએ તો તે રસના ચાખનાર તે ગમે પણ તેનાથી વિરૂધ્ધ રસજ્ઞને તેનો સ્વાદ રૂચિકર તો નજ થાય, ભોજલની કવિતામાં વીરરસ તો ઉછળી રહ્યો છે. જ્યાં ત્યાં આ કવિરાજ સૈન્યાધિપતીની પેઠે આજ્ઞા આપતાજ ફરે છે. મૂરખ શબ્દ તો સ્થળે સ્થળે સંબોધનાર્થે વપરાયેલો છે. 'આવું બોલો અને આવું કરો, એવી આજ્ઞાઓ તો તેમની કવિતામાં જ્યાં ત્યાં આડી દોડી પડી છે. તેમની કવિતાનો ધ્વનિ આજ્ઞાવાચક છે. બાવાનો દંડો જેમ બાવાનું આભુષણ છે તેમ ભોજલરામની 'હાડ'-અનુબંધનીય આજ્ઞાવાચક શબ્દો તેમની કવિતાનાં આભુષણો છે. ભકિતમાં તેમને શૌર્યતત્વ આવશ્યક જાએ છે. સંગ્રામમાં ગવાતી કવિતાના જેવી તેમની કવિતાની ભીકાશ ચાનક ચકાવનારી છે. ભોજલરામ ગાતાં ગર્જના કરે છે, ડંકા ઉપર ઘાવ ઘાવ મારે છે, રણશૃંગો ઉપરા ઉપરી ફુંકે છે. સંતશુરોને યુધ્ધ માટે સજ્જ થવાને ઉશ્કેરે છે. તેમની કવિતા કુદાવે છે, રણસંગ્રામમાં સુખોનો લ્હાવો લેવરાવે છે. આવી તેમની કવિતા છે. છંદ તો તેઓ જાણતાજ નથી. રાગ રાગણી પણ બાવાને પ્રિય લાગે તેવી, વૈરાગ્યથી ભરેલી. આ આપણા સામાન્ય વિચાર થયા પણ કેટલેક અંશે તેમાંની કેટલીક કવિતા ઉપર વિશેષ ધ્યાન આપવું આવશ્યક છે. ઉપર એક સ્થળે મેં જણાવ્યું છે કે ભોજલરામે કોઈ પણ કાવ્ય અખંડ લહરોમાં લખ્યું નથી. આ અભિપ્રાય સામે કોઇ પણ પ્રતિપક્ષી તરફથી વાંધો લેવાય તેથી હું બને તેટલો બચાવ કરી લઉં છું. ભોજલરામે સેલૈયાખ્યાન નામનું પાંચ કડવામાં એક નાનકડું કાવ્ય લખેલું છે. તેની કથાનો સાર એટલો જ છે કે સગાળ શેઠ અને સંધ્યાવતી નામની સ્ત્રી એ ઉભય પતિ પત્નિએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે પ્રત્યેક દિવસ એક સાધુને ભોજન કરાવીને પોતાનું ભોજન લેવું. તેઓ શિયાળ બેટના વાસી હતા. તેમને એક સેલૈયો નામનો પુત્ર હતો. એક દિવસ એવું બન્યું કે "પર્જન્ય રૂઠ્યો દિન આઠ સુધી" અને શેઠને કોઇ સંત જડયો નહિ. અંતે સાધુ રૂપે આવેલા શ્રી હરિ તેના દાસજનની દ્રષ્ટિએ પડયા. તેણે જઇને શેઠને ખબર આપી કે તલાવડીની પાળે એક તપસ્વી બેઠેલો છે. સગાળ શેઠ તેમને વિનવીને પોતાને ઘેર પધરાવે છે. અતિત રીસાય છે અને માંસ ખાવાની માગણી કરે છે. સગાળશાહ શેઠની પત્નીને સ્ફુરી આવ્યું કે તે અતિત તો પેલા અક્ષરાતીત શ્રી ભગવાન છે. શેઠ શેઠાણીએ એ વાત સ્વીકારી અને તેવું ભોજન તૈયાર કરવા માંડ્યું. શ્રી હરિએ તેમના પુત્રનું મસ્તક માગ્યું અને તે પણ તેઓ આપવાને તત્પર થયાં. સેલૈયાને આ વાતની ખબર પડતાં, તે 'બુદ્ધિઉજાગર બાળ' બોલ્યો કે હે પિતાજી " અવસરે આવે પાછાં પગલાં ન ભરિએ " તમો મ્હારૂં શિર કાપી તે મહારાજને અર્પણ કરો સુતનું શિર કપાયું. તે સાધુએ કહ્યું તે પ્રમાણે સંધ્યાવતી માતા પોતાના પુત્રના મસ્તકને ખાંડણીયામાં ઘાલી ' અળબળ હં ! અળબ હં ! એવી રીતે હાલરડાં ગાતાં ખાંડવા બેઠાં. આવી તેમની અચળ ભકિત જોઇને ભગવાને તેમને હવે કહ્યું કે તમો વાંઝયાં છો તેથી તમારૂં અન્ન મને ખપે નહિ. સંધ્યાવતી ગર્ભવતી હતી તેથી તેણીએ પોતાનું પેટ ચીરી બાલ

ચ્હાર આણવાનું પ્રયત્ન શરૂ કર્યું. પ્રભુજી પ્રસન્ન થયા અને સેલૈયાને સજીવન કર્યો. આ પ્રમાણે આ આખ્યાનની સમાપ્તિ થાય છે. ભોજલરામ આ ન્હાના કાવ્યને આખ્યાન કહે છે. પણ નામ પ્રમાણે તેમાં ગુણ નથી, સેલૈયાની આવી મૂલ રસિક પણ આ કવિએ કરેલી શુષ્ક કથાને આખ્યાન કહેવાયજ નહિ. કથા વસ્તુ અદભૂત પણ સારી છે; તેની ઉપર કોઇ કોવિદ કવિના હાથથી પીછી ફેરવવામાં આવે તો તેમાંથી વિવિધ રંગથી સુશોભિત થયેલું ચિત્તાકર્ષક ચિત્ર ખેંચી શકાય ખરું પરન્તુ ભોજલરામ જેવા શુષ્ક અને વિરાગી લેખકને હાથે તેવું થવું મુશ્કેલ છે. મનોહર મૂર્તિ આળેખવાનું કામ કોઇ કુશળ ચિતારાનું છે અને જેમ તેવાને હાથે કહાડાયેલું ચિત્ર તે સુંદર ચિત્ર કહેવાય તેમ રંગરાગથી લખાયલું કાવ્યંજ માત્ર આખ્યાન કહેવાય. આ કથામાં આખ્યાનના ગુણો લેશ માત્ર પણ નથી ભોજલ ભક્તનું આ ન્હાનકડું કાવ્ય નથી. ભાષામાં ભભપકતું નથી. અલંકારોથી ચકચકતું કે નથી રસમાં ઝાકમઝોળ થયેલું. આ કાવ્યને આખ્યાનના કરતાં સાદું વા સંક્ષિપ્ત ચરિત્ર નામ આપ્યું હોત તો વિશેષ યોગ્ય કહેવાત.

जयसुखराय वि. पुरुषोत्तमराय जोषीपुरा. एम. ए.

---

તંબાકુના વ્યસનથી લકવો—એક ડાકટર જણાવે છે કે તમાકુના વ્યસનથી પક્ષઘાત એટલે લકવો થાય છે.

તંબાકુ બચ્ચાંઓની કતલ કરે છે!—ઇંગ્લંડના ડેલી ન્યુસમાં એક વિદ્વાન ડાકટર જણાવે છે કે સીગારેટ પીવાથી જુવાન છોકરાઓના શરીર તથા મન ઉપર ખરાબ અસર થાય છે એટલુંજ નહિ તંબાકુ પીનારાં માબાપોનાં બચ્ચાંઓનું મરણ પ્રમાણ ઘણું ત્રાસદાયક આવે છે, એવું ફ્રાન્સના નાન્સી શહેરના તંબાકુના કારખાનાના મજુરોનાં બાળકોનાં મરણ પ્રમાણ ઉપરથી માલમ પડ્યું છે. વૈ ક. ત.

# बाज बहादुर अने राणी रूपमती

માળવાના ઇતિહાસમાં બાજ બહાદુર અને રાણી રૂપમતિ એ બન્ને નામ ઘણા જ પ્રસિદ્ધ છે બાજ બહાદુર એ માળવાનો છેલ્લો રાજા હતો અને તેણે માંડવગઢ ઉર્ફે મંડુમાં ઇ. સ. ૧૫૫૪ થી ૧૬૬૪ સુધી રાજ્ય કર્યું. બાજ બહાદુર વિલાસપ્રિય, મૃગયાકુશળ અને ઘણો સંગીત લોલુપ રાજા હતો. તેની રાણી રૂપમતિ એ પ્રણય લલના હતી અને બન્નેનો પ્રસંગ ઇતિહાસમાં રમણીય, અદભૂત અને 'રોમાન્સ' થી ભરેલો છે અને તેથી બાહ્યતઃ શુષ્ક અને નીરસ લાગે તેવા ઇતિહાસમાં પણ અંતરંગ ખુલવે તેવા અદભૂત રસનું મીશ્રણ થયું છે. રાણી રૂપમતિનો જન્મ ઉજ્જયનીના ઇશાન કોણમાં સારંગપુર ગામમાં થયો હતો. તેની નાનપણની તેના માબાપની હકીકત જોઇએ તેવી મળતી નથી. (Sir John Malcolm) સર જોન માલકમ લખે છે કે તે સારંગપુરની નૃત્યાંગના હતી. બીજા ઇતિહાસ લેખક એમ જણાવે છે કે તે મંડળેશ્વર નજીક એક રેવાતીરપરના એક રજપુત ઠાકોરની પુત્રી હતી, પરંતુ એટલું તો નિશ્ચિત છે કે તે અત્યંત સૌંદર્યવતી હતી. તેને સંગીતશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન હતું. તેનો કોકીલ કંઠ એવો હતો કે તે સાંભળતાંજ અનેક સહૃદય અંતઃકરણ ગળગળીત થઇ જતા.

બાદશાહ બાજ બહાદુર એક વખતે સૃષ્ટિ સૌંદર્યથી વિભૂષીત એક વનમાં શીકાર કરવા ગયો હતો. ત્યાં રૂપમતિ રેવાતીરપર બેસી પોતાના મંજુલ સ્વરથી સૃષ્ટિદેવીનું સ્તવન કરતી હતી. તેનો આકર્ણપ્રિય મનોરમ અવાજ સાંભળી રાજા બાજ બહાદુરના કાને પડતાંજ તે એવો લલિન થઇ ગયો અને એવો દર્શનોત્સુક થયો કે તે સૌન્દર્યલતિકા આગળ આવી ઉભો રહ્યો. તેના ગાન માધુર્યથી તે જેટલો અનુરકત થયો હતો તેથી હજારગણો પ્રેમાનુરકત તેના સૌન્દર્યથી તે બની

ગયો. પછી તેણે તેને પોતાની પટરાણી બનાવવાની ઈચ્છા તેને જણાવી. આ પરથી તે લલનાએ તેને જણાવ્યું કે "હું રજપુત વીરની કન્યા છું અને અને મુસલમાન સાથે લગ્ન કરવું એ તદન અસંભવનીય છે." બાદશાહે ઘણીજ વીનવણી કરી આખરે તે રજપુત કન્યાએ જણાવ્યું કે "જો તું માંડવગઢપર પતિત પાવની નર્મદાને લાવે અને ત્યાંથી વહેતી કરે તો હું તારી પટરાણી થઈશ." માંડવગઢ એ નર્મદાના પ્રવાહથી ૧૨૦૦ ફુટ ઉંચો હોવાથી ત્યાં નર્મદા લાવવી એ અશક્ય વાત હતી. તે પ્રેમમુગ્ધ બાદશાહે પોતાના રાજ્યની સર્વ સંપત્તિ અને સાધન ઉપયોગમાં લાવી આ કામ સિધ્ધ કરવાનો નિશ્ચય કર્યો. માંડવગઢ ફોડી નર્મદાના પ્રવાહ આણવાની તજવીજ કરવા લાગ્યો. પ્રેમબધ્ધ મનુષ્ય શું નથી કરતો? બાદશાહનો આવો દ્રઢ નિશ્ચય જોઈ શ્રી રેવાજી તેના સ્વપ્નામાં આવ્યાં અને બોલ્યાં કે "મ્હારો નિશ્ચય અને રૂપમતિપર પ્રેમ જોઈ હું પ્રસન્ન થઇ છું તું વ્યર્થ ખટપટ કરતો ના અને માંડવગઢથી જ્યાં મ્હારો પ્રવાહ દેખાય છે તે જ બાજુમાં પાસે ખોદી જો ત્યાં તને મ્હારા પ્રવાહનો ઝરો માલમ પડશે અને પછી ત્હારો અને રાણી રૂપમતિના પ્રીતિનો સંગમ થવા દે. આ વાત સાંભળતાં જ રાજાએ રૂપમતિને બોલાવી મંગાવી અને શ્રી નર્મદાજીએ કહેલું કહી સંભળાવ્યું અને તેની ખાત્રી કરી પછી વિવાહ કર્યો. આ રેવા કુંડ હજી અસ્તિત્વમાં છે. અને આની નજીક રાજા બાજ બહાદુરનો વાડો અને રૂપમતિનો મહેલ ભગ્ન અવસ્થામાં અદ્યાપી નજરે મળે છે* અને રૂપમતીના મહેલથી પવિત્ર નર્મદાનો અને વનશ્રીનો દેખાવ અત્યંત રમણીય લાગે છે. રાણી રૂપમતિનો અને બાજ બહાદુરનો પ્રેમ ઈ. સ. ૧૭૫૭ માં બન્યો; ત્યારથી સાત વર્ષ સુધી રાજાએ રાજ્યકાર્યમાં લક્ષ આપ્યું નહિ. પોતાનો સઘળો સમય શૃંગારસુખમાં અને મદન વિહારમાં ગાળવાથી રાજ્યનો બંદોબસ્ત બરાબર રહ્યો નહિ; તેથી દીલ્હીના મોગલ સૈન્યે માળવા પ્રાંતપર ઈ. સ. ૧૫૬૪ માં સ્વારી કરી અને તે રાજ્ય હસ્તગત કરી

*આ સંબંધમાં બીજી વાત એવી છે કે બાદશાહનો રૂપમતિ સાથે વિવાહ કરવાનો વિચાર તેના બાપને માલમ પડ્યો. ત્યારે તેના બાપે પોતાની છોકરીને મુસલમાનને આપવા કરતાં તેને વિષપાન કરાવી તેના શબને નર્મદામાં વહેવરાવવું ઉચિત ધાર્યું. આ હેતુ સિધ્ધ કરવાને તેણે એક વિષનો પ્યાલો તૈયાર કરાવ્યો. તે છોકરીને અર્થાત રૂપમતિને નર્મદા કાંઠે લઈ આવ્યો અને વિષનો પ્યાલો તેના હાથમાં આપી તેના સુકુમાર શરીરની રક્ષા નર્મદાજીને સોંપવાનો નિશ્ચય કર્યો. વિષનો પ્યાલો તેના હાથમાં આવતાંજ તેણે નર્મદાજીની સ્તુતિ કરી. દૈવગતિથી તેનો મધુર સ્વર સાંભળી બાદશાહ આવી ત્યાં હાજર થયો અને તેનો છુટકો કરી લઇ ગયો. તેણે સ્તુતિ કરતાં જે પદ્ય કહેલાં તેમાંના એકનો આશય એક અંગ્રેજ ગ્રંથકારે કર્યો છે અને તે વાંચનીય છે.

King of the crystal depths Ah where?
Nurbudda shall thy sparkling wave;
The young Rajpyootanie's ashes bear?
Leave them where thy ripples lave.
The emerald marge and lilies wave,
Thier deathless petals let the chime;
*Of the glad wave sound, over her grave,*
Cut off in virgin prime.

* * * *

And if perchance of foreign blood,
But kindred soul a warior come;
To ponder over thy twilight flood,
And seek the form for ever gone;
Tell him the maid of Rajstan,
True to her faith nor false to him;
Thus binds her bridal garland on,
Cut down in virgin prime.

આ પ્રેમી જોડાનો શોકપર્યાવસાયી અંત આણ્યો.* જ્યારે અકબરે પોતાના સરદાર આદમખાનને સૈન્ય લઈ મોકલ્યો ત્યારે બાજ બહાદુરે ટક્કર આપવા લશ્કર એકઠું કર્યું અને સ્હામે થયો પરંતુ તેનો પરાભવ થયો. અને હાથી, ઘોડા વગેરે શત્રુના તાબામાં ગયું. જનાનખાનાની સ્ત્રીઓ પણ દુશ્મનના હાથમાં જવાનો પ્રસંગ આવ્યો તે સમયે બાદશાહે એક વિશ્વાસુ માણસને મોકલી રાણીઓને તરવારવડે કાપી નંખાવી. ઇતિહાસકાર કાફીખાન કહે કે " રૂપમતી આદમખાનના હાથમાં પડી અને તેણે તેનું મન વશ કરવા ઘણા પ્રયત્ન કર્યા પરંતુ તે પતિનિષ્ઠ હોવાથી તેણે ઝેર ખાઇ આત્મહત્યા કરી." રાણી રૂપમતિનો અંત ગમે તે સ્થળે હો પરંતુ તે અત્યંત કરૂણરસિક અને પતિનિષ્ટ સતીને છાજે તેવો છે. રાણી રૂપમતિનો બાજ બહાદુર પ્રતિ એવો તો પ્રેમ હતો કે તેણે નાના પ્રકારની પદ્યસ્વના આ સમ્બધીમાં કરેલી છે અને માળવામાં કર્ણપ્રિય લોકને કઠે છે. બાજ બહાદુરનું મૃત્યુ સાંભળી તેણે નીચે પ્રમાણે ઉદ્ગાર કહાડ્યો છે:

તુમ બિન જીયરા રહત હત માંગત હે સુખરાજ,
રૂપમતી દુખીઆ ભઇ બિના બહાદુર બાજ.

તેનાં સઘળાં કાવ્યો ઉપલબ્ધ નથી. થોડાં મળ્યાં છે તે ઇંગ્રેજીમાં ભાષાંતર થયાં છે. કર્નલ કનીંગહામે કરેલો સુંદર નમુનો અમે નીચે આપીએ છીએ*

Friend let others boast thier treasure,
Mine is a stock of true love pleasure;
Safely cared for every part,
Neath that rusty lock of heart;
Safe from other woman's peeping,
For the key is in my keeping;
Day by day it frows a little,
Never loses even a little;
But through life will ever go,
With Baj Bahadur weal or woe.

रमणीक अ. महेता.

She was a high minded woman who did not choose to survive the loss of her honour and who bore such an enthusiastic attachment to her lord, that she deemed her existance insupportable without him. The end of her career has same resemblance to that of Cleopetra, but her history is more romantic and more moral. To a great extent her experiance may be compared to Sapho. Both were gifted with poetic view, and both were ardently fond of the objects of thier loves; and the sad end of both proceeded from pining add separation. They have both left behind them the most impassioned poetry to cherish the memory of their names. The songs of Rupmati are still sung over Malva; and thier simple natural style, form the genuine outpourings of a fervent heart,

The Calcutta Review.

+કેટલાક લોકોનું એવું કહેવું છે કે બાજ બહાદુર પાસે એક માનખાન નામનો ગવૈયો હતો. તે શાહ અકબર પાસે ગયો અને રૂપમતીના સૌંદર્યની હકીકત કરી. આ હકીકત સાંભળી અકબરે બાજ બહાદુર પાસે તેની માગણી કરી અને તેના જવાબમાં અપશુકન અને તીરસ્કૃત સંદેશો મળવાથી અકબરે ચડાઇ કરી સારંગપુર હસ્તગત કર્યું.

* કલકત્તા રીવ્યુમાં એક અંગ્રેજ લેખક રાણી રૂપમતી સબન્ધે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા છે.

# महात्मा श्री कृष्णानंद सरस्वती स्वामी
## અને
## તેમના લેખ.



દુર્ભિક્ષથી લોકો હેરાન હતા તે વેળા કેટલાકોએ સ્વામિજીને પૂછયું કે આ સંકટ દેશમાંથી ઓછું થાય એવો કોઇ દૈવી ઉપાય હશે ખરો? સ્વામિજીએ ઉત્તર આપ્યો કે શાસ્ત્રમાં શેનો ઉપાય નથી? દ્વિજ માત્ર સંધ્યા સ્નાનથી પરવારી નીચલી કારિકા ભણીને દેવની નિત્ય પ્રાર્થના કરે તો દુર્ભિક્ષની પીડા ઓછી થાય એમ પ્રાચીન સંપ્રદાય છે.

काले वर्षतु पर्जन्यः पृथिवी शस्यशालिनी ।
देशोऽयं क्षोभ रहितो ब्राह्मणाः संतु निर्भयाः॥

સન્યાસીએ જોડા પહેરવા કે નહિ એવો પ્રશ્ન પોતાની આગળ આવવાથી તેનું ઉત્તર "પાદુકા મીમાંસા" નામનો શાસ્ત્રાર્થ લખી છપાવ્યો છે ને શાસ્ત્ર વચનથી ને યુક્તિથી અનુસરીને સાબીત કીધું છે કે ચામડાના જોડા પહેરવાને સન્યસીને બાધ નથી. કાશીના રાજારામ શાસ્ત્રી ટેમલેએ એ ઉપર આક્ષેપ કીધો હતો. તેનું ઉત્તર પણ આક્ષેપ સાથે છપાવી શાસ્ત્રીજીનું સમાધાન કીધું.

સં૦ ૧૯૫૮ ની સાલમાં મુંબઇમાં ધર્મસભા મળી હતી. નિર્ણયને માટે સભાએ છવીસ પ્રશ્નો ઉપસ્થિત કીધા હતા. સ્વામિજીને કાશી આમંત્રણ મોકલ્યું હતું ને સાથે પ્રશ્નો પણ મોકલ્યા હતા પોતાથી મુંબઇ આવવું બની શકે એમ ન હોવાથી પ્રત્યેક પ્રશ્ન તથા તેની સાથે તેનું ઉત્તર, એમ એક પુસ્તના આકારમાં છપાવી સભા ઉપર મોકલવામાં આવ્યા હતા. સભાએ તેનો શો ઉપયોગ કીધો તે જણાયું નથી પણ ઉત્તર સુસાર, ટુંકા ને માર્મિક છે ને સર્વ ધર્માભિમાનીને વિચારવા યોગ્ય છે.

શણવી લોકની ઉત્પત્તિ બાબત પૂછવામાં આવતાં સ્વામિજીએ 'જાતિ નિર્ણય પ્રકાર પરામર્શ' નામનું ચોપાનીયું છપાવી ખુલાસો કીધો છે, ને પ્રસંગમાં જાતિ સંબંધી નિર્ણય કેવી રીતે થાય એમ સામાન્યતઃ વિવેચન કીધું છે.

નાશિકમાં એક બ્રાહ્મણે એમને છત્રીસ સવાલ પૂછયા. જેવા કે શિખા શા સારુ રાખવી, જનોઇ શું કામ પહેરવું, વિવાહ શા સારૂ જોઇએ, સઘળાએ ભોજન સાથે શા માટે ન કરવું, યથેચ્છ કન્યા સંબંધ કેમ ન કરવો, પર્વને દિવસે સ્નાન શા સારૂ, વર્ણભેદ શું કામ જોઈએ, કપાળે તિલક શા સારૂ કરવું, બ્રહ્મહત્યા કેમ ન થાય, શાસ્ત્રનો ભય શા સારૂ, બ્રહ્મ તે શું, માયા શું, શ્રાધ્ધ શા સારૂ કરવું, સંધ્યા શું કામ કરવી, સંસ્કાર સંસ્કૃત ભાષામાં શા સારૂ કરવા, વિધવા વિવાહ કેમ ન કરવો, ઈશ્વર કોણ, પ્રપંચ મિથ્યા કેમ, ઇશ્વરને કોણે જોયો, પ્રારબ્ધ પુરૂષાર્થમાં બળવત્તર કોણ, ઈશ્વર કયાં છે ઈત્યાદિ. આ ટુંકા સવાલના જવાબ બે ત્રણ કે ચાર શબ્દમાં જ આબાદ રીતે આપ્યા છે, ને તે પ્રશ્નોત્તર માલિકાના નામથી નશિકમાં છપાયા છે.

કાશીની સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક રામ મિશ્ર શાસ્ત્રીએ 'તુર્ય મિમાંસા' નો ગ્રંથ છપાવી તેની એક પ્રત સ્વામિજીના ઉપર વાંચણ મોકલાવી તેમાં સન્યાસનો અધિકાર સઘળી જાતીને માટે છે એમ બતાવ્યું છે. આ ગ્રંથના ઉત્તરમાં સ્વામિજીએ 'બ્રાહ્મણ સર્વસ્વ' નામક ગ્રંથ લખી તુર્યમીમાંસાનું જડએ મુલાખ ખંડન કીધું છે. ને સન્યાસનો અધિકાર કેવળ બ્રાહ્મણને જ છે એમ શાસ્ત્ર તથા ન્યાયથી સ્પષ્ટ સિધ્ધ કીધું છે. એ ઉત્તર વાંચી રામમિશ્ર શાસ્ત્રીજી સ્વામિજી મહારાજ પાસ આવ્યા ને દંડવત કરી પોતાની ચુક સ્વીકારી. ધન્ય છે આવા સરલ ને આગ્રહ વિનાના પંડિતને!

તાજેતરમાં કોલ્હાપુરના હાલના નરાધીશ ક્ષત્રી છે કે કેમ તેનો મોટો સવાલ ઉત્પન્ન થયો હતો એ સહુને વિદિત છે. એ મહારાજ શિવાજીના કુળના છે. એમને વૈદિક ક્રિયા પ્રમાણે ઉપવિત અપાયું છે. પાછળથી જેને કંઇ રાજ તરફથી નુકશાન થયું હશે તેણે એ તો શુદ્ર છે, અને વૈદિક ક્રિયા ન કરાવાય એવો વાંધો ઉઠાવી બ્રહ્મવંદમાં કોલાહલ પેદા કીધો. તકરાર ઘણી વધી ગઇ. આખરે એ તકરારનું નિરાકરણ કરવાને કરવીર સંસ્થાનના શ્રી શંકરાચાર્યે સ્વામિજી શ્રી કૃષ્ણાનંદજીને વિનંતિ કીધી કે આપ કોલ્હાપુર આવી કલહની શાંતિ કરો. આચાર્યનું આમંત્રણ થયું એટલે જવુંજ જોઇએ એમ વિચાર કરી શરીર અસ્વસ્થ હતું તોપણ ત્યાં પધાર્યા, અને 'વિશ્વવ્યવસ્થા સંસ્થા પરામર્શ' તથા 'ચાતુર્વર્ણ્ય સદાતનત્વ પરામર્શ' એમ બે પુસ્તક લખીને નિર્ણય જણાવ્યો ને નરાધીશ ક્ષત્રી છે એમ પ્રતિપાદન કીધું. એ બેઉ ગ્રંથો મનનીય છે ને વિચારશીલ પુરૂષને એમાંથી ઘણી વિચારવા જોગ બાબતો મળી આવશે. એમાં જાતિ સંબંધી બહુ નવી વાત કહી છે.

આવીજ રીતે 'એકાદશી પરામર્શ', શિવરાત્રી શાસ્ત્રાર્થ,' 'ભૈરવાષ્ટમી નિર્ણય,' 'આતુર સન્યાસ પરામર્શ,' 'અબલા બલ,' 'મુંડનાનું શાસન' વિગેરે નાના મોટા શાસ્ત્રાર્થ આપી ઘણી બાબતમાં લોકોના સંદેહ દુર કીધા છે.

સ્વામિજીએ એક નિબંધ લખી આદિ જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યનો અવતાર કાળ નિર્ણય કીધો છે. તેમ રાજકોટમાં 'ચમત્કાર પરામર્શ' લખ્યો છે તેમાં સૂર્ય પૃથ્વિથી કેટલો દુર હોવો જોઇએ તે યુક્તિથી બતાવ્યું છે.

સંવત ૧૯૪૫ ના માઘ માસમાં જ્યારે સ્વામિજી મુંબઇ પધાર્યા હતા ત્યારે એક વખત રા. રા વામન શાસ્ત્રી ઇસલામપુરકરને ત્યાં એમને ભિક્ષા લેવાનું આમંત્રણ થયું. સ્વામિજી ત્યાં ગયા તો સન્માન્ય વિદ્વાન તથા ગૃહસ્થ લોકોની મંડળી જામેલી જોઇ તેમાં ઓનરેબલ કાશીનાથ ત્રિંબક તેલંગ, રા. મહાદેવ ચિમનાજી આપટે, નારાયણ વિષ્ણુ બાપટ, પ્રોફેસર શ્રીધર ગણેશ જીનસીવાલા, મહા મહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી બોડસ, મહા મ. શ્રી ભીમાચાર્ય, ગોવિંદ શાસ્ત્રી બાપટ ઇત્યાદિ ઘણા સંભવિત પુરૂષો હતા. ભિક્ષા લઇ દીવાનખાનામાં આવ્યા એટલે પ્રો. જીનસીવાલાએ સ્વામીજીને કેટલાક વેદના ઉપર આક્ષેપરૂપ પ્રશ્નો પુછ્યા. તેનું સમાધાન સ્વામિજીએ કીધા પછી

પ્રો જીનસીવાલાએ પુછ્યું—વેદ ઇશ્વર પ્રણિત છે એમ કહેવાને આધાર શું ?

શ્રી સ્વામિજી—પરમેશ્વરની સાક્ષાત સહિજ જુવો તે આ રહી. 'यस्य महती भूतस्यनिश्वसितं'

પ્રો. જીનસીવાલા—એ તો વેદમાંનીજ સહી છે.

શ્રી સ્વામિજી—વ્યવહારનું દ્રષ્ટાંત લો. દસ્તાવેજ ઉપર જે સહી થાય છે તે દસ્તાવેજમાંજ હોય છે.

પ્રો. જીનસીવાલા—એ સહી પરમેશ્વરની છે તે શાથી?

શ્રી સ્વામિજી—ભગવાન જમિનિ તથા ભગવાન પાણિનિનું મતુ છે.

પ્રો. જીનસીવાલા—અમે એ મતુ માનતા નથી.

શ્રી સ્વામિજી—તો પછી વાદનો વિષયજ રહેશે નહિ. કાયદાની પુસ્તકની અમુક કલમો માનવી અને કેટલીક ન માનવી એ ન્યાય નથી. ન માનવામાં અપવાદશાસ્ત્ર જોઇએ.

પ્રો. જીનસીવાળા—મુસલમાન, ખ્રિસ્તી, બૌધ્ધ એ અપવાદજ છે.

શ્રી સ્વામિજી—એ લોકોને અમારા વેદનું યથાર્થ જ્ઞાન હતું એમ કહેવાને પ્રમાણ નથી. ભગવાન જમિનિ તથા ભગવાન પાણિનિ એઓને આપણા કરતાં વેદ પ્રાદુર્ભાવનો કાળ બહુજ પાસે હતો માટે તે શિષ્ટોના આદેશને વિશેષ પ્રમાણત્વ છે.

મહા. ભીમાચાર્ય—તમારી પક્ષના પ્રમાણો કેટલાં માને છે ?

પ્રો. જીનસીવાળા—પ્રત્યક્ષ અને અનુમાન.

શ્રી સ્વામિજી—એ પણ સર્વાંશે માનોછો શું ?

એ સર્વાંશે માનવામાં પ્રો. જીનસીવાલાને વિચાર પડ્યો.

આ પછી થોડી વાતચિત થયા બાદ છેવટે સ્વામિજીએ આનરેબલ કાશીનાથ ત્રિંબક તેલંગને મધ્યસ્થ તરીકે પુછ્યું કે કહો ભાઇ, આ વાદમાં તમે યથાર્થ શું સમજ્યા ? આન્. કાશીનાથ તેલંગે આ વાદના ઉપસંહારમાં એમ કહ્યું કે 'સ્વામિજીનું કહેવું પ્રમાણ છે. જીનસીવાળો કહે છે કે હું પ્રમાણ માનતો નથી એ એનું કહેવું શાસ્ત્રીયવાદ પધ્ધતિને અનુસરીને નથી.' આ પછી સભા વિસર્જન થઇ.

આ ઠેકાણે જણાવવું જોઇએ ઉપલી ચર્ચા થયા પછી પ્રો. જીનસીવાલાની શ્રધ્ધા સ્વામીજીના શરીર ઉપર એટલી બધી થઇ હતી કે તેમને ગુરૂ તરીકે લેખવા લાગ્યા. મહાત્માના સમાગમનું ફળ નકામું જતું નથી તેનું આ એક નિદર્શન છે.

સ્વામીજીએ 'તારાશ્વઘાટી', 'ચાટુ દંડક', 'તારાષ્ટપદી' તથા છુટક છુટક વિવિધ સ્તોત્રો મનોહર રીતે લખ્યાં છે. કેટલાંક સ્તોત્રો સ્તોત્રરત્નાકરમાં દાખલ થયલાં જોવામાં આવે છે. 'તારાશ્વઘાટી' પોતે મોટી અંબાજી દર્શન અર્થે ગયલા ત્યાંના ડુંગર ઉપરથી ઉતરતાં ઉતરતાં રચી છે. એમાં ભકિતરસ ઉભરાઇ જાય છે. તથા શબ્દની ઝડઝમક તથા પ્રાસાનુક્રમ છંદને દીપાવે છે.

આ પ્રમાણે સ્વામિશ્રી કૃષ્ણાનંદજીના જીવનની તથા તેમના લેખોની રૂપરેખા છે. લેખ શૈલી સહેલી, પરિમિત અને લલિત છે. ગંભીર લેખ પણ સુગમતાથી લખવાની એમની શકિત હતી. અક્ષર દિવ્ય લખતા અને કોઇને સાધારણ કાગળ લખતા હોય એવી રીતે એકી કલમે વગર છેકા છેકે લખતા. થોડા બોલમાં ઘણો અર્થ સમાવવાની કળા એમની ખાસ હતી. એમનાં સઘળાં પ્રસિધ્ધ અપ્રસિધ્ધ લખાણ સંગ્રહિત કરી એક પુસ્તકના આકારમાં છાપી પ્રગટ કરવાની ઘણી જરૂર છે કે તેથી ઘણાના વાંચવામાં તે આવે ને શાસ્ત્રના કેટલાક અંધારા રસ્તામાં ભોમીયાની ગરજ સારે. કેમકે એ મહાત્મા કંઇ સાધારણ વ્યક્તિ ન હતી. એમની સ્થિતિ અને નિપુણતાને શૃંગેરી તથા કરવીર સંસ્થાનોના જગદ્ગુરૂઓએ, તેમજ નામાંકિત પંડિતોએ એકે અવાજે વખાણી છે. વિદ્યારણ્ય, મધુસૂદન આદિ સમર્થ વિદ્વાનોની હારના એ હતા એવા જ મહાત્માઓએ ભારતની ભારતીને પોષી છે. ભારતીનું પોષણ એજ ખરૂં ભારત જીવન છે. એવાજ પુરૂષો હજારો તારાગણમાં ચંદ્રની પેઠેમ પ્રકાશે છે. એવાજ પુરૂષો જીવીને મરતા નથી ને મરીને ફરી જીવતા નથી. એવાજ પુરૂષો પોતાના સંચારથી ભૂમિને પુનિત કરે છે. એવાજ પુરૂષોની આંખમાં, મ્હોંમાં ને હાથમાં મોક્ષ લક્ષ્મી નાચે છે. એવાજ પુરૂષો જે વસ્તુને બીજા 'છે' કરીને કહે છે તેને પોતે 'હું' કરીને અનુભવે છે. એવાજ મહાત્માઓ શરદઋતુના મેઘની પેઠેમ અધિકારીના હૃદયમાં મુકિતકણ નાખી તિરોહિત થાય છે તથા જગતનું મંગળ કરી તેને ઉન્નત દશાએ પહોંચાડે છે. ભારત ભૂમિ આવાં નરરત્નને પ્રસુત કરતી રહો, ઇતિ શિવમ.

दवे हरिकृष्ण लालशंकर.

—

## तृष्णानो नाश.

### ધનાશ્રી.

તૃષ્ણા દુર કરો જગતનું મમતા તિમીર હરો,
ધર્મ ધુરંધર બની નિરંતર હરી હરી રટન કરો—જ.
ભવાબ્ધિ તરવા સુકૃત કરવા હેલવી ભક્તિ ભરો—જ.
સ્રીસુત સુહૃદ દુઃખદતરૂ સમજી આશા ઉર ન ધરો—જ.
મિથ્યાવાદ વિવાદ ત્યજીને નિર્ભય થઇ વિચરો.—જ.
જન્મ મરણનો ભવ ભય મ્હોટો સમજી પ્રભુને સ્મરો.જ.
મિથ્યા માયા મોહની ફાંસી ષઃરિપુ ગરલ હરો.—જ.
પીતાંબર પ્રભુ ચરણ કમલમાં નિશદિન ધ્યાન ધરો—જ.

जोशी पीतांबर नरशी भट्ट.

## દરેક અંકમાં ૧૦૦ પ્રષ્ઠ!

ભારત જીવન માસિક પત્રનો જાનેવારીનો ખાસ અંક ગુજરાતી પ્રજામાં માન પામ્યો છે. વખણાયો છે. જુદા જુદા ગ્રહસ્થો તરફથી અને જુદાં જુદાં વર્તમાન પત્રો તરફથી ઉંચા અભિપ્રાયો મળેલા હોવાથી અમારો ઉત્સાહમાં વધારો થયો છે. એ અંકના લેખો અને છબીઓ વાંચક વર્ગને પસંદ આવ્યાં છે એટલુંજ નહિં પણ કેટલાક ગ્રાહક બંધુઓ તરફથી તેની સારી કદર થઇ છે. હજુ પણ અમારી મેહેનતનો બદલો જોઇએ તેટલાં ગ્રાહકનો વધારો થઇને મળ્યો નથી. આવા ખાસ અંકો પારસી પત્રકારો તરફથી પ્રકટ થતાંજ તેની હજારો કોપીઓ વેચાઇ જાય છે. પારસી જાતિને પોતાની જાતિ તરફ અભિમાન હોવાથી અને "ઉત્તેજન આપવું" એ પોતાની ફરજ સમજતા હોવાથી દરેક પારસી પત્રો સારી સંખ્યામાં પ્રકટ થાય છે. ગુજરાતી ભાષા જાણનાર એક કરોડની વસ્તી હોવા છતાં ગુજરાતી સાહિત્યને તેઓ તરફનું ઉત્તેજન નથી, પારસી જાતિ થોડી સંખ્યામાં હોવા છતાં તેઓને વાંચનનો બહુ શોખ છે. ગુજરાતી લોકોની મેઠે એકનું પત્ર દશ જણા વાંચતા નથી. પણ દરેક ગ્રહસ્થ ખરીદી ઉત્તેજન આપે છે. અમારા ગુજરાતી ભાઇઓ ધનવાન છે, વિદ્વાન છે, વિદ્યા વિલાસી છે, છતાં પણ ગુજરાતી ભાષાને ઉત્તેજન નહિં આપવાનું કલંક તેમને માથે ચોંટેલું છે. જ્યારે એ કલંક ધોવાશે ત્યારેજ ગુજરાત દેશની, ગુજરાતના સાહિત્યની અને ગુજરાતના હુન્નર ઉદ્યોગની ઉન્નતિ થશે.

ગુજરાતી ભાષાને જોઇએ તેવું ઉત્તેજન નથી છત પણ જે કાંઇ ઉત્તેજન મળે છે તે ઉપરથી જણાય છે ગુજરાતી ભાઇઓને વાંચનનો તો શોખ છે; તેઓને સાર વસ્તુની કદર છે. ભારત જીવનને અમે હજુ પણ ઉંચ પ્રકારનું બનાવવાના યત્નો કરીએ છીએ.

અમે અમારા વાંચક વર્ગ પાસે આજે એક પ્રાર્થન કરીએ છીએ. એ પ્રાર્થનાનો તેઓ સ્વીકાર કરશે એવ અમારી ખાત્રી છે. આજના અંક સાથે દરેક ગ્રાહક ને પાંચ પાંચ ઑર્ડર કાર્ડ મોકલવામાં આવે છે દરેક ગ્રાહક બંધુ પોતાના મિત્ર મંડળને ભલામણ કરી પાંચ પાંચ ગ્રાહક કરી મોકલવા કૃપા કરશે તે ભારત જીવન એકે બે મહિનામાં દરેક મહિને ૧૦૦ પાનાનું પ્રકટ કરવામાં આવશે. અમારા દરેક શુભેચ્છક મિત્ર અને ગ્રાહક બંધુઓ એ કામ સહેલાઇથી કરી શકે તે છે. તેઓ સહજ ભલામણ કરશે તો તેઓના મિત્ર "ભારત જીવન" જેવા ઉત્કૃષ્ટ સચિત્ર માસિક પત્રન ગ્રાહક થયા વિના રહેશે નહીં. જે ગુજરાતી ભાઇઓ દ વર્ષે સેંકડો રૂપિયાનો પરદેશી માલ ખરીદી આખા દેશ માંથી કરોડો રૂપિયા પરદેશ મોકલે છે. તે ગ્રહસ્થો ભારત જીવનને માટે ફક્ત મહિને ચાર આના ખર્ચવાને આનાકાન કરશે નહિં. અર્થાત વરસે દહાડે ત્રણ રૂપિયા ખરચી ૪૦૦—૫૦૦ પાનાનું (હમણાની રીત પ્રમાણે) માસિક પત્ર, ૧૦૦—૧૫૦ છબીઓ ઉપરાંત ૨૫૦ પાનાનું ઐતિહાસિક નવલ કથાનું પુસ્તક ભેટ મેળવી ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવામાં તેઓ પાછા પડશે નહીં. તેમ થવાથી અમે પણ અમારી ફરજ બજાવવામાં પછાત પડીશું નહીં. દરેક ગ્રાહકો તરફથી પાંચ પાંચ ગ્રાહકો થઇ આવત તરતજ ભારત જીવનના કદમાં વધારો કરી દરેક અંક ૧૦૦ પાનાનો બહાર પાડીશું. એટલે બાર મહિ તેઓને ૧૨૦૦ પાનાનો મ્હોટો ગ્રંથ; ભેટનું પુસ્તક અનેક લેખો અને અનેક છબીઓ મળશે. કદની સાથે

માનતો હતો કે જો કે ઘરમાં નાના અથવા મોટાનો ભેદ હોય છે કિંતુ બહાર જે માણસના સમાગમમાં આવવાનું હોય છે ત્યાં તેવો ભેદ રહી શકતો નથી. સોળ અથવા વીશ વર્ષ બાદ પિતાએ પણ ભાઈ તરીકે વર્તવું જોઈએ, એ વિચારને તે સર્વથા વ્યાજબી માનતો.

આવી રીતે કપડાંની ખરીદીની વાત શાંત પડી ન હતી એટલામાં તે પોતાના એક મિત્રની સાથે મુસાફરીમાં ગયો. આ મુસાફરીમાં જે ખર્ચ થયું તેમાં નરહરને તેના મિત્ર તરફથી વિશ્વાસઘાત થયો અને તેથી તે પચાસેક રૂપીઆમાં સંડોવાયો. મુસાફરીમાંથી પાછો આવ્યો કે તરતજ નરહર ગરમીની ચેપી માંદગીનો ભોગ થઈ પડયો. આવી માંદગી સ્વતઃજ તે ઉત્પન્ન કરે છે એમ કહીને નાહક ઘરના માણસો તરફથી તેને ઠપકો આપવામાં આવતો અને તેથી તેણે પોતાના વડીલને આ વિષે વાત ન કરતાં એક સારા ડાકટરની દવા કીધી અને તેનું બીલ ચુકવવાને એક મિત્ર પાસેથી પંદર રૂપીઆ ઉછીના લીધા. આ ઉપરાંત હોટેલો ઇત્યાદિના જે બીલો ચડેલાં હતાં તે સહીત રૂપીઆ સવાસો લગભગના દેવામાં નરહર સપડાયો. પોતાના આ દેવાનો નહિ જેવો ભાગજ તે વાળી આપી શકયો એટલામાં પોતાના એક સ્નેહીનો ભાઈ મ્હેમાન તરીકે આવ્યો અને તેણે પણ છોકરમતમાં અને જુઠું બોલી બોલીને રૂપીઆ પંદરેકના ખાડામાં તેને ઉતાર્યો. નરહરને આ રૂપીઆ તેના સ્નેહી તરફથી પણ મળ્યા નહીં, અને જુનું ગયું અને નવું થયું તે મુજબ નરહરને પાછું પુરેપુરા સવાસો રૂપીઆનું દેવું થયું.

---

## પ્રકરણ ૨ જું.

### નરહરનું લગ્ન.

રાધાકાન્તનું કુટુંબ તેમની જ્ઞાતિમાં અગ્રણીય ગણાતું હતું અને તેથી હાલના હીંદુ રીતરીવાજ મુજબ રાધાકાન્તનાં બાળકોનો વિવાહ સંબંધ જલ્દીથી થાય એ સર્વથા સંભવિત હતું. રાધાકાન્તનો મોટો પુત્ર સજ્જન પરણેલો હતો અને તેને બે બાલિકાઓ હતી. બંને બાલિકા નિર્દોષ રીતે રમતીઆળ હતી અને સજ્જનની પત્નિ પણ ઘણી સુશીલ હતી. પોતાનું ઘર તે સારી રીતે સમજતી હતી અને આખું ઘર સલાહસંપ અને શાંતિથી ચલાવતી. ઘરમાં સાસુ નહીં હોવાથી વડીલ કોઇ નહોતું અને સ્ત્રી મંડળમાં માત્ર તે એકલીજ હતી. તે ઘરમાં સઘળાનું મન સાચવવાને પોતાથી બનતું કરતી અને તેમ છતાં પોતાને કાંઈ દુઃખ ખમવું પડે તો તે પણ તે શાંતીથી સહન કરતી. સસરા તરફથી પણ કોઈ કોઇ વેળા દુઃખદ વર્તન ચલાવવામાં આવે તો તે એક નિર્દોષ ગાયની માફક તે સહન કરતી. પોતાના દીઅર નરહરને પોતાના પુત્રવત માનતી—પાલતી અને પોતાને ભાઇ નહીં હોવાથી ભાઈ તરીકેજ બોલાવતી ચલાવતી. "તમારી માતાનું સુખ તો મ્હારાથી નજ આપી શકાય તો, ભાઇ!" એમ તે નરહરને વારંવાર કહેતી અને નરહર પણ તેની સાથે નિષ્કપટતાથી પુજ્ય રીતે વર્તતો. નરહર તરફથી તેમ છતાં કોઈ કોઇ વાર છોકરવાદપણું બતાવવામાં આવતું પરંતુ તે વિષે તેની ભાભી "હોય; બાળક છે" એવી નિર્દોષ અને માર્મિક શીખામણ આપી સંતોષ પકડતી. નરહરનું લગ્ન કરાવવાની પોતાની દેરાણીને પેહેરાવી ઓઢાડી ફેરવવાની તે લાગણી ધરાવતી; અને નરહરની તેવી મશ્કરી પણ તે વારંવાર કરતી. નરહર પણ કાંઇ ગુસ્સો કીધા વિના હાસ્યથી તેને આવકાર આપતો અને નમનતાઇથી કહેતો કે "ભાભી! માફ કરો; મ્હારે લગ્ન નથી કરવું—મ્હારૂં હવે લગ્નમાં ચિત નથી." નરહરનું આ વાકય સાંભળી તેણી ઉડાવતી અને "ભાઈ! કાલા મુકી દો; પરણવું કોને ન ગમે! ? પરણવાની ઇચ્છા તો ગળાસુધી અને વળી માન ખાવાં છે !!" આવાં વચનો પછી નરહર સોગ પણ ખાતો, અને પોતાની ભાભીને વિશ્વાસમાં લેવ પ્રયત્ન કરતો.

નરહરને માટે હવે બહુ માગાંઓ આવવા લાગ્યાં;–જ્ઞાતિના ઉંચા કુટુંબની કન્યાઓ માટે માગાં આવવા લાગ્યાં પણ તે વેળાએ હવે બલિદાન દેવાશે એમ પોતાને લાગવાથી નરહરે પોતાના મુરબ્બીઓને પોતાની ભાભી પાસે સ્પષ્ટ કહેવરાવી દીધું કે "મ્હારાં લગ્નની વાત મ્હને પુછ્યા વિના કોઇએ કરવી નહીં." આમ કરવાનું કારણ પણ નરહરનું વ્યાજબી હતું. એ પ્રેમની પ્રતિભા હતો; તે સામાન્ય રીતે સ્ત્રી જાતીને માટે સારી લાગણી ધરાવતો અને દયા ખાતો. તેના પિતાએ તેની બાલ્યવયમાં એક નિર્દોષ બાળા સાથે તેનું વિવાહબંધન કીધું હતું. કેટલાક શારિરીક દોષોને લીધે નરહરના પિતા રાધાકાન્તે આ સંબંધ છોડી દેવાથી જ્ઞાતિમાં ઝગડો પેઠો હતો. કજીઓ અદાલતના બારણે ચઢયો, અને નીચલી અદાલતનો ચુકાદો કન્યાના કુટુંબની તરફેણમાં આવતાં વડી અદાલતમાં હેરાન થવાની બ્હીકથી માત્ર ચાર કલાકમાંજ કન્યાનાં લગ્ન બીજા સાથે કરાવવામાં આવ્યાં. દૈવ્ય સંયોગે તે બાલિકા માત્ર ચાર જ માસમાં વિધવા થઇ. બાલિકાએ પોતાના પતિનો ચોરીમાં હસ્તસ્પર્શ કીધેલો, તે સિવાય અન્ય કોઇ પ્રકારનું સુખ નહીં ભોગવેલું અને સમસ્ત જ્ઞાતિમાં લોકો "નરહર સાથે વિવાહ થયો હતો તે" એમ કહી તે બિચારી બાળાને ટોકવા લાગ્યા. નરહરને આ દુઃખ અસહ્ય થઇ પડયું. નરહર હવે સમજણો થયેલો હોવાથી તેમજ સ્ત્રીઓ તરફ સન્માનની લાગણીથી જોઇ તેમની દુઃખી જીંદગી અને તેમને માટેનાં પાપીષ્ટ સંસારી બંધનોની દુઃસહ્યતા તે સમજતો હોવાંથી તેને માટે તેને બહુ લાગતું. લગભગ આજ બાબત પાછળ નરહરે પોતાનું સઘળું મગજ ખોઇ દીધું હતું તથા તેનું જીવન કેમ સુધરી શકે એજ તેની હૃદયચર્ચાનો વિષય થઇ પડયો હતો. નરહરને આં ચિંતા એટલી તો ગંભીર થતી કે, તે પોતાના દેવા કરતાં પણ તેને અગ્રસ્થાન આપતો અને તે જ કારણે એક જુના વીચારના માણસની માફક "મ્હારા નસીબમાં સુખ ભોગવવાનું હોત તો આ મુજબ બનત જ કેમ?" એવા હલકી પંક્તિના વિચારને પોતાના અંતઃકરણમાં સ્થાન આપતો, અને પોતાના જીવન માટે તદન નિરાશ થતો. તે પોતાના અંતઃકરણની પુરેપુરી વાત કોઇને કહેતો નહીં; પણ ધીમે ધીમે તે વાત સઘળાની સમજમાં આવી. ઘરમાં સઘળા તેના આ વિચારને હસતા અથવા તો બેવકૂફાઇભર્યા માનતા, પરંતુ તેથી તેના વિચારમાં કશોય ફેરફાર થયો નહીં. અંતે તે નિર્દોષ બાળાની પોતાની લાગણીઓ જાણવાને તેણે પ્રયત્ન કીધો અને તેના પરિણામમાં પણ તેને નિરાશા જણાઇ. તે બાળા પોતાના જીવન સુધાર માટે જુના વિચારમાંથી છુટી થઇ કાંઇ કરવાજ નહોતી ચાહતી. તેનામાં તેવા સાહસની હીમ્મત જ નહોતી અને ખરૂં કહીએ તો એક વૈધવ્યમાં સબડતી બાળાનું જીવન સુધરી શકે એવો ખ્યાલજ તેને નહોતો અને કોઇ તેવો ખ્યાલ તેને આપે તો માનવા માત્ર માટે પણ તે તઇયાર નહોતી. આથી પણ એકદમ નરહરના અંતઃકરણમાંથી લાગણી દુર થઇ નહીં અને કેટલીક વાર તો તે બાલિકાની મુર્ખાઇ માટે તેને વધુ લાગી આવતું. આવી અર્ધદગ્ધ સ્થિતિમાં નરહરની , ભાભી ક્ષયરોગની કંટાળાભરી માંદગી ભોગવી સ્વર્ગવાસી થઇ. મર્ણ સમયે બિચારા નરહરનો અને તે માતૃવત ભાભીનો સમાગમ પણ થયો નહીં. ઇશ્વરી લીલા અકળ છે.

* * * *

સજ્જન હવે ફરી લગ્ન કરવાની તઇયારી કરી રહ્યો છે, અને સજ્જનની માતા વિનાની થયલી બંને પુત્રીઓનું પાલન કરવાને પોતે બંધાયેલો છે એમ નરહર માને છે. હવે નરહરને પણ લગ્ન કરવાની આવશ્યકતાનો ખ્યાલ આવ્યો છે; તેમ છતાં ગમે તેવાં લગ્નમાં જોડાવાનો તો હજુ પણ ખ્યાલ નહોતો અને છેવટ સુધી તે પોતાના તે વિચારમાં મક્કમ રહયો હતો. સજ્જનની પત્નીને ગુજરી ગયાંને માત્ર વરસ દહાડો પણ નહોતો થયો તેટલામાં નરહરના પિતા રાધાકાન્ત પણ અચાનક સ્વર્ગવાસી થયા. હવે સર્વ વ્યવહાર સજ્જન અને નરહરને માથે આવી પડયો. સજ્જન માનતો કે નરહર બાલકબુદ્ધ છે અને તેથી

તે નરહરની ટેવો અને વિચારો પોતાને માટે એક આપદા સમાન માનવા લાગ્યો. સજ્જન પોતાને માટે ઘણી લાગણી ધરાવે છે અને તે નિખાલસ અંતઃકરણનો ભાઈ છે એમ નરહર પોતાના મનમાં સમજતો હોવા છતાં નરહરના સ્વભાવિક રીતે બંધાયલા દુરાગ્રહી અને ન્હીડીઆ સ્વભાવને અને કોઇ કોઇ વેળાના નિખાલસ પરંતુ આપમુદ વિચારો અને ઠરાવોને તે આધિન થઇ શકતો નહીં; અને આથી કંટાળીને સંબંધમાં વિક્ષેપ ના થાય તેવા ખ્યાલથી જુદા થવાનો તર્ક કરતો હતો. આવા સમયમાં સજ્જનની નાની પુત્રીનો વિવાહ સંબંધ એક લાયક કુટુંબમાં થયો અને તેનો (સજ્જનનો) વિવાહ સંબંધ પણ થયો,-લગ્ન પણ થયું. નરહરને માટે પણ નરહર પસંદ કરતો હતો અને પોતે ચાહતો હતો તેવી એક કન્યાનું માગું આવ્યું. આ સાથે તેને માટે બીજાં પણ માગાં હતાં. નરહરની પસંદગીને માટે નરહરને પુછવામાં આવતાં કાંઇ પણ વિચાર કરવા વિના પોતાના પુર્વવત્ વિચારને અનુસરીને તેણે પોતાને પસંદ આવતા સામાન્ય સ્થિતિના કુટુંબની કન્યાનો સ્વિકાર કરવા જણાવ્યું. તેજ પ્રમાણે કબુલ રાખવામાં આવ્યું અને નરહર વિવાહથી સંબંધિત થયો. તેના જુના ખ્યાલો રદ થયા અને છેલ્લા વિચારોનો અમલ થયો. * * * નરહર હવે પોતાના જીવન માટે નવી નવી આશા બાંધવા લાગ્યો ! એ આશાઓમાંની કેટલી આશાઓ સફળ થશે તે તો પરમાત્માજ જાણે પરંતુ નરહર આશાના વેગને અટકાવી પણ ના શક્યો. નરહરના અંતઃકરણમાં હવે અગ્રસ્થાન આશાને મળ્યું. તેને અત્યારથીજ પોતાની પત્નિ માટે માનની લાગણી પેદા થઇ અને તે પોતાની ભવિષ્યની પત્નિ વિષેની વાતો ઘણા આનંદ સાથે સાંભળતો અને તેમાં પ્રેમથી અને અંતઃકરણની લાગણી સાથે ભાગ લેતો; પરંતુ પ્રિય વાંચક વૃંદ ! તેમ છતાં એવો ખ્યાલ કદાપિ ના કરતા કે નરહર હવે પોતાના નામ નીચે અધમ વિચારોનો ભોગ થયલી નિર્દોષ બાળાને ભુલી ગયો હતો. તેમ નો બનતુંજ નહિં. તે વારંવાર તેના જીવન માટે લાગણી કરતો અને હીંદુ સંસારનાં બંધારણ ઉપર શ્વાસ નાંખતો,-ધિક્કાર અને ફીટકાર કરતો. નરહર પોતાની નવી પત્નિના સમાગમમાં અગાઉથી આવી પોતાના વિચારને અનુકુળ થવા સારૂ-પોતાના વિચારનો તેને પ્રથમથી ખ્યાલ આપવાને બનતું કરતો; જુના બંધારણને લીધે તેને આ બાબતમાં ભારે વેઠવું પડતું અને કેટલીક વેળા તો તેની નીંદા પણ થતી; નરહર જુના અને નવા વિચારના આ ઝગડાથી સારી રીતે માહેતગાર હતો અને સારૂં અથવા માઠું કોઇ પણ ફળ-પરિણામ પોતાનેજ ભોગવવાનું-સહેવાનું છે એ ખ્યાલ તે વારંવાર મજબુતાઇથી અંતઃકરણમાં રાખતો અને તેથી તે લોકોના અથવા મુરબ્બીઓના વિચારો ઉપર વધુ ધ્યાન નહીં આપતો. નરહરની નવી ભાભી આ સંબંધી તેની બહુ મશકરી કરતી ! નરહર પાસે તેની પત્નિનું નામ ઉચ્ચારવામાં વારંવાર આવતું પણ તે તેથી કોઇ રીતે ન્હીડવાતો નહિં અને આનંદમા નતો. તે એમ પણ કહેતો કે, એ સંબંધ ઘણો પવિત્ર પ્રબળ અને મહદ જીવનનો પ્રકાશક છે; તે માટે શરમાવાની કશીય જરૂર નથી.

ગમે તેમ પણ આજે નરહરના વિવાહ સંબંધને બે વર્ષ વીતી ગયાં છે. લગ્ન પણ થઇ ગયું છે. નરહર તેની પત્નિ સાથે પોતાના મોટા ભાઇ સજ્જનથી જુદો રહે છે. પોતાની પહેલી ભાભીની પુત્રીઓ તરફ પોતાની પુત્રીવત લાગણીથી વરતે છે. કેટલેક અંશે તે સાફલ્યમય જીવન વ્યતીત કરે છે. ભવો !



## પ્રકરણ ત્રીજું.



### સુખ અને દુઃખ

રાધાકાન્તને તેના પિતા તરફથી વારસામાં કાંઇ કશુંય મળ્યું નહોતું. રાધાકાન્તની માતા પણ તેને જન્મ આપી પાંચ સાત દિવસમાં સ્વર્ગવાસિની થવાથી તે મોસાળમાં ઉછરી મોટો થયો હતો; અને ઓરમાયા સંસારને લીધે રાધાકાન્તને વારસામાં કાંઇ મળ્યું નહોતું. રાધાકાન્તની વૃત્તિ મુળથી જ પઇસા તરફ નહોતી અને તેની પત્નિ

પણ તેની તે વૃત્તિની અનુરાગિની હતી. તેનો ચાહ પઇસા અથવા બીજી કોઇ સંસારની માયાવી ચીજ તરફ નહોતો. તે તો સંસારનું સર્વસ્વ પોતાને માટે માત્ર રાધાકાન્તમાંજ નિહાળતી. આ ઉભય પતિ—પત્નિની વૃત્તિ નરહરમાં બરાબર ઉતરી હતી. તેની પણ પોતાને ભાગે આવતો પિતાનો વારસો નહીં લેવાની જ ઇચ્છા હતી. રાધાકાન્તની પાસે કાંઇ બહુ મીલ્કત નહોતી; કેમકે અગાઉ આપણે જણાવી ગયા છીએ તે કારખાનામાં તેને ખોટ જતી હતી અને ઘરના મંદવાડ અને બીજા ખર્ચો અતિશય હોવાથી તેમજ થોડા સમય ઉપરજ પાંચસો રૂપીઆની જમીન ખરીદેલી હોવાથી તે દેવુંજ ભોગવતો હતો. રાધાકાન્ત મર્ણ સમયે પંદરસો-સતરસો રૂપીઆનું દેવું છોડી ગયો હતો. આમ રાધાકાન્તને રોકડમાં જો કે દેવું હતું, તેમ છતાં તેની મીલ્કત ઘર અને ઘરવખરી તથા ઘરેણું આદિ થઇને પાંચેક હજારના આશરાની હતી; એટલે કે તેની પાસે ત્રણ હજાર લગભગની કુલે ખરૂં જોતાં તો મીલકતજ હતી; પરંતુ તેના મરણ બાદ સજ્જનનું બીજી વારનું અને નરહરનું પહેલી વારનું લગ્ન થયું તેમાં પલ્લાં વીગેરેમાં ખર્ચ થતાં હવે રાધાકાન્તના કુટુંબની નાણાં સંબંધી સ્થિતિ ઘણી વિચિત્ર થઇ પડી. દેવું તેટલીજ મીલ્કત હતી એટલે વસ્તુતઃ મીલ્કત જેવું કાંઇ રહ્યુંજ નહીં.

સજ્જનની વૃત્તિ જ્ઞાતિ, સન્માન અને જ્ઞાતિમાં આબરૂવાન રહેવા તરફ કાંઇક હતી; નરહરમાં તે વૃત્તિનો સર્વદા અભાવજ હતો. તે ઘણાજ છુટા વિચારનો હતો. તે ધર્મ અને જ્ઞાતિના સંબંધમાં કોઇ પણ પ્રકારનું બંધન હોવું ના જોઇએ એમ માનનારો હતો. સજ્જન આથી આ રકમ ધીમે ધીમે ભરપાઇ કરતો અને વ્યાજ ભર્યા જતો; નરહરને આ વાત પસંદ નહોતી આવતી. આવી રીતે વ્યાજ ભરતાં એકંદરે લેહેણુદારના ઘરમાં લગભગ દોઢી રકમ જશે એવી તેની ગણતરી હતી, અને તેમ છતાં પણ મનમાં તે માટે સદાય ઉદ્વેગ રહે. નરહરનો વિચાર સર્વ મીલ્કત વેચી નાંખીને અથવા તો બને તો તે મીલ્કત લેહેણુદારને સોંપીને દેવાની ચિંતામાંથી મુક્ત થવાનો હતો. નરહરના આ વિચાર સાથે સજ્જન કોઇ રીતે મળતો થાય તેમ નહોતો; અને નરહરનો કોઇ પણ રીતે કલેષ કરવાનો મનોભાવ માત્ર ન હોવાથી તે વ્યાજ ભરવામાં સજ્જન સાથે શામેલ રહેતો. પરંતુ આવી સ્થિતી વચ્ચે તેને પોતાની ખર્ચાળુ જીંદગી સંકોચવાની ફરજ પડતી. તે કોઇ રીતે તેમાંથી કાંઇ સંકોચ કરી શકે તેમ નહોતું અને તેથી તેને મુંઆવું ઘણું પડતું. વળી તેને વચમાં એક નોકરીમાં સ્વતંત્ર સ્વભાવને લીધે કેટલુંક સહન કરવું પડયું અને તેથી તેમાં તથા બે માસ નોકરી વિના બેસી રહેવું પડયું તથા એક મિત્ર સાથે સ્વાર્થપરાયણતાના કારણે કલહ થતાં નાણાંનો થોડાક ભોગ આપવો પડવાથી તેને હાલમાં રૂપીઆ દોઢસો લગભગનું ખાનગી દેવું પણ હતું. કિંતુ હાલમાંજ તેણે પોતાના લેણદારોને પચીસ રૂપીઆની એક રકમ આપેલી હોવાથી અધુના તે સવાસો રૂપીઆનું દેવું ભોગવતો. ઇશ્વરની અવકૃપા કોણ જાણે કેવીય તેનાપર હશે કે તેના દેવાની રકમનો આંકડો સવાસો રૂપીયામાંથી ઓછો થતો નહીં. નરહરને તેના ઉપર જણાવેલા શેઠ સાથેના મામલામાં તો ફોજદારી કોર્ટનું દ્વાર જોવું પડે તેવો મામલો હતો. હાલમાં થતા પઇસા ન્યાયના જમાનામાં અદાલતમાં શું ચુકાદો આવે તે કહી શકાય નહીં. આવી રીતે નરહરને ઘરના દેવાની ચિંતા હતી. ભાભીની બે પુત્રીઓ હવે ઉમ્મર લાયક થતી જતી હોવાથી તેમનાં ખર્ચોની ચીંતા પણ થતી અને તેવા સમયમાં આવી સ્થિતિ ખચિત ઘણી દુઃખદાયક હતી; નરહર ઘણું મુંઝાવા લાગ્યો. "અરે પ્રભો ! આ હીંદુ સંસારની કેવી દુઃખદાયક ઘટના ! લોકોમાં અને જ્ઞાતિસમુહમાં ખોટી આબરૂ સાચવવાની વાંચ્છનાના વેગને પરિણામે કેટલું સહન કરવું;—કેટલું દુઃખી થવું. પિતાની મીલકત દેવામાં આપી તે ચિંતામાંથી મુક્ત થવાય તો આપણી પોતાની સ્વકમાઇ વ્યાજ તરીકે ઘસડાઇ જતી તો બચી શકે ! અને તેથી જીવન નચિંત તો થાય ! આ તો તનતોડ મહેનત કર્યા બાદ પેદા થતો પૈસો માત્ર લેણદારોને માટેજ મેળવવામાં

આવતો હોય તેવું થાય છે. આવી દુસહ્ય સ્થિતી વચ્ચે જીવન ગાળવું એ કરતાં તો મર્ણ વધારે સારૂં." પોતાની અને સજ્જનની નવી પત્નીનાં પલ્લામાં રોકાયલી લગભગ અઢી હજાર રૂપીઆ જેટલી રકમ તેને બરાબર વારંવાર યાદ આવતી અને તે ડંસ સમાન નીવડતી. એ હિંદુ સંસારની ઘટના તેને ત્રાસજનક દીસતી. કવિવર ભર્તૃહરિની ઉકિત તેને યાદ આવતી અને બોલતો "वरं वेश्या पत्नि न पुनरपि वनिता कुलवधुः (જો કુલદિપક પત્નિ ન હોય તો વેશ્યા પત્નિ શું ખોટી)" એવા વાકયોનો આધાર ગ્રહીને તે અનેક તર્ક બાંધતો અને પોતાની તથા સજ્જનની પત્નિ તરફ તેમની બુધ્ધિ માટે ઘણાની દૃષ્ટિથી જોતો. "જો આ ઉભય સ્ત્રીઓ પલ્લાંની રકમ આપે તો દેવાનો કેટલો ભાગ ઓછો થાય?" નરહરને એવો વિચાર વારંવાર આવતો અને એક વેળાએ તેણે તે વાત પોતાની પત્નિ સન્મુખ ઉચ્ચારી, "પ્રિયે! તને આપણી સ્થિતી વીષે માહેતી તો હશેજ. આપણું કુટુંબી ઘર જ્ઞાતિમાં સર્વથી અગ્રપદ ભોગવે છે એ પણ તને ખબર હશે. આપણે નાણાં સંબંધી પુષ્કળ સંકુચિત સ્થિતી ભોગવવી પડે છે એ પણ ત્હારી જાણ બાહેર તો નથીજ. આવી સ્થિતીમાં શું તું અમને સહાય ન કરે? ત્હારા પલ્લાંની રકમ હમને દેવાનું દુઃખ ઘટાડવાને આપે નહિ? તને ત્હારા પલ્લાંની રકમ કરતાં વધુ રકમનો વીમો ઉતરાવી આપવામાં આવશે. એટલે કે જે કમભાગ્ય સંજોગોના આશ્રય માટે પલ્લાંની પ્રથા ચાલે છે તેવું દુર્ભાગ્ય પરમાત્મા ત્હારૂં ન કરો પરંતુ દૈવ સંયોગ વચ્ચે ત્હારા આશ્રાનું સાધન તો એ વીમાની પોલીસી મારફતે ઉભુંજ રહે છે. તને વ્યાજ પણ ત્યાંથી મળી શકશે અને તેથી તને કોઇપણ રીતે નુકશાન નહીં થાય. જો ત્હારાં પલ્લાંની રકમ તેવી રીતે બીજા રૂપમાં તું અર્પણ કરે તો દેવામાંથી મુકત થતાં આપણી જીંદગી કેટલી સુખી બને વારૂ? 'દેવું દર્દ સમાન' એવું આપણામાં સામાન્ય રીતે કહેવાય છે અને 'આગથી ન બળે તે દુઃખથી બળે' એ કહેવત છે તેનો ખ્યાલ કર. એ વાત ખરી છે કે, તું આ વિચાર અમલમાં મુકીશ તો જુના વિચારના જ્ઞાતિલાઓ તને બેવકુફ ગણશે. અને મને એક ભોળી સ્ત્રીને પટાવી લેનાર ગણશે, પણ આપણી દુસહ્ય સ્થિતિ મટાડવાને સારૂ તેઓ કામમાં જરાય નહીં આવશે. લોકનિંદા ખાતરજ દુઃખમાં સડવું એ ત્હારા જેવી સમજુ રમણી યોગ્ય નહીં માનશે. જો તું આ બાબત સમજી શકે તો માત્ર બીજાની દરકાર કરવા ખાતરજ આપણે દુઃખી થવું ન પડે છે તે કેટલેક અંશે દુર થાય."

નરહરે પોતાની પત્નિને આટલું લંબાણથી સમજાવ્યા છતાં તેને એ વાત ના ગમી અને નરહરને દુઃખમાં સબડવાનું કાયમ રહ્યું. નરહરને આ વાત કરવાનું અન્ય કોઇ તો સ્થાન પણ નહોતું. બીજા અનેક પ્રયત્નો કરતો પરંતુ સર્વમાં પતાસું દેખે ત્યાં બતાસું નીવડતું. આવા વારંવારના બનાવોને લીધે અને છેવટે પોતાની પત્નિ તરફથી પણ નીરાશા[illegible] થવાને લીધે નરહર કેટલીક વેળાએ આત્મઘાત[illegible] મહા પાપ કરવાની લાગણી તરફ પણ દોરવાઈ જ[illegible] પરંતુ "જીવતો નર ભદ્રા પામશે" અને "[illegible] લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" એ[illegible] એવાં બોધવચનોનું સ્મર્ણ કરીને તે શાંતી ધારતો, ન[illegible]

"અકળ કળા ઇશ્વરની તેમાં માનવનું શું વળશે
"જગદપિતાએ જન્મ દીધો તો તેજ દુઃખ સહુ હર[illegible]
"બાળપણામાં માતા મારી, બાળ અનેક ઉછેરે
"ધીર વીરને કસવા કાજે સુખ દુઃખ તે પ્રેરે"

એ કવિતા લલકારીને ગાતો.

## પ્રકરણ ચોથું.

### આહુતી.

[illegible] ન [illegible]રહરને પોતાની પત્નિ તરફથી પણ [illegible] [illegible]લાસો નહીં મળવાને લીધે તે ગુંચવાડા અને ડામાડોળ સ્થિતિમાં રમતો પાત્ર બની ગયો[illegible] આજ તેની એ સ્થિતિના ચોક્[illegible] વર્ષ પુરાં થ[illegible] આવ્યાં હતાં અને હવે તે મુશ્કેલીમાંથી કેટલે[illegible] અંશે મુકત પણ થયો હતો. તે ઇશ્વર ઉપર અસ[illegible] ધારણ શ્રધ્ધાળુ હતો. તેને સંસાર ઉપર વિશ્વાસ[illegible]

હતો. તેને પોતાની આ ખીલતી યુવાવસ્થા અગાઉ કેટલાક ખાડા ખાબોચીઆનાં ભોગ થવું પડયું હતું. મિત્ર વર્ગ તરફથી પણ તેને વારંવાર સહન કરવું પડતું અને જ્ઞાતિજનો તેના તરફ ઘણાની દ્રષ્ટિથી જુએ એ તો સર્વથા સ્વભાવિક જ હતું. તે કેટલીક વખત કંટાળતો અને શાંત ચિત્તે કહેતો કે,

દુઃખદ સુખદ સૌ વાદળાં સંસારમાંહી ભોગવા;
સાધન કશું તેમાં નથી રે, સત્ય સુખને પામવા.

એ ઉક્તિદ્વારા કેટલીક વેળાએ તે યોગાવસ્થામાં મગ્ન રહેવાનો નિશ્ચય કરતો, પરંતુ તેવો તેનો મકકમ—દ્રઢ અંતિમ વિચાર નહોતો બનતો. તેનો ફઉથી વધુ કંટાળો સંસારમાં એ થઇ પડયો કે, આ સંસારમાં ખરી સગી સ્ત્રી કહેવાય તેણે પણ મને મદદ ન કરી શું ? પોતે દુઃખદ સ્થિતિમાંથી મુક્ત થવા છતાં આ વિચારો તેના અંતઃકરણમાંથી કદાપિ દુર થયા નહોતા, અને તેના પ્રતાપે તે ભકિત વાદમાં-નિષ્કામવાદમાં વધારે લિન થતો ગયો. સંસારના મિત્રમંડળ અને આપ્તવર્ગમાં તેને ભયંકરતા દીસવા લાગી અને ખચિતજ તેમ હતું. તેના મિત્રો તેહેને વારંવાર એવા ખરાબ રીતે દુસહ્ય નીવડતા કે તે વિષે કશુંય વર્ણવવાની જરૂરજ નથી. તેની પત્નિ તરફથી પણ તેને મળેલો અનુભવ આપણે જાણી ચુકયા છીએ અને તે સઘળામાંથી તે હવે લગભગ મુકત થયો છે; તોપણ ઇશ્વરકળા અકળ છે અને કાલે સહવારે શું બનશે તેની કોઇને ખબર પડતી નથી.

નરહર, આપણે અગાઉ જાણી ગયા છીએ કે, સાહિત્યનો સારો અનુરાગી હતો અને તેને રાજદ્વારી લેખો લખવાનો સારી પેઠે શોખ હતો. તે દિવાનાઓ અને ઝેરી ખ્યાલીઓ તરફ દિલસોઝી નહીં ધરાવતો, તેમ છતાં તે અંગ્રેજી અમલનાં દરેક કાર્યની તપાસ કાળી બાજુથીજ-વાંકી નજરે કરતો અને તેની આ ટેવને લીધે નરહરને ઘણું વધારે સહન કરવું પડશે એમ તેને તેના દેખીતા દુશ્મનો પણ અંતઃકરણના શુભેચ્છકો તરફથી વારંવાર ચેતવવામાં આવતું. નરહરના આ વિચારો લોકોમાં સન્માન પામતા અને તેના વખાણ પણ થતાં; અને તેથી તે આવા લેખો ના લખવાને શુભેચ્છકો તરફથી ગમે તેટલું કહેવામાં આવે પરંતુ તે પરત્વે ધ્યાનજ નહોતો આપતો. પોલીસ તે લેખો ફીતુરી અને રાજદ્રોહી ગણતી અને તેના મકાનની ડિટેકટીવ એટલે છુપી પોલીસના સિપાઇઓ વારંવાર મુલાકાત લેવા લાગ્યા. નરહરને તેના મિત્રો બહુ બ્હીવરાવતા પરંતુ નરહર ઉપર તેની કશીય અસર ન થતી. નરહર એટલુંજ કહેતો કે " હું મ્હારી ફરજ બજાવું છું એ ખ્યાલ મ્હારામાંથી દુર ન થાય ત્યાં સુધી કોઇ પણ બ્હીકથી કોઇ પણ કાર્ય છોડી દેવું, એ વિચાર મનુષ્યો માટે નિર્માણ નથી થયો." નરહરના આ વાકયનું ગૌરવ તપાસવાની આપણને કાંઇજ આવશ્યકતા નથી. પરંતુ તેના આ ખ્યાલનું પરિણામ શું આવ્યું તે જોવાનું જ આપણે છે. તેની એક કવિતા અસાધારણ ફીતુરી ઠરી અને તે માટે તેના ઉપર મુકદમો ચાલ્યો. તે નિર્દોષ ઠરી જો કે છુટી ગયો તો પણ મોટી રકમનો તેને તેમાં ખરચ થયો.

નરહરની નિરાશાભરી જીંદગીની પુનઃ શરૂઆત થઈ. નરહર પોતાને હવે ". દેવાદાર નરહર " કહેવા લાગ્યો, અને તે ખરૂંજ હતું. પોતાના ભાઈની બે નિર્દોષ પુત્રીઓનું લગ્નખર્ચ પણ તેને કરવું પડયું અને એ રીતે નરહર પાછો ત્રણ ચાર હજારનો દેવાદાર થયો. નરહરની ચાલુ કમાણીમાં કશો વધારો અદ્યપિ થયો નહોતો. હવે તેહેને ત્યાં લેહેણદારો પણ વારંવાર આવતા અને તેમને સંતોષવાનું કશુંય સાધન તેની પાસે નહોતું. તે વારંવાર લાચારી કરતો પણ કશુંય તેનું ન ચાલ્યું. દિવાની અદાલતમાં દાવાઓ મંડાયા અને હુકમનામાં થવા વખત આવ્યો. નરહર પ્રપંચી નહતો અને તેથી તે પોતે લીધેલી રકમ સારૂ કોઈ પ્રકારનો વાંધો કાઢે એ તો સંભવજ નહોતો. " શું કરવું ? " અને " આબરૂ કેમ સાચવવી ? " એજ એના ચિન્તાતુર વિચારોની અગત્યની બાબત હતી. તે. માટે કોઇ ઉપાય તેને સુજતો નહીં. કેટલાકો તરફથી તેને નાદાર થવાને કહેવામાં આવતું, પરંતુ તે બને તેમ નહોતું. નરહરે એક વીમાની પોલીસી

ઉતરાવી હતી તે તેની પત્નિના નામની હતી એટલે તે પણ કોઇ લેહેણદાર કબુલ કરે તેમ નહોતું. તેની પત્નિ તેને મદદ કરવાનો ઉંચો ખ્યાલ નહોતી ધરાવતી. આ મુશ્કેલીમાંથી નીકળવાને નરહરે સટ્ટો કીધો તેમાં તેને તેની સ્થીતી અનુસાર મોટી ગણાય તેવી રકમની ખોટ ગઇ અને "પડયા ઉપર પાટુ" જેવી તેની દશા થઇ. શું કરવું તે વીચારમાં તે ગોથાં ખાવા લાગ્યો. આ સટોરીઆ લેહેણદારો સટાનો દાવો ચાલી શકે નહીં એ સારી રીતે સમજતા હોવાથી તેઓએ રોકડા ધીર્યા તરીકેનું ખાતું પડાવી લીધું; અને ખાતું પડાવ્યાને થોડો સમય પણ જવા ન દેતાં તરતજ દાવો માંડયો; વળી તે ભાગી જશે એમ જણાવી કાચી ટાંચ લઇ તેને પકડાવ્યો. નાગર જેવી ઉંચી કોમનો ઉંચા કુટુંબનો એક યુવક દિવાની અદાલતનો કેદી થયો! આ દુનિયામાં વાસ્તવિક રીતે જોતાં તેનું કોઇ જ નહોતું એટલે જામીન ઉપર પણ કોઇએ ન છોડાવ્યો. તેની પત્નિ આ વેળાએ પિતૃગ્રહે હતી. તે કેદમાં પડયો તેમ છતાં અને તેની પત્નિ તરફથી તેને આટલી હેરાનગતી થવા છતાં તે તેને માટે કોઇ પણ પ્રકારનો હલકો વિચાર ના ધરાવતો. તે સારી રીતે સમજતો કે દુષ્ટ હીંદુ રીવાજો અને સંજોગોનું આ પરિણામ છે. પોતાના પતિની સાથે પોતાનું જીવન કેટલું સંકેતાયલું છે તેનો હીંદુ સ્ત્રીઓને ખરો ખ્યાલ પણ નથી. નરહરની પત્નિ પણ તેઓમાંનીજ એક હતી અને તેની બુદ્ધિમતાનો વિકાસ કરવાને કશુંય કરવામાં આવ્યું નહોતું. નરહર તે માટે હજુ પણ પોતાનેજ દોષિત ગણતો, અને પશ્ચાતાપ કરતો. તે હજુ પણ સ્ત્રીજાતી તરફ દેલસોઝીની લાગણી ધરાવતો અને કહેતો કે "હિંદુ સંસારમાં સ્ત્રીઓને અજ્ઞાન રાખવાથી વારંવાર બુરાં પરિણામ આવે છે......પ્રભુ! પણ મ્હારે હવે શું કરવું? અદાલતમાં હાજર થઇ દેવાદાર તરીકે પુરવાર થઇ હક્કતા કરાવવા અને બીજી બાજુથી લોકોની પાયમાલી કરનારી આબરૂ પણ સાચવવી એ બે તો કોઇપણ રીતે બને તેમ નથી." હવે નરહર જે પ્રકારનો દેવાદાર હતો તે રકમ તે કોઇ પણ રીતે આપી શકે તેવા સંજોગો પણ નહોતા દીસતા. એ સંજોગો વચ્ચે એકાએક ગભરામણમાં તેણે આ સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. નરહરને કેદખાનામાં પુરાયાને બેએક કલાક વીતી ગયા હતા. અત્યા લગભગ સાત વાગ્યા હતા. અમાવાસ્યાની ઘોર રા નો આજે દિવસ હતો. કેદખાનામાં આત્મઘાત ક વાનું કશુંય સીધું સાધન નથી મળતું અને તે નરહરે હવે કેવી રીતે આત્મઘાત કરવો તેનો વિચ કરવા માંડયો, તે એક નિશ્ચયપર પણ આવ્યો એ કેદીઓની છેલ્લી હાજરી પુરાઇ જવા બાદ લગભ અગીઆર વાગતાના સુમારે નરહરે જીભ કચડી આત્મઘાત કીધો. હીંદુ સંસારના જુના વીચારો અ બંધારણોને લીધે તે આ અસાર સંસારમાંથી સીધા ગયો. તેની પત્નિ વીગેરે સંબંધી જનો રોવા કકળ લાગ્યાં.

* * * *

ઉપસંહાર કાંઇ વિસ્તીર્ણ કરવાની અગત્ય નથ આ અને આવી બીજી અનેક રીતે દર વરસે સેંક યુવકોનો વિના કારણે ભોગ બલિદાન અપાય છે, સંસારયજ્ઞમાં આહુતી દેવાય છે. સુધારાના અ જુના વિચારોમાં ગમે તેવો સરો હો, એમાંથી ગ તે ઉત્તમ અથવા અધમ હો પરંતુ જુના વિચારો ફરજીઆત ભોગ થવું પડે છે અને નવા વિચારો તેવી ફરજ નથી પડતી એ તે બે વચ્ચેનો તફાવ છે. નવા વિચારોની અધમતા વિષમ વિકારોમાં જ ણાય છે, ત્યારે જુના વિચારોની અધમતા ફરજીઆ થઇ ગયલા બંધારણોમાં જોવામાં આવે છે.

ચમનલાલ છોટાલાલ દેસાઈ



स्वर्गस्थ नामदार शहानशाह सप्तम एडवर्ड.

ભારતજીવન પ્રેસ,—મુંબઈ.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ | મે ૧૯૧૦–વૈશાખ ૧૯૬૬ | અંક ૫


## स्वर्गस्थ सप्तम एडवर्ड.

### મ્હારો શાહ.

ગજલ.

ઉઠાવી કંપતે હાથે કલમ જો દિલ-(નાં) બળે તો પણ;
દબાએલાં જીગરને શબ્દ લખવા નાં મળે તો પણ.
લખ્યા જો શબ્દ કંઇ કંઇ મ્હેં કરી યુદ્ધો ગમી સાથે;
સહુ ધોવાઇ જાતા હાય આંસૂ નાં-જળે તો પણ
ન નીકળે હાય આ મુખથી નીસાસા કે ઉસાસા પણ;
ઉપર દેખાય ઠંડું અગ્નિ ધીખે છે તળે તો પણ.
અજબ એ અગ્નિ દીઠો મ્હેં પડે જ્યમ પાણી ત્યમ વધતો;
બુઝાવા અશ્રુ છાંટું હું એ બમણો ભડભડે તો પણ.
કહે છે બંધ થઇ જીવ્હા, છતાંએ કાનમાં મ્હારા;
સુધારા-વકતૃતાના આજ ભણકારા પડે તો પણ.
ભૂસાયા શબ્દ પણ તેની છબી જે છે હૃદય ચીતરી;
મળીને અશ્રુ સાથે બાહર દ્રષ્ટિએ ચડે તો પણ.
છૂટાવી હાથથી લીધો ખુદાઇ તુજ બતાવાને;
નજર સ્હામે ઉભો હમ શાહ ત્રિપુટો નાં પડે તો પણ.

શએર.

કહે "રાજા મરણ પામ્યો, જીવો રાજા સદા હમપર";
ત્હમારૂં છત્ર હો હમપર, હમારી આશ હો તમપર.

૨૦-૫-૧૯૧૦. દિવાનો.

## शोकोद्गार.

ગઝલે કવ્વાલી.

સકલ આ વીશ્વમાં આજે ઘટા દુઃખની છવાઇ છે
કુટીલ આ કાળ કાતિલના શીસાદે હિંદ ફસાઇ છે
હતાં મોજુદ હજારો ગુલ, અહીં ગુલઝારમાં ન્હાનાં
મગર આ ગુલ ચુંટીને, ગુમાવી તુજ વડાઇ છે
પ્રતાપી પુર્ણ તેજસ્વી. હતો એ હિંદનો હીરો
બધી આલમ મહીં જેની વીમળ કીર્તી ગવાઇ છે
કીધાં કંઇ પુણ્યનાં કામો. દીધાં કંઇ દીનનાં દાનો
સુલેહ શાંતી વધારી વિશ્વમાં કીધી ભલાઈ છે
અમારા હિન્દના માલેક, અમારા હિન્દના સ્વામી,
જતાં આજે અમારે મન ઉદાસીનતા છવાઇ છે
વીભવ સુખ સર્વને ત્યાગી અમારાં દુઃખને ભાગી
સુધારા બક્ષીને સારા નવીનં કીધી નવાઇ છે

દોહરા.

ફ્રાન્સ, રૂસ, જાપાન ને જર્મન હિન્દુસ્તાન;
સ્નેહ-દોરીથી બાંધીયા, વાધ્યું તુજ સન્માન.
જાતાં તું અવની થકી, અહો હિન્દ આધાર,
કોણ હિન્દમાં સ્થાપશે! વીમળ શાંતી વીસ્તાર!

સોરઠો.

હે જગ પાલણહાર, કર જોડીને વીનવું;
દેજે જગ કીરતાર, શાંતી એના આત્મને.

बुलबुल.

ગઝલ.

અરે સાંધે કદી જો.એક તો ત્યાં તેર તુટે છે;
દબાયે આશ અંકુર જયાં હજુ, ફુટે ન ફુટે છે.
હમારી આંધળાની આંખ ને આ વૃદ્ધના ટેકા;
કદી જો હોય થોડા તોય તે પણ આમ ખુટે છે.
હમારાપર રહમ થાતી ન મૃત્યુ જોઇ આ શકતું;
મળ્યું થોડુ ન થોડું ત્યાં અચાનક આમ છુટે છે,
ગરીબોનાં ગરીબ તકદીર એ કહેવત નથી જુઠી;
હમારો પાસળાં મૃત્યુ સરે જાહેર લુટે છે.
સુધારા કંઇ મળ્યાને તેજ પણ દીઠું હમે;ત્યાં તો–
પુકાર્યો પાપી આવીને દીવામાં તેલ ખુટે છે,

સોરઠો,

યાદ રહો દીલ માંહ્ય, શાંતી મળો હમ શાહને;
શાહ તણા હે શાહ ? એજ હમારી વીનતી.

 दिवानो.

( રચનાર, વૈદ્યકવીશ્રી દુર્લભ શ્યામજી ધ્રુવ. )

સોરઠા.

આ તે શો ઉત્પાત ! શેહેનશાહનું મરણ શું !
લખતાં એવી વાત, કર કંપે કંપે કલમ ! !
દૈવ ! થયો કયમ કુર ? અયોગ્ય પગલું આ ભરી!
હર્યું પ્રજાનું નુર, આવો નીર્દય કયમ થયો ?
ભજવ્યો આ શું ભાવ. ગગન તણા ધુમકેતુએ !
પડયો અચાનક ઘાવ, શા કારણથી કાળજે ?
શુમ કલ્પના થાય, ખબર શોકની સાંભળી;
શબ્દ ન એક લખાય, એવું અવળું આ બન્યું !
સુલેહનો સરદાર, શું આમ ચાલ્યો ગયો !
અંતર પારાવાર, શોચ એહનો થાય છે !

સવૈયા એકત્રીશા.

કેવું બળ આ તે કુદરતનું, કેમ કોઇથી કળી શકાય !
નહી ધારીએ સ્વપ્નવીષે જે, તે જાગ્રતમાં આગળ થાય!
અલ્પ પળે શરદીના દરદે, પ્રસરાવ્યો જલસ્થલમાં ત્રાસ!
એડવર્ડસપ્તમનો શીવશીવ!શું સાંભળીએ સ્વર્ગનીવાસ!
શેહેનશાહ યશવંત હિન્દના, ભલા ગ્રેટબ્રીટનના ભૂપ;
પરમ પરાક્રમવાળા નૃપનું,અહહ ! થયું અદ્રષ્ય સ્વરૂપ!
રાજયનીતિમાંનીપુણ ગણાયા,અતીશેઅનુભવનેઅભ્યાસ;
એડવર્ડ એવા સપ્તમનો, શું સાંભળીએ સ્વર્ગનીવાસ !
આમ અચાનક કાળ કરાળે, હાય ! મચાવ્યો હાહાકાર!
રૂદન કરે સૌ પ્રજા હૃદયથી, બાળક બાળા નર ને નાર !
શુન્ય દીવસ દેખાય દ્રષ્ટીમાં, શુન્ય ભુમી ને શુન્યાકાશ;
એડવર્ડ સપ્તમનો શીવશીવ! શું સાંભળીએ સ્વર્ગનીવાસ
નવ વર્ષના અલ્પ સમયમાં, અગણીત કીધા ઉત્તમ કામ;
જગત તણી શાન્તી જાળવવા, રાખી રહ્યા હૈયામાં હામ;
ઉદાર એવા મહીપતી માટે, ઘટે નહી મૃત્યુ અવકાશ;
એડવર્ડ સપ્તમનો ત્યમ છતાં, શું સાંભળીએ સ્વર્ગનીવાસ
વીચારમાં દ્રઢ,દીર્ઘદર્શી બહુ, પ્રેમ-શૌર્યના પુજક વીર;
ચુકતીવંત ને પુર્ણ આગ્રહી, ગુણે કરી મ્હોટા ગંભીર;
દયા દાનશૃંગાર સુશોભીત, નીત્ય મનાતો જેનો ખાસ;
એડવર્ડ એવા સપ્તમનો, શું સાંભળીએ સ્વર્ગનીવાસ!
આખી સલ્તનત પડી શોચમાં.રહ્યા લટકતા કઠીન સવાલ
એના જેવા યોગ્ય પુરૂષ વીણ, કરશે તેનો કોણ નીકાલ?
હીન્દ તણું હીત કરવા કાજે, કશી રાખતા નહી કચાસ;
એડવર્ડ એવા સપ્તમનો, શું સાંભળીએ સ્વર્ગનીવાસ!

ગીતી.

એડવર્ડ સપ્તમતો, હતા સર્વને શાન્તીતણા દાતા;
તે માટે જગકર્તા, દેજે એના આત્માને શાતા.



# नवी आशा.

મનહર કવિત.

નવા શહેનશાહ જયોર્જ પાંચમા પીતાની પેઠે,
રાજય કાર્યભાર રૂડી રીતીથી ચલાવશે;
હીન્દનો પ્રવાસ કરી અનુભવ મેળવીને
નવા હક્ક અપાવ્યા છે, હજુએ અપાવશે;
વીશ્વાસ ને દીલસોઝી પ્રજા તણી ખેંચી લઇ,
મહાન આસન શેહેનશાહનું દીપાવશે;
સફળ અમારી આશા પરમ કૃપાળુ પ્રભુ
ભવીષ્યના કાર્ય વડે જરૂર કરાવશે.

## नामदार शहानशाह एडवर्डनो स्वर्गवास.

इंगलंड-भारत नृपोऽस्तमितः पृथिव्याः
शब्दोऽयमिष्टजन नाश-समान सारः ।
विद्वद्दरिद्र वसुमज्जऽ बाल-वृध्ध-
नारी-मनांसि युगपद्व्यथयत्यसोघम् ॥



ઈ. સ. ૧૮૪૧ ના નવેમ્બર મહિનાની ૯ મી તારીખે બકીંગહેમ મેહેલમાં, મહારાણી વિકટોરિયાના ગર્ભથી અવતરી ૧૯૧૦ ના મેની ૭ મી તારીખે, શુક્રવારની રાત્રે ૧૧-૪૫ મીનીટને સમયે પ્રજા પ્રિય મહારાજ સપ્તમ એડવર્ડ સ્વર્ગવાસી થયા છે;—મહાવિશાળ બ્રિટીશ રાજ્યનો ગૌરવ—સુર્ય અસ્ત પામ્યો. દુનિયાના સર્વ ભાગમાં વિશાદની તમસાચ્છન્ન છાયા—દુનીયાના અડધા ભાગ સુધી પથરાઇ રહેલા બ્રિટિશ સામ્રાજ્યમાં મહા શોકનો અંધકાર એકદમ ફેલાઇ ગયો છે. કન્યાકુમારીથી સુવિશાળ હિમાલય પર્વત અને મણીપુરથી સુવિસ્તૃત સિંધુ નદિના કિનારા સુધી આખા હિંદમાં આવાં અકસ્માત ઉત્પન્ન થયેલાં શોકતરંગો ઉછાળા મારી રહ્યા છે.

अहन्य हनि भूतानी गच्छन्ति यम मंदिरम् ॥

આ સંસારમાં મરણ એ કંઇ નવું નથી. માતાના ગર્ભમાંથી જન્મ લઇને માણસ હમેશાં મૃત્યુરાજ્ય તરફ તણાતો જાય છે. અસંખ્ય નરનારીઓ કાળપ્રવાહમાં તણાઇ, સંસારભોગને અંતે યમરાજ્યમાં જઇ પ્હોંચે છે. મિત્ર, સગાં, કુટુંબ સીવાય કોણ તેમને માટે શોકાતુર થઇ આંખમાંથી આંસુ ટપકાવે છે? પરંતુ મૃત્યુ; જ્યારે મહાન ચરિત્રવાન પુરૂષ, પરોપકારી, મનુષ્યજાતિનું કલ્યાણ ઇચ્છનાર, પ્રજા વત્સલ, કર્તવ્ય પરાયણ રાજાને હરી લઇ જાય છે ત્યારે સમસ્ત વિશ્વમાં શોકના તરંગો ઉછળી રહે છે. જેઓ સાધારણ મનુષ્ય કરતાં શ્રેષ્ઠ પુરૂષ છે, જેઓની કારકિર્દીનાં યશોગાન ચોતરફ વિસ્તાર પામે છે, તેમના મરણથી સમસ્ત જગતનાં નરનારીઓ, પોતાનાં સગાં, વ્હાલાંના મરણ જેટલીજ મૃત્યુ વેદના ભોગવે છે, એ એક સ્વભાવિક વાત છે. સમસ્ત પ્રજાના દુઃખથી જે નર-રાજના મનોપ્રાણ આકુલવ્યાકુલ થાય છે, તેને મનુષ્યો પોતાના હૃદયના પવિત્ર સિંહાસનમાં બેસાડી શ્રદ્ધા ભક્તિરૂપિ પુષ્પ ચંદનથી પૂજે છે; અને જ્યારે તેવો રાજા હૃદયમંદીર શૂન્ય કરીને ચાલ્યો જાય છે, ત્યારે મહા શોક વેદનાથી રાજભક્ત પ્રજાના મનોપ્રાણ પિડિત થઇ પડે છે. ભારતવાસી રાજભક્ત પ્રજાની આજે એવીજ દશા થઇ પડી છે. ભારતવાસી રાજભકત પ્રજા મહા શોક વેદનાથી પિડાય છે. અને તેમના નેત્રમાંથી અખંડ અશ્રુધારા પડી રહી છે. શહાનશાહ સપ્તમ એડવર્ડ લગભગ અડધી દુનીયાના અધિપતિ અને પ્રજાવત્સલ રાજા હતા. વિશાળ ભારત-સામ્રાજ્યના તે સમ્રાટ—હતો. જગપ્રસિદ્ધ કોહિનુર મણીના મુકુટધારી અને ઇતીહાસ પ્રસિદ્ધ મયુર સિંહાસનના અધિકારી હતા;—નિલાબુ વિધૌત ચરણ બ્રિટિશ દ્વીપો—ઓસ્ટ્રેલીયા, કેનેડા આફ્રિકા,વગેરે સંસ્થાનો(કોલોનીઓના)અધિશ્વર હતો.

અને "यावदावर्त्तते सूर्यस्तावती मे वसुंधरा" મહર્ષી વાલ્મિકિના શબ્દોમાં તેઓ પણ કહી શકતા હતા કે મારા સામ્રાજ્યમાં કોઇ દહાડો સુર્ય અસ્ત પામતો નથી. હાલના જમાનામાં તેમની પુણ્યમયી માતુશ્રી મહારાણી વિકટોરીયા સીવાય બીજો કોઇ રાજા અથવા કોઇ સમ્રાટ, આ જગતમાં આવું વિશાળ સામ્રાજ્ય ધરાવતો નથી. આવો મોટો પ્રભાવ, વૈભવ અને શકિત સામર્થ્ય કોઇ રાજા અથવા સમ્રાટમાં નથી. મહારાજ સપ્તમ એડવર્ડ જગતના જુદા જુદા ભાગોના, વિભિન્ન દેશોના ઘણી જાતના લોકોના શાસનપાલન ને સુખ દુઃખના વિધાતા હતા. આવા મહાન સમ્રાટના મૃત્યુથી સામ્રાજ્યમાં અને લોકસમાજમાં શોક સંતાપ થવો એ સ્વભાવિક છે.

પરંતુ આ જગદ્વ્યાપી મહાશોકનું કારણ મહારાજ સપ્તમ એડવર્ડનો રાજ્યવૈભવ નથી. તે

તાનું મહાન ચરિત્ર, ઉદારતા, સામવેદના, વાત્સલ્ય. વિગેરે સદ્ગુણોવડે પ્રજાઓના હૃદયનો ખરેખર અધિશ્વર થઇ ગયો હતો. તે પ્રજાવત્સલ રાજા, શાંતિપ્રિય નરપતી, કર્તવ્યપરાયણ ઉદાર રાજનૈતિક, પરહિતકારી પુરૂષશ્રેષ્ઠ, પ્રભાવશાળી, રાજાધિરાજ મહારાજ હતા, માટેજ તેમના મૃત્યુથી આજે દુનીયાંનો સર્વ જાતિના લોકોમાં હાય અફસોસ ફેલાઇ રહ્યો છે.

જગતના બીજા લોકો ઉદાર રાજનૈતિક અને શાંતિપ્રિય નર રાજને ખોઇ આજે દુઃખી થઇ રહ્યા છે; પરંતુ ભારત વાસીઓ આજે ભારત વત્સલ અને પ્રજા પ્રિય સમ્રાટના મૃત્યુથી શોકાતુર થઇ પડયા છે. ભારતવાસીઓએ મહારાણી વિકટોરીયાનું ચીત્રપટમાં અને સીકકામાં દર્શન કર્યું છે; પણ રાજ રાજેશ્વર સપ્તમ એડવર્ડ પોતે, ભારતભૂમિમાં આવી પ્રજાને દર્શન આપી ગયા હતા. ભારત અને ભારતવાસીઓની સાથે તેમનો એક પ્રકારનો દ્રઢ સ્નેહ સંબંધ હતો, તેજ સંબંધ વડે ભારતની પ્રજા તરફ હમેશ સ્નેહ સદ્ભાવ દેખાડતા હતા; અને આજે થોડી મુદ્દતની વાત ઉપર યુવરાજ—હમણાં આપણા સમ્રાટ પંચમ જોર્જ—ને ભારતમાં મોકલી હિંદી પ્રજા ઉપર મોટો આભાર કર્યો હતો. મહારાજ એડવર્ડના ટુંકા અમલમાં પણ અમે બીજી ઘણી બાબતોમાં ભારતવાસીઓ પ્રતિ તેમનો સ્નેહ અને સદ્ભાવો જોયા છે.

યુવરાજ રૂપે મહારાજ એડવર્ડ જ્યારે હિંદમાં બિરાજતા હતા ત્યારે તેમની પ્રજાવત્સલતાની ઓળખાણ આપણને મળી હતી. રાજ પ્રતિનિધિ લોર્ડ લીટનની ભારત પ્રસિદ્ધ " ફુલર–મીનીટ " યુવરાજના ઈસારાથીજ બહાર પડી હતી. આઆમાં ફુલર નામનો એક અંગ્રેજ વકીલ હતો. તેણે એક દિવસ તેના ઘોડાવાળાને એક લાત મારી હતી જેથી તે ઘોડાવાળો મરણ પામ્યો હતો. અંગ્રેજી–કોર્ટના ન્યાય ઇનસાફથી ફકત ૩૦ રૂપીઆ દંડ કરીનેજ ફુલર સાહેબને છોડી મુકયો હતો. ત્યારે લોર્ડ લીટને મીનીટ કહાડી આવી ઘાતકી વર્તણુકની બહુજ નિંદા કરી હતી. આવા ધિક્કારને પાત્ર ખુનીને મોટી સજા કરવાને ફરમાવી હતી. આ બનાવ ઉપરથી કલકત્તાના અમૃત બજાર પત્રિકાએ તદ્દન ખરૂં કહ્યું છે કે—"This one instance showed the true nobility of the King-Emperor's soul."

ત્યાર પછી રાજ્યાભિષેકના ઉત્સોહ આડંબરમાં પણ મહારાજ એડવર્ડ હિંદુસ્થાન અને હિંદી પ્રજાને ભુલી શકયા નહોતા. સ્વર્ગવાસી મહારાણી વિકટોરીયા માતાના, પ્રોકેલેમેશન" ના સ્મર્ણોત્સવ વખતે મહારાજ સપ્તમ એડવર્ડ ભારતવાસી પ્રજાને નવો આશા ભરોસો આપ્યો હતો. પ્રોકલેમેશનમાં ભારત શાસન પોલીસીનો સુધારા વધારાનો ઈસારો હતો. હાલની ધારા સભાઓના સુધારા વધારાથી તે અમલમાં આવ્યો. મહારાજ એડવર્ડ મનમાં જાણતા હતા કે આવા સુધારા વધારાથી ગવર્નમેન્ટની શકિત હલકી પડી જશે નહી પરંતુ તેથી ઉલટું હીંદમાં બ્રિટિશ રાજનો પાયો મજબુત થશે. બ્રિટિશ રાજ તરફ પ્રજાની શ્રદ્ધા ભકિત વધશે અને આ સુધારા વધારાથીજ ભારતવાસીઓની સઘળી તરેહની ઉન્નતિ થશે. આવા ઉદાર મનના, પ્રજા વત્સલ રાજાના અકસ્માત મરણથી ભારતવાસી પ્રજાના મનમાં શોક સંતાપ થાય એ સ્વાભાવિક છે.

પ્રજા વત્સલ રાજાનું પ્રધાન કર્તવ્ય દેશકાળ પાત્રને અનુસરી ચાલવાનું છે. મહારાજ એડવર્ડ તેમ વર્તવાનુ સારી પેઠે શીખ્યા હતા. માટેજ સમસ્ત પ્રજા, શ્રધ્ધાભક્તિની પુષ્પાંજળી તેમના ચરણમાં અર્પણ કરતી હતી. સઘળાં સદનુષ્ઠાનમાં તેમનો અનુરાગ બહુજ હતો. દુઃખી દરિદ્રોનાં દુઃખ ટાળવાં, નિરાધાર અને ધંધા રોજગાર વગરના લોકોને ધંધે લગાડવા અને રેહેવા ખાવાનો બંદોબસ્ત કરી આપવામાં મહારાજા એડવર્ડનો બહુજ આગ્રહ હતો. પ્રજાની ઉન્નતિ તથા ધનવૃધ્ધિ તરફ પણ તેમનું લક્ષ વધારે હતું. દુઃખી દરદીઓને માટે ઇસ્પીતાલો, કઠોર રોગ વિકારોના સારા ઇલાજ, અસાધ્ય રોગો

મટાડવાના તત્વની શોધખોળ, દીન દુખીઃઓની સેવા-સત્કારની વ્યવસ્થા વગેરે ઘણા કામો તેમના પ્રમુખપણા હેઠળ અને તેમની સહાયતા વડે આરંભ થયાં છે. આવી રીતે તેઓ પ્રજાનાં હિત અને જગતમાં સુખ-શાંતી જાળવી રાખવાનાં કામમાં હમેશ તત્પર હતા.

હાય ! આવા સર્વ ગુણસંપન્ન, ઉદાર ચરિત્ર, મહારાજા એડવર્ડને કઠોર મૃત્યુએ હરી લીધા છે. આ જગતમાં આવી પોતાનાં કર્તવ્ય કર્મ કરી તે કર્મને યોગ્ય ધામમાં ચાલ્યા ગયા છે. ભગવાન તેમના આત્માનું કલ્યાણ કરો. પિતૃ વિચ્છેદથી શોકાતુર નવીન સમ્રાટ પંચમ જોર્જ, પતિપરાયણ મહારાણી એલેકઝાંડ્રા, અને બીજા શોકગ્રસ્ત રાજ-કુટુંબીઓના મનમાં સુખ શાંતી આપો, મહારાણી વિકટોરીયા માતાના લાયક પુત્ર, શાંતિપ્રિય મહાન ઉદાર સમ્રાટ એડવર્ડની યાદગારી હમેશાં આ દુનીયામાં જળવાઇ રહે એજ આપણી અંતઃકરણની પ્રાર્થના છે.



## નોંધ ચર્ચા.

આપણા દેશનો ઉદ્યોગ વધે તોજ આપણે સુખી થઇએ એ વાત દરેક દેશ બંધુએ ભૂલવાની નથી. આપણો ઉદ્યોગ શાથી વધે? આ પ્રશ્નનો ઉત્તર એટલોજ છે કે દરેક હિંદી ભાઇએ પોતાનાજ દેશમાં બનેલી વસ્તુને પહેલી તકે ઉત્તેજન આપવું જોઇએ. હમણાં હમણાં આપણામાં તે જાગૃતી ફેલાઇ છે. તેને પરીણામે દેશી ઉદ્યોગો સજીવન થયા છે. ઘણા ઉદ્યોગી કારીગરોને રોજી મળી છે. તેમનો માલ ઉત્તેજન પામેછે. અને તેનાથી ઘણાં માણસોનું પેટ ભરાય છે છતાં પણ હજુ કેટલાક વિલાસ પ્રિય શ્રીમંતો દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવામાં બેદરકાર રહેછે એ જાણી અમને બહુ દુઃખ થાયછે. દેશી વસ્તુઓ મેળવવામાં થોડીક મહેનત પડે એમ છે. ન્હાના ગામડામાં રહેતા માણસોને જોઇતી દેશી વસ્તુઓ મળતી નથી. પરંતુ જો તેઓ થોડી મહેનત કરે તો તેમને જોઇતી વસ્તુઓ મળે એમ છે. અને તેમ મહેનત કરવી એ તેમની પહેલી ફરજ છે. ધારો કે એક શ્રીમંત ગૃહસ્થ પોતાનાજ ગામ કે શહેરમાં બનતી વસ્તુને ઉત્તેજન ન આપે તો પ્રસંગે તેમનોજ પુત્ર કોઇ જાતનો દેશી ઉદ્યોગ કરવાનો આરંભ કરે, તે પ્રસંગે તેને કોણ ઉત્તેજન આપશે? પૂર્વ તરફના દેશોમાં દેશાભિમાન અને જાત્યાભિમાન એ મ્હોટામાં મ્હોટો સદ્‌ગુણ ગણાય છે. પોતાના દેશીભાઇએ કે જાતિભાઇએ જે કાંઇ વસ્તુ બનાવી હોય તેને ઉત્તેજન આપવું એ મ્હોટામાં મ્હોટું પુણ્યનું કામ છે. અમે દરેક દેશીભાઇને આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ કે ત્હેમણે પોતાના દેશની અને જાતિભાઇઓની બનાવેલી વસ્તુઓને પહેલી મદદ કરવી. પહેલું ઉત્તેજન આપવું તોજ આપણો દેશ ઉદ્યોગી થઇ ઉન્નત થયલો ગણાશે. તોજ દેશી ભાઇઓને ખરૂં સુખ મળશે. આપણી વિચારશીલ બ્રીટિશ ગવર્નમેન્ટે કેટલાંક ખાતાંઓમાં આ દેશમાં બનેલી વસ્તુઓને ખાસ ઉત્તેજન આપ્યું છે. તો પછી આપણે શા માટે શાંત રીતે સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન ન આપવું ?

નડીયાદમાં ધી નડીયાદ સીલ્ક વુલન એન્ડ કોટન હેન્ડ લુમ વીવીંગ કમ્પની લીમીટેડ નામનું કારખાનું ઉઘાડવામાં આવ્યું છે. આ કારખાનામાં જે જે સાંચાકામ, વણાટની સાળો વિગેરે સાંચાકામ તમામહાથે બનાવી ગોઠવવામાં આવ્યું છે. અને સુતર, ઉન તથા રેશમનું જે જે વણાવટ કામ થાયછે તેપરદેશી બનાવટ કરતાં ટકાઉ, સ્વચ્છ અને સુંદર થાયછે. રેશમનાં અબોટીયાં (પિતાંબર વિગેરે), ધોતીયાં, ચાદરો, નેનકલોક, ખાદી, ટુવાલ, મોજાં, ગંજીફરાક, ટવીલ, છીંટ, વિગેરે દરેક માલ બનેછે. અમે આ કારખાનાનાં દર્શન કર્યાં ત્યારે અમને ઘણો આનંદ થયો હતો. અને તે વખતે એવોજ વિચાર થયો હતો કે જો હિંદુસ્તાનનાં દરેકે દરેક ગામ અને શહેરમાં આવાં કારખાનાં ઉઘાડવામાં આવે અને તેને ગામ અને શહેરની પ્રજા

તરફથી પુરતું ઉત્તેજન મળે તો અમે ખાત્રી પૂર્વક કહીએ કે આ દેશ એક "વિશાળ ઉદ્યોગી" દેશ થઇ પડે. આપણા દેશનો માલ બીજા દેશોમાં ન વેચાય તો તેની દરકાર કરવાની નથી. આપણો દેશજ એટલો વિશાળ છે કે જેટલું ઉત્પન્ન થાય તેટલું આ દેશમાં જ વેચાઇ જાય એમ છે. પરંતુ દુર્ભાગ્ય શ્રીમંત ગૃહસ્થો એશઆરામમાં પડયા રહેછે. ત્રોજોરીમાં પડેલા પૈસાનો આવે માર્ગે સદ્ઉપયોગ થતો નથી. એટલુંજ નહિં પણ આવા ઉદ્યોગોને તેઓ તરફનું પૂરતું ઉત્તેજન પણ નથી. દેશની દુર્દશા થવામાં આવા ગૃહસ્થોજ કારણરૂપ છે. આ કારખાનાના રિપોર્ટમાં પણ અમે વાંચ્યું છે કે એ કારખાનાના કેટલાક ડાયરેકટર સાહેબોજ ત્હેને પૂરતું ઉત્તેજન આપતા નથી. કેટલી દીલગીરી વાર્તા! જે માતા પિતા પોતાનાજ બાળકને બળવાન, બુધ્ધિવાન બનાવવાની કાળજી ન રાખે તો તે બાળકની ભવિષ્યમાં કેવી દુર્દશા થાય? તેજ પ્રમાણે જો આ કારખાનાના ડાયરેકટરોજ એ કારખાનામાં બનેલો માલ ન વાપરે તો પછી બીજા અન્ય જનોને ઉત્તેજન આપવાનું કેમ મન થાય? અમે ખેડા જીલ્લાની પ્રજાનું આગ્રહપૂર્વક લક્ષ ખેંચીએ છીએ કે તેમણે ઉકત કારખાનામાં બનેલો માલ વાપરવો. એટલુંજ નહીં પણ અમારા દરેક દેશી ભાઇને વિનંતિ કરીએ છીએ કે આ કારખાનામાં બનેલા માલની એજન્સીઓ રાખી—નફો ન મળે તો તેની દરકાર નહિં કરતાં—એ કારખાનાના માલને સારી પેઠે ઉત્તેજન આપવું. આ કમ્પનીના સેક્રેટરીઝ અને એજન્ટસ્ મેસર્સ જસભાઇ પુરૂષોતમદાસની કુંપનીને અને ત્હેના ડાયરેકટરો મેસર્સ પુરૂષોતમદાસ લલ્લુભાઇ પટેલ, શ્રીમાન દેશાઇ કીસોરદાસ વાઘજીભાઇ, શ્રીયુત રાઇજીભાઇ ખુશાલભાઇ, શ્રીયુત જસભાઇ નાથાભાઇ, શ્રીયુત દેશાઇ ત્રીકમલાલ ભોગીલાલ વિગેરે સદ્ગૃહસ્થો જે મહેનત કરે છે તેને માટે ધન્યવાદને પાત્ર છે. આ કંપનીના શેરો ખરીદીને તેમજ તે કારખાનાનો માલ ખરીદીને દરેક દેશી ભાઇઓ કૃતાર્થ થશે એવી અમારી ભલામણ છે.

ભરૂચમાં ઇન્ડસ્ટ્રીયલ કોટન મીલ કું. ઉભી થઇછે તે અમારા વાંચકોની જાણ બહાર નથી. અમે એ કુંપનીનું કામકાજ વર્ણવતો વખત "ભારત જીવન" દ્વારા પ્રસિધ્ધ કરતા રહ્યા છીએ. આ કુંપનીના ઉત્સાહી એજન્ટો શ્રીયુત અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલ અને શ્રીયુત સાકરલાલ ડાહ્યાભાઇ દેશાઇ વકીલ એ બન્નેની અથાગ મેહેનતનું શુભપરિણામ એ આવ્યું છે કે અનેક અડચણોને ઓળંગી જઇને, ધૈર્ય તથા ખંત રાખીને તેઓ શ્રીએ મીલના સાત લાખ રૂપિયાના શેરો પૂરા ભરાવ્યા છે. મીલનું સાંચા કામ પણ ગોઠવાઇ ચુકયું છે અને હવે થોડા સમયમાંજ એ મીલ ચાલુ થવાની તૈયારીમાં છે. એમ ગુજરાતમાં ઘણા ઉદ્યોગપ્રીય ગૃહસ્થો જોયા છે પરંતુ તેમાંના કેટલાક ગૃહસ્થો શેરો નહિં ભરાવાથી હિંમત હારી જઇ ઉપાડેલા ઉદ્યોગ બંધ કરીબેઠા છે. જયારે ઉપલી મીલના એજન્ટોને ઘણી અડચણો નડવા છતાં અને ઘણા તેજદ્વેષી, ઇર્ષાખોર અને કલહપ્રીય મનુષ્યોના દુર્ગુણોનું સહાવુ લાગવા છતાં પણ પોતાના ઉદ્યોગમાં મચી રહેલા ઉકત એજન્ટોએ છેવટે પોતાના કામમાં ફતેહ મેળવી છે. હમણાં રૂના ભાવ તેજી પર છે સુતરનો ઉઠાવ ચીન વિગેરે દેશોમાં નથી. તેથી ઇન્ડસ્ટ્રીયલ મીલને ચાલુ કરવાનું કામ મુલ્તવી રહ્યું છતાં પણ તેમાંથી નિકળતો માલ પરદેશી બારીક સુતરના માલને વેગળો બેસાડે તેવો નિકળવાનો હોવાથી એજન્ટોએ હિમ્મત રાખી એક વખત તેવો માલ બહાર પાડવાની જરૂર છે. જેમ તેઓ કહેછે તેમ એક વખત માલ ઉંચા પ્રકારનો બહાર પડયો તો પછી તેનો ઉઠાવ થવામાં વિલંબ થશે નહિ. અમારા દેશમાં એવા અનેક ઉદ્યોગ પ્રીય એજન્ટો ઉત્સાહથી બહાર પડે અને અમારા દેશમાંથી દારિદ્રતાનો નાશ થાય એજ અમારી પ્રાર્થના છે.

નડીયાદમાં એક સ્વદેશી મીલ ઉભી કરવામાં આવે છે. ગુજરાતના જાણીતા દી. બા. અંબાલાલ સાકરલાલ દેશાઇના ચીરંજીવી શ્રીયુત કૃષ્ણલાલભાઇ એ મીલના એજન્ટ છે. નડીયાદ એ ધનવાનોની ભૂમિ છે. આ મીલને પણ ત્યાંથીજ ઉત્તેજન મળ્યું છે. ત્યાંના

સુપ્રસિધ્ધ દેસાઇ કુટુંબે "શરૂઆતમાં દરેક ઉત્તેજન આપી પોતાની ફરજ બજાવી છે. શેરો ભરાઇ ગયાછે, મીલનું મકાન અને સાંચા કામ ગોઠવાઇ મીલ ચાલુ પણ થઇ ગઇ છે, સવાર બપોર અને સાંજે મીલનું ભૂંગળું લોં લોં કરી અવાજ પણ કરેછે! ધુમાડાના ગોટે ગોટ કહાડેછે! કાપડ અને સુતર વણાયછે. કામ ચાલવામાં કંઇ બાકી નથી પરંતુ હવે એ મીલની દુર્દશા આવીપહોંચીછે. પાંચેક મહિના ઉપર નડીઆદના 'ગુજરાત" પત્રે પહેલી વધામણી આપી હતી કેમીલને મોટી રકમનું દેવું થયું છે. અને વ્યવસ્થા જોઇએ તેવી -શેરહોલ્ડરો અને ડીપાઝીટરોના નાણાનું રક્ષણ થાય એવી રીતે—થતી નથી! આમ વધતાં વધતાં હમણાં એવી અવદશા ઉપર આવી ચુકી છે કે શેર હોલ્ડરોનાં નાણાં બાજુ ઉપર રહ્યા પણ જેઓએ ડાયરેકટરો અને દી બા. અંબાલાલભાઈનાં આબરૂ ઉપર મીલમાં ડીપોઝીટ નાણાં મુકયાં છે તે નાણાં પાછાં અપાતાં નથી! લોકોની શ્રદ્ધા ઉઠી ગઇ છે. નાણાં જમે મુકનારાઓને સીધો જવાબ મળતો નથી. તેમનાં નાણાં પાછાં મળતાં નથી. અમે તો સાંભળ્યું છે કે આ મીલ લીકવીડેશનમાં જવાની તૈયારી ઉપર છે, દુર્ભાગ્ય છે આ દેશનાં કે ઉદ્યોગો ઉભા કર્યાં પછી તેના વહીવટ કરનારાઓ કસાયલા અને અનુભવી હોતા નથી! શ્રીમંત થયા એટલે કાંઇ અનુભવી થઇ જવાતું નથી. અંગ્રેજી ભણ્યા એટલે કાંઇ અનુભવીની ખુરશીઉપર બેસવાની લાયકાત આવતી નથી એ તો જે કામ કરવાનું હોય તેનો અનુભવ લેવો જોઇએ. તે ખાતામાં ગદ્ધા વૈતરૂં કરી દરેક ખાતાનો પાકો અનુભવ મેળવવો જોઇએ. એતો મીલ છે! અનુભવ ન હોય તો તે મીલમાં એકલું રૂ, સુતરકે કાપડજ નહિં પણ એજંટો, ડાયરેકટરો અને શેર હોલ્ડરો વિગેરે બધાંજ વણાઇ જાય એમ છે! અમને ભારે દિલગીરી એજ લાગે છે કે દી. બા. ના એક પુત્રના વહીવટે નડીઆદની સ્વદેશી મીલમાં નાણાં રોકનારાઓને રડતા કર્યા છે ત્યારે તેઓશ્રીના બીજા પુત્ર મી. બાળ મુકુંદરાય અંબાલાલ દેસાઇ જેઓ સુરતની જુની જાફરઅલ્લી મીલના એજંન્ટ બન્યા હતા તેઓના વહીવટે તે મીલના ડિપોઝીટરોમાં ખળભળાટ મચાવ્યો છે! એ મીલનો વહીવટ પણ એવો ચલાવ્યો છે કે ડિપોઝીટરોને મુદત પાકતાં પોતાનાં નાણાં મળતાં નથી. તેથી તેઓએ પોતાનું એક કમીશન એજન્ટો પાસે મોકલ્યું છે. એજન્ટોએ મીલ ચલાવવામાં જો કાંઇ પણ વિશેષ કાળજી રાખી હોય તો માત્ર પોતાનાં નાણાં પહેલાં મેળવી લેવાનીજ બહાર પડયું છે, એક તરફ સ્વદેશી ઉદ્યોગને જાહેર પ્રજા ઉત્તેજન આપવા તૈયાર થાય છે ત્યારે બીજી તરફથી આવો વહીવટ ચલાવનારા શ્રીમંતો—અનુભવની ગેર હાજરીમાં—લોકોના પૈસાનું શું થશે? તેનો વિચાર કરતા નથી. દીવાન બહાદુરના બે પુત્રોએ બે જીલ્લામાં ખળભળાટ મચાવ્યોછે તેને માટે અમે બહુ દિલગીર છીએ. હજુ પણ વખત છે. દી. બા. પોતે શ્રમ લઇને ડિપોઝીટરો અને શેરહોલડરનું કલ્યાણ થાય એવો કાંઇ માર્ગ કહાડશે તો પૈસા ધીરનારાઓમાં હિમ્મત આવશે અને નવા ઉદ્યોગોને ઉત્તેજન મળશે. પરંતુ જો તેઓનાં નાણાં મળશે નહિં તો પછી સ્વદેશી ઉદ્યોગો વધવાને બદલે જન્મ પામતાંજ નાશ પામશે. એ દી. બા. પોતે સારી પેઠે સમજે છે. અમે પરમાત્મા પાસે એજ પ્રાર્થના કરીએ છે કે બીચારા ગરીબ શેરહોલ્ડરો અને ડિપોઝીટરોનાં નાણાં પુરેપુરાં મળી જાય એવી સદબુધ્ધિ તેમને આપે. અમે આ તકે નવા ઉદ્યોગમાં પડનારા શેરહોલ્ડરો અને ડીપોઝીટરોને પણ ભલામણ કરીએ છીએ કે તેઓએ પાકટ અનુભવી ગ્રહસ્થોનેજ એજન્સી આપવી કે જેથી હાથ ધરેલો ઉદ્યોગ બરોબર ખીલી નિકળે.

મુંબઇમાં મણીલાલ ત્રીવેદી બધર્સની સ્વદેશી સાકરની દુકાનમાં ચાલેલી ઠગાઇની વાત અમારે કાને આવતાંજ અમારે તેને માટે યોગ્ય પગલાં ભરવાં પડયાં હતાં, એ વાત અમારા વાંચકોને વિદિત છે. એ ઠગાઇમાં મુખ્ય ભાગ લેનાર મહા પુરૂષ (?) કાળીદાસ ઇશ્વર ત્રિવેદી જેઓ લાઠીના રહેનાર છે તેઓ હતા અને તેમને પોતાના પાપને પરિણામે

રાતે રાત મુંબઇ છોડી ન્હાસી જવું પડયું હતું તે પણ પ્રસિધ્ધજ છે. તેઓએ મુંબઇના કેટલાક વેપારીઓ વિગેરેને પહેલાં હસાવી અને પાછળથી રડાવી પલાયનમઃ કર્યું છે તે પણ પ્રસિધ્ધજ છે. અમે સાંભળ્યું છે કે એજ મહાપુરૂષ (!) કાળીદાસ ભાઇ હમણાં કરાંચી જેવાં સ્થળોમાં રહી સ્વદેશી સાકર-મિઠાઇની દુકાન કોઇ બીજાને નામે કહાડી એવોજ ધંધો લઇ બેઠા છે! જો આ વાત ખરી હોય તો કરાંચીના ગ્રહસ્થ બંધુઓ તેમનાથી સાવચેત રહેશે. મુંબઇમાં તેમની જે ફજેતી થઇ છે. તે ધ્યાનમાં લઇ જો કરાંચીમાં પણ તેવાજ ઠગારા પુરૂષોને ઉઘાડા પાડવાની હિમ્મત ધરશે તો દેશનું કલ્યાણ થશે. દેશી ભાઇઓ ઉપર ઉપકાર થશે. નામદાર ગવર્નમેન્ટે ઠગાઇનો ધંધો બંધ પાડવાને સખત કાયદાઓ ઘડયા છે. તો દરેક માણસે આપણી દયાળુ સરકારને એવાં કોઇ પણ જાતનાં કામોમાં મદદ કરવી એ પ્રજાની ફરજ છે એમ સમજી એવા દુષ્ટ પુરૂષોને પકડી પાડી ઉઘાડા પાડવા. દેશનું કલ્યાણ કરનારા મહા પુરૂષો એક તરફથી તન મન અને ધનનો ભોગ આપે છે ત્યારે દેશનું સત્યાનાશ વાળનારા કેટલાક દુષ્ટ અને પાપી પુરૂષો આવી રીતે ઠગાઇ કરી પાપી પેટનો ખાડો પૂરે છે! હમણાં મુંબઇમાં એક સ્વદેશી ઉદ્યોગની કંપનીનું કાંઇક ભોપાળું બહાર આવ્યું છે. પરમાત્માની ઇચ્છા હશેતો થોડા વખતમાં તેનો સવિસ્તર હેવાલ પ્રસિધ્ધ થઇ જશે. ઇશ્વર એવા ઠગારાઓથી અમારા દેશને બચાવો એજ અમારી પ્રાર્થના છે.

પરોપકાર એ મનુષ્ય જીવનનું ધ્યેય છે. પરોપકાર કરનાર સજ્જન માત્ર પૈસાથીજ પરોપકાર કરેછે એવું કાંઇ નથી. કોઇ તનથી, કોઇ મનના સંકલ્પબળથી અને કોઇ દયાથી પરોપકાર કરી શકેછે. કોઇ વિદ્યાનો ફેલાવો કરવામાં એક બીજાને મદદ કરી શકેછે, કોઇ એક બીજાને પાપમાં પડતાં અટકાવી તેને સત્ય માર્ગનું ભાન કરાવી શકેછે. જુનાગઢ નિવાસી પરોપકારી, દયાળુ અને સર્વત્ર ભ્રાતૃભાવની દૃષ્ટિથી જોનાર શ્રીયુત લાભશંકર લક્ષ્મીદાસે જનપ્રાણીના ઉપર પરોપકાર કરવા માંડયો છે. તેઓએ નોકરી છોડી દરેક જાતનાં પ્રાણીમાત્રની નોકરી કરવા માંડી છે. તેઓએ મુગાં પ્રાણી ઉપર જેમ બને તેમ યત્ન કરીને ઘણા ઉપકારો કર્યાછે. કેરી અને ગુંદાની મોસમમાં લોકો તેનું અથાણું કરી ઠળીયા ગમે ત્યાં નાખી દે છે. તેના ઉપ અનેક માંખીઓ બેસી ગુંદાના ચીકણા ઠળીયા ઉપ બેસવાથી તેના પગ બંધાઇ જઇ રીબાઇને મરણ પામેછે તે કરૂણાજનક વાત લોકોને કાને નાખી દે પોપટ, ચકલી આદિ અનેક પ્રાણીને પાળના ગૃહસ્થો તેને હોંશથી પાળેછે પણ ઘણી વખતે એ પક્ષીઓનાં માલેકો ઘર બહાર જતી વખતે પાંજરાને તડકો આવે એવી જગામાં રહેવા દઇનેજ બહાર જત હોવાથી પાંજરાંમાંના પક્ષીને બહુ તરફડાટ કરવાને વખત આવે છે. મી. લાભશંકરભાઇએ આવી અને બાબતો પ્રજાના કાન ઉપર નાંખી છે. હમણાં તેઓએ એક મહાન પરોપકારી સુચના બહાર પાડી છે. તેમણે પ્રજાને જણાવ્યું છે કે; છોકરાં અને સ્ત્રીઓને ઘરેણ પહેરાવી ગમે ત્યાં ફરવા જવાથી તેમના ખુનો થાયછે. તેથી તેવી શોભા નહિં કરવાની સખત ભલામણ કરેછે. મુંબઇમાં રવ. ભાટીઆ ગ્રહસ્થ દામોદર લક્ષ્મીદાસ ખીમજીની પંદર વર્ષની જુવાન વિધવા દાગીના સાથે વાલકેશ્વરના બંગલામાં એકલી રહેતી હોવાથી કેટલાક પરદેશી ભઇઆએ તેનું ખુન કરી દાગીના લઇ ગયા છે! મદ્રાસ જીલ્લામાં એક બીડવાઇફ ઘરેણાં પહેરીને બાહારગામ જતી હતી તેનું ખુન કરવામાં આવ્યું છે! એક ત્રણ ચાર વર્ષની છોકરીના શરીર ઉપરના દાગીનાની લાલચે તેનું ખુન કરવામાં આવ્યું! ઘરેણા પહેરેલા ઘણાં હિંદુ મુસલમાન છોકરાંઓનાં અને સ્ત્રીઓનાં ખુન થાય! મી૦ લાભશંકરભાઇએ નાટક કંપનીઓને ભલામણ કરી છે કે તેઓએ આવું મહા પાપ થતું અટકાવવાના કામમાં મદદ કરવા તેઓએ પોતાની કંપનીમાં ભજવાતા નાટકોમાં ઘરેણાં માટે થતાં ખુનોનો ચિતાર આપવો. જેથી અનેક સ્ત્રી પુરૂષોને ચેતવણી મળે. આ પ્રમાણે થવાથી ઘરેણાંની લાલચે થતાં ખુનો અટકશે એટલુંજ નહિં પણ ખુન કરી ફાંસીએ લટકતા અજ્ઞાન માણસો ઉપકાર થશે. અમે પણ નાટક કંપનીના માલેકોને ભલામણ કરીએ છીએ કે તેઓ મી. લાભશંકરભાઇની યોજના ઉપાડી લઇ પુણ્યનું કાર્ય કરશે.

# શહાનશાહ ૭ મા એડવર્ડનું જીવન.

૧

## જન્મ અને ડયુક ઓફ કોર્નવોલની પદવી.

નામદાર શેહાનશાહ સપ્તમ એડવર્ડના જેટલો, બીજા કોઈ પણ રાજકુમારને નાનપણમાં ભાગ્યેજ જુદી જુદી પ્રજાઓ તરફથી, માન અને પુજ્યભાવપુર્વક આવકાર મળ્યો હશે. તેમનાં માતુશ્રી ભવી વિક્ટોરીયાએ યુવાન વયેજ દૃઢ નિશ્ચય, કાર્યદક્ષતા, રાજ્યતંત્ર વિષયોના તત્વનું શીઘ્ર ગ્રહણ આદિ ગુણો એટલા બધા પ્રમાણમાં દર્શાવ્યા હતા, કે તે સમયના રાજ્યકર્તાઓને તેની શક્તિ માટે આશ્ચર્ય થયા વગર રહેતું નહી. બ્રીટીશ સામ્રાજયની પોતાના શીરે રહેલી જોખમદારીની યોગક્ષમ અને ઉદાર બુદ્ધિ તથા સર્વ પ્રજા વર્ગના કલ્યાણકર કામોમાં જાતિય ઉત્સાહ તેનામાં એટલાં બધાં હતાં, કે તેથી તેનું રાજ્ય જગતના ઇતિહાસમાં વિખ્યાત થયું છે એટલુંજ નહી પણ તેની પ્રબળ અસર તેના પુત્ર તથા પૌત્રના જીવન અને કેળવણી ઉપર પણ થઇ. નામદાર મહારાણીનો ૧૮૧૯ માં જન્મ થયો હતો. તેને ૧૮૩૭ માં ઇંગ્લંડના ગાદીએ આવ્યાં. અને ૧૮૪૦ માં પોતાના મનોભાવ અને અભિલાષાને અનુકુળ પ્રીન્સ કોન્સર્ટ આલબર્ટ ધી ગુડ સાથે લગ્ન થયાં હતાં. તેને પ્રથમ લગ્નફળ તરીકે ૧૮૪૦ માં એક પુત્રી થઇ, તેથી રાજ્યમાં લગાર નિરાશા પ્રસરી. પરંતુ બીજેજ વર્ષે ૧૮૪૧ ના નવેમ્બરની તા૦ ૯ મીએ મહારાણી વિક્ટોરીઆની સર્વ ઇચ્છા ઇશ્વરે પૂર્ણ કરી અને આપણા હાલના શાહનશાહનો જન્મ થયો. તેના જન્મ પ્રસંગે નેપોલીઅનને મહાત કરનારો ડયુક ઓફ વેલીંગ્ટન મહેલમા હાજર હતો. તેણે વિક્ટોરીઆની સારવાર કરનારી દાયા મીસીસ લીલીને પ્રશ્ન કર્યો, કે 'અવતરેલું બાળક છોકરો છે, કે છોકરી.' આવા પ્રશ્નથી તે દાયા ઉશ્કેરાઇ ગઇ અને તેણે કરડાગીમાં ઉત્તર આપ્યો, કે 'મહેરબાન ડયુક! આપણાં નામદાર મહારાણીને પેટે શાહજાદાનો જન્મ થયો છે.' શાહજાદાના જન્મના ખુશ ખબર દુનીઆના ભાગોમાં ચોમેર ફેલાયાથી નામદાર મહારાણી અને તેમના ધણી ઉપર મુબારકબાદીના અસંખ્ય પત્રો અને તારો આવી પહોચ્યા અને તે પતિપત્નીને ઇંગ્લંડના અને દેશપરદેશના અમીર ઉમરાવોએ અભિનંદન આપવામાં કોઇ પણ રીતની મણા રાખી નહી.

ઇંગ્લંડના રાજકર્તાના પાટવી તરીકે ચાલતા આવેલા હક પ્રમાણે તે નામદાર જન્મતાંજ ડયુક ઓફ કોર્નવોલ બન્યો અને જન્મ પછી ચોથે અઠવાડીએ શહેનશાહી દસ્તાવેજથી પ્રીન્સ ઓફ વેલ્સ અને અર્લ ઓફ ચેસ્ટર થયો. ઘણા સૈકા થયાં રાજકર્તાના પહેલીને જન્મતાંજ ડયુક ઓફ કોર્નવોલની પદવી મળે છે. એ પદવીને અંગે તે વિશાળ ડચીનો કુલ મુખત્યાર હકદાર થાય છે. તે ડચીની ૬૦ હજાર પૌંડની વાર્ષિક આવક છે. આ ઉપરાંત શાહજાદાને ડયુક ઓફ રોથસે, અને સેક્સકોબર્ગ ગોથાનાં ઉમરાવપદ મળ્યાં. તેના જન્મ પછી એક માસે મહારાણીએ પોતાના કાકા બેલજીઅમના રાજા લીઓપોલ્ડને એક પત્રમાં લખ્યું, કે "મારો નાનો છોકરો કોના જેવો નીકળશે તે સંબંધી મને ઘણા નવાઇ જેવા વિચાર આવે છે. હરેક રીતે શારીરિક અને માનસિક સંપત્તિમાં તે તેના પિતા જેવો નીકળે એવી મારી તીવ્ર અભિલાષા છે. અરે મારા અતિ વહાલા કાકા! આલબર્ટ જેવો સંપૂર્ણ માણસ મારો ધણી હોવાથી હું કેટલી બધી સુખી છુ કે આપ કે જેમની મારફતે મારો આ સંબંધ થયલો છે, તે જો એ જાણશો તો તમે આનંદ પામ્યા વગર રહેશોજ નહી!"

## ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ અને રાજકીય પરિસ્થિતિ.

આલબર્ટ એડવર્ડનો ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ કરવાની ક્રિયાનો પ્રસંગ જાતિય કે ધાર્મિક અગત્યનો હતો એટલુંજ નહી પણ તે રાજ્યનીતિ વિષયક પ્રસંગ પણ હતો. તેના ધર્મપિતા તરીકે કોને પસંદ કરવો, એ તેમાં ઘણો મુશ્કેલી ભર્યો પ્રશ્ન થઇ પડયો. તેવી પસંદગીમાં કોના હક વિશેષ છે તેનો નિર્ણય કરવામાં ઘણી બાબતોનો વિરોધ નડયો. પણ આખરે તેના ધર્મપિતા તરીકેની પદવી સ્વીકારવાને

પ્રશીઆના રાજા વીલીઅમ ફ્રેડરીકને નિમંત્રણ કરવામાં આવ્યું, અને તેણે તે પદવી સ્વીકારી. આ સમયની યુરોપની રાજકીય પરિસ્થિતિ એવી તો ખાસ વિલક્ષણ હતી, કે આવી સાદી પદવી ફ્રેડરીકે સ્વીકારી તેથી આખા યુરોપમાં રાજ્યનીતિના કારણે પ્રબળ ઇર્ષા ઉત્પન્ન થઇ. રાજા ફ્રેડરીકે તેનો સ્વીકાર કરતા પહેલાં ડહાપણ વાપરીને ઓસ્ટ્રીયાના ચાન્સેલર પ્રીન્સ મેટરનીચની સલાહ લીધી, અને તેણે પણ તેનો ઉડાવનારો ઉત્તર આપ્યો. બર્લીનમાં રહેતા ફ્રેન્ચ અમ્બેસેડરે તે રાજાને ઇંગ્લંડ જતા પહેલાં પેરીસ ઉતરીને રાજ્ય કુટુમ્બની મુલાકાત લેવાની વિનંતી કરી, પરંતુ તેણે તે ઉપર ધ્યાન આપ્યું નહીં; પ્રશીઆના રાજા ઉપરાંત સેક્સકોબર્ગની ડચેસ, પ્રીન્સેસ સોફાયા, ડયુક ઓફ કેમ્બ્રીજ, પ્રીન્સ ફર્નીનાન્ડ આદિ પણ તેનાં ધર્મનાં માતા પિતા તરીકે નીમાયાં. અત્યાર સુધી સામાન્ય રીતે બાદશાહી કુટુમ્બનાં બાળકોને ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ કરાવવાની ક્રિયા મહેલમાંજ થતી. પરંતુ પ્રજાની ધાર્મિક લાગણીને માન આપીને આ રૂઢિ બદલાવામાં આવી અને વીન્ડસરના સેન્ટ જ્યોર્જ ચેપલ જેવા પવિત્ર મકાનમાં પુરતા બાદશાહી ઠાઠમાઠ અને વૈભવથી તે પવિત્ર ક્રિયા કરવામાં આવી. તે સમયની પ્રજાવર્ગીય પરિસ્થિતિ પણ બીલકુલ આનંદજનક ન હતી. લાંબા સમયથી ચાલતી વેપારની પડુ પડુ જેવી સ્થિતિથી તથા રાજ્યદ્વારી રમખાણોથી દેશની પરિસ્થિતિ એવી તો ખરાબ સ્થિતિએ પહોંચી હતી કે રાજકુમારને અંગે કરેલા ઉત્સવો અને ઉડાવેલી મોજમજાથી દેશના કેટલાક ભાગો તરફથી રાજ્યકુટુંબ વિરૂદ્ધ દયાહીનતાના ઉદ્ગારો નીકળ્યા. આ કારણથી બાદશાહી કુટુંબે સાધારણ એકાંતવાસમાં રહેવાનું પસંદ કર્યું. પતિ પત્ની સ્વભાવે શાંત તથા કુદરતના દેખાવો તરફ પ્રીતિ ધરાવતાં હોવાથી તેમને તેથી દીલગીરી થઇ નહી.

## બાલ્યાવસ્થા અને કેળવણી.

શાહજાદો નામદાર મહારાણીને ઘણો વહાલો હતો તેથી તેના પિતાના અને તેના માના બાપના ઉપરથી તેણે તેનું નામ આલબર્ટ એડવર્ડ રાખ્યું. રાણી વિક્ટોરીઆને પોતાના ઘરખટલાને લગતી બારીક વિગતોને જાહેરમાં મોઢું રૂપ આપવાનું પસંદ પડતું નહતું, તેથી શાહજાદાના બચપણ સંબંધી બહુજ થોડી વિગતો જાહેરમાં આવી છે. તેના દાંત ફુટયા ત્યારે જો કે તેને લગાર દુઃખ ખમવું પડયું હતું, પરંતુ તેનો ચહેરો શાંત, ખુલ્લો અને પ્રકાશિત રહ્યો હતો. અઢાર માસની વયે તેની જુદે જુદે સમયે અને પ્રસંગે છબીઓ પાડવામાં આવી. તેમ જેને શાહજાદાને જોવાની તક મળતી હતી, તેઓ તેને જોઇને ખુશ ખુશ થઇ જતા, અને બધાના મન ઉપર તેણે 'ખુશ મીજાજી ચાલાક છોકરા'ની છાપ પડી.

ઉમ્મરે આવતાં તેને કેળવણી આપવાનો પ્રશ્ન ગંભીર થઇ પડયો. મહારાણી અને તેના ધણીએ પોતાના પાટવીના ભવિષ્ય માટે ઉંડો વિચાર કરીને બેરન સ્ટોકમેરની તે સંબંધમાં સલાહ લીધી. તેણે બાળપણમાં આપવાની કેળવણી સંબંધી એક મોટી વિગતવાર યોજના તૈયાર કરી. તેમાં તેણે પહેલા જ્યોર્જથી માંડીને ત્રીજા જ્યોર્જના જીવનને લગતી ટીકા કરીને જણાવ્યું, કે તે રાજાઓને માબાપ તરીકેની ફરજોનું બીલકુલ ભાન ન હતું અને તેઓ તે સંબંધમાં બેદરકાર હતા. તેણે એવી સલાહ આપી, કે જે માણસોને શાહજાદાની તહેનાતમાં રાખવામાં આવે, તે બધા ભલા અને સારી ચાલના તથા પોતાના વર્તનના દૃષ્ટાંતથીજ તેના મન ઉપર સારી છાપ પાડે એવા હોવા જોઇએ, અને માબાપે તેના ઉપર કાબુ ચલાવવામાં તેમને મદદ કરવી જોઇએ. રાણીને શિરે જાહેર ફરજો એટલી બધી હતી, કે શાહજાદાને ઉછેરવાનો તેને ઝાઝો વખત મળતો નહી, તેથી તેણે તે વાસ્તે ગ્લેડસ્ટનની સાળી ઉમદા કુટુમ્બવાળી લેડી લીટલટનને રાખી સાત વર્ષ સુધી આ સ્ત્રીના કાબુ તળે બાદશાહી કુટુમ્બનાં છોકરાં રહ્યાં અને આપણા ભવિષ્યના શહેનશાહે પોતાની ઉમ્મરને યોગ્ય કેળવણી પણ તેની પાસેથી લીધી.

## કેળવણીના સંબંધમાં લેવાયેલી સલાહ.

ત્યાર પછી કોઇ જુદી વ્યવસ્થા કરવાની જરૂર પડી. શાહજાદાને કેળવણી આપવા સારૂ કોને રાખવો, એ એક ઘણો અગત્યનો પ્રશ્ન થઇ પડયો. અને બે વરસ આગમચથી એક એ.પ.નીમાદ્વારા તે ઉપર ચર્ચા ચલાવવામાં આવી,

રાણી તથા તેના ધણી, વિચક્ષણ બેરન સ્ટોકમાર, વિશ્વાસુ મિત્રો, આગેવાન રાજ્યદ્વારી પુરૂષો, ધર્મગુરૂઓ આદિ પ્રખ્યાત પુરૂષોની સલાહ લઇને, તથા તે ઉપર કાળજી પૂર્વક વિચાર કરીને, એવા નિર્ણય આવ્યાં, કે તેને સંગીન નીતિની અને ખરેખર અંગ્રેજ બચ્ચાને છાજે એવી તથા સમયના ફેરફારો અને વલણને અનુકૂળ આવે એવી કેળવણી આપવી. સ્ટોકમારે તેમને લખ્યું, કે રાજ્યપાટ અને સામાજીક વ્યવસ્થાની સ્થિરતાને "મનુષ્યની નૈતિક બુદ્ધિ શક્તિમાં દૃઢ સ્થાન મળે છે. એવા વિચાર બચપણથી રાજકુમારમાં ખીલવવા જોઇએ. પોતાની પ્રજામાં આવી શક્તિઓ ખીલવવા માટે તે જો જાહેર પ્રયત્નો કરશે અને પોતાના વર્તનના સતત નિયામક તરીકે પ્રજાની ઇચ્છાને અનુસરીને જો તે વર્તશે તો તે પોતાની શહેનશાહતને સંગીન બનાવી શકશે અને પ્રજાની આબાદીમાં વૃદ્ધિ કરી શકશે." બીશપ ઓફ ઓકસફર્ડ, ડૉ. વીલ્બરફોર્સ, સર જેમ્સ કલાર્ક જેવા બીજા સલાહકારો પણ એવાજ નિર્ણય આવ્યા. તેમણે એવો મત દર્શાવ્યો, કે શાહજાદાને છાજતી વર્તણુંક ચલાવવાને તેને યોગ્ય કરવા સારૂ તેણે ચાલુ સમયની ઉત્તમ હીલચાલોમાં બાહોશી ભરેલી દીલસોજી સાથે ભાગ લેતાં શીખવું જોઇએ." ટૂંકમાં એવો નિર્ણય થયો, કે તે રાજ્યબંધારણને માન આપનાર આદર્શરૂપ ખ્રિસ્તી ધર્મનો ચુસ્ત તથા તે સાથે સઘળી સમાજીક, રાજકીય અને વિજ્ઞાનને લગતી હિલચાલો સાથે દીલસોજી ધરાવનાર શહેનશાહ થઇ શકે એવું નૈતિક અને માનસિક શિક્ષણ તેને આપવું.

પ્રેસ્ટવીચના ભવિષ્યના રેકટર મી૦ હેનરી બર્ચની શાહજાદાના પહેલા શિક્ષક તરીકે યોજના થઇ. તેના સંબંધમાં સેકસકોબર્ગની ડચેસને એક પત્રમાં પ્રીન્સ કોન્સર્ટ લખ્યું, કે "તે ઇટન ખાતે શિક્ષક હતો. તે ભલો, જુવાન, સુંદર અને માયાળુ છે. તેણે કેમ્બ્રીજમાં ઉંચામાં ઉંચી પદવીઓ મેળવી છે, એટલુંજ નહી પણ તેના શિષ્યો તરફથી તેનાં ખાસ વખાણ થાય છે... આ એક અગત્યનું પગલું ભરાયું છે. પરમેશ્વર સારા આશિર્વાદથી તે કામ પાર ઉતારો. કારણ કે શાહજાદાઓ અને ખાસ કરીને જેને રાજ્ય ચલાવવાનું છે, તેવા રાજકુમારોની સારી કેળવણી ઉપર ઘણેજ મોટે ભાગે આવા સમયમાં પ્રજાના કલ્યાણનો આધાર રહે છે. મી૦ બર્ચે ઘણાં વર્ષ સુધી આ જોખમદાર કામ બજાવ્યું અને તેની પછી તે જગોએ મી૦ ફ્રેડરીક ડબલ્યુ. ગીબ્સ આવ્યો. તે ૧૮૫૨ થી ૧૮૫૮ સુધી શિક્ષક તરીકે રહ્યો. શાહજાદાનું વર્તન તેના શિક્ષક કે ઘરનાં માણસો પ્રતિ કેવું હતું, તેની ઘણી વિગતો મળતી નથી. પરંતુ તે સંબંધમાં જેટલું જણાયું છે, તે ઉપરથી માલુમ પડે છે, કે તે ઘણો સ્નેહાળ અને લાગણીવાળો હતો. જ્યારે તે મી૦ ગીબ્સથી છુટો પડયો ત્યારે તે ઘણોજ દીલગીર થયો હતો.

## નાની ઉમ્મરથીજ જાહેર કામમાં જોડાયો.

તે શિક્ષકોના હાથ નીચે આવ્યો, તે પહેલાં તેણે એક જાહેર કામમાં ભાગ લીધો. આઠ વર્ષની વયે લંડનના 'કોલસા બજાર'ને ખુલ્લું મુકવાની ક્રિયા થઇ, ત્યારે તેણે રાણીના પ્રતિનિધિ તરીકે હાજરી આપી. એ ક્રિયા ઘણી અગત્યની હતી. જુની પદ્ધતિએ ચાલના વહાણમાં પાણીને માર્ગે તે વેસ્ટમીન્સ્ટરથી લંડન ગયો. નાના રાજકુમારને આવકાર આપવાને હજારો માણસો ઉલટી પડયા. તે પ્રસંગે તે ઘણીજ સભ્યતાથી તથા ડહાપણથી વર્ત્યો હતો. બે વર્ષ પછી તેણે પાછી હાઇડ પાર્કમાં ખુલ્લા મુકાયેલા ક્રીસ્ટલ પેલેસના પ્રદર્શનના ઐતિહાસિક પ્રસંગે જાહેરમાં દેખા દીધી. આ પ્રસંગ વિશે લખતાં મહારાણીએ પોતાની નોંધપોથીમાં શાહજાદાના વર્તન સંબંધી બહુજ સારી નોંધ લીધી છે. આવા પ્રસંગોથી પ્રજામાં સારી લાગણી અને સુલેહ શાંતિ કાયમને માટે પ્રસરે છે, એવો વિચાર તેના પિતાએ તેના મન ઉપર ઠસાવ્યો હશે, એમ ઘણાનું ધારવું હતું. ત્રણ વર્ષ આવી જાતનું સ્વપ્નું પ્રત્યક્ષ કરવાનો તેને સમય આવ્યો. તેણે પહેલીજવાર વિન્ડસર મહેલમાં પોતાની માની પાસે રાજ્યગાદી ઉપર બેસી રહીને ઇંગ્લંડ અને રૂશીઆ વચ્ચે જાગેલા વૈર સંબંધી રાણીના સંદેશાના ઉત્તરમાં પાર્લામેંટની બન્ને સભાઓ તરફથી અપાયેલાં ભાષણો સાંભળ્યાં.

ક્રીમીઆની લડાઇ ઉભી થવાની શરૂઆતનો તે સમય હતો. તે યુધ્ધથી તેના મન ઉપર ઉંડી અને સંગીન અસર થઇ અને ત્યારથીજ તેને સર્વ મનુષ્ય પ્રયત્નોની અસ્થિરતાનું ભાન થયું. ૧૮૫૫ ના માર્ચ માસમાં તેણે પોતાની માતા સાથે લડાઇમાં ઘાયેલ થયેલા સીપાઇઓ નીચે ઘેરની માલેટરી હોસ્પીટલમાં મુલાકાત લીધી અને તેમને તથા તેમના કુટુમ્બને મદદ કરવા સારૂ ઉઘાડેલા ફંડમાં તેણે પોતે ચીતરેલું એક ચિત્ર મોકલાવી આપ્યું અને તેના ૫૫ ગીની ઉપજ્યા. એજ વર્ષના આગસ્ટમાં ભયંકર લડાઇ સમાપ્ત થતાં સીબાસ્ટે પોલ પડયું તેના એક માસ આગમચ તે માતપિતા સાથે પેરીસ ગયો. ઈંગ્લંડના રાજા છઠ્ઠા હેનરી પછી ફ્રાન્સની ભૂમિ ઉપર મહારાણીએજ પ્રથમ પગ મુકયો, તેથી એ પ્રવાસ ઇતિહાસમાં યાદગાર રહી ગયો છે. શાહજાદાની ઉમર તે સમયે ચૌદ વર્ષની હતી એ આઠ દિવસના પ્રવાસનો સઘળો સમય તેને આળસ, મોજમજા, કે મેળાવડાઓમાં ગુજારવા દેવામાં આવ્યો નહીં. એ આનંદી અને ભવ્ય પ્રવાસની શાહજાદા ઉપર એવી ઉંડી અસર થઈ, કે તેને પરિણામે, તે અત્યાર સુધી ફ્રાન્સ અને ફ્રેન્ચ લોક પ્રત્યે સારી સ્નેહની લાગણી ધરાવતો હતો. તેના પિતાએ બેરનને તે પ્રસંગની શાહજાદાની વર્તણુંક સંબંધી લખ્યું, કે "બન્ને છોકરાં ઘણીજ ડાહ્યાઈથી વર્ત્યાં હતાં; લોકોને તેઓ અને ખાસ કરીને શાહજાદો સામાન્ય રીતે વહાલો થઇ પડયો હતો. તેઓ કોઇપણ પ્રકારે નડયાં ન હતાં અને સ્વભાવિક સાદાઇથી રહ્યાં હતાં." શાહજાદાને ફ્રાન્સનો એટલો બધો મોહ લાગ્યો કે, તેણે સાંજ થોડા દિવસ રહેવાની પોતાની માતુશ્રીને વિનંતી કરી. જ્યારે મહારાણીએ એમ જણાવ્યું, કે "તમારા વગર અમને ચાલશે નહી." ત્યારે તેણે એવો ઉત્તર આપ્યો, કે તમારી સંગત માટે મારાં બીજાં છ ભાઇ બહેનો તમારી પાસે ઇંગ્લંડમાં હાજર છે. આ હાજર જવાબીથી તેનું કંઇ વળ્યું નહી અને તેને પાછું ઈંગ્લંડ આવવું પડયું.

### પ્રીન્સ ઓફ વેલ્સની પદવી.

૧૮૫૭ માં માન્ચેસ્ટરના 'કળાના ખજાનારૂપ' પ્રદર્શનની મુલાકાત લીધા પછી, એવી ગોઠવણ કરવામાં આવી, કે જર્મનીમાં રાહીમ નદી ઉપરના કોનીગ્સ વીન્ટર નામના શાંત શહેરમાં અભ્યાસને માટે તેણે થોડો સમય રહેવું, ત્યાં મી૦ ગીબ્સ, જનરલ ગ્રે, ચાર્લ્સ ટેલર અને ડૉ૦ આર્મસ્ટ્રાંગ તેના રસાલા સાથે ગયા. ત્યાંથી પાછા ફરતાં કાયદેસર રીતે તેને શાહજાદાની પદવી એનાયત કરવાની ગંભીર ક્રિયા લોર્ડ ડર્બી, લોર્ડ રસલ આદિની સન્મુખ, કરવામાં આવી. પછી તેણે છુપા વેશમાં ઈંગ્લંડના પશ્ચિમ ભાગમાં અને દક્ષિણ આયર્લંડમાં મુસાફરી કરી. તે પછી તેના પિતા લખે છે તેમ લશ્કરી પરીક્ષા માટે તૈયાર થવા સારૂ તે એકાંત વાસમાં રહી શકે તે માટે તેને રીચમંડ પાર્કમાં રાખવામાં આવ્યો. ત્રેવીશથી છવીસ વર્ષના ત્રણ ઘણા પ્રખ્યાત જુવાનીઆને તેના સાથમાં રાખવામાં આવ્યા.

### માતાપિતાના કાબુથી મુકત.

ધીરે ધીરે શાહજાદો ઉમરે પુગ્યો. જ્યારે તે અઢાર વર્ષની કાયદેસર પુખ્ત ઉમરનો થયો ત્યારે મહારાણીએ એક પત્રથી તેને જણાવી દીધું, કે 'તું હવે માતપીતાના કાબુ સતાથી મુકત થયો છે.' આ સંબંધમાં વિક્ટોરીઆના સમયના પ્રમાણિક નોંધ લેખક મી૦ ગ્રેવીલે પોતાની નોંધમાં લખ્યું કે "તેણે (રાણીએ) તેને લખી દીધું કે તું હવે માતપિતાના કાબુથી મુકત થયો છે. તને કેળવણી આપવા સારૂ અમે જે નિયમ અખત્યાર કર્યો હતો, તે તને કદાચ કડક લાગ્યો હશે, પણ તારૂં કલ્યાણ સાધવું, એજ અમારો મુખ્ય હેતુ હોવાથી, તથા ભવિષ્યમાં તારી સન્મુખ કેવી ખુશામત ભરી લાલચો ખડી રહેશે, તે અમે સારી પેઠે જાણતા હોવાથી તે લાલચોની સામે તારૂં મન દૃઢ કરવાની અમારી ઇચ્છા હતી, હવેથી તું સ્વતંત્ર છે, જો કે તારે જરૂર જણાય ત્યારે હમે સદા તને યોગ્ય સલાહ આપવાને તૈયાર છીએ; તોપણ વગર માગવે હવે અમે કદી પણ સલાહને બહાને તારા કામમાં માથું મારીશું નહી. આવી ઢબમાં તેને લખેલો પત્ર ઘણો લાંબો હતો અને તે પત્રથી શાહજાદાના હૃદય ઉપર સજ્જડ અસર થઇ, તથા તેને ઘણું લાગી આવ્યું. તેણે તે પત્ર જનરલ વેલેસ્લીને આપ્યો, ત્યારે તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં. તે પત્રથી જે અસર તેના ઉપર થઇ, તેજ તેના લેખકની વિચક્ષણતાની સાબીતી પુરી પાડે છે." (અપૂર્ણ.)

# अद्भूत् प्रेम!



પરમાત્માની કેવી વિચિત્ર ગતિ છે! સુખની પાછળ દુઃખ ડોકીયાં કરીજ રહ્યું છે! એક વખતે મહારાજા હરિશ્ચંદ્ર જગતમાં છત્રપતિ કહેવાતા હતા. એજ હરિશ્ચંદ્રને ઢેડને ઘેર વેચાવું પડ્યું! મહારાજા રણજીતનું નામ સાંભળીને અનેક રાજાઓ ધ્રુજતા હતા, તેજ રણજીતનું પંજાબ અત્યારે ખાલસા થઇ ગયું છે! એક વખત એવો હતો કે મેવાડનો મહારાણો પ્રતાપ પોતાના શૂરાતનથી યવનોને ધ્રૂજાવતો હતો, તેજ મહારાણા પ્રતાપના સંતાનોને અત્યારે ધ્રુજવું પડે છે! તેથીજ ઇશ્વરની ગતિ ગહન કહેવાયછે. રાયને રંક અને રંકનો રાય બનાવવા તેજ શકિતમાન છે. પાંડવોને જુગારમાં હરાવનાર અને દુષ્ટ દુર્યોધનને દ્રૌપદિના ચિર ખેંચવાની બુદ્ધિ આપનાર તેમજ હિરણ્યકશીપુની છાતી ફાડી ભક્ત પ્રહ્‌લાદને બચાવ કરવાનો બનાવ પણ એજ મહા શક્તિનો પ્રભાવ બતાવે છે.

* * *

વર્ષા રૂતુ ચાલી રહી છે, બપોરના ચારેક વાગવાનો સમય થયો છે. સૂર્ય નારાયણ ભગવાન હવે સંતાવાની તૈયારીઓ કરવા લાગ્યા છે. અરવલ્લી પર્વતની ખીણમાં એક મ્હોટી ગુફાની અંદર એક મહુલી બાંધેલી નજરે પડે છે. એ મહુલીના અંદરના ભાગમાં ભીંત ઉપર ભાલા, તલવારો, બંદુકો, વગરે લડાયક હથીયારોજ નજરે પડે છે. એ ઉપરથી એમ અનુમાન થાય છે કે આ મહુલી કોઇ શૂરવીર મહા પુરૂષની છે. મહુલીની અંદર બે સ્ત્રીઓ અને એક બાલિકા મળી ત્રણ જણ બેઠાં હતાં, આ સ્ત્રીઓની સ્થિતિ જોતાં માલુમ પડે છે કે એ કોઇ ઉંચા રાજપૂત કુટુંબની છે. હેમણે કોણજાણે શી આફતમાં આવી પડવાથી અરણ્યવાસ કર્યો હશે? એ સ્ત્રીઓના ચંચળ નેત્રોમાં અને મુખ મુદ્રા ઉપર ઉદાસીનતાનો પડછાયો પડયો હતો. એમના કોમળ શરિર પર શ્યામતા આવી હતી. એથી સાબીત થતું હતું કે એ સ્ત્રીઓએ ઘણુ સંકટ સહન કર્યું હોવું જોઇએ. ઓથી ન્હાની ૫-૬ વર્ષની છોકરી જંગલી ઘાસના બીજની બનાવેલી રોટલી ખાતી ખાતી બોલી "મા, આ રોટલી કેવી સારી લાગે છે? થોડા દિવસ તો મને એ રોટલી ન ભાવી પણ આજે તો એ ઘણી સારી લાગે છે. ઘઉં, બાજરી, જુવાર અને મકકાઇની રોટલી કરતાં પણ મને તો આ સારી લાગે છે! કેમ! મા, તું કહેતી હતી કે આપણે તો રાજમહેલમાં રહેતા હતા. રોજ પ્રાત સારા પકવાનો ખાતા હતા. કહે મા! શું પકવાન આ રોટલી કરતાં સારા હશે? તું અહિં કેમ પકવાન નથી બનાવતી? તું કહેતી હતી કે આપણે સોનાની ઝારીમાં પાણી પીતા હતા! સુવર્ણના છત્ર પલંગ ઉપર શયન કરતા હતા. આપણા તાબામાં હજારો દાસ દાસીઓ હાજર રહેતા હતા. એ બધું કયાં છે? ઓ મા! મ્હને બતાવ! મ્હારા પિતાજીને તું કેમ કહેતી નથી, કે આપણા ઘરમાં ચાલો? આપણે કયાં સુધી આવા ભયંકર જંગલમાં રહીશું? આપણા ઘરમાં ગયા પછી આપણને કોનો ભય છે! ત્યાં કાંઇ પેલા બીક લાગે એવા લાંબી કાળી દાઢી વાળા રાક્ષસો પાછળ આવશે ખરા કે?" પૂત્રીના કાલા કાલા અને ગળગળતા શબ્દો સાંભળી માતાને દુઃખ થયું. આંખમાંથી અશ્રુ ધારાઓ વહેવા લાગી. આ ચિત્ર જોઇને ન્હાની છોકરી બોલી "માતા તું કેમ રડે છે" "શું કરૂં બેટા! ત્હારા એકે એક શબ્દો મ્હારા અંતઃકરણને બાળી નાખે છે. મનને વિચાર સાગરમાં ગોથાં ખવડાવે છે! બેટા ત્હારા સવાલનો જવાબ આપવાને મ્હારામાં શકિત નથી! ઇશ્વરે ત્હને એવા મ્હોટા ઘરમાં જન્મ આપ્યો છે કે એક દિવસ ત્હારી તાબેદારીમાં હજારો નોકરો હાજર રહેતા હતા. સોનાની ઝારીથી તું પાણી પીતી હતી. સુવર્ણના ઢોલ્યા ઉપર તું શયન કરતી હતી. ત્હારા શરીર ઉપર લાખો રૂપિયાના અલંકારો શોભી રહેતા હતા. સારા સારા ભોજન બનાવાને રસોઇયાઓ આપણી આજ્ઞામાં હાજર ઉભા રહેતા

હતા. બેટા! એ સુખના દિવસોનો થોડા વખતને મા ટે અસ્ત થયો છે. ત્હને ઘાસની રોટલી ખાતિ જોઇને મ્હારૂ મન દુઃખી થાય છે. ઇશ્વરને ત્યાં પણ મ્હોટો અન્યાય થાય છે! પરમાત્મન! તું અમને કયાં સુધી આવા દુઃખ દાવાનળમાં જીવતાં રાખશે! હમે ત્હારૂં શું એવું બગાડયું છે? મુસલમાનો જરાએ હમને જ પોને બેસવા દેતાં નથી. રાજ્ય ગયું! વૈભવ ગયો! સર્વ ગયું! અંતે ભિખારી દશાને પ્રાપ્ત થયાં. રહેવાને ઘર નથી. પહેરવાને વસ્ત્ર નથી. અને ખાવાને અનાજ પણ ન મળે! ઓ ઇશ્વર! શું તું હમારી કસોટી કરે છે? ભલે કર, પણ સોનાની કસોટી કરવાથી કદી પણ પિતળ થશે નહિ. મ્હારો પરિવાર અને સતાનો જે સુવર્ણનો મહેલ શોભાવવા શક્તિમાન છે તે આજે ભયંકર જંગલોમાં નિવાસ કરે છે. હવે બચાવો તો સારૂ કે રહેલી જીંદગી કોઇની મજૂરી કરીને પણ પૂરી કરીએ! શું આ વાત રાણાજી કબૂલ કરશે? રાણાજીની પ્રતિજ્ઞા છે કે એક વખત મેવાડને મ્હારૂં બનાવું. રાણાજીએ પોતાના દેશને માટે જીવન અર્પણ કર્યું છે. પણ આ ઇશ્વરનો કોપ નહિ તો બીજું શું? હજારો રાજપૂત વીરોએ પોતાના દેશને માટે અને વ્હાલામાં વ્હાલી માતૃભૂમિને માટે પ્રાણ આપ્યા, છતાં પણ રાજપૂતો હાર્યા અને મુસલમાનો જીત્યા! શું ભારતના સ્વામી આખરે તે લોકોજ થશે! મહારાજા પ્રથુરાજ અને મહારાજા સમરસિંહ સ્વદેશોદ્ધારને માટે રણભૂમિમાં પડયા, અને મુસલમાનો દિલ્લીના અધિપતિ થયા, ભારતીય પ્રજાને દરિદ્રતાની દુષ્ટ બેડીથી જકડી લીધી. હાય! હવે મન શાન્ત રહી શકતું નથી. દેશીઓની દુર્દશા જોઇને અંતઃકરણ ચીરાઇ જાય છે. હે દિનબંધુ પરમાત્મા! સહાય થાવ! અમને બચાવો." આટલા શબ્દો બોલતાજ આ સ્ત્રીને મૂર્છા આવી. પાસે બેઠેલી યુવાન બાળાએ મ્હોઢાં ઉપર થોડું ઠંડું પાણી નાખ્યું અને લુગડાના છેડાવતી પવન નાખવા લાગી! આ ચિત્ર જોઇ ન્હાની છોકરી બોલી: શું મ્હારા બોલવાથી માતાને દુઃખ થયું?"

એટલામાં મૂર્છાગત થયેલી સ્ત્રી જાગૃત થઇ. ચારે બાજુએ જોવાલાગી. યુવાન બાળાએ કહ્યું: માતુશ્રી! અત્યાર સુધીતો હમે આટલું ધૈર્ય રાખ્યું હવે થોડા દિવસને માટે આટલાં અધીરા કેમ બની જાવછો. સમુદ્રના ઉછળતા મોજામાંથી બચાવેલું વહાણ ન્હાના ખાબોચીઆમાં શા માટે ડુબાવોછો?

"વિધાત્રીના લેખ કોઇથી નહિજ મિથ્યા થવાના,
"ઘણા પ્રયત્નો કરે મનુષ્યો વ્યર્થ બધાએ જવાના.

ધૈર્ય રાખો, માતાજી ધૈર્ય રાખો, જ્યારે તમને નિરાશ થયેલા જોશે ત્યારે રાણાજી કેટલા દુઃખી થશે? એનો વિચાર કરો. રજપૂત સ્ત્રીઓનો શો ધર્મ છે તે તમે બરાબર સમજો છો. છતાં બાળકની માફક કંટાળી જવું એ શું યોગ્ય છે?" માતુશ્રીએ કહ્યું—હવે શું કરૂં બેટા, કયાં સુધી ધીરજ રાખું? હવે આ દુઃખ જોઇ શકાતું નથી. ધીરજનો પણ અંત હોય છે." તરૂણ સ્ત્રીએ પુનઃ શાંતવન આપ્યું— માતા હું તમને ઉપદેશ કરવા લાયક નથી, પણ તમારો કહેલો ઉપદેશ તમને યાદ કરાવું છું. મ્હારો તો એજ ધર્મ છે કે વડીલોની સેવા કરવી, તમારી આવી સ્થિતિ જોઇને રાણાજી કેમ ખુશી થશે? રાજ્યને સુખી કરવું એ રાણાજીનો મહા મંત્ર છે. અને અત્યારે એજ મંત્રનો જપ કરતા રહશે.' સમજ્યા, બાદશાહ કાંઇ હમેશાં જીવતો નહિ રહે, આજ રાજા થશે તો કાલે ભિખારી થવુંજ પડશે. જે પુષ્પ ખીલે છે તે ખરવાને માટેજ. જે દુનિયામાં મહા કાર્યો કરે છે તેને દુઃખ પડવાનુંજ. ત્રૈલોકયાધીશ રામચંદ્ર મ્હારાજ, સીતા માતા, પાંડવ, નળ, દમયંતી વગેરે મહા પુરૂષોએ કેટલાં દુઃખો સહન કર્યાં છે મેવાડના રાજ્યકુળમાં જન્મેલી સ્ત્રીઓએ પોતાની વિરતા દેખાડવામાં કચાશ રાખી નથી પદ્મીણી, કર્મ દેવી વિ. મહાન સ્ત્રીઓ આજે દેવીની માફક પૂજાય છે. બાપ્પા રાવળના પવિત્ર કુટુંબમાં રાણાજીએ જન્મ લીધો છે. રાણાજી ક્ષત્રિય ધર્મને પ્રાણ કરતાં પણ વધારે માન આપે છે. પરમાત્મા રાણાજીની

પ્રતિજ્ઞાનો બદલો જરૂર આપશે. આપણું કર્તવ્ય છે કે આપણે હમેશાં રાણાજીને સહાયતા આપવી. રાજ્યનો નાશ થવાથી શોક થાય છે પણ તેજ ક્ષણે આપણા પૂર્વજોની દેશભક્તિ જોઇ આપણને હર્ષ થાય છે. આપણા પ્રાણ જતાં સુધી આપણે તેઓ સાથે લડવું પણ મેવાડને સુખી કરવા ચૂકવું નહિં."

એક વખતે મ્હારી બાલ્યાવસ્થામાં પુરોહિતજીને મ્હોડેથી સાંભળ્યું હતું કે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ફળ મેળવવાની ઇચ્છા નહિ કરતાં કર્તવ્ય કરવાની ઇચ્છા દર્શાવી હતી. તેવીજ રીતે રાણાજીએ શ્રીકૃષ્ણના શબ્દોને માન આપી અંતઃકરણ વજ્રની માફક મજબૂત બનાવી કર્તવ્ય ક્ષેત્રમાં કર્તવ્ય કરી રહ્યા છે. માતાજી, પેલા બાદશાહે રાણાજીને એવી ખબર કહાવી છે કે તમે મ્હારા દાસ બનો તો હું તમને મ્હારી સેનાના નાયક બનાવું. પણ રાણાજી આ વાત કબૂલ કરે ખરા કે? ધન્ય છે મેવાડના મહારાજાને! જ્યાં સુધી સૂર્ય, ચંદ્ર, પૃથ્વિ અને ગ્રહ નક્ષત્રો આ બ્રહ્માંડમાં અમર રહે ત્યાં સુધી મેવાડના એ વીર મહારાજાની કીર્તિ અમર રહેશે. બાદશાહના વૈભવોને રાણાજી તુચ્છ માને છે. એવા અપવિત્ર વિચારો એમના અંતઃકરણને બાળી નાખે છે." તરૂણ બાળાના આવા અમૃતમય વચનો સાંભળી માતાજીને કાંઇક જોર આવ્યું. મ્હોડા ઉપર રજપૂતાણીને શોભાવે એવો શુરાતનનો તથા પવિત્રતાનો પ્રકાશ પડવા લાગ્યો. આ પ્રમાણે બે સ્ત્રીઓની પવિત્ર વાતો ચાલી રહી છે.

બીજી બાજુએ એક મ્હોટા વૃક્ષ નીચે એક મહાત્મા બિરાજેલા છે. મહાત્મા શું વિચાર કરે છે? ત્હેમની બેસવાની ઢબ ઉપરથી તો તેઓ કોઈ મહાન દેવીના પરમ ભક્ત જણાય છે. મઢીની બહાર એક મ્હોટા વિશાળ અને રમણીય ઝાડની નીચે ન્હાનકડી શેત્રંજી પડી છે તેના ઉપર ૪૦-૪૨ વર્ષનો કોઈ પુરૂષ બેઠો છે. આ મહા પુરૂષને જોતાંજ આપણા મનમાં નવા જાતનો ચમત્કારો થાય છે. એનું શરિર ઉંચું, બદન કસરતી અને કસાયલું જણાય છે. કપાળ ઘણુંજ વિશાળ છે. તેજદાર છે. મોમાંથી સૂર્યની માફક પ્રકાશ પડતો દેખાય છે. એટલે એના સ્હામું કોઇથી વધારે જોઇ શકાતું નહોતું. શરિરનો રંગ શ્વેત હતો. પણ આ વખતે ત્હેના શરિર પર શ્યામતા, મ્હોઢા ઉપર ઉદાસીનતા અને ચિત્તમાં ગ્લાનિ છવાઇ રહી હતી. એના ઉપરથી અનુમાન થતું હતું કે આ પુરૂષ ઘણાજ દુઃખના વાદળથી ઘેરાયલો માલુમ પડે છે છતાં પણ તેજસ્વીતા, ઉદારતા, અને વિરતા, ત્હેના નેત્રોમાં રમી રહી છે. જે આ મહા પુરૂષને જુવે છે તેના અંતઃકરણમાં એને માટે પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. શેત્રંજીની ઉપર બે નળીની એક બંદુક પડી છે. મહાત્માની કમ્મરમાં સોનાની મુઠની તલવાર લટકી રહી છે એ બે હથીયારો સીવાય બીજું કાંઈ નજરે પડતું નથી. એ વીર કોઇ ગંભીર વિચારમાં જણાય છે એટલે સુધી કે પાસે મઢીમાં શું વાત થાય છે. એનું પણ એને ધ્યાન નથી. વાંચકો, આપણે પણ આ મહા પુરૂષના અંતઃકરણમાં પ્રવેશ કરીએ. એ શું વિચાર કરે છે તે આપણે સાંભળીએ. તે વિચાર કરે છે કે—કેટલાં વરસથી હું મ્હારા પવિત્ર દેશને સુખી કરવાના પ્રયત્નો કરી રહ્યો છું. છતાં પણ મ્હારી ઇચ્છા આજ સૂધી પૂર્ણ ન કરી શકાયો. પ્રતી દિવસ દુશ્મનોની જીત અને મ્હારી હાર થતી જાય છે એ ઉપરથી માલુમ પડે છે કે હું રાજ્ય ચલાવવાને લાયક નથી. અરે નામર્દ પ્રતાપ, તેં મેવાડના સિસોદીયા કુળને સદાને માટે કલંકિત કરવા જન્મ લીધો છે. ઓ ઈશ્વર તેં મને જન્મ જ શામાટે આપ્યો. મ્હારા હાથેજ મ્હારો પવિત્ર દેશ દુખી થયો. રાજા પ્રજાનું રક્ષણ ન કરે તો ત્હેને રાજા કોણ કહેશે. હલદીઘાટના યુદ્ધમાં ૧૪૦૦૦ રજપૂતોએ પોતાનાં શરિર અર્પણ કર્યાં પણ ઈશ્વરઈચ્છા બળિયસી આખરે મુસલમાનો જીત્યા આ શું? અરે પાપાત્મા પ્રતાપ, ત્હને શરમ ન આવી કે તું ત્હારો પ્રાણ બચાવી ન્હાસી ગયો? અને ત્હારી સાથેના વિરનરો પ્રાણ અર્પણ કરી સ્વર્ગના અધિકારી થયા. (ધિક્કાર

છે પ્રતાપ! ધિક્કાર છે. ત્હારા જીવનને! યવનોના જોડા ઉંચકનાર, ક્ષત્રીય ધર્મને કલંકિત કરનાર, માનસિંહને જીવતો છોડી દીધો. માનસિંહ જેવા પાપીઓનો શું નાશ ન કરી શકયો. ત્યારે તે આ તલવાર બાંધી એ ન બાંધ્યા બરોબર છે. ઓ ઇશ્વર સહાય થાવ. દયા કરો. કૃપા કરો નહિ તો આ મ્હારૂં કલંકિત મૂખ દુનિયાને શું બતાવીશ. ત્યારે શું હું આત્મઘાત કરૂં? ના, ના. આત્મઘાતી મહા પાપી કહેવાય છે.

શું ગઇ કાલના સમાચાર ખરા છે? મુસલમાનોએ ચિતોડ, બિજનોર, વિ૦ બીજી વાર જીત્યા! મ્હારા બાપદાદાઓના બનાવેલા મ્હેલોમાં એ લોકો મોજ કરશે. ના, ના. જ્યાં સુધી મેવાડનો મહારાણો પ્રતાપ આ દુનિયામાં જીવતો છે ત્યાં સુધી તો નહીજ. હું અને મ્હારાં બાળબચ્ચાંઓ જંગલમાં વાસ કરીએ, અને એઓ મહેલોમાં રહે, હમે ઘાસની પથારીમાં શયન કરીએ અને તેઓ મ્હારા સૂવર્ણ કાચ ઉપર શયન કરશે, મ્હારૂં સૂવર્ણનું સિંહાસન, અમૂલ્ય અલંકારો, કિમતી વસ્રો, અરબ્બી અને કાઠીનાવાડી ઘોડાઓ, શાખવીને તૈયાર કરેલા હાથીઓ ઇત્યાદી દરેકનો એ મોગલો ઉપયોગ કરશે? શીવ, શીવ. જે પવિત્ર સ્થાને હજારો ગાયોનું પ્રભાતે પ્રથમ દર્શન અને પોશણ થતું ત્યાં તેજ ગાયો હવે કપાશે. ત્હેમના જીવનનો વધ થશે. બ્રાહ્મણો વેદોચ્ચાર કરતા હતા ત્યાં તેમના બ્રહ્મવનો નાશ થઇને બાંગ પોકારશે? ઓ પ્રભુ, ત્હેં આવા દુઃખમય દિવસો દેખાડવાને માટેજ આ પ્રતાપને જીવતો રાખ્યો છે. ચંદાવત આદિ ઉંચકુળ ક્ષત્રિઓ ચિતોડના રાજ્ય સિંહાસન પર થઇ ગયા તે સ્થાને અત્યારે મુસલમાનો રાજા થશે. બપ્પારાવળ, હમીરસિંહ, અમરસિંહ, કુમ્ભાજીએ સ્વર્ગમાંથી રાજ્યની દુર્દશા જોઇને ખેદ કરતા હશે. મ્હને કેવા ધિક્કારતા હશે, ઓ નામર્દ કુલાંગાર પ્રતાપ! તેં સર્વ ગુમાવ્યું. એ મહાત્માઓના પવિત્ર આત્મા શ્રાદ્ધને દિવસે ચિતોડમાં જશે તો મુસલમાનોને જોઇ મ્હારો તીરસ્કાર કરી મ્હને શ્રાપ આપશે, વાંચકો આપ સમજી ગયા હશો કે આ ન્હાનકડી કથાનો નાયક, બીજો કોઇજ નહિં પણ સ્વદેશપ્રેમી વીર મહાત્મા મેવાડાધિપતિ પણ હાલ તો વીધિ લીલાથી અરણ્યવાસી થયેલો મહારાણો પ્રતાપજ હતો. પાસેની મઢુલીમાં રાણી, વહુ અને છોકરી એ ત્રણે જણાજ હતા. પ્રતાપસિંહ રાજ્યના વિચારોમાં ભાન ભૂલી ગયો હતો. એટલામાંજ ન્હાની છોકરીનો જોરથી રડવાનો અવાજ સંભળાયો. આ એક ભયંકર ચીસ સાંભળીને પ્રતાપ વિચાર સાગરમાંથી મૂક્ત થયો. તરતજ ત્યાંથી ઉઠી પોતાની મઢીમાં જવા લાગ્યો. વાંચકો જુવો જુવો પ્રતાપ શું જુવે છે? કોઇ જંગલી પક્ષી ચાંચમાં રોટલી લઇને ઉડી જતું દેખાય છે. પ્રતાપને જોતાંજ છોકરી રડતી છાની રહી એકદમ બાઝી પડી થોડી વારે બોલી, બાપાજી, રોટલી તો એ લઇ ગયું હવે શું ખાઉં? મા કહેતી હતી કે ખાવાને માટે બીજું કાંઇ નથી. મ્હને બહુજ ભૂખ લાગી છે. પ્રતાપને ખબર હતી કે બહુજ મહેનતથી બે દહાડે એક ભીલની સહાયતાથી થોડુંક અનાજ મળ્યું હતું એની એ રોટલી બનાવી હતી. બધાએ થોડી થોડી ખાધી અને બાકીની રોટલી છોકરીને માટે રાખી હતી તે પણ પક્ષીઓ લઇ ગયા, છોકરીનું દયામણું મ્હોહું અને રડવું સાંભળી પ્રતાપને બહુજ દુઃખ થયું. તેનું વજ્ર જેવું દ્રઢ અંતઃકરણ જરા વારમાં બરફ જેવું થઇ ગયું. હલદીઘાટના યુધ્ધમાં ૧૪૦૦૦ વિરોના મરણથી જેના મનમાં જરાએ ડાઘ ન લાગ્યો. ઘણા વરસથી અરણ્યવાસથી જેનું મન ન ડગ્યું. રાજ્ય, લક્ષ્મી, વૈભવ દરેકનો નાશ થયો છતાં પણ જેણે દ્રઢતા ન છોડી એજ મહારાણા પ્રતાપનું અંતઃકરણ છોકરીના રૂદનથી પીગળી ગયું. હવે પ્રતાપના વિચારો બદલવા લાગ્યા. શું કરવું. કયાં જવું, કોની સહાયતા માગવી? શું તેઓને તાબે થવું? એટલામાંજ એક ભીલ સરદારે આવી પ્રતાપને પ્રણામ કર્યા. પ્રતાપે બોલવાની આજ્ઞા આપી કે તરતજ ભીલ સરદાર બોલ્યોઃ અન્નદાતા તેઓનું જોર ઓછું થયું છે. હવે મહા

નીકળો. પાસેના ગામમાં જઇને આશ્રય લઇશું. હુવે શા માટે આ બચ્ચાઓને દુઃખી કરોછો. પ્રતાપે તરતજ ભીલ સરદારના મતને મળતા થઇને અરવલિ પર્વતને પ્રણામ કરી ત્યાંથી ચાલવા માંડયું. વાંચકો, જુવો અદભૂત પ્રેમનું મહાત્મ કેટલું બધું છે. પ્રતાપને તાબેદાર બનાવવાને માટે મોગલ બાદશાહે લાખો રૂપિયાનો ખરચ કર્યો. હજારો માણસનું મ્હોટું લશ્કર પ્રતાપને પકડવાને ફેરવ્યું પણ એને અંતે નિષ્ફળતાજ મળી. પરંતુ એક બાળકના વિલાપથી જરા વારમાં પ્રતાપ તાબે થયો. એ શું અદ્દભુત પ્રેમ! બાળબચ્ચાઓનું દુઃખ પ્રતાપથી સહન થઇ શક્યું નહિં. ભીલ સરદારની સાથે થોડા વખત પછી ધીમે ધીમે પ્રતાપે પોતાનો પ્રભાવ જમાવવા માંડયો. હવે ઇશ્વરને કાંઇક દયા આવી. તેહેમણે પ્રતાપની અરજી સાંભળી થોડાજ વખતમાં પ્રતાપે યવન રાજા સાથે યુધ્ધ કરી પાપાત્માઓને યમરાજાના દરબારમાં પહોંચાડયા. પોતાના વ્હાલા દેશને, વ્હાલી પ્રજાને, અને મેવાડની મરૂભૂમિને ફરીથી એક વખત સ્વતંત્રતા અપાવી—ધન્ય છે એ મહાત્માને અને તેથીજ અદ્યાપિ પર્યંત મહારાણા પ્રતાપનો જયઘોષ ઘેરે ઘેર સંભળાય છે ઇતિ.

દીનેશ મંદિર
વિરક્ષેત્ર.

દીનાનાથ વ્યાસ.

અવલોકન.

## ભકતરાજ નરસિંહ મેહતાની છબી.

ઉકત ભકતરાજની એક છબી અમને અવલોકન માટે તેહેના પ્રકાશક શ્રીયુત બાલુભાઇ બી. વસાવડા તરફથી ભેટ મળી છે. નાગરભક્ત નરસિંહ મ્હેતાની ભક્તિથી કોણ અજાણ્યું છે. તેમની હુંડી સ્વીકારવાની કથા, તેમની પુત્રીનું મોસાળું કરવાની અને તેમને ઘેર ન્યાત જમાડવાની હુતી તે વેળા ભકતરાજ ઘી લેવા ગયા હતા ત્યાં રસ્તામાંજ ઢેડાઓ ભજન કરતા હુતા તેમાંજ બેસી જઇ ભજનની ધુન જમાવી હુતી. તે કથા ગુજરાતી તો શું પણ બીજા અનેક મનુષ્યના જાણવામાં છે. જુનાગઢમાં નાગર ગ્રહસ્થો તરફથી તેમની મૂર્તિ પધરાવવામાં આવી છે. આ મૂર્તિ ઘણી પ્રાચીન કહેવામાં આવે છે. તેના ઉપરથીજ ફોટોગ્રાફ પડવામાં આવ્યો છે. ભકિત માર્ગમાં પ્રવેશેલા ગૃહસ્થોએ અને ખાસ કરી નાગર ગ્રહસ્થોએ તો આ ફોટોની એક એક કોપી અવશ્ય રાખવી જોઇએ. કેબીનેટ કદની કિંમત રૂ. ૦-૧૨-૦ ફુલ સાઇઝનો રૂ. ૧ છે. મળવાનું ઠેકાણું શ્રીયુત બાલુભાઇ બી. વસાવડા-નાગરવાડો. જુનાગઢ.

## भारतजीवन १०० पाना.

અમે ગયા બે અંકમાં "ભારત જીવન" ગ્રાહકોને પ્રાર્થના કરતા આવ્યા છીએ તેઓએ દરેકે પાંચ પાંચ ગ્રાહક કરી મોકલવાં કે જેઃ અમે "ભારતજીવન" ના પાનાં વધારીને દર મહિ ૧૦૦પાના પ્રગટકરીએ. અમારી એ પ્રાર્થનાને અનુસ કેટલાંક ગ્રાહક બંધુઓએ એક એક બે બે ગ્રાહકો ક મોકલવાની તસ્દી લીધી છે. પરંતુ હજી ઘણા બંધુ એએ અમારી પ્રાર્થના તરફ લક્ષ આપ્યું નથી, ઘણ સમયથી આપણે બે દરકાર રહ્યા છીએ. અગત્યન બાબતો તરફ આડાકાન કરવાથીજ આપણા દેશની અવ નતિ થઇ રહીછે. મનુષ્ય જેટલી "દેહની" દરકાર રાખે તેને રૂષ્ટ પુષ્ટ કરવાની કાળજી રાખે છે અને પોતાન કુટુંબનું લાલન પાલન કરી તેમને રાત દિવસ સુખમ રાખવાની અનેક કોશેષો કરે છે તેટલીજ જો "દેશને" માટે રાખવામાં આવી હોતતો આજે આપણો દેશ જગતનો શિરોમણી મુકુટ રૂપ થઇ પડત. પૂર્વ તરફ ન્હાનાં ન્હાનાં રાજ્યની પ્રજા ઉદ્યોગી, ચંચળ અને બુધ્ધિમાન થઇ પડી છે. સ્વીડન અને નોર્વે જેવા ન્હાના દેશો સુખી થઇ રહ્યા છે. ઓષ્ટ્રીયા અને હંગરી જેવા દેશો ઉદ્યોગની માતા જેવા થઇ પડયા છે. ન્હાનકડું જાપાન આજે જગતની છાતી ઉપર પહેલા નંબરનું ઉદ્યોગી ગણાય છે. ઠીંગણા જાપાનીશો દેશાભિમાની ગણાઇ ચુક્યા છે. અફીણના વ્યસનમાં ડુબી ગયલા ચીનાઓ એ અફીણને લાત મારી જાગૃત થઇ ઉઠયા છે. પરંતુ હિંદુસ્તાન! હજુ દેહાભિમાન કે દેશાભિમાન શિખ્યું નથી. અમારા દેશી ભાઇઓને હજુ પોતાના જાતિ ભાઇઓની ઉન્નતિ થાય તેની દરકાર નથી. અમને અફસોસ થાય છે કે જે દેશની પ્રજા પોતાના બંધુઓની દરકાર રાખતી નથી તે દેશ ઉદ્યોગી કેમ થાય! તે દેશની પ્રજા લક્ષ્મીનું સુખ કયાંથી જુવે! તે દેશની ઉન્નતિ કેમ થાય?

## હજુ વખત છે. થોડો ઉદ્યોગ કરો.

અમારા ગ્રાહક બંધુઓ સારી પેઠે જાણે છે કે "ભારત જીવન" ગુજરાતી ભાષામાં નવું સાહિત્ય છે. તેના લેખો વાંચક પ્રજામાં નવું બળ, નવો જુસ્સો અને નવું અજવાળું નાંખે છે. આવું માસિક પત્ર દરેકે દરેક કુટુંબમાં વંચાય તો વાંચક વર્ગ ઉદ્યોગશીલ બને. અમે પ્રાર્થના પૂર્વક ફરીથી વિનંતિ કરીએ છીએ કે દરેક ગ્રાહક બંધુઓએ પાંચ પાંચ ગ્રાહક કરી મોકલવાની તસ્દી લેવી. કોઈ પણ ગ્રહસ્થ "ભારત જીવન" ના ગ્રાહક થવાને ના પાડશે નહિં એ પણ અમારી ખાત્રી છે હજુ પણ વખતછે. થોડો ઉદ્યોગ કરો.

પાંચ પાંચ ગ્રાહક કરવાનું કોઈપણ ગ્રાહક બંધુને માટે મુશ્કેલ નથી, ન્હાના ગમડાંમાંથી પણ કેટલાંક ગ્રાહક બંધુઓએ એક એક બે બે ગ્રાહક કરી મોકલ્યાંછે. તો જેઓ મોટા ગામ અને મોટાં શહેરમાં નિવાસ કરેછે તેમને માટે પાંચ ગ્રાહક કરવામાં કંઇ મુશ્કેલી નથી. દરેક મહિને ફક્ત ચાર આના બચાવીને વર્ષે રૂ૦ ત્રણનું લવાજમ ભરવું એ ભારે પડે તેમ નથી. લગ્ન અને મરણ પાછળ કરજ કરીને પણ સેંકડો-હજારો-રૂપિયા ઉડાવી દેવામાં આવેછે. સ્રીપુત્રાદિને માટે રમકડાં અને કપડાંમાં સેંકડો રૂપિયા ખરચવામાં આવેછે. પરંતુ " ભારત જીવન " માટે રૂ૦ ત્રણ જેવી નજીવી રકમ ફાજલ પાડવી એ કોઇ પણ દેશીભાઇ માટે ભારે પડતું નથી. અમારા એક દેશાભિમાની ગ્રાહક બંધુ શ્રીયુત શીવજી કાનજી નાગર (S. K. Nagar) જંઝીબાર નિવાસીએ પહેલીજ વખતે અગીઆર ગ્રાહકો કરી મોકલીઅને હજુ પણ બીજા ભાઇઓને ભલામણ કરતા રહી-" ભારત જીવન " ઉપર ઉપકાર કર્યો છે. અમે એ બંધુશ્રીને ધન્યવાદ આપીએ છીએ. અને તેઓ શ્રીનો દાખલો લઇ ગુજરાત, કાઠીયાવાડ અને રંગુનના(શ્રીયુત જેવત હરખચંદ વિગેરે)ગ્રાહક બંધુઓ પણ જો ગ્રાહકો કરી મોકલશે તો થોડા સમયમાંજ ભારત જીવન તદન નવું સ્વરૂપ ધારણ કરશે. એ માટે અમે તદન ખાત્રી આપીએ છીએ. વળી લવાજમ રૂ૦ ત્રણ છે તેમાં કાંઇ પણ વધારો થશે નહિં. જો દરેક ગ્રાહક તરફથી પાંચ પાંચ ગ્રાહકો કરી મોકલવામાં આવશે તો અમે ભારત જીવનમાં દરેક મહિને ૧૦૦-૧૦૦ પાના આપવા ઉપરાંત પણ એક બીજી યોજના કરી રાખીછે તે પણ અમલમાં મુકવામાં આવશે. અને તેથી ગ્રાહક બંધુઓને વાંચનનો પુસ્કળ લાભ મળતોજ જશે.

આફ્રિકાના ગ્રાહક બંધુઓને પણ અમારી એટલીજ સખત ભલામણ છે કે જેઓએ પોતાનું લવાજમ મોકલ્યું નથી તેઓએ તે હવે તરતજ મોકલી આપવું. ૧૯૧૦ ના જાનેવારીથી આજે મે માસ સુધીના અંકો તેઓને પહોંચી ચુકયા છે. છતાં કેટલાક ગ્રહસ્થોએ હજુ પોતાનું લવાજમ મોકલ્યું નથી. હવે પછીના અંકો તેઓને પોસ્ટ કરવામાં આવશે નહિ માટે તેઓએ પોતાનું ઉપરાંત બીજા પાંચ પાંચ ગ્રાહકો કરી તેઓનું પણ લવાજમ મોકલી ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપવું. આફ્રિકાના ગ્રાહકોમાં અમે શ્રીયુત બી. કે. પટેલ જોહાનીસબર્ગવાળાનો આભાર માનવાનું ભુલીશું નહિં. તેઓ ભાઇએ દશ-બાર ગ્રાહકો કરી મોકલી "ભારત જીવન" ઉપર ઉપકાર કર્યો છે. બીજા ભાઇઓ તેઓનો દાખલો લઇ ભારત જીવનનાં ગ્રાહકો કરી મોકલવાનું લક્ષમાં લેશે તો ઉપકાર થશે. શુભ કાર્ય કરવામાં બહુજ ઉતાવળ કરવી જોઇએ, એ પણ તેઓએ લક્ષમાં રાખવું જોઇએ એજ પ્રાર્થના.

મેનેજર—ભારતજીવન.



# योगविद्या-ते शिखवानी अगत्य.







આ દેશ જેમ અનેક પ્રકારની વસ્તુઓથી ભરેલો છે તેમ અનેક પ્રકારની વિદ્યાઓ શિખેલા યોગી, મુનિ, રૂષિ, ધન્વંતરી, જ્યોતિષી, વેદપાઠી આદિ મહાપુરૂષોથી ભરેલો છે. એકપણ એવી વિદ્યા નહિં હોય કે જે હિંદુસ્થાનમાં નહિં હોય, એકપણ વનસ્પતિ કે ખનિજ પદાર્થ એવો નહિં હોય કે જે હિંદુસ્થાનમાં નહિં હોય. આ દેશમાંની વિદ્યા વડેજ બીજા અનેક દેશો ઉન્નતિના શિખરપર ચડયા છે. દરેક દેશ હિંદુસ્થાનનો ઋણીછે. હિંદુસ્થાને દરેક દેશો ઉપર ઉપકાર કર્યા છે. પરંતુ જ્યારથી હિંદવાસીઓનાં હૃદયમાંથી વિદ્યાધ્યયનનું નામ વિસર્જન પામ્યું ત્યારથીજ તેઓ દુઃખી થઇ રહ્યા છે. તેમાંપણ મુખ્ય યોગવિધ્યાનો પ્રચાર ઘટવા માંડયો ત્યારથી તો આ દેશની પ્રજા, કંગાલ, મુડદાલ જેવી થવા આવી છે અને દિવસે દિવસે એ પ્રજા એવી અધમ સ્થીતિમાં મુકાતી ગઇ છે કે તેને "પ્રજા" કહેવી કે કેમ તેનોજ વિચાર થઇ પડયો છે. કારણ કે જ્યાં નજર ફેંકશો ત્યાં બલ બુદ્ધિનું નામ નિશાન નથી. અધ્યાત્મ જ્ઞાન જાણનાર જવલ્લેજ મળશે. વેદ—તેના અર્થ સહિત—જાણનાર કવચિદ્ જ જણાશે. વૈદક જ્ઞાન જાણનારા—ખરા—વૈધ્યો આંગળીને ટેરવે ગણાય એટલા—બાકી ઉંટ વૈધ્યો—ઠગ વૈધ્યો—પૈસા કમાનારા વૈધ્યો—નો ટોટો નથી! રસ્તા ઉપરથી એક પથરો લેવા જતાં એકાદ વૈધ્યા હાથમાં આવી જશે! વિજ્ઞાન શાસ્રીઓ માત્ર ગણ્યા ગાંઠયા! શાસ્રનું જ્ઞાન ધરાવનાર પંડિતો પણ જુજ! (વિતંડાવાદ કરનાર—ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન જેવા જોઇએ તેટલા!) નરસિંહ મહેતા જેવા ભકતો તો કોઇકજ! બાકી બગભકતો સુપડાં ને ટોપલા, ગાડાં ને વહાણો ભરાય તેટલા!

આ પ્રમાણે સત્ય જ્ઞાનનો લોપ થવા બેઠો છે તેવા વખતમાં પણ ઇશ્વરે હિંદુસ્થાન ઉપર દયા કરી છે. એક હજાર કે એક લક્ષમાંથી પણ કોઇ એકવીરલા મહાપુરૂષને જન્મ આપ્યો છે. છતાં પણ જો આપણે તેનો લાભ ન લઇએ તો પછી આપણા જેવા હિણભાગી કોણ કહેવાય?

આજે અમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિને યોગના અંગ, ઉપાંગો શીખી શરીર શુદ્ધ કરી, મનનો સંયમ કરી, અપૂર્વ આધ્યાત્મિક જ્ઞાન મેળવી શકાય અને પરમાત્માની કૃપાવારીનું પાન કરી શકાય એવા એક ગ્રહસ્થાશ્રમી યોગીનો પરીચય આપીયે છીએ. કોઇ પણ વિધ્યાનું જ્ઞાન મેળવવું, તેનું ખરૂં રહસ્ય જાણવું એ પરમાત્માની કૃપા વિના બનતું નથી. અમદાવાદ જીલ્લાના રૂપાલ ગામનિવાસી સ્કુલ માસ્તર શ્રીયુત માધવજી સગલજીનાં અમને દર્શન થયાં છે. અમે તેઓને ગૃહસ્થાશ્રમી યોગી કહીશું તો તેમાં અતિશયોકિત નથી. તેઓશ્રીએ અકકલકોટના એક યોગી મહાત્માની કૃપાથી યોગની જુદી જુદી ક્રિયાઓ સાધ્ય કરી છે. તેઓશ્રી જુદી જુદી મુદ્રાઓ, જુદા જુદા પ્રકારના પ્રાણાયામ, અને જુદા જુદા પ્રકારનાં યોગનાં આસનો જાણે છે. યોગ શાસ્રમાં કહેવામાં આવ્યું કે છે આધ્યાત્મિક જ્ઞાન મેળવી અધિકારી થયા પછી યોગની ક્રિયાઓ સાધ્ય કરવી, શ્રીયુત માધવજીભાઇએ અધ્યાત્મ જ્ઞાનના ગ્રંથો વિચાર સાગર, પંચદશી, વૃત્તિ પ્રભાકર આદિ ગ્રંથોનું જ્ઞાન મેળવ્યું છે. તેઓશ્રીએ ગાંઠનાં પૈસા ખર્ચી નાંખી આ અપુર્વ જ્ઞાન મેળવ્યું છે, ક્રિયાઓ સાધ્ય કરી છે. તેઓશ્રીની ઇચ્છા છેકે કોઇપણ મનુષ્ય, કાં હિંદુ, કાં પારસી, કોઇપણ ગૃહસ્થ તેમની પાસે શીખવા જાય તો તેને શિખવવા તેઓ ખુશી છે. નેતિ, ધૌતિ, બસ્તિ, બ્રહ્મદાતણ, વિગેરે મળશુદ્ધિની ક્રિયાઓ તથા ૧૦ પ્રકારના પ્રાણાયામ, અને આસનો તેઓ ઘણી સેહેલાઇથી અધિકારી મનુષ્યને શીખવે છે. વેદાંતના ગ્રંથો શીખવી અધ્યાત્મિક જ્ઞાન આપે છે.

અને રાજયોગ ફળ સહિત સંપૂર્ણ રીતે શીખવી પરમાત્માનું અદ્વૈત જ્ઞાન આપે છે.

આ જ્ઞાન મનુષ્યોને કેટલું ઉપયોગી છે તે કહેવાની જરૂર નથી. પ્રત્યેક મનુષ્ય જાણે છે કે યોગની ક્રિયાઓ જાણનાર મનુષ્ય બળવાન, બુદ્ધિવાન, થઇ-નિરોગી થઇ—મનનું બળ વધારી શકે છે. ઇશ્વરનું ધ્યાન, ધારણા અને ઉપાસના, ચિત્તની વૃત્તિઓને રોકી રાખી એક ચિતે કરી શકે છે. અને પરમતત્વ જે પરમાત્મા તેમાં ચિત્ત વૃત્તિને જોડી શકે છે. જ્યાં સુધી માનસિક બલ વધે નહિ, જ્યાં સુધી શરીર બળવાન થાય નહિં અને જ્યાં સુધી અનન્ય ભાવે ઇશ્વરોપાસના થાય નહિં ત્યાં સુધી મનુષ્યને ઈચ્છિત ફળ મળે નહિં. સુધરેલા દેશોની પ્રજા પ્રથમ બળ મેળવે છે, કાર્યમાં એક ચિત્તે શું થાય છે. ઇશ્વરની ઉપાસના—એક ચિત્તે કરે છે, ત્યારેજ તેમને સિદ્ધિ સિદ્ધિ મળે છે. ઇંગ્લંડ અમેરીકા જેવા દેશોમાં પણ હવે યોગનું જ્ઞાન ફેલાયું છે. અનેક પુરૂષો માનસિક બળ વધારી રહ્યા છે. આધ્યાત્મિક જ્ઞાન વધારી રહ્યા છે. સંકલ્પ કરવાની સાથે જ યોગ્ય રીતે સાધના કરી સિદ્ધિ મેળવતા થયા છે હિંદુસ્થાનની પ્રજાએ પણ પોતાના પૂર્વજોની પેઠે બળવાન બુદ્ધિવાન થવું જોઇએ. માનસિક બળ વધારી ઉન્નતિશીલ સંકલ્પો કરી, યોગ્ય માર્ગે સાધના કરી, સિદ્ધિ મેળવવી જોઇએ. જ્યાં સુધી મન ઢચુપચુ થયા કરતું હોય, પોતાના સંકલ્પમાં વિકલ્પ થયા કરતા હોય, સિદ્ધિ મળશે કે નહિં તેને માટે અનેક વિચારો થયા કરતા હોય ત્યાં સુધી સિદ્ધિ મળતીજ નથી.

અમે અમારા મુંબઇના ગ્રાહક બંધુઓને પ્રાર્થના કરીએ છીએ કે તેઓએ શ્રીયુત માધવજીભાઇ-ની મુલાકાત લેવી અને યોગની ક્રિયાઓ શીખી લેવી. જ્યાં સ્નાન, સંધ્યા કરવાની સ્હમજ નથી, પ્રાણા-યામ કરવાની ખબર નથી ત્યાં પછી યોગનાં બીજાં અંગોની તો વાતજ શું! મ્હોટા મ્હોટા આચાર્યોને પણ યોગનાં અંગોની ખબર નથી. ખાઇ, પીને મોજ મઝા કરે છે. ખોટા ખોટા આડંબરો કરી બીચારા શિષ્યોની પાસે ટેક્સ વસુલ કરવાનું સ્હમ-જ્યા છે. મ્હોડેથી તડાકા મારી શિષ્યોને અગડમ્ બગડમ્ સ્હમજાવી દેવાનુંજ શિખ્યા છે. તેઓ સત્ય જ્ઞાનથી વિમુખ છે. દેશની પાયમાલી થવાનું મુખ્ય કારણ તેવા મસ્ત ગુરૂ-આચાર્યોજ છે. પણ હવે તે જમાનામાં કાંઇક ફેરફાર થવા લાગ્યો છે. શિષ્યો સ્હમજી ગયા છે કે આચાર્યો માત્ર મીણનાં પુતળાં જ છે. અદ્વૈતજ્ઞાનની વાતોના તડાકા મારે છે પણ જ્યાં કંઇક પૈસાની વાત આવી કે અદેખા કુતરાંની પેઠે એક બીજા ઉપર તુટી પડે છે!

અમે એવા આચાર્યોને પણ ભલામણ કરીએ છીએ કે તેઓએ શ્રીયુત માધવજીભાઇની પાસેથી યોગ વિદ્યા શીખી લઇ ખરૂં જ્ઞાન મેળવવું. શ્રીયુત માધવજીભાઇના સ્વભાવનો અમને અનુભવ થયો છે. તેમની પાસે શિખવા આવનાર જીજ્ઞાસુને તેઓ માયાળુપણાથી, અદ્વૈતભાવથી શિખવે છે. શીખનારા-ઓની પણ અમે મુલાકાત લીધી છે. તેઓ નેતિ, ધોતી બ્રહ્મદાતણ આદિ મળ શોધક ક્રિયાઓ એક એક અઠવાડીયામાં પૂરી રહ્યા છે. પ્રાણાયામ, આસનો અને મુદ્રાઓ શીખે છે. રાતે વેદાંત વિષયનું જ્ઞાન આપે છે. અદ્વૈત જ્ઞાનની લ્હાણી થાય છે. જેનાથી લુંટાય તેમણે લુંટવું જોઇએ. એ જ્ઞાનનું મૂલ્યજ નથી. જાઓ, બંધુએ શ્રીયુત માધવજીભાઇની પાસે જઇને ત્હમારા જી નનું સાર્થક કરો. શરીરને બલવાન, બુદ્ધિવાન નાવો. પરમાત્માએ તમારે માટે સુખનાં સાધ મુકયાં છે. તમે તેનો લાભ લ્યો, તનના સંતા તાપ, કલેશ, દુરાચાર દુર કરો. પરમાત્માનાં કહે સત્ય જ્ઞાનનો લાભ લ્યો. ઇશ્વર ત્હમારૂં કલ્યા કરશે. હિંદુસ્થાનનું કલ્યાણ કરવા ઇચ્છનાર પ્રત્ મનુષ્યે શ્રીયુત માધવજીભાઇને પોતાના ગામ શહેરોમાં બોલાવીને પણ એ જ્ઞાન શીખી લેવું જોઇએ

* શ્રીયુત માધવજી સગલજી. યોગ જ્ઞાન અને વેદ પ્રવર્તક. ઠેકાણું ભલેશ્વર--કુંભાર ટુકડા. ઝવેરીનો માં મુંબઇ, એ ઠેકાણે મળવું કિંવા પત્ર વેહેવાર ચલાવવો.



नवा शहानशाह नामदार पंचम ज्यॉर्ज.

# ઈસ્તમબોલી કલફ.

## સફેદ બાલ પાંચ મીનીટમાં કુદરતી જેવા કાલા.

અમારો ઈસ્તમબોલી કલફ સફેદ બાલવાલાઓના લાભમાં મોટ આશીરવાદ સમાન થઇ પડયો છે આ કલફના ખાસ ગુણો એ છે કે બાલ પાંચ મીનીટમાં કુદરતી જેવા કાલા થાય છે અને કોઈ પણ પ્રકારનો ચામડીપર ડાઘ પડતો નથી. આ કલફ ખાસ તેલના માફક લગાડી શકાય છે બાલ તદન સુવાળા રેશમ જેવા બનેછે તેમ કોઇ દહાડો ભુરા પડતા નથી. દર પંદરમે દહાડે નીકળેલી નવી ખુંટીઓપર બે ટીપાં લગાડી આપવાથી કોઈ પણ દહાડો સફેદ બાલ જોવામાં આવતો નથી. એથી વધુ હવે શું જોઇએ? એક વખત વાપરી ખાતરી કરો. અમારા કલફનો એક બોકસ એક જણને ઓછામાં ઓછા ત્રણ મહીના સુધી ચાલે છે. બાલ કુદરતી જેવા કાલા ન થાય તો અમો કીમત પાછી આપવાને બંધાયલા છીયે? એક વખત પધારે તો સેમ્પલ તરીકે મુફત લગાડી આપશું. કીમત રૂ. ૧ પોસ્ટેજ જુદુ બાહેર ગામ કોઈ પણ માણસ મંગાવશે તો વી. પી. થી મોકલી આપશું.

**આફ્રીકાના ગ્રાહકોએ પોસ્ટાલ ઓડર અગાવથી મોકલવા.**

દરેક કલફના શોખીનોને એક વખત મહેરબાની કરી આ કલફ વાપરી જોવા ખાસ ભલામણ કરીએ છીએ.

**સુલેમાન આહમદ સોદાગર**

ઠેકાણું.—ઘોઘારી મહોલો પારસી ગલીને નાકે મુંબઈ નં. ૯.

આજકાલ કેટલેક ઠેકાણે અમોરાજ નામને મળતું નામ અને અમારી દવાને લગતાં નામ રાખી બેઠેલા હોવાથી લોકો ભુલાવામાં પડી જાય છે માટે આથી જાહેર કરવાનું કે ડા૦ ઇચ્છાપોરીઆનું જુનું અને જાણીતું દવાખાનું લુહાર ચાલીમાં છે. હમારી બીજી શાખા છેજ નહી એ ધ્યાનમાં રાખવુ.

બચ્ચાંઓને ખરી તંદરોસ્તી આપનારૂં.

# બાળ અમૃત.




આ દવા ઘણી જાતની દેશી વનસ્પતીઓનો અરક બનાવી સરબતનાં રૂપમાં બનાવેલું છે. એનો ઉપયોગ કરવાથી બાળકોના જુના ને બારીક **તાવો** અજીરણથી થતા **ઝાડા, પેટની કબજીયેત, મરડો, અતીસાર, લોહીનું પડવું, દાંત,** આવતાં થતી બીમારીઓ. **ઉપલીયું, આંકડીનું દરદ, અતીશય રડવું, ખાંસી, હાંફણ, શશણી,** વિગેરે બચ્ચાંનાં દાંતને ઘણોજ ફાયદો કરે છે.

શીશી એકની કીંમત રૂપીઓ ૦ાા અઢધો.

બનાવનાર ડાકટર ઇચ્છાપોરીઆ.

ઠેકાણું:–કાલબાદેવી રોડ-લુહારચાલી નવો રસ્તો.-મુંબઇ.

સોલ એજંટ એમ. એન. પાઠક–કાલબાદેવી રોડ નંબર ૨૯૦ મુંબઇ. આર. સી. બાલીવાળા ઠે૦ કણપીઠ-સુરત. દારા ખુરશેદજી માદન-નવા આતશબેરામ સામે ધોબીતળાવ-મુંબઇ. સ્વદેશી બનાવેલું **દંતમંજન** પણ હમારે ત્યાંથી મળશે. કીંમત આના ચાર.

# आधुनिक साहित्य समीक्षा.

૨

આ પ્રમાણે બાકીના ભાગનું સાહિત્ય વધતું જતું નથી. ગુજરાતમાં નવિન જુસ્સો આવેલ નથી. મહાન જર્મનીની ઉન્નતિ થઇ તે વખતે સાહિત્યને કેળવનાર મહાન વિદ્વાનનો જન્મ થયો હતો. તે વિદ્વાન સમર્થ હતા. તેમણે જર્મન ભાષામાં ઉત્તમ લેખ લખવા માંડયા. ત્યાર પહેલાંજ ર્મનના વિદ્વાનો પરભાષામાં પુસ્તક લખતા હતા. પરંતુ તે ઢબ બદલાઇ ગઈ. મહાન તત્વવેત્તા કન્ટ અને કવિ ગીટીએ પોતાનાં ગૂઢ તત્વો-સિદ્ધાંત-દર્શક પુસ્તકો જર્મન ભાષામાં લખ્યાં. પરીણામ એ આવ્યું કે પરદેશી વિદ્વાનોને જર્મન ભાષા શીખવાની જરૂર પડી, તેમજ અન્ય દેશના લોકોને જર્મન પ્રજાપર પ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો. સાહિત્યની આવી બલીહારી છે ગુર્જર પ્રજામાં આવો જુસ્સો નથી તદુપરાંત એવા મનુષ્યો છે કે જેઓ પોતાનાં છોકરાંને બરાબર ગુજરાતી ભાષાનું યથેચ્છ જ્ઞાન આપવાને અવશ્ય ધારતા નથી. થોડા વિદ્વાન એવા છે કે તેમને જેટલો પરભાષા પર કાબુ છે તેટલો તેમની પોતાની માતૃભાષાપર કાબુ હોતો નથી. આ ખરેખર શોચનીય છે. આગળ વધતી પ્રજાનું સાહિત્ય જાણવાને તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાને પરભાષાની જરૂર છે. આપણી ભાષામાં શાસ્ત્રીય વિષય (Science) પર જ્ઞાન વધારવાને છેલ્લામાં છેલ્લાં સિધ્ધાંત દર્શાવનાર સાહિત્ય નથી એ વાત ખરી છે; કેમકે આપણે તે જ્ઞાન પાશ્ચાત્ય શોધને અનુસરીને પ્રાપ્ત કરવાનું છે. તેથી એમ સિધ્ધ થતું નથી કે ગુર્જર વિદ્વાને ગુર્જર ભાષાને તિલાંજલી આપવી જોઇએ. મારા દેશ બાંધવો-વિદ્વાનો-ગુર્જર દેશની ઉન્નતિ ઇચ્છતા હોય તો તેમણે ભાષાને ઉચ્ચ સ્થાન આપવું જોઇએ. તત્વવેત્તાઓએ તેમનું તત્વજ્ઞાન-અધ્યાત્મિક ફીલસુફી ગુજરાતી ભાષામાંજ લખવી જોઇએ-સમર્થ કવિએ તેમનાં રહસ્યસૂચક ગુઢ સિદ્ધાંત વહુનાર કાવ્યો-શાસ્ત્ર (Science) વેત્તાઓએ તેમનાં નવિન (original) તથા આગળ વધતા (Progressive) સિધ્ધાંત દર્શક પુસ્તકો ગુજરાતીમાં લખવાં જોઇએ. આવી રીતે વલણ લેવાથી ગુજરાતી સાહિત્ય વૃદ્ધિને પામશે. એટલું જ નહિ પણ જો ગુજરાતી વિદ્વાનો પ્રથમ પંક્તિનાં પુસ્તક ઉત્પન્ન કરશે તો અન્ય દેશીય વિદ્વાનો આપણી ભાષાનો અભ્યાસ કરવાને લલચાશે. આપણું સાહિત્ય વાંચવાને તેમને આપણી જનસમાજની ઓળખ થશે અને આપણા ગુણ તેમને માલુમ પડવાથી તેમને પ્રેમ ઉત્પન્ન થશે. આવી રીતે ગુર્જર દેશની ઉન્નતિ થશે. હાલમાં શાસ્ત્રીય જ્ઞાન (Scientific knowldge.) ફક્ત વિદ્વાનનો વારસો ગણાય છે. કેમકે અંગ્રેજી જ્ઞાન વગર તેનો અભ્યાસ અશક્ય છે. ગુર્જર ભાષામાં તેવું સાહિત્ય નથી. ગુર્જર ભાષામાં જે શાસ્ત્રીય પુસ્તકો લખાશે તો જનસમાજ કેળવાશે જનસમાજ ઉન્નતિમાં આવશે.

સાહિત્યમાં નાટક એક ઉતમ સ્થાન રોકે છે. જો પ્રભાત સમય જે મને દેખાય છે તે યથાર્થ હોય-ભાસ ન હોય તો-નાટક સાહિત્ય તે પ્રમાણે ઉન્નત થવું જોઇએ. પણ શોચનીય છે કે તેમ નથી. ગુજરાતનું નાટક સાહિત્ય ઘણુંજ ગરીબ છે. નાટકો શુષ્ક માલુમ પડે છે. તેમાં ઉતમ ભાષા વપરાતી નથી; વસ્તુને બરાબર આળેખવામાં આવતી નથી. પ્રધાન રસમાં ગ્રામ્ય શૃંગાર દૃશ્યમાન થાય છે; પરંતુ ઉતમ પ્રકારના વીર અથવા શૃંગાર રસ પ્રધાનયુક્ત રચાયેલ નાટક જોવામાં આવતાં નથી. એટલુંજ નહિ પણ નાટક એટલે શું એજ કેટલાક નાટક કર્તાને માલુમ હોતું નથી. બે વાર્તાનું સંમેલન એ એક નાટક, એક મનુષ્યની જીંદગીમાં બનેલ જુદા જુદા પ્રસંગનું વર્ણન એ એક નાટક! આવી રીતે વસ્તુ રચવામાં આવે છે અને તેને લોકો સીન સીનરીનો ભપકો-નાયિકાના લલિત અભિનય વિગેરેની ઝલકથી લલ-

આઈને કિલષ્ટ શૃંગારીક શબ્દોથી મોહિત થઈને અતિ આનંદથી અભિનંદન આપે છે. સારાં નાટકોને પુરતો આવકાર મળતો નથી. પ્રજાનો નાટક સાહિત્યરસ અધમ થયેલ છે. ઉતમ લેખકો પોતાની કલમ આ વિષયપર ચલાવતા નથી. આવકારની ખામીને લીધે નાટકશાળાના માલેકો લોકના ઉતરતી પંકિતના રસને તાબે થાય છે. આત્મભોગને અવકાશ સ્થાન નથી. આમ હોવાથી રંગભૂમિ પર ઉતમ નાટક ભજવવામાં આવતા નથી કદાચ કોઇ સાહિત્ય પ્રેમી યુવક પ્રયત્ન કરે છે તો તેને આવકાર મળતો નથી એટલુંજ નહિ પણ તેના પ્રયાસને તોડી પાડવામાં આવે છે. એક મારા ગુર્જર વિદ્વાને સંસ્કૃત શૈલીને અનુસરીને રાજકીય—સામાજીક વિષયની ગુંથણી કરીને ઉતમ પ્રકારની વસ્તુ અને નાટક પર વિદ્વતા ભરેલ ઉપોદ્ઘાતયુકત નાટક રચ્યું હતું. પરંતુ તેને પ્રજા સમાજે બરાબર આવકાર આપ્યો નહિં. આ શું નાટક સાહિત્ય પ્રભાત ચિન્હ કે માત્ર ભાસ જ!

હવે સાહિત્યના બીજા અંગ પ્રતિ દૃષ્ટિ કરીએ. કવિતા એ જન સમાજનું ઉચ્ચ હૃદયસ્થાન છે. તેમા દરેક લક્ષ્યસ્થાન મનોરંજક રીતે આળેખાય છે, આનંદસહ હોવાથી પ્રજાના હૃદયપર કાબુ મેળવે છે, ઉચ્ચ આદર્શ તેમના આગળ ખડા કરે છે, તેમની અભિલાષાઓ ઉચ્ચ બનાવે છે. અને નીતિના રસ્તે પ્રજાને દોરવે છે. ઉન્નતિ ક્રમપર જતી પ્રજાનું કાવ્ય પણ બદલાય છે કાવ્યની ઉન્નતિ અને પ્રજાની ઉન્નતિ એકમેક સંગાથે વધે છે અને અન્યોન્યને પોષે છે. પ્રજાની ઉન્નત સ્થીતિ સાથે કાવ્ય ઉન્નત બને છે અને કાવ્ય ઉન્નતિની સાથે પ્રજા ઉન્નતિ અધિક વેગ પામીને આગળ વધે છે હવે જો મ્હારા પ્રદેશમાં પ્રભાત ચિન્હ હોય તો તેની કસોટી કાવ્ય નિરીક્ષણથી કરી શકાય. એ તો વાત નિર્વિવાદ છે કે કાવ્યની શૈલીમાં ફેરફાર થયો છે. અને થતો જાય છે. પરંતુ ઉન્નતિ ક્રમને છાજતો ફેરફાર જોવામાં આવતો નથી, ગુર્જર કવિ ભાષાંતર કદાચ સંસ્કૃતમાંથી તો કદાપી પાશ્ચાત્ય કવિના કાવ્યોમાંથી અથવા અનુવાદ તરફ દોરવાયલા છે. તેઓ સ્વતંત્ર લેખ તરફ દ્રઢ વલણ બતાવતા નથી. સંસ્કૃતમાંથી રૂઢ થયેલ ઉપમા અને અલંકારથી પૂર્ણ શૃંગારવાળાં કાવ્ય રચાય છે. પરંતુ નવીન કલ્પનાવાળાં પુસ્તક ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે. ઐતિહાસિક આખ્યાયિકાને ઉત્તમ પ્રકારની કલ્પના તથા પ્રતિભા શકિતથી ગુંથીને સુંદર કાવ્ય ભાગ્યેજ રચવામાં આવે છે. દેશની ઉગતી પ્રજાને ઉત્તમ ચારિત્ર્ય દર્શાવે એવા ઐતિહાસિક નાયક નાયિકા વિગેરે પાત્ર આળેખેલાં કાવ્ય સમર્થ વિદ્વાનથી રચાતાં નથી. આવા કાવ્ય સાહિત્ય અભાવે ઉગતી પ્રજાને ઉત્તમ વિચારના ખોરાકનો દુષ્કાળ સેવવો પડે છે. આવી સ્થિતી હોય ત્યાં સ્વમાન અને દેશાભિમાન, ફરજ અને મહત્વાકાંક્ષા વિગેરે ઉચ્ચ લાગણી પ્રજાના આગળ કયાંથી ખડી થાય? કવિતામાં તત્વજ્ઞાનની જરૂર છે. થોડાક વિદ્વાને બેશક આ વિષે ધ્યાન આપેલ છે. અને તેવાં સુંદર કાવ્ય પ્રજાની સેવામાં મુકયાં છે. પરંતુ તેમનું તત્વજ્ઞાન ઉતમ પ્રકારનું હોતું નથી. સમયના ફેર સંગાથે તત્વજ્ઞાનમાં ફેર થવો જોઈએ. તત્વજ્ઞાન એકનું એક સ્થીતિમાં રહેવું નજ જોઇએ. સંગિતમાં રસિકતા વૃદ્ધિ પામી નથી. એટલુંજ નહિં, પરંતુ અધોગતિને પામીને કવિત્વ શકિતના સંસ્કાર રહિત પુરૂષો કવિમાં ગણાવાના લોભથી કાવ્યના નિયમોને તિલાંજલી આપે છે અને શુષ્ક-જેમાં કવિત્વની લેશ ગંધ પણ શુન્ય-કાવ્યો રચે છે. અને તેને કેટલાક સારા વિદ્વાન આશ્રય આપે છે; એ ખરેખર શોચનીય છે. તેઓ લોકમાં ખોટી ભ્રમણા ઉત્પન્ન કરે છે. અને પોતાની નબળી દલીલો-તદન પાયા વગરની-ને સિદ્ધ કરવાને સંસ્કૃત આધારોને મારી મચકોડીને ટાંકી બતાવે છે. તેમની નબળી દલીલ તોડી પાડવાને સામી મજબુત લડત ચલાવવાને અત્રે પ્રસંગ નથી. પરંતુ એક મહાન પાશ્ચાત્ય લેખની ઉકિત અસ્થાને નથી. તે કહે છે કે જો કવિતાનાં બધાં બંધ તોડી પાડવામાં આવે તો કવિત્વ શકિતની અક્ષિશ નહિં ધરાવનાર પુરૂષો કવિ લેખાશે; અને કવિતાનું ગૌરવ

વાળું સ્થાન ભ્રષ્ટ થઈ જશે. આ દલીલ તેમની બધી દલીલની વિરૂદ્ધ કરતો વ્યવહારિક પ્રત્યુત્તર છે. આધુનિક કાવ્યમાં વીરરસને યોગ્ય સ્થાન આપવામાં આવતું નથી. કોઈ સાક્ષર એવાં કાવ્યો રચે છે તો તેને પુરતો આવકાર મળતો નથી. આવી કાવ્ય સ્થીતિને શું પ્રભાત ચિન્હ કહિ પણ લેખાય ?

પ્રાચિન સાક્ષરોના ગ્રંથો જનસમાજમાં બહોળો ફેલાવો પામી શકતા નથી. રામાયણ, મહાભારત, સ્મૃતિ, ઈતિહાસ, રસાયણશાસ્ત્ર વિગેરે શાસ્ત્રીય ગ્રંથો, કાળીદાસ, પ્રેમાનંદ આદિ સમર્થ વિદ્વાનોના ગ્રંથો જે જન સમાજને અતિ બોધપ્રદ છે, અને તે શુધ્ધ રૂપમાં પ્રાપ્ત છે તેવા ગ્રંથો બહુજ સસ્તી કીંમતે છપાવવામાં આવે તો જનસમુદાય તેનો વિસ્તારથી ઉપયોગ કરી શકે; અને તેથી પ્રજાના જ્ઞાનમાં વૃધ્ધિ થાય. તેમને પોતાના સાહિત્ય વિષે પ્રેમ થાય. ઉત્તમ વિચારથી ચારિત્ર્ય ઉત્તમ બને. પાશ્ચાત્ય દેશમાં તેમના લેખકોના સંપૂર્ણ ગ્રંથ જુજ કીમતે જન સમાજ આગળ મુકવામાં આવે છે, જેવાં કે શેકસપીયર, ટેનીસન, વર્ડઝવર્થ તેમના સંપૂર્ણ ગ્રંથ એકાદ રૂપીઆની નજીવી કીમતે મળી શકે. પરંતુ પ્રેમાનંદ, દયારામ, નૃસિંહમહેતો, કાળીદાસ, એવા વિદ્વાન લેખકના પૂર્ણ ગ્રંથો એક એક પુસ્તકમાં સસ્તી કીમતે મળવા અલભ્ય છે. એકાદ પ્રથમ પંકિતનું છાપખાનું આવાં પુસ્તકો છપાવે છે તો તેની કીંમત એટલી બધી રાખે છે કે ગરીબ મનુષ્ય તેનો ઉપયોગ કરી શકે નહિં માત્ર પૈસાદારની લાયબ્રેરીમાં આવાં પુસ્તકો સ્થાન મેળવે છે, અને ત્યાં તેમને સુંગા બેશિ રહેવાની બહુધા જેલ જાત્રા ભોગવવી પડે છે, થોડાક વિદ્વાન પરંતુ ગરીબ મ્હારા દેશ બાંધવોએ આ તરફ લક્ષ્ય ફેરવ્યું છે. પણ પૈસાની મુડીનાં અભાવે તેમના પ્રયત્નને પુરતી ફતેહ મળી નથી. આવી કફોડી સ્થીતિ શું પ્રભાત ચિન્હ કલ્પી શકાય ?

(અપૂર્ણ.)

# भक्त कवि भोजल.

૪

વળી આ કવિએ એક બીજું કાવ્ય 'ભકતમાળ' નામનું લખ્યું છે. આ ભકતમાળમાં તેમણે આપણી પ્રજામાં પ્રસિધ્ધિ પામેલા સર્વ ભકતોના પરાક્રમોનું વર્ણન કરેલું છે. આ કાવ્યમાં અપાયલાં વર્ણન જો કે સંપૂર્ણ નથી, તો પણ પ્રત્યેક ભકત અને તેના ચારિત્રને લગતું એક લાક્ષણિક દ્રષ્ટાંત તેમણે આપ્યું છે. આ કાવ્યનું નામ માથા કરતાં પાઘડી મ્હોટીના જેવું છે. 'ભકતમાળ' એવું આડંબરવાળું નામ છે કે, તે શબ્દોનું શ્રવણ કરતાં પ્રથમ દર્શને કોઈ મનુષ્ય તેને વિષે તે એક મ્હોટો ગ્રંથ હશે એમ ધાર્યા વિના રહે જ નહિ. તે કાવ્ય છ કડવામાં લખાયું છે. તે કાવ્યને 'ભકતમાળ'નું નામ આપ્યું છે તેના કરતાં તેને ભકત નામાવલિ અથવા ભકત નામકોષ એવી સંજ્ઞા આપી હોત તો તે અધિક યોગ્યતાવાળું કહેવાત ! કવિ પોતેજ પોતાની આ માળાને માટે કહે છે કે તેણે "ભંકતમાળ ગાઇ છે છોટી" તો પછી તે વિષે આપણે બહુ વિવેચન કરવાનું નથી. આ કાવ્ય સંવત્ ૧૯૬૬ નું વર્ષ બેસતાં આરંભાયું અને તેજ વર્ષના માર્ગશીર્ષ પૂર્ણિમા ને શુક્રવારને દિવસ પૂર્ણ કરવામાં આવ્યું છે એવું ભોજલરામના તે કાવ્યમાળાના છેલ્લા કડવાં ઉપરથી જણાય છે. આ સિવાય ભોજાના ગ્રંથમાં કાળંગણી દેવીની ગરબી એ નામની એક કવિતા માલુમ પડે છે. તે કવિતા સંવત ૧૮૮૫ માં લખાયલી છે અને તેનો કર્તા ભોજલરામનો શિષ્ય જીવણદાસ હોય એવું તે કવિતાને અંતસ્થ બે પાદ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે. કર્તા પોતે કહે છે કેઃ–

"ભોજલ પ્રતાપે જીવણદાસ બોલિયારે લોલ;
"મારા અંતરના પડદા ખોલિયારે લોલ.

અને તેટલા માટે તે ભકત કવિ ભોજલની કૃતિ નથી એમ પ્રત્યેક વાચકે સમઝવાનું છે.

આ પ્રમાણે આપણા ભકતરાજની કવિતા ઉપર આપણે સામાન્ય રીતે વિવેચન કર્યું. પણ તેમાં એક વાત રહી ગઈ. સાક્ષર વર્ગને આનંદ આપે એવો એક પ્રશ્ન આપણે અત્ર ઉભો કરીએ છીએ અને તેને આપણે આવા શબ્દોમાં મુકિશું કે 'ભોજા ભકતની ભકિત પરાયણ બુદ્ધિ ઉપર તેના ગુરૂબંધુ ભકત કવિ નરસિંહ મેહ્તાની કેટલી અસર થઇ છે. અર્થાત ભોજલરામની કવિતામાં મેહ્તાજીની છાંય કેટલી ઉંડી પડેલી છે ? આ પ્રશ્નનો ઉત્તર આપવો એ બે નદીઓના નીરનો સંગમ થયા પછી આ જલ આ નદીનું અને તે જલ તે નદીનું તારવી બતાવવું તેના જેવું અશકયછે પરન્તુ જયારે આપણા ચિત્તમાં આ વિષય સંબંધે કઇક પૃચ્છા થાય છે તો પછી તેને તૃપ્તિ આપવી એ આપણો ધર્મ છે. વિષય ગહન છે, વિવેચન કરવા યોગ્ય છે. નરસિંહ મહેતા ભકત હતા અને ભોજલરામ પણ ભકત હતા તેથી એક ભકત બીજા ભકતનાં કાવ્યો બહુજ ધ્યાન દઇને સાભ્યાસ વાંચી, તેની ઉપર મનન કરી તેમને બને તેટલાં પાઠે કરી લે તે સ્વાભાવિક છે. વળી ભકત લોકોને ભજનીયાં પાઠે કરી ગાવાની ટેવ હોય છે, અને તે ભજનિયાં તેવાજ કોઇ ભકતોએ બનાવેલાં હોય છે. તેથી તેમાં સહ્રદયતાનું પ્રબલ ઠીક હોય છે. મહેતાજીના જ્ઞાનોપદેશાત્મક પ્રભાતિયાં એટલાં બધાં લોકપ્રિય હતાં કે તેઓ ભોજલ જેવા ભકતને પાઠે હોય તેમાં કશું અસંભવિત નથી. ભોજાના કાવ્યમાં જ્યાં જ્યાં મહેતાજીની છાંય છે. તે તે સ્થળે આપણે જોશું તો તેઓના કાવ્યનું સામ્ય દેખાઇ જશે. ભોજલરામને મહેતાજી કૃત પ્રભાતિયાં પાઠે હોય તેથી તેઓ પોતાના ભજનિયાં ગાતાં ગાતાં મહેતાજીનાં પદ પાદોને પોતાની ભાષાના, પરિવેષમાં પોતાના કાવ્યમાં ઘુસાડી દે તેમાં આશ્ચર્યજનક કંઇજ નથી. દ્રષ્ટાંતમાં, મહેતાજી એક સ્થળે કહે છે કે "વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે" તેના તે વિચારનું ભોજલરામ પોતાની ઢબ પ્રમાણે કહે છે કે "બીજ રહ્યું બટમાં, બટ રહ્યો બીજમાં, જ્યાં કા ત્યાં જઇ લાગ્યા રે". વળી પ્રેમભકિત કાવ્યમાં મહેતાજી જેમ ગોપીઓને અને વિશેષતઃ પોતાનેજ જેમ પ્રેમઘેલી સ્વામીને મળવાને ઉત્કંઠિત બનેલી અભિસારિકારૂપે વર્ણે છે તેમ ભોજલરામ તે વૃત્તાંતને અનુસરતાં કેટલાંએક પદોમાં ઘણાજ કોમલ અને મીઠાશવાળા શબ્દોમા ઘેલડીઓનાં ઘેલાંનું ચિત્ર આપે છે. ભોજલભકત જેવા શુષ્ક, રસરાગથી અજ્ઞાત કવિના મુખમાં મહેતાજીના જેવી સ્ત્રીના મુખને શોભે એવી ભાષા તથા શૈલી સ્વાભાવિક રીતે આવે જ નહિ. ભોજલની કવિતા ગ્રામ્ય અને નરસિંહની નાગરિક છે. "બાઇ મ્હારે પૂરવ જનમની પ્રીત, મોહનને મળવારે" એવી વાણી રસિકડા કવિની જ હોય. સંસારથી વિરકત રહેલા ભોજલને તો તેનાં સ્વપ્નાં પણ ન આવે. એ તો મેહ્તાજીના શબ્દોના પડછંદાજ જાણવા. ભોજલરામ જેમ કહે છે કે "ઝીણી રેતીમાં ગડા નહિં ભળે" તેમ આપણે પણ આપણા આ મતને પુષ્ટિ આપવા અર્થે કહી શકીએ કે 'ગડામાં ઝીણી રેતી નહિ મળે' કણબી કુળમાં જન્મેલા કવિની ગડદાવાળી કવિતામાં નાગર નરસિંહની ઝીણી રસાળ, હેતાળ કવિતા રેતી ભળેજ નહિ અને જો તે ઉભય વસ્તુઓ એક જ સ્થળે માલુમ પડે તો પછી તેને કૃત્રિમ મિશ્રણ કહેવામાં કશો બાધ નથી. છાયા તે કાંઇ મૂલ શરીર નથી તે તો આભાસ માત્રછે. મેહ્તાજીનું પાણી પીધેલ તેથી ભોજલને સંસારનો રંગ રાગ લાગેલો હોવો જોઇએ. યોગીને ભોગી કરનાર જીર્ણગઢના નરસિંહ દીવટીયાજ, કૃષ્ણભકિત કાવ્યમાં જે ધ્વનિ થાય છે તે મહેતાજીની ધ્વનિ છે. "કામનું મૂળ તો જાણવી કલ્પના" એવા શબ્દમાં ગાઇ રતિ વિલાસને હસી કહાડનાર કરસા ભોજલને કોમળ કરનાર નરસિંહની રસિક, શૃંગારી, લટકતી, લહેકાતી વાણીની બાનીજ.

હવે કવિતા વિવેચન રજા લે છે. હવે તેમની ભાષા તથા શૈલીનું પ્રકરણ ઉખળે છે. ભોજલરામની દૃષ્ટિમાં ભાષા માટે કેટલું માન હતું તે અખાના નીચેના પદ ઉપરથી સમજાય તેવું છે.

"ભાષાને શું વળગે ભૂર, જે રણમાં છતે તે શૂર"
"સંસ્કૃતમાં શું આવી ગયું, શું પ્રાકૃતથી નાશી ગયું.
"બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમાં જાણે પાર.

ભોજલ ભકતને ટાપટીપ બહુ પસંદ નથી; તેમ તેમનો ઉદ્દેશ કવિના નામથી કીર્તિ કમાવાનો પણ નહતો! સંસ્કૃતમાં કે પ્રાકૃતમાં ગમે તેમ પોતાના મનના વિચારોને પ્રદર્શિત કરવા એ તેમનો ઉદ્દેશ હતો. "ઉંટમાં વાંક ને થોક બહુ ભાતનો" હોય તો પણ તેમાંથી આત્માને "પાંશરો" જોઇ લેવો એવો તેઓ ઉપદેશ કરતા હતા. ભાષાની ઉપયોગિતા ગૌણ હોઇ તે દિશામાં તેમણે ઝાઝું લક્ષ્ય આપ્યું હોય એમ દેખાતું નથી. તેઓની ભાષા તથા શૈલી ભુજંગગામી હોઇ વિચિત્ર પ્રકારની છે. આપણા દેશના પ્રસિદ્ધ કવિઓમાંથી કોઇપણ કવિની ભાષા આવી નવિન શૈલીવાળી નથી. ભોજાની ભાષા તે ભોજાનીજ. આપણી નહિ; નથી તે કાઠિયાવાડી, નથી ગુજરાતી, નથી તે હિંદુસ્તાની, ગુર્જર સાહિત્યના ફળદ્રુપ ક્ષેત્રમાં કવિઓ-ભકત કવિઓ અનેક થઈ ગયા છે પણ આ ભકત રાજની બાનીના જેવી કોઇની પણ બાની નહીં; કોઇની ભાષા પણ નહિ. તેમની ભાષામાં જે સંકરતા છે તે ભોજલની સર્વ પ્રકારની સ્થિતિઓનું દર્શન કરાવનારી છે. તેમાં રેતી સાથે ગડા ભળેલા છે. આપણે જે ભાષામાં ભોજલરામની કવિતાઓ વાંચીએ છીએ તેજ ભાષા કવિરાજની છે એવું અમારૂં કેવલ એક પક્ષી મત નથી. ભોજલરામે પોતાની કવિતાઓ લખી રાખી નથી પરન્તુ તેમના શિષ્યોએ તે લખી રાખી છે, અથવા પાઠે કરી રાખી છે તે કારણને લીધે તેમાં અપભ્રંશ થઈ જાય તેમાં આશ્ચર્ય નથી તો પણ ભોજલરામની અભણતાને લીધે તેમને આપણે દોશમુકત કરી શકતા નથી. એક તો તેઓ કણબી હતા; વળી તેઓએ શાળા કેળવણી પણ લીધી ન હતી, આ ઉપરાંત બાવા યોગીનો સંગ ઘણો; ઇત્યાદિ કારણોને પરિણામે ભોજલની ભાષા અણઘડ અને અસ્પષ્ટ રહે તેમાં કાંઇ નવું નથી. ભાષા બાવાની અને શૈલી શેઠાની. ભોજલરામની કવિતા વાંચનારને પ્રિય લાગે તેવી, મધુર પણ ગ્રામ્ય લીલાના જેવી અઘટ્ટ છે. તેમાં સંસ્કૃત શબ્દો બહુ વપરાયા નથી અને જેઓ વપરાયા છે તેમાનાં ઘણાખરા તો એવા કિલષ્ટ થઇ ગયેલા છે કે સાધારણ વાંચનારને તેમનું મૂલ શોધવું પણ કઠણ થઇ પડે. નગરના લોકો કે જેને ગામડીયાનો કોઇ દિવસ પણ ખપ ન પડયો હોય તેવા લોકોને તો તે ભાષા કંટાળો આપે તેવી છે. સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદુસ્તાની અને પ્રાંતિક શબ્દોથી તેમની ભાષા ભરપૂર છે. કવિ પોતાના મતના વિચાર દર્શાવવાની દોડમાં ભાષા તથા વ્યાકરણના નિયમોને એક બાજુએ કોણી મારી હડસેલી મેલે છે. તે ભકત સ્વતંત્રતાને ચહાનારો છે; બંધન તેને પ્રિય નથી. તેને જેમ આવડે છે તેમ તે બોલનારો છે. ભાષામાંથી જ્ઞાતિભ્રષ્ટ થયલા શબ્દો વાપરતાં પણ તે અંચકાતા નથી. શબ્દ એકવચનમાં તો વિશેષણ બહુવચનમાં અને ક્રયાપદનું તો ઠેકાણું જ નથી રાખ્યું; જેમકે 'રાશ, બહુવચન " રાસ્યું " છાના, ને સ્થાને " સાનો " 'સંધા-સર્વ, ને બદલે "હંદા"; પસતાઇશને ઠેકાણે "પછીતાઇ"; ખુશામત, ને ઠામે "ખસમત" 'ધાત' નું બહુવચન "ધાતુ" શાંતિ, ને બદલે "સ્વાંત્યું" 'ભ્રાંતિ, ને બદલે "બ્રાંત્યુ" ઇત્યાદિ શબ્દો વાપરીને તેણે પોતાની ભાષાને કિલષ્ઠ બનાવી દીધી છે. ભોજલને ગ્રામ્યતા પ્રિય લાગે છે; તેમનું વ્યાકરણ પણ ગ્રામ્ય છે; તેમની શૈલી પણ ગ્રામ્ય છે; અને તે ગ્રામ્ય તો એટલી કે આપણી અંધારી ભયંકર ગિરના મધ્ય ભાગના જેવી! તેમનામાં જોડણીનું ઠેકાણું નથી, નવા અને દુર્બોધ શબ્દો વાપરવામાં તે કવિ કુશળ છે. રચનાની બાબતમાં ભોજલરામની વિચિત્રતા અનહદ! તેઓ શું કહેવા માગે છે તે પણ નથી સમઝાતું. તેઓ કયા કયા શબ્દો વાપરે છે તે પણ કહી શકાતું નથી. આપણે આ વિષય વિશેષ સુસ્પષ્ટ કરવાને એક બે ઉદાહરણ લઇશું: ભોજલરામ ભકત બાળના ચોથા કડવામાં લખે છે કે " ઓજી જંગી

જે જરણાનાં ફળ ખાય; લાયકુ હરિલે વેરી ટીલાં પાય" પ્રા. કા. મા. પૃ. ૨૯૬ ઉપર ટાંકેલી એ લીટીઓનો અર્થ કરવો એટલો મુશ્કેલ થઇ પડયો છે કે પ્રાચીન કાવ્યમાળાના વિવેચક તે પાદની પાસે પ્રશ્ન વાચક ચિન્હ મુકી દુર ખસી જાય છે. આવું કરવામાં તે વિદ્વાન વિવેચકનો લેશ માત્ર પણ દોષ નથી મારા અભ્યાસના પ્રારંભ કાલમાં હું તે પદનો અર્થ સમજતો ન હતો; પરન્તુ જેમ જેમ ભોજલની ભાષા સાથે મ્હારો પરિચય વૃદ્ધિ પામતો ગયો તેમ તેમ મ્હારી વૃત્તિ તેનો અર્થ કરવા પ્રતિદિન પ્રતિદિન આકર્ષાતી ગઇ. અન્તે હું કંઇક અર્થ કહાડવાને સમર્થ થયો છું. હું ગર્વથી એવું નથીજ કહેવા માગતો કે મ્હારો વાકયાર્થ સાચોજ છે. જો અન્ય કોઇ ટીકાકાર અન્યથા તેનો અર્થ કરી મને સમજાવશે. તો હું તેનો આભાર માનીશ. તે 'ખોજી=ભેદુ=ગુઢાર્થ જાણનાર=તત્વશોધક જ્ઞાતા; જંગી=બડા, મ્હોટો; જરણા=ધીરજ; ફુંળખાય=ફળ પામે. હવે તે આખા વાકયનો અર્થ એટલોજ કે 'મ્હોટો તત્ત્વશોધક, તેની ધીરજના ફળ ખાય છે," આ તો અર્ધપાદ થયું પરન્તુ જે વિશેષ ઘુંચવણીવાળું છે તે તે પાદનું ઉત્તરાર્ધ છે. 'લાયક,' શબ્દ 'લાયક, નું' આગ્ય ભાષામાં બહુ વચન છે; તેનો અર્થ વિવેકી મનુષ્યો થાય છે. 'હરિ એટલે પરમેશ્વર. લે=લે-લેહ-જાણવું અથવા લે=લેવું. વેરી=અરિ=દુશ્મન=સૈતાન. ટીલાંપાય=કર્મકાંડી થઇ ભમ્યા કરે ફેરફાં ખાંડે, આવો તેનો શબ્દાર્થ થયો. હવે ચાલો તેનો વાકયાર્થ કરીએ. લાયક હરિ લે વેરી ટીલાંપાય=લાયક લોકો હરિને જાણે છે અને વેરી-નાલાયક ટીલાંપાય=ટીલાં મેળવે=કર્મની કોકડીમાં પકડાઇ રહે. હવે બીજો અર્થ:—લાયક લોકોને હરિ પોતાની પાસે લઇ લે છે અને વેરીને=અવિવેકીને ટીલાં ઘસતા-ફેરફાં ખાંડતા પડ્યા રાખે છે. આ ઉભય અર્થમાંથી હું પુર્વાર્થને પસંદ કરૂં છું હવે બીજું ઉદાહરણ "ખરી નિત્યના ખેલ ખીસ ખરાસે ખુતા; આ વાકયનો અર્થ પણ ગુઢ અને અવડચવડીઓ છે. ખીસ=મસ્તી=અત્યાનંદ=તન્મયતા, પરન્તુ મસ્તી અર્થ અધિક ઘટતો છે. ખીસનો મુલ અર્થ તો ઘુલાબી અવસ્થામાં ગર્ક થવું તે; અને તે ઉપરથી લાક્ષણિક અર્થ, મસ્તી; ખરાસે=ખરા લોકોથી; એ તૃતીયા વાચક પ્રત્યય છે; હિંદુસ્તાનીમાં વપરાય છે. ખુતા=ખુંદાય છે. હવે ભોજલરામ શબ્દોનો પુર્વાપર ક્રમ તો સાચવતાજ નથી તેથી તે સર્વ શબ્દોને યોગ્ય સ્થાને બેસાડવાનું કામ પણ તેમના વિવેચકને માથે આવી પડે છે. ખરી નિત્યના ખેલ ખીસ ખરાસે ખુતા=નિત્યતા=નિત્યતાના ખેલની ખરી ખીચ=ખસખરી મસ્તી ખરાસે=ખરા લોકોથી =ઓલીયાથી ખુતા=ખુદાઇ છે. અર્થાત ખરેખરા પરમાનન્દ ખરા લોકોથી જ ખુંદાય છે. તત્વદર્શી પરમાનન્દમાં મશગુલ થઇ રહે છે. આવાં આવાં વાકયો ભોજલરામનાં અનેક અનેક છે કે જેનો અર્થ શોધે પણ જડતા નથી. તેમના શબ્દ વૈપરિત્યથી તો અવધિ! ભોજલ ભકત ગામડીયાં તો ખરાં પણ પાછા તેમના મુકુટમણિ, ભોજાની ભાષાને સંપુર્ણ સમજાવવાને તો બીજો ભોજો જોઇએ. ભોજલરામ ભાષા સંબંધે કેટલા અનિમિત છે તે જાણવાને નીચેનું પદ બસ છે.

"સંગે વિલસી રહી વ્રજ નારી, વનમાં રે ખેલે
ગિરધારી,
સુરનર મુનિ કેરા સ્વપ્નમાં નાવે, તુ કું ગ્વાલન
હેત હે ગારી રે.

આ શ્લોકનું પૂર્વાર્ધ શુધ્ધ ગુજરાતી છે, અને તેના ઉત્તરાર્ધની છેલ્લી તુક કેવલ હિંદુસ્તાની છે. વળી:—

"મૂર્ખે જીવે ધન ભેગું કીધું, ઠાંસી ભરિયું પરસાહી,
પા દમડી તેરે સંગ નહિ ચાલે, હરથ ઘસતો જાઇ."

આ શ્લોકમાં સંકરતા જોવા જેવી છે. ભોજલરામની ભાષા કેવીછે તે પ્રશ્નનો ઉત્તર વાળતાં હું તો એવું કહું કે ચૈત્રી વર્ષના પ્રથમ દિવસે જેમ સાકરને લીંબડો ખાતાં સ્વાદ લાગે તેવી? ભોજલ ભકતની કવિતામાં આવતા અસંખ્ય રૂઢ દેશ્ય શબ્દો ધાન્યથી સુશોભિત થઇ રહેલા લીલાછમ ખેતરમાં જેવા કંસર્ય

લાગે છે તેવા અળખામણા લાગે છે. કવિતાના પ્રવાહની સરળતાનો ભંગ કરે છે, ઉછળતા તરંગોને ત્રોડી નાખે છે, તેમાં સ્નાન કરનારને વમળમાં નાખી દે છે. આ સર્વ ઉપાધિઓ સાથે તેમનામાં એક એવો સરસ ગુણ રહ્યો છે કે તેના જલનું પાન કરનાર પામર પ્રાણી પોતાના મનના સર્વ વિકારોથી મુક્ત થઇ "અગમ પર ડેરા" નાખી દે છે. પ્રિય વાચક! ભોજલના ભક્તિ રસને ભીલવામાં તું તેમના વિચાર દર્શક વસ્ત્રાલંકારને ભૂલી જઇ તેમણે આપેલા જ્ઞાનાગારમાં કુદી પડ. કવિને સમજાવવાનો તેજ સુમાર્ગ છે.

આ પ્રમાણે, આપણે ભોજલરામના કવિત્વ અધ્યાયને "તોતળું તોતળું" બોલીને પતાવી દઇ તેની સંસારની નીતિના પંથ ઉપર પ્રયાણ કરીશું. ભોજલ ભક્ત "સંત શબ્દમાં શ્યામ વિરાજે" એવા શબ્દોમાં મહાત્માઓમાં રહેલા દૈવી તત્વનો મહિમા વર્ણીને આપણને બોધ કરે છે કે આપણા કરતાં વધતી બુદ્ધિવાળા મનુષ્યોનાં વચનોનો આપણે કોઇ દિવસ પણ અનાદર કરવો નહિ. ભોજલરામ વિભૂતિ પૂજાના પંથના પ્રચારક હોય એમ સહજ જણાઇ આવે છે. તેઓ પોતે જે કાંઇ બોલે છે, કરે છે તે સર્વ "સદગુરૂજી"ના પ્રતાપેજ. ત્યાગવૃત્તિ પ્રત્યેક મનુષ્યે રાખવી એવો ઉપદેશ તેઓ પોતાના આચરણ દ્વારા આપે છે. જેનું અનુભવજ્ઞાન ઉચ્ચ છે તેને માન આપવાનો આપણો ધર્મ છે એવું તેમનું કહેવું છે. "સાહેબ છે સદગુરૂજીની માંહી" માટે હે ઠઠા—મૂર્ખ પ્રાણી, તું કયાંઇ પણ પ્રભુજીને શોધીશ માં; ત્હારી પાસે જે નરવર છે તેનો સેવક થઇને તું રહે અને કોઇની પ્રતિ ઉદ્ધત થઇશ ના.

"**રાંક દાવે થઇ રહીએ, કટાણાં વચન કેને નવ કહીએ
ગરીબીમાં ગુણ છે બહુ, હાંજી હાંજી કરશે સહુ."

આવો ઉદ્ગાર કહાડી આપણા ભકતરાજ વય અને અનુભવને માન આપવાનું આપણને શીખવે છે. તેમના મત પ્રમાણે નમ્રતા પરિણામમાં ઉન્નતિ કરનાર છે. પ્રત્યેક મનુષ્યે મન કર્મ વચને કરી પોત પોતાના ધર્મ આચરવા અને તે પણ નિઃસ્વાર્થ બુદ્ધિથી અને પોતાના મનોવિકારને "શીલ સંતોષના ચોખા" દઇને પોતાના જીવનને અધિક અધિક નિરોગી બનાવવાને મથવું. પરમાર્થ કરવામાં પાછાં પગલાં ભરવાં નહિ પરન્તુ "પરમાર્થ સારૂ લેઇને પ્રાણ હોમે" તેને જ સાધુ પુરૂષ કહેવો. સાધુનું સુખ ત્યાગમાં સમાયલું છે. સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખવી અને કાકદૃષ્ટિ વતે કોઇનાં પણ છિદ્ર ઉઘાડાં પાડવાને પ્રયત્ન ન કરવો અને દયાભાવથી સર્વ કોઇ મનુષ્યે પોતાનું હૃદય આર્દ્ર કરવું, કારણ કે "દયા વિના ડાહપણ કેને નથી દીપતું." દયાગુણ વિનાનો માનવી રાક્ષસના જેવો ભયંકર અને સ્વાર્થીલો છે. ધન હોય તેનો સદુપયોગ કરવો અને પારકાની પીડાનો નાશ કરવો. સંસારમાં નિયમ રાખીને રહેવું અને મરતાં સુધી પણ સત્યનું પાલન કરવું. જે ખેડે તે ખાય એ સૂત્ર પકડીને ભોજલરામ સુકૃત્ય કરવાની ભલામણ કરે છે. કારણ કે જે કૃષિકાર ધ્યાન આપ્યા વિના ધરણી ખેડીને તેમાં ધાન્ય વાવે છે તે પોતાની ભૂલને પરિણામે સારો પાક મેળવી શકતો નથી; પરન્તુ જેણે ધરણીને ખુબ ઉંડી ખોદી જલ આદિ આવશ્યક સાધનોનો સદુપયોગ કરી પછી કૃષિ માંડેલી છે તે વર્ષને અંતે પોતાનાં શ્રમનાં સારાં ફળ ભોગવવાનોજ. આવા પ્રકારનું સંસારબંધ ભોજલરામ પસંદ કરે છે. પોતે સંસારી ન હતા તેથી તેઓ સાંસારિક નીતિ સંબંધે બહુ બોલતા નથી પરન્તુ જે કાંઇ કહે છે તે પોતાના વિષયના માર્ગમાં આવતું હોઇને આપણને તેમનું ઝાંખું ઝાંખું દર્શન કરાવે છે. આ નીતિ સૂત્રોના કટકા તેમની કવિતાનો સૂક્ષ્મ પ્રસાદ છે.

નીતિ અને ધર્મ એ ઉભય વિષયોનો પરસ્પર સંબંધ એવો છે કે એકના ક્ષેત્રમાંથી બીજાના ક્ષેત્રમાં ઉતરી પડવું ઘણુંજ સહેલ છે. તે બેની વચ્ચે આડી ખાડ નથી કે આપણે તે કુદી જવાની જરૂર પડે. ધર્મનો પ્રદેશ વિસ્તીર્ણ હોઇને તેમાં નીતિનો સમા-

વેશ થઈ જાય છે અન્યાયને અનુસરી હવે આપણે ભોજલરામના ધર્મ વિચાર ઉપર વિવેચન કરીશું. વિષય અત્યંત ગહન છે પરન્તુ એચર દૃષ્ટિવતે આપણે તે ભકતના સામાન્ય વિચારનું અવલોકન કરવાને સમર્થ થઈશું. ભોજલરામના મત પ્રમાણે આપણા જીવનનો પાયો ધર્મ છે. "માનવી ઝાડ છે મૂળ વિના, ધર્મ વિનાનું જાશે ઢળી" એવું ગાઈને ભકતરાજ ધર્મની આવશ્યકતા કેટલી છે તે સંબંધે પોતાના ચાબખામાં કહે છે. આવોજ વિચાર તેમના સમકાલિન અંગ્લ ભૂમવાસી ટોમસ કાર્લાઇલે પોતાના એક પ્રખ્યાત ગ્રંથમાં દર્શાવ્યો છે. ભોજલરામ અને આ ઉકત ગ્રંથકારમાં ઘણું જ સાદશ્ય રહેલું છે. વસ્તુતઃ કહેતાં ટોમસ કાર્લાઇલ ગદ્ય લેખક ભોજલરામ છે. તે ઉભય વ્યકિતઓનો ઉત્સાહ, વાણી પ્રવાહ, ઉદગાર કહાડવાની વિધિ, ભેરી નાદ કરવાની ટેવ, એકના એક વિચારને નવાં નવાં વસ્ત્રો પહેરાવવાની રીતિ, વિભૂતિ પૂજાનો સ્વીકાર કરાવવાનો આગ્રહ, આત્માનુભવ ઉપર વિશ્વાસ રાખવા તથા રખાવવાનું દ્રઢ મત, ભાષાનો ઉછળાટ તથા ઉકળાટ, લેખન શૈલીમા કદિ નહિ અનુભવેલું વિચિત્ર લાલિત્ય અને છેવટે, તે ઉભય સાક્ષરોનો મનુષ્ય સ્વભાવને ઉચ્ચતર ને સૂતર કરવાનો અશ્રાન્ત પ્રયત્ન, આ સર્વ તે ઉભય પુરૂષોની કીર્તિમાં વૃદ્ધિ કરનારા અને તેમનામાં એક જાતનું સ્વભાવ ઐકય દેખાડનારા છે. તે વિદેશ્ય ગ્રંથકાર બહુ અંશે ભોજલને મળતો છે. ધર્મ વિનાનું બધું જુઠું છે અને તેના વિના સર્વસ્થ અંધારૂ છે એવો વિચાર તે બન્નેનો છે. ધર્મ તેજ જીવન છે; ધર્મ તેજ પ્રકાશં. તે છે તો મનુષ્યત્વ છે. તે નથી તો કાંઇ નથી. ભોજલરામ કહે છે કે:—

કોટડીએ નાંણાં કરી મર બેસે ધર્મ વિના ધન
તો શોભે નહિ
સોળે શણગાર સજે મરની સુંદરી પણ નાક
વિના નારી શોભે નહિ.

ધર્મ તે તો માનવ જાતિનું નાક છે. નાક વિનાનું મનુષ્ય જેવું કુરૂપી લાગે તેવું ને તેવું ધર્મ વિરૂધ્ધ આચરણ રાખનારૂં મનુષ્ય બેઘાટું લાગે છે. ધર્મનું બલ અતુલ છે. તે અદાહ્ય છે; અગ્રાહ્ય છે; અમર છે; "જાગ્યા સો નર જગમે જીત્યા." સજ્જન જાગતો છે; ધર્મ પાલક છે. ધનની શોભા પણ ધર્મ છે અને ધર્મની શોભા ધન છે. ધર્મ કરવાને ધન જોઇએ પણ તે ધન ધર્મથી કમાવાય છે. ધર્મ એ મનની એક અવસ્થા છે. ધર્મ, ધર્મ, એવા શબ્દો બોલવાથી કાંઇ ધર્મવાન થઇ જવાતું નથી. ધર્મ પાલન કરવામાં હૃદય અને બાહ્યસૃષ્ટિ એકતાળ થઈ જવાં જોઇએ. ભોજલ ભકત કહે છે કે 'બોલીએ એટલું બહાર પડે છે; દલની મત દાખો રે" ( Speech is silver, silence is gold. ) ધર્મના નામનાં રણશંગ ફુંકવાથી આપણને કોઇ ધર્મી કહેશે નહિ. અંતઃકરણની સ્વચ્છતાની પ્રથમ આવશ્યકતા છે. શાન્ત થઈ એક ચિત્તે પરમતત્વનું ચિંતન કરવામાં જ ધર્મ રહેલો છે. હવે, ભોજલરામનો ધર્મ કયો તે વિષય ઉપર આપે ઉતરવાનું છે. તેમને ધર્મ તો પ્રિય છે પણ કેવા પ્રકારનો? ભકિતમાર્ગ, જ્ઞાનમાર્ગ કે કર્મમાર્ગ, આ ત્રણમાંથી ભોજલરામ કયા માર્ગને પસંદ કરે છે? ભોજલને કર્મમાર્ગ તો ગમતોજ નથી. તેની ઉપર ચાલતાં તેને કાંટા વાગે છે. તેના ધર્મની વ્યાખ્યા કર્મને દુર રાખે છે, તે "કર્મ તજીને ધર્મને ધાવ" એ લીટી ઉપરથી પ્રત્યક્ષ દેખાય છે. કર્મ ને ધર્મ તેનાં મત પ્રમાણે જુદાંજ છે. કર્મ એટલે કાકુંટ "કથા, કીર્તન ને સમરણ" જે જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન તેની ઉપરજ ધ્યાન હેવું.

દર્ભાસન કરી દેહ દમે, વનમાં ભટકે;
અન્ન જલ આદિ ત્યજી કંદ મૂળ ઉપર આધાર રાખે
અધુરૂં.

जयसुखराय वि. पुरुषोत्तमराय जोषीपुरा
एम. ए.

## ढोंगी स्वदेशी.

વડોદરાની કૉલેજમાં બી. એ. ક્લાસમાં ભણતો એક વિદ્યાર્થી "કમેટી બાગ" ના "સમર હાઉસ" માં બેઠો બેઠો કાંઈક પુસ્તક વાંચે છે. ઉન્હાળાના તાપથી તપી રહેલી ધરતી ધમ ધમાટ કરી રહી છે. પૃથ્વિ ઉપર ફરતાં દરેક માણસો "તાપ બહુ સખત પડે છે" એમ કહી શીતળતાનો આશ્રય લેતાં જણાય છે. નદીનાં જળ, ધર્મશાળાની ઓરડીઓ, બગીચાનાં વૃક્ષો અને વૃક્ષોની છાયા નીચે પણ ઉન્હો વા વાય છે. તાપનો ઉન્હો સપાટો અંધારા ઓરડાના ભોંયરામાં પેસી જઇ છુપાયલા માણસને પણ અકારો કરી મૂકે છે. આટલા બધા સખત તાપમાંથી બચવાને સુરેશ્ચન્દ્ર "કમેટી બાગ" ના સમર હાઉસમાં ભરાઇ ઠંડક મેળવે છે. આસપાસ ઝાડોની ઘટા છવાઇ રહી છે. પથ્થરની ન્હાની ન્હાની બખોલોમાંથી પાણીનાં ઝરણો વહ્યાં કરે છે. ઉન્હો તાપ તેમાં પ્રવેશ કરવા મહેનત કરે છે. પણ ઝાડનાં લીલાં પાંદડાં તેને અટકાવી પાછો કહાડે છે. પોતાની ગુફામાં શીતળતા લેવા બેઠેલા અતિથિને ઠંડક આપવો પોતેજ ઉન્હો તાપ સહન કરી પરમાર્થનું કામ કરે છે. ચૈતન્ય જીવોને ઉપદેશ આપે છે કે: તમે સહન કરો, અને બીજાને શાંત આપો.

સુરેશ્ચન્દ્રને ઠંડકમાં આનંદ જણાયો છે, તેણે વાંચવા માંડેલું પુસ્તક "યોગ માયા" નાં લગભગ સો પાના વાંચી નાખ્યાં છે. ગજવામાંથી ઘડીયાળ કહાડી જોયુ તો ચાર વાગી ગયા છે. એટલે બાજુમાં પડેલી ટોપી માથા ઉપર મૂકી બહાર નિકળ્યો અને ભાડૂતી ગાડીમાં બેસી ઘર તરફ ચાલ્યો. ગાડીમાં બેઠા બેઠા પણ તેના મનમાં અનેક વિચારો ઉદભવવા લાગ્યા. "સ્વદેશી વસ્તુઓ વાપરવાથી જ દેશનું કલ્યાણ છે? હા, તેમ જ છે. હિંદુસ્થાનનો ઉદ્યોગ હુન્નર નાશ પામે છે. હિંદુસ્થાનની પ્રજા દરિદ્રી થઇ ગઇ છે, કંગાળ થઇ ગઇ છે. પૈસે ટકે દુ:ખી દુ:ખી થાય છે. આખા દેશની પ્રજાનો અર્ધો ભાગ અન્ન વિના ટળવળે છે." શું આ બધું સત્ય છે? મહા પુરૂષ દાદાભાઇનું આવુ લખેલુ અસત્ય હોય નહિ. તે સર્વમાન્ય છે. ત્યારે હવે? આપણે પણ સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા કરવી! અલબત! દેશનુ કલ્યાણ થાય તે કામ સૌથી પહેલાં કરવુ. ગમે તેમ થઇ જાય. એક મનુષ્યની એવી પ્રતિજ્ઞાથી અનેક મનુષ્યો તે કામમાં જોડાય છે. અને એવાં અનેક માણસોની પ્રતિજ્ઞાથીજ દેશનુ કલ્યાણ થાય છે. મીલ જેવા મહાત્માએ કહ્યું છે કે: જે દેશનો હુન્નર ઉદ્યોગ ઉન્નતિ ન પામે તે દેશ એક દિવસ ભિક્ષા માંગતો થઇ જાય છે, આ વાત સાચી છે. સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા કરવી જ જોઇએ. સ્વદેશી હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવું જ જોઇએ."

તેના હૃદયમાં આવા આવા અનેક વિચારો ઉત્પન્ન થાય છે. ગાડી ઘર ઘર કરતી ચાલે છે. એક તરફ ટ્રામમાં અનેક માણસો મુસાફરી કરે છે તેના સામું જોતો જાય છે, બીજી તરફ રસ્તામાં ચાલતાં માણસો તરફ પણ નજર ફેરવતો જાય છે. સાંજના પાંચ વાગી ગયા છે. છતાં પણ ઉન્હો તાપ વાય છે. ગરમી પડે છે. "ઠંડા બરફ" અને "આઇસ ક્રીમ"ની બુમો પડી રહી છે. એટલામાં ગાડીવાળાએ પુછયું:—

"ગાડી કયાં ઉભી રાખુ સાહેબ?"

"ઘડીયાળી પોળમાં લઇ જા."

ઠીક. કહી ગાડીવાળો આગળ હાંકે લાગ્યો. વિચારોના વમળમાં પડેલો સુરેશ તો પણ "સ્વદેશી" નાજ વિચારો કરે છે. તેને નિદ્રા તેનું ભાન નથી. તે બહારની વસ્તુઓ અને જુવે છે પણ તેને તેનું સ્મર્ણ રહેતુ ન

શરીરની નસેનસમાં "સ્વદેશી" સંબંધી જ વિચારોની ઉથલ પાથલ થાય છે.

થોડી વારમાં જ ગાડી ઘડીયાળી પોળમાં પેઠી. થોડક વેગળે ચાલતાં ડાબા હાથ ઉપર એક બે મજલાનું મકાન આવ્યું. બહારથી જ સુરેશે બુમ પાડીઃ પરેશ ! પરેશ !

ઘરમાંથી એક ફાંકડા યુવાને આવી બારીએ ડોકું કાઢયુંઃ આવો, હજુ ફરવા જવાની વાર છે. હજુ તાપ સખત પડે છે. થોડી વાર પછી જઇશું.

સુરેશે ગાડીવાળાને પૈસા આપી વિદાય કર્યો અને પરેશના ઘરમાં પેઠો. ત્યાં બીજા પણ બે મિત્રો બેઠા હતા. સુરેશ એક આરામ ચેર ઉપર બેઠો. બધાએ ભેગા મળી "સ્વદેશી" વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા કરી. સુરેશે કહ્યુંઃ આજથી હું પણ સ્વદેશી વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા લઉં છું

પરેશઃ ત્હમારાથી એ પ્રતિજ્ઞા પળાશે નહિ. વિના કારણે પ્રતિજ્ઞા લઇ સ્વદેશીનો ઢોંગ શા માટે કરો છો ? જેઓ દ્રઢ મનના છે તેમને માટે જ એવી પ્રતિજ્ઞા છે.

સુરેશઃ મ્હારી પ્રતિજ્ઞા કદી પણ ભંગ થશે નહિ. ગમે તો પિતા મ્હને ભીખારી બનાવી કાઢી મૂકે કિંવા હું જગતમાં પાયમાલ થઇ જાઉં તો પણ આ પ્રતિજ્ઞાનો એક અંશ પણ તોડીશ નહિ. પ્રતિજ્ઞા કરે છે. સુરેશચંદ્રે પણ કેટલીક કવિતાઓ ગાઇ શ્રોતાઓનાં મન રંજન કર્યાં છે. કેટલાક પ્રખ્યાત વકતાઓએ પણ ભાષણો કરી "સ્વદેશી" ની પ્રતિજ્ઞા લેનારાઓને ઉત્સાહિત કર્યાં છે.

રાત્રિના આઠ વાગ્યે મંડળ વિખરાઇ ગયું. કેટલાકે સ્વદેશી સાકર અને ખાંડ ખાવાની પ્રતિજ્ઞા કરી. કેટલાકે લુગડાં વાપરવાની પ્રતિજ્ઞા કરી. કેટલાકે પરદેશી રમકડાં, દિવાસળી, સાબુ, મીણબત્તી જેવી વસ્તુઓનો ત્યાગ કર્યો. આજ રાતે ગામમાં સુપ્રસિધ્ધ ગુપ્ત કુટુંબને ત્યાં લગ્નની ધામધુમ થઇ રહી છે. સુરેશ અને પરેશને ત્યાં જમવા જવાનું આમંત્રણ હતું. ગુપ્ત મહાશયને ત્યાં રાત્રિના ભોજનમાં કંસાર અને છુટું ઘી થવાનું હતું. કંસારમાં છુટું બુરૂં (ખાંડ)-પણ પીરસવાની હતી પરેશને આ વાતની ખબર પડતાં જ જ્ઞાતિના કેટલાક યુવાનોએ ભેગા કરી મસલત ચલાવી કે આજે ગુપ્ત મહાશયને ત્યાં જમણ વખતે પરદેશી બુરૂં (ખાંડ) પીરસવામાં આવે તો આપણે જમવું નહિ. એક જણે કહ્યુંઃ આ વાતની ખબર આપણે તેમને પહેલાંથી જ આપવી જોઇએ.

પરેશે કહ્યુંઃ આજના ભાષણ વખતે ગુપ્ત મહાશયનો મ્હોટો દિકરો હાજર હતો. તે ગ્રેજ્યુએટ થયેલો છે. ત્હેને શું અકકલ નથી કે તે પરદેશી સાકર વાપરશે ? બીજા એકે કહ્યુંઃ ભાઇ શ્રીમંતો

કહેવા લાગ્યો: સબુર કરો, સબુર કરો. પરદેશી ખાંડ, હાડકાં અને લોહીથી સાફ થાય છે. અમે તેને કદી પણ હાથ લગાડીશું નહિ. ધર્મભ્રષ્ટ વસ્તુઓ અમે ખાઈશું નહિ." આ શબ્દો સાંભળતાં જ તેની સાથેના બધા મિત્રો ઉઠી ઉભા થયા. ત્હેમણે પણ કહ્યું: ખરૂં છે, ધર્મભ્રષ્ટ વસ્તુઓ ખાવાથી જ આપણા દેશની લક્ષ્મી ચાલી ગઇ છે. લોકોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે. અમે ત્હેને નજરે પણ જોઇશું નહિ." વળી એક જણે બધાની વચમાં આવીને કહ્યું: ભાઈ એ તો શ્રીમંતનાં ઘર છે. દેશી કે પરદેશી ગમે તે હોય પણ જે સસ્તું હોય તે જ વાપરે. ! પરેશે કહ્યું: તે ગમે તેમ હોવ, અમે આજે જમ્યા વિના અમારે ઘેર ચાલ્યા જઇશું. જેને ધર્મભ્રષ્ટ થવું હોય તે ભલે થાય. અમે તો દેશી ખાંડ હશે તોજ જમીશું. અમારી મતલબ ફક્ત સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપવાનીજ છે."

આ વાત ઘરધણીને કાને પહોંચી. કુટુંબનાં બધાં માણસોના પણ જાણવામાં આવી. નવનિતરાય ગુપ્ત ૭૦ વર્ષની વયના વૃધ્ધ હતા. કુટુંબમાં વડીલ હતા. તેમના પુત્રનાં લગ્ન થતાં હતાં. મ્હોટા મ્હોટા અમલદારો અને જાણીતા ખાનદાન કુટુંબનાં માણસો સાથે સંબંધ ધરાવતા હતા. શહેરમાં શ્રીમંત ગ્રહસ્થ હતા. તેઓએ આવી પરેશને અને ત્હેની મંડળીને ઘણું સમજાવ્યું પણ કોઇએ માન્યું નહિ. કુટુંબના કેળવાયલા યુવાનોએ પણ સ્હમજ્યું કે: આજે જે થયું તે ખરૂં. કાલથી અમે દેશી ખાંડ વાપરીશું પણ કોઇ એકનું બે થયું નહિ. એટલું જ નહિ પણ ખુદ વરરાજાએ જ કહ્યું કે: દેશી ખાંડ આવે તો જ જમવું નહિં તો આપણે માંડવે બીજી રસોઇ કરાવો. વર રાજાના આ શબ્દો સાંભળી નવનિત ગુપ્ત અને ત્હેનું કુટુંબ દિગ્મૂઢ થઇ ગયું. બીજા બધાની દરકાર કરવામાં આવે નહિ પણ વરરાજાની માંગણીનો તિરસ્કાર કેમ થાય? જ્ઞાતિ જનોનું મ્હોટું ટોળું ભેગું થઇ રહ્યું હતું. આ પરેશની આસપાસ વિંટળાઇ વળ્યા હતા, કોઈ સ્હમજીને અને કોઇ સ્હમજ્યા વગર પણ "સ્વદેશી ખાંડ લાવો, સ્વદેશી ખાંડ લાવો"ની બુમો પાડી રહ્યા હતા. આ વાત ધીમે ધીમે બૈરાં સુધી પહોંચી, ત્હેમને પણ ખબર પડી કે પરદેશી ખાંડ ધર્મભ્રષ્ટ કરે છે." તેઓ પણ ચુસ્ત વૈષ્ણવ ધર્મ પાળતાં હતાં. તે બધાં બોલી ઉઠયાં: દેશી ખાંડ લાવો, દેશી ખાંડ લાવો."

જોત જોતામાં ભાણામાં પીરસેલી ખાંડ ઉપાડી લેવામાં આવી. કેટલીક પત્રાવળીઓ ઉપર લોકોએ પગ મૂક્યા હતા તે કાઢી નાંખવામાં આવી. વૃધ્ધ નવનિત ગુપ્ત અને ત્હેમના પુત્રોએ આવી કહ્યું: સ્વદેશી ખાંડ આવી પહોંચી છે: પરેશ બાબુ! ત્હમે પરિક્ષા કરો. આબુ રોડ ઉપરનાં "કેસર સુગર વર્કસ"ના એજંટ આવ્યા છે તેમની મુલાકાત કરો."

પરેશ બાબુ તે એજન્ટને ઓળખતા હતા. દેશી ખાંડની ખાત્રી થઈ, તરતજ બધા શાંત મને જમવા બેઠા.

આજથી વૃધ્ધ ગુપ્ત મહાશયે પોતાની ન્યાતને માટે ઠરાવ કર્યો કે: દરેક માણસે સ્વદેશી ખાંડ વાપરવી". હજૂ પણ તે ઠરાવ પાળવામાં આવે છે, અને તેનું જોઇને બીજી ન્યાતવાળાઓમાં પણ દેશી ખાંડ વાપરવાનાં ઠરાવો થયા છે.

૩

પરેશ બાબુ સ્વદેશીના મ્હોટા હિમાયતી છે, તે જયાં જયાં જાય છે ત્યાં સ્વદેશી વસ્તુઓના ફાયદા સ્હમજાવે છે. ભાષણો કરે છે. મિત્ર મંડળમાં, ન્યાત જાતમાં, અને સ્ત્રીપુરૂષમાં સ્વદેશીની જ વાતો કરે છે. તેના પ્રયાસથી અનેક સ્ત્રીઓ, અનેક પુરૂષો અને અનેક યુવાનો સ્વદેશી વસ્તુઓ વાપરે છે. સ્ત્રીઓને તે કહે છે કે: પરદેશી સાબુમાં મરેલાં ઢોરની ચરબી આવે છે. તે જ અપવિત્ર ધર્મભ્રષ્ટ સાબુ ત્હમે ન્હાવાના ઉપયોગમાં લો છો, મ્હોડે ચોપડો છો, પાણીઆરા ઉપર મૂકો છો! મીણબત્તીમાં પણ ચરબી આવે છે. ત્હેને ત્હમે ઠાકોરજી

## श्वानभक्षी मनुष्य जाति!

ભારતવર્ષની પશ્ચિમના મુલકમાં, અરબ્બી સમુદ્રના કિનારે મલાવાર નામનો એક ર વિખ્યાત પુરાતન પ્રદેશ છે. યુરોપવાસી વારકો ગામા, જેનું નામ ઇતિહાસમાં સુપ્રસિધ્ધ છે તે જ્યારે ભારતવર્ષની શોધમાં આ દેશ તરફ આવતા હતા ત્યારે પ્રથમ આ મલાવાર દેશની આજુબાજુ ઉતરી પડયા હતા. ઇસ્લામી ધર્મનો વાવટો ભારત વર્ષમાં પ્રથમ આ જ દેશમાં ફરકયો હતો. આવા એક ઐતિહાસિક પ્રદેશની એક વિચિત્ર જાતિનું અવલોકન કરવું અગત્યનું થઇ પડશે.

મલાવારમાં કેટલીક નાની મ્હોટી નદીઓ છે. નદીઓના કિનારે કિનારે, જંગલોમાં તેમ જ ઝાડીઓમાં અનેક વસવાટના સ્થાનો આવેલાં છે. આ સ્થાનોમાં નદીઓના કિનારે એક વિચિત્ર જાતિ જોવામાં આવે છે જે નયાદી અથવા શ્વાનભક્ષી મનુષ્યના નામથી ઓળખાય છે. તેના આચાર વિચારોથી લોકો સામાન્ય રીતે પરિચીત નથી, કારણ કે એ જાતિ જનસમુહથી એટલી તો અલગી રહે છે કે તેમના વિષે થોડાકોને જ માહીતી હોય છે. હાલમાં કેટલાએક નયાદીઓ મુસલમાન થઇ ગયા છે અને તેમના દ્વારા જે કાંઇ જાણવામાં આવ્યું છે તે વિષે Men and Women of India નામના એક અંગ્રેજી પુસ્તકમાં ઉલ્લેખ જોવામાં આવે છે.

હિન્દુ લોકો આ નયાદી જાતિને એટલી બધી અધમ પંકિતની માને છે કે નયાદી લોકો—જેઓ હાલ મુસલમાન થઇ ગયા છે તેઓ પણ પોતાની જાતિ સંબંધી કાંઇ પણ જણાવવાને અભાવ બતાવે છે. નીચમાં નીચ પંહાડી જાતિઓ પણ આ નયાદી જાતિને અતિ અંત્યજ માને છે અને તેનો સ્પર્શ કરવો એ મહા પાપ સમજે છે.

નયાદી જાતીના સંબંધમાં એવું કહેવામાં આવે છે કે, તે જાત નમવદ્રી બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયેલી જાતિ છે. સેંકડો વર્ષ પૂર્વે એક બ્રાહ્મણ કોઇ નીચ પહાડી જાતીની સ્ત્રીપર આસકત થઇ ગયો હશે અને તેની પ્રેમધુનીમાં ધન-ધર્મ આદિને પણ તિલાંજલી આપી દીધી. આ દંપતિથી જે સંતતિ ઉત્પન્ન થઇ તેને નયાદી જાતી કહેવામાં આવે છે. હિંદુ ભાઈઓ તેને એટલી બધી હલકી માને છે કે વસ્તીમાં આવવા દેવાનું પણ યોગ્ય માનતા નથી. એ લોકો જંગલમાંથી દોરડાં, મધ, મીણ ઇત્યાદિ જંગલી પદાર્થો વેચવાને જ્યારે શહેરમાં આવે છે ત્યારે વિચિત્ર અવાજે તેઓ પોકારે છે અને તેથી લોકોનું તેમના તરફ ચિત્ત આકર્ષાય છે. તેઓ આખા શરીરે નાગા રહે છે અને માત્ર કમરપર જ પાંદડાં અથવા તો કપડાનો ટુકડો લપેટે છે. ફાટયા તુટયા લુગડાં, ચોખા, તેલ આદિ જે કાંઇ આપવામાં આવે છે તે લેઇને તેઓ પાછા પોતાના વસવાટપર જાય છે. નયાદી જાતિને ખવડાવવાનું કામ ઘણા પુન્યનું કામ ગણાય છે. વિવાહ વિગેરે પ્રસંગે ઉદાર ચિત્ત લોકો તેમને ખાસ બોલાવીને ખવડાવે છે.

આ જાતિમાં કાંઈ ધર્મ જેવું નથી. તેમ જ તે કોઇ દેવી દેવતાને પણ માનતી નથી. તે માત્ર વિલી નામના એક જંગલી દેવતાને માને છે. મરણ, માંદગી અથવા તો લગ્ન જેવા પ્રસંગે તે કામમાં આવે છે. જ્યારે કોઇ માંદુ થાય છે ત્યારે તેને આ દેવની પીંઢી પાસે બેસાડી લોકો તેની આસપાસ ટોળાબંધ બેસી જાય છે. ત્યાં એક મંત્ર ભણ્યા બાદ એક પક્ષીને તે પીંઢી સન્મુખ મારી નાંખી તેનું રૂધિર રોગીને પાવામાં આવે છે. માત્ર વીલી દેવતાની પાસે જવાથી જ દર્દીને આરામ થાય એવો તેઓનો દ્રઢ વિશ્વાસ છે.

આ જાતિને ખાવાને માટે પુરતું અનાજ પણ નથી મળતું, અને તેથી કરીને તેઓ જંગલી કંદ મુળ અથવા ફળ ફુલ આદિ ઉપર નિર્વાહ કરે છે. તેઓને કુતરાના માંસ વિના કદાપિ ચાલતું નથી. કુતરાનું માંસ તેઓને એટલું પસંદ છે કે. રાત્રિને સમયે ચુપચુપ તેઓ વસ્તીમાં દાખલ થઇને કુતરાઓને પકડી લાવે છે. કુતરાનું માંસ ન મળે તો તેઓ ભારે અફસોસ કરે છે. ઉત્સવ આદિ પ્રસં-

## હેલીનો ધુમકેતુ.



આ સાથેના ચિત્રમાં જગત્‌ની બત્રીશીએ ચઢેલા ધુમકેતુનું ચિત્ર આપવામાં આવ્યું છે, એ ધુમકેતુ દર ૭૪–૭૫ વરસે આકાશમાં દેખાય છે. અને તે જ્યારે જ્યારે દેખાય છે ત્યારે ત્યારે પૃથ્વિ ઉપર કાંઈક પણ ઉથલપાથલ–નુકસાન–થયા વગર રહેતું નથી.

આજના ચિત્ર ઉપરથી જોઈ શકાશે કે આ વખતનો ધુમકેતુ પ્હેલવહેલો ૨૦ મી એપ્રિલે જણાયો હતો, એ ધુમકેતુ એક જાતનો તારો છે. અને તે પ્રથમ પૂર્વ દિશામાં જણાતો હતો. તે અતિ ઝડપબંધ ચાલતો એક આગનો ગોળો છે. પ્રથમ તેનું માથું નીચે અને પુંછડી ઉપર એમ જણાતો હતો. દરરોજ સવારે ૩ થી ૫–૩૦ ની અંદર જણાતો હતો પણ તા૦ ૧૮ મી મેથી તે પશ્ચિમ દિશામાં સાંજે જણાય છે. પરંતુ તેનો પહેલાંનો જે દેખાવ હતો તે હવે નથી, તા૦ ૩૧ મી મે પછી તે તદ્દન ઝાંખો જણાય છે. કારણ કે તા૦ ૧૮ મી મેને દિવસે તેની પુંછડી પૃથ્વિની બહુ નજીકમાં આવી હતી. તેમાંથી પૃથ્વિ પસાર થઇ ગઇ છે. આ ચિત્ર ઉપરથી જુદી જુદી તારીખે ધુમકેતુ કેવા આકારમાં દેખાયો છે તે જણાશે. આ સંબંધી ઐતિહાસિક દ્રષ્ટિએ લખાયેલો લેખ આવતા અંકમાં પ્રકટ થશે.





# મફત! મફત!

એક પોસ્ટ કાર્ડ ઉપર પુરેપુરૂં સરનામું લખી મોકલનારને હીંદના સાત હીરા મફત મોકલવામાં આવે છે તેમજ અડધા આનાની ટીકીટ મોકલનારને

**બાદશાહી હેર ઓઇલ**

તથા

**સ્વદેશી સેન સેન**

ના નમુના મફત મોકલવામાં આવશે.

## છોટાલાલ છગનલાલ મહાજન.

કાલબાદેવી. નવી કાપડ મારકીટ—મુંબઈ.

બ્રાન્ચ ઓફીસ ૧૭૭-૨ હેરીસન રોડ-કલકત્તા



આજના અંક સાથે "બાદશાહી સાબુનાં" કાર્ડ વહેંચવામાં આવ્યાં છે તે ઉપર ગ્રાહકોનું ધ્યાન ખેંચીએ છીએ.



વેપાર ઉદ્યોગ તથા ખેતીવાડીના વિષયોનો પોથો.



## દેશી વેપારી ચેમ્બરનું માસિક.

કદમાં તેમજ પાનામાં મોટો વધારો પણ લવાજમ તેનું તેજ

વેપાર ઉદ્યોગ અને ખેતીવાડીના વીષયો ચરચાવતું આ માસીક થોડાજ વખતમાં દેશી વેપારી કોમમાં તથા જાહેર પ્રજામાં પ્રીય થઈ પડયું છે. આજ સુધી એનું કદ રોયલ ઓકટેવો તથા ચાર ફોરમ (૩૨ પાના) નું હતું પણ તેનું ઉપયોગીપણું વધારવાના હેતુથી તથા જાહેર પ્રજાની માગણીથી જાન્યુઆરી માસથી તેનું કદ ક્રાઉન ક્વોર્ટો અને છ ફારમ (૪૮ પાના) જેટલું મોટું કરવામાં આવ્યું છે. તેની અંદર ખાસ ઉદ્યોગ વીગેરેપર લખાયેલા લેખો કીંમતી વેપારી બાતમી વીગેરેનો સમાવેશ કરવામાં આવે છે તથા જરૂર પડે ત્યારે વેપાર તથા ઉદ્યોગની બાબતમાં ચીત્રો પણ આપવામાં આવે છે લવાજમ પહેલાનું કાયમ રાખવામાં આવ્યું છે. વારસીક રૂ. ત્રણ. બહાર ગામને માટે ટપાલ ખરચ આના છ વધુ. આ માસીકનો દેશી વેપારી કોમમાં બહોળો ફેલાવો થયેલો હોવાથી જાહેર ખબર માટે ઉત્તમ સાધન છે.

**નમુનાના અંકના ચાર આના.**

વેપારી બાબતોપર લેખ વીગેરે આભાર સહીત સ્વીકારવામાં આવશે. લખો સેકરેટરી,

**ધી-ઈન્ડીઅન મરચન્ટસ ચેમ્બર. એન્ડ બ્યુરો.**

૭૭-૭૯, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

જુલાઇ ૧૯૧૦—અષાડ ૧૯૬૬ — અંક ૭

## નવું અને જુનું.

ગઝલે કવ્વાલી.

ગણુતાં વર્ષની માળા, મહા પંડિત પણ ભૂલે:
જગત્‌નો તાત બ્રહ્માએ વરસને પારણે ઝુલે.
ગયું જૂનું, નવું આવ્યું, નવું જૂનું વળી થાશે,
નવાં–જૂનાં તણી ઘટમાળ જગને આંગણે ઝુલે.

વહેતાં વર્ષ, મહિના, પક્ષ ને સપ્તાહ દિવસોમાં,
દિવસ ચાલ્યા ઘડી પળમાં, વૃથા મ્હોટાઇ શી તું લે?
વહેતાં જીવ, જંતુ, દેવ, દાનવ; સૃષ્ટિમાં સઘળાં;
જતાં દેખે હજારોને, છતાં શું આંખ ના ખુલે!

ખરે છે ખીલતાં પુષ્પો, મરે છે જન્મતાં પ્રાણી,
ઝુબે છે ઉગતા ભાનુ, સદા કરમાય, જે ફૂલે.
મહા બળવાન માન્ધાતા, ગુણી જન ગ્રંથના જ્ઞાતા;
બલ શૂરા અને દાતા, બધે સૌ કાળને ચૂલે.

ગયાં એ રામ ને સીતા, ગયાં શ્રીકૃષ્ણ ને રાધા,
ગયા છે ભીષ્મ ને પાંડુ, રહ્યા નહી ત્હેમના મૂળે!
ગયા દારા, સિકંદર શાહ, રૂસ્તમ, પહેલવાં મ્હોટા:
કહે ત્હારૂં ગજું તે શું? વિના આધાર શું ફૂલે?

ગયા અલમસ્ત, મદમાતા, વિધાતા, તાત ને ભ્રાતા,
લખાતા ચોપડે જગને, ચિતારા કાળની કળે.
મળી છે સાલબી સઘળી, ભલે માથે ચમર ઝુલે;
નગારૂં મોતનું ન્હડતાં, નહીં બાકી રહે ધૂળે!

ગયા તે તો સદા માટે, ગયા ત્હેની નિશાની શી?,
નિશાની એક છે, કે કાળ કોઇને નહીં ભૂલે!
અમરપટ્ટો લખાવીને, નથી એકે અહીં આવ્યો,
અહીં જે આપશે નહીં તે, પછી પરલોકમાં શું લે?

કરે છે જૂલ્મ શા માટે? કરે છે પાપ શા માટે?
નહીં પાપી કદી ખાટે, લખી એ કાળજે તું લે.
સુખી આ લોક કે પરલોકમાં ચાહે થવા કદિયે,
સુખી કર, અન્યને ભાઇ! સમય આ શીદને ભૂલે!

खेतो काको.

## सरकसना सिंहने.

મંદાક્રાંતા વૃત્ત.

છોડીને તૂં નિબિડ વનનું વાસ હે સિંહરાજ!
આવ્યો ક્યાં આ સરકસ મહીં ખેલવા ખેલ આજે.
રે આ તારા વિમળ યશમાં ડાઘ કાળો ગણાશે.
ભુંસાશે તો કદિપણું નહીં લેશ ના ન્યૂન થાશે.
તોડી જેણે ગજમદ મહા વિશ્વમાં કીર્તિ સ્થાપી.
રે તેં એવા સબળ કુલમાં જન્મ લીધો તથાપિ–
દેખાડીને નિજકુલ ગુણો ના ધરા તે ગજાવી,
ભુંડા તારી જનનિ કુખને વ્યર્થ તેં તો લજાવી.
ખેલાડી આ સરકસ તણો નાચ જેવો નચાવે.
તેવો નાચી જન રિઝવતાં લાજ ના રંચ આવે.
તારી આવી અધમ કૃતિથી દગ્ધ આ દેહ થાય.
આંસુ ઊન્હાં દડ દડ પડે શોક હૈયે ન માય.
ચેતે જો તું હજુ પણ, નથી કાલ વીત્યો વિશેષ.
તોડીને આ સ્વભુજ બલથી પાંજરું હે વનેશ!
ન્હાસી જા તું નિબિડ વનમાં સ્થાન જ્યાં મૂળ તારૂં,
ત્યાં એ થાશે વિપિન તુંજને વીરતા આપનારૂં.

मधुरे.

# नोंध–चर्चा.





આપણા નવા શહાનશાહ નામદાર પંચમ જ્યોર્જ ગાદી ઉપર બેઠા. તેમને આપણે રાજભકત પ્રજાએ અભિનંદન આપવું જોઇએ. અમારા વાંચક બંધુઓ તરફથી અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ, વધાવી લઇએ છીએ. એ નામદારનો રાજ્યઅમલ આ દેશ ઉપર, ઇશ્વરના શુભ આશિર્વાદ સમાન થઇ પડે. એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ. એ નામદાર જ્યારે હિંદુસ્તાનમાં પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે આવ્યા હતા ત્યારે હિંદુસ્થાનની પ્રજાએ તેઓને જે દિલોજાની ભર્યો આવકાર અને માન આપ્યું હતું. તે ઉપરથી તેઓએ આ દેશની પ્રજાની રાજભકિત જોઇ છે. અને તેઓને વિશ્વાસ છે કે આ દેશની પ્રજા રાજાને ઇશ્વર સમાન માની, તેની આજ્ઞાઓ શિરસાવંદ્ય કરે તેવી છે. હજાર વર્ષ થયાં આ દેશની પ્રજા પરદેશી રાજ્ય અમલ નીચે રહેતી આવી છે પણ તેમ છતાં તે રાજદ્રોહી થઇ નથી, થવાની નથી. આ વાત તદ્દન સત્ય છે. નામદાર પંચમ જ્યોર્જે ગાદી ઉપર આવતાંજ આ દેશની પ્રજાને યાદ કરી એક સંદેશો કહાવ્યો છે. અને તેમાં આશ્વાસન આપ્યું છે કે, હિંદુસ્થાનની પ્રજાને તે નામદાર ભૂલશે નહિં. તેના હકોને ભુલશે નહિં. તેની રાજભકિતની કદર કરશે. અમે ઇશ્વર પ્રત્યે એજ માંગીએ છીએ કે તે પરમ દયાળુ પરમાત્મા નામદાર પંચમ જ્યોર્જને દિર્ઘાયુ કરે, અને આ દેશના અનેક લાખોને જોતા–જાળવતા રહે. આ દેશના હુન્નર ઉદ્યોગને વધારવા-સુધારવા—નાં દરેક કામોમાં લક્ષ રાખે. અને આ દેશ પોતાના પાછલા ગૌરવને પામે એવાં કામો કરી આ દેશની ૩૩ કરોડ પ્રજાની આશિષ લો!

***

હિંદુસ્થાનના હમણાંના વૈસરાય નામદાર લોર્ડ મિન્ટો આવતા નવેમ્બરમાં પોતાનો અમલ પૂરો થતો હોવાથી ઇંગ્લંડ જાય છે અને નવા વૈસરાય લોર્ડ હાર્ડિંજ આવે છે. લોર્ડ મિન્ટો સાહેબના રાજ અમલમાં જે અશાંતિ ઉત્પન્ન થઇ અને એનારકી-જેવાં નહિ ઇચ્છવા જોગ, ધિઃકકારવા લાયક કામો થયાં છે તે માટે અમે અંતઃકરણ પૂર્વક દિલગીર છીએ. પરંતુ થયું તે ન થયું થવાનું નથી. હવે તો એવાં કામોને સખત રીતે દાબી દેવામાં આવે એ જ આપણે ઇચ્છવું જોઇએ. નામદાર મિન્ટોએ બન્યું તેટલું કર્યું છે. તેમની રાજનીતિ કેટલેક દરજ્જે અશાંતિને દાબી શકી છે. નવા વૈસરાય નામદાર હાર્ડિંજના રાજ અમલ દરમ્યાન તે સંપૂર્ણ દબાઇ જાય અને સઘળે શાંતિ શાંતિ પ્રસરે એ જ આપણે ઇચ્છીએ છીએ. રાજભકત પ્રજા બીજું શું ઇચ્છે? જ્યાં ત્યાં સુખ શાંતિ પ્રસરે અને રાજા પ્રજામાં સલાહ સંપ રહે! પ્રજા રાજભકત રહે અને તેમની ઉન્નતિ થાય એવી રીતે રાજા વર્તે. આપણે એ જ માંગીએ છીએ. નવા વૈસરાય બહાદુરને અમે અભિનંદન આપીએ છીએ. તે નામદાર આ દેશની કારકીર્દિ દરમ્યાન રાજા-પ્રજાની સુલેહ જાળવે અને પ્રજાને સુખી સંતોષી બનાવે! પરમાત્મા સ્હાય કરે. હિંદીવાનોને હમેશાં સુમતિ આપે અને તેમની દેશભકિત તેમ જ રાજભકિત દ્રઢ કરે!

***

નડિયાદમાં હિંદુ અનાથાશ્રમ ઉઘાડવામાં આવ્યું છે. ગુજરાતના ઘણા ભાગોમાં અનાથ સ્ત્રી, પુરૂષો અને બાળકો પરધર્મમાં વટલી ગયલાં જોવામાં આવ્યાં છે. કેટલાક ખ્રીસ્તી થઇ ગયા છે, કેટલાક મુસલમાન થઇ ગયા છે. હિંદુ જેવો પવિત્ર ધર્મ છોડી તેઓ બીજા ધર્મમાં ગયા છે. તેનું કારણ એ જ કે તેમને નોકરી ચાકરીનું કે હુન્નર ઉદ્યોગ શીખવાનું સાધન નહિ! ખાવા પીવા કે પહેરવાનું મળે ત્યાં ચાલ્યા જાય એ સ્વાભાવિક છે. મનુષ્યનો જન્મ થયા પછી તેના પેટનું પોષણ તો થવું જ જોઇએ. પોષણ ના થાય તો ભૂખે મરાય નહિ. ભૂખને મટાડવાને પરધર્મ પણ ગ્રહણ કરવો પડે છે. કેટલાક ધર્મનિષ્ઠ પુરૂષો તો મરણ પામવા છતાં પરધર્મ ગ્રહણ કરતા નથી પણ કેટલાક માણસો

વટલી જાય છે. નડિયાદના કેટલાક કેળવાયલા ગ્રહસ્થોએ જાતિ મેહેનત, પૈસાનો ભોગ અને વખતનો ભોગ આપી આ અનાથાશ્રમ ઉઘાડયું છે. તેમાં અત્યારસુધી લગભગ ૧૪–૧૫ હજાર રૂપિયા ભરાઇ ગયા છે. અનાથ માણસોને રહેવાનાં મકાનો બંધાયા છે. હજુ બંધાય પણ છે. એ અનાથાશ્રમમાં અનાથ માણસોને રાખી તેમને વિદ્યા ભણાવવાનું તથા હુન્નર શિખવવાનું કામ પણ ચાલુ થયું છે. હિંદુ ભાઇઓને ઘણું ખુશી થવા જેવું છે કે આ અનાથાશ્રમ થવાથી કેટલાક વટલતા બચી ગયા છે. અને હિંદુ ધર્મનું રક્ષણ થવા લાગ્યું છે.

**

થોડા દિવસ ઉપર એક બ્રાહ્મણનો પરણેલો, ચૌદ વર્ષનો છોકરો ક્રીસ્તી થઇ જવાની તૈયારી ઉપર હતો. બ્રહ્મચારી સાલગાનંદે તે છોકરાને "ભારત જીવન" ઓફીસમાં મોકલાવી આપ્યો. અહિં તેને રાખવામાં આવ્યો. તેને નડિયાદ અનાથાશ્રમમાં મોકલવાની તૈયારી હતી. એટલામાં તેના પિતાએ ખાત્રી આપી ઘેર બોલાવી લીધો. કેટલાંક માબાપો પોતાનાં છોકરાને મારે છે, લઢે છે, વઢે છે અને દરકાર કરતા નથી. તેનું પરિણામ એ આવે છે કે છોકરાં પરધર્મમાં વટલી જાય છે. અને પરણેલી યુવાન બાળાને રખડાવી મૂકે છે. અમે હિંદુ મા બાપોને વિનંતિ કરીએ છીએ કે છોકરાંને એ પ્રમાણે નહિં સુધારતાં સમજાવી પટાવીને અને વખતે ધમકાવીને કામ લેવું પણ તેમને અતિશય ત્રાસ આપવો નહિં. હિંદુ રખડતા રઝળતાં અનાથો માટે "વર્ક હાઉસ" નથી કે જેથી સરકાર તેને ત્યાં મોકલી શકે. અંગ્રેજોને માટે તેવાં "વર્ક હાઉસ" તૈયાર છે. જો કોઇ અંગ્રેજ રખડતો માલમ પડયો તો તેને મેજીસ્ટ્રેટો "વર્ક હાઉસ"માં મોકલે છે પણ હિંદુ અનાથો માટે તેવું ખાતું નથી. અમે ઘણા ભટકતા હિંદુઓને કેદમાં જતાં સાંભળ્યા છે. "નડીયાદનું હિંદુ અનાથાશ્રમ" એવા કોઇ પણ અનાથોને માટે ખુલ્લું છે. કોઇ પણ નિરાધાર, ભટકતા કે અનાથ સ્ત્રી, પુરૂષો કે બાળક મળેતો તેને નડિયાદ હિંદુ અનાથાશ્રમ લેવા તૈયાર છે. આ ખાતું એક સચોટ આશિર્વાદ સમાન છે. ધન્ય છે એ ખાતાના સેક્રેટરીઓ મેસર્સ ચંદુલાલ નંદલાલ દેસાઇ, ફુલચંદ બાપુજી અને બટુકશંકર ગીરધરલાલ મેહેતાને તથા તેમાં નાણાં ભરી મદદ કરનાર ગ્રહસ્થોને પણ ધન્ય છે.

**

આ ફંડની એક શાખા મુંબાઇમાં ઉઘાડવામાં આવી છે. તેમાં નાણાં ભરનારે "ભારત જીવન" ઓફીસમાં મેનેજરને સરનામે મોકલવાથી પહોંચ આપવામાં આવે છે. આ અનાથાશ્રમને મદદ કરવી એ દરેક હિંદુધર્માભિમાનીઓનું કર્તવ્ય છે. જે હિંદુઓ ધર્મનું પગલે પગલે રક્ષણ કરવા તૈયાર છે, તે હિંદુ ભાઇઓને વધારે શબ્દો કહેવાની જરૂર નથી. જેઓને પોતાના ધર્મનું રક્ષણ કરવાની ઇચ્છા છે. તેમણે પોતાની શકિત પ્રમાણે આ અનાથાશ્રમને મદદ કરવી. જે સદ્‌ગ્રહસ્થ તરફથી રૂ. ૨૫૧) ની મદદ મળશે. તેમના નામની એક ઓરડી આ અનાથાશ્રમમાં બંધાશે અને તે ગ્રહસ્થના નામનો શીલા લેખ ચોડવામાં આવશે. મનુષ્યને તેમની શકિતના પ્રમાણમાં દાન કરવાની ભલામણ છે. અનાથ માણસોને અન્ન, વસ્ત્રાદિની મદદ મળે એ કાંઇ થોડા પુણ્યનું કામ નથી. ગરિબોનો આશિર્વાદ એ જ મનુષ્યને સ્વર્ગનું સુખ અપાવે છે. બીજા ધર્મવાળાઓ પોતાના ધર્મને વધારવા માટે લાખો રૂપિયા ખર્ચી નાંખી હોસ્પીટલો અને સ્કુલો કહાડે છે. તથા પોતાના ધર્મની લાખો ચોપડીઓ નજીવી કીંમતે વેચી ધર્મ ફેલાવે છે. પરમેશ્વર અમારા હિંદુ ભાઇઓને સદ્‌બુદ્ધિ આપે. અને તેઓ પણ પોતાના ધર્મને બચાવવા માટે લાખો રૂપિયા ખર્ચી નાંખે.*

* આ અનાથાશ્રમની મુંબઇ ખાતેની શાખાના ઓનરરી સેક્રેટરીઓ તરીકે મેસર્સ ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા તથા રા. રા. હરિહર પુરૂષોતમ સેવક અને ટ્રેઝરર તરીકે શરાફ લલુભાઇ હીરાલાલને નીમ્યા છે. આ પત્રની ઓફીસમાં પૈસા મોકલવાથી રસીદ મોકલવામા આવશે તથા તેમનાં નામ પ્રસિદ્ધ કરવામાં આવશે.

## कळजुगनां कौतकं !

લો કો કહે છે કે હમણાં તો કળજુગ આવ્યો છે! હું પણ માનું છું કે કળજુગ આવ્યો છે. "કળજુગ"નો શાસ્ત્રીય અર્થ તો મારા ગુરૂને ખબર! પણ બધા કહે છે તેમ હું પણ ઠોકી બેસાડું છું કે કળજુગ આવ્યો, કળજુગ આવ્યો! વળી કોઇ કહે છે કે: કળજુગ નહિ પણ "કર અને લે" 'એક હાથે આપ, અને બીજે હાથે લે.' ખરૂં શું હશે એ તો ઇશ્વરને ખબર. ગમે તેમ પણ "કળજુગ"ના જમાનામાં જ્યાં ત્યાં નવા ચમત્કાર-નવાં કૌતક તો જોવામાં આવે છે જ. વાંચો ત્યારે હું પણ તમને કેટલાક નમુના, કેટલાંક ઉદાહરણો આપું છું. વાંચો, વિચારો અને તે ઉપરથી કાંઇક સમજણ લ્યો!

***

આપણા દેશમાં પ્રાચીન કાળમાં ઋષિ મુનિઓ મહાન તપ, મહાન સાધન-ભજન કરી ત્રણ કાળનું જ્ઞાન મેળવતા હતા. અને તેઓ જે કાંઇ કહેતા તે ખરૂં પડતું. પણ હમણાં હમણાં તો જેઓ કક્કાને નામે મીંડી મારે તેવા છે, વિદ્યાને નામે અભડાઇ જાય છે, અને જપ, તપ, સાધન, ભજનને. નર્મદા, તાપી કે વિશ્વામીત્રી, સરસ્વતિના જળમાં જળસાઇ કરાવી બેઠા છે તેવા, ધર્મ, કર્મભ્રષ્ઠ માણસો-શુદ્રો જેવા આચારવાળા—પણ "ત્રણ કાળનું જ્ઞાન" બતાવવાને નિકળ્યાં છે। કહો કે તેઓ "ત્રણ કાળનું જ્ઞાન થાય" એવી અનુપમ (?) વસ્તુની લ્હાણી કરવા બેઠા છે! પણ હું તેમને પુછીશ કે ભાઇ! જ્યારે તમે નિર્ધન હિંદુસ્થાનને ત્રણ કાળનું જ્ઞાન કરાવવા બેઠા છો ત્યારે બ્રીટિશ ગવર્નમેંટના કદરદાન અમલદારો પાસે જઇ નોકરી મેળવી-હિંદુસ્થાનની એક ટેકરી ઉપર જઇ-ત્યાં રહી હિંદુસ્થાનમાં બનતા ગુન્હાઓની ખબર કેમ નથી આપતા? જો તેમ કરો તો સરકારને ડિટેકટીવ પોલીસ ખાતું રાખવાની ફરજ પડે નહિ! કોર્ટો અને કોર્ટમાં ન્યાય ચુકવતા અમલદારોનો ખર્ચ ઓછો થાય! અને હિંદુસ્તાનના કરોડો રૂપિયા બચી જઇ દેશના કોઇ સત્કાર્ય નિમિતે ખરચાય? ભાઇ! હિંદુસ્થાન ઉપર કૃપા કરો! તમારા દેશ બંધુઓ ઉપર કૃપા કરો અને "તમારી ત્રણ કાળનું જ્ઞાન" બતાવનારી અમૂલ્ય (પછી ભલે ને બે પૈસાની હોય કે ફુટી કોડીની કીમતની હોય) પણ તે વસ્તુની મદદ વડે દેશ અને સરકાર ઉપર ઉપકાર કરો! જંત્ર મંત્રને અજમાવો! છે કાંઇ હિમ્મત? ત્રણ કાળનું જ્ઞાન-બાન-કરાવવાની મ્હોટાં મ્હોટાં હેન્ડબીલો અને જાહેર ખબરો ફેલાવી, આ દેશની ભોલી પ્રજાના પૈસા કઢાવી પોતાનું પેટ ભરવા કરતાં જો કોઇ આવો ખરો વિરલો પુરૂષ નિકળી આવે તો બેડો પાર! વાંચક! આવો કોઇ મહા ઉદાર (?) પુરૂષ છાતી ઠોકીને નિકળી આવે તેજ વાત સાચી માનવી નહિ તો "કળજુગનાં કૌતક" માં ગણી કાઢવા ચૂકવું નહિ!

***

અરે! પણ આ બીજી જાહેર ખબર વળી શાની? જ્યાં જોઉ ત્યાં મ્હોટા મ્હોટા અક્ષરે વાંચું છું કે "મુડદાંઓને જીવતાં કરવાની અમૂલ્ય, અકસીર, ચમત્કારિક દવા!" ઓહો! પરમાત્મા! ત્હારો કેટલો બધો ઉપકાર! હવે જગતમાં મરવાનું કોણ! જ્યાં કોઇ માંદો થયો અને મરણ પામ્યો કે બસ પછી આજ દવા વાપરવી! કે ઝટ બેઠો થયો જ છે! આ જાહેર ખબર વાંચતાંજ હું અડધો માંદો હતો તે સાજો થઇ ગયો! મેં નક્કી જાણ્યું કે હિંદુસ્થાનમાં કોઇ ઋષિ, મૂની કે પીર પેગંબરનો જન્મ થયો! હવે આ દેશના વીર પુરૂષો, ઉદાર પુરૂષો, પરોપકારી પુરૂષો, આત્મજ્ઞાની અને બ્રહ્મજ્ઞાની પુરૂષો અને સ્ત્રીઓનાં મરણ થશેજ નહિ! એવા કોઇનું મરણ થયું કે તરતજ "મુડદાં જીવતાં કરવાની દવા" વાપરી કે બસ! પછી મુડદું આળસ મરડીને ઉભું થયું જ સમજો! શું આ તે કોઇ અમૃત સંજીવની દવા હશે કે જાદુઇ ભસ્મ હશે!

ઇશ્વર જાણે ? પણ વૈદરાજ ! હકીમ સાહેબ ! ડાકટર સાહેબ ! તમે મેહેરબાનની કરી હિંદુ હો તો તો કાંઇ કહેવાનું નથી. કારણ કે હિંદુઓ મુડદાંને બાળી પંચ તત્વમાં ભેળવી દે છે પણ જો મુસલમીન કે યુરોપિયન યુરેશીયન હો તો તમને એક વિનંતિ કરૂં છું ! ખુદાને ખાતર એક કામ કરો ! ઘણા ઘણાં મહાપુરૂષો અને મહાન સ્ત્રીઓનાં મુડદાં હિંદુસ્થાનમાં દટાયાં છે ! મહાન ઉદાર અને પરોપકારી રાજાઓ અને બેગમોની કબરો હજુ હયાત છે ! તપાસ કરો અને જો તેવું કોઇ મુડદું (અરે ભલા માણસ, મુડદાંની ક્યાં વાત કરે છે ! તેનું એકાદ હાડકું હાથ લાગ્યું તો પણ તે સજીવન થઇ જશે એમાં શું મોટી વાત છે !) હાથ લાગે તો તેને સજીવન કરો ! હજુ પણ તેમનાં સગાં વહાલાં, તેમના મહેલ, બગીચા અને તખ્તો તેમને યાદ કરતાં હશે ! કેમ વૈદરાજ ! કેમ હકીમ સાહેબ ! કેમ ડાકટર સાહેબ ! છે કાંઇ દમ ! જો હોય તો આવી જાઓ ! તમારી પરિક્ષા કરીએ ! અને જો તમારી દવા સાચી નિકળે તો પછી શું જુવો છો ? જોત જોતામાં આખી દુનિયાનો (બાદશાહી જેટલો) ખજાનો તમારા પગ આગળ પડશે ! પણ જોજો સાહેબ, તે પહેલાં તમારી ફુદી ફાટી ના જાય ! ડાગળી ચસકી ના જાય ! ચિત્તભ્રમ વાયુ ના થઇ જાય ! આઇએ, જનાબ ! ધીમે—ધીમે—આઇયે ! આસ્તે કદમ, નિગાહ રખો મેહેરબાન—વૈદ,-હકીમ, ડાંગદર-સાહેબકી-સ્વા—રી-આન્તી-હ-ય ! ! ! (સ્વારી આવે કે ખોબામાં મોં છુપાવે છે તે તો ખુદાને માલમ!)

* * *

પણ સ-બૂ-ર ! હજુ તો "કળજુગના કૌતક" હારમાળામાં કેટલાંક નંગ (!) જડવાનાં બાકી ! પેટલાદમાં મોટી—જબરી—ગાડું ભરાય તેટલી—આકાશ પાતાળમાં પણ સમાય નહિ એવી લૂંટ ચાલી રહી છે ! રે ! બ્યુગલચી બાવા ! એ શાની લૂંટ છે ! ભાઈ—જરા કહેતો ખરો ! એ-ઇ-સ ! જરા ચોભને બાપુ ! કહેતો કે ખરો કે એ તે વળી શાની લૂંટ છે ! હું પણ જરા તેમાંથી કંઇક ભાગ પડાવું ! (જરા કાન દઇને ડાંડી પીટાતી સાંભળીને) હા—હા—ભાઈ ! સમજ્યો ! જરા કાને ઓછું સંભળાય છે (નબળાઇ ગીયા ત્યારે એમ જ કહેની કે બહેરો 'મૂવો છે !') ભાઇ એકાદ મહાત્માની પ્રસાદી છે કે ? એ જો ખરા દીલથી સેવે તો કુબેરના ભંડાર જેટલું દ્રવ્ય મળે છે કે ? અને ધારેલી-અણધારેલી (ચિન્તવેલી, અણચિન્તવેલી-બધી-બધી) ઇચ્છાઓ પાર પડી જાય છે ! વાઆઆરૂ ! વળી વાંઝણીઓને ગર્ભ પણ રહે છે ! ઓહ ! હવે પુછવું શું ? ત્યારે તો તે ખરેખર મહાત્માની પ્રસાદી ! પણ ભાઇ જોજે હું જરા કાને-સમજ્યો કેની? પણ જ્યારે એવાં મહાત્મા મળ્યા ત્યારે ભલા માણસ તેમને જવા શું કરવા દીધા ! તેમને પકડીને ઘરના ભોંયરામાં બેસાડી દઇએ કેની ! પછી હારે ઘેર આખા જગતની લક્ષ્મી તણાઇ ઘસડાઇ ને ચાલીજ આવત ! અને હને કુબેર તો શું પણ ઇન્દ્રરાજાના જેટલું સુખ, વિભવ મળી જાત ! ભૂલ્યો ! રે ! ભૂલ્યો ! ગઇ બાજી હાથથી ! હત મારીની ! એવા મહાત્માને જવા દઇ એકાદ લાકડાના કટકા ઉપર શું મોહી પડયો ! એ તે શું હને કાંઇ ચિત્તભ્રમ વાયુ થયો હતો કે મહાત્માએ કાંઇ મોહિની નાંખી હતી ! મારા મેહેરબાન કુબેર ભંડારી ! ગરીબડા, ધનહીણ હિંદુસ્થાનને એવી રીતે નિચોવવા કરતાં અને એવી રીતે પૈસો ભેગો કરવા કરતાં તું જ ખરા દિલથી સેવન સાધન કર, પહેલાં તું ધનવાન થા અને પછી મુસાફરી કરવા નિકળી પડ અને જ્યાં જ્યાં ધનની જરૂર હોય ત્યાં ત્યાં વેંહેચવા માંડ ! ગાંસડે અને પોટલે વેંહેંચ ! વેહેંચ બે વેંહેંચ ! એટલે સુધી કે હને આ દેશની પ્રજા બીજો પરદુઃખ ભંજન વિક્રમ કહે ! બ્રાહ્મણો દાનવીર રાજા કરણની પદવી આપે ! શંકરચાર્ય હને એકાદ માન પત્ર (પહાણ પત્થર) આપે ! અને હારો લોભી જીવ સુખે-સ્વર્ગમાં સિધારે ! કેમ મ્હારા વીર-વિક્રમ ! છે વિચાર ! આવી જા મેદાન ! અને બનાવી દે હિંદુસ્થાન ને ધનવાન ! પછી જોઇ લે કે હને

સ્વર્ગનું સુખ-જીવતાં જીવત-મળે છે કે નહિં! જો તેમ ન થયું તો ત્હારૂં નામ-કામ-પણ "કળજુગનાં કૌતક" માં અમર થયુંજ સમજજે! ગભરાઇશ ના બાપુ! આથી તું આસ્તે કદમ લંબાવજે! હું તો ત્હારા આવતાં પહેલાંજ મ્હારી ઝુંપડી તોડવા મંડી પડયો છું! ભવિષ્યનાં મેહેલનાં સ્વપ્નાં જોયાં કરૂંછું! સંભાળજે બંધુ! વખતે ત્હારા મેહેલની આશાએ મારૂં ઝુંપડુ જમીન દોસ્ત ના થઇ જાય!

***

વારૂં! પણ એ બીજી બલા શું છે? ઉભા રહો! ડાસા કાકા, હું જવાબ આપું છું! એ તો વિર્યનો ઝરો છે ઝરો! સમજ્યા! પેલા કળજુગના વખતના ઉંટ વૈદને ઘેર વિર્યના ઝરાનાં વહાણુને વહાણુ ફાટયાં છે! ગાડાંને ગાડાં ભરાયાં છે! અરે એ એ એ વિર્યના હોજના હોજ, કુંડના કુંડ અને તળાવોના તળાવો ભર્યા છે! અને તે આપણા માળમારૂં, બગાસાં ખાઉ, આળસ ખાઉ, ખાસડા ખાઉ, ધપ્પા ખાઉ, વૈદ રાજ (નહિં નહિં બેલ રાજ ઉદાર થઇ નબળાં માણસોમાં લુંટાવી દેવા બેઠા છે! વૈદરાજ બડા ઉદાર દેખાય છે! ધન્ય છે એમનાં માતા પિતાને કે આવા ઉદાર (કે પેટ ભરા) મહા પુરૂષ (કે સ્વાર્થી) ને જન્મ આપ્યો! જો તેઓનો જન્મ ના થયો હોત તો બીજા વૈદો શું કરી શકત? કાંઇજ નહિં! વૈદરાજ જટાશંકરભાઈ*! હવે તમે અમદાવાદમાં બેઠા બેઠા ખાંડખાઓ ખાંડ! તમારા દવાખાનામાં શું કાંઈ વિર્યનો ઝરો છે કે? વારૂ, તે ન હોય તો વિજળીક ચમત્કાર વાળી કાંઇ દવાઓ છે કે? વિજળી કેવી રીતે ઉત્પન્ન થાય છે તેનું સ્વપ્ને પણ ભાન નહિં હોય એવા-બેવકુફના સરદાર જેવા-વૈદરાજો, જયાં ત્યાં વિજળીક ચમત્કારિક દવાઓ ઠોકી બેસાડે છે! વૈદરાજ મહાશય! હમણાં હિંદુસ્થાનમાં નબળા માણસોની સંખ્યા બહુ વધી ગઇ છે! તમો નામદાર તમારે ત્યાંના ઝરામાંથી થોડાક ડબ્બા ભરી તેવાં નબળાં માણસોના શરીરમાં રેડી આપો! એમ થવાથી તમોને કરોડો રૂપિયા મળશે! ન્હાનકડા ગામડાંમાંનું તમારૂં ઝુંપડું સોનાનો મેહેલ થઇ જશે! આખા જગત્માં તમારી બોલબાલા થઇ જશે! હિંદુસ્થાનની જ નહિં પણ યુરોપ અમેરિકા જેવા દેશોની પ્રજા પણ તમારાં પગલાં પુજશે! અને તમને એક મહા પુરૂષ જાણી તમારા પત્થરનાં બાવલાં ઠામ ઠામ મુકાશે! પછી સ્વર્ગ માત્ર બે આંગળ બાકી રહેશે! વૈદરાજ મહાશય! શા માટે વાર લગાડો છો? બેઠા હો ત્યાંથી ઝટ ઉઠો! ગાંસડાં પોટલાં લઇ થાઓ તઇયાર! જુવો છો શું? એ તો એ જ! જો હિમ્મત-બહાદર નહિં બનશો તો જાણીશું કે તમારા "વિર્યના ઝરા" ની વાત "કળજુગનાં કૌતક જ છે!" સમજ્યા કે?

**ડોસા કાકા.**

* રા.રા.-જટાશંકર લીલાધર ત્રીવેદી-વૈદ્ય કલ્પતરૂ માસિક પત્રના અધિપતિ-અમદાવાદ-એઓ શ્રી એક વિદ્વાન વૈદરાજ છે.

લેખક.

---

## मनुष्य अने वृक्षनो अलौकिक संबंध.

આપણા સ્વર્ગવાસી મહારાજા સપ્તમ એડવર્ડ જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સના નામથી દુનીયામાં મશહુર હતા ત્યારે એકવાર તેઓ અમેરીકા જોવા ગયા હતા. તે વખતે ત્યાંના ન્યુયોર્ક શેહેરના પ્રસિદ્ધ પાર્ક ઉપર એક ઓક વૃક્ષ રોપી આવ્યા હતા. આતો ઘણા વરસની વાત છે. પરંતુ ત્યારપછી કાળની પ્રેરણાથી તે વૃક્ષ ધીમે ધીમે વધતાં વધતાં શાખા પલ્લવોની સાથે બહુ દૂર સુધી ફેલાઇ જઇ થાકેલા, અને તાપથી તપેલા મુસાફરોને શીતલ આશ્રય આપતું હતું. પરંતુ અજાયબીની વાત તો એ છે કે મહારાણી વિક્ટોરીઆ સ્વર્ગવાસી થઇ

પછી જ્યારે મહારાજા એડવર્ડની ગાદી ઉપર આવવાની તૈયારી ચાલી રહી હતી અને તે મોટા મંદવાડથી પટકાઇ પડ્યા હતા ત્યારે તે વિચિત્ર એક વૃક્ષ, જાણે કોઇ અલૌકિક સ્નેહ સંબંધ વડે, તેમના મંદવાડથી પીડાતાં પીડાતાં મરવાની અણી ઉપર આવી ગયું હતું. ત્યારપછી મહારાજાનો તે ભયંકર રોગ મટી જવાની સાથે જાણે તે ઝાડ પણ ખુશીથી ફરી લીલુંછમ થઇ ગયું. હમણાં મહારાજા એડવર્ડના મરણ પછી સઘલા જોઇને અજાયબ થઇ ગયા છે કે; આ વફાદાર એક વૃક્ષ, પોતાના રોપનારની મરણ વેદનાથી વ્યથિત થઇ, શોકથી દીનપ્રતિદીન સુકાઇ જઇ રહ્યું છે અને થોડાક દીવસ પછી એકદમ મરી ગયું છે. ઓહો! આ કેવું અલૌકિક આશ્ચર્યમય સ્નેહ* સંબંધ ઉદાહરણ છે. પોતાના રોપનારના મરણથી પોતે પણ મરણ પામે છે! આનું નામ જ સાચો સંબંધ! મહારાજા એડવર્ડનો કુતરો પણ મહારાજાના મરણ પછી હમેશાં ઉદાસ રહે છે! મનુષ્યોએ પણ આ ઉપરથી જાણવું જોઇએ કે રાજા એ ઇશ્વરી અંશ છે અને તેઓના જીવન સમયમાં જેમ આપણે તેમની આજ્ઞાઓ વફાદારીથી બજાવીએ છીએ તે જ પ્રમાણે તેમના મરણ પછી દિલગીરીની ઉંડી છાપ સાથે વફાદારી બતાવવી જોઇએ. હિંદુસ્થાને તેમ કર્યું છે. એ ધન્યવાદની વાત છે. એ પ્રમાણે વર્તવું એ જ અમારા હિંદુ શાસ્ત્રકારો કહી ગયા છે. અમે એ પ્રમાણે હમેશાં વર્તવાને બંધાયલા છીએ.

બંગાલી સન્યાસી.

---

* મનુષ્ય અને ઝાડનો આવો સ્નેહ સંબંધ એ જગતમાં આ પહેલુંજ ઉદાહરણ.



## ધન્ય કૃતિ.

ધન્ય કૃતિ પ્રભુ! આ જગ ત્હારી;
સમતા સહૃદયતા સુન્યાય ભરેલી. ટેક.
ઘડવા નિભવવા ઘાટ સકળ આ;—
ભૂમિ જળ આદિ સુયંત્ર સજેલી ધન્ય.
સુખત્ત આશા રૂપ સહુમાં;
પ્રવૃત્તિ રૂપક ચક્ર ધરેલી. ધન્ય.
અટકી ન પડવા અજબ સુહવવા;
તૃષ્ણા કમાન ત્હેં ઠીક કરેલી. ધન્ય.
એવી આ ઘટના વિશુધ બનાવા;
કર્મ કુંચી સહુ હાથ દીધેલી. ધન્ય.
કૃત ફળ સહુનાં સહુ સહુ માણે;
એહ સ્વરાજ્ય સુભેટ કરેલી. ધન્ય.
સોંપી અમોને એમ સકળ આ;
તાત! કૃપાળુ ત્હેં શાંતિ વરેલી ધન્ય.
જેહ કૃતિના અનુકરણો અમ;
પરમ સંન્યાસની રીતિ બનેલી. ધન્ય.

વ્રજ વિહારી.

## સંસારની અસારતા.

ધનાશ્રી.

કુટુંબને પરિવાર, જગતમાં દીઠો નહી કંઈ સાર
નમશે ત્હેને પડશે પાડું ઉપર ડાંસા ચાર જ.
અકકડ થઇ દુઃખ દેશે સૌને કહે ત્હેને સરદાર જ.
નિર્બલને સહુ નિંદે લોકો આપે નહીં સત્કાર જ.
બળીયાના બે ભાગ પડે તો કહે કો ન ઉચ્ચાર જ.
મૃગ સસલાં બકરાં બહુ મારે વાઘથી સહુ ડરનાર જ.
સિંહ વરૂને જતાં મારવા પોતે ઠાર થનાર જ.
અનુભવથી સમજીને જોયો આ સંસાર અસાર જ.
જગતની જાળે ફસી પીતાંબર બની ગયો લાચાર જ.
માધવ પ્રભુને પ્રણમી વિનવે ઉતારો ભવપાર જ.

જોશી પીતાંબર નરશી ભટ્ટ.

# तमाकु स्तोत्र.

ॐ अस्य तमाकु स्तोत्र लघुमाला मंत्रस्य श्री विवेक ऋषिः, असंज्ञा छन्दः तमावत्रधिष्ठात्रि देवता, मनसि चञ्चलतात्पादिका भ्रान्तिरिति बीजम् स्वधर्मादिहानिः इति शक्तिः, व्यसन त्यागे निर्वलतेति कीलकम्, तमाकु मीत्यर्थे पाठे विचारे च विनियोगः ॥

॥ अथ ध्यानम् ॥

હે તમાકુ દેવી! ત્હને સુંઘવાથી જે છીંક આવે છે તે રસિક મનુષ્યોને આનંદ આપવાવાળી અને મગજના વ્યાધિઓને મટાડનારી છે, તેથી જ ત્હને આનંદદાયીની કહેવામાં આવે છે! તમે, બીડી, હુકો, અને ચિરૂટના સ્વરૂપે જઠરાગ્નિને પ્રદીપ્ત કરી પેટમાંના વાયુ, શરદીને દૂર કરો છો, અને બંધકોશ દૂર કરી મળ ઉતારો છો, ત્હમારા એવા એવા અનેક ગુણ; ત્હમારા કૃપાપાત્ર ભકતો સિવાય, અન્ય પુરૂષો કરોડો વર્ષ યત્ન કરવા છતાં પણ, જાણી-પીછાણી-સમજી-શકતા નથી! તેથી જ ત્હમારા પરમ ભક્ત, ત્હમારી દયા દ્રષ્ટિ મેળવવાને માટે, ત્હમારૂં અમૃતમય કૃપાવારિ પાન કરવા માટે, રાત દિવસ, શ્રદ્ધા-ભક્તિ સાથે ત્હમારૂં ધ્યાન કરે છે!

દેવી! કેટલાંક મનુષ્ય ત્હમને હુકકાની ચલમમાં મુકીને, કેટલાક પાંતરામાં વિંટાળીને બીડી બનાવીને અને કેટલાંક ત્હમારાં પાંદડાંને વિંટાળી વિંટાળીને ચિરૂટ બનાવી પીયે છે! કેટલાક તો ખાસ ઝેરી હવામાંથી બચવાને ડિસઈન્ફેકટનન્ટ તરીકે જ તમારો ઉપયોગ કરે છે! અને ધુમાડાના ગોટેગોટ કાઢે છે! કેટલાક ત્હમારો ઝીણો ભુકો કરીને ચુના સાથે મેળવીને ખાય છે! કેટલાક ત્હમારી ગોળીઓ બનાવી સુગંધદાર વસાણા નાંખી, પાનમાં ખાય છે! અને કેટલાક મનુષ્ય ત્હમને ખરીઓમાં દળી, ઝીણા લોટ જેવા બનાવી છીંકણી-તપખીર-રૂપે સુંઘે છે! કેટલાક દાંત ઉપર ઘસે કેટલાક વૈદ્યરાજો ત્હમને દવા તરીકે આપે છે! દેવી! મનુષ્યો આવી આવી કુક્રિયાઓ કરી જે આનંદ મેળવે છે તોપણ ત્હમે તેમના ઉપર પ્રસ રહો છો! એ બહુ હર્ષની વાત છે! કાપ વખતે તેઓ ત્હમને કાતર વડે કાતરી નાંખે વખતે પથ્થર વડે કુટે છે, કચરે છે! વ કલાકના કલાકો સુધી ત્હમને ગોળની સાથે છે! અને વારંવાર ત્હમને અગ્નિમાં બાળે તો પણ હે દયામયી! હે કલ્યાણધરી! ત્હમે ત્હમારા ભકતો ઉપર સદૈવ દયાજ કરો છો! તો તેમનું કલ્યાણજ કરો છો! જો કે એક તો તેઓ ત્હમારી સેવાજ કરે છે તેથીજ ત્હમે તે ઉપર પ્રસન્ન રહો છો! અને ભૂલોકવાસી મનુષ્ય-પ્રાણીઓને ત્હમે વશ કરી લીધા છે! ત્હ એ મોહિની વિદ્યા-શક્તિ મનુષ્ય-પ્રાણીને આશ્ચ ગરકાવ કરી દે એવી છે! સાધારણ જન-પશુ ત્હમારી એ અદ્ભુત શક્તિ વિષે કાંઇ કલ્પના કરી શકે એમ નથી!

દેવી! માતે! પ્રથમ ત્હમે અમેરિકામાં પૂ હતાં! પરંતુ સુધરેલા બેટમાં રહેનારા લોકો ત્હ પૂજે નહિં એ વાત જ્યારે ત્હમારા જાણવામાં ત્યારે ત્હમને ઠીક લાગ્યું નહિં! તમે તેમના કૃપા કરી અને આસરે સાડાત્રણસો વર્ષ થયાં ફ્રાન્સ વિગેરેના લોકો સાથે યૂરોપમાં પ્રવેશ અને ત્યાં એકદમ ત્હમે ત્હમારૂં રાજ્ય ચલા એટલુંજ નહિં પણ ત્યાંથી ધીમે ધીમે એશિ આફ્રિકા આદિ જગત્નાં વિધવિધ સ્થાનોમાં રાજ્યાધિકાર જમાવી દીધો! ધન્ય મા! ધન્ય દે પૃથ્વી ઉપરના કોઇ પણ રાજાનો જેટલો વિ નહિં હોય તેટલો વિસ્તાર, તેટલું સામ્રાજ્ય, ત્હમ છે મા! હે દેવી! જો કોઇ પણ રાજાનો અ ભોગ્યો હોય તો તેમાં મા ત્હમે એકજ છો! ક ત્હમારા રાજ્ય વિસ્તાર આગળ, ત્હમારા રાજ-સ આગળ આખા જગતના રાજાની રાજસકિત ફીકી

મા! એવો કોણ પામર પ્રાણી હશે કે જે ત્હમને નહિં પૂજતો હોય! હિંદુ, જૈન, બૌધ્ધ, મુસલમાન, પારસી, યહુદી, ક્રિશ્ચિઅન, અને બીજી જંગલી પ્રજાઓ—સ્ત્રી, પુરૂષ, બાળક, યુવાન, વૃદ્ધ, સઉ રાત દિવસ, ભકિતપૂર્વક, ત્હમારૂં સેવન, ભજન, ધ્યાન, ધારણા, ઉપાસના કરી રહ્યા છે! હે માતા! થોડા વખતમાંજ ત્હમે ત્હમારૂં રાજ્ય નિષ્કંટકરૂપે જમાવી દઇ લોકોને (બીડી પીતી વખતે જાણે એકાદ ન્હાનું એન્જીન વરાળ કાઢતું હોય તેમ) પોતાના મોઢામાંથી નાકમાંથી ધૂમાડાના ગોટે ગોટ કાઢતાં શીખવી દઇ ત્હમે ત્હમારો અલૌકિક મહિમા પ્રગટ કર્યો છે!

હે દેવી! ત્હમે ગુપ્ત રીતે મનુષ્યોને વશ કરિ-લ્યો છો! પ્રથમ મનુષ્યોને ત્હમે ત્હમારૂં સ્વરૂપ જોવાનું આમંત્રણ કરો છો! પછી સાધારણ રૂપે તેમના ઉપર ત્હમારો રોપ બેસાડો છો! તેઓ ધીમે ધીમે શોખને લીધે ત્હમારૂં સેવન કરતા થાય છે અર્થાત્ બાળકોની પેઠે ત્હમારી સાથે ક્રિડા કરતા શીખે છે! થોડાક વખત તમારી સાથે રમત ચાલી કે પછી પૂછવુંજ શું? પછી તો તેઓ તમારે વશજ થઇ જાય છે! અહાહા! દેવી! શી અદ્ભુત મોહિની શકિત! જ્યાં ત્હમારા સેવનની ટેવ પડી કે પછી તે ભકત શિરોમણી (મૂર્ખ શિરોમણી) ને ત્હમારા સેવ-નથી ગમે તેટલું દુઃખ થાય, ગમે તેટલો રોગ થાય, છાતી દુઃખતી હોય, ઉધરસ આવતી હોય, ગળામાં કાકડા ફૂલી ગયા હોય, દાંત હાલી જતા હોય, આખો દિવસ અને રાત ખોં ખોં થતું હોય, છાતીનાં પાટીયાં દુઃખતાં હોય, શરીર નિર્બળ થઇ જતું હોય, ધાતુ ક્ષીણ થઇ ગઇ હોય, અને ડોકટરે ત્હમારા સેવનની બીલકુલ બંધી કરી હોય તો પણ હે દેવી! ત્હેની મકદૂર શું કે તે ત્હમને છોડી દે! ત્હમે તેને અનેક પ્રકારનાં દુઃખ આપ્યાં જ કરો, ત્હેના શરીરનું લોહી ચૂસી લ્યો, કિંવા ત્હેને મરણને બિછાને નાંખો તો પણ ત્હમારે વશજ થઇ જાય છે! તે તમારો વગર કિમ્મતનો દાસજ થઇ જાય છે! હે તમાકુ દેવી! ત્હમારી આ મોહિની શકિત જોઇ, ગમે તેવા તમારા રાજદ્રોહી, વિદ્વાન પુરૂષોના હૃદયમાં પણ આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેતું નથી!

દેવી! પરમાત્માએ મનુષ્યને મ્હો આપ્યું છે તે ઇશ્વરની ભકિત, ભજન, અને નામ સ્મર્ણ કરવા, સદ્ઉપદેશ આપવા, અને પ્રાણને ટકાવી રાખવા ઉત્તમ પ્રકારનાં ભોજન કરવા આપ્યું છે પરંતુ એ ન્હાનાં મ્હોટાં મનુષ્યનાં મુખમાંથી, ત્હમારી કૃપાના બળ વડે ધુમાડાના ગોટે ગોટા કહાડી જવાળા મૂખી પર્વત જેવા જણાય છે, પોતાના મુખને દુર્ગંધીનું સ્થાન-ખાળ કુંડીકે ગટર જેવું ગંદુ-બનાવી દે છે, દાંતો જોવાથી જાણે ઉલટી થાય એવા મેલાં અને દુર્ગંધમય બનાવે છે, અને આ દેખાવ સજ્જનોના હૃદયમાં દુઃખ દાયક થઇ પડે છે છતાં પણ નિઃસંદેહ ત્હમારી અપૂર્વ મોહિની શકિતનો મહિમા-ચમત્કાર પ્રકટ થયા વગર રહેતો નથી!

દેવી! દશ દશ, વિશ વિશ વખત હુક્કો, ચલમ અને બીડી પીનારા ત્હમારા ભકતો ભેગા થયા હોય, પછી જંગલ કાં નથી હોતું, તો પણ ત્હમે ગમે ત્યાંથી પધારી, ત્હમે તેઓના ઉપર એક વખત પણ પ્રસન્ન થાઓ છો! તેઓ ત્હમને શોધી ખોળીને થાકી ગયા હોય છે, ભીખ માંગી માંગીને નિરાશ થઇ ગયા હોય છે, અને ગજવામાં એક રાતી પાઇ નહિં હોતાં તેઓ છેવટે ચોરી કરીને પણ ત્હમને મેળવ્યા વગર રહેતા નથી અને તમારી પૂજા કર્યા વગર રહેતા નથી! ગરીબમાં ગરીબ, કંગાલમાં કંગાલ અને ટુકડો રોટલો માંગી ખાનાર ભીખારીઓ પણ ત્હમારૂં સેવન કરી ત્હમારી કૃપા મેળવે છે! તેમજ ત્હમે પણ તેમને સંતોષ આપો છો! દેવી! એ શું ત્હમારૂં ઓછું મહાત્મ્ય છે! એ શું ત્હમારી ઓછી ભકતવત્સલત્તા છે!

દેવી! પ્રત્યેક શાસ્ત્રો ઢોલ નગારાં વગાડીને કહી રહ્યાં છે કે પ્રાણી માત્રના હૃદયમાં ઇશ્વર વસે છે. તે જ હૃદયમાં ત્હમારા ભકતો ઝેરી ધુમાડાને ભરી—ઝેરી કાળો રસ ભરી પરમાત્માને જ કલેશ આપે છે! પરમાત્માને જ ધુમાડા વડે ગુંગળાવી મારે છે! એ ઉપરથી જણાય છે કે તમારા મહાન ભકતોને પરમાત્માની કૃપા મળે કે ન મળે ત્હેની બિલકુલ

ડીને પણ તમારી સાથે તેનો મેળાપ કરાવી, હાથેળીમાં રાખી બીજે હાથે ત્રણવાર ટપલા મારી–તાળીઓ વગાડી–પોતાના મોઢાના એક ખૂણામાં–આનંદપૂર્વક–ત્હમારી પધરામણી કરે છે! ચુનાને લીધે દાંતના મૂળમાં સડો લાગે તેની કે દાંત ખવાઇ જઇ–હાલી જઇ–પડી જવા લાગે તેની પરવાહ કરતા નથી! એટલું નઠારૂં પરિણામ જાણવા છતાં પણ તમારૂં સેવન છોડતા નથી એ ઉપરથી જણાય છે કે તમે તેમને દિવાના–ગાંડા–બનાવી મૂકયા છે!

અહો! કેટલી બધી સ્ત્રીઓ, તમારૂં અપૂર્વ મહાત્મ્ય સ્હમજીને દાંતે ઘસે છે, પાનની સાથે ખાય છે. તેથી દાંત મેલા, ગંદા થાય છે અને મ્હોડું ખાળકુંડી–ગટર–જેવી દુર્ગંધ મારે છે, વારવાર ઓટકાર ખાય છે, ઉલટી પણ થાય છે છતાં પણ હઠીલી થઇને, દશ દશ વીશ વીશ વખત તમારૂં સેવન કરતાં જોઇએ છીએ ત્યારે વિચાર થાય છે કે તમે તેમનો કોમળ સ્વભાવ શી રીતે બદલી નાંખ્યો?

દેવિ! તમારા પાંદડાંની અણીઓ કાળી પડવા લાગે છે ત્યારે તેને કોઇ જંતુઓ ખાઇ ન જાય એટલા માટે ખેતરમાં કામ કરનારા ભીલ, કોળી, કે મુસલમાન નોકરો મોઢ માં પાણી ભરીને પાંદડાં ઉપર છાંટે છે, કેટલાંક જીવ જંતુઓ પાંદડાંઓ ઉપર ચોંટી જઇ મરી જાય છે. કેટલાંકને નોકરો હાથ પગ તોડી નાંખી ફેંકી દે છે! તમારા વાવેતર વખતે નકંનું ખાતર નાંખવામાં આવે છે. તમારી ઉત્પત્તિમાં જ આવી અપવિત્રતા અને હિંસા જણાય છે છતાં તેનો વિચાર તમારા સેવકોના મનમાં પ્રવેશ કરવા દેતી નથી તેથી તમને હજારો હજાર ધન્યવાદ ઘટે છે!

ન્હાનાં ન્હાનાં બાળક સિગારેટ, સિગાર અને બીડી, ચીરૂટ પીતાં ઝટ શીખી ગયાં છે, યુવાન વિદ્યાર્થિઓ પણ તમારાં તે રૂપ રૂપાંતરનું સેવન કરતાં થઇ ગયા છે, ઘણા જુવાન અને ઘરડા માણસોને હુકકા, ચલમ વગર તો ઘડી પળ પણ ચાલે જ નહિ. નીચ જાતની બૈરીઓ અને અંગ્રેજી વિના ભણેલી ઉંચી જાતની બૈરીઓ પણ હુકકા કે સિગારેટના દમ ખેંચતી થઇ ગઈ છે અરે એ તો શું પણ અગ્નિના પૂજક અને બીડીનો તિરસ્કાર કરનાર ગોટપીટ સોટપીટ કરનારા કેટલાક પારસી ભાઇઓ પણ તમારી મોહિની જાળમાં ગટરગૂં થઇ ગયા છે! બે ડગલાં આગળ ચાલતાં પોતાને અલખનિરંજન માનનારા નિરક્ષર સાધુ બાવાઓને તો તમાકુ તો શું પણ તમાકુનો મોટો ભાઇ ગાંજો પણ કલ્પવૃક્ષ કે કામધેનુ સમાન તત્કાળ સિદ્ધિફળદાતા જણાયો છે! એ જોઇને ખાત્રી થાય છે કે તમારૂં વશીકરણ ખરેખર કાંઇ અલૌકિક છે!

તમારા ભકતોની જેવી અનન્ય–શુધ્ધ–ભકિત તમારામાં છે તેવી પરમેશ્વર અથવા ગુરૂમાં પણ નથી. તેઓ નિરન્તર જે પ્રકારે તમારૂં ધ્યાન અને સ્મરણ કરે છે તે પ્રમાણે નિત્ય ઇશ્વરનું ધ્યાન-સ્મરણ કરતો નથી. અને તમારૂં સેવન કરવા માટે ગુરૂની આજ્ઞાનો ભંગ કરવો પડે તોપણ તે કરે છે અને તેમ કરીને તમારી અપાર દયા મેળવવાને ઉત્સાહપૂર્વક છાનામાના અથવા ખુલ્લી રીતે તમારી સેવા કરે છે! મોટા મોટા યજ્ઞયાગમાં, ધર્મક્રિયાઓમાં, શતચંડી કે નવચંડી, મહારૂદ્ર કે લઘુરૂદ્ર, કે વિષ્ણુયાગમાં પણ વેદ, શાસ્ત્ર ભણેલા બ્રાહ્મણો, તપખીરના સડાકા ભરે છે, કોઇ પાન તંબાકુનો ટેસ્ટ લેઇ આમતેમ પવિત્ર દેવદેવીઓનાં સ્થાનક આગળ પિચકારીઓ મારતા ફરે છે! તેઓ મંત્ર, જપને ઠેકાણે તમારૂંજ નામ જપતાં ફરે છે! કર્મભ્રષ્ટ થઇ યજમાનનું એ કલ્યાણ કરે છે! તેમને કોઈ સજ્જન પુરૂષ જોઇ લે છે અને શિખામણ આપે છે તો ગધેડાંને ડફણાં પડે તેમ નીચી મુંડી કરી ચાલ્યા જાય છે! છતાં પણ ઘડી પછી તેના તેજ! કોઇ દેવળોમાં અને કોઇ મોટી મોટી સભાનાં સ્થાનકોના ખુણાં, છજાં કે બારી બારણાં પાનની પીચકારીથી રંગી નાખે છે! તમારા સેવનથી શરીર અને મગજને થોડી કે વધારે હાની પહોંચશે એવું જાણવા છતાં પણ તેની દરકાર નહિં કરતાં પ્રસન્ન મનવડે, તમારૂં સેવન કરે છે! તે ઉપરથી એવું જણાય છે કે તેઓ પોતાના દેવ,

છેડો આવે ત્યાં સુધી. હ્મારી એ ભકતવત્સલતા શું વખાણને પાત્ર નથી? કેટલાક હ્મારા ભકતો બીજાના ઉપદેશથી કે પોતાના શરીરમાં થતા રોગોના કારણથી હ્મારી ઉપાસના છોડી દે છે, પરંતુ જેમ કુતરો પોતાની ઉલટી કરેલું પાછું ખાઇ જાય છે તેજ પ્રમાણે તમારી ઉપાસનાનો ત્યાગ કર્યા પછી પાછા થોડા જ દિવસમાં માનપુર્વક તમારી ઉપાસના કરવા મંડી પડે છે! મનુષ્યને કુતરાના જેવા સ્વભાવવાળો બનાવવાની તમારી શકિત અવશ્ય અલૌકિક સમજવી જોઇએ.

દેવિ! તમારૂં મહાત્મ્ય અપાર છે. તમારૂં મહાત્મ્ય સાંભળતાંજ જેઓ નાકનું ટીચકું ચઢાવે છે તેને તમે અજ્ઞાન, પશુ, મુર્ખ, વિગેરે ખેતાબો અર્પણ કરો છો. તેથીજ તમે કેટલાક વિદ્વાનોને પણ કહો છો કે મનુષ્યના મગજનાં ઝેરી જંતુઓનો હું નાશ કરૂં છું તેથી મારૂં સેવન અવશ્ય કરવુંજ જોઇએ. હું ઝેરી હવાને સાફ કરૂં છું. મગજને તેજ રાખું છું, બુદ્ધિને વધારૂં છું, વિગેરે વિગેરે બોધ કરો છો અને તેમ કરીને તેને તમારો વખાણનાર-ભાટ-બનાવો છો.

તમારા ભકતોના મનને તમે એવું દુર્બળ કરી નાંખો છો કે "હવે મન મારામાં છે કે નહિ?" તેની પરિક્ષા કરવાનું કામ, મોટા મોટા પરિક્ષકોને પણ કઠિન થઇ પડે છે. તમાકુ ખાવી, તપખીર સુંઘવી, હુકકો પીવો, ચિરૂટ પીવી વિગેરે વ્યસન જેને એક વખત લાગી જાય છે તે પછી છુટવું મુશ્કિલ થઇ પડે છે. જો કોઇ તેને છોડવાને ચાહે છે તો પ્રતિજ્ઞા કર્યા પછી થોડા જ વખતમાં પાછો તમારો ભકત બની જાય છે, પોતાની પ્રતિજ્ઞા થોડા દિવસમાં જ ભંગ કરે છે. અહો તમારૂં કેટલું બધું પ્રાબલ્ય!

હ્મારા ભકતોને બીજી વસ્તુઓની મદદ લેવામાં મ્હોટી બ્હીક લાગે છે. તેથી જ તેઓ બીજા બીજા રોગો થવાનાં બહાનાં કરીને તમારું સેવન કરે છે. તે બધા રોગો—પેટમાં ગોળો ચઢે છે, ખાધેલું પચતું નથી, ઝાડો સાફ ઉતરતો નથી, વિગેરે રોગો-બીજી દવાઓથી તરતજ મટી જાય એવું હોવા છતાં પણ તે દવાઓને અડકવાની ઇચ્છા કરતા નથી. તે બધા રોગોની જાણે એક માત્ર રામબાણ દવા તમે જ હોવ તેમ-આંધળા બળદના ખીલાની પેઠે-તમને ને તમને જ જોઇ રહે છે.

હે દેવિ! જે લોકો હ્મને પાન ચુનામાં મેળવીને ખાય છે, જે તમારૂં ઝીણું ચુરણ કરી સુંઘે છે, જે તમને દાંત ઉપર ઘસે છે, જે તમારો ફુટો કરી હુકકામાં પીએ છે, ચલમમાં ભરી સડાકા મારે છે, પાંદડાં કે કાગળમાં લપેટીને પીએ છે, તે બધા મનુષ્યરૂપી પશુ જેવા થઇ રહ્યા છે! તેઓને દયા કરીને, કૃપા કરીને તમે તમારા ખરા સ્વરૂપનું ભાન કરાવો, તમારી સત્તાને પાછી ખેંચી લ્યો! તમારૂં માયાવી રાજ સ્વરુપ બદલી નાંખી સત્ય સ્વરૂપ પ્રકટ કરો. તમારા તે અટલ રાજભકતોને સુખી કરો. ભકતો ઉપર કૃપા કરવી એ જ મહાપુરૂષોનું અને મહા દેવિઓનું કામ છે. ખરૂં છે કે જેઓ તમારૂં હમેશાં સેવન કરે છે તેઓ તમારો વિયોગ સહન કરશે નહિં. પરંતુ "જેનો જેની સાથે સંયોગ થાય છે તેનો તેની સાથે એક દિવસ અવશ્ય વિયોગ થવાનોજ." संयोगा विप्रयोगान्ता એવું સમજાવો. તેઓ તમારા વિયોગથી ખિન્ન ન થાય એવો તમે વારંવાર ઉપદેશ કરો. સામ્રાજ્ય ચલાવવાનું તમારાજ હાથમાં છે, તેમાંથી નિવૃત્ત થવાનું પણ તમારાજ હાથમાં છે. તમે સારી પેઠે જાણો છો કે તમે નિર્દય રીતે રાજ ચલાવો છો. નિર્દયતા ભરેલું રાજ્ય પાપી કહેવાય છે. હે તમાકુ દેવી! તમારી નિર્દયતાવડે હજારો, હજારો, લાખો બલકે કરોડો મનુષ્યોના પ્રાણ કમ્પી રહ્યા છે, શરીર હાડપિંજર જેવાં થઇ રહ્યાં છે. હવે તમે તેમના ઉપર, તેમના બાળબચ્ચાં ઉપર અને તેમની કોમળ શરીરવાળી સ્ત્રીઓ ઉપર દયા કરીને પણ તમારી મોહિની શકિત પાછી ખેંચી લ્યો. સર્વ દેવ દેવીઓના પરમ શ્રેષ્ઠ દેવ, પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે.*

**મકરંદ**

* આ લેખ સનાતન ધર્મ પતાકા (મુરાદાબાદ) નાં મે ના અંકમાંથી વધારા સુધારા સાથે ભાષાન્તર.

તે જ્યારે હેશ્નનની મસીદ આગળ આવ્યો, ત્યારે ત્યાંના તુર્કી રક્ષકે એમ જણાવ્યું કે, "માત્ર ઇંગ્લંડની રાણી શાહજાદા શીવાય હું બીજા કોઇને આ દરવાજા ઉઘાડવા દેત નહી. બીજી કોઇ પ્રજાના શાહજાદાને તેમાં જવું હોત તો તેને મારા શરીર ઉપર થઇને જવું પડત." પછી રસ્તામાં તે મંડળીએ ડમાસ્કસ, સીડન, સમર્ના, કાન્સ્ટોન્ટીનોપલ, એથેન્સ, માલ્ટા આદિ સ્થળો જોયાં. ફ્રાન્ટેનેબ્લુમાં તે ફ્રાન્સના શેહેનશાહને મળ્યો, અને ત્યાંથી તે ઇંગ્લંડ આવ્યો.

આ પ્રવાસ દરમ્યાન તેનું રહેઠાણ રીચમંડથી માર્લબરો હાઉસમાં બદલાયું. કોર્નવાલના ડયુક તરીકેની તેની આવકમાંથી તેના પિતાએ બહુજ સંભાળથી ભારે રકમ બચાવી હતી અને નોરફોક ખાતે તેને માટે ૨૨૦૦૦૦ પૌંડની (રૂ. ૩૩ લાખ) જાગીર વેચાતી લીધી હતી.

### લગ્નનો ઉત્સવ.

હવે શાહજાદાના લગ્નનો પ્રસંગ નજીક આવતો ગયો. તેને ઉપર જણાવેલા પ્રસંગ ઉપરાંત શાહજાદી એલેક્ઝાંડ્રાને મળવાના બીજા કેટલાક પ્રસંગો મળ્યા હતા. ૧૮૬૨ ના નવેંબરની તા૦ ૪ થી તેમના વેવીશાળની રાણીએ મંજુરી આપી, અને ૧૮૬૩ ના માર્ચની તા૦ ૧૦ મીએ તેમના લગ્ન થયાં. પાર્લામેન્ટે લોર્ડ પામરસ્ટનની સુચનાથી એકમતે શાહજાદાને ૪૦ હજાર અને તેની સ્ત્રીને પોતાના ખર્ચ પેટે ૧૦ હજાર પૌંડનું વર્ષાસન આપવાની મંજુરી આપી. આમાં કોર્નવાલની ઉપજના ૬૦ હજાર પૌંડ તથા કર્નલના પગાર પેટે ૧૫૦૦ પૌંડનો દરમાયો ઉમેરતાં તે યુગલને કુલ ૧૧૦૦૦૦ પૌંડ દર વર્ષે મળતા હતા.

લગ્ન માટે ડેન્માર્કની શાહજાદી ઇંગ્લંડ આવી, ત્યારે લોકોએ હદપાર ઉત્સાહ બતાવ્યો. શાહજાદો ગ્રેટબ્રીટનમાં હમેશ લોકપ્રિય હતો, અને લોકોએ તેની મહોરદારને જે દીલોજાન આવકાર આપ્યો, તે તેમની ઉંડી પ્રસંશાની નિશાની આપે છે. જેમ જેમ તેઓ તેનાથી વાકેફ થતા ગયા તેમ તેમ તેમને તેનું સદ્વર્તન વધુ જણાવા લાગ્યું. તે યુગલને નીરખવાને દેશના સર્વ ભાગમાંથી લાખો લોકના થોકેથોક રાજધાનીમાં આવ્યા. ત્યાંની કોરપોરેશને આ ઉત્સવ નિમિત્ત ૪૦ હજાર પૌંડ ખર્ચ્યા શાહજાદી આવ્યા પછી ત્રીજે દિવસે ભારે ઠાઠમાઠથી વીન્ડસર ખાતેના સેંટ જ્યોર્જના દેવળમાં તેમના લગ્નની પવિત્ર ક્રિયા થઇ. તે ક્રિયાના સમયનું તથા ભપકાનું વર્ણન થઇ શકે એમ નથી. આ બધા ભવ્ય અને ભપકાદાર મેળાવડામાં રાણી વિક્ટોરીયા વિધવાને છાજતો સાદો પોશાક પહેરીને બેઠાં અને શાહજાદાએ સેનાપતિનો પોશાક તથા ગારટરના નાઇટનો હીરો અને હીંદનો 'સ્ટાર' ધારણ કર્યો.

લગ્ન પછી લગ્નની પેહેલી મજા ભોગવવા સારૂ તે યુગલ આસ્બર્ન ઉપડી ગયું. એ પ્રસંગે પ્રજાએ પ્રજાવર્ગીય ઉત્સવ પાળ્યો. તેમને છોકરા ઝટ ઝટ થયાં. ૧૮૬૪ માં આલબર્ટ વિક્ટરનો જન્મ થયો. તે પછી બીજેજ વર્ષે આપણા હાલના નામદાર શેહેનશાહ જ્યોર્જ અવતર્યો. ૧૮૬૭ માં રાજકુમાર લ્યુઇ અને ૧૮૬૮ માં વિક્ટોરીયા જન્મી. ૧૮૬૯ માં રાજકુમારી મોડ આવી અને ૧૮૭૧ માં રાજકુમાર એલેકઝાન્ડર જન્મ્યો પણ તે મરણ પામ્યો.

### સુલતાનનો અનહદ આવકાર.

૧૮૬૯ માં શાહજાદાએ પૂર્વ તરફની બીજી મુસાફરી કરી તે યુગલ ડેન્માર્ક, બર્લીન, વીએના અને ઇટલી થઇને ઇજીપ્ટ તરફ સીધાર્યું અને નાઇલ નદીમાં તેના મૂળ તરફ વહાણમાં મુસાફરી કરી તે સમયે સાહસિક ફ્રેન્ચ ઇજનેર મી૦ ડી. લેસેપ્સની દેખરેખ હેઠળ બંધાતી સુવેજની નહેર તેમણે જોઇ. ત્યાં તે ઇજનેરે તેમને હાથે ભૂમધ્ય સમુદ્રના પાણીને સુકા 'બીટર સરોવર' પડવા સારૂ કરેલું ફંડ ઉઘાડવાની રમુજી ક્રિયા કરાવવામાં આવી. ત્યાંથી કેરો ખાતે જતાં તેમને ભારે આવકાર મળ્યો; પણ કોન્સ્ટોન્ટીનોપલ ખાતે ટર્કીના સુલતાને તેમને જે ભવ્ય ખાણું આપ્યું, તે પ્રસંગ તો ઇતિહાસમાં ખાસ નોંધાવા લાયક છે. ઇસલામી ધર્મના વડાએ જો ખ્રીસ્તીઓને કદી ખાણું આપ્યું હોય, તો આ રાજવંશી પરોણાને ખાણું આપ્યાનો

ઘણો શોક થયો હતો, તેથી તે પાદશાહી કુટુંબ તરફથી કરવાની ક્રિયાઓ તથા સામાજીક પ્રસંગોમાં આગળ પડતો ભાગ લેતાં નહીં. આથી શાહજાદાને અને તેની પત્ની એલેકઝાંડ્રાને રાજાના પ્રતિનિધિ તરીકે તેવી ફરજો બજાવવી પડતી. રાણીને બદલે તેઓ લેવી ભરતાં. જો કે આવી ગોઠવણ ત્યાંની સમાજને પહેલાં તો પસંદ ન પડી આ યુગલ રૂઢિ જેવી એક ચાલુ રીતે તે લાયક હોવાથી તે માટે વધુ થઇ ગઇ. મંદવાડમાંથી ઉઠતાં તેણે પાછી પ્રજાજીવન સાથે સંબંધ ધરાવતી આ ફરજો ઉપાડી લીધી.

## હિંદુસ્થાનની મુલાકાતનો હેતુ.

શાહજાદાએ હિંદની જે મુલાકાત લીધી હતી, તે તેના જીવનમાં ખાસ કરીને વિશેષ નોંધવા લાયક છે. તેવી મુસાફરીની કાર્યવાહી છેવટની તયાર થતા પહેલાં ઘણી ચર્ચા ચાલી હતી. સઘળાઓનું એવું પાકી રીતે માનવું હતું કે સામાન્ય વ્યવહાર પ્રસંગો કરતાં શાહજાદાની હિંદની મુસાફરીથી હિંદ અને હિંદના લાભોને અંગ્રેજી પ્રજા સારી પેઠે સમજી શકશે, તેથી અંગ્રેજી પ્રજાના અને હિંદી પ્રજાના જીવન સાથેનો સંબંધ વધારે ગાઢ અને તેજદાર થશે, આખી દુનીઆમાં સૌથી ઉમદા ગણાતા રાજ્યની તેનો ભવિષ્યનો શહેનશાહ મુલાકાત લે, તો તેને વધુ યોગ્ય માન આપ્યું ગણાશે. તે સમયના વડા પ્રધાન લોર્ડ બેકન્સફીલ્ડે ૧૮૭૫ ની જુલાઇમાં પોતાના ભાષણમાં જણાવ્યું હતું, કે શાહજાદો બેમાંથી ગમે તે એક રીતે હિંદની મુસાફરી કરી શકે. એક તો એ કે તે શાહેનશાહના સ્વીકારાયલા પ્રતિનિધિ તરીકે જાય અને તેની મુસાફરી માટે રાજવંશીને છાજતી વ્યવસ્થા થાય; તેની સાથે લશ્કરી રસાલો અને રાજાઓ તથા ઠાકોરો તેના સંગાથમાં રહે; તે ત્યાં દરબારો ભરે; રાજ્ય સતા ધારણ કરનારાઓને રાજવંશી મુલાકાત આપે; તે ઠાઠમાઠ ભરી પરોણાગતનો અનુભવ લઇ શકે, એટલુંજ નહી પણ તેવી પરોણાગત કરી શકે; ઉત્સવોમાં હાજર રહે એટલુંજ નહીં પણ તેમાં પ્રમુખ થાય. ટુંકમાં તે મહાન મોગલના સમય પછી હિંદમાં ન થયેલા દેખાવ અને ઠાઠમાઠનું ભાન હિંદી પ્રજાને કરાવે. તેમ નહીં તો બીજો રસ્તો એ છે, કે તે નામદાર મહારાણીના વાઇસરોયના પરોણા તરીકે ત્યાં જાય. આ બીજા માર્ગનો અમલ કરવાનું અમે નકી કર્યું છે. કારણ કે વાઇસરોયની દેખરેખ અને લાગવગ હેઠળ તેને હિંદનાં પ્રાચીન શહેરો અને ભિન્ન પ્રજાઓ અને કોમોવાળા તે મહાન દ્વિપકલ્પની ભવ્ય કુદરતી લીલાનો મોટે ભાગે અનુભવ લઇ શકે. તેને પોતાની સ્વાભાવિક ઉદારતા અને ઉમદા સ્વભાવ બતાવાનો પ્રસંગ મળશે અને પરિપકવ અનુભવ મેળવીને તે પાછો ઈંગ્લંડ આવશે. આ વિષય ઉપર ચાલેલી ચર્ચામાં મી૦ જોન બ્રાઇટે એવી આશા દર્શાવી હતી કે તે પોતાના વિનયથી, માયાળુ સ્વભાવથી, અને જે મહાન પ્રજા ઉપર ભવિષ્યમાં રાજ્ય ચલાવવાની મહાન જોખમદારી તેને શીર આવવાની છે, તેના પ્રત્યેની દીલસોજીથી, હિંદની પ્રજા સમક્ષ એવાં સ્મરણચિન્હો મુકી શકશે, કે કોઈ પણ સરકાર પોતાની રાજ્યનીતિના મોટામાં મોટા ધારાથી જેટલી અસર કરી શકે, તેટલીજ અસર તેથી પણ થઇ શકશે. અને તેની કીંમત આંકી શકાય એમ નથી.

## હિંદુસ્તાનની સફર.

આવા વિચારથી શાહજાદાને હિંદમાં મુસાફરીએ મોકલવાનો નિર્ણય થયો હતો. બ્રિટીશ કોમના હલકી પાયરીવાળા માણસોના તુંડમીજાજની ફરિયાદી જે કેટલાક હિંદુઓ કરતા હતા, તે બધા તેને આંગ્લ સદગુણોની મૂર્તિ, અને આંગ્લ સમભાવ તથા દયાળુતાના ઇશ્વરી દુત સમાન ગણતા હતા, એમ જ્યારે તેણે જાણ્યું, ત્યારે તેને હિંદીવાનોના ખરા ભાવની પ્રતીતિ થઇ. તેની મુસાફરીનો હેવાલ ખાનગી સેક્રેટરી સર વીલીઅમ રસેલે અસરકારક રીતે લખ્યો છે. તે હેવાલમાંથી ટુંકી બીનાઓ અત્રે આપી શકાય એમ છે. તે નામદાર જમીનને રસ્તે મુસાફરી કરીને બ્રીંડીસીથી ૧૮૭૫ ના અકટોબરની તા૦ ૧૬ મીએ આગબોટમાં બેઠો અને નવેમ્બરની તા૦ ૮ મીએ મુંબઇ આવી પહોંચ્યો. બંદર ઉપર પધારતાં સઘળા ન્યાય અને લશ્કરી ખાતાના અમલદારો તથા લેડીઓએ તેને હાર્દિક આવકાર આપ્યો. દેશી રાજાઓ પણ તેને જોવાને કીનારે આવીને ઉભા. (અપૂર્ણ.)

<u>એક ન્હાની ઐતિહાસીક વાર્તા.</u>

## " काजळी तिज. "

૧

તોડાના રાજમેહેલમાં એક સુસજ્જિત, સુંદર દિવાનખાનામાં, મણિમુક્તાવડે ગુંથેલા એક ચાંદીના પલંગ ઉપર, સુગંધી ફુલોની સ્વચ્છ પથારીમાં, એક યુવતી અને એક પુરુષ બેઠાં છે. યુવતીનું અનુપમ રૂપ છે. છતાં તે રૂપ-જ્યોતિ, જાણે કોઇ ભવિષ્યમાં આવી પડનાર વિપત્તિની છાંયાવડે કંઇક ઝાંખી પડી ગઇ છે યુવતી નીચે માથે બેસી પગની આંગળીઓ હલાવે છે.

પુરુષે યુવતીના ખભા ઉપર હાથ મુકતાં, આગ્રહપુર્વક પુછયું કેઃ-" શું ત્હેં ત્હારા પિતાને મ્હારા માંગેલા સંગેમરમરના પત્થરની વાત પુછી હતી? ત્હેમણે શું ઉત્તર આપ્યું? "

યુવતીએ માથું વધારે નીચું કર્યું. અને કમ્પતે શરીરે, ધીમે ધીમે બોલીઃ-"પુછયું હતું પણ તેઓએ હા કહી નહિં.

પુરૂષ ગુસ્સામાં આવી ગયો અને ગર્જના કરતાં બોલ્યોઃ—" ત્હેમણે શું કહ્યું? "

કોમળ યુવતીએ ન્હાનકડા હૃદયનું સઘળું બળ એકઠું કરી બ્હીતે બ્હીતે ઉત્તર દીધું.-"તેમણે કહ્યું કે. શું હવે નાપોજી અમારી ઝીઓ ઉપર પ્યાર કરશે? એવા જમાઇને હું કહી મ્હાઇશ નહિં; તેણે મ્હારા રાજ્યમાંથી ચાલ્યા જવું."

આ શબ્દો સાંભળતાંજ પુરૂષ ઉઠીને ઉભો થયો. ગુસ્સે ભરાયલાં સિંહની પેઠે તેની આંખોમાંથી અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો. ગૌર મુખ ઉપર લાલ લોહી ચડી આવ્યું. બન્ને હોઠ પીસતો, હાથની મુઠીઓ વાળતો, ભીમગર્જના વડે દિવાનખાનું ગજાવી મુકતો વીરપુરૂષ દિવાનખાનામાં ટાંગેલી એક છબી સ્હામું જોઇ રહ્યો. જાણે તે છબીનીજ સાથે લડવા ઉભો થયો હોય તેવો દેખાવ જણાવા લાગ્યો. તે કાંઇ પણ બોલ્યા વગરજ ગુસ્સામાંને ગુસ્સામાં બારણા તરફ ચાલ્યો. યુવતી સ્ત્રીએ દોડતાં જઇ બારણા આગળ ઉભા રહી પોતાના બે હાથવડે તેના પગ પકડી રોકી રાખ્યો, અને બોલીઃ-"ક્ષમા કરો શાન્ત થાઓ!"

"શું! ક્ષમા?" એટલું બોલી બળપુર્વક તેણીના હાથ તરછોડી નાંખી પુરૂષ વીર આગળ ધસ્યો. તેના હાથના ધક્કાવડે યુવતીની છાતીમાં સખત ધક્કો લાગ્યો. તરતજ તેણી ઝાડ ઉપરથી કપાઇ પડેલી ડાંખલીની પેઠે જમીન ઉપર અચેત થઇ પડી.

બુન્દિરાજ સમરસિંહને ત્રણ પુત્રો હતા. ૧ નાપોજી (ગાદી વારસ-રાજકુમાર.) ૨, હરપાલ, હરને ઝૂનીવર પ્રાપ્ત થયો હતો. તેને ઘણાં પુત્ર પુત્રીઓ હતાં. તે સઘળાં હરપાળપોતા એ નામે ઓળખાતાં ૩, જગતસિંહ. એ ત્રીજા રાજકુમારેજ ચમ્બલ નદીને પેલેપાર હાડાકુળની પ્રતિષ્ઠા કરી હતી. સમરસિંહના મરણ પછી તેનો મોટો રાજપૂત્ર બુન્દિની ગાદી ઉપર બેઠો. રાજકુમાર નાપોજી એક પ્રબધાન રાજા તરીકે કીર્તિમાન ગણાતો હતો. તેણે તોડાના સોલંકિ રાજાની દીકરી જોડે લગ્ન કર્યાં હતાં એક વખત નાપોજી પત્નિ સહિત સાસરે ગયો. ત્યાં સસરાજીના વિશાળ બગિચામાં પડેલા એક સંગેમરમરનો પત્થર જોઇ તે લેવાની મરજી થઇ. નાપોજીએ પત્નિને આ વાત કહી. અને તેને તેના પિતા પાસે પત્થર લેવા કહ્યું. તોડા રાજપતિએ પોતાની પુત્રિને જે ઉત્તર દીધું હતું તે નાપોજીએ પુછ્યું. દિવાનખાનામાં ચાંદીના પલંગ ઉપર બેઠાં બેઠાં પત્નિએ પતિને જે ઉત્તર દીધું. તે આપણે ઉપરજ વાંચી ગયા છીએ

૨

હમણાં ગ્રીષ્મ ઋતુ ચાલતી હતી. સાયંકાળ થવાનો સમય હતો. સૂર્યનારાયણ ભગવાન પશ્ચિમ આકાશમાં ઢળી પડવાની તૈયારીમાં હતા. સોનેરી કિરણોવડે ચારે દિશા રંગાઇ ગઇ હતી. મંદ પવન

તપેલી પૃથ્વિને શીતળ કરતો હતો. એ સમયે બુન્દિ રાજમેહેલનાં જનાનખાનાનાં બગિચામાં એક ફુલના માંડવા નીચે બે સ્ત્રીઓ બેઠી છે. બન્ને બોલતિ નથી. ધીમે ધીમે સન્ધ્યા દેવીએ પૃથ્વિ ઉપર અંધકારનું બિછાનું પાથરી દીધું.

શાંતતાનો ભંગ કરી એક યુવતીએ કહ્યું:—બ્હેન, ઉઠ, ઉઠ. સન્ધ્યાની આરતિનો ઘંટ સંભળાય છે. હમણાં આરામ લેવાનો વખત નથી.

બીજીએ કહ્યું: હા, તમે જાઓ.

પહેલી: જાઓ શું? તું પણ સાથે ચાલ.

બીજી: કયા ચાલું બ્હેન, નેત્રનો આનંદ અને જીંદગીનું સુખ, વિધાતાએ જે દિવસથી ટાળી દીધું છે તે દિવસથી બધી આશાઓ–બધાં સુખો–ચાલ્યાં ગયાં છે. વિસર્જન થયાં છે. હૃદયમાં દુઃખનો અગ્નિ ધિગ ધિગ થઇ રહ્યો છે. જો મ્હારૂં ભલું ચ્હાય તો ચિતા તૈયાર કર. શાંતિમય ભગવાનના ખોળામાં આશ્રય લઇશ.

પહેલી રમણીએ જરાં ભવાં ચઢાવી, તિરસ્કાર આપતી પ્રેમ ભરી આંખે કહ્યું: ઓહો! શું તું રજપુત કુમારી છે કે! તોડાના સોલંક રાજાની દિકરી કે! વીરવર નાપોજીની રાજરાણી કે! શું ત્હારા મ્હોડામાંથી આવા શબ્દો નીકળે તે શોભે છે કે! રાજપૂત બાળાઓ અસીમ સાહસ અને સહનશકિત લઇનેજ જન્મ ગ્રહણ કરે છે. ત્હારા જેવી પતિવ્રતા કુળવધુનું આવું ધૈર્યહીનપણું; એ તો બહુ લજ્જા અને તિરસ્કાર ભરેલું ગણાય! રાજપૂતની દિકરીઓ જન્મતાંજ આણુ વિસર્જન કરવાનું વ્રત શીખે છે. પણ તે કયારે? જ્યારે કોઇ પર પુરૂષને હાથે પતિવ્રતપણું નષ્ટ થવાનું હોય ત્યારેજ! અને જ્યારે કોઇ પરપુરૂષ પ્રેમ ભરેલી દ્રષ્ટિથી જૂવે ત્યારે હસતાં હસતાં અગ્નિના કુંડમાં પ્રવેશ કરવો ઉચિત છે. તેમજ પ્રાણપતિના મુડદાં સાથે શયન કરીને, જન્મજન્માન્તર પર્યંત ફરીથી તેને મેળવવા માટે સતિ થવાનું મંગલ કાર્ય ઉચિત છે. આત્ર એ લોભ રોકી શકાય નહિં રાજપૂત બાળાઓ એ લોભ રોકી શકેજ નહિં. સમજી બ્હેન!

સોલંકિ રાજકુમારી પોતાની બ્હેનપણીનાં આવા તિરસ્કારયુક્ત શબ્દો સાંભળી આંખમાં આંસુ લાવી બોલી: સત્ય છે બ્હેન, રાજપૂતોની જે દિકરીઓને આશા છે તેમણે ધૈર્ય ત્યજવું જોઇએ નહિં. પતિ જે વખતે યુધ્ધમાં જવાનો પોષાક પહેરી રજા લેવા આવે તે વખતે તેના પગની પવિત્ર ચરણરજ માથે લઇને આશિર્વાદ આપવો જોઇએ. અને શત્રુનો સંહાર કરનાર તલવાર હાથમાં આપતાં હસતાં હસતાં રજા આપવી જોઇએ. તે વખતનું છેલ્લું આશાવંત આલિંગન હૃદયમાં અમૃત રેડે છે. અને શત્રુનો સંહાર કરી પરાજય કરી પતિ જ્યારે પાછા આવે છે ત્યારે તેમના કોમળ ગળામાં વિજયમાળ પહેરાવતાં જે સુખ–જે આનંદ–થાય છે તે ભૂલાય નહિં. પરંતુ હમણાંની પેઠેમ, નજીવા કારણ માટે ત્યાગી દેવામાં આવે, પતિ જ્યારે નિષ્ઠુર હૃદયના થાય ત્યારે કેટલાક દિવસ જીવવું? બ્હેન! પતિના પ્રેમ વિના જગતમાં આમથી તેમ રખડવું એ શું સ્ત્રીઓને લજ્જા અને શરમ પમાડનાર નથી બ્હેન!

બ્હેનપણીએ પ્રેમપૂર્વક રાજકુમારીનો હાથ ઝાલી કહ્યું: બ્હેન, ઉતાવળી થઇશ નહિં. રાજાએ ગુસ્સાના આવેશમાં તમને તરછોડી નાંખ્યા છે પરંતુ ગુસ્સો ઉતરીજશે એટલે અવશ્ય પસ્તાશે. એમાં શક નથી. ત્હમારૂં ચંદ્રસમાન સુંદર મુખ જોયા વિના કેટલા દહાડા રહેશે! "કાજળી તિજ" આવી પહોંચી છે. તે દિવસે અવશ્ય તમારૂં સ્મરણ કરશે."

રાણીએ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને ઉઠી ઉભી થઇ.

પ્રાતઃકાળનો સમય છે. સૂર્ય ભગવાને અંધકારને ઉડાવી દઇ જગતને નવા રંગમાં રંગી દીધું

છે. નવા ઉત્સાહમાં ઉત્સાહિત કર્યું છે. જગતનાં પ્રાણી માત્રમાં ચંચળવૃત્તિ પ્રેરી દીધી છે. તોડા રાજપતિ, પ્રધાનાદિ રાજ અમલદારોથી વિંટળાઇ દરબાર મંડળમાં બેઠા છે. એક પત્ર લાવનાર એપીઓ દરબાર મંડપ સ્હામે ઉભો છે. રાજાએ પત્ર બરોબર વાંચી મુઠ્ઠી બંધ કરી દીધી. રાજાનો તે વખતનો ચ્હેરો જોઇ બધાના મનમાં બ્હીક ઉત્પન્ન થઇ. રાજાએ દરબાર બરખાસ્ત કરવાનો હુકમ કર્યો.

એક અમાત્યે કહ્યું: પત્ર લઇ આવનાર દૂતને શી આજ્ઞા છે!

રાજાએ કહ્યું: જાઓ દૂત! રાજ કુમારીને કહેજો કે "તમારા પિતા, તેનો ઉપાય કરશે."

દૂત ચાલ્યો ગયો. દરબારીઓ એક પછી એક ચાલ્યા ગયા, રાજા પણ જનાનખાનામાં ચાલ્યો ગયો.

જનાન ખાનામાં આરામ લેવાના દિવાન ખાનામાં સોલંકિ રાણી વિશ્રામ કરતી હતી. બે દાસીઓ તેના પગ દાબતી હતી. એક ચાકરડીએ આવી સમાચાર આપ્યા કે: રાજાજી પધારે છે. તરતજ મહારાજાએ પ્રવેશ કર્યો. બન્ને દાસીઓ ચાલી ગઇ. મહારાણી ઝડપબંધ ઉઠી ઉભી થઇ. મહારાજા પલંગ ઉપર બેઠા એટલે રાણી પણ તેની પાસે બેઠી. પરંતુ મહારાજાનો ચ્હેરો જોઇ રાણીએ કાંઇ પુછવાનું સાહસ કર્યું નહિં. મહારાજાએ હાથમાંનો પત્ર રાણીને આપ્યો. રાણીએ તે હાથમાં લીધો નહિં. તેણે પુછ્યું: આ કોનો પત્ર!

રાજાએ કહ્યું: રાજકુમારીનો.

"શા સમાચાર છે?" ગદ્ ગદ્ કંઠે રાણીએ આ પ્રશ્ન પૂછયો. રાજાએ આંખો ફેરવી કહ્યુ: સારા સમાચાર છે. ત્હારા જમાઇનાં ગુણ ગાન! મ્હારી દીકરી નાપોજીના ઘરની દાસી પેઠે રહે છે. નાપોજી ત્હેને અનેક રીતે દુ:ખ આપે છે.

રાણી ધીમે ધીમે પલંગ ઉપર બેઠી. અને ગદ્ ગદ્ કંઠે કહ્યું: મહારાજ, દિકરીના એ દુ:ખનું કારણ તમેજ છો, જમાઇની સાધારણ માંગણી જો સ્વીકારી હોત અને ત્હેને ચાલ્યા જવાનું ના કહ્યું હોતતો આપણી કન્યાની આવી અવદશા થાત નહીં. મા બાપ બોલે. તે નિરઅપરાધી દિકરીને સાલે."

મહારાજાએ કહ્યું: સારૂ, મ્હેં જમાઇનું અપમાન કર્યું તેમાં દિકરીનો શું વાંક?"

રાણી: તમારી કન્યા માટેજ તમારો વાંક તે તેનો વાંક! અગ્નિ જ્યારે બળવા માંડે છે ત્યારે પહેલાં સુકાં પાંદડાં વિગેરે બાળી નાંખે છે. તેજ પ્રમાણે તમારા ક્રોધાગ્નિ વડે પહેલાં આપણી સુશીલ કન્યા બળવા માંડી છે. મહારાજા! આપણી કન્યાના મ્હોડા સ્હામું જુવો જમાઇને ક્ષમા પ્રાર્થના કરી બોલાવવા મોકલો."

રાજા ઉઠીને ઉભો થયો. તેના મુખમાંથી થોડાક શબ્દો નિકળ્યા. હું જ કન્યાના દુ:ખનું કારણ ત્યારે ઉપાય કરવો એ પણ મ્હારૂં જ કામ છે." આ શબ્દો સાંભળતાં જ રાણીનું શરીર ભયવડે કમ્પી ઉઠયું. રાજાના શબ્દો ત્હેના હૃદયમાં અથડાયા અને તેથી તે વ્યાકુલ થઇ ઉઠી! ત્હેનું માથું ફરવા લાગ્યું. તેનાથી બોલાયું નહિ! રાજા બહાર ચાલ્યો ગયો.

૪

આજે "કાજળી તિજ," શ્રાવણ માસ, રાજપૂતોનો મ્હોટા ઉત્સવનો દિવસ. આજે ષષ્ઠી દેવીની પૂજા કરવી જોઇએ અને પતિએ પત્નિની સાથે મળવું જોઇએ. જે રાજાઓ ગમે તેટલે દુર હોય તો પણ આજે ત્હેમણે ઘેર આવવું જોઇએ. અને આજે "કાજળી તિજ" ને દિવસ પોતાની પત્નિને મળવું જ જોઇએ. બુન્દિરાજા નાપોજીએ પોતાના પર-

ણીઓ છો. સ્વર્ગના દેવતાઓ જો ત્હમારૂં રૂપ જુવે તો અવશ્ય તેમનું ચિત્ત ચળાયમાન થાય જ!

સખીએ આરસો લાવી રાણીના મુખ સ્હામું ધર્યો. તેણે હસતાં હસતાંજ કહ્યું.-"જો તો ખરી! શું રાજા ત્હમને ઓળખી શકશે? હું નથી ધારતી કે ઓળખી શકે! હુંજ ભુલી પડુ છું ને! તેમણે તો ઘણા દહાડા થયાં ત્હમને જોયાં નથી ભુલી જશે. ત્હમને જોઇ ખરેખર મોહ પામશે."

ધીમે ધીમે રાત્રી વધવા લાગી. સખીએ રાણી પાસેથી જવાની રજા માંગી. પોતાને સ્થાને ચાલી ગઇ. આખું નગર નિસ્તબ્ધ હતું. આમ તેમ ફરતાં વાદળાં કવચિદ્ ચંદ્રમાને ઢાંકી દેતાં હતાં. અનેક દીવાઓના પ્રકાશ વડે આખી નગરી પ્રકાશીત થઇ રહી હતી. વચમાં વચમાં કૂતરાંઓના ભસવાનો અવાજ. રાતની શાંતિનો ભંગ કરતો હતો. આજના જેવા શુભ પર્વના દિવસે, મહોત્સવના, મહા આનંદ ભોગવવાના દિવસે, સુખ ઐશ્વર્યની અધિશ્વરી બુન્દિ રાજની મહારાણી, દુઃખી હૃદયે રાત વિતાડે છે! વખતે વિશાળ પલંગમાં અને વખતે ભોંય ઉપર આલોટતાં કોઇના આવવાની વાટ જુવે છે. અડધી રાત વીતી ગઇ છતાં પણ કોઇના શબ્દે, ત્હેના દુઃખી હૃદયમાં શાંતિ સુધારસ રેડયો નહિ. કોઇએ પણ ત્હેના બળતા હૃદયમાં અમૃતમય શબ્દરૂપી જળ સિંચ્યું નહિ. થોડી વારે ઉઠી બારી ઉઘાડી આકાશ તરફ જોતી ઉભી. રાત કેટલી ગઇ છે તે જોવા લાગી પણ જણાયું નહિ. ધીમે ધીમે બારણામાંથી બહાર નીકળી. "શું કરવું? મ્હારૂં કર્તવ્ય શું?" એવો એવો વિચાર કરતી કરતી ઓટલા ઉપર ટહેલવા લાગી. મનમાં જ વિચારવા લાગી કે આખા દિવસના થાકથી મહારાજા સુઇ ગયા હશે. નહિ તો આટલી બધી વાર લાગે નહિ. હું ત્હેમના સ્હામે જઇશ તો તેઓ મ્હને જોઇ કેટલી લજ્જા પામશે? મ્હારા તરફ જે સખતાઇથી વરતે છે તેને માટે પશ્ચાતાપ કરશે. તેઓ નિદ્રાદેવીના ખોળામાં આરામ લે છે. હું તેમને નિર્દય ગણીને મનમાં કેટલી દુઃખી થાઉં છું. મ્હારે જ ત્યાં જવું જોઇએ. શા માટે ઢીલ કરૂં?

આશાની મોહજાળમાં બંધાઇ રાણી જનાનખાનું ત્યાગ કરી, રાજાના સુવાના ઓરડા તરફ ચાલી. શયન ભૂવનના બારણા આગળ આવતાંજ લજ્જા અને અભિમાને તેનો પગ થોભાવ્યો. હવે શું કરવું તેનો વિચાર કરતી ત્યાંજ ઉભી રહી. રાજપૂત્રની પત્નિ આ પ્રમાણે બહાર ઉભી રહે એ અયોગ્ય જણાય તેથી તે શયન ભૂવનમાં ચાલી ગઇ. ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. થરથરતે શરીરે, ઉછળતે હૃદયે રાણી એક બાજુ ઉપર ઉભી રહી.

સુંદર ફરનીચરોથી શણગારેલા એક દિવાનખાનામા,-શયનભૂવનમાં-પલંગ ઉપર મહારાજા હાથ ઉપર માથું ટેકવી નિંદ્રા લેતા હતાં. છત ઉપર જડેલા એક બિલોરી કાચના ઝાડ ઉપર કેટલાક દીવાઓ ઝગમગી રહ્યા હતા. તેનો પ્રકાશ મહારાજાના શરીર ઉપર પડતો હતો. મહારાજાનું સુંદર મુખ વિશેષ તેજસ્વી, વિશેષ મોહક જણાય છે. મોહને વશ થયલી રાણી ઉછળતે હૃદયે તે મુખ સ્હામું જોતી પલંગની પાસે જઇ ઉભી. પગમાં પહેરેલાં ઝાંઝરના કોમળ અવાજથી રાજા જાગ્રત થયો. આંખ ઉઘડતાંજ, અહા! ફુલના અલંકાર પહેરેલી સ્રીની મુર્તિ જોતાંજ રાજાને ભ્રમ થયો કે મધ્ય રાત્રે આ વનદેવી અહિં કયાંથી! "અહા શી દિવ્ય મુર્તિ?" પથારીમાંજ બેઠા થઇ ગયો. દેવી મુર્તિ તેની પાસે જઇ પ્રણામ કરી ઉભી રહી પરંતુ રાજા તે દેવીના સ્હામુ એકી ટશે જોતો, વિચારતો, ચકિત થયલો હોય તેમ જોવા લાગ્યો. થોડી વારમાંજ તે ઓળખી ગયો. રાણીને ઓળખતાંજ તે પથારીમાં પડયો. અને આંખો બંધ કરી દીધી! એમાંથી કોઇ એક શબ્દ પણ બોલ્યું નહિં. કેટલીકવાર ચુપચુપ ઉભા રહ્યા પછી રાણી રાજાના પગ આગળ બેઠી. ધીમે ધીમે મહારાજાના મનમાંથી કોમળતા નીકળી ગઇ અને સસરાએ કરેલા અપમાનને લીધે કઠોરતા આવી. રાજાએ કહ્યું:-"સોલંકિ રાજકુમારી, ત્હમે અહિં શા માટે આવ્યાં છો?"

ક્ષણવારમાંજ ફુલની લતા જેવી સોલંકી કુમારીનું શરીર સુકાઇ ગયું. મ્હોડા ઉપરનું તેજ ક્ષીણ થઇ ગયું. આટલા દિવસની આશા એક સપાટામાંજ છિન્નભિન્ન થઇ ગઇ. સર્પ ડંશથી મરણ પામેલા મુડદાની પેઠે તેનું મ્હોડું પીળું પડી ગયું. જાણે પત્થરની પુતળી હોય તેમ અવાચક ત્યાંજ ઉભી રહી.

ઘણીવાર સુધી બન્ને જણ અવાચક રહ્યા પછી રાજાએ કહ્યું: સોલંકી કુમારી, અહિંથી ચાલ્યાં જાઓ. મ્હારી શાંતતામાં ભંગ કરશો ના. મ્હારી ઉંઘમાં ખલલ કરશો ના.

રાણીએ વિલંબ નહિં કરતાં તરતજ તે જમીન ઉપર બેસી ગઇ. કરમાયલા મુખ કમળમાંથી અમાનુષિક જ્યોતિ નિકળવા લાગી. ઘુંટણીએ પડી, સ્થીર ચિતે, કમ્પતે સ્વરે કહ્યું: મહારાજ, વિદાય થાઉં છું, રજા લઉં છું: પરંતુ જતી વખતે એક વાતનો ઉત્તર આપી મને કૃતાર્થ કરો. મ્હારા કયા અપરાધને લીધે આપે મ્હારો ત્યાગ કર્યો?

કઠોર સ્વરે રાજાએ કહ્યું: તું ગુન્હેગારની છોકરી છે, જો તું પુરૂષ હોત તો ત્હને પ્રાણદણ્ડની શિક્ષા થાત."

રાણી:—મહારાજ, નીચે માથે આપની આજ્ઞાનું પાલન કરીશ. પરંતુ પ્રભો, બીજે જન્મે આ અપરાધ ક્ષમા કરજો.

એટલું કહીને મહારાણી ચાલવા લાગી. અપમાન પામી, દુઃખી થયલી, રાજબાળાના હૃદયમાં હજારો વીંછીના ડંખથી જે અગ્નિ સળગે તેવી અગ્નિ ભડભડાટ બળવા લાગી. તેનાં આખા શરીરનું બળ જાણે કોઇએ હરી લીધું. ચારે દિશામાં અંધકાર જણાવા લાગ્યો. મનમાંજ કહેવા લાગી: અહા વિધાતા, વાંક કોનો? અને શિક્ષા કોને? શું જગત્‌માં બધે આવુંજ ચાલતું હશે? બાપના વાંકે દીકરીને શિક્ષા?"

રાણી ધીમે પગલે ઘરમાંથી બહાર નિકળી ગઇ. બારણા બહાર નિકળતાં પહેલાં એક વખત પાછું ફરીને મહારાજનું મુખદર્શન કરવાની ઇચ્છા થઇ. તેણે પાછું ફરીને જોયું. ચાર આંખો ભેગી થઇ. કે તરતજ મહારાજાએ મ્હોડું ફેરવી લીધું. ત્યાં શું જોયું. ભીંતે લટકાવેલા મ્હોટા આરસામાં રાણીનો શોક સંતપ્ત, કુમળાયલી મૂર્તિ જોવામાં આવી. જાણે રાણીની દીલગીરી ભરેલી મૂર્તિ લઇને આરસો કાંપે છે! ચિત્ર આબેહુબ હતું. તે વિશાળ નેત્રો ક્ષણવારમાં કેમ સંકોચાઇ ગયાં! તે ચંદ્રમાના જેવો મનોહર ચ્હેરો કેમ કુમળાઇ ગયો! મુખ ઉપરનું દિવ્ય તેજ કયાં ઉડી ગયું! રાજાએ મોઢું ફેરવીને તેની મૂર્તિ આરસામાં બરોબર જોઇ. તે જોતાંજ તે ચમકયો! વળી પણ તેણે શું દીઠું? તે દિવ્ય મૂર્તિનાં નેત્રમાંથી મોતીનાં ટીપાં પેઠે આંસુ ખરતાં દીઠાં! એ જોઇ રાજાની આંખમાંથી પણ બે ટીપાં આંસુનાં ખરી પડયાં! એ શું થયું? શું રાજાના હૃદયમાં ન્યાય દેવતાએ પ્રવેશ કર્યો! તે કોણ કહી શકે છે?

રાણી નેત્રમાંથી આંસુનાં ટીપાં જમીન ઉપર પાડતી પાડતીજ શયન ભુવનનાં બારણાં આગળ આવી પહોંચી. ત્યાં ત્હેની સખી વાટ જોતીજ ઉભી હતી. તેને જોતાંજ રાણીનું હૈયું બહુ ભરાઇ આવ્યું. અભિમાનવડે ઉછળવા લાગ્યું. હૃદયમાં ભરાયલો દુઃખગ્નિ આખા શરીરને બાળવા લાગ્યો. તેજ અગ્નિએ રાણીનાં ચૈતન્યને પોતાની જાળમાં પકડી લીધું. રાણી મૂર્છા પામી. જમીનપર ધડાક દેતી પડી.

૫

મહારાણીનું અપમાન કરી તેને કાઢી મુકયા પછી રાજાને હૃદયમાં ચણચણાટ થવા લાગ્યો. તેના હૃદયમાં કાંઇક જુદીજ લાગણી ઉત્પન્ન થઇ. તે ગાંડાની પેઠે શયનભુવનમાં આમતેમ ફરવા લાગ્યો. એક દમ દોડતો પેલા આરસા પાસે જઇ તેમાં રાણીની મનોહર મૂર્તિ જોવા લાગ્યો. તે આરસો પણ રાજાના અનુચિત વ્યવહારને લીધે ગુસ્સે ભરાયો હતો. તેણે રાણીની મૂર્તિને છુપાવી દઇ રાજાની મૂર્તિનાં દર્શન કરાવ્યા! કયાં તે વનદેવીની મનોહર મધુર અને મનમોહક મૂર્તિ, અને કયાં આ મોઢા ઉપર

દાઢી મૂછના ભરાવા સાથેની કદરૂપી વિશાળ મૂર્તિ? રાજાને આરસા ઉપર ગુસ્સો થયો, એક લાત મારી આરસા ઉપર વેર લીધું! ભાગી તુટી કટકા થયા! આરસાના ભાંગેલા કાચ ઉડીને ચારે દિશામાં વેરાઇ ગયા! રાજા દુઃખી હૃદયે પલંગ ઉપર પડયો. બે હાથે છાતી દાબનો નિદ્રાદેવીની ઉપાસના કરવા લાગ્યો કેટલીક વારે ઝોકું આવ્યું. સ્વપ્નામાં જોયું કેઃ તેજ વનદેવી, ફૂલના મનોહર સંગાર પહેરી રાજાના માથા આગળ બેઠી બેઠી આંખમાંથી આંસુ વરસાવે છે. રાજા બે હાથ લાંબા કરી તેણીને આલિંગન કરવા જાય છે. તેજ વખતે તે સ્ત્રી વેગળી ખશી ગઇ છે.'' તરતજ રાજાની ઉંઘ ઉડી ગઇ. આંખો ઉઘાડી જોયું તો જાણે તેજ રમણી મૂર્તિ, રોસ ભરેલે ચ્હેરે ઓરડામાં ચારે દિશામાં ભટકતી જણાય છે! રાજા ભ્રમિત ચિત્તે વારંવાર કહેવા લાગ્યોઃ ક્ષમા કર! ક્ષમા કર! મ્હારૂં કલેજું ઉથલી જાય છે. મ્હારૂં હૃદય છેદાઇ જાય છે. ક્ષમા કર! " રાજાએ બન્ને હાથે આંખો ઢાંકી દીધી. જાણે આખી પૃથ્વી ચકર ચકર ફરે છે એમ તેને જણાયું.

મેહેલમાંથી ચારે દીશામાંથી કોઇ સ્ત્રીનો રડવાનો કોમળ કંઠ ધ્વનિએ આવીને રાજાને આકુળ વ્યાકુળ કરી મૂકયો. તે ભ્રમિત ચિત્ત થયો છે. તે દીવાનો થયો છે. જ્યાં કાન માંડી સાંભળે છે ત્યાંથી રાણીના રડવાનો અવાજ સંભળાય છે. એ સાંભળી રાજાનું હૃદય ધડ ધડ કમ્પવા લાગ્યું. કેટલીક વારે સ્વસ્થ ચિત્ત થઇ કહેવા લાગ્યોઃ આજે "કાજળી તિજ" છે. રાણીને કાઢી મૂકી એ સારૂં કર્યું નહિ. ચાલો જાઉં, બાકીની રાત જનાનખાનામાં વિતાડીશ. રાણી નિરપરાધી છે. તેના ઉપર ક્રોધ કરવો નકામું છે. પણ હમણાજ તેને અપમાન કરી કાઢી મૂકી છે. અને જો પાછો હું જ તેને બોલાવતો જઇશ તો મ્હારા હૃદયની દુર્બળતા જણાશે. તેમ થવાથી મ્હારા અપમાનનો બદલો મ્હને શું મળશે? આખી રાત દુઃખ અને શોકમાં જ વિતાડવી જોઇએ, એજ મ્હારા ગુન્હાનો મ્હને દંડ! હૃદયમાં અનેક પ્રકારનાં દુઃખો થવા લાગ્યાં. અન્યાય કરવાથી પસ્તાવો થવા લાગ્યો. ઠંડા વાયુનું સેવન કરી, નિશ્ચિંત થઇને પછી જ ઉંઘ લેવી ઠીક પડશે.

આવા આવા વિચારો કરતાં રાજાએ બધાં બારણાં ઉઘાડી દીધાં. થોડી વારમાં જ ઉંઘ આવવા લાગી. પણ એટલામાં જ વળી પાછું રાજાએ સાંભળ્યું કે, જાણે કોઇ હજારો સ્ત્રીઓના ગળામાંથી આકૂળ વ્યાકૂળ થતા રડતા અવાજ ચારે દિશામાંથી સંભળાવા લાગ્યા. રાજા ભયે વિસ્મયે જડવત-પત્થર જેવો-બિછાના ઉપર પડયો.

ત્રણ પહોર રાત વીતી છે. ધોરી રસ્તામાં માણસનો પગસંચાર નથી.. રસ્તો જનશુન્ય જણાય છે. એ સમયે એક બળવાન પુરૂષ રાજમેહેલ તરફ દોડતો આવતો જણાય છે. તેનું આખું શરીર લુગડાવડે ઢંકાયલું દેખાય છે. તેજ પુરૂષે રાજાના સુવાના ઓરડામાં આવી શરીર ઉપરનું લુગડું કહાડી નાંખ્યું. ઓરડામાંના મ્હોટા દિવાના પ્રકાશ વડે તે પુરૂષના હાથમાંની ચળકતી તલવાર વધારે ચમકવા લાગી. ધીમે ધીમે ઓરડામાં આવી રાજાના બિછાના પાસે આવી, ડોકું નીચું નમાવી, ઉંઘેલા રાજાનું બધું શરીર તપાસવા લાગ્યો. તેના ઉન્હા શ્વાસવડે રાજા ચમકીને જાગી ઉઠયો.

ઉભેલા પુરૂષના મ્હોં ઉપર ભયંકર હસવું જણાયું. તેના હાથમાં ચળકતી તલવાર જોઇને રાજાએ પોતાના મરણની આગાહી જાણી લીધી. આવેલા પુરૂષને ઓળખવાની ઢીલ થઇ નહિં. તેણે જોયું કે તે ગુસ્સે ભરાઇ આવનાર મનુષ્ય બીજો કોઇજ નહિં પણ તોડા મહારાજ પોતેજ છે. પળવારમાં તોડાના રાજાએ તલવાર ઉગામી અને પોતાના જમાઇના માથા ઉપર ઝુસ્સામાં એક ઘા મારી ઝપાટાબંધ ચાલ્યો ગયો. એકજ ઘા વાગતાંજ નાપોજીનો જીવન દિપક ઓલવાઇ ગયો।

આ પ્રમાણે કાયર પુરુષની પેઠે જમાઇનો પ્રાણ લઈ, તેહાનો ઉધત મહારાજા ન્હાસી ગયો. અને બુન્દિથી થોડેક વેગળે એક ગુહા સ્હામે પોતાના સામન્તો ઉભા હતા તેમની પાસે જઇ પોતે જે તિરસ્કાર કરવા લાયક રીતે બદલો લીધો હતો તેનું વર્ણન કરવા લાગ્યો. તે પર્વતની તલેટીમાં બુન્દિનો એક સરદાર પોતાના ભવિષ્યની ચિન્તા કરતો બેઠો હતો. ઘોડાની નાળોનો અવાજ સાંભળી તેની ચિન્તા ઉડી ગઈ. તેણે જોયું કે: કેટલાક અપરિચિત લશ્કરી સિપાઇઓ હાડા રાજ તરફ બિભિત્સ શબ્દો બોલતા. તેની નિન્દા કરતા કરતા ચાલ્યાં જાય છે. ચતુર ચૌહાણ સરદારે તેઓના બોલવા ચાલવા ઉપરથી બધી બાબતનું અનુમાન કરી લીધું. અને તેજ સમયે પોતાંની પાસે થઈને સોલંકી રાજાને પસાર થતો જોઇ તરતજ સરદારે એક તલવારનો ઘા કર્યો. તલવારના ઘાથી તેનો જમણો હાથ કપાઇ જમીન ઉપર છૂટો પડી ગયો સોલંકી રાજાએ તે હાથ ઉપર લુગડું ઢાંકી દીધું અને પોતાની રાજધાની તરફ ચાલ્યો ગયો. સ્હવાર થતાં ન થતાં તો સમસ્ત બુન્દિમાં હાહાકાર થઈ ગયો ! આવી રીતે રાજાનું ખૂન થવાથી બધાને સોલંકી રાજા ઉપર વ્હેમ ગયો. કેટલોક વખત સુધી વિચારો કર્યા પછી અને શોક સંતપ્ત થયા પછી મહારાજાને અગ્નિદાહ કરવા લઈ ગયા જનાનખાનામાં મહારાણીને ખબર થતાં જ તેનું હૃદય પતિ-વિરહની વ્યથાથી આકુળ વ્યાકુળ થઇ ગયું. તે ગાંડી જેવી બની ગઇ. અને તરતજ સતી થવાને તૈયાર થઈ. પ્રજાના ઘણા કાલાવાલા છતાં તે એકની બે થઈ નહિ. રાજપૂત બાળા પોતાનો સંકલ્પ દૃઢ કરવા આગળ વધી.

સ્મશાનમાં સુખડના લાકડાની મ્હોટી ચિતા ખડકી છે. મહારાણી અનેક સ્ત્રીઓના ટોળામાં વિંટળાયલી ત્યાં આવી પ્હોંચી છે. એક પછી એક સ્ત્રીઓ પાસે વિદાયગીરી લઇને અને છેવટે ચિતાને છેલ્લા પ્રણામ કરીને પતિના શબ (મુડદા) આગળ આવી ચિતા ઉપર ચ્હડવા જાય છે. એ ... એક ચોહાણ સરદારે આવી નમન કરી કહ્યું: માતા છેલ્લી ઘડીએ આપના સન્તાનની ભેટ ગ્રહણ કરો એમ કહી લુગડામાં સંતાડેલો, મણિમુકતાના કડાં વડે શોભતો, સોલંકી રાજાનો એક હાથ સોલંકી રાજકુમારીને આપ્યો. રાણીએ પિતાનો હાથ ઓળખ્યો. તેના હૃદયમાં બેહદ દુઃખ થઈ આવ્યું. એક શોક ઉપર બીજો શોક આવી પડયો.

તેજ વખતે કાગળ, ખડીયો અને લેખણ મંગાવી પોતાના ભાઇને એક પત્ર લખી મોકલ્યો, તેમાં લખ્યું કે, જો તું આ કલંકને ધોઈ નાંખશે નહિં તો ત્હારો વંશ "બ્હીકણ સોલંકી" વંશ ... હીને હમેશાં નિન્દાશે." પત્ર પહોંચાડવાની આજ્ઞા કરીને સતી ચિતા ઉપર ચઢી ગઇ. પ્રફુલ્લ વદને પતિના ડાબા હાથ આગળ બેઠી. પતિનું માથું ખોળામાં લીધું. અગ્નિનો સ્પર્શ થયો. જોતજોતામાં ચિતામાંનો અગ્નિ ભડભડાટ બળવા લાગ્યો. વાજીંત્રોના પ્રચંડ ગગન ભેદી અવાજ અને ત્યાં ઉભેલા માણસોના હાહાકાર ધ્વનિ ગર્જના કરી ઉઠયો. અમરાવતી જેવી રાજધાની સ્મશાન જેવી જણાવા લાગી.

સતીનો મોકલેલો પત્ર સોલંકિ રાજકુમારના હાથમાં આવ્યો. પત્ર વાંચતાજ તેનું માથું ફરી ગયું. તેના શરીરના રૂંવે રૂંવામાં બદલો લેવાની આગ સળગી ઉઠી પરંતુ તે પ્રચણ્ડ પ્રવૃત્તિની તરસ મટાડવાને પોતે અશક્ત છે એમ જાણી તેણે એક મ્હોટા પથરા સાથે માથું પછાડી પ્રાણ ત્યાગ કર્યો. અને વંશની થતી નિંદામાંથી પોતાનો છૂટકો મેળવ્યો. એક ટેકને ખાતર રાજપુત્રોએ પોતાના પ્રાણની દરકાર કરી નહિં. એકજ અપમાનને બદલે ત્રણ અમુલ્ય જીવો પરલોકમાં પહોંચી ગયા ! ધન્ય છે એ રાજપુત ટેકને !

માણિકાન્ત.



એક ન્હાની વાર્તા.

# राज़ वा

યાને

## छ खून.

(૨)

### રાજબા બીજે ગઇ

સાચી અગર નરસી વાત કોઇના પણ સંબંધમાં બને છે ત્યારે તે વાત જેના સંબંધમાં બની હોય તેની જન્મભૂમિમાં બીજા સ્થળો કરતાં જલદી પહોંચે છે. તેમ જયમલના લગ્નની વાત તેના ગામમાં જતાં તેની સ્ત્રી રાજબાને ખબર પડી. સમજુ અને વિચારવાન રાજબાના વિચારો બદલાઇ ગયા, તેનાં ભવાં ક્રોધી બન્યાં. પોતાના ઉપર કાંઇ પણ તરકટ રચાયું છે એવી થઇ. આ તરકટ રચાવાનું મૂળ કારણ ખોળતાં હોતે સર્પ માર્યો તે પ્રસંગે તેનાં સસરાના ઉપર થયેલા ફેરફારો અને તે પછી પોતાના ...ની રસોઇ ન જમવાના કારણે તેના અંતરને મજબુતી આપી. આથી તેનો ડંશીલો સ્વભાવ જે શાંત હતો તે અંતઃકરણમાં જાગૃત થયો.

તેજ વખતે રાજબા કોઇ દિવસ નહિ અને આજ પાણી ભરવા કુવે ગઇ. તે પાણી ભરી પોતાનાં સસરાના ઘરોની સામી ખડકીમાં એક ગરીબ સ્થિતિનો ગીરાશીયો તેની સ્ત્રી સાથ રહેતો હતો તેના ઘેર ગઇ અને એ ડુંગરશી ગીરાશીયાને કહ્યું.

"ડુંગરજી! તમો મ્હારૂં બેડું ઉતરાવો અને મને રખાત કરીને તમારા ઘરમાં રાખો. જો તમે આ વાતમાં ના કહેશો તો હું તમને સ્ત્રીહત્યા આપીશ. હું મારી ખુશીથી આવું છું. તમો મને ઘરમાં રાખશો તો તમારા વાંકા દીવસો દુર થશે. હું મારી ખુશીથી આવું છું માટે તમો કોઇ વાતે બીશો નહિ"

ડુંગરજી—"ના રે બાઇ! આ વાત ઠાકોર વિભોજી જાણે તો ગામમાં મારૂં ઝુંપડું પણ રહેવા ન દે."

રાજબા—"તમારે કોઇ પણ વાતે ડરવાનું કારણ નથી. હું અને તમો સર્વ વાતે એમને પહોંચીશું. પણ જો તમો મારી વાતનો અનાદર કરશો તો હું તમોને સ્ત્રીહત્યા આપીશ. પણ તે ક્યારે કે પહેલો તને મારી પછી હું મરીશ."

મરણનો ભય દરેકને કપરાં અને કલંકિત કાર્ય કરાવવા પ્રેરે છે, તેમ ડુંગરજી પણ બીનો. ડુંગરજીનું મન ઢચુ પચુ જોઇ તેની સ્ત્રીએ કહ્યું.

"જો તમારે રાજબાને ઘરમાં રાખવી હોય તો મારાથી જુદા રહો."

આખરે ડુંગરજીએ પોતાના રહેવાનાં ઘરની પાસેના બીજા ઘરમાં રાજબાનું બેડું ઉતરાવ્યું, અને રાજબાને વાપરવા પુરતો સર સામાન પણ આપ્યો.

*

રાજબા બીજે બયાની વાત પવનના સપાટાની માફક ગામમાં ફેલાઇ ગઇ અને તે સંદેશો વિભોજીને પણ મળ્યો. જયમલ હજુ જાણે છે કે રાજબા નિર્દોષ હતી. પણ જ્યારે પિતાજીએ એને ત્યાગ કરાવી અને મારૂં બીજું લગ્ન થયું તેથી તેણે પોતાનો રસ્તો ખોળી લીધો. આ ઘણું ખોટું થયું છે. આથી નાત જાતમાંથી ઇજ્જત ઓછી થવાની, આ વાત જ્યારે વિભોજીને કહી ત્યારે વિભોજીએ દીલાસો દેતાં જણાવ્યું.

"જયમલ આ થયું તે ઘણું સારૂં થયું છે. આપણે ના કહેવી પડી નહિ, તરછોડવી પડી નહિ અને મનની ધારણા પાર પડી. વળી આથી બીજાઓમાં પણ આપણે હલકા નહિ પડીએ પણ એ રાજબા પડવાની."

* * *

### રાજે પરસાદે બદલાઇ.

ડુંગરજીના ઘરમાં આવે રાજબાને પંદર દીવસ થયા છે તેવામાં રાજબાએ ડુંગરજીને કહ્યું.

ડુંગરજી તમો પાટણ જાઓ અને મહારાજા સિદ્ધરાજ પાસેથી આ ગામની પટલાઇનો પટો લઈ આવો."

ડુંગરજી—"પટલાઇ કાંઇ સહેજ વાતમાં મળતી નથી. ત્યાં રાજાને ભેટ કરવી પડે છે ત્યારે પટલાઇનો પટો મલે છે અને ભેટ કરવા દ્રવ્ય જોઇએ તે મારી પાસે નથી."

રાજણા—"ભલે તમારી પાસે પૈસા નથી તો આ મારા પીયરનો ચંદનહાર મારી પાસે છે તે લેઇ જાઓ અને પાટણમાં તેને વેચી તેનાં નાણાં કરી પટલાઇનો પટો લઇને આવો."

આ પ્રમાણે કહી રાજણાએ ચંદનહાર કંઠમાંથી કહાડી ડુંગરજીને આપ્યો. ડુંગરજી તે લેઇ પાટણ જઇ ચોકસીની દુકાને બતાવી તેનું ધાર્યા પ્રમાણે દ્રવ્ય મલ્યું એટલે ચંદનહાર વેચી દીધો. બાદ તે દ્રવ્ય લેઇ તેમાંથી સો રૂપિયા જુદા રાખી બીજું દ્રવ્ય રાજગાદીને ભેટ કર્યું અને તે સમયના નીયમ પ્રમાણે ભેટનો સ્વીકાર કરી રાજા તરફથી ડુંગરજીને પટલાઇનો પટો અને પાઘડી મલી. તે પટો લઇ ડુંગરજી પાટણમાં આવ્યો. પચાસ રૂપિયાની ઘોડી પોતાને બેસવા ખરીદી તથા બીજા પચાસ રૂપિયાનાં વસ્ત્ર શીવડાવી પોતાના ગામમાં આવ્યો.

થોડા દીવસ પછી રાજ્યના ફરતા કારભારીએ એ ગામમાં આવી વિભોજીની ડેલીએથી રાજ્યના પટાવાળા નોકરોને ઉઠાડી લેઇ ડુંગરજીની તેનાતમાં સોંપ્યા.

આ જોઇ જયમલે તેના પિતાને કહ્યું.

"પિતાજી! આ તો સ્ત્રીએ ગઇ અને તેની સાથે માનમરતબાવાળી રાજ્ય પટલાઇ પણ ગઇ."

વિભોજી—"ભાઇ મેં ઘણો લાંબો વખત પટલાઈ કરી છે. આપણામાં આપણાપણુ હશે તો માન ઘણુ છે. જે થાય છે તે ઠીક જ થાય છે. પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા આગળ આપણો ઉપાય નથી."

---

## પુત્ર જન્મ અને બીજુ ખુન.

થોડા માસ જતાં રાજણાને ડુંગરજીનાથી પુત્રનો જન્મ થયો. જયમલે એના પિતાને જણાવ્યું.

"પિતાજી! જુવો રાજબા આપણા ઘેર હોત તો તેને આપણે ત્યાં પુત્ર ન થાત?"

વિભોજી—"બેટા! તારા નશીબમાં હશે તો પવિત્ર જયાને પેટે કાલ પુત્ર જન્મ થશે. એમાં દીલગીર થવાનું કારણ નથી."

હવે જ્યારે રાજ્યના ખેતીના પાકનું કળતર કરવાની મોસમ આવી ત્યારે ડુંગરજી પોતાના ગામનું કળતર કરી નજીકના બીજા ગામે જવા નીકળ્યો. ડુંગરજી ભણેલો ન હોવાથી સાથે પોતાના ગામના એક વાણીયાને લેઇ ગયો. ત્યાં કળતર કરતાં પટલાઇનો મળતો હક ડુંગરજીએ ભેગો કર્યો અને એક હજાર રૂપિયાની થેલી ભરી. ઘેરથી નીકળે એક માસ થઇ ગયો છે. આ વખતે પેલા વાણીયાએ એક રાત ઘેર જવા ડુંગરજીની રજા માગી અને થોડી આનાકાની કરી એક રાત રહી જરૂર બીજે દિવસે આવવા વાણીયાએ કબુલ કર્યું ત્યારે ઘેર જવા રજા આપી.

ડુંગરજીએ વાણીયા સાથે પેલા ભેગા થયેલા રુપીયાની થેલી ઘેર મોકલી અને રાજણાને એ પૈસા આપવા કહ્યું.

વાણીયો પોતાના ગામ આવતાં રસ્તામાં સમી સાંજ થઇ ગઇ અને સંધ્યાકાળે ગામમાં પેઠો એટલે તેને એક માણસ શિવાય વધારે માણસે જોયો નહિ. આ વખતે જયમલ તથા વિભોજી પોતાની ડેલીએ બેઠા હતા તેમણે વાણીયાને જતો જોયો. જયમલે જણાવ્યું.

"પિતાજી! ડુંગરજીને ત્યાં પટલાઇ બદલ મળતી સુખડીના રૂપિયાનું પોટકું આવ્યું."

વિભોજી—"મેં એથી પણ ઘણું દ્રવ્ય ભેગું કર્યું છે કે જે ત્હારી પ્રજાને પણ બીન મહેનતે લાંબા વખત સુધી ચાલે તેમ છે.

પિતા, પુત્ર, આ પ્રમાણે વાતો કરે છે અને વાણીયો રાજબાની પાસે ગયો. પટેલની ખુશીના સમાચાર કહી રૂપિયાની થેલી આપવા માંડી. રાજબાએ જણાવ્યું.

"હું છોકરાને ધવરાવું છું માટે તમો ઓરડામાં પટારો છે એ પટારો ઉઘાડી થેલી મૂકો. લો આ પટારાનાં તાળાંની કુંચી."

વાણીઆને કુંચી આપી.

રાજબાએ વાણીયાને એકાન્તમાં જોયો એટલે કામદેવની સ્વારી તેના સર્વાંગે ચડી આવી. એટલું તો સત્ય જ છે કે—એકાન્તમાં સ્ત્રીએ પર પુરૂષ તો શું પણ દીયર, જેઠ, વડીલ તથા સ્વસુર સાથે પણ બેસવું નહિ કામદેવનું સ્થળ એકાન્ત છે. કામ જેવો બીજો એક પણ અગ્નિ નથી. જે અગ્નિથી મનુષ્યો પોતાના પવિત્ર આત્માને અપવિત્ર કરતાં ક્ષણ પણ શુધ્ધ વિચારો કરતા નથી. શિવજીના ત્રીજા નેત્રથી ભસ્મ થયા છતાં કામ કામી જનોને બાળતો—પજવતો જ રહ્યો છે. તેના હૃદયમાંથી વજ્રમય શસ્ત્રો છીનવી કુસુમનાં શસ્ત્રો આપ્યા છતાં એ કુસુમ સરથી પણ માણસોને વીંધતો જ રહ્યો છે.

વાણીઓ ઓરડામાં ગયો એટલે રાજબાએ છોકરાને ઘોડીયામાં મૂકી એકદમ કમાડ બંધ કર્યાં અને વાણીયાનો હાથ પકડી પોતાની પાપી ઇચ્છાને તાબે થવા કહ્યું. શાહુકાર પર સ્ત્રી ગમનમાં મહા ઘોર પાપ છે, એ જાણતો પવિત્ર બુદ્ધિનો હોવાથી ગભરાયો અને છુટા થવા ફાંફાં માર્યાં પણ રાજબાએ જવા દીધો નહિ. એવામાં છોકરો ઘોડીયામાં રોવા માંડયો એટલે પાપથી ખરડાયલી રાજબાએ વિચાર કર્યો કે,

"આ છોકરો મારી ઉમેદ પાર પાડવા દેશે નહિ. એ વધારે રોશે. એને છાનો રાખવા જતાં વાણીયો છટકી જશે અને છાનો નહિ રાખું તો મારી શોક તથા બીજા લોકો છોકરો રોતો જાણી આંહી આવશે. એઓ આ વાતથી જાણીતા થશે એ ઠીક નહિ કહેવાય."

એમ વિચારી ઘોડીયા પાસે ગઇ. છોકરાના ગળે નખ મૂકી મારી નાંખ્યો. પાપીઓ પાપકર્મ કરતાં જરાપણ ડરતાં નથી. જેઓની બુદ્ધિ મલિન થઇ છે. તેઓ કોઇના પર પણ દયા રાખી શકતાં નથી.

## ત્રીજું ખુન.

વાણીયાને ડુંગરજીના ઘરમાં જતાં વિભોજી જયમલે જોયો હતો. ત્યાં વધારે વખત થવાથી વિભોજી વિચારમાં પડયો. એવામાં છોકરો રોવા લાગ્યો અને જરા વધારે રોતો હતો તેવામાં એક ડસકું લેઈ એકદમ બંધ થયો. આથી જયમલને વિસ્મય થતાં જણાવ્યું.

"જયમલ જો! રાજબા પાસે વાણીયાને ગયે ખાસો કલાક થઇ ગયો છે પણ હજુ બહાર આવ્યો નથી. વળી છોકરો રોતો એકદમ બંધ થયો છે. મને તો ભ્રાંતી થાય છે કે આમાં કાંઇ ફેર છે. પછી પરમાત્માને ખબર."

જયમલે પણ આ સઘળું જોયું હતું તેથી તે કાંઇ બોલી શકયો નહિ પણ વિચાર કરતો રહયો કે "આ બધું શું હશે!"

વાણીયાએ છોકરાનું મૃત્યુ જોઇ વિચાર કર્યો કે—

"રાજબાએ જેટલી ત્વરાથી પોતાના છોકરાને માર્યો છે તેટલીજ ત્વરા મને મારતાં પણ કરશે. ધિક્કાર છે આવી કામાંધ સ્રીઓને. જ્યાં આવી અપવિત્ર પાપી સ્રીઓ વસે છે ત્યાં દયા અને સુંવિચાર કયાંથી હોય. હું ઘણું કહીશ, કાલાવાલા કરીશ, દયા માગીશ પણ પાપીણી, ચંડાળણી માનવાની નથી. બહેતર છે કે મારે આણુથી મૂકત થવું પરંતુ આ પાપીણીની પાપી ઇચ્છાને આધિન થઇ નર્ક શય્યા સદાયના માટે વહોરી લેવી નહિ. કહેવત છે કે. પરસ્ત્રી પરહરે તેજ મોક્ષ ગુખ વરે."

રાજબાએ વાણીયાને ઘણો સમજાવ્યો પણ તે આધિન થયો નહિ. મૃત્યુનો ભય બતાવ્યો એથી એ

ડગ્યો નહિ. જેની પવિત્ર મતિ છે, પરમાત્મા ઉપર દૃઢ વિશ્વાસ છે, સારા નરસાની જાણ છે, પરસ્ત્રી ગમનમાં મહાપાપ છે એવી સમજ છે તેને પાપી જનો હેરાન કરે તો પણ પોતાની શુધ્ધ ઇચ્છાઓ ડગાવતા નથી. રાજબાએ અંતે વિચાર કર્યો કે–

"જો હું વાણીયાને જતો કરીશ તો મારી સઘળી વાત લોકોને જણાઇ આવશે ને હું દરેકમાં પાપીણી ગણાઇશ. માટે આને પણ બહેતર છે કે ઠેકાણે કરવો."

આમ વિચાર કરતાં ઘરમાં ડુંગરજીની ખુંટીએ ભરાવેલી લટકતી તલવાર જોઈ. તે લેઇ એક ક્ષણમાં નિર્દોષ વાણીયાનો જીવ લીધો. બાદ પોતાનાં કૃત્યો છુપાવવા ઓરડામાં પટારો હતો તે ફેરવી તેની નીચે મોટા માણસનું શબ સમાય એવડો ખાડો ખોદી તેમાં વાણીયાનું શબ અને રૂપિયાની થેલી નાંખી જમીન બરોબર કરી તેના ઉપર પટારો ગોઠવ્યો. ઘરમાં પડેલા ખૂન-લોહી વાળી જમીન લીંપીને સાફ કરી કે કોઇને કાંઇ જણાઈ આવે નહિ. તલવાર પણ ધોઇ સાફ કરી અને કઠણ કાળજાની રાજબા નિર્ભય થઇ સુતી.

## ચોથું ખુન.

બીજે દિવસે સૂર્યોદય થતાં રાજબા વસ્ત્રો પહેરી તૈયાર થઇ અને પોતાનાં પાપથી ખરડાએલાં કૃત્ય છુપાવવા તથા પોતે નિર્દોશ છે એ જગતને જણાવવા પોતાના પૂત્રને બહાર માંચીમાં પારણાની અંદર સુવાડી તેના ઉપર રૂમાલ ઓઢાડી, પાણીનું બેડું માથે લેઇ કુવા તરફ ચાલી. જતી વખતે ડુંગરજીની જુની વહુને કહેતી ગઇ કે.

"બાઇ, હું પાણી ભરવા જાઉં છું છોકરો રૂવે જરા હીંચકાવજો."

આ પ્રમાણે કહીને ચાલી ગઇ. સંસાર ચક્ર ગણિત પ્રપંચોથી ભરપુર છે. પ્રપંચી માણસો જ્યારે પ્રપંચમાં રમે છે ત્યારે તે પોતાનાં સઘળાં કૃત્યોમાં ફાવે જાય છે, જેઓ નિર્દોશ છે, દેવનો ડર છે, અસત્યનો ભય છે તેઓ પોતાનો સંસાર વ્યવહાર સરળતાથી ચલાવે જાય છે. કપટીઓનાં કપટ ભરેલાં કૃત્યોથી આળગાંજ રહે છે. અગણિત આફતો વેઠતાં સત્યતાથી ડગતાં નથી તો અંતે નિર્દોશ ઠરી સુખી થઈ સર્વમાન્ય સુખ વૈભવો ભોગવે છે એ વાત નિશંક છે.

પાણી ભરીને આવતાં ઘણામાં ઘણો વખત દશ મીનીટ થાય ત્યાં રાજબાએ ખાસા બે કલાક વખત કહાડયો. પાણી ભરીને ઘેર આવતાં ખડકીમાં પેસતાંજ જુનીને કહ્યું.

"બાઇ, છોકરો રોયો હતો કે કેમ?

જુની—"નારે બાઇ, છોકરો રોયો નથી."

રાજબા—"અરે! હું કેવી મૂર્ખી છું કે મારા કોમળ ગુલાબના ફુલ જેવા લાડકવાયા તનને ધવરાવ્યા વિના પાણી ગઇ. અરે! નક્કી. આ નાના બાળકનો ધાવણ વીના કંઠ બંધાઈ ગયો હશે."

આ પ્રમાણે કહી પોતાના ઘર તરફ ગઇ અને પાણીનું બેડું પાણીયારે મૂકી છોકરા ઉપરથી રૂમાલ લેઇ એકદમ માથાના કેશ છુટા કરી પીંખતી બુમ પાડવા લાગી કે.

"હાય, હાય, ગજબ થયો ઓ મારા લાડકવાયા બાળ, તું તારી આ અભાગણી માતાને મૂકી એકલો કયાં ચાલ્યો ગયો. અરે, કોઇ આવો અને આ મારા કોમળ બાળને જગાડો. હાય, હાય, મારો વાંઝીયા બાળનો એકનો એક છોકરો મારી સોકે ગળે નખ દૈઇને મારી નાંખેલો જણાય છે. એનાથી ન જોવાયું. બાઇ તને દાઝ હતી તો મને મારવી હતી પણ આ નાના બચ્ચાને મારી બાળહત્યા કરી. અરે, હત્યારી આ છોકરો હતો તો તને પણ લાવ હતો, હાય પાપીણી તને આ શું સુજ્યું."

ઉપર પ્રમાણે બોલતી ક્રૂર રાજબાએ પોતાની કપટમાળા ચલાવવા માંડી. તેની બુમો સાંભળી લો-

કોની મેદની ભેગી અને લોકો રાજબાની હકીકતે ખરી માની જુનીને ધીક્કાર દેવા લાગ્યાં. આ જોઇ વિભોજીએ જયમલને કહ્યુ.

"જોયુ. ચંડાળણીએ પોતેજ છોકરાનો. માણ લીધો છે, કુલટાએ પોતેજ કપટ કાર્ય કરેલુ છે, પોતેજ ખુની છે, ભયંકર કૃત્યો કરવાવાળી છે; છતાં પોતાનુ પાપી કૃત્ય છુપાવવા નિર્દોશ જુનીના માથે આળ દેણી પાડ્યુ છે. વળી વાણીયો રાતનો ઘરમાં ગયો છે તે ફરીને બહાર નીકળ્યોજ નથી "

જયમલ આ સાંભળી મહા વિચારમાં પડયો.

વખત જતાં રાજબાએ પોતાની પાથરેલી જાળ સંકેલવા માંડી રોતી બંધ થઇ. જ્ઞાતિના લોકો ભેગા થઇ છોકરાને મસાણમાં લેઇ જઇ દાટી આવ્યા.

રાજબાએ ગામમાંથી વાણીયાને બોલાવી ડુંગરજીને ખબર આપવા નીચે પ્રમાણે પત્ર લખાવ્યો.

"તમારી જુની સ્ત્રીએ છોકરો ગળે નખ દેઇને 'માર્યો છે. ઘણુ ઘાતકી-પાપી કૃત્ય કર્યુ છે. એ "દયાહીણ સ્ત્રીએ પોતાનો મારા ઉપરનો રોશ મારૂ "ખીલતુ કુસુમ તોડી-કચરી પાર પાડયો છે. હવે "સંસાર મને ખારો થયો છે, અને કાંઇપણ ઉકલતુ "નથી, આત્મઘાત કરવા પ્રેરણા થાય છે પણ એક "તમને મળી અંત લાવવા ધારૂં છું. તે પછી "તમો સુખી થશો અને તમોને સુખ મળે એજ "હુ ઇચ્છુ છુ. આ હકીકતથી તમોને મારાથી પણ "વિશેષ પીડા થશે. એજ."

આ પત્ર લખાવી. ભંગીને બોલાવી ડુંગરજીને પહોંચાડવા આપ્યો અને તે પંથે પડયો.

ડુંગરજી ચોરામાં બેઠા બેઠા હોકો પીએ છે તેવામાં પોતાના ગામનો ભંગીયો આવતો જોઇ કહ્યુ.

"અલ્યા પ્રેમલા! ક્યાં જાય છે. કાંઇ ઘરના સમાચાર લાવ્યો છે કે."

પ્રેમલો—"બાપજી! હુ તમારીજ પાસે આવુ છુ. લુગડાં ઉતારીને આંહી આવો."

ડુંગરજી લુગડાં ઉતારી ઓથવની વાતે સાં
ળી ગભરાઇ ગયો. પોતામાં કુટુંબમાં કે ઘરે કો
મોટુ નથી છતાં આ કોની કાળોતરી લાવયો હશે
એ વિચારે બાવરો બન્યો. હોકો એક ખુણે મુક

લુગડાં ઉતારી ચોરા બહાર જઇ ભંગીયા પ
સેથી. કાગળ લીધો અને એક ભણેલા માણસ
બોલાવી વંચાવ્યો. જયાં પોતાના છોકરાના મર્ણ
અને જુનીએ ગળે નખ દઇ માર્યાની હકીકત સાંભ
ઘણો ક્રોધાતુર થયો. પોતાના પુત્રના મર્ણથી શોક
તુર થઇ રડવા લાગ્યો. લોકોએ તેને દીલાસો દ
સ્નાન કરાવરાવ્યુ. ડુંગરજી તે જ વખતે ઘોડી
સામાન મુકી પોતાના ઘર તરફ નીકળ્યો અને જે
ઘર આગળ આવ્યો તેવો જ ક્રોધથી જુનીને ઝીંટકા
દેવા લાગ્યો. રાજબા તેમાં ટાપસી પુરતી ગઇ
જુની તો વખતો વખત એટલુ જ બોલતી કે:—

"હુ નિર્દોષ છું, પાપથી રહિત છું, સાચી છું
"પવિત્ર છું અને આમાં કોઇ સમજણ પડતી નથી
"ભલે તમો વિચારને અળગા કરો, સત્યને ખોળ
"માથાકુટ ન કરો, પાપીના પક્ષો ન લગાડો અ
"મારા નિર્દોષના માથા ઉપર આરોપ મુકો પો
"પરમાત્મા મારૂ પવિત્ર દીલ જાણે છે. ત્યાં મ
"ખરો ન્યાય મળશે."

ડુંગરજીએ પ્રથમ ગાળો, પછી ધોલ, લાપો
પાટવાં અને મુકા જુનીને માર્યા અને રાજબા
વખતો વખતની ટાપસીથી છેવટે ક્રોધમાં જુનીને
ગળુ દાબી પ્રાણ લીધો. કેટલુ કંપારી છુટે એવુ
અપવિત્ર કામ. પવિત્ર પ્રાણનુ હરણ કરતાં ક્રૂરકર
જરા પણ દયા આવી નહિ.

એક સ્ત્રીના કહેવા ઉપર વિશ્વાસ લાવી પો
ખરો તપાસ કર્યા વિના સાહસથી પાપી કૃત્ય કરના
પુરૂષોને અનેકાનેક ધિક્કાર હજો. જેઓ સાહસ કૃ
કરે છે અને સારાસારનો વિચાર નથી કરતા
પસ્તાય છે. ખરી હકીકતની શોધ કીધા વિના વગ
વિચારે કાંઇ પણ કૃત્ય કરવુ એ પરિણામે નુકશાન

કારક હોય છે. સંસાર, ચક્ર એવું વિચિત્ર છે કે તેમાં ઘણા શાણા અને સમજુએ થપ્પડ ખાય છે અને વગેર વિચારે ઘણાં ભયાનક અઘટિત કાર્યો કરી બેસે છે. આખરે જ્યારે સત્યાસત્ય જણાઇ આવે છે. ત્યારે હાથ ઘસે છે. માટે સમજુઓને તો દરેક કાર્યમાં યોગ્ય વચાર કરવો એ જ પરિણામે આનન્દકારિ છે. તેમાં જ સુખ સમાયેલું છે.

વિલીંજીએ જયમલને કહ્યું—

"જોયું! નિર્દોષ; બીન ગુનેહગાર ડુંગરજીની જુની સ્ત્રીના, પાપથી ભરેલી રાજણાએ પ્રાણ લેવરાવ્યા.



## પાંચમું ખુન.

ડુંગરજી જુનીના પ્રાણ લેઇ ક્રોધ સમાવી નવી પાસે ગયો. અને દીલાસો દેઇ શાન્ત કરી. બાદ જુનીના શબને અગ્નિદાહ લોકોના સમજાવ્યાથી દીધો.

સ્મશામાંનથી ઘેર આવી ડુંગરજીએ રાજણાને કહ્યું.

"તોલાટી વાણીયો રૂપિયાની થેલી આપી ગયો હતો કે."

રાજણા—"નારે બા! વાણીયો અહીં આવ્યો નથી."

ડુંગરજી—"શું, બોલે છે. મેં, કાલ સાંજના વખતે તોલાટીને રૂપિયાની થેલી આપી આંહી મોકલ્યો છે; ને તું આ શું બોલે છે. ખરૂં બોલ થેલી કયાં મુકી છે?"

રાજણા—"તમારી બુધ્ધિ ફરી ગઇ છે કે શું! આ શું બોલો છો. શું રૂપિયાને મારે ગળે ઘાલવા છે કે હું જુઠું બોલીશ."

આટલામાં ડુંગરજી ઘેર આવ્યાની વાત સાંભળી વાણીયાનો છોકરો પોતાના બાપના સમાચાર પુછવા આવ્યો. ત્યારે ડુંગરજીએ કહ્યું.

"ભાઇ! હારો પીતા ગઇ કાલે આંહી આવ્યો છે ને!"

છોકરો—"નારે બાપુ—મ્હારા બાપ નથી આવ્યા."

ડુંગરજી "જા જા જુઠું શું બોલે છે. હારો બાપ કાલેજ આંહી આવ્યો છે."

છોકરો—"ભલે હું રાત્રે સુઇ ગયો તે પછી આવ્યા હોય અને સવારમાં ઉઠી કાંઇ બહાર ગયા હોય તે કોણ જાણે. મેં મ્હારી માને પુછયું નથી. મારે ઘેર જઇ પુછીને ખાત્રી કરૂં"

ડુંગરજી—હા, જા. હારા બાપને આંહી જલ્દીથી મોકલજે."

છોકરો ત્યાંથી ગયો. રાજણાએ વિચાર કર્યો કે વાણીયો મ્હારા ઘરના ઓરડાના ખાડામાં દટાઇને જમીન ભેગો થયો છે. જ્યારે એનો છોકરો ઘેર જશે અને નહિ આવ્યાની ખબર લાવશે ત્યારે પાછો ડુંગરજી મારો પીછો લેશે. માટે બહેતર છે કે તે પહેલાં મ્હારે મારો માર્ગ કરી લેવો જોઇએ. આમ વીચાર કરી જે તલવારથી વાણીયાને માર્યો છે તેજ તલવારથી શુભ અશુભનો વિચાર કર્યા વિના પાપ બુધ્ધિથી ખરડાયેલી, અઘોર કૃત્ય કરનારી કૃતઘ્ન રાજણાએ સરલ હૃદયના ડુંગરજી ઉપર પાછળથી ઘા કરી તેના પવિત્ર આત્માને અમર લોકમાં પહોંચતો કર્યો. પોતાના ભરોસે પડેલા ભોળા ડુંગરજીનો અંત આણ્યો.

આહા! પાપી માણસો પાપથી ખરડાયેલાં કૃત્ય કરતાં લેશ પણ આંચકો ખાતાં નથી; તેમને સારાસાર વિચાર પણ થતા નથી. એવાં માણસો પોતાના મરણ પાછળ અપકિર્તિ મુકી જાય છે અને નર્કમાં ગોથાં ખાય છે.

"બન્ધુ ન તજો નીતિ (૨)
જગજનપર રાખો પ્રીતિ—બન્ધુ૦
"સમજો વિચાર શુદ્ધ, મલિનતા હાંકી મન;
દુખદ ન ધારો અનીતિ—બન્ધુ૦
સમજી જ્યો આ કાંઇ વિનતિ, હૃદય શુદ્ધિથી મળે કિરતિ;
"દુર થયા સઘળી ભયભિતિ, નાથ મયા કરે જાણી રીતિ—
બન્ધુ ન તજો નીતિ (૨)

## છઠ્ઠું મોત.

ડુંગરજીને મારી રાજબા મોટેથી બુમ મારી ઉઠી કે—"મ્હારા પહેલાંના ધણીનાથી મારૂં આટલું સુખ જોયું ન જવાથી એકદમ મારા ઘેર આવી મારા ભરથારનો પ્રાણ લીધો."

વિભોજીની ડેલીએ આ વખતે જયમલ તથા ગામના આઠ દશ આગેવાન વૃધ્ધ માણસો કસુંબો પીવા હમેશના નીયમ પ્રમાણે આવેલા બેઠા હતા. તેમણે ઉપરનો કોલાહલ સાંભળી વિભાજીને કહ્યું.

"ઠાકોર! તમો કોઇ રીતે ગભરાશો નહિ. જયમલજી નિર્દોશ છે. તેઓ તો કયારનાએ અંહીજ બેઠા છે. એ ચંડાળણીએજ ડુંગરજીને માર્યો છે અને પોતાના બચાવને માટે આ ખોટું તહોમત તમારા દીકરા ઉપર નાંખ્યું છે, પણ અમો સાચી શાક્ષી પુરીશું."

રાજબાની રો કકળાથી ઘણાં લોકો એકઠાં થયાં અને કોઇ ડુંગરજીના મોત માટે આપઘાત કે રાજબાએ માર્યાની અથવા તો જયમલે પ્રાણ લીધાની એમ જુદી જુદી કલ્પનાઓ કરવા લાગ્યા. તેવામાં વિભોજીની ડેલીએ બેઠેલા લોકોમાંથી ત્રણ ચાર તે તરફ જઇ રાજબાને કહેવા લાગ્યા.

"પાપીણી તેંજ ત્હારા ધણીને મારી પાછી શાણી થઇ નિર્દોશ જયમલ ઉપર આરોપ મુકે છે. પણ હવેજ જણાઇ આવશે કે—ત્હારા છોકરાને તેંજ માર્યો છે, ઝુનીને તેંજ મરાવી છે, ડુંગરજીનો ઘાત પણ તેંજ કર્યો છે વાણીયાનો પતો નથી, તે તારી પાસે આવયોજ નથી એમ ખોટી વાત જાહેર કરે છે પણ વાણીયાને ત્હારા ઘર તરફ આવતો અમોએ જોએલો છે અનુમાન થાય છે કે તેને પણ તેંજ મારી ઠેકાણે કરેલો છે. તુ દેખીતી અબળા છે, નાજુક છે, મનોહર ચહેરાવાળી છે, કર્ણ પ્રિય બોલનારી છે, સત્યતા બતાવવા નીચું જોઇને ચાલનારી છે એમ તને નિહાળી કહેનારાઓની મોટી ભુલ છે. તું અબળા નહિ પણ ભયંકરમાં ભયંકર પાપિ કૃત્ય કરનાર પ્રબળા ડાકણી છે. નાજુક છે પણ ત્હારો પ્રસંગ કરનારને નાગણી સમાન ડંસ કરનારી છે. મનોહર ચહેરાવાળી છે પણ અંતઃકરણ કપટથી ખરડાએલ ભયંકર છે. કર્ણ પ્રિય બોલનારી છે પણ પાપી ધારણા પાર પાડવા લાગ સાધવા લલચાવનારી પિસાચણી, ડાકિણી, રાક્ષસિ છે. અરે! પાપી ખુની સ્ત્રી ત્હારાં આ કૃત્ય માટે મહારાજાશ્રીને ખબર આપી તને શુળીએ ચડાવવી જોઇએ. જેમ બને તેમ ત્હારે નાશ જલદી થાય એ ઉપાય યોજવા જોઇએ."

આ વાત સાંભળી રાજબા સહેજ વિચારમાં પડી અને પોતાને પોતાના ધણીની પાછળ સતી થવું છે, સત ચડયું છે એમ સર્વેને જાહેર કરી માણસોમાં ચેહ ખડકાવરાવી. ડુંગરજીનું શબ ત્યાં લેવરાવી સતિ થઇ—આત્મહત્યા કરીને મરણ પામી તેનો પાપી આત્મા યમદુતો સાથે નર્કની સહેલ કરવા ચાલ્યો ગયો!

વિભોજી જેવા વિચારવાન અને બુદ્ધિશાળી માણસે આબરૂ સાથે કુટુંબનું રક્ષણ કર્યું.

* * *

આ વાર્તા ખરી ઇતિહાસીક હોય અથવા તે કલ્પિત હોય પણ આ સ્થળે આપણને તેના ખરાપણા વિષે કાંઇ વિચાર કરવાની જરૂર નથી. કાંઇ પણ લેખ, પાળીયા કે ગામની ખરી હકીકત ચારણ આપી શકેલ નથી તો પણ આ ટુંકી વાર્તા ઉપરથી વાંચકોને ઘણું શીખવાનું અને સમજવાનું મળે તેમ છે. વાંચકો વાંચ્યા પછી સારાસાર વિચાર કરી સદ ઉપયોગ કરે એ જ આશાએ આટલું લખાયું છે અસ્તુ.*

**જિભિભાઈ મરજમલજિ-ગોહિલ.**
કડી-ગુજરાત.

---

*આ વાર્તા આપણા દેશના બાટ ચારણો કે જે વંચાઓને મોઢે મુંડવાની કથાઓ જેવી છે. એવી વાર્તાઓનું રક્ષણ થવું જોઇએ. એ હેતુથી તેમ જ એ વાર્તાઓ કેમ કહેવાય છે તે બતાવવાના હેતુથી જ આ લેખ પ્રસિદ્ધ કર્યો છે. તંત્રી-ભારત જીવન

## श्री कृष्ण भगवान ॥



यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

भारत जीवन प्रेस मुंबई.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ — આગષ્ટ-સપ્ટેમ્બર ૧૯૧૦–શ્રાવણ-ભાદ્રપદ ૧૯૬૬ — અંક ૮-૯

## (શંકા) अबाध्य हृदय.

દબાવ્યો હાથને તો હાથથી લેખણ પડી બેઠી;
છુપાવી જીભને તો જીભ તાળુમાં ચડી બેઠી.
કહ્યું કરવા હમે, તે સર્વ અંગે માન્ય કીધું; પણ
તે બંધન બાંધતાં દીલને ન બંધનની કડી બેઠી.
વિસારી ના જરી વિસરે, ખસેડી ના ખસે દિલથી;
હૃદયની ભાવના, જે મૂર્તિ અંતરમાં ઘડી બેઠી.
પડી'તી શાંત જે દિલમાં હૃદયથી કાઢવા જાતાં;
ન નીકળી પણ હરી શાંતિ ઘડી ઉઠી ઘડી બેઠી.
ન કરવાનું કહ્યો જે બાળને તે તે કરે નક્કી;
ખસેડી જો હૃદયથી બેવડાં જોરે અડી બેઠી.
કરે કોઇ અને કોઈ સજા આ ભોગવે તેની;
હૃદય આ ભોગવે જે આંખ બીજાથી લડી બેઠી.

## (સમાધાન) बाधित हृदय.

( ગઝલ. )

દબાવે હાથ એથી શું કલમ આ દસ્તથી પડશે?
છુપાવે જીભ ત્હોયે સખત બંદોબસ્તથી પડશે.
ઇશ્કની દોરીયે બાંધ્યું જીગર મરતાં સુધી લડશે;
જુએ મેદાનમાં ધડ આ કદી માથું સરી પડશે.
દિલને જીતવાની જામ દિલના દિલબરે પીધી;
પછી દિલદારને માટે, ખરો દિલબર મરી પડશે.
હકીકતમાં હકીકી ઇશ્ક આખર એકલો રહડશે;
ભલેને એક સીનાપર હજારો ઘા પછી પડશે.
ખરી એ ઇશ્ક-દોરીથી, હજારો દિલ હમે, જીત્યા;
નથી નફરત તને શું યાર! પાછો જો કદી પડશે?
નિશાની આખરે આપી નિશાની ધૂનમાં જડશે;
શિકસ્તે લાલ લૂટેલી- ફકીરીમાં ફરી પડશે.

## मगरूर माशुकने.

હુમોને નેહ જે લાગ્યો ભુલાશે કેમ તે કાતિલ.
જડ્યું જે પ્રેમનું બંધન છુટાશે કેમ તે કાતિલ.

હુમે નિજ પ્રેમીને માટે હુમારી જાન પણ દેશું
કર્યો એ કસ્દ દિલ માંહે મુકાશે કેમ તે કાતિલ.

હુમે શયદા થયા જેના સદા એ નામને જપતા
લખાયું નામ જે દિલપર ભુસાશે કેમ તે કાતિલ.

ખુમારી હુસ્નની રાખી જુદાઈ ખુદ કરી પેદા,
કર્યું જે ઝખ્મ દિલપર તેં રૂઝાશે કેમ તે કાતિલ.

નહીં વળશે તમારૂં કંઇ કદી લાખો યતન કરશો
વચન દઈ યારને મિથ્યા કરાશે કેમ તે કાતિલ.

ભલે મારો ભલે કાપો કરો આ જિસ્મના ટુકડા
અપાયું દિલ જે બીજાને અપાશે કેમ તે કાતિલ.

નહીં ફરશે નહીં ફરશે હુમારૂં દિલ નહીં ફરશે,
પડેલા પાણીથી ઉંચે ચઢાશે કેમ તે કાતિલ.

નહીં જો બોલવા દેશો ન બોલીશું હુમે કોદી,
સળગતી આગ જે દિલમાં બુઝાશે કેમ તે કાતિલ.

નહીં મારો મરેલાને ખુદાની બ્હીક કંઇ રાખો
હવે આ ઝખ્મી આશકથી ઉઠાશે કેમ તે કાતિલ,

मधुर.

—:o:—

## मानवती राधाने प्रार्थना.

રસીલી રંગીલી પ્યારી રાધે! ધર્ય પ્યાર;
રાવ! ધર્ય પ્યાર, પ્યારી રાધે! ધર્ય પ્યાર. રસીલી.

પ્રેમ સુધા પ્યાલી, કંઠે ઝુમી આલી;
વિરહ વિદારી કર્ય રસે તારો તાર. રસીલી.

કુચ માર મારી, ઉર દુઃખ ટાળી
કામ તાપે તપિત અંગોને પ્રિયા! ઠાર. રસીલી.

અધર રસ પાઈ, ગોદે લપટાઈ;
પ્રેમ હુંરે પ્યારી! કર્ય કાંતિનો ઉત્તર. રસીલી.

રતિ રંગ કામે, રસ નિધિ માંહે;
ડુબી ને ડુબાવી અન્ય હુંનો હું આધાર. રસીલી.

કોટિ દોશ મ્હારા, કરી માફ. વ્હાલા.—
હવે તો આ રસિકની પ્યારી! લે સંભાળ. રસીલી.

" व्रजविहारी."

—:o:—

## जगदंबा-जन्मभूमि.

( લાવણી સવૈયા એકત્રિસા. )

બ્રાહ્મણ શીર્ષ, બાહુ ક્ષત્રિય ઉર વૈશ્ય, પાય શુદ્રો જેના;
જય જય જય જય ભારત જનનિ! વેદ સ્તોત્ર ગાયે ત્હેના.
નિરાકાર સાકાર બની, તુજ મુર્તિ ઉર-મંદિર હસતી;
દિવ્ય-કિરણ-રેખાએ આંકી. રૂપ-છટા ઘટ ઘટ વસતી.
રટવા નામ મળી છે રસના, આંખો તુજ દર્શન કાજે;
તન-મન-ધન સૌ ત્હારે માટે, ઉઘડી છે આંખો આજે.
કરથી મા! તુજ પૂજન કરશું, પ્રદક્ષિણા પગથી ફરશું;
જીવન-રસ રેડી સેવામાં, તુજ શ્રી-પદ શિરપર ધરશું.
પ્રકટ થયા, પોષાયા તુજથી, રોપા, ખેલ્યા, તુજ ખોળે.
વિરામવાને તેમજ માતા! અન્ય સ્થાન મન નહીં ખોળે;
અમર ઇશ્વરી લતા માત તું, વિરાટ તું વ્યાપી સઘળે;
નામ-રૂપનો ભેદ ટળે ત્યાં, તુજવિણ અન્ય કશું ન મળે.
ભિન્ન મતિ-રૂચિ ભેદે જગમાં, વિધ વિધ ધર્મો પ્રસરી રહ્યા,
કાળ. બુદ્ધિ, બળ, શક્તિ શોધે, તે માર્ગે જગ-લોક વહ્યા.
ઉત્પતિ, સ્થિતિ, લય કરનારી, શક્તિ-ત્રિપુટી ઇશ તણી,
ત્રિમુર્તિરૂપે જગ જનની! ત્હેં અનુપમ, સુંદર સૃષ્ટિ ચણી.
તુજમાંથી પ્રકટી એ આજે, સ્થિતિ પોષણ પામે ત્હારૂં;
માટી થઇ મા! તુજમાં મળશે, પ્રલય સમેય આ જગ સારૂં.
મૂળ સર્વનું એકજ મા! તું, આદ્યશક્તિ આધાર ખરી;
થડ, ડાળી, ફળ, દર કરીને, તુજ પદમાં રતિ-ભક્તિ ધરી.
જનક પિતા પ્રભુ, જનનિ તું મા! અમે સર્વ બાળક ત્હારાં;
માત-પિતાની સેવા કરવા, બંધાયાં જોગાં-ન્યારાં.
પૂજા-અર્ચા-સેવા કરવી, મુખ્ય ધર્મ આમ બાળકનો;
એજ માર્ગ ને ભક્તિ ત્હારી, એજ મંત્ર પ્રભુ પાળકનો.
એ ભક્તિનો નાદ ગજાવી, દેવ-ગાન ઋષિઓ કરતા;
શાસ્ત્ર, પુરાણ અને દર્શન પણ એજ નાદ અંતર ધરતા.
એ વાણી-એ વેદ-ગાનમાં વિણાનાદ આજે વાજે;
દીન આશકો યાચે જનનિ! ત્યાં કંઇ તુજ ગૌરવ ગાજે.-બ્રા.

वसंत—माधव.

ઉપયોગી માસિક પત્ર પ્રકટ થાય છે. આ માસિક પત્રમાં વેપાર, ઉદ્યોગને લગતી ખાતમી પ્રકટ થાય છે. અમારી પાસે તેના અંકો આવે છે. તેમાં તમારે જે હુન્નર સંબંધી જેટલું જાણવું હશે તેટલું મળી શકશે. એ પત્રના વિદ્વાન તંત્રી દેશભકત શ્રીયુત જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા એક ઉત્સાહી અને ઉમંગી ગૃહસ્થ છે. દેશાભિમાની અને પરોપકારી પુરૂષ છે. હુન્નર ઉદ્યોગની બાબતમાં જેને જે કાંઇ માહીતી જોઇએ તે તેઓ આપે છે. અમે અમારા વાંચક શ્રીમંતોને ભલામણ કરીએ છીએ કે જેઓને થોડી પુંજીમાં કે વધારે પુંજીમાં જે કાંઇ ઉદ્યોગ કરવો હોય તેઓએ ઉપર લખેલા ગૃહસ્થને મળવું કિંવા પત્ર-વ્યવહાર ચલાવવો. જેથી જોઇતી માહિતી મળશે. અમે આશા રાખીએ છીએ કે જો અમારા દેશના શ્રીમંત ગૃહસ્થો જુદા જુદા ઉદ્યોગો ઉપાડી લેશે તો અનેક ઉદ્યોગો ખીલી નીકળશે અને ક્ષુદ્ર નોકરીમાં પૈસાની જે તંગી ભોગવવી પડે છે તે ભોગવવી પડશે નહિં.

"દેશી વેપારી ચેમ્બરનું માસિક"—આ માસિક પત્ર વ્યાપાર ઉદ્યોગમાં પડેલા અને પડવા ઇચ્છનાર દરેક ગ્રહસ્થોને બહુ ઉપયોગનું છે. એ પત્રના અમારી પાસે માર્ચથી સપ્ટેમ્બર ૧૯૧૦ સુધીનાં અંકો આવી ગયા છે. એમાં લોઢું અને સ્ટીલનો ઉદ્યોગ, મુંબઇ ઇલાકાની ખેતી, વગર બીયાંનું તેલ અને ખોળ, ટરપીનટાઇન માટેના જાપાનમાં અખતરા, કપાસ અને કપાસની ખેતી, ભાનુ તાપ, ચામડાં કેળવવાનો ઉદ્યોગ, લાકડાના વેરમાંથી આલકોહોલ દારૂ, હિંદુસ્તાન અને ઇંગ્લાંડના ઉદ્યોગો, વેપારી ખાતમી (આ મથાળા હેઠળ ઘણા ઉદ્યોગોની માહિતી મળે છે), કેતકીના રેસાના ઉદ્યોગો, રંગવાનો ઉદ્યોગ, તમાકુના ખાતરો, સાકર તથા ગોળનાં કારખાનાં, જાપાનનો દિવાસળીનો ઉદ્યોગ, હિંદી ખાંડનો ઉદ્યોગ, અર્થશાસ્ત્રનો અભ્યાસ, વિગેરે મથાળા નીચે પ્રકટ થયલા લેખો ઉપરાંત નવા પેટંટ સંબંધી તથા વેપારીઓને માટેની છુટક માહીતી પુષ્કળ મળે છે. અમે આ માસિક પત્રની ઉન્નતિ ઇચ્છીએ છીએ. વળી આવાં ઘણાં માસિક પત્રોની જરૂર છે પરંતુ આ એકજ * માસિક પત્રને જો ગુજરાતી પ્રજા તરફથી પુરતું ઉતેજન મળશે તો તેઓ પોતાના દેશને ઉંચી સ્થીતિમાં લાવી શકશે. કારણ કે હુન્નર વધ્યા વગર દેશની સારી સ્થીતિ થશે નહિં. અને તેજ હુન્નરને આગળ વધારનાર દેશી શ્રીમંતો જ છે. જો તેઓ લક્ષમાં લેશે તો પોતાના પૈસાનો સદઉપયોગ કરવા ઉપરાંત દેશનું કલ્યાણ થશે અને જીવનનું સાર્થક થશે.



૧ જુવાન પુરૂષોને સ્વપ્નાવસ્થામાં વારંવાર ધાતુ જતી હોય, ખોટી ગરમી તથા ઉષ્ણતાને લીધે વીર્ય ઉષ્કેરાઇ પાણીની પેઠે ઝરી જતું હોય, અને તે કારણથી શરીરે નબળાઇ રહેતી હોય, તો માત્ર લીંબડા ઉપરની ગળો મંગાવી સુકવી, ખાંડી, તેનો ભુકો આંબળાં તથા ગોખરૂનું ચુર્ણ, નિત્ય દુધ સાથે પીવું, અથવા ઘી સાકરમાં ચાટવું. સાદો ખોરાક ખાવો, અને તામસી ખોરાક તથા મોં બળે એવાં ચા વગેરે પીણાં છોડી દેવાં તથા બ્રહ્મચર્ય પાળવું.

૨ સ્ત્રીઓને પ્રદર–ધુપણીનો રોગ હોય તો તેને પણ ઉપલો ઉપાય કરવો અથવા પુષ્પાનુગ ચુર્ણ પ્રદરને જરૂર બંધ કરશે. તેની સાથે બ્રહ્મચર્ય પાળવું, પળાવવું; શરીર નબળાં, ખોરાક તામસી, અને સ્ત્રી પ્રત્યે પશુવૃત્તિ, વગેરે કારણોથી જ આ ઓટલો વધ્યો છે! માટે તે વાતોમાં સંભાળ ન રાખો તો ભલે ટોનિક દવાઓ પાછળ પૈસાની અને શરીરની પાયમાલી કર્યા કરો.

* દેશી વેપારી ચેમ્બરનું માસિક—ઠેકાણું નં. ૭૭–૭૯ એપોલો સ્ટ્રીટ મુંબાઇ. વાર્ષિક લવાજમ રૂ. ૩–૦–૦ બહાર ગામના ગ્રાહકોને માટે રૂ. ૩–૬–૦ પોસ્ટેજ સાથે.

# केळना रेशा.

હિંદુસ્તાનના વતનીઓ જાણીને ખુશી થશે કે કેળના ઝાડના રેશા કાઢવાનો ઉદયોગ હવે ઘણો આગળ વધ્યો છે. કેળની ખેતીનું કામ ઘણું સસ્તું અને સગવડ ભર્યું છે. થોડી સંભાળથી કેળની ખેતીથી સારો નફો મેળવી શકાય છે. કેળાંનો આટો એક પુષ્ટીકારક ખોરાક છે એ પુરવાર થઇ ચુકયું છે. હિંદુસ્થાનમાં જ્યાં આ ઉદયોગ ચાલુ થયા છે ત્યાં ઉત્સાહી જનોએ જાતે જઇ નજરે એ ઉદયોગ ચાલતો જોઇ તેની નોંધ લઇ પોતાના ગામ કે દેશમાં તે ઉદયોગ ચાલુ કરવા જોઇએ. કાગળ ઉપર કાગળ લખી દરેક વાતની માહીતી મેળવવા કરતાં નજરે જોયાનો ઘણો ફેર પડે છે. આપણી સરકાર ખેતીવાડીને ઉત્તેજન આપવા ખાતર તેની પ્રયોગશાળા સ્થાપવા મંડી છે. જે ધણીઓ સુધરેલી ઢબ પ્રમાણે ખેતીવાડી કરવા માંગતા હોય તેને મદદ કરવાને પણ સરકાર તૈયાર થાય તેમ છે તો શા માટે ઉત્સાહી શ્રીમંત જુવાનીઆઓ એ ધંધા તરફ લક્ષ નહીં દોડાવતા, વીશ, પચીશ કે પચાશ રૂપીઆની ચાકરી (ગુલામગીરીને) માટે ફાંફાં મારતા હશે? સારી રીતે કેળવાયલા માણસો ખેતીવાડીના ધંધામાં પડે તો હીણપત શું? અમેરીકા દેશની જમીન રસાળ હોવાથી ત્યાંના લોકોએ ખેતીવાડીના ધંધાને કેટલો ખીલવ્યો છે! રૂની પેદાશમાં તો આખી દુનીયાની બજારને જેમ દોરવવા માંગે છે તેમ દોરે છે. આ બધા પ્રતાપ સુધરેલી ખેતીવાડીના છે; હવે કોઇને નવું શીખવા જવાનું નથી. સુધરેલા દેશોમાં ખેતીવાડીના જે જે પ્રયોગો થાય છે તે તેના ખાસ ચોપાનીઆમાં છપાય છે; વાડી બગીચાઓ કેમ કેળવવા તેની દરેક જાતની ચોપડીઓ છપાયલી તૈયાર છે. તમો જાતે તેનો અભ્યાસ કરી તમારા અભણ કુણ્બી લોકોને તેનાં નવાં ધોરણો બતાવો જેથી તમને પોતાને મેહેનત ઓછી પડશે. દરેક તાલુકાઓમાં ખેતીવાડી ખાતાની મંડળી ઉભી કરી તેને હસ્તક ખેતીવાડી ખાતાના પ્રાથમીક સુધરેલા તત્વો શીખવવાને શાળાઓ કઢાવી તેમાં અમુક ધોરણ સુધીના ગુજરાતી જાણનારને અમુક પુસ્તકોનું શીક્ષણ આપવું તથા અમુક ધોરણ સુધીના અંગ્રેજી જાણનારાને અમુક પુસ્તકોનું શીક્ષણ આપવું. એક સંપી કરી આવી આવી મંડળીઓ નહીં કરો તો કાંઇ એક જણથી કંઇ વળવાનું નથી. ખેતીના ધંધામાં કંઇ હલકાઇ નથી. "ઉતમ ખેતી" એ શબ્દ હજી આપણે બોલ્યા કરીએ છીએ એના ઉપર તો આપણું જીવન લટકેલું છે. હિંદુસ્થાનના દરેક ધંધામાં હાલની હરીફાઇને પહોંચી વળવા સુધારો કરવાની પુષ્કળ જગ્યા છે. દરેક ધંધો તેની બચપણની હાલતમાં છે એમ લખીશું તો ખોટું દેખાશે નહીં. આટલું લખ્યા પછી આ કેળના રેશાના નવા ઉદયોગ તરફ ફરીશું.

મેલરોસાપુરમ ચીંગલપટ ડીસ્ટ્રીકટમાં ક્રીશ્રીયન લોકોથી વસાયલું એક સંસ્થાન છે ત્યાંના રહીશોએ કેળના ઝાડના રેશા કાઢી તેનો ઉપયોગ કરવાનું કામ શરૂ કીધુ છે જેમાંથી તે લોકો સારો નફો મેળવે છે. તે લોકોનો દાખલો લઇને તાંજોરની એગ્રીકલચરલ એસોસીએશને પણ એ કામ ઉપાડી લીધું છે. દેશની બીજી સંસ્થા પણ આ ઉદયોગ ઉપાડી લેશે તો ખેડુત લોકોને ધંધાનું એક નવું સાધન મળી શકશે. વચલા વર્ગની સ્રીઓ જેઓ પોતાના ઘરથી બહાર જતી નથી તેમને ઘેર બેઠાં આ ઉદયોગથી કમાઇ મેળવવાનું સાધન થશે; અને સુતર કાંતવાની રોજી ગઇ છે તેની ખોટ આ ઉદયોગ પુરી આપશે; આ સાધારણ વર્ગની સ્રીઓ ઇજ્જતને ખાતર બહાર ભીખ માંગવા નીકળતી નથી તેથી તેવી નીરાધાર સ્રીઓ દેશમાં ખુણે ખાંચરે કેવી બેહદ ગરીબાઇમાં ચગદાય છે તેનો ખ્યાલ ભાગ્યેજ કોઇને આવતો હશે.

મેલરોસાપુરમની ખેતીવાડીની સ્કુલમાં કેળના રેસાનાં દોરડાં બને છે. સણના રેસા કરતાં આ દોરડાં મજબુતાઇમાં ઓછાં છે પણ તેમ તેની કીમત પણ વીશ ટકા ઓછીજ છે. સાધારણ કામકાજની બાબ-

તમાં કેળના રેશાના દોરડાં સણુના દોરડાં જેટલા જ ઉપયોગમાં આવે છે. એ રેસાના દોરડાં સફેદ અને ચળકાટવાળાં હોવાથી નજરને આનંદ આપે છે. જ્યારે આ ખબર જાહેરમાં આવશે ત્યારે કેળના રેશાના દોરડાં પણ લોકો ખરીદવા માંડશે. હિંદુસ્તાનમાં દોરડાંનો ખપ ઘણો છે તેમ એ રેશાનો ખપ જાણુકનો જાગ્યા પછી હિંદુસ્થાન બહારના દેશોમાંથી પણ એ રેશાની માંગણીઓ આવશે.

મદ્રાસ મેલમાંથી માલમ પડે છે કે તાંજોરની ખેતીવાડી તથા ઔદ્યોગીક એસોસીએશને કેળના રેશા બનાવવાનો ઉદ્યોગ આખા જીલ્લામાં ફેલાવી દીધો છે અને એ દેશના દરેક ઉપયોગની ખબર મેળવવાને જન સમૂહ આતુર થઇ રહ્યા છે. ૧૯૦૫ ના જુલાઇ મહીનામાં આ એસોસીએશને કેટલાક બુધ્ધિશાળી નરોને શેસાપુરમમાં એ રેશાની બનાવટ નજરે શીખી લેવા મોકલ્યા હતા, તેની સાથે એમાં કયા પ્રકારના સાંચાઓ વપરાય છે તથા કઇ કઇ ક્રિયાથી એ કામ સિધ્ધ થાય છે તે પણ તે લોકોને શીખવાનું હતું. આ માણસોને રેવરન્ડ એ. એન્ડ, તથા તેના હાથ નીચેના માણસોએ કેળના રેશાને લગતી દરેક ખબર આપી હતી તથા તેનું ચાલતું કામ બતાવી સમજણ પાડી હતી. આ બધી ખબર મેળવી તે લોકો પોતાના જીલ્લામાં આવ્યા અને પોતાના જીલ્લામાં એ ચીજનું જ્ઞાન ફેલાવ્યું છે. આ લોકોને કદી નવરાશ મળતી નથી મોટા મોટા જમીનદારો તેમને પોતાને ત્યાં બોલાવી કેળના થાલલામાંથી રેશા કાઢવાને સરતા અને સગવડવાળાં યંત્રો તેમની દેખરેખ નીચે બનાવી પોતાના ખેડુતોને તેનો કેમ ઉપયોગ કરવો તે શીખવાડે છે.

રેશા કાઢવાનું પેહેલું યંત્ર તાંજોરની ખેતીવાડી એસોસીએશને બનાવ્યું તે ઘણું કઢંગુ હતું પણ તે સેહેલાઇથી ઉપયોગમાં લઇ શકાય તેવું હતું. પણ આ યંત્ર કરતાં ચઢતા પ્રકારનું યંત્ર ટીનેવલીના એક મીકેનીકલ ઇજીનીઅર નામે મી૦ એ. સી. ગણપથી આયરે બનાવ્યું છે.

કેળના રેશા કાઢવાના જે યંત્રની બનાવટને માટે ૧૯૦૩ ના મદ્રાસ ઔદયોગીક એકઝીબીશનમાંથી સોનાનો ચાંદ મળેલો છે તે યંત્ર તેના શોધકે કો૦ સ્માકોનમના પોર્ટર ટાઉન હોલમાં જાહેર પ્રજાને બતાવવા મુકયું છે; એને વાપરવાની રીત તથા એની રચના ઘણી સરળ છે. ૧૩ ઇંચ મધ્યરેષા તથા ૪૧ ઇંચ પરીઘનું ગોળ કાસ્ટ આયરનનું ચપટું ચકર છે જેને એક લાકડાના ચોકઠા ઉપર મુકેલી ધરીમાં બેસાડેલું છે, ચકરની વચમાં ફાટ છે. આ ફાટની નીચે એક પાનીઉં છે જે એક આરા સાથે જડેલું છે. દોઢ ઇંચ પહોળા અને સવાત્રણ ફીટ લાંબા કેળના કકડા કાપી પેલી ફાટમાં ઘાલે છે. જેને પકડ મજબુત પકડી રાખે છે. આ યંત્રને નજરે જોઇ કામ કરતું જોવાથી તેનો ખરો ખ્યાલ આવી શકશે, યંત્ર ઘણું સેહેલું છે.

કેળના ઝાડના રેશા કાઢયા પછી જે કુચા રહે તેમાંથી જે કુચા રહે તેમાંથી કાગળ બનાવવાનો માવો તૈયાર થાય તેમ છે અને તે માવાની જર્મની વીગેરે દેશોમાં સારા ભાવથી માંગણી થાય છે.

કેળના ઝાડમાંથી જે પાણી નીકળે છે તેના ડાઘ કપડા ઉપર પાકા રંગની માફક ચોંટી બેસે છે તેથી એના પાણીમાં પાકા રંગનો ગુણ છે જેનો ઉપયોગ કોઇ બુધ્ધીશાળી મગજ પોતાની નજર દોડાવી અનેક રીતે કરી શકશે.

આજે તો નકામી ગણી ફેંકી દેવા જેવી વસ્તુનો જે કોઇ નજર દોડાવી ઉપયોગ કરશે તેજ માણસ પોતાનો તથા દેશનો ઉધ્ધાર કરશે. અને એને માટે પાસ જરૂર ઉંચાં રસાયણશાસ્ત્રના જ્ઞાનની છે. જે મેળવવા તરફ હવે ઉત્સાહી જનોએ નજર દોડાવવાનું છે. હાલના કોલેજના રસાયણશાસ્ત્રના શિક્ષણથી કાંઇ વળવાનું નથી. પણ તે જ્ઞાનને અનુભવમાં લાવવાથીજ કલ્યાણ થશે.

દો. મ. પંડ્યા.

## मरकीनो एक इलाज.

આ પણા દેશમાં દુષ્ટ પ્લેગે ઘણાં અમુલ્ય જીવોનો ભોગ લીધો છે. એજ પ્લેગને માટે એક ગ્રહસ્થે મુંબઈમાં પ્રસિધ્ધ થતા "સાંજ વર્તમાન" પત્રના તા૦ ૨૭-૯-૧૦ ના અંકમાં નીચે મુજબ લેખ પ્રકટ કરાવ્યો છે. વૈદો અને સાધારણ પ્રજાને તેનો અખતરો કરી જોવાની ભલામણ છે. તેઓ લખે છે કેઃ—મરકી (પ્લેગ) ની બુમ ઘણા દેશોમાં પુર જોરમાં ચાલે છે ને હજારો તેના ભોગ થઇ પડે છે તેમાંથી બચવા માટે હમોએ ઘણા દર્દીપર ફતેહ મેળવી છે. સને ૧૮૯૩-૯૪ માં જ્યારે એ દુષ્ટ રોગનું જોર વધુ હતું. ત વખતે નીચેની દવાઓથી ઘણાં દર્દી સારા થયા છે જેથી અમો સર્વેના લાભને માટે એ દુષ્ટ રોગની દવા જાહેરમાં મુકીએ છીએ, જે આપના પત્રમાં પ્રગટ કરી સેવકને આભારી કરશોજી.

એ દુષ્ટ રોગ થતાની સાથે તેની સારવાર કરનારે નીચે મુજબ ઉપયોગ કરવો. પ્લેગના દર્દીને જે ગાંઠ થાય છે તે ઉપર આ લેપ લગાડવો.

કાચ એલીઓ.........૨ પૈસાનો.
જાયફલ...................૧ ,,
જાવંત્રી...................૧ ,,

આ ત્રણેને છુંદી બારીક ભુકી કરી એવરો મહોવરાનો દારૂ યા ઠંડા પાણીમાં કાલવી અંગારની આંચ આપી તે લેપ ગાંઠ ઉપર લગાડી રૂ મુકવું પછી તે ઉપર કાળા પથ્થરનો યા માલુ કાંદાને બાફી તેનો સેક કરવો. એમ ગાંઠ પાકી જાય યા બેસી જાય ત્યાં સુધી રોજ લગાડવું. બનતાં સુધી કાંદાનો સેક કરી પકવી કાઢવાથી ઘણો ફાયદો થશે.

હવે વાપરવાની દવા માટે જણાવું છુંઃ— જો દર્દીની તાપ ઘણી હોય તો ઓલીવ ઓઇલ (સ્વીટ ઓઇલ) ચોખ્ખું લઇ તેના માથે પોતાં મુકવ તો દીલે મસલવું ને પીવામાં,

ક્રીયા સોટ..............ટીપાં ૬
ઓઇલ, યુકેલિપ્ટસ.... ,, ૩૦
એસીડ, કારબોલીક... ,, ૬
ઓલીવ ઓઇલ......ઔંસ ૧॥

આ દવાના ત્રણ ભાગ કરી દીવસમાં ત્રણ વખ પાવી. જો આ સર્વે દવા ન મળે તો

ઓલીવ ઓઇલ .....એક ચમચો.
ઓલીવ યુકેલિપ્ટસ....દશ ટીપાં.

દર ત્રણ કલાકે ઉપર મુજબ આપવું એથી દર્દી ફાયદો થાય છે. લી૦ હું છું દુવાગીર સેવક

गुस्तादजी कावसजी दस्तुर.

કર્મ વિર મહા પુરૂષ દાદાભાઇ નવરોજજી તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૯૧૦ ને દિવસે ૮૫ મું વ બેઠું છે. એ મહાપુરૂષની ૮૫ મી જન્મગાંઠને દિવ હિંદુસ્થાનની જુદી જુદી સમીતીઓ તરફથી અભિનંદન આપવામાં આવ્યું હતું. કેટલીક સભાએ તરફથી ઋષિરાજ દાદાભાઇનું દિર્ઘાયુ ઇચ્છ્યું હતું હિંદુસ્થાનની પ્રજાને સરકાર દરબારમાં વધારે હક મળે અને એ પ્રજાનો વ્યાપાર ઉદ્યોગ ઉતેજન પા તે માટે એ મહાત્માએ જે અપાર શ્રમ વેઠયો તે માટે આપણે જીવનપર્યંત આભારી છીએ. તેમનુ નિઃસ્વાર્થ અને પરોપકારી કર્તવ્ય, જગતના અસ્તિત્વ પર્યંત અચળ અમર રહેશે. એ મહાત્માએ આપણને જે શિખવ્યું છે તે એજ છે કે શાંત રીતે આપણે આગળ વધવું. કર્તવ્ય ઉપર વિશ્વાસ રાખવે

# जहांगीरनी राज-आज्ञा.

૧૬૦૫ ના અકટોબર મહિનાની ૧૦ મી તારીખે અકબર બાદશાહનો પુત્ર સલીમ, જહાંગીરનું નામ ધારણ કરીને દિલ્હીની ગાદી ઉપર બેઠો. પિતાએ મરણને બિછાને સુતાં સુતાં પુત્રને જે જે સદુપદેશ અને રાજનીતિની શિખામણ આપી હતી તે પ્રમાણે કામ કરવાની ઇચ્છાથી, અને દરેક જાતિની, દરેક વર્ગની પ્રજાની પ્રીતિ મેળવવાની આશાએ, ગાદી પર બેસતાં તરતજ નીચે લખેલી બાર આજ્ઞાઓ (રાજ-નિયમો) પ્રસિદ્ધ કર્યા હતા. આ આજ્ઞાઓ બાદશાહ જહાંગીરે પોતાને હાથે જ પોતાના જીવન ચરિત્રમાં લખી છે.

(૧) હું ઔત, સારમોહુરી અને તામઘા નામના ત્રણ પ્રકારના કર-ટેકસ-માંથી પ્રજા જનોને મુકત કરૂં છું. આ ત્રણ પ્રકારના કર વડે ઓછામાં ઓછું સોળ હજાર મણ (હિંદુસ્તાની) સોનું એકઠું થતું હતું.*

(૨) ભગવાનનાં રચેલાં જન પ્રાણી જેઓ મ્હારા રાજ્યમાં-મ્હારી દેખરેખ નીચે રહે, તેઓમાંના કોઇની કાંઇ પણ ધન સમ્પત્તિ જો કોઇ લુંટારો લુંટી જાય, અથવા કોઈ બીજી જાતનો અત્યાચાર, અથવા દુઃખ દઇને વસુલ કરે તો તે સ્થળના સર્વ રહેવાસીઓ તે લુંટારાઓનો અથવા લુંટાયલા માલનો પતો શોધી આપવા બંધાયલા છે. કારણ કે જે સ્થળે બનેલો બનાવ તે સ્થળના રહેવાસીઓ ઘણી સારી પેઠે જાણી શકે છે. હું આજ્ઞા કરૂં છું કે જે કોઇ જીલ્લો પતિત દશામાં હોય અથવા માણસ વગરનો ઉજ્જડ જણાય તે સ્થળે નગરો વસાવવાં અને ત્યાં પ્રજાને રહેવા દેવામાં આવશે. અને તે [પ્રજા] ના સુખની વૃદ્ધિને માટે સર્વ પ્રકારના યત્નો કરવામાં આવશે. આ પ્રમાણે તજી દેવામાં આવેલાં સઘળાં ઠેકાણાંના જાગીરદારોને હું આદેશ કરૂં છું કે એવાં સઘળાં સ્થાનો જે રીતે ફરીથી વસવાટ જેવાં થાય અને મુસાફરો; ભય વિના એ સઘળાં સ્થાનો આગળ થઇને મુસાફરી કરી શકે તેટલા માટે મસજિદો અને મ્હોટી મ્હોટી ધર્મશાળાઓ ઉભી કરવી. એવા ઉજ્જડ થયલાં કોઇ સ્થાન, જો ખાસ બાદશાહના રાજ્ય અમલ નીચે હોય અને ત્યાં જો "કરોડપતી" નું મકાન હોય તો તે "કરોડપતી" રાજકીય ખર્ચે સઘળાં કાર્યનો નિભાવ કરી શકશે.

(૩) દેશ વિદેશમાં ફરનારા વ્યાપારીઓના વ્યાપારની વસ્તુઓની ગાંસડીઓ અથવા પેટીઓ તેમની મરજી વિરૂધ્ધ ઉઘાડવામાં આવશે નહિ. તેમની મરજી મુજબ કોઇ વસ્તુ જો બતાવવામાં આવે અથવા વેચવાને તૈયાર થાય તો લેનાર ધણી તે લેઇ શકશે. પરંતુ તેને નુકશાન કે તેનો ગેરઉપયોગ કરી શકશે નહિ.

(૪) કોઇ મનુષ્ય પુત્ર પુત્રાદિ સંતતિ મુકીને પરલોક ગમન કરશે અથવા તે રાજકર્મચારી નહિ હશે તો તેની માલ મિલ્કત તેનાં છોકરાંને જ મળશે. તેમાંથી બીજા કોઇને કાંઇ પણ મળશે નહિં ! અને તેમાંથી મેળવવાને કોઇએ યત્ન પણ કરવો નહિં; પરંતુ મરણ પામનાર મનુષ્યને કાંઇ બાળ બચ્ચાં નહિં હોય અથવા તેનો કોઈ પણ બીજો યોગ્ય વારસ નહિં મળશે તો તેની બધી માલમિલ્કત તેના (મરનારના) આત્માની સદ્ગતિ નિમિત્ત મસજિદ અથવા તલાવ અથવા જળાશય કુવા વિગેરે) બનાવવાના કામમાં વપરાશે. (ધન્ય બાદશાહ જહાંગીર ! ધન્ય ત્હારી નિર્લોભતા, ધન્ય ત્હારી ઉદારતા, ધન્ય ત્હારી પરોપકાર બુદ્ધિ.)

(૫) કોઇ માણુસ કોઇ રીતે દારૂ બનાવી કે વાપરી શકશે નહિં ! જો કે બધાને ખબર છે કે હું એક પ્રસિધ્ધ દારૂ પીનાર છું, સોળ વર્ષની ઉમ્મરથી જ, વગર અટકે દારૂ પીઉં છું, તથાપિ હું આ

* અંગ્રેજી અઠાવીસ પાઉન્ડનો એક મણ ગણવો.

આજ્ઞા પ્રસિધ્ધ કરૂં છું. ખરી રીતે તો હું બાળક અવસ્થાની ચંચળતાને લીધે તેમજ ઉમ્મરે નહિં પુગેલા બુધ્ધિનાં મિત્રોએ લોભ-લાલચ દેખાડવાને લીધે ભાન ભુલી ગયો હતો. કોણ કબૂલ નહિં કરે કે દારૂ પીનાર મનુષ્યની માનસિક શકિત અને સ્વભાવિક તેજસ્વિતા, ઘણીજ મંદ થઇ જાય છે? અને મનમાં પણ નાના પ્રકારની નઠારી વાસનાઓ ઉત્પન્ન થઇ શકે છે?

હું મારી પોતાનીજ વાત કહું છું કેઃ મ્હારૂં દારૂ પીવાનું એટલું બધું વધી પડયું હતું કે દરરોજ અર્ધા શેરના વીશથી ત્રીશ ગ્લાસ સુધી હું દારૂ પીતો હતો. એ નઠારા વ્યસનની ટેવનું દિલગીરી ભરેલું પરિણામ એ આવ્યું કેઃ હું દારૂ પીધા વગર એક કલાક પણ રહી શકતો નહોતો. મ્હારો હાથ કંપતો હતો, અને સ્વચ્છંદ ચિતે, નિશ્ચિંત ચિતે બેસી શકતો નહિં. આ લક્ષણો થવાથી અનુમાન કરી શકાય છે કે આ નઠારો અભ્યાસ જો બીજા કેટલાક દિવસ રહ્યો હોતતો તેનાથી ઘણી માઠી દશાએ હું પહોંચત. પરંતુ વખતસરજ હું સાવચેત થયો. અને છ મહિનામાં ઓછો કરતાં કરતાં હું રોજ પાંચ પ્યાલા પીવા લાગ્યો. એટલું ખરૂં કે કોઇ ઉત્સવને દહાડે પાંચ પ્યાલાનો નિયમ થોડોક વધી જતોઃ હું પણ મારે માટે એક નિયમ કરૂં છું કેઃ રાત-પહેલાં બે કલાક આગમચથી પીવાનું બંધ કરીશ પરંતુ હમણાં મ્હારે રાજ્યનાં કામોમા બારીક નજર રાખવી પડે છે તેથી સાંજની નમાજ ભણ્યા પછી પણ એક કલાકે દારૂ પીવાનું શરૂ કરીશ. પાંચ પ્યાલાથી વધારે પીશ નહિં. તેથી વધારે મ્હારાથી સહન પણ થતો નથી. ઘણું કરીને તો હું દહાડે એક વખતજ ભોજન લઉં છું અને એકી વખતે પાંચ પ્યાલા પીવાથી પછી દારની તરસજ રહેતી નથી. તંદુરસ્તી રહે તેટલા માટે માંસ કરતાં દારૂ ઓછી જરુરની વસ્તુ નથી. અને તેથીજ હું એ ટેવ સંપૂર્ણ રૂપે છોડી શકતો નથી. પરંતુ હું મ્હારા દાદા હુમાયુ (બાદશાહ) ની પેઠે, કે જેઓ પીસ્તાલીશ વર્ષની ઉમ્મર થતાં પહેલાં દારૂપીવાની ટેવ છોડી શકયા નહોતા-તે પ્રમાણે હું પણ ખાત્રી પૂર્વક કહું છું કે વેહેલે મોડે-એક ને એક દિવસ એ તિરસ્કાર કરવા યોગ્ય (દારૂ પીવાની) ટેવ છોડી દઇશ.

(૬) મ્હારા રાજ્યની કોઇપણ પ્રજાના ઘરમાં, કોઇપણ માણસ, ઘરના માલેકની ઇચ્છા વિરૂદ્ધ રહી શકશે નહિ. રાજદ્વારી કોઇપણ લશ્કરી સિપાહીઓ કામકાજ માટે નગરમાં પ્રવેશ કરે અને તે વખતે કોઇના પણ ઘરમાં રહેવાની જરૂર હોય તો તેઓને તેને માટે યોગ્ય (ઘર) ભાડું આપવું પડશે. ઘર ન મળે તો તંબુ ઠોકીને પોતાને રહેવાનું ઘર બનાવી લેવું પડશે. એક તદ્દન અજાણ્યા માણસના ઘરમાં, વગર રજાએ પેશી જઇ, ઘરની કુટુંબ મંડળીની છાતી ઉપર આસન પાથરી, ઘરનો સર્વથી અધિક આરામ આવે તેવો ઓરડો પોતાને કબજે લેવાથી પ્રજાને જે દુઃખ થાય છે તેના કરતાં વધારે, મનનાં દુઃખનું બીજું કયું કારણ હોઇ શકે? પોતાના કુટુંબનાં બાળબચ્ચાં, આશ્રય વગર આમ તેમ રખડતાં રહે તો, કઇ પ્રજાના મનમાં શાંતિ રહી શકે?

(૭) કોઇપણ માણસના, કોઇપણ ગુન્હાને માટે નાક અથવા કાન કાપી લેવામાં આવશે નહિ. ચોરીના ગુન્હામાં કોઇ સપડાશે તો તેને કાંટાવાળી નેતરવડે મારવામાં આવશે. અને ભવિષ્યમાં ફરીથી તેવો ગુન્હો કરે નહિં તે માટે કોરાનને હાથ લગાડીને પ્રતિજ્ઞા લેવડાવવા (સમ ખવડાવવા) માં આવશે.

(૮) કરોડપતી અને જાગીરદારોને હું આજ્ઞા કરૂં છું કે તેઓ પ્રપંચ કે જોર જુલમ કરીને કોઇ પ્રજાજનની જમીનો લેઇને, પોતેજ તે ખેડી શકશે નહિં. કોઇ જીલ્લાના જાગીરદારોએ પોતાના અધિકાર કરતાં વધારે સતા ચલાવવી નહિં. અથવા બીજા જીલ્લામાંથી કોઇ માણસ અથવા પશુને પોતાના જીલ્લામાં લાવવાનું ફરમાવી શકશે નહિ. વખતો વખત પોતાના જીલ્લાનાં ખેતી કામોની ઉન્નતિ માટે તેઓએ વિશેષ લક્ષ આપવું.

(૯) કોઈ માણસ, ગેરવ્યાજબી રીતે, કોઈ પ્રકારની દવાઓ વાપરી શકશે નહિં તેમજ તેને બનાવવાની રીત નક્કી કરી શકશે નહિં.*

(૧૦) મુખ્ય નગરના અધીકારીઓને આજ્ઞા કરવામાં આવે છે કે, તેઓએ નિરાધાર, ધનહીન, દરદીઓની દવા માટે પોતાના તાબાના જીલ્લાઓમાં હોસ્પીટલો બનાવવી. દરદી જ્યાં સુધી સંપુર્ણ તંદુરસ્તી મેળવે નહિં ત્યાંસુધી એ ઠેકાણે (હોસ્પીટલમાં) રહી દવા મેળવશે. અને તેનો (ખાવાપીવાનો) ખર્ચ સુદ્ધાં સરકારી ત્રીજોરીમાંથી આપવામાં આવશે. દરદીનો રોગ મટી ગયાથી તેને જોઇતો (રસ્તાનો અને ખાધા ખોરાકી વિગેરેનો) ખર્ચ આપીને વિદાય કરવામાં આવશે. હોસ્પીટલોમાં દરદીને દવા આપવા માટે દરેક હોસ્પીટલમાં, સરકારી અધિકારીઓ, બાહોશ વૈદ કે હકીમોને નીમી શકાશે.

(૧૧) મ્હારા જન્મ મહિના (રબ્બીયા મહિના)માં ગામડાંઓની દરેક પ્રજાએ માંસ ખાવું નહિં. અને વરસના એક ચોક્સ દિવસે, કોઈ પણ માણસે, કોઇ પણ જીવની હિંસા કરવી નહિં. દરેક અઠવાડિયાના ગુરૂવારે હું દરબારમાં-સિંહાસન ઉપર બેસું છું, તે દિવસે અને રવિવારે આખું જગત સમાપ્ત થાય છે. તે બન્ને દિવસે કોઇ પણ માણસ માંસ ખાઇ શકે નહિં તે માટે ખાસ મ્હારી આજ્ઞા ફરમાવું છું. મ્હારા જીન્નતનશીન પિતા, અગીયાર વર્ષ થયાં એ નિયમ સખત રીતે પાળતા હતા, અને કોઈ પણ રીતે તેઓ રવિવારે માંસ ખાતા ન હતા. તેટલા માટે મારા રાજ્યમાં, સઘળે ઠેકાણે એ દિવસે માંસાહાર થાય નહિં તે માટે સખત બંદોબસ્ત કરવો એ મારૂં કર્તવ્ય (ફરજ) સમજું છું.

*હમણાં તો કેટલાક ઉંટ વૈદોનો રાફડો ફાટયો છે! એવા અભણ, સ્વાર્થપરાયણ ઉંટ વૈદોને પકડી પકડી દેશપાર કરવા જોઇએ, કારણ કે તેઓ વૈદકનો એક અંશ પણ જાણતા નથી છતાં મ્હોટાં બણગાં ફુંકીને લોકોની તંદુરસ્તીને ઉલટા બગાડી રહ્યા છે! રે! કેટલાકના અમુલ્ય જીવો પણ લઇ લીધા હશે! લેખક.

(૧૨) શ્રીમંત, અમીર, ઉમરાવો, જાગીરદારો અને મિત્રો, સરદારો, જેઓ મારા પિતાના રાજ અમલમાં જેવો માન મરતબો અને અધિકાર ભોગવતા હતા તેજ પ્રમાણે હવે પણ તેઓ જીંદગી સુધી ભોગવી શકશે, એટલુંજ નહિં પણ તેમનાં ગુણ પ્રમાણે તેઓના માન મરતબામાં વધારો કરવાને પણ હું તઇયાર છું. જે વખતે જે માણસના ગુણનો મને અનુભવ થશે તેજ વખતે તેના માન મરતબામાં વધારો થશે. જેમકે દશ હજાર ઘોડેસ્વારોના સેનાપતિને પંદર હજાર ઘોડેસ્વારોનો સેનાપતિ બનાવીશ. એજ પ્રમાણે વિશેષ સમજી લેવું.

બાદશાહ જહાંગીરની આ રાજનીતિ વાંચતાં તેમના હ્રદયની સરલતા અને નીતિજ્ઞાનની યોગ્યતાનું આપણને જ્ઞાન થાય છે. જેઓ એમ સમજે છે કે; મુસલમાન રાજાઓના રાજમાં દુઃખી, દરિદ્રી અને રોગીઓને માટે દવાઓ કરવાનાં ધર્માદા દવાખાનાં નહિં હશે તેઓ જહાંગીર બાદશાહનો દશમો હુકમ વાંચી લેશે તો જણાશે કે તે બાદશાહની ગરીબો ઉપર કેવી લાગણી હતી. તેજ પ્રમાણે કોઇ લશ્કરી સિપાહીઓ અધિકારના મદમાં પ્રજાજનોને નુકશાન કરે નહિં જે માટે પણ છઠો હુકમ સખત રીતે ઘડયો છે. તે વખતે દારૂ પીવાને માટે જ્યાં ત્યાં દુકાનો ન હતી. તેમજ બાદશાહ જહાંગીરે (બીજા ધંધા વગરના) ઇજારદારોને છાપરે ચઢાવી દઇ પોતાની કમાણી વધારવાનીજ ઇચ્છા રાખી નહોતી. દારૂ બનાવવા માટે અને દારૂ પીવા માટે પાંચમો હુકમ પણ સખત રીતે ઘડયો છે. તે વખતે દેશ પરદેશ ફરતા વેપારી કે મુસાફરોનાં ગાસડા પોટલાં ગમે તે સિપાહિ દાદા છોડાવી શકતા નહોતા એટલુંજ નહિં પણ તેમનાથી માલને આંગળી પણ લગાડી શકાતી નહોતી. ગમે તે બહાને નુકશાન પણ થઇ શકતું નહોતું તે માટે ત્રીજો હુકમ થોડા શબ્દોમાં પણ રક્ષણકર્તા ઘડયો છે. જે માણસો પોતાની પાછળ છોકરાં બચ્ચાં સુકયા વગર મરણ પામે તેની મિલકત પણ બાદશાહ જહાંગીર પોતાની ત્રીજોરીમાં નહિં સેરવી દેતાં ધર્માદા

એન્જીન સાથે અથડાશે. તેના પરિણામમાં વિના કારણે હજારો સિપાહીઓનો કચ્ચરઘાણ નીકળી જશે; અને રેલવેની લાઇન ઉપર એન્જીનોની અથડાઅથડી થવાથી બીજો સરસામાન મોકલવાની પણ ઢીલ થશે. કેપ્ટને તરતજ સિગ્નલરને હુકમ કર્યો કે આ વાતની બીજા સ્ટેશન ઉપર ખબર કરવી. પરંતુ કમનશીબ સિગ્નલર તાર આપવાના યંત્રપર હાથ મુકી જુવે છે, તો જણાયું કે તારનાં દોરડાં કાપી નાંખ્યાં છે! હવે કાંઇ ઉપાય નથી.

તારનાં દોરડાં કપાયાની ખબર સાંભળતાંજ કેપ્ટન સાહેબનું મોઢું ઉતરી ગયું. તેની દીલગીરીનો પાર રહ્યો નહિં. છતાં પણ તે નીરાશ થયો નહિ. વિટંબણા પડવા છતાં વારંવાર ઉદયોગ કરનાર માણસો ઉપર પ્રભુ રાજી થઈ તેને બુદ્ધિ સુઝાડે છે. એ તદ્દન ખરૂં છે. એકાએક તેને એક બુદ્ધિ સુઝી આવી. સ્ટેશન આગળ એક બીજું એન્જીન તૈયાર હતું. તે એન્જીન ઉપર ચઢી ગયો અને એન્જીનીયરને હુકમ કર્યો કે જેટલી ઉતાવળથી ચલાવાય તેટલી ઉતાવળથી એન્જીન દોડાવી મુકવું. ગમે તેમ થાય પણ જે એન્જીન પહેલાં દોડી ગયું છે તેને પકડવુંજ જોઇએ. હું આ એન્જીનમાંથી તે એન્જીનમાં કુદી પડીશ. ઇશ્વરની મરજી હશે તો બધાનું રક્ષણ થશે નહિં તો હું મરણ પામીશ. આ હુકમ સાંભળી એન્જીનીયરે જીવતોડ મેહેનત કરી એન્જીન ચલાવવા માંડયું; એક કલાકના ૫૦ માઇલની ઝડપે એન્જીન દોડવા લાગ્યું. છતાં પણ બે કલાક સુધી તો કંઇ દેખાયું નહીં. ત્યાર પછી એક વાંકી લાઇન પસાર થઇ જતાંજ એન્જીનિયરના મ્હોડા ઉપર હરખની છાપ જણાઇ. તેણે એક ધીમી ચીસ પાડી. કેપ્ટન અને એન્જીનિયરે જોયું કે: રાતનો ઘોર અંધકાર ભેદીને, આગળના એન્જીનની પાછલી બાજુએ જે સફેદ ફાનસ હોય છે તેનું અજવાળું જણાય છે, કેપ્ટને એન્જીનીયરનો ખરડો થાબડીને ઘણી શાબાસી આપી અને પોતાના એન્જીનનું મોઢું આગળના એન્જીનની પુઠે લગાડવા કહ્યું. ધીમે ધીમે બન્ને એન્જીનોનું છેટું ઓછું થયું; આગલા એન્જીનથી ૧૦૦૦ ગજથી ૧૦૦ ગજ છેટું રહ્યું. ૧૦૦ થી ૫૦, ૫૦ થી ૧૦ અને ૧૦ થી એક ગજ જેટલું છેટું રહ્યું. બન્ને એન્જીનો વિજળીની ઝડપે ચાલે છે. ધીમે ધીમે પાછલા એન્જીનનું મોઢું આગલા એન્જીનના પાછલા ભાગની લગોલગ આવી ગયું. બસ, હવે શું જોઇએ? સેનાપતિએ પોતાની જોખમદારી ટાળવાનું સાહસ કર્યું. એકાએક આગલા એન્જીન ઉપર કુદી પડયો. પણ કોલસા ઉપર પડી જવાથી સીધો આગની બારી આગળ જઇ પડયો; વરાળ વધવાની કળ ઉઘાડી મૂકેલી હોવાથી આખું એન્જીન ગરમ ગરમ થઇ ગયું હતું. વરાળના ફુવારા છુટતા હતા. પરંતુ પરમેશ્વરની મેહેરબાનીથી તે આગમાં પડયો નહિં. જો આગલા એન્જીનમાં જઇ શકયો ન હોત તો પોતાનાજ એન્જીનની તળે કચડાઇ જઈ છુંદો થઇ જાત!

ગમે તેમ પણ બીજા એન્જીનમાં કુદવાથી જે ધકો લાગ્યો તેથી તેના મોઢા ઉપર અને શરીર ઉપર જખમો થયા. મોઢા ઉપરથી અને શરીરમાંથી લોહીના પુવારા છુટવા લાગ્યા. પીઠ ઉપર અને માથા ઉપર પણ ઉંડા જખમો થયા. પણ તેણે પોતાના શરીરના જખમો સ્હામું નહિં જોતાં, જીવતોડ મેહેનત કરીને, સ્ટીમ બહાર કાઢી નાંખવાની કળ દબાવી. તેજ વખતે સ્ટીમ ઓછી થવા માંડી. થોડી વારમાંજ એન્જીન ધીમું પડી ઉભું રહ્યું. એ જોઇ તેને આનન્દ અને ઉત્સાહ એટલો બધો થયો કે તે અચેતન થઇ પડી ગયો. કેપ્ટનના કુદી પડવા પછી પાછળના એન્જીનિયરે પોતાનું એન્જીન ધીમું પાડી દીધું હતું. એન્જીનિયરે નીચે ઉતરી જોયું તો જણાયું કે એક નાળા આગળ આગલું એન્જીન ઉભું છે. કેપ્ટન સાહેબ તેમાં બેભાન થઇ પડયા છે. એનજીનિયરે એન્જીનમાંથી લાલ ફાનસ લઇ નાળાને બીજે છેડે ઉભું કર્યું. કારણ કે લશ્કરી સિપાહીઓ સાથેની એક ટ્રેન આવી પહોંચે એવો સંભવ હતો. કેપ્ટનના જખમો ધોઇ નાંખી પાટા બાંધી દીધા. એટલે તેને ભાન આવ્યું. તેણે આંખો ઉઘાડી, અને બેઠો પણ થયો.

બીજી તરફથી ધીમે ધીમે લશ્કરી સિપાહીઓ-થી ભરેલી ટ્રેન આવી પહોંચી અને લાલ ફાનસ આગળ ઉભી રહી. તેમાંના સિપાહીઓએ ઉતરી આવી જોયું તો જણાયું કે કેપ્ટન સાહેબની બુધ્ધિને લીધે-ચતુરાઈને લીધે-તે બધા બચવા પામ્યા છે. તેજ વખતે બધાએ પરમેશ્વરનો આભાર માન્યો. અને કે-પ્ટન સાહેબના નામની ત્રી ચીયર્સ બોલાવી. પોકાર અને તાળીઓના ગડગડાટથી આકાશ ગાજી ઉઠ્યું. તેની સમયસુચક બુદ્ધિ અને મ્હોટા સાહસને પરિણામે હજારો માણસનો જીવ બચી ગયો. આ વાત છેક રશિયન વડા સેનાપતિ સુધી પહોંચી બધેજ ત્હેનાં વખાણ થયાં.

વાંચક ! જોયું ! રશિયન કેપ્ટન મેજર ચિચેરી-નનો કેટલો દેશ પ્રેમ ? કેટલી દેશ ભકિત ? પોતાની જીંદગી સંકટમાં નાંખીને પણ તેણે હજારો લોકોને બચાવી લીધા. ખરી દેશ સેવા, ખરો પરોપકાર, ખરૂં દેશહિત જેના મનમાં હોય છે તેજ દેશનું કલ્યાણ કરી શકે છે. અને પરમેશ્વર પણ તેનેજ મદદ કરે છે. એવા સાચા ઉદાર, પરોપકારી સાધુ પુરૂષોના પ્રયત્નોજ ફળે છે. પાપકાર્યો કદી પણ ફળીભુત થતાં નથી. સાચી ધ્યાનતથી કરેલા પ્રયત્નનું પરિણામ શુભજ આવે છે.

મણિ-કાન્ત.



તમને દ્રવ્ય થોડું મળતું સમજાય, પ્રાપ્ત પ્ર-તિષ્ઠા થોડી સમજાય, ગૃહસુખ ન્યુન પંકિતનું ભાસે, તો એ સરવે ઉતરતી સ્થિતિ છે. તેને ટકાવી રાખનાર મનની બદ્ધાવસ્થા છે. મનની મુકત, સ્વતંત્ર અવ-સ્થા તો તમને એ બેડીઓ તોડવાનું જ સૂચવે છે, એ બેડીઓ તોડવાના માર્ગો મનમાં સ્ફુરે છે જ. માત્ર તે સ્ફુરતા સદ્વિચારોને તમારે આચારમાં મુક-વાના છે. એટલે તમે સ્વર્ગના પતિ ઈંદ્રસમાન વૈભવ પ્રતિષ્ઠા વગેરે કે વિષ્ણુ લક્ષ્મી સરખા ગૃહસ્થાશ્રમને સિદ્ધ કરશો.



# हिंदुस्थाननां सिंहासन !

તખ્તે તાઉસ.



મુસલમાન બીરાદરોએ પોતાના રાજઅ-મલમાં-ભરતખંડમાં-એવાં એવાં સિં-હાસનો બનાવ્યાં હતાં કે તે હજુ સુધી તે પોતાની સુંદરતા, અને કારીગીરીમાં અદ્વિતિય કહેવાય છે. એ સિંહાસનોમાં મોગલ બાદશાહ શાહજહાંએ બ-નાવેલું તખ્ત સૌથી ઉચ્ચ જાતિનું કહેવાય છે. એ તખ્ત-સિંહાસન-૬ ફીટ લાંબુ અને ૪ ફીટ પહોળું હતું. એમાં ૧૮૦ ભારે કીમતનાં યાકુત (હીરા) જડેલાં છે. જેનું વજન ૧૩૫ થી ૧૫૦ રતી સુધી થાય છે. ૧૬ કીમતી પાનાં (જમુર્રદ) ૩૬ થી ૭૨ રતી સુધીનાં જડયાં છે. અનેક મ્હોટાં મ્હોટાં મોતી અને મોતીઓની ઝાલરો પણ લટકે છે. સિંહાસન ઉપર મોરનાં પીછાં-ની જાણે છાંયા થઇ રહી છે. જેમાં વધારે ભાગે લીલમો જડવામાં આવ્યાં છે. મોરની છાતી ઉપર એક મ્હોટો હીરો જડવામાં આવ્યો છે. મોરના ગળામાં ૩૬ રતીનું એક મોતી લટકે છે. ૧૧૭ રતીની મોતીની માળા પણ ગળામાં લટકે છે. છત્રીના ૧૨ દાંડામાં ગોળ અને પાણીવાળાં મોતી જડયાં છે, જેનું વજન ૭ થી ૧૨ રતી સુધી છે. આ દાંડાઓ લગભગ ૮ ફીટ લાંબા છે. આ સિંહા-સન બનાવવામાં લગભગ સાત કરોડ, દસ લાખ રૂપિયા ખર્ચ થયા હતા. આખું તખ્ત (સિંહાસન) સોનાથી મઢેલું છે. તેના ઉપર મીનાકારીનું કામ કરવામાં આવ્યું છે. અને ઘણાં કિમતી રત્નો જડ-વામાં આવ્યાં છે. એ સિંહાસન, દારોગા બાદલખાંની દેખરેખ નીચે સાત વર્ષમાં તૈયાર થયું હતું. ઇ. સ. ૧૩૭૮ માં મહમ્મદશાહના રાજઅમલમાં ઈરાની નાદિરશાહ, એ સિંહાસનને દિલ્લીથી લઇ ગયો. હ-મણાં તે ઇરાનના દરબાર હોલમાં રાખ્યું છે. ઘણાં માણસો કહે છે કે, તે અસલ "તખ્તે તાઉસ" (મ-

યૂર સિંહાસન) નથી. તેને તો નાદિરશાહના મરણ પછી ભાંગી નાંખવામાં આવ્યું હતું." સાચું ખોટું ઇશ્વર જાણે! ગમે તેમ કહો પણ એ વખતે હિંદુસ્થાનમાંથી સાત કરોડ દશ લાખ રૂપિયા પરદેશ ગયા એ તો નક્કીજ! અને ગયા તે ગયાજ!

તખ્તે શેર.

આ તખ્ત યાને સિંહાસન સુલતાન ટીપૂનું હતું. હમણાં તે લંડનમાં બિરાજે છે। એની કિમ્મત લગભગ ત્રણ કરોડ કહેવામાં આવે છે. એના સ્વરૂપનું વર્ણન કરતાં કહે છે કે: બે સિંહની પીઠ ઉપર એક જડેલી ખૂરશી મુકી છે. તેના ઉપર જડેલી છત્રી છે. તેના ઉપર "ઉકાબ" પક્ષી બનાવવામાં આવ્યું છે. "ઉકાબ" ના શરીર ઉપર અને ચાંચમાં ઘણાં કિમતી રત્નો જડયાં છે. તે રંગ રૂપ અને દેખાવમાં અસલના જેવુંજ દેખાય છે. સુલ્તાન અબ્દુલ અજીજ જ્યારે વિલાયત પધાર્યા હતા ત્યારે તેઓને એજ સિંહાસન-તખ્ત ઉપર બેસાડવામાં આવ્યા હતા!

તખ્તે ફીરોજ.

આ સિંહાસન હીજરી સન ૭૬૩ માં, રાય તેલંગે દક્ષિણ દેશના અધિપતિ મહમ્મદશાહને ભેટમાં આપ્યું હતું. ખરી રીતે જોતાં આ સિંહાસન મહમ્મદ તઘલખને માટે બનાવવામાં આવ્યું હતું. પરંતુ રાજ તેને આપી શકયા ન હતા. એ સિંહાસન ત્રણ ગજ લાંબુ અને અઢી ગજ પહોળું, આબનુસનું હતું. ઉપર અને ચારે બાજુએ સોનાના તખ્તા ચોંટાડવામાં આવ્યા હતા. જે મુસાફરી વખતે છુટા પાડી એક પેટીમાં ભરી શકાતા હતા. એમાં ફીરોજાની મીનાકારી ઘણી હતી તેથીજ મહમ્મદશાહે એનું નામ "તખ્તે ફીરોજ" રાખ્યું હતું. એ કુટુંબનો દરેક બાદશાહ આ તખ્ત ઉપર. એક એક રત્ન જડાવતો ગયો હતો જેથી સોનાના તખ્તાઓ રત્નજડીત થઇ ગયા હતા. એ સિંહાસન તેઓના કુળમાં એક સદી સુધી રહ્યું હતું. જે પછી ફીરોજ શાહના રાજ અમલમાં મદિને મોકલી દેવામાં આવ્યું હતું. ત્યાંના મુજાવરોએ તેને તોડી ફોડીને વેહેંચી લીધું હતું!

અવધનું તખ્ત.

આ સિંહાસન અંગ્રેજોએ બનાવડાવ્યું હતું. અને તેમણેજ તોડી પણ નાંખ્યું! ઇ૦ સ૦ ૧૮૧૯માં તારીખ ૯ મી અકટોબરે, ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ નવાબ ગાજીઉદીન હૈદરને જ્યારે "શાહે જમાં"ની પદવી આપી ત્યારે તે વખતે નવાબ સાદતઅલીખાંના એક કરોડ રૂપિયાના ખર્ચ વડે, મોગલોના તખ્તોની પેઠે અવધનું તખ્ત પણ બનાવી આપ્યું હતું. ઇ. સ ૧૮૫૬ માં ૧૭ મી ફેબ્રુવારીએ વાજિદઅલીશાહ કે જેઓ અવધના છેલ્લા રાજ્ય કર્તા હતા તેમને સિંહાસન ઉપરથી ઉઠાડી મુકયા તેજ વખતે એ તખ્ત-સિંહાસન પણ તોડી નાંખવામાં આવ્યું.! જમાનાની બલિહારી છે. માણસ, પ્રાણી અને જમીનની જેમ ચડતી પડતી થાય છે તેમ બિચારાં સિંહાસનોની પણ ચડતી પડતી થઇ છે! હિંદુસ્તાનનું પહેલુ તખ્ત કયાં ઇરાનમાં, બીજું કયાં લંડનમાં, અને ત્રીજું કયાં મદિનામાં. મુજાવરોની ત્રીજોરીઓમાં અને ચોથું કયાં? જ્યાંથી આવ્યું હતું ત્યાં? એ બધું ઇશ્વરની મરજીનુંજ કારણ છે! તમે માણસની મરજીનું પરિણામ કહો પણ અમે ઇશ્વરવાદી છીએ, અમે તે સર્વ શકિતમાનનીજ મરજીનું પરિણામ માનીશું!

मकरंद.

---

કોઈ પણ કષ્ટમાં વા નીચી સ્થિતિમાં સ્થિર રહેવાનું તમારે માટે નિમિત નથી. તમારે માટે સ્વર્ગનાં દ્વાર વા બ્રહ્મલોકના દ્વાર ખુલ્લાં છે. તપલોક કે સત્યલોકનાં દ્વારમાં પ્રવેશવાનું તમારે માટે સુલભ છે. માત્ર કર્તવ્ય એ જ છે કે, તમને અંતર્યામિ જે ઉચ્ચા માર્ગો સ્ફુરાવે તે સર્વને સેવો અને થોડા કષ્ટો સહીને તમે નરકમાંથી સ્વર્ગમાં સ્થિર થશો. પ્રતિદિન તમારી સ્થિતિ ઉચ્ચતર સધાય એવા પુરુષાર્થના યત્નોજ સેવો.

# સુન્દર વનમાં વ્યાઘ્રસભા!

૨

એક વાર હું એ 'પોર્ટ કેનીંગ કંપની'ના નિવાસસ્થાનમાં આપણા ઉપર કહેલા વ્યવસાય માટે ગયો હતો. તે દિવસે મહા એકાદશી હોવાથી પ્રભાતથીજ થોડા માંસ વિના મેં બીજું વધારે કાંઇ પણ ખાધું નહોતું. અંતે એકાદશી વ્રતની વેદના અત્યંત અસહ્ય થવાથી મેં તે દિવસેજ દ્વાદશીનું પારણું કરી નાખવાનો નિશ્ચય કર્યો અને મારા એ હેતુને પૂર્ણ કરવા માટેજ હું તે સ્થાનમાં ગયો હતો. ત્યાં એક ન્હાનો અને સુન્દર પણ મજબુત કઠેરાવાળો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. તે મંડપમાં એક બાજુએ એક ન્હાનું પણ શરીરે હૃષ્ટપુષ્ટ અને કેવળ કોમળ માંસના ભંડારરૂપ બકરાનું બચ્ચું નાચતું કુદતું મારા જોવામાં આવ્યું. એ બકરાનું બચ્ચું નજરે પડતાંજ એના માંસના અહારથીજ દ્વાદશીનું પારણું કરી નાખવાનો વીચાર કરીને તે મંડપના દ્વારમાંથી મેં અંદર પ્રવેશ કર્યો. પરંતુ શો ચમત્કાર કે મારો અંતઃપ્રવેશ થતાંની સાથેજ તેનાં દ્વાર પોતાની મેળેજ બંધ થઇ ગયાં અને તેમાં હું પોતે એક બંદીવાન થઇ પડયો! એ મંડપ જાદુનો હતો એમ પાછળથી મારા જાણવામાં આવ્યું. એ મંડપને ઉપર ઓળખાવેલા માનવી પશુઓ 'છાટકા'ના નામથી ઓળખતા હતા. હું એ મંડપમાં ફસાઇ ગયા પછી કેટલાક મનુષ્ય પશુઓ અલ્પ સમયમાંજ ત્યાં આવી લાગ્યા. મારૂં દર્શન થવાથી તેમના મનમાં અતીશય આનંદ થતો દેખાયો. તેઓ આનંદસૂચક ધ્વની કરવા લાગ્યા અને કેટલાકો તો હર્ષથી હસવા અને નાચવા કૂદવા પણ મંડી ગયા! તેઓ મારી ઘણીજ સ્તુતી કરતા હતા, એવી મારી બરાબર ખાત્રી થઇ. મારાં સ્તુતી સ્તોત્ર ગાવામાં જાણે તેઓ એકબીજાપર સરસાઇ કરવાને મથતા હોયની! એવોજ રંગ દેખાવા લાગ્યો. કેટલાકો મારા નખોની પ્રશંસા કરવા લાગ્યા, કેટલાકો મારા દાંતોની સ્તુતી કરવા મંડયા, કેટલાકો મારી લચ્છેદાર પૂછડીપર લોભાઇને તેનાજ ગુણોનું વર્ણન કરવા લાગ્યા અને કેટલાકો તો વળી મારા નખોને સોનામાં મઢાવીને કોટે બાંધવાની પણ પોતાની ઇચ્છા પ્રદર્શીત કરવા લાગ્યા! કેટલાક વખત પછી મોટા ભકતીભાવથી મને તે મંડપ સહીત પોતાની ખાંધોપર ઉપાડીને તેમણે એક મોટા ગાડાપર લાવીને પધરાવ્યો! એ વેળાએ મારી સેવામાં અનેક મનુષ્ય પ્રાણીઓ હાથ જોડીને તૈયાર ઉભા હતા! એ ગાડામાં બે સફેદ રંગના બળદિયા જોડેલા હતા. તેમનાં તે પુષ્ટ શરીરોને જોઇને મારા મોઢામાંથી પાણી છુટવા માંડયું અને ક્ષુધાદેવીએ પેટમાં અઢારસો સત્તાવનનો બળવો જગાવી દીધો; પરંતુ તે જાદૂના મંડપમાંથી બહાર નીકળવાનો મારી પાસે કોઇપણ ઉપાય રહેલો ન હોવાથી મંડપમાંથી બાળક બકરાના માંસથીજ અર્ધ ક્ષુધાની શાંતિ કરીને તે લઠ્ઠેશ્વર બળદ મહાશયોને મેં દયા ખાઇને જીવનદાન આપ્યું! વળી એકાદશીનું પારણું કરતી વેળાએ અતિ–અહાર ન કરવો જોઇએ, એનો પણ મેં વિવેક કર્યો. એ પ્રમાણે આનંદથી તે રથમાં બેસી કોમળ બકરાના માંસનો ધીમે ધીમે આસ્વાદ લેતો લેતો હું પારેના નગરમાંના એક મનુષ્યના ઘર આગળ આવી પહોંચ્યો. તે મનુષ્ય મારો સત્કાર કરવા માટે પોતાના દરવાજામાં આવીને ઉભો હતો. મને આવી પહોંચેલો જોતાંજ હસીને તેણે મારો આદર સત્કાર કર્યો અને એક લોહદંડ વિભૂષિત સુરમ્ય ગ્રહમાં તેણે મને મારા નિવાસ માટેનું સ્થાન કરી આપ્યું. ત્યાં જીવતા અથવા તરતના મારેલા બકરા અથવા ઘેટાના રકત માંસનું નૈવેદ્ય આર્પીને તે મારી મનોભાવથી સેવા કરતો હતો. દૂરદૂરથી અનેક લોકો ખાસ મારા દર્શનનો લાભ લેવામાટે ત્યાં આવતા હતા. તેમના હાવભાવો ને જોતાં તેઓ મારા દર્શનથી સર્વ પ્રકારે કૃતાર્થ થતાં હોવા જોઇએ, એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

"એવીરીતે કેટલાક દિવસ સુધી મેં એ લોહદંડ વિભૂષિત સુંદર ગૃહમાં નિવાસ કર્યો. એ સુખને ત્યાગીને ત્યાંથી પલાયન કરવાની મારી ઇચ્છા નહોતી; પરંતુ સ્વદેશ ભક્તિનો હૃદયમાં પ્રકાશ થતાં એ સર્વ સુખો મને વિષ સમાન ભાસવા લાગ્યાં! અહાહા! જ્યારે જ્યારે મને મારી માતૃભૂમિનું સ્મરણ થતું હતું, ત્યારે ત્યારે હું મોટી મોટી ગર્જનાઓ કરીને તે મારી માતાને ગદગદ સ્વરથી બોલાવ્યા કરતો હતો! હે માતૃભૂમિ! હે સુંદર વન! મારા હૃદયમાં કદાપિ તારૂં વિસ્મરણ થવું શક્ય છે કે? અહાહા! મારી તારામાં કેટલી બધી ભક્તિ! જ્યારે તારી મૂર્તિ મારા મનોમંદિરમાં આવતી હતી, ત્યારે ત્યારે હું મહા કષ્ટ પૂર્વક બકરાના અને સુંદર બળદના માંસનો મારા ઉદરમાં ત્યાગ કરતો હતો અને પૂછડીના આઘાતવડે મારા અંતઃકરણમાં થતા આઘાતનું લોકોને પ્રદર્શન કરી બતાવતો હતો! હે જન્મ ભૂમિ! હે પ્રિય માતા! જ્યાં સુધી મને તારા પુનર્દર્શનનો લાભ મળ્યો નહોતો, ત્યાં સુધી મેં ભુખ લાગ્યા વીના કદાપી કાંઇ પણ ખાધું નહોતું અને નિદ્રા આવ્યા વિના કદાપિ ઉંઘ્યો નહોતો! મારાં દુઃખોનું આથી વધારે કેટલુંક વર્ણન કરૂં વારૂ? મારા પેટમાં જેટલો અવકાશ હોય તેટલાજ પ્રમાણમાં હું માંસાહાર કરતો હતો અને વધારે થયું તો તેની ઉપર આઠ દશ શેર માંસ મુખ શુધ્ધિ માટે ખાતો હતો–બસ એથી વધારે મેં ત્યાં કદાપિ ખાધું નથી!"

એટલું ભાષણ થયા પછી વ્યાઘ્રાચાર્ય બૃહલ્લાંગૂલ પંડિત જન્મભૂમિના પ્રેમથી સદગદિત થઇને કેટલીક વાર સુધી સર્વથા સ્તબ્ધ બની ગયા. સ્વદેશ ભક્તિના અતુલ આવેગથી જાણે તેઓ અશ્રુપાત કરતા હોયની! એવો ક્ષણ બે ક્ષણ ભાસ થવા લાગ્યો. એટલુંજ નહિ, પણ એક કે બે અશ્રુબિન્દુની સ્વચ્છ ધારાથી નીચેનો ભૂમિભાગ ભીંજાઇ જવાનાં ચિન્હો પણ દેખાવા લાગ્યાં! પરંતુ કેટલાક તરૂણ વ્યાઘ્ર શ્રોતાઓએ એવો તર્ક કર્યો કે, તે બૃહલ્લાંગૂલ પંડિતના અશ્રુપાતનાં ચિન્હોથી; કિન્તુ મનુષ્ય વસતિમાંના ખાનપાનના આનંદની સ્મૃતિ થવાથી તેમના મોઢામાંથી ટપકેલી લાળનાંજ એ ચિન્હો હોવાં જોઇએ! અસ્તુ. ઘણાક વ્યાઘ્રોના મનમાં બૃહલ્લાંગૂલ મહારાજના એ નિઃસીમ સ્વદેશ પ્રેમનું સારૂં પરિણામ થયું, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથીજ.

કેટલીક વાર પછી વ્યાખ્યાતા મહાશય શુદ્ધિમાં આવ્યા અને કિંચિદ ગદગદ સ્વરથી તેમણે પુનઃ પોતાના ભાષણને આગળ લંબાવ્યું. તેઓ બોલ્યા કે;—"હું એ મનુષ્ય વસતિમાંથી કેવીરીતે પલાયન કરી શક્યો, એ વિશે વિસ્તારથી બોલવાની અગત્ય હોય એમ મને લાગતું નથી. મારી ઇચ્છાને સમજી જવાથી કહો કે પછી દૈવયોગથી કહો, મારો સેવક, મારા લોહદંડ વિભૂષિત મંદિરને વાળીને સાફ કરવાને આવ્યો અને જતી વેળાએ મંદિરના દરવાજા એમના એમ ખુલ્લા રાખીનેજ ચાલ્યો ગયો. તરતજ તે ખુલ્લા દરવાજાની રજા લઇને અને મારા તે સુંદર મંદિરને એક વાર આંખ્યો ભરીને જોઇ લીધા પછી મેં ત્યાંથી પલાયનનો આશ્રય લીધો અને ઉદ્યાન રક્ષક (માળી) ના માંસથી ઉદરની ક્ષુધાને તૃપ્ત કરી માતૃભૂમિના દર્શનમાટે અહીં આવી લાગ્યો.

"આ વૃત્તાંત આટલાબધા વિસ્તારથી આપને કહી સંભળાવવાનું કારણ એટલુંજ કે, હું ઘણા દિવસ સુધી મનુષ્ય વસતિમાં રહેલો છું અને તેથી મારે આપને મનુષ્ય સ્વભાવનો પરિચય કરાવી આપવો જોઇએ– કારણ કે, મનુષ્ય ચરિત્રનું મને પરિપૂર્ણ જ્ઞાન થએલું છે. આ સર્વ વૃત્તાંત સાંભળવાથી મારા કથનમાં આપનો સારો વિશ્વાસ બધાશે, એમાં મને લેશ માત્ર પણ સંશય નથીજ. બીજા પ્રવાસીના વૃત્તાંતો પ્રમાણે નિર્મૂલ નવલ કથાઓ આપણે અનેક સાંભળતા આવ્યા છીએ, પરંતુ તે કથાઓમાં આપણો બંધાવો જોઇએ તેવો વિશ્વાસ બંધાતો નથી આપણે પરાપૂર્વથી સાંભળતા આવ્યા છીએ કે, મનુષ્યો પોતે ક્ષુદ્રજંતુ હોવા છતાં પર્વતના આકારનાં વિલક્ષણ ગૃહો નિર્માણ કરેછે. એવાં પર્વતાકાર ગૃહોમા તેઓ વસેછે;

એ વાત ખરી છે, પરંતુ એવાં પર્વતપ્રાયગૃહો બાંધતાં તેમને મે' મારી આંખોથી કદાપિ જોયા નથી! એટલા માટે હું તો મેં જે કાંઇ મારી દૃષ્ટિથી મેં જોયું છે, તે જ આપને કહી સંભળાવવાનો છું. અર્થાત, મનુષ્ય પ્રાણી એવાં મોટાં મોટાં ગૃહો પોતેજ પોતાના હાથે બાંધીને તૈયાર કરેછે, એ સિદ્ધાંતને સિદ્ધ કરવા માટેનું એક પણ પ્રબળ પ્રમાણ અસ્તિત્વમાં નથી! મારો પોતાનો એવો અભિપ્રાય છે કે, મનુષ્યો જે ગૃહોમાં વસે છે, તે ખરેખર પર્વત જ હોવા જોઇએ - તે કુદરતી રીતેજ તેવાં બનેલાં છે. એ ગૃહોમાં અથવા પર્વતોમાં પુષ્કળ ગુહાઓ છે એમ જોઇને બુદ્ધિથી જીવનારા મનુષ્યો તેમાં જઇને વસેલા હોવા જોઇએ, એમાં મને તો જરા પણ સંશય લાગતો નથી.

"મનુષ્ય જંતુ ઉભય પ્રકારના આહારો કરે છે. તેમનામાં માંસ ભક્ષક મનુષ્ય અને ફલમૂલ આહારી મનુષ્ય એવા બે ભેદ છે. મોટાંમોટાં વૃક્ષોને તેઓ ખાઇ શકતા નથી એટલે ન્હાનાં ન્હાનાં ઝાડવાંને તેઓ મૂળ સહિતજ સ્વાહા કરી જાય છે. ન્હાનાં ન્હાનાં ઝાડવાં પર મનુષ્યોનો એટલો બધો પ્રેમ હોય છે કે, તેઓ પોતપોતાના ઝાડ પાલાની આસપાસ ક્યારા કરે છે અને તેમની સારી સેવા કરીને તેમને ઉછેરે છે. એવી રક્ષિત ભૂમિને તેઓ ક્ષેત્ર – ખેતર – અથવા ઉદ્યાન – બગીચા – ના નામથી ઓળખે છે અને એક મનુષ્યની માલેકીના ખેતર અથવા બગીચામાં ચરવા જવાનો બીજા મનુષ્યને જરા પણ અધિકાર હોતો નથી.

"મનુષ્યપશુઓ ફલ – મૂલ – લતા – ગુલ્માદિ ખાયછે, પરંતુ તેઓ ઘાસ ખાય છે કે નહિ, એ હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. કારણ કે, મેં પોતે અત્યાર સુધીમાં કોઇ પણ મનુષ્યને ઘાસ ખાતાં જોયો નથી. છતાં પણ મારા મનમાં એ વિશે થોડો ઘણો સંશય છે અને મારૂં એવું અનુમાન છે કે, તેઓ અવશ્ય ઘાસ પણ ખાતા હોવાજ જોઇએ. એ મનુષ્ય જાતિમાંના શ્રીમંત લોકો પોતાના બગીચામાં બહુજ પરિશ્રમથી ઘાસ ઉપજાવે છે. તેમજ એક પ્રકારનાં બી વાવીને ખેતરોમાં કેટલાક ગરીબ લોકો પણ ઘાસ ઉપજાવે છે. અવશ્ય મનુષ્ય જાતિ એ ઘાસ ખાતી જ હોવી જોઇએ. જો એમ ન હોય, તો ખાસ કરીને ઘાસ ઉપજાવવાનો તેમનો બીજો શો ઉદ્દેશ હોઇ શકે વારૂ? મનુષ્ય પ્રાણીઓ પાળેલી ગાયોને ઘાસ ખવડાવે છે, એ મેં મારી નજરે જોએલું છે. મનુષ્ય પ્રાણી સ્વભાવિકજ કોમળ સ્વભાવનો હોવાથી તે પોતે જે કાંઇ પણ ખાય છે તેજ વસ્તુ પોતાનાં પાળેલાં બીજાં પ્રાણીઓને પણ ખવડાવે છે. એથી મનુષ્ય પ્રાણી ઘાસ ખાયછે, એ સિદ્ધાન્ત નિર્વિવાદ સિદ્ધ થાય છે. એ ઉપરાંત દાંતમાં તૃણ લઇને શરણે આવવું, એ મનુષ્ય પ્રાણીઓને એક બહુજ મહાન-સન્માન સૂચક પ્રકાર છે, એ હું બહુ બહુ શોધ કર્યાં પછી જાણવાને શકિતમાન થયો છું. એ પ્રકારને જોતાં પણ તેઓ ઘાસ ખાતા હોવા જોઇએ, એવો તર્ક કરવામાં કશો પણ વાંધો રહેતો નથી.

"મનુષ્ય પ્રાણી પશુઓની પૂજા કરે છે. તેમણે મારી કેવી રીતે પૂજા કરી હતી, એ તો હું આપને જણાવી ચૂકયો છું. મનુષ્ય પ્રાણીઓ ઘોડાની પણ એવીજ રીતે પૂજા કરતા હોય છે. ઘોડાને તેઓ ઉત્તમ સ્થાન આપેછે, તેમને સારો અહાર ખાવા આપે છે, તેમને ન્હવડાવે છે અને એક હથિયાર વડે તેમના શરીર પરનો મેલ પણ ઘસીને ઉતારી નાખે છે. મને લાગે છે કે, માણસ કરતાં ઘોડો શ્રેષ્ઠ હોવાથીજ તેઓ તેની પૂજા કરતા હોવા જોઇએ.

"મનુષ્યો બકરાં, ઘેટાં અને ગાય તથા બળદ વગેરેનું પાલન કરે છે. મનુષ્યો ગાયનું દૂધ પીએ છે! એથી આપણા પૂર્વના વ્યાઘ્ર પંડિતોએ એવો સિદ્ધાંત કરેલો છે કે, મનુષ્ય પૂર્વ કાળમાં ગાયનો વાછડો જ હોવો જોઇએ. હું પોતે કાંઇ એમ કહેવા ઇચ્છતો નથી; પરંતુ એ પરથી હું પોતે એવો સિદ્ધાંત કરૂં છું કે, ગાય સાથે મનુષ્યોની બુદ્ધિનું સામ્ય હોવાની સાથે તેઓ ગૌમુખી પણ હોવાજ જોઇએ.

"હવે એ ગમે તેમહો. આહારની સુલભતા માટે મનુષ્ય પ્રાણી બકરાં, ઘેંટાં અને ગાય ઇત્યાદિ પશુને

ઘરમાં રાખીને તેમની સર્વ પ્રકારે સારી સંભાળ રાખે છે, અને એ તેમનામાં એક ઘણોજ સારા રિવાજ છે એવો મારો ખાસ અભિપ્રાય છે. આપણે પણ એવીજ રીતે ગોઠા બાંધીને તેમાં મનુષ્ય પશુઓનું પાલન કરવું એવી મારી સમસ્તવ્યાઘ્ર જાતિને નમ્ર પ્રાર્થના છે; કારણ કે, એમ કરવાથી આપણને ઇચ્છિત સમયે મનુષ્ય જેવા કોમળ માંસવાળા પશુઓના આહાર મળી શકશે અને બીજી કોઇ ખટપટની પંચાતમાં ઉતરવાનો પરિશ્રમ બચી પડશે

" ગાય,બકરાં, મેંઢાં અને ઘોડા ઇત્યાદિ વિશે હું બોલીજ ચૂકયો છું; પણ એ ઉપરાંત હાથી, ઉંટ, ગધેડા, કૂકડાં, બિલાડાં તેમજ નાના પ્રકારનાં પક્ષીઓ ઇત્યાદિ સર્વની મનુષ્ય પશું શુદ્ધ ભાવથી સેવા કરે છે. એથી, મનુષ્ય સર્વ પશુ અને પક્ષીઓને ગુલામ હોવા જોઇએ, એવો સિદ્ધાન્ત કરવામાં કોઇ પણ પ્રકારનો બાધ આવી શકે તેમ નથીજ.

" મનુષ્યનું ચરિત્ર મહા ચમત્કારિક છે. તેમનામાં લગ્નની જે રીતિઓ છે, તે મહા વિચિત્ર છે તેમનામાં રાજનીતિ પણ મહા મનોહર છે."

અહીં સુધીનું ભાષણ થયું એટલામાં દૂરથી પસાર થતા એક હરિણ બાળકપર અચાનક અધ્યક્ષ અમિતોદર મહારાજની દૃષ્ટિ જઇ પડી. તે ક્ષણેજ તેઓ પોતાના આસનપરથી ઉડ્ડાણ કરીને તેની પાછળ દોડી ગયા. અમિતોદર એવા દૂરદર્શી હોવાથી જ તેમને અધ્યક્ષપદે વિરાજવાનું ખાસ માન આપવામાં આવ્યું હતું. વિદ્યાની ચર્ચાથી એ અમિતોદર મહારાજને આમ એકાએક પરાઙ મુખ થએલા જોઇને વ્યાઘ્રાચાર્યના મનમાં અનિવાર્ય કોપનો આવીર્ભાવ થયો. તેમના મનની એ ચલવિચલ સ્થિતીને જાણી જઇને એક વિદ્વાન વ્યાઘ્ર સભાસદ તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-" પંડિત મહારાજ! આપ કૃપા કરીને આમ એકાએક કોપને આધીન ન થશો. આપણા અધ્યક્ષરાજ કેવળ વ્યવસાયાર્થજ અહીંથી દોડી ગયા છે. હરિણોનો કોઇ સમુદાયજ આ દિશામાં આવતો હોયની, એમ વાયુની લહરી સાથે આવતા સૌગંધ્યથી જાણી શકાય છે."

એ વિદ્વચ્છિરોમણિના મુખમાંથી એ મહાવાકયો બહાર નીકળ્યાં કે તરતજ ત્યાં એકત્ર થએલા સર્વ વિદ્વાન્ વ્યાઘ્ર સભાસદો પોતપોતાની પૂછડીઓની અણીઓને ઊંચી કરીને જે દિશામાં પોતાને માર્ગ મળે તે દિશામાં વિષયકર્મ અથવા વ્યવસાયની પ્રાપ્તિ કરવા માટે પલાયન કરી ગયા. એવી રીતે તે દિવસે તો વ્યાઘ્રમંડળની એ મહાસભાના ભાષણ સમારંભનો અકસ્માત્ ભંગ થઇ ગયો.

એ બનાવ બની ગયાને કેટલાક દિવસ વીત્યા પછી સર્વની અનુમતિથી એક દિવસ નકકી કરીને આહારભોજન આદિ કાર્યથી મુકત થઇ સર્વ વ્યાઘ્રમંડળે પાછી એક સભા ભરી. એ દિવસે સભાનો કાર્યક્રમ નિર્વિઘ્ન સમાપ્ત થયો અને બૃહલ્લાંગૂલ વ્યાઘ્રાચાર્યના વ્યાખ્યાનની પણ તે દિવસે પૂર્ણ આહુતિ થઇ ગઇ એ સભાનો રિપોર્ટ અમને એક ખાસ પોર્ટર–અરે રિપોર્ટર દ્વારા પ્રાપ્ત થયો છે કે જે હવે પછીના અંકમાં વાચકોના જ્ઞાનની વૃધ્ધિ થવા માટે પ્રસિધ્ધ કરવામાં આવશે.

( અપૂર્ણ. )

ठक्कुर नारायण.



મન જેનો જેનો વસ્તુતઃ વિચાર કરે છે, તેનું, ચિત્ર બંધાય છે, અને પ્રત્યેક ચિત્ર પૃથક્ વિચારરૂપે મનમાં સ્થિત થાય છે. આમ હોવાથી જેમને વિચાર કરતાં આવડે છે, તેવા મનુષ્યોના મનમાં એક આખા દિવસમાં હજારો વિચાર બંધાય છેઃ અને જેમને વિચાર કરતાં આવડતું નથી, તેવાં અસંખ્ય મનુષ્યોનાં મનમાં આખા દિવસમાં ખરેખરા દશ કે બાર વિચાર પણ ભાગ્યે જ બંધાય છે, અને જે બંધાય છે, તે પણ ઘણી હલકી જાતનાં બંધારણ છે.

# વીર-જનની.





પ્રભાવશાળી પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચવાથી જણાય છે કે તેઓની માતાના ચરિત્રમાં જે મહત્વનાં લક્ષણો અને સદ્દગુણ વિદ્યમાન હતાં તેજ તેના પુત્રોએ માતાનું સ્તનપાન કરતી વખતે દુધની સાથેજ પોતાના પેટમાં ઉતારી દઇનેજ તેઓ મહત્વ-શિખર ઉપર ચ્હડવા પામ્યા છે. એના અનેક જવલંત દ્રષ્ટાન્તો ઇતિહાસનાં પાનાં શોભાવી રહ્યાં છે, અને જગતનું મુખ પ્રભાવશાળી કરી રહ્યાં છે. આજે અમે વાંચક વર્ગને તેમાંનું એક દ્રષ્ટાન્ત સાદર કરીએ છીએ. કોઇ પણ જાતિએ ઉન્નતિ ઉપર ચ્હડવું હોય ત્યારે પ્રથમ તેઓએ પોતાના દેશની સ્ત્રીઓની ઉન્નતિ કરવી જોઇએ અને તેટલા માટેજ અમારા દેશમાં સ્ત્રી શિક્ષાની અતિ અગત્ય છે, જે દેશની સ્ત્રીઓ અજ્ઞાનતાના કુસંસ્કાર વડે ઢંકાયલી છે, ઘરના કામકાજમાંજ ગુલામડીની પેઠે ગદ્ધા વૈતરૂં કરી જીવન વ્યતીત કરે છે, તે દેશમાં પ્રભાવશાળી, વીર પુરૂષો ઉત્પન્ન થવા દુર્લભ છે! કદાચિદ્ સ્ત્રીઓ પોતે પ્રભાવશાળી ગણાઇને પ્રખ્યાતી મેળવી શકે નહી પરંતુ પુરૂષોને પ્રભાશાળી વિર પુરૂષો બનાવી દેવાનું કામ તો તે-માતાઓનુંજ છે. પોતાનાં બાળકોનાં ચરિત્રનો યથાર્થ ઉત્કર્ષ થયલો જોવાથી પોતાના જીવનની સાર્થકતા થઈ છે એવું તેઓ માને છે. મહાત્મા વોશિંગ્ટનનિ માતાનું જીવન ચરિત્ર વાંચવાથી ઉપર લખેલાં વાકયો સત્ય તરીકે જણાઇ આવશે.

વોશિંગ્ટનની માતાનો સ્વામી મરણ પામ્યા પછી બાળકોનું લાલનપાલન અને કેળવણી આપવાનાં મહત્વના કામનો ભાર તેની માતા ઉપર આવી પડયો જીવનમાં બીજાં દુઃખો કરતાં પતિના વિયોગનું દુઃખ સ્ત્રીઓને અસહનીય હોય છે. પતિ-વિયોગને સમયે તેમનું ચિત્ત અસ્થિર, ચંચળ અને વિહવળ હોય છે. તે બિચારીને પોતાના દેહનું પણ ભાન રહેતું નથી. ત્યાં પછી બાળકોનું ભાન તો રહેજ કયાંથી! છતાં પણ ઉચ્ચ કેળવણી પામેલી, વિદ્વાન માતાઓ પતિ વિયોગના શોકને હૃદયના તળીયામાં દબાવી દઇ પોતાનું એક બીજું કર્તવ્યનું કર્તવ્ય કરવાના કામમાં લાગી જાય છે. જે સ્ત્રી પતિને મેળવી સુખમાં-વિભવમાં-રહી આનંદ માનતી તે પતિ વિયોગ પછી પોતાનાં બાળકોને પણ પ્રભાવશાળી-બળ-બુદ્ધિ અને વિર્યવાન બનાવી જગત્‌માં મહત્વનાં કાર્યો કરાવે છે. અને તે તેમાંજ આનંદ માને છે. વોશિંગ્ટનની માતાએ પણ તેમજ કર્યું હતું. સંકટને સમયે પણ તેણે પોતાના પુત્રને જે રીતે લાલનપાલન કરી ઉછેર્યો હતો, જે રીતે કેળવણી આપી હતી, અને જે સર્વે મહત્વનાં બીજ ત્હેનાં કોમળ મનમાં રોપ્યાં હતાં તેના ફળ વડે-તેજ ગુણવડે અમેરિકાની સ્વતંત્રતાની પ્રતિષ્ઠા કરનાર-અમેરિકાનો ઉધ્ધાર કર્તા મહાત્મા જ્યોર્જ વોશિંગ્ટન, પોતાના ભવિષ્યના જીવનમાં, અતિશય યશ, કીર્તિ અને ખ્યાતિ મેળવવા સમર્થ થયો હતો.

વોશિંગ્ટનના પિતાના વિયોગ સમયે ત્હેનું વય માત્ર બાર વર્ષનું હતું. વોશિંગ્ટન કહેતો હતો કેઃ— "ત્હેના પિતાનો ચ્હેરો ત્હેને હમેશાં યાદ આવે છે. ત્હેને જે પ્રેમ બતાવતા અને લાડ કરતા તે પણ હજુ યાદ આવે છે." પિતાના સંબંધમાં વોશિંગ્ટન વિશેષ કાંઇ કહે તો નહિં પરંતુ પિતાની યશ કીર્તિ, અને સમસ્ત સૌભાગ્ય વાર્તા, તે પોતાની માતાના સ્નેહ ભરેલા યત્ન વડેજ મેળવી શકયો છે તે પણ તે સારી પેઠે જાણતો હતો.

વોશિંગ્ટનની માતા ઘરની રાણી જેવી હતી. ઘરમાનું દરેક કામકાજ તે પાતેજ સંભાળતી. તેનો પિતા ઘરના કામકાજ જાણતો નહિં. ઘરમાંનો દરેક વ્યવહાર નિયમિતપણે ચાલતો. માતાની પાસેથી બાળક જેટલો પ્રેમ અને જેટલી નીતિ-ધર્મ મેળવી શકે તેટલું બધું વોશિંગ્ટન મેળવી શકયો હતો. પરંતુ તે સાથે ધૈર્ય-

સહનશક્તિ પણ તે શિખ્યો હતો. તેની માતા ત્હેને બાળકોને રમવા જેવી કોઇપણ આનંદદાયક રમતે રમવા જતાં રોકતી નહોતી. તેમજ કાંઇ વિકટ કાર્ય પણ કરવા દેતી નહિં. એ પ્રમાણે અમેરિકાનો મહાન્ ભાવિ પુરૂષ, માતા પાસેથી આજ્ઞા પાલન કરવાની શિક્ષા મેળવીને આજ્ઞા આપવાના અધિકારને લાયક થયો હતો. "એક વખત લાયકાત મેળવવી અને પછી તે લાયકાતનો અધિકાર ભોગવવાને ભાગ્યશાળી થવું" એ વાક્ય દરેક દેશની પ્રજાએ ધ્યાનમાં રાખવા જેવું છે. એ પણ વોશિંગટનનું ચરિત્રજ શીખવે છે. વોશિંગટનની માતાએ પૂત્રને યોગ્ય સ્વતંત્રતા આપવા છતાં પણ પૂજ્ય વડિલો અને ગુરૂજનો તરફ પોતાની વર્તણુંક પરતંત્ર જેવી હતી. તેણે પોતાના ગુરૂજનોને હમેશાં નમ્રતા અને પૂજ્યભાવ બતાવ્યો હતો. એટલુંજ નહિં પણ જ્યારે વોશિંગ્ટન એક પ્રખ્યાત મહાન પુરૂષ થયો ત્યારે પણ તેની માતાએ તેના તરફ પૂત્રભક્તિ બતાવી હતી અને પોતાનું કાર્ય ભૂલી નહોતી. એ કાર્ય જાણે એમ કહેતું હતું કે:- હું ત્હારી માતા છું. મ્હેં તને પગે ચાલતાં શીખવ્યું છે. મ્હારા માતૃસ્નેહ વડેજ ત્હારા તરફ અનેક માણસોના પ્રેમનું આકર્ષણ થયું છે મ્હારા કર્તવ્યવડે ત્હારી ઉચ્છૃંખળતાનું દમન થયું છે. હમણાં ત્હને ગમે તેટલી યશ-કીર્તિ મળે તેથી શું થયું ? ઇશ્વર પછી બીજે નંબરે મ્હારા ઉપર ત્હારી શ્રદ્ધાભક્તિ હોવીજ જોઇએ."

મહાત્મા વોશિંગ્ટને પણ પોતાની જીવનની છેલ્લી ઘડી સુધી ઉપલી વાતનું રક્ષણ કર્યું હતું. માતા ઉપર તે અપૂર્વ શ્રદ્ધા–ભક્તિ રાખતો હતો. *

વોશિંગ્ટનના એક બાળ મિત્રે તેના માતાના ઘરનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે કે:-

"હું વોશિંગ્ટનનો સહાધ્યાયી-સાથે ભણનાર-બાલ્યાવસ્થામાં સાથે રમનાર મિત્ર છું. મ્હને વોશિંગ્ટનની માતાનો જેટલો ભય હતો તેટલો ભય મ્હને મ્હારા માતા પિતાનો પણ નહોતો. તેણી ઘણી દયાળુ હતી, તેની અપૂર્વ દયાની વચ્ચે રહેવા છતાં પણ હું તેને જોતાંજ કોણ જાણે કેટલો બધો બ્હીતો હતો. હમણાં તો મ્હારા વાળ ધોળા થઇ ગયા છે. મ્હારે બાલબચ્ચાં થયાં છે. છતાં પણ હમણાં હું જ્યારે તેણીને જોઉં છું ત્યારે મ્હને તેના ઉપર અપૂર્વ–અવર્ણનીય-ભાવ ઉત્પન્ન થાય છે. અમેરિકાના પિતૃસ્થાનીય વોશિંગ્ટનને જોતાંજ જેમ ભયમિશ્ર ભક્તિભાવનો ઉદય થાય છે તેજ પ્રમાણે ત્હેની ગૃહલક્ષ્મી માતાને જોતાં તેવાજ ભાવો ઉદય થાય છે."

આવા પ્રકારની ઉચ્ચ ભાવો પોષનારી પુજ્ય પવિત્ર માતાના આધિનમાં રહેવાથી વોશિંગ્ટનના મનનું બંધારણ બંધાયું હતું, અને તે માતાનાજ પ્રતાપે વોશિંગ્ટન ખંતી, મેહેનતુ, કાર્ય ઉપર શ્રધ્ધાવાન અને ઉત્સાહ સાથે જય મેળવનાર પુરૂષ થયો હતો.

જે સમયે, વોશિંગ્ટન અમેરીકાના સૈન્યમાં મુખ્ય સેનાપતિ થયો તે વખતે લશ્કરમાં પ્રવેશ કરતાં પહેલાંજ પોતાની માતાને વિપદ્ આપદમાંથી વેગળી અને આત્મીય સ્વજનોની પાસે રાખવા માટે એક ગામડામાં મોકલી દીધી. તેની માતા ઉથલપાથલ વખતે પોતાનું જીવન ન્હાના ગામડામાં વ્યતીત કરવા લાગી.

---

*આજે તો ઘણા માણસો કંઇક નોકરી કે અધિકાર મળતાં માતાને તુચ્છ, અજ્ઞાન, સમજી ઘરનો બધો અધિકાર પોતાની પત્નિનેજ સોંપી બેસે છે ! આજે મને ભરૂચના એક વકીલસાહેબની કથા યાદ આવે છે ! એક વખત તેઓ સાહેબની પેટીમાંથી તેમની માતાએ એક રૂપિયો ઘર ખર્ચ માટે લીધો હતો. વકીલ સાહેબને ખબર પડતાં માતાને ધમકાવવા લાગ્યા કે, ત્હને ખબર છે કે મારી પરવાનગી સીવાય પેટીમાંથી રૂપિયો લેવો એ ઇન્ડીયન પીનલકોડમાં ચોરીનો ગુન્હો ગણાય છે.

વકીલસાહેબની માતાએ ઘણા દુઃખ સહન કરીને ભાઇને વકીલ બનાવ્યા હતા. ડોસી હોંશીયાર હતી. જાજરમાન હતી. તેણે ઉતર દીધો કે. જા, જા, મૂરખા, ચોરીના ગુન્હાવાળા ! મેં કેટલાં દુઃખ સહન કર્યાં છે તેની ખબર છે ! પેટ પાટા બાંધીને ત્હને ભણાવ્યો તેનું આ ફળ કે ? આ સાંભળી વકીલ સાહેબ ચુપ થઇ ગયા !

સીપાહીઓ કોઇ વખતે જયના સમાચાર લાવે છે, કોઇ વખતે પરાજયના સમાચાર લાવે છે, તેની માતા આવા સમાચાર સાંભળવા છતાં પણ માત્ર એક ઈશ્વર ઉપર દૃઢ શ્રધ્ધા રાખતી અને જય પરાજયના સમાચારથી અવિચલ રહીને અન્ય વીર માતાઓને પોતાનું ઉદાહરણ દેખાડી શાંત કરતી.

એક વખત એક યુધ્ધમાં જય મળવથી વોશિંગ્ટનના મિત્રોએ તેની માતાને તે હર્ષના સમાચાર કહ્યા, અને વોશિંગ્ટન સબંધી જે પ્રશંસા છપાઇ હતી તે તેઓએ લડાઇનાં વર્તમાન પત્રમાંથી વાંચી સંભળાવી. એ શુભ સમાચાર સાંભળીને માતા ખુશી તો થઇ પરંતુ ઘણી પ્રશંસા સાંભળીને તે બોલી ઉઠી કે: પણ ભાઇ, આ બધી અતિશયોક્તિ ભરેલી પ્રસંસા છે. તો પણ મ્હેં જયોર્જ (વોશિંગ્ટન)ને બાલ્યાવસ્થામાં જે શિખામણ આપી છે તે કદી પણ ભુલશે નહિં. આટલી બધી પ્રશંસા સાંભળીને પણ તે ફૂલાઇ જશે નહિં!"

વોશિંગ્ટનની માતા પહેલાંથી જ યુધ્ધના પરિણામ માટે શંકા રાખતી હતી પરંતુ જ્યારે તેણીએ સાંભળ્યું કે: અંગ્રેજ સેનાપતિ કોર્નવોલિ હાર્યો છે, અમેરિકનોનો જય થયો છે ત્યારે તેણીએ હાથ જોડી બોલી ઉઠી કે, હે પરમાત્મા! ત્હમને પ્રણામ કરૂં છું. આટલા દિવસ પછી યુધ્ધનો અંત આવ્યો. હવે અમારો દેશ સુખશાંત અને સ્વતંત્રતાનો પ્રાસાદ મેળવી શકશે."

જ્યારે વૉશિંગ્ટનનું નામ જગદ્વિખ્યાત થયું ત્યારે તેના ઘરમાં સૌભાગ્ય રવિનો ઉદય થયો. ત્યાં સુધી પણ ત્હેની માતાનો સાદો અને સરલ સ્વભાવ અને તેણીનાં સરલ ગાંભીર્યમાં કાંઇપણ ફેરફાર થયો નહિં. તેણીનું રહેવાનું, ફરવાનું વિગેરે બધુંજ કામ સાદી રીતે ચાલતું. પહેલાંનીજ પેઠે તેણી ઘરનાં કામકાજમાં રોકાઇ રહેતી. ઘોડા ઉપર બેસીને પોતાનાં ખેતરોની તપાસ કરવા જતી. આડોશીપાડોશી અને સગાંવહાલાંઓ સાથે તદન નિરાભિમાનપણે, સાધારણ મનુષ્યની પેઠેજ મળતી, બોલતી અને આવતી જતી એટલુંજ નહિં પણ તેમનાં ઘરમાં પણ કામકાજ કરવા લાગતી! જો કે તેણીની પાસે કાંઇ પુષ્કળ પૈસા ટકા નહોતા તોપણ તે વ્યાજબી ખરચ કરતી અને (મેહેનત કરીને) સંસારિક કામકાજ, એવી રીતે ગુંથાયલી રહીને કરતી કે જેથી તેણીને પૈસાની વિશેષ તંગી પડતી નહિં એટલુંજ નહિં પણ પોતાના પૈસામાંથી ગરિબ કંગાલોને શોધી કહાડીને પણ દાન પુણ્ય કરતી. ૮૨ વર્ષની ઉમ્મર સુધી તેણીએ એ પ્રમાણે ઘરનું કામકાજ કર્યું અને એક સાધારણ ઘરમાં રહીને પોતાનું સ્વતંત્ર જીવન વ્યતીત કરીને અને ગૌરવરક્ષા કરીને બરાબર સમાનભાવે વર્તતી હતી.

" ત્હેના પુત્ર પુત્રી અને સગાં વહાલાં આવીને ત્હેને વૃદ્ધવયે બીજા કોઇ સારા મકાનમાં રહેવાને કહેતાં તેને પોતે એટલોજ ઉત્તર આપતી કે ત્હમારો સ્નેહ અને ત્હમારી ભક્તિ જોઇ હું ઘણી પ્રસન્ન થાઉં છું. આ પૃથ્વીમાં મ્હારી જરૂર હવે થોડા સમયને માટે છે, મ્હારૂં ગુજરાન હું મારી મેળે ચલાવી શકીશ." તેના જમાઇએ એક વખત કહ્યું કે સંસારીક કામોનો ભાર તેના (જમાઇ) ઉપર રાખી હવે તેણીએ નિવૃત્ત થવું." એ સાંભળી વૉશિંગ્ટનની માતાએ ઉતર દીધું કે મ્હારી આંખો જવા બેઠી છે, મ્હારા ચોપડા વીગેરે તમારી પાસે રાખો પણ ઘરનું કામકાજ કરવાની તો હજુ મ્હારામાં શક્તિ છે અને તે હુંજ કરીશ." ધન્ય છે ગૃહલક્ષ્મી દેવી! ધન્ય છે માતા!

વૉશિંગ્ટનની માતા સત્યનીષ્ઠ-ધર્મનિષ્ઠ હતી. જીવનની છેલ્લી દશામાં તેણી દેવળોમાં ઉપાસના કરવા જઇ શક્તી નહોતી પરંતુ દરરોજ પોતાના ઘરથી થોડેક વેગળે કોઇ એક પર્વત અથવા નિર્જન ઝાડની ઘટામાં જઇ સંસારમાં અને સંસારિક વિષયોમાંથી મનને વેગળું શાંત કરી તેણી ભગવાનની પુજા, અર્ચના, ધ્યાન, ધારણા કરવામાં ગુંથાતી.

સાત વર્ષના વિયોગ પછી માતા અને પુત્રનો ફરી સંયોગ થયો. લડાઇ બંધ થયા પછી વોશિંગ્ટન સૈન્ય સામન્ત લઇને યોર્ક ટાઉન (Yourk Town) થી પાછો આવ્યો ઘોડા ઉપરથી ઉતરીને તેણે પોતાની માતાને સમાચાર કહાવ્યા. પોતાના લશ્કરને અને સામન્તોને તથા ઠઠમાઠ પાછળ રહેવા દઇ પોતે એકલો પગે ચાલતો માતાના ઘર આગળ આવ્યો. તે જાણતો હતો કે ઠાઠમાઠના આડંબરથી પોતાની માતા પ્રસન્ન થશે નહિ.

વોશિંગ્ટનની માતા એકલીજ ઘરમાં કામકાજ કરતી હતી. તે વખતે તેણીએ સાંભળ્યું કેઃ તેનો પૂત્ર બારણે આવી ઉભો છે. તેણી ધીમે પગલે બારણા આગળ જઇ વોશિંગ્ટનનું ન્હાનપણનું નામ દઇને બોલાવા લાગી, તેને છાતી સાથે દબાવ્યો. તેના શરીરના સુખદ સમાચાર પુછયા. તેણીએ કહ્યું, યુદ્ધના વિચારોમાં ત્હારા મુખ ઉપર કંઇક દુઃખની નિશાની જણાય છે," જુના વખતની વાતો કહી, જુના મિત્રો અને આપ્ત જનો સંબંધી વાત ચિત કરી પણ પુત્રે યુદ્દમાં જય મેળવ્યો તે સંબંધી એક પણ વાત કહાડી નહિં!

આ સમયે ગામમાં મ્હોટી ધામધૂમ થઇ રહી. ફ્રેન્ચ અને અમેરિકન લશ્કરીઓ, સેનાનાયકો અને આજુબાજુમાં રહેતા શ્રીમંત ગ્રહસ્થ લોકો, વિજય મેળવનાર વોશિંગ્ટનનું સન્માન કરવા માટે આવી ઉભા રહ્યા. ગામના લોકો નાચ રંગ અને મોજ મઝા ઉડાવવાની તૈયારી કરવા લાગ્યા, અને તેમાં ખાસ વોશિંગ્ટનની માતાને નિમંત્રણ કર્યું, બધાએ ધાર્યું હતું, કે વોશિંગ્ટનની માતા, યુરોપના રિવાજ પ્રમાણે ઉંચા પ્રકારનાં વસ્ત્રાદિ ધારણ કરીને-ઠાઠમાઠ કરીને-આવશે. પરંતુ જ્યારે તેમણે જોયું કે પોતાના પુત્રનો હાથ ઝાલીને, તદ્દન સાધારણ લુગડાં પહેરીને તેની માતા સભા મંડપમાં આવે છે ત્યારે સઘળા વિસ્મય પામ્યા! તેના આવ્યા પછી હાજર રહેલા ગ્રહસ્થોએ અતિશય ઉંચા શબ્દોમાં તેણીની પ્રસંસા કરી અને વોશિંગ્ટનના યશોગાન ગાયાં પરંતુ તેની માતા ગંભીર ભાવે બેશી રહી. થોડીવાર પછી તેણીએ કહ્યું કે, તમે બધા સુખપુર્વક આનંદ ઉત્સવ કરો એજ મારો આશિર્વાદ છે. તમે આનંદ કરો. મ્હારા જેવાં ઘરડાં માણસોએ તો હવે ઘેરજ જવું જોઇએ." એટલું કહીને તે વેળાસર ઘેર ચાલી ગઇ.

ફ્રેંચ સેનાપતિ લાફાઇએટ્ યુરોપની મુસાફરીએ જતાં પહેલાં વોશિંગ્ટનની માતા પાસે આશિર્વાદ લેવા આવ્યો. તેણીએ તેને આશિર્વાદ દીધો અને તેને મ્હોડેથી પોતાના પુત્ર જ્યોર્જ વોશિંગ્ટનની પ્રસંસા સાંભળીને કહ્યુંઃ જ્યોર્જે જે કાંઇ કર્યું છે તેથી હું આશ્ચર્ય પામતી નથી. કારણ કે તે ખરેખર સારો છોકરોજ હતો,"

જ્યોર્જ વોશિંગ્ટન જ્યારે ચિફ્ મેજીસ્ટ્રેટની પદવી મેળવી ન્યુયોર્ક નગર જવાનો હતો ત્યારે તે પોતાની માતાને મળવા ગયો. તેણે કહ્યુંઃ માતા; મ્હને સઘળાએ યુનાઇટેડ સ્ટેટ્સ સામ્રાજ્યના મુખ્ય પ્રેસિડેન્ટના અધિકાર ઉપર નામ્યો છે, તે કાર્યનો ભાર લેતાં પહેલાં હું તમારાં દર્શન માટે આવ્યો છું. નવીન રાજ્ય પધ્ધતિનો બંદોબસ્ત પૂર્ણ થશેકે તરતજ હું વર્જિનિયા આવીશ અને—" એજ વખતે તેની માતાએ તેની વાત પૂરી નહિં થવા દેતાં કહ્યું. હવે તું મ્હને જોઇ શકશે નહિં. મ્હને જેટલાં વરસ થયાં છે અને જે રોગે મ્હને પકડી છે તે જોતાં હું ઘણા દિવસ આ લોકમાં રહીશ નહિં. ઇશ્વરના આશિર્વાદથી હું ઉન્નતિ પામેલા લોકોને માટેજ કંઇક જીવુંછું. પરંતુ બેટા જ્યોર્જ, તું જા, ઇશ્વરે ત્હને જે મહાન કાર્ય સોંપ્યું છે તે પરિપૂર્ણ કર. જાઓ, ઇશ્વરનો અને તારી માતાનો આશિર્વાદ હમેશાં તમારી રક્ષા કરશે."

આ શબ્દો સાંભળી વોશિંગ્ટનનું હ્રદય પીગળી ગયું. માતાના ખભા ઉપર પોતાનું માથું નાંખ્યું હતું. માતાએ પોતાના દુર્બળ હાથ પૂત્રના ગળામાં સ્નેહભાવે ભેરવ્યા હતા. જેની વિકાળ દ્રષ્ટિ વડે બળવાન

ીર યોધ્ધાઓ પણ ભય ચકિત તથા સ્તબ્ધ થઇ ાતા તેજ નેત્ર આજે સ્નિગ્ધ ભક્તિરસથી છલકાઇ ાઈ, વૃદ્ધ માતાના મુખનું પાન કરતાં નીચી દ્રષ્ટી ારી રહ્યાં હતાં. વીર પુરૂષ બાળકની પેઠે રડવા લાગ્યો. બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત માતાએ જે પ્રેમભાવ બતાવેલો, જે જે શિખામણો આપેલી તે સઘળું એક પછી એક યાદ આવ્યું. જે માતાના પ્રેમ, વિદ્યા અને લાલનપાલન વડે તેઓને ઉચ્ચ અધિકાર, ગૌરવ અને યશ મેળવવા પામ્યો હતો તેજ પવિત્ર માતા આજે જન્મ પર્યંતને માટે વિદાય થશે, હવે ફરીથી તેનાં દર્શન થશે નહિં, તેની શીખામણ મળશે નહિ એ બાબતો સંભારી સંભારીને ખૂબ રડયો તેની માતાએ ઘણું ધૈર્ય અને આશ્વાસન આપ્યું પરંતુ તેનું હૃદય કમ્પાયમાન થઇ ઉઠયું. તેની ઈચ્છા તો ઘણી હતી કે માતા હજુ લાંબુ આયુષ્ય ભોગવે પરંતુ વિધાતાએ જાણ્યું હતું કે એક માતાએ પુત્રને જેટલું આપવું જોઇએ તેટલું તેની માતાએ તેને આપ્યું હતું, તેણે પોતાનું કાર્ય બજાવી લીધું હતું. માતાએ પણ પોતાનું કર્તવ્ય કર્મ પુરૂં થયલું જાણીનેજ છેલ્લા શબ્દો કહ્યા હતા. તે શબ્દો અંતે ખરા પડયા. જૂનો રોગ વધી ગયો, ૮૫ વરસની વયે આ જગતને અને જગતની મિથ્યા માયાને ત્યાગ કરી ભગવાન ઇસુના શરણમાં ચાલી ગઇ. તેણી પોતાની પાછળ માત્ર પોતાની સત્ શિક્ષાના દ્રષ્ટાંત સ્વરૂપ મહા પુરૂષ વોશિંગ્ટનને મુકી ગઇ. વોશિંગ્ટનને પોતાની ચીર કીર્તિ અમેરિકાની પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં મુકી. અને તે બંન્ને માતા પૂત્રની કીર્તિ અનંત કાળપંયંત જગત્‌ના ઈતિહાસમાં સોનેરી અક્ષરે લખાઇ રહી છે. તે શિખામણ આપે છે કે; પ્રત્યેક માતાએ પોતાનાં બાળકોને વીર પૂરૂષો બનાવવા, મહાન પુરૂષો બનાવવા અને અનેક મનુષ્યોનાં કલ્યાણ કરવાં."

મકરંદ.



એક ખરી બનેલી વાર્તા.

# प्रेम योगी.



૧

પંજાબમાં સાધુ સન્યાસીઓની સંખ્યા કંઇ એકદમ ઓછી નથી. એ દેશમાં પ્રાચીન યુગના સુપ્રસિધ્ધ યોગી. ગોરખનાથના અનેક ભક્તો રહે છે. "યોગી ટિલા" નામના પહાડ ઉપર ગોરખનાથ દેવનો એક મઠ છે. એ મઠમાં એક મહંત (મોહાન્ત*) અને બીજા અનેક સાધુ-સન્યાસીઓ રહે છે. પંજાબના વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે આ યોગી ટિલાના મહંતના અનેક શિષ્યો અફઘાનિસ્તાનમાં રહે છે. તે બધા હિંદુઓજ છે. યોગી ટિલાના યોગીઓને, મુસલમાનો સુદ્ધાં શ્રદ્ધા રાખી માન આપે છે.

યોગીટિલાના પહાડ ઉપર જે મુસાફરો ફરવા જાય છે તેઓ ત્યાં આગળ પડેલા એક મ્હોટા કાળા પત્થર ઉપર કોડી અને ગોળ વિગેરે વસ્તુઓની ભેટ મુકી જાય છે. ત્યાંના રહેનાર ભક્ત લોકો રંજા નામના, મરણ પામેલા, સાધુના આત્માને માટે વખતે વખતે એ સ્થાને ઉપર પ્રમાણેની વસ્તુઓ મૂકી જાય છે, પ્રેમભક્ત-પ્રેમયોગી-સાધુ રંજાની કહાણી અતિ હૃદયભેદક અને કરૂણાજનક છે, આ કહાણી હજુ સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થઇ નથી, આજે તે પ્રગટ થાય છે.

૨

પ્રેમી સાધુ રંજાએ, જુવાની વખતે એક દિવસ સાંભળ્યું કે; હીરા નામની એક ગામડાની રહેનાર

* આપણા દેશમાં સાધુઓના ઉપરીને "મહંત" કહે છે. આ નામ "મોહાન્ત"નું અપભ્રંશ જણાય છે. સંસારના મોહમાં જેને અંત જણાયો છે એવા પુરૂષોને મોહાન્ત કહે છે, લેખક.

સાત વર્ષના વિયોગ પછી માતા અને પુત્રને ફરી સંચોગ થયો. લડાઇ બંધ થયા પછી વોશિંગ્ટન સૈન્ય સામન્ત લઇને યોર્ક ટાઉન (Yourk Town) થી પાછો આવ્યો ઘોડા ઉપરથી ઉતરીને તેણે પોતાની માતાને સમાચાર કહાવ્યા. પોતાના લશ્કરને અને સામન્તોને તથા ઠઠમાંડ પાછળ રહેવા દઇ પોતે એકલો પગે ચાલતો માતાના ઘર આગળ આવ્યો. તે જાણતો હતો કે ઠાઠમાઠના આડંબરથી પોતાની માતા પ્રસન્ન થશે નહિ.

વોશિંગ્ટનની માતા એકલીજ ઘરમાં કામકાજ કરતી હતી. તે વખતે તેણીએ સાંભળ્યું કેઃ તેનો પૂત્ર બારણે આવી ઉભો છે. તેણી ધીમે પગલે બારણા આગળ જઇ વોશિંગ્ટનનું ન્હાનપણનું નામ દઇને બોલાવા લાગી, તેને છાતી સાથે દબાવ્યો. તેના શરીરના સુખદ સમાચાર પુછ્યા. તેણીએ કહ્યું, યુદ્ધના વિચારોમાં ‘હારા મુખ ઉપર કંઇક દુઃખની નિશાની જણાય છે,” જુના વખતની વાતો કહી, જુના મિત્રો અને આપ્ત જનો સંબંધી વાત ચિત કરી પણ પુત્રે યુદ્ધમાં જય મેળવ્યો તે સંબંધી એક પણ વાત કહાડી નહિં!

આ સમયે ગામમાં મ્હોટી ધામધૂમ થઇ રહી. ફ્રેન્ચ અને અમેરિકન લશ્કરીઓ, સેનાનાયકો અને આજુબાજુમાં રહેતા શ્રીમંત ગ્રહસ્થ લોકો, વિજય મેળવનાર વોશિંગ્ટનનું સન્માન કરવા માટે આવી ઉભા રહ્યા. ગામના લોકો નાચ રંગ અને મોજ મઝા ઉડાવવાની તૈયારી કરવા લાગ્યા, અને તેમાં ખાસ વોશિંગ્ટનની માતાને નિમંત્રણ કર્યું, બધાએ ધાર્યું હતું, કે વોશિંગ્ટનની માતા, યુરોપના રિવાજ પ્રમાણે ઉંચા પ્રકારનાં વસ્ત્રાદિ ધારણ કરીને–ઠાઠમાઠ કરીને–આવશે. પરંતુ જ્યારે તેમણે જોયું કે પોતાના પુત્રનો હાથ ઝાલીને, તદ્દન સાધારણ લુગડાં પહેરીને તેની માતા સભા મંડપમાં આવે છે ત્યારે સઘળા વિસ્મય પામ્યા! તેના આવ્યા પછી હાજર રહેલા ગ્રહસ્થોએ અતિશય ઉંચા શબ્દોમાં તેણીની પ્રસંસા કરી અને વોશિંગ્ટનના યશોગાન ગાયાં પરંતુ તેની માતા ગંભીર ભાવે બેશી રહી. થોડીવાર પછી તેણીએ કહ્યું કે, તમે બધા સુખપુર્વક આનંદ ઉત્સવ કરો એજ મારો આશિર્વાદ છે. તમે આનંદ કરો. મ્હારા જેવાં ઘરડાં માણસોએ તો હવે ઘેરજ જવું જોઇએ.” એટલું કહીને તે વેળાસર ઘેર ચાલી ગઇ.

ફ્રેંચ સેનાપતિ લાફાઇએટ યુરોપની મુસાફરીએ જતાં પહેલાં વોશિંગ્ટનની માતા પાસે આશિર્વાદ લેવા આવ્યો. તેણીએ તેને આશિર્વાદ દીધો અને તેને મ્હોડેથી પોતાના પુત્ર જ્યોર્જ વોશિંગ્ટનની પ્રસંસા સાંભળીને કહ્યુંઃ જ્યોર્જે જે કાંઇ કર્યું છે તેથી હું આશ્ચર્ય પામતી નથી. કારણ કે તે ખરેખર સારો છોકરોજ હતો,”

જ્યોર્જ વોશિંગ્ટન જ્યારે ચિફ મેજીસ્ટ્રેટની પદવી મેળવી ન્યુયોર્ક નગર જવાનો હતો ત્યારે તે પોતાની માતાને મળવા ગયો. તેણે કહ્યુંઃ માતા; મ્હને સઘળાએ યુનાઇટેડ સ્ટેટ્સ સામ્રાજ્યના મુખ્ય પ્રેસિડેન્ટના અધિકાર ઉપર નાખ્યો છે, તે કાર્યનો ભાર લેતાં પહેલાં હું તમારાં દર્શન માટે આવ્યો છું. નવીન રાજ્ય પધ્ધતિનો બંદોબસ્ત પૂર્ણ થશેકે તરતજ હું વર્જિનિયા આવીશ અને—” એજ વખતે તેની માતાએ તેની વાત પૂરી નહિં થવા દેતાં કહ્યું. હવે તું મ્હને જોઇ શકશે નહિં. મ્હને જેટલાં વરસ થયાં છે અને જે રોગે મ્હને પકડી છે તે જોતાં હું ઘણા દિવસ આ લોકમાં રહીશ નહિં. ઈશ્વરના આશિર્વાદથી હું ઉન્નતિ પામેલા લોકોને માટેજ કંઇક જીવુંછું. પરંતુ બેટા જ્યોર્જ, તું જા, ઇશ્વરે ત્હને જે મહાન કાર્ય સોંપ્યું છે તે પરિપૂર્ણ કર. જાઓ, ઈશ્વરનો અને તારી માતાનો આશિર્વાદ હમેશાં તમારી રક્ષા કરશે.”

આ શબ્દો સાંભળી વોશિંગ્ટનનું હૃદય પીગળી ગયું. માતાના ખભા ઉપર પોતાનુ માથું નાંખ્યુ હતું. માતાએ પોતાના દુર્બળ હાથ પૂત્રના ગળામાં સ્નેહભાવે ભેરવ્યા હતા. જેની વિકાળ દ્રષ્ટિ વડે બળવાન

વીર યોધ્ધાઓ પણ ભય ચકિત તથા સ્તબ્ધ થઇ જતા તેજ નેત્ર આજે સ્નિગ્ધ ભક્તિરસથી છલકાઇ જઈ, વૃદ્ધ માતાના મુખનું પાન કરતાં નીચી દ્રષ્ટી કરી રહ્યાં હતાં. વીર પુરૂષ બાળકની પેઠે રડવા લાગ્યો. બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત માતાએ જે પ્રેમભાવ બતાવેલો, જે જે શિખામણો આપેલી તે સઘળું એક પછી એક યાદ આવ્યું. જે માતાના પ્રેમ, વિદ્યા અને લાલનપાલન વડે તેઓને ઉચ્ચ અધિકાર, ગૌરવ અને યશ મેળવવા પામ્યો હતો તેજ પવિત્ર માતા આજે જન્મ પર્યંતને માટે વિદાય થશે, હવે ફરીથી તેનાં દર્શન થશે નહિં, તેની શીખામણ મળશે નહિ એ બાબતો સંભારી સંભારીને ખૂબ રડયો તેની માતાએ ઘણું ધૈર્ય અને આશ્વાસન આપ્યું પરંતુ તેનું હૃદય કમ્પાયમાન થઇ ઉઠયું. તેની ઇચ્છા તો ઘણી હતી કે માતા હજુ લાંબુ આયુષ્ય ભોગવે પરંતુ વિધાતાએ જાણ્યું હતું કે એક માતાએ પુત્રને જેટલું આપવું જોઇએ તેટલું તેની માતાએ તેને આપ્યું હતું. તેણે પોતાનું કાર્ય બજાવી લીધું હતું. માતાએ પણ પોતાનું કર્તવ્ય કર્મ પુરૂં થયલું જાણીનેજ છેલ્લા શબ્દો કહ્યા હતા. તે શબ્દો અંતે ખરા પડયા. જૂનો રોગ વધી ગયો. ૮૫ વરસની વયે આ જગતને અને જગતની મિથ્યા માયાને ત્યાગ કરી ભગવાન ઇસુનાં શરણમાં ચાલી ગઇ. તેણી પોતાની પાછળ માત્ર પોતાની સત્ શિક્ષાના દ્રષ્ટાંત સ્વરૂપ મહા પુરૂષ વોશિંગ્ટનને મુકી ગઇ. વોશિંગ્ટનને પોતાની ચીર કીર્તિ અમેરિકાની પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં મુકી. અને તે બન્ને માતા પૂત્રની કીર્તિ અનંત કાળપર્યંત જગતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાઇ રહી છે. તે શિખામણ આપે છે કે; પ્રત્યેક માતાએ પોતાનાં બાળકોને વીર પૂરૂષો બનાવવા, મહાન પુરૂષો બનાવવા અને અનેક મનુષ્યોનાં કલ્યાણ કરવાં."

મકરંદ.



એક ખરી બનેલી વાર્તા

# પ્રેમ યોગી.



૧

પંજાબમાં સાધુ સન્યાસીઓની સંખ્યા કંઇ એકદમ ઓછી નથી. એ દેશમાં પ્રાચીન યુગના સુપ્રસિધ્ધ યોગી ગોરખનાથના અનેક ભક્તો રહે છે. "યોગી ટિલા" નામના પહાડ ઉપર ગોરખનાથ દેવનો એક મઠ છે. એ મઠમાં એક મહંત (મોહાન્ત*) અને બીજા અનેક સાધુ-સન્યાસીઓ રહે છે. પંજાબના વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે આ યોગી ટિલાના મહંતના અનેક શિષ્યો અફઘાનિસ્તાનમાં રહે છે. તે બધા હિંદુઓજ છે. યોગી ટિલાના યોગીઓને, મુસલમાનો સુદ્ધાં શ્રદ્ધા રાખી માન આપે છે.

યોગીટિલાના પહાડ ઉપર જે મુસાફરો ફરવા જાય છે તેઓ ત્યાં આગળ પડેલા એક મ્હોટા કાળા પત્થર ઉપર કોડી અને ગોળ વિગેરે વસ્તુઓની ભેટ મુકી જાય છે. ત્યાંના રહેનાર ભકત લોકો રંજા નામના, મરણ પામેલા, સાધુના આત્માને માટે વખતે વખતે એ સ્થાને ઉપર પ્રમાણેની વસ્તુઓ મૂકી જાય છે, પ્રેમભકત-પ્રેમયોગી-સાધુ રંજાની કહાણી અતિ હૃદયભેદક અને કરૂણાજનક છે, આ કહાણી હજુ સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થઇ નથી, આજે તે પ્રગટ થાય છે.

૨

પ્રેમી સાધુ રંજાએ, જુવાની વખતે એક દિવસ સાંભળ્યું કે; હીરા નામની એક ગામડાની રહેનાર

---

* આપણા દેશમાં સાધુઓના ઉપરીને "મહંત" કહે છે. આ નામ "મોહાન્ત" નું અપભ્રંશ જણાય છે. સંસારના મોહમાં જેને અંત જણાયો છે એવા પુરૂષોને મોહાન્ત કહે છે, લેખક.

સ્રી, ઘણી ખુબસુરત અને અતિ ગુણવાન છે. ગામડાની આસપાસ રહેનાર કવીઓ અને ગવૈયાઓ પણ હીરાની પ્રસંશા કરવા લાગ્યા. રંજાએ તપાસ કરવા માંડી. તે જ્યાં જતો ત્યાં હીરાની પ્રશંસા સાંભળવા લાગ્યો. તેના ગુણનાં ગાયનો અને કવિતાઓ સાંભળી તે હીરાના પ્રેમમાં મુગ્ધ થયો. અને હીરાના પિતાને ઘેર ઢોર ચારવાની નોકરી કરવા લાગ્યો. રંજા તે વખતે જુવાનીની પુર બહારમાં હતો. તેનું તેજસ્વી મોઢું, ભરાવદાર શરીર અને બુધ્ધિ-ચંચળતા-જોઇ હીરાનું મન આકર્ષાયું. થોડા દિવસમાં બન્ને જુવાન પ્રેમીઓ એક બીજાના પ્રેમમાં પડ્યાં.

આ બન્નેના છુપા પ્રેમની વાત કેટલાક દિવસ સુધી તો કોઇ જાણી શક્યું નહિ પરંતુ છેવટે હીરાના ભાઇની વહુ છુપી રીતે કંઇક જાણવા પામી. તેને અફસોસ થયો કે. ઘરના એક હલકા ચાકર સાથે પોતાની નણંદનો હદ ઉપરાંત પ્યાર થાય એ સારૂ નહિં. ગમે તેવો પ્રેમ હોય તોપણ તે બહુ દિવસ છુપો રહેતો નથી. પ્રેમમાં અંધ બનેલાં-જુવાનીના મદમાં મસ્ત બનેલાં-સ્રી પુરૂષો તો એમજ જાણે છે કે તેમની એ વાત છુપી રહી છે પણ તેમની આંખોના ઇસારા, તેમના બોલવાની ચતુરાઇ, પ્રેમીને મળવાનિ વખતે બીજાઓને છેતરી નાસી જવું, રાત દિવસ ફીકર ચિંતામાં, વારંવાર પ્રેમીની યાદમાં વિચાર કરવા મંડી જવું, ભુખ, તરસ, ઉંઘ, ઇજ્જત, માન, અપમાન, વિગેરેનો ત્યાગ, આ બધાં લક્ષણોજ કહી આપે છે કે, એ માણસને કોઇના પ્રેમનું ભૂત ભરાયું છે?

૩

રંજા અને હીરાનાં કેટલાંક લક્ષણોથી હીરાની ભાભીનો વહેમ વધતો ગયો. બન્નેજણ લાગ મળતાંજ છુપી રીતે વાતો કરતાં, એક બીજાની આંખો ભેગી થતાં તે આંખોમાં મીઠું હસવું આવતું, ગમે તેટલાં કામ છતાં રંજો હીરા બેઠેલી હોય ત્યાં કામને બહાને જતો. હીરાની ભાભીથી આ બધું દેખી ખમાયું નહિં. હિંદુસ્થાનમાં નણંદ એ ભાભીની પાછળ છુપી પોલિસ જેવી થઇ પડેલી હોય છે! ભાભીનાં છાનાં છિદ્રો પણ પોતાની મા કે ભાઇને જાહેર કરી દે છે. ભાભી પણ તેને "ચાડીયેલ" નો ઇલકાબ આપે છે અને લાગ આવે ત્યારે તે પણ તેનાં છિદ્રો શોધે છે. આજે હીરાની ભાભી હીરાની પાછળ છુપી પોલિસ-ડિટેક્ટીવ જેવી થઇ પડી. તેણે પોતાની ખાત્રી કરી લીધી વાત સત્ય જણાતાં તેણે પોતાના પતિને અને સસરાને કહી. તેમણે વધારે ચોળાચોળ નહિં કરતાં રંજાને રજા આપી કાઢી મૂક્યો. હજુ હીરા પરણેલી નહોતી. તેથી જો વાત બહાર પડે તો કોઇ પરણે નહિં. એ બીકથી વાત ઢાંકી દીધી. અને તરતજ એક બીજા જુવાનને શોધી કહાડી હીરાના લગ્ન કરી દીધાં.

અપમાન પામેલા અને નિરાશ થયલા પ્રેમી રંજાને જે દુઃખ થયું તે તેનું મનજ જાણતું કે પ્રેમમાં નિરાશ થયલા તેના જેવા બીજા પ્રેમમાં આંધળા-દિવાના બનેલા જુવાનોજ જાણી શકતા! રંજાએ સંસાર ત્યાગ કર્યો. યોગી થઇ ગયો. છતાં પણ તેના હૃદયમાંથી હીરાની મધુરી મૂર્તિ વેગળી થઇ નહિં. તેના શરીરની નસેનસમાં હીરાના નામનુંજ લોહી વહેતું હતું. હીરાના ઘરમાંથી વિદાય થતી વખતે તેણે કહ્યું હતું: કે ત્હારા વિયોગને લીધે હું જીવીશ નહિં. છતાં પણ આપણે જરૂર મળીશું."

૪

યોગીનો વેશ પહેરી રંજાએ ઘણા દેશોમાં મુસાફરી કરી. ઘણે ઠેકાણે ફર્યો. છેવટે "યોગીટિલા" સ્થાને આવી ચડ્યો. ત્યાં એક મ્હોટો કાળોપ થ્થર હતો તે ઉપર બેઠો. તેના હાથમાંની એક સુંદર વાંસળી (બંસુરી)માં પોતાની પ્રીયાના વિરહની પ્રણય ગાથા ગાવા લાગ્યો. તેના વિરહના કરૂણરસથી ભરેલાં ગાયનો ગાઇ આંખમાંથી આંસુ વરસાવવા લાગ્યો. તે વાંસળી વાંસનો કટકો હતી પરંતુ આ વખતે જાણે તે મહુવ પંખી હોય અને તેના મુખે હીરાની પાસે જઇ હૃદયનું દુઃખ કહેવા જતા હોય તેમ એક મિત્ર જેવી થઇ પડી! તેના વિરહની વેદનાનો ભાર, તેના

હૃદયમાંથી બહાર કાઢી ઓછો કરતી હતી. કેટલું દુઃખ, કેટલો કલેશ, કેટલી વ્યાકુળતા, કેટલા ઉંડા નિશ્વાસ બહાર નિકળતા તે તો વાંસળીનો અવાજ સાંભળનારજ જાણી શકતા! વિરહની વેદના અનુભવી શિવાય બીજા કોણ જાણી શકે? વાંસળીને જ બિચારીને આ વખતે વિરહનો અનુભવજ થતો હતો.

આ વાંસળીના કરૂણાજનક ધ્વનિએ, યોગીટિલાના મહંત, સુવિખ્યાત ગોરક્ષનાથ દેવના કાનમાં પ્રવેશ કર્યો. તેઓ મઠની બહાર આવ્યા અને ગંભીર સ્વરે કહ્યું: આ સ્થળે બેસીને બંસી બજાવનાર કોણ છે રે! ત્હારી બાંસુરીનો અવાજ સાંભળતાં અનુમાન થાય છે કે તું કોઇ સંસાર-વિરાગી યોગી છે. જો તું સાચો યોગીજ હોય તો તું અનાયાસે મારા મઠમાં દાખલ થઇ શકશે. અને જો તું યોગી નથી તો તું શા માટે મારા મઠની પાસે આવીને વાંસળી વગાડે છે?"

રંજાએ ગોરક્ષનાથના શબ્દો સાંભળીને તરતજ વાંસળી ફેંકી દીધી અને બે હાથ જોડી ભક્તિપુર્વક દંડવત પ્રણામ કર્યો પછી ઉભો થઇ બોલ્યો. પ્રભો! મ્હેં હજુ પણ યોગાશ્રમ લીધો નથી. પરંતુ હવે મ્હને સંસારમાં મોહ નથી. અને સંસારની જરૂર પણ નથી. જો ત્હમે મ્હારા ઉપર કૃપા કરો તો હું આપના પવિત્ર ચરણ કમળની સેવા કરીને યોગ સાધનમાં વખત વિતાડું."

યોગીગોરક્ષ નાથે. રંજાનું મનોહર રૂપ, કોમળ કંઠ સ્વર, અને ભક્તિપૂર્ણ ચિત્ત-ભાવ જોઇ મોહ પામ્યા. અને તેમના હૃદયમાં રંજા ઉપર વાત્સલ્ય ભાવ ઉત્પન્ન થયો. તેઓ રંજાને મઠમાં લઇ ગયા અને થોડોક વખત શિષ્યનું કર્તવ્ય શીખવવા લાગ્યા. યોગી ગોરક્ષનાથ "કાન-ફટા," જોગીનો સમ્પ્રદાય સ્થાપનાર હતા. તેમણે રંજાના કાન ફડાવી (કાનની લાળ ચીરાવી તેમાં મ ત્રેલો દોરો બાંધી) વિધિ પ્રમાણે પોતાના સમ્પ્રદાયમાં દિક્ષા આપી.

ગોરક્ષનાથે જોયું કે પોતાનો પ્રિય શિષ્ય હમેશાં વિહ્વળ ચિત્ત અને દિલગીર રહેતો જણાય છે. તેનું મન ચંચળ રહે છે. વારંવાર જાણે કોઇના વિચાર કરતો હોય તેવો જણાય છે, તેથી એક દિવસ રંજાને એકાંતમાં લઇ જઇ ખાનગી રીતે ખરી હકીકત પુછવા લાગ્યા. પહેલાં તો રંજાએ આડી અવળી વાતો કરી પણ ગુરૂનો ઘણો પ્રેમ જોયો ત્યારે પોતાના ખાનગી પ્રેમની બધી ખરી હકીકત કહી દીધી. અને બોલ્યો કેઃ ગુરૂદેવ! તમે આશિર્વાદ આપો કે જેથી હું મારી પ્રાણથી વ્હાલી પ્રિયતમા હીરાને મળું. નહિં તો હું તેના વિરહનું અતિશય દુઃખ સહન કરી શકીશ નહિં." રંજાના નેત્રમાં પાણી આવી ગયાં. તેણે ગુરૂના બન્ને પગ ઝાલી પ્રાર્થના કરી. ગોરક્ષનાથે કહ્યું. ત્હારી મન વાંચ્છના પૂરી થશે."

૫

ગુરૂનો આશિર્વાદ માથે ચડાવી રંજા, આનંદ પામતો પામતો મઠમાંથી બહાર નિકળ્યો. અને ત્યાંથી કેટલેક વેગળે નદી કિનારે જઈ ધુણી સળગાવી. એ નદીને પેલેપાર હીરાના પિતાનું ઘર હતું. રંજાએ તે સ્થળે એક મઢુલી બાંધી અને યોગ સાધવાનો યત્ન કરવા લાગ્યો. થોડા દિવસમાં આ યોગીરાજની વાત આખા શહેરમાં ફેલાઈ ગઇ. લોકો કહેવા લાગ્યા કેઃ કોઇએક સુંદર સ્વરૂપવાન યુવાન યોગી નદીને પેલેપાર તપસ્યા કરે છે. એનાં દર્શન કરવાથીજ જગતમાં પાપ કષ્ટ ચાલ્યાં જાય છે. એના યોગ શક્તિના ચમત્કાર અલૌકિક છે." આપણા દેશમાં એક રિવાજ છે કે કોઇ સ્થળે તપસ્વી સાધુ સન્યાસીઓ આવ્યાની ખબર પડી કે તરતજ સ્ત્રી અને પુરૂષો તેનાં દર્શન કરવા દોડે છે! ત્યાં કોઇ પોતાના મનનું દુઃખ રડે છે, કોઇ લક્ષ્મી માગે છે, કોઇ છોકરાં માગે છે. કોઇ પતિને અને કોઇ પત્નિને વશ કરવાના જંત્ર મંત્રો માંગવા મંડી જાય છે! જાણે તેના ઘરમાં લક્ષ્મી, છોકરાં અને વશીકરણના મંત્ર જંત્રની વખારોજ ભરી હોય! તેમ એવા યોગીઓ પાસે સવાર કરતાં સાંજે ઘણાં માણસો આવતાં જણાય છે. યોગી સન્યાસીઓની પાસે જવામાં આ દેશની

શુધ્ધ-અશુધ્ધ અંતઃકરણની સ્ત્રીઓ પણ જવામાં પાછી હઠતી નથી. રંજાની અલૌકિક યોગશકિતની વાતો સાંભળીને ઘણાં ગામડાંની સ્ત્રીઓ પણ દરરોજ તેનાં દર્શન કરવા ત્યાં આવવા લાગી.

ધીમે ધીમે આ વાત યોગીરાજની પ્રીયતમા હીરાને કાને પણ ગઇ. તેને વહેમ ગયો કે કદાચ પોતાનો હૃદયપ્રીયપ્રેમી રંજા તો તે નહિં હોય? તેનો પ્રેમ એટલો બધો છે કે મારા નહિં મળવાથી સંસારની સુખ-વાસના છોડી દેશે." અનેક વિચારો કર્યા પછી સૌંદર્યની અદભૂત મૂર્તિ, સુંદરતાના ઉંચા નમુનાઓવડે ઘડેલી, ઈન્દ્રની અપ્સરાને લજાવે એવી મનોહર યુવતિ હીરાએ યોગીરાજનાં દર્શન કરવાનું નક્કી કર્યું. એક દિવસ પિતાની રજા લઇને હીરા નદીને પેલે પાર યોગીનાં દર્શન કરવા ગઈ. ત્યાં જઇને તેણે શું જોયું? એક મઢુલીમાં પદ્માસને બેઠેલા, જટાજુટ અને વલ્કલધારી યોગીરાજ નેત્રો બંધ કરી ધ્યાન ધરી રહ્યા છે, શરીરે વિભૂતિ ચોળી છે. યોગીને જોતાંજ હીરાએ તેને પારખી લીધો. રંજાએ જ્યારે આંખ ઉઘાડી ત્યારે એકાએક હીરાને જોઈ. બસ, યોગીરાજનું ધ્યાન ઉડી ગયું! તપસ્યા કરતાં લપસ્યા! અનેક સ્ત્રી પૂરૂષો ચાલ્યાં ગયાં, અંધારૂં થવા આવ્યું. યોગીએ હીરાના સ્હામું જોયાજ કર્યું. હીરાએ યોગીના મનોહર મુખ સ્હામું જોયાજ કર્યું. બન્નેનાં નેત્રો વાતો કરી રહ્યાં હતાં. બધાં માણસો ચાલ્યા ગયા પછી બન્ને જણે પુષ્કળ વાતો કરી. આ વાતો પ્રેમની હતી. પણ તેનો મર્મ કોઇ જાણી શકે તેમ નહોતું. પ્રેમની વાતો એવીજ હોય છે. પ્રેમી મોઢામાંથી શબ્દો બોલે છે પણ તે શબ્દોનો અર્થ નથી. તે શબ્દોમાં બારાખડી હોય છે પણ તેનો સંબંધ હોતો નથી. એ વાતોનો અંત હોતો નથી. તે વાતો આ જન્મમાં ખુટતી નથી એટલુંજ નહિં પણ અનેક જન્મોમાં પણ ખુટતી નથી. હીરા અને રંજાની વાતો ખુટે તેમ નહોતું. પણ લાભીની બ્હીકને લીધે તેણે છેલ્લા શબ્દો કહ્યાઃ પ્રભુ! રોજ મધરાતે મ્હારે ઘેર પધારજો. બારણાં ઉઘાડાંજ છે."

હીરાં યોગીરાજનાં અનેકવાર દર્શન કરી ચાલી ગઇ. તે રસ્તામાં ચાલતી હતી પણ જ્યાંસુધી જણાયું ત્યાંસુધી રંજાની મઢુલી સ્હામું જોયાં કર્યું. તે ભાન ભુલી ગઇ હતી. તેણે પ્રથમથીજ યોગીને પોતાનું હૃદય આપી દીધું હતું. રસ્તાનું પણ તેને ભાન ન હતું. નદીપાર થઇને ઘેર ચાલી ગઇ. અવ્યવસ્થિત ચિત્તે ઘરનું કામકાજ કરતી. પણ આહાર, નિદ્રાનું ભાન ન હતું. તે જ્યાં ત્યાં પોતાના પ્રેમી રંજાની છબી જોતી. તેનું મુખ શોકાતુર રહેતું. પરંતુ હવે દરરોજ મધરાતે રંજાએ પોતાની વિરહ ઘેલી હીરા સાથે મળવા માંડયું. બન્નેજણ મળતાં અનેક પળ સુધી મુંગા ઉભાં રહેતાં, હસતાં, બોલતાં આનંદ પામતાં અને પાછલી રાત થતાંજ રંજા-યોગી પોતાની મઢુલીમાં ચાલ્યા જતા હતા. લાંબા વખત સુધી વિરહ વેદના વેઠવા પછી બન્નેજણ પોતપોતાના પ્રેમીને મળી શકયાં. એ પણ એક પ્રકારનો હઠ યોગ હતો. પ્રેમ દેવતાની આરાધના હતી. ગુરૂકૃપાએ રંજાને સિધ્ધિ મળી. મનની ઇચ્છા પૂરી થઇ. રંજા દરરોજ પોતાની પ્રિયાને મળવા જતો તે વખતે એક મોટું માંછલું નદિમાંથી પોતેજ પકડતો અને તે રાંધીને પોતાની પ્રિયતમાને ભેટ આપતો.

૬

એક દિવસ રાતે ઘણો વરસાદ પડયો નદીમાં રેલ આવી. પાણીના મોજાં માણસપુર ઉછાળા મારતાં હતાં. રંજાએ ઘણી મેહેનત કરી પણ માછલુ હાથ આવ્યું નહી. પ્રિયતમાની પાસે ખાલી હાથે જવાય નહિ. ઘણા વિચાર કર્યા પછી તેણે પોતાની છાતીમાંથી થોડુંક માંસ કાઢી તેને રાંધી વાસણમાં લઇ પ્રિયતમાને મળવા ગયો.

પ્રિયતમ અને પ્રિયતમા બન્ને ભેગાં મળ્યાં અને માંસ ખાવા બેઠા. હીરાએ થોડુંક માંસ ખાઇ તરતજ પુછ્યું. આ કોનું માંસ? આ માછલાનું નથી. સસલાનું કે બકરાનું માંસ પણ નથી. તમે મ્હારે માટે આ કોનું માસ લાવ્યાછો પ્રાણેશ્વર! હું એ માંસ ખાઇશ નહી વ્હાલા."

રંજાએ એક પણ શબ્દ કહ્યો નહિ. હીરા પણ હઠ લઇને બેઠી હતી. હવે કહ્યા વિના ચાલે કેમ ? રંજાએ ધીમે રહીને છાતી ઉપરથી ભગવું લુગડું ખસેડી છાતી બતાવી. હીરાએ છાતીમાં પડેલો ઘા જોઇને જાણી લીધું. તેના આશ્ચર્યની હદ રહી નહી. તેના ઉપર રંજાનો કેટલોબધો પ્રેમ છે તે જોઇ તેનું હૃદય પ્રેમથી ભરાઇ ગયું. તે તરતજ રંજાને ગળે વળગી પડી અને ગાઢ આલીંગન દઇ કહ્યું:–વ્હાલા, તમે મ્હને કેટલી ચ્હાઓછો તે મ્હને જણાયું પરંતુ હું તમને કેટલી ચ્હાઉછું તે હમણાજ તમને જણાશે. ઓ વ્હાલા ! ઓ સ્વર્ગના દેવતા ! ઓ દેવોપમ પ્રભુ ! હવે તમારે ઘણી મેહેનત કરવી પડશે નહિ. અંધારી રાતે નદી ઓળંગવી પડશે નહિ. આવતી કાલથી હું નદીમાં તરીને તમારી મઢુલીમાં આવીશ. મ્હારા હૃદયહાર. મ્હારા પ્રાણુજીવન, આવતી કાલથી આપણે બન્ને ત્યાંજ મળીશું. "

બીજે દિવસથી હીરાએ રંજાની મઢુલીમાં જવા માંડયું. રાતે એક મોટો ઘડો લઇને છાનીમાની ઘરમાંથી નિકળી પડતી. અને તે ઘડા ઉપર ઘોડો પલંગીને તરતી તરતી પેલેપાર જતી, અંધારી રાત, ચારે દિશામાં કોઇ મનુષ્ય–પ્રાણી જણાતું નહિ. આકાશમાં ઘોર અંધારા વાદળાં, મુશળધાર. વર્ષાદ પડે છે. એક હાથ વેગળે પડેલી વસ્તુ જણાતી નથી. નદીમાં રેલ આવવાથી બન્ને કિનારાઓ એક કરતું પાણી, ઉછળતું ઉછળતું દોડેછે ! હીરાએ તે કંઇ જોયું નહિ. જાણ્યું નહી. તેને તો જ્યાં નજર ફેંકતી ત્યાં પોતાના પ્રિયતમનુંજ મનોહર મુખ જણાતું. અગાધ જળ હો કે વરસાદ હો, જગત રસાતળે જતું હો કે આકાશમાંથી અગ્નિ વરસતો હો, તે હીરાને જણાતું નહિં. તેના રોમેરોમમાં પોતાના વહાલા પ્રેમીનુંજ ધ્યાન હતું. દરરોજ રાતે નિયમપુર્વક એક ઘડો હાથમાં લઇને નદીમાં પડતું મુકતી, અને સ્હામેથી રંજાની પર્ણકુટીનો બળતો દીવો જોતી જોતી ત્યાં પહોંચી જતી. બન્ને જણ મળી ભેટી જગત્નો અપુર્વ આનંદ ભોગવતાં, અપુર્વ રસ લુટતાં. નિર્મળ પ્રેમી વિના તે આનંદની અને તે રસની વાતો કોણ જાણે ? કોણ અનુભવે ?

૭

આ પ્રમાણે ઘણા દિવસો ચાલ્યા ગયા. છુપા પ્રેમની વાત કોઇએક દિવસ પણ બહાર પડયા વગર રહેતી નથી. હીરાની ભાભી તેની પાછળ તપાસ રાખતી હતી. હિંદુસ્થાનમાં નણંદ અને ભોજાઇ, તેમજ સાસુ અને વહુ એક બીજાની પાછળ ડિટેકટીવનું કામ કરે છે ! એક બીજાની પાછળ ચાંપતી દેખરેખ રાખે છે. હીરાની ભાભીએ પણ તેમજ કર્યું હતું. કેટલાક દિવસની મેહેનત પછી હીરાની બધી વાત તે જાણી ગઇ. મધરાતે એક ઘડો લઇ નદી તરીને પોતાના પ્રેમી યોગીરાજ પાસે જાયછે એ વાત પણ તેણે જાણી. હિરાની ભાભીએ નણંદનાં આવાં દુષ્ટ કૃત્ય માટે તેને શિક્ષા અપાવવાની તજવીજ કરી. તેણે અનેક વિચારો કર્યા. ઘરમાં કોઇને પણ વાત કરતાં હીરાને ઠપકો દેવામાં આવે અને તેથી ઘરની આબરૂ જાય. એવુ જાણી તેણી હીરા, જે ઠેકાણે તાંબાનો ઘડો મુકતી હતી ત્યાં એક માટીનો ઘડો મુકી દિધો. તે જાણુતી હતી કે આ ઘડાથી તે નદિમાં ડુબી જઇ મરણ પામશે.

દરરોજની પેઠે આજે રાતે પણ હીરાએ ઘડો હાથમાં લીધો અને નદી ઉપર આવી પહોંચી. તેના હૃદયમાં પ્રેમની આગ સળગતી હતી. તેના આખા શરીરમાં રંજાના નામનું લોહી વેહેતું હતું, તેને રંજાના પ્રેમનો નિશો ચઢયો હતો, તે શું ઘડાને જોવા બેશે તેમ હતું ? ઘડો તાંબાનો છે કે માટીનો તેની તેને ખબર નહોતી. પોતાના નિયમ પ્રમાણે ઘડો હાથમાં લઇને નદીમાં કુદી પડી. પોતાના પ્રેમીને મળવાની તૃષ્ણામાં તેને બહારનું જ્ઞાન રહ્યું નહોતું. તે આકુળ વ્યાકુળ થઇ હતી અદ્વૈત પ્રેમભાવના, માણસના હૃદયને આ પ્રમાણેજ આકર્ષણ કરે છે. નિસ્વાર્થ પ્રેમ મનુષ્યને બહારની કોઇ વસ્તુ જોવા દેતોજ નથી. તે નિર્મળ પ્રેમ તો માત્ર પોતાના "વ્હાલાં" નેજ જુવે છે. આખા જગતમાં તેજ

શુધ્ધ-અશુધ્ધ અંતઃકરણની સ્ત્રીઓ પણ જવામાં પાછી હઠતી નથી. રંજાની અલૌકિક યોગશક્તિની વાતો સાંભળીને ઘણાં ગામડાંની સ્ત્રીઓ પણ દરરોજ તેનાં દર્શન કરવા ત્યાં આવવા લાગી.

ધીમે ધીમે આ વાત યોગીરાજની પ્રીયતમા હીરાને કાને પણ ગઇ. તેને વહેમ ગયો કે કદાચ પોતાનો હૃદયપ્રીયપ્રેમી રંજા તો તે નહિં હોય? તેનો પ્રેમ એટલો બધો છે કે મારા નહિં મળવાથી સંસારની સુખ-વાસના છોડી દેશે." અનેક વિચારો કર્યા પછી સૌંદર્યની અદભૂત મૂર્તિ, સુંદરતાના ઉંચા નમુનાઓવડે ઘડેલી, ઈન્દ્રની અપ્સરાને લજાવે એવી મનોહર યુવતિ હીરાએ યોગીરાજનાં દર્શન કરવાનું નક્કી કર્યું. એક દિવસ પિતાની રજા લઇને હીરા નદીને પેલે પાર યોગીનાં દર્શન કરવા ગઈ. ત્યાં જઇને તેણે શું જોયું? એક મઢુલીમાં પદ્માસને બેઠેલા, જટાજુટ અને વલ્કલધારી યોગીરાજ નેત્રે બંધ કરી ધ્યાન ધરી રહ્યા છે, શરીરે વિભૂતિ ચોળી છે. યોગીને જોતાંજ હીરાએ તેને પારખી લીધો. રંજાએ જયારે આંખ ઉઘાડી ત્યારે એકાએક હીરાને જોઈ. બસ, યોગીરાજનું ધ્યાન ઉડી ગયું! તપસ્યા કરતાં લપસ્યા! અનેક સ્ત્રી પૂરૂષો ચાલ્યાં ગયાં, અંધારૂં થવા આવ્યું. યોગીએ હીરાના સ્હામું જોયાજ કર્યું. હીરાએ યોગીના મનોહર મુખ સ્હામું જોયાજ કર્યું. બન્નેનાં નેત્રો વાતો કરી રહ્યાં હતાં. બધાં માણસો ચાલ્યા ગયા પછી બન્ને જણે પુષ્કળ વાતો કરી. આ વાતો પ્રેમની હતી. પણ તેનો મર્મ કોઇ જાણી શકે તેમ નહોતું. પ્રેમની વાતો એવીજ હોય છે. પ્રેમી મોઢામાંથી શબ્દો બોલે છે પણ તે શબ્દોનો અર્થ નથી. તે શબ્દોમાં બારાખડી હોય છે પણ તેનો સંબંધ હોતો નથી. એ વાતોનો અંત હોતો નથી. તે વાતો આ જન્મમાં ખુટતી નથી એટલુંજ નહિં પણ અનેક જન્મોમાં પણ ખુંટતી નથી. હીરા અને રંજાની વાતો ખુટે તેમ નહોતું. પણ ભાભીની બ્હીકને લીધે તેણે છેલ્લા શબ્દો કહ્યાઃ પ્રભુ! રોજ મધરાતે મ્હારે ઘેર પધારજો. બારણાં ઉઘાડાંજ છે."

હીરાં યોગીરાજનાં અનેકવાર દર્શન કરી ચાલી ગઇ. તે રસ્તામાં ચાલતી હતી પણ જ્યાંસુધી જણાયું ત્યાંસુધી રંજાની મઢુલી સ્હામું જોયાં કર્યું. તે ભાન ભુલી ગઇ હતી. તેણે પ્રથમથીજ યોગીને પોતાનું હૃદય આપી દીધું હતું. રસ્તાનું પણ તેને ભાન ન હતું. નદીપાર થઇને ઘેર ચાલી ગઇ. અવ્યવસ્થિત ચિતે ઘરનું કામકાજ કરતી. પણ આહાર, નિદ્રાનું ભાન ન હતું. તે જ્યાં ત્યાં પોતાના પ્રેમી રંજાની છબી જોતી. તેનું મુખ શોકાતુર રહેતું. પરંતુ હવે દરરોજ મધરાતે રંજાએ પોતાની વિરહ ઘેલી હીરા સાથે મળવા માંડયું. બન્નેજણ મળતાં અનેક પળ સુધી મુંગા ઉભાં રહેતાં, હસતાં, બોલતાં આનંદ પામતાં અને પાછલી રાત થતાંજ રંજા-યોગી પોતાની મઢુલીમાં ચાલ્યા જતા હતા. લાંબા વખત સુધી વિરહ વેદના વેઠવા પછી બન્નેજણ પોતપોતાના પ્રેમીને મળી શકયાં. એ પણ એક પ્રકારનો હઠ યોગ હતો. પ્રેમ દેવતાની આરાધના હતી. ગુરૂકૃપાએ રંજાને સિધ્ધિ મળી. મનની ઇચ્છા પૂરી થઇ. રંજા દરરોજ પોતાની પ્રિયાને મળવા જતો તે વખતે એક મોટું માંછલું નદિમાંથી પોતેજ પકડતો અને તે રાંધીને પોતાની પ્રિયતમાને ભેટ આપતો.

૬

એક દિવસ રાતે ઘણો વરસાદ પડયો નદીમાં રેલ આવી. પાણીના મોજાં માણસપુર ઉછાળા મારતાં હતાં. રંજાએ ઘણી મેહેનત કરી પણ માછલું હાથ આવ્યું નહીં. પ્રિયતમાને પાસે ખાલી હાથે જવાય નહિ. ઘણા વિચાર કર્યા પછી તેણે પોતાની છાતીમાંથી થોડુંક માંસ કાઢી તેને રાંધી વાસણમાં લઇ પ્રિયતમાને મળવા ગયો.

પ્રિયતમ અને પ્રિયતમા બન્ને ભેગાં મળ્યાં અને માંસ ખાવા બેઠા. હીરાએ થોડુંક માંસ ખાઇ તરતજ પુછયું. આ કોનું માંસ? આ માછલાનું નથી. સસલાનું કે બકરાનું માંસ પણ નથી. તમે મ્હારે માટે આ કોનું માસ લાવ્યાછો પ્રાણેશ્વર! હું એ માંસ ખાઇશ નહી વ્હાલા."

રંજાએ એક પણ શબ્દ કહ્યો નહિ. હીરા પણ હઠ લઇને બેઠી હતી. હવે કહ્યા વિના ચાલે કેમ? રંજાએ ધીમે રહીને છાતી ઉપરથી ભગવું લુગડું ખસેડી છાતી બતાવી. હીરાએ છાતીમાં પડેલો ઘા જોઇને જાણી લીધું. તેના આશ્ચર્યની હદ રહી નહી. તેના ઉપર રંજાનો કેટલોબધો પ્રેમ છે તે જોઇ તેનું હૃદય પ્રેમથી ભરાઇ ગયું. તે તરતજ રંજાને ગળે વળગી પડી અને ગાઢ આલીંગન દઇ કહ્યું:–વ્હાલા, ત્હમે મ્હને કેટલી મ્હાઓછો તે મ્હને જણાયું પરંતુ હું તમને કેટલી ચ્હાઉછું તે હમણાજ ત્હમને જણાશે. ઓ વ્હાલા! ઓ સ્વર્ગના દેવતા! ઓ દેવોપમ પ્રભુ! હવે ત્હમારે ઘણી મેહેનત કરવી પડશે નહિ. અંધારી રાતે નદી ઓળંગવી પડશે નહિ. આવતી કાલથી હું નદીમાં તરીને તમારી મઢુલીમાં આવીશ. મ્હારા હૃદયહાર. મ્હારા પ્રાણજીવન, આવતી કાલથી આપણે બન્ને ત્યાંજ મળીશું."

બીજે દિવસથી હીરાએ રંજાની મઢુલીમાં જવા માંડયું. રાતે એક મોટો ઘડો લઇને છાનીમાની ઘરમાંથી નિકળી પડતી. અને તે ઘડા ઉપર ઘોડા પલંગીને તરતી તરતી પેલેપાર જતી, અંધારી રાત, ચારે દિશામાં કોઇ મનુષ્ય–પ્રાણી જણાતું નહિ. આકાશમાં ઘોર અંધારા વાદળાં, મુશળધાર. વર્ષાદ પડે છે. એક હાથ વેગળે પડેલી વસ્તુ જણાતી નથી. નદીમાં રેલ આવવાથી બન્ને કિનારાઓ એક કરતું પાણી, ઉછળતું ઉછળતું દોડેછે! હીરાએ તે કંઇ જોયું નહિ. જાણ્યું નહીં. તેને તો જ્યાં નજર ફેંકતી ત્યાં પોતાના પ્રિયતમનુંજ મનોહર મુખ જણાતું. અગાધ જળ હો કે વરસાદ હો, જગત રસાતળે જતું હો કે આકાશમાંથી અગ્નિ વરસતો હો, તે હીરાને જણાતું નહિં. તેના રોમેરોમમાં પોતાના વહાલા પ્રેમીનુંજ ધ્યાન હતું. દરરોજ રાતે નિયમપુર્વક એક ઘડો હાથમાં લઇને નદીમાં પડતું મુકતી, અને સ્હામેથી રંજાની પર્ણકુટીનો બળતો દીવો જોતી જોતી ત્યાં પહોંચી જતી. બન્ને જણ મળી ભેટી જગતનો અપુર્વ આનંદ ભોગવતાં, અપુર્વ રસ લુટતાં. નિર્મળ પ્રેમી વિના તે આનંદની અને તે રસની વાતો કોણ જાણે? કોણ અનુભવે?

૭

આ પ્રમાણે ઘણા દિવસો ચાલ્યા ગયા. છુપા પ્રેમની વાત કોઇએક દિવસ પણ બહાર પડયા વગર રહેતી નથી. હીરાની ભાભી તેની પાછળ તપાસ રાખતી હતી. હિંદુસ્થાનમાં નણંદ અને ભોજાઇ, તેમજ સાસુ અને વહુ એક બીજાની પાછળ ડિટેકટીવનું કામ કરે છે! એક બીજાની પાછળ ચાંપતી દેખરેખ રાખે છે. હીરાની ભાભીએ પણ તેમજ કર્યું હતું. કેટલાક દિવસની મેહેનત પછી હીરાની બધી વાત તે જાણી ગઇ. મધરાતે એક ઘડો લઇ નદી તરીને પોતાના પ્રેમી યોગીરાજ પાસે જાયછે એ વાત પણ તેણે જાણી. હિરાની ભાભીએ નણંદનાં આવાં દુષ્ટ કૃત્ય માટે તેને શિક્ષા અપાવવાની તજવીજ કરી. તેણે અનેક વિચારો કર્યા. ઘરમાં કોઇને પણ વાત કરતાં હીરાને ઠપકો દેવામાં આવે અને તેથી ઘરની આબરૂ જાય. એવું જાણી તેણી હીરા, જે ઠેકાણે તાંબાનો ઘડો મુકતી હતી ત્યાં એક માટીનો ઘડો મુકી દિધો. તે જાણતી હતી કે આ ઘડાથી તે નદિમાં ડુબી જઇ મરણ પામશે.

દરરોજની પેઠે આજે રાતે પણ હીરાએ ઘડો હાથમાં લીધો અને નદી ઉપર આવી પહોંચી. તેના હૃદયમાં પ્રેમની આગ સળગતી હતી. તેના આખા શરીરમાં રંજાના નામનું લોહી વેહેતું હતું, તેને રંજાના પ્રેમનો નિશો ચઢયો હતો, તે શું ઘડાને જોવા બેશે તેમ હતું? ઘડો તાંબાનો છે કે માટીનો તેની તેને ખબર નહોતી. પોતાના નિયમ પ્રમાણે ઘડો હાથમાં લઇને નદીમાં કુદી પડી. પોતાના પ્રેમીને મળવાની તૃષ્ણામાં તેને બહારનું જ્ઞાન રહ્યું નહોતું. તે આકુળ વ્યાકુળ થઇ હતી અદ્વૈત પ્રેમભાવના, માણસના હૃદયને આ પ્રમાણેજ આકર્ષણ કરે છે. નિસ્વાર્થ પ્રેમ મનુષ્યને બહારની કોઇ વસ્તુ જોવા દેતોજ નથી. તે નિર્મળ પ્રેમ તો માત્ર પોતાના "વ્હાલાં" નેજ જુવે છે. આખા જગતમાં તેજ

"વ્હાલું" અતિ સુંદર જણાય છે. બિલ્વમંગળે હાથમાં સાપ પકડવા છતાં દોરડું જણાયું હતું તે પણ એજ નિર્મળ પ્રેમનો પ્રતાપ! અને મરેલાં મુડદાંને લાકડાનું પાટીયું જાણી નદી પાર ઉતર્યો હતો તે પણ એજ પ્રેમનો પ્રતાપે! ધન્ય! નિર્મળ પ્રેમ! નિઃસ્વાર્થી પ્રેમ! હને ધન્ય છે!

હીરા માટીનો ઘડો લઇ નદીમાં તરતી ચાલી. થોડીવારમાંજ–માટીના ઘડાને પાણી લાગવાથી–ઘડો ભાંગી ગયો. અને તેની માટી પાણીમાં મળી ગઇ. હવે હીરા નિરાધાર થઇ પડી. ઘડા વિના તરી શકાય તેમ નહોતું હીરા ડુબકાં ખાવા લાગી. શરીર ઉપરનું લુગડું પગમાં ભરાઇ ગયું. બસ, હવે "વ્હાલા"-ને મળાશે નહિં જાણી પોતાના પ્રિય પ્રેમીને બુમો પાડવા લાગી. પોતાને બચાવવાની વિનતિ કરવા લાગી. રાતનો શાંત વખત હતો. અંધારાને ભેદીને હીરાના કરૂણ શબ્દો રંજાના કાનમાં પેઠા તે તરતજ ઉઠયો અને દોડનો દોડનો નદીને કાંઠે આવ્યો. હીરા નદીમાં ડુબી જાય છે એવું જણાતાંજ તે પણ નદીમાં કુદી પડયો અને જે દિશામાં હીરાના શબ્દો સંભળાતા હતા તે તરફ તરતો ચાલ્યો. રંજાએ બુમો પાડીઃ "હીરા, હીરા. તું કયાં છે?" હીરા પાણીમાં ડુબકીઓ ખાતી હતી. તેના પેટમાં પાણી પેશી ગયું હતું. બહુ મેહનતે તે એક વખત પાણી ઉપર આવી અને ક્ષીણ શબ્દે બોલીઃ હું ઉંડા પાણીમાં ડુબી મરૂ છું. મ્હને બચાવો વ્હાલા—" રંજા ઉતાવળે તરતો તરતો હીરાની પાસે ગયો. પરંતુ ઘોર અંધકારમાં હીરાને જોઇ શકયો નહિં. હીરા હવે તરી શકી નહિ. પોતાના પ્રેમીનું નામ દેતાં દેતાં ઉંડાં જળમાં ડુબી ગઇ. રંજાએ બુમો પાડીઃ "હીરા, હીરા" પરંતુ આ વખતે કોઇએ જવાબ આપ્યો નહિં. ફકત સામેથી પડઘો પડયોઃ હીરા, હીરા! રંજાનું ચિત ભ્રમિત થઇ ગયું. તેજ ક્ષણે તેણે પ્રતિજ્ઞા કરી કે, હીરાને શોધીનેજ બહાર નિકળવું, નહિં તો જલમાંજ સમાધિ કરવી." તેની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. તેણે પણ; "વ્હાલી હિરા, વ્હાલી હીરા" કહેતાં કહેતાં જળમાં ડુબકી મારી, હીરાની શોધ માટે પાતાળમાં ચાલ્યો ગયો! હજુ સુધી તે બન્ને પ્રેમીમાંથી કોઇ બહાર નિકળેલું જણાયું નથી. બન્ને પ્રેમીઓના પ્રેમની ત્યાંજ પૂર્ણાહુતી થઇ. જગતના કલંકમાંથી હમેશને માટે મૂક્તિ થઇ. નશ્વર સંસારમાંથી અમરધામમાં ચાલ્યા ગયાં. મનુષ્યનો આશ્રય છોડી પરમાત્માના આશ્રયમાં ચાલ્યાં ગયાં. ત્યાં કલેશ નથી, દ્વેષ નથી, નિન્દા નથી, ભય નથી. ત્યાં તો હમેશાં અભયપદ છે, ત્યાં તો હમેશાં નિર્મળ પ્રેમીઓને આશિર્વાદ દેવાય છે. ત્યાં તો હમેશાં દેવતાઓની કૃપા મળે છે. અને ત્યાં તો હમેશાં આનંદ–આનંદજ થાય છે.

* * *

બન્ને નિર્મળ પ્રેમીઓનું નામ હજુ પણ પંજાબના "યોગીટિલા" પ્રદેશમાં અમર થઇ રહ્યું છે. હજુ પણ પેલા કાળા પત્થર ઉપર લોકો કોડીઓ અને ગોળ મૂકી બન્ને પ્રેમીઓનો આદર સત્કાર કરે છે. ત્યાં પ્રવાસે જનારાં માણસો આ વાર્તા જાણી "પ્રેમ"નાં નિર્મળ ગાન ગાય છે. નિર્મળ પ્રેમની દિક્ષા લે છે. અને નિર્મળ પ્રેમના ભકતો બની રહે છે.

મણિ–કાન્ત.

---

લંડનની એક હોસ્પીટલનો ડોકટર પ્રો. ચાર્લ્સ વીકનહામ ટમાટાની પ્રશંસા નીચેના શબ્દોમાં કરે છેઃ—ટમાટા એ પથારીમાંથી ન ઉઠી શકાય એવા નિર્બળ મનુષ્યોનો તેમ જ મલ્લનો બનેલો આહાર છે. તે રોગી તથા નીરોગ, વૃધ્ધ તથા જુવાન, શ્રીમંત તથા ગરીબ, આળસુ તથા ઉદ્યોગી વિદ્વાન તથા મુર્ખ, સાધુ તથા પાપી સવના આહારનો પદાર્થ છે. સઘળાં શાકમાં તે સર્વોત્તમ શાક છે. માંદા માણસોને માટે. અને તેમાં પણ જેઓ જહરના વ્યાધિથી પીડાતા હોય છે તેમને માટે તો તે પરમેશ્વર તરફથી ઉતરી આવેલી બક્ષિસ છે.

# सरको, Vinegar.



આજ કાલ કેટલાક હુન્નર ધંધામાં સરકો વપરાય છે. પણ તે શું ચીજ છે તે ઘણાઓને ખબર હોતી નથી. માટે તેનું અત્રે થોડું ધ્યાન દેવું વાજબી લાગે છે. તાડીને બે વખત ભઠ્ઠી ચઢાવવાથી અને પછી ગાળી લેવાથી સાધારણ સરકો બની શકે છે. અર્ક અથવા દારૂમાં જરા ઘઉંનુ અથવા તેના આટાનું ખમીર અથવા તો જરા તાડી ભેળવી મટોડીના ઘડામાં એક સ્વચ્છ ઘાંસનો પેંડો પાથરી તે દારૂને રેડવો અને ઘડાને તળીએ બે અથવા ચાર ઝીણા બાકાં રાખવા જે બાકાં વાટે પેલો દારૂ પાછો બાહેર એક નીચે મકેલા વાસણમાં ગળી પડે. ગળાઈ રહયો એટલે વળી ફરીથી પેલા ઘડામાં પાછો રેડે છે અને ફરી નીચેના વાસણમાં ગળવા દે છે. આમ ૫ અથવા ૬ વખત કર્યા પછી એક વાસણમાં રેડી-૪ અથવા ૫ દીવસ એકાંત જગાએ સ્થીર રહેવા દે છે. જે વખતના દરમ્યાન તે દારૂનો સરકો બની જાય છે. પછી તેને કપડાંથી ગાળી લઇ બાટલીઓમાં ભરી રાખે છે. સરકો ઘણી કામની જણસ છે. તથા દવાઓના કામમાં પણ વપરાય છે. સરકો મુખ્યત્વે કરીને ચાર જાતનો થાય છે. ૧ સઘળી જાતના દારૂમાંથી, ૨ જવમાંથી ૩ મીઠાસવાળા અને ખાટા રસમાંથી, ૪ લાકડામાંથી.

દારૂ અથવા બીરને ૭૦ અથવા ૯૦ ડીગ્રીની ઉષ્ણતાવાળી હવામાં ઉઘાડા વાસણમાં ખુલ્લાં મુકી રાખ્યા હોય તો તે પ્રથમ ખરાબ થઇ જાય છે. તેની સપાટીપર થરી બંધાય છે. તે થરી પછી નીચે બેસી જાય છે. તેની વાસ ખટાસ મારે છે અને તે દારૂનો સઘળો સરકો થઇ સાફ નીતરી જાય છે. વાઇન અથવા બીર જેમ નરમ હોય તેમ તેનો જલદીથી સરકો બને છે. અને જેમ વધારે જલદ હોય તેમ વધારે વીલંબ લગાડે છે. તેનો સરકો પણ ઘણોજ જલદ થાય છે. આ વાત તો સઘળાને ખબર છે કે વાઇન અથવા બીરને હવાની અસર નહી લાગવા દીધી હોય તો તે ઘણા દીવસ ટકે છે અને ખટાસ ઉપર આવતી નથી. પણ ઉઘાડો મુકવાથી અથવા કોઇ ખમીરી ચીજ નાખવાથી તરત તે દારૂનો ગુણ બદલવાનું કામ શરૂ થાય છે અને તેવા સંજોગોમાં સરકો પેદા થાય છે. દારૂ તથા સરકામાં જે જે દ્રવ્યો આવે છે તેમાં વધારે ફરક નથી તે આ નીચેના કોષ્ટક પરથી જણાશે.

| | |
|---|---|
| દારૂમાં-૪ ભાગ કારબોન | સરકામાં-૪ ભાગ કારબોન |
| ૬ ,, હાઇડ્રોજન | ૭ ,, હાઇડ્રોજન |
| ૨ ,, ઓકસીજન | ૩ ,, ઓકસીજન |
| બાકીનું પાણી | બાકીનું પાણી |

ઘઉંનો આટો અથવા હરેક બીજી જણસ જેમાં ખમીર હોય છે એવી ચીજો ઉપર જણાવેલો ફેરફાર પેદા કરવાનો ગુણ ધરાવે છે. પણ સાકર અથવા દરેક મીઠાશ ભરેલો રસ એ બાબતમાં ઘણોજ મદદ રૂપ થઇ પડે છે. કારણકે એ ચીજો કામમાં લગાડયાથી સરકો વધારે પેદા થાય છે. જેમકે ૬ ભાગ પાણી, ૧ ભાગ સાકર અને અંદર જરા તાડી મેળવવાથી ઘણોજ સારો અને પુષ્કળ સરકો થોડા વખતમાં થઇ શકે છે.

દારૂમાથી સરકો બનાવવાની રીત એવી છે કે— થોડા દીવસ હવામાં ઉઘાડો રાખેલો દારૂ જૂનાં પીપોમાં ભરેલો છે. પીપનો એક ભાગ ખાલી રાખે છે. અને બે ભાગમાં દારૂ, પાણી અને ખમીર હોય છે. તે જગા જ્યા પીપો રાખવામાં આવે ત્યાંની હવા ગરમ હોવી જોઇએ. સાધારણ રીતે ૮૦ ડીગ્રીની હવા તેને ઠીક પડે છે. અને તેટલી ઉષ્ણ હવા આપણે ત્યાં ઘણું કરીને કાયમ હોય છે. વીલાયત જેવા થંડા દેશોમાં હવાને ગરમ કરવા માટે સઘડીનો, કોલસાનો ખરચ કરવો પડે છે. એક વખત નવા પીપમાં સરકો બનાવ્યો કે તે પીપના પાટીયા સરકાથી ભીંજાઇને તર થઇ જાય છે. અને પાટીયાને ચોંટી રહેલા જુના સરકાનો સેંજર ખમીરને ઠેકાણે કામ આવે છે. અને તેથી આવા વાપરેલા જુના પીપમાં જલદી સરકો બને છે. નવા પીપમાં ૧ ભાગ

સરકો ને ૧ ભાગ વાઇન નાખવાની જરૂર પડે છે. પણુ જુના પીપમાં સરકો ઓછો નાખવાથી પણુ ચાલે છે. પીપો ભરી રાખ્યા પછી દર મહીને ખાલી કરે છે અને દર આઠ દીવસે બીજો દારૂ ઉમેર્યા કરે છે. એ પ્રમાણે એવા પીપો વરસના વરસ સુધી કામમાં વપરાય છે. પણ આ પદ્ધતીમાં એક અડચણ એ છે કે ઘણે દીવસે તળીયે રગડો બેસી જાય છે તે કાઢવા માટે આખું પીપ ખાલી કરવું પડે છે. તેના કરતાં નીચેની જરમન રીત રહેલી છે. એક મોહોટું પીપ ૬ ફીટ ઉંચુ અને ત્રણુ ફીટ પોહોળું અને તે પીપમાં બે છેડા આગળથી એક એક ફૂટને છેટે અંદરથી એક એક લાકડાનો પડદો કરવો અને તે પડદાઓમાં જેટલા પડે તેટલા ઝીણા ખાંકા પાડવા. છેક ચારણી જેવા કરવા અને પીપને ઉભું મુકી ઉપરના પડદાના કાણામાં સુતરના અંદર પેસી જાય એટલા જાડા કાકડા મુકવા અને તે કાકડાને ઉપરથી એક ગાંઠ મારવી જેથી નાકાં વાટે તે કાકડા નીચે સરી નહી પડે પછી બે પડદાની વચમાં જે ખાલી જગા રહી તેમાં લાકડાનાં છીલટા ગરમ પાણીમાં ભીજવી, તડકામાં સુકવી અને પાછા સરકામાં ભીજવી તર કરી તેમાં ભરવા. પીપના નીચેના ભાગ આગલ એટલે તળીયામાં ચાર મોટા કાણુા પાડવા અને તે વાટેથી એક એક કાચની અથવા ખાંબુની નળી પેલા પડદામાં ઠેઠ દાખલ કરવી. (અધુરૂં.)

ન્યુસપેપર કલીપીંગ બ્યુરો—એક નવો ધંધો—આનો અર્થ એમ થાય છે કે વર્તમાન પત્રો-ચોપાનીયા વીગેરેમાંથી જુદાજુદા વીષય સંબંધી લેખો, માહેતી ખુલાશો. કોઈ જાણવા જેવી બાબત કાતરી કાતરીને સંગ્રહ કરનારી ઓફીસ—આવી જાતની એક ઓફીસ અમેરીકામાં બહુજ મોટા પાયાપર ચાલેલી છે. તેનો રીપોર્ટ અમારી તરફ આવવાથી આજ તે વીશે વાંચક વર્ગને માહેતી આપવાની જરૂર ધરાવુંછું. તેમાં ૫૦ કારકુનો કામ કરે છે. અને તેમાં અમેરીકા તથા દેશાવરના મળી પચાસ હજાર વર્તમાન પત્રો,ચોપાનીયાં, રીપોર્ટો વીગેરે આવે છે. આટલી મોટી સંખ્યા વાંચીનેજ અમને આશ્ચર્ય પેદા થયા વિના નહિં રહે. તે ઓફિસમાં દરેક વીષયની જુદી જુદી ફાઇલો રહેછે અને દરેક વીષયની ફાઇલો પણુ પાંચપાંચ કે વધારે હોયછે. ઓછામાં ઓછા સાતસો આઠસો વીષયોનો સંગ્રહ કાયમ ચાલેછે. પણ કઈ વખતે કયા વીષયનો સંગ્રહ કરવાની ઘરાક તરફથી માગણી આવેછે તેનો કાંઇ નીયમ નથી રહેતો. દષ્ટાંત તરીકે કોઇ ઘરાક કહેછે અમને જેટલા મળે તેટલા, નામ અને સરનામાનો સંગ્રહ ભેગો કરો તો તે પણુ કરવો જોઇએ. કોઇ કહેશે દુનીયાની દરેક કોર્ટોમાં ચાલતા ક્રીમીનલ-કેસોનોજ અમારે માટે સંગ્રહ ભેગો કરો—કોઇ કહેશે રંગ ભૂમીના એકટરોના ચારત્રો ભેગાં કરો. કોઇ પૂછશે કે ગેસ દીવા સંબધી જેટલી માહેતી મળે તેટલી ભેગી કરો. એ પ્રમાણે ઘરાક કયો સવાલ મુકશે તેનો બીલકુલ નીયમ નથી પણુ તેમ છતાં આ ઓફીસમાંથી કોઇ પણુ ઘરાકને નાસીપાસી ભોગવવી પડતી નથી. આપણા હીંદુસ્થાનમાં મુંબઇ જેવા શહેરમાં એવી કોઇ ઓફીસ શરૂ થાયતો કેટલું મોટુ કામ થાય? કોઇ પણુ રાજકીય વેહુવારી અથવા હુન્નરના વીષય ઉપર એકાદ મોટું સર્વ માહેતીથી ભરપુર વ્યાખ્યાન કરવું હોયતો વિદ્વાનને પણુ તૈયારી કરતાં ઘણો વખત લાગે છે. પણુ તેટલો વખત અને મહેનતનો બચાવ આવી જાતની ઓફીસ થોડા ખરચમાં કરી શકશે. આ ઓફીસને છાપાવાળાઓ પણુ ચોથા ભાગનુ લવાજમ તથા માત્ર પોષ્ટ ખર્ચ લઇ જોઇએ તેટલી નકલો મોકલી આપેછે. તે કંપનીના રીપોર્ટ તથા તે ઓફીસની ફી વીગેરે નીચેને ઠેકાણે લખ્યાથી જણાશે.

International Press clipping Bureau
123 Boyce Bldg. Chieago. U. S. A

पी. सी. पंगे.

સીલ્વર મેડાલીસ્ટ, નાસીક



# संस्कृत भाषा तथा तेनुं उपयोगीपणुं अने ते भणवा करवी जोईती सगवड.



સંસ્કૃત ભાષામાં ૧૫ સ્વરો ને ૩૩ વ્યંજનો મળી ૪૮ અક્ષરોમાંથી ૨૧૨૨ ધાતુઓ, ૨૨ ઉપસર્ગો, અને જોઈતા અવ્યયો તથા પ્રત્યયો કરતાં અમુક નિયમોથી એવા અગણિત શબ્દોની ગણિતનિયમાનુસાર અને ન્યાયપૂર્વક ઉત્પત્તિ થાય છે, અને એવા ટુંકાણમાં યથાર્થ રીતે અને ચમત્કૃતિપૂર્વક વિચારો દર્શાવી શકાય છે, કે તેવું જગતની કોઇ પણ ભાષામાં બનતું નથી; ને તેને લીધે એ ભાષા દૈવી ભાષામાં ગણાઇ ઉચ્ચ પદે સ્થપાયલી છે. ભરતખંડના આર્યોની સામાજિક, ધાર્મિક, તેમજ રાજદ્વારિક એ ત્રણે વ્યવહારમાં અસલ એજ ભાષા હતી, અને જ્યાં સુધી તેમ હતું ત્યાં સુધી એ દેશ દિવ્ય, ને લોકો સર્વે વાતે સુખી ને દીર્ઘાયુષી હતા, તેમાં વિદ્વાનો તો ખરેખર અવતારી પુરૂષોજ હતા, એટલે ટુંકાણમાં કહેતાં એ દેશની દરેક બાબતની બીજાઓ અદેખાઇ કરતા હતા; અને જ્યારથી એ ભાષા રાજદ્વારિક વ્યવહારમાંથી ઓછી થતી ગઇ ત્યારથી એ ભાષા ભણવાનું ઓછું કરવાની એક ભૂલથી એ બીજા વ્યવહારોમાંથી પણ ઓછી થતી ગયલી, એના ગ્રંથોનો પણ ધીમે ધીમે લોપ થતો ગયલો, ને લોકોની સ્થિતિ પણ દિન પર દિન નરમ પડતી ગયલી દેખાય છે, તે એટલે સુધી કે મોટે ભાગે કહેતાં, અસલ

૧. આયુષ જે ૧૦૦ વર્ષનું હતું, તે હાલ આસરે ૫૦નું થયું છે,

૨. જન્મનો હેતુ સિદ્ધ કરવાને ધાર્મિક જ્ઞાન અને આચરણો વાસ્તે જે ૭ વર્ષથી પ્રયત્નો થતા, તે હાલ મૃત્યુના ૭ વર્ષ બાકી રહે ત્યારથી પણ કરવા સૂઝતાં નથી,

૩. જન્મની સ્થિતિ નિભાવવાને યોગ્ય આજીવિકા પેદા કરવા વાસ્તે જે શકિત ૨૫ વર્ષથી આવતી, તે હાલ ૨૫ વર્ષથી પણ આવવી કઠિન પડે છે; વર્ષમાં ૮ માસ મહેનત કરે જે ખર્ચ જોગું મળતું, તે હાલ પુરા બાર માસ મેહેનત કરે પણ મળવું મુશ્કેલ પડે છે,

૪. જે જ્ઞાન એક ગ્રંથથી સેહેજ વખત અને પૈસાને ખર્ચે થતું, તે હાલ તે ગ્રંથપરથી થયલા અનેક ભાષાંતરો, ભાષાંતરોના ભાષાંતરો, વિવેચનો વગેરેથી અનેક ગણા પૈસા તથા આયુષ્યના ખર્ચે મેળવવા પ્રયત્ન થાય છે, ને તે છતાંએ આખરે તો જોઇએ તેવું મળતું નથી,

૫. જે વજન ન્યાય ભણેલાના તર્કો પર મુકાતું, તે ન્યાય નહીં ભણેલાના તર્કો પર પણ મુકાય છે,

૬. જે ધ્યાન ખરી વસ્તુ ખેંચતી હતી, તે ખેંચતી નથી ને પ્રતિબિંબિત ખેંચે છે; જે પહેલું લક્ષ ધર્મ પર અપાતું, તે હાલ લક્ષ્મી પર અપાય છે,

૭. જે હસ્તામલક જેવી ચીજો દેખાડવનાર જોઇતા ન હતાં, તે દેખડાવનાર હાલ જોઇએ છે,

૮. જે બીજી ભાષાઓમાં વધારે ભણવાનું હોય તે શિખી પોતાની ભાષામાં ઉમેરાતું, તે હાલ પોતાની ભાષા ભણવા હોય તો તેમ, નીકર તેમાંથી પુંજી ગાંઠાને પણ લઇ બીજી ભાષામાં ઉમેરાય છે,

૯. જે **પ્રમાણ** હતું, તે હાલ **પ્રમેય**, ને **પ્રમેય** હતું, તે હાલ **પ્રમાણ** ગણાય છે,

વગેરે, વગેરે. આમ છતાંએ હજી પણ એ ભાષા તથા એના જે ગ્રંથો રહ્યા છે તેની ખુબી તો જેવી ને તેવીજ છે, જે લોપ થયલા લાગે છે તેમાંના પણ ઘણા શોધથી જડે તેમ છે, ને એ સઘળા ભણાય તો ભરતખંડ હજીએ તેની અસલ ઉત્કૃષ્ટ સ્થિતિને પહોંચે તેમ છે, કેમકે હજી પણ દુનીયામાં એવી કોઇ ભાષા નથી કે જે એ ભાષાની બરોબરી કરી શકે, ને કોઇ ભાષાના વિદ્યા ભંડારમાં એવા ગ્રંથ નથી કે જે એ ભાષાના વિદ્યા ભંડારમાં રહેલા ૪ વેદો, ૬ વેદાંગો, ૪ ઉપવેદો, ૬ શાસ્ત્રો, ૧૮ સ્મૃતિ, ૧૮ પુરાણો, ને ૨ ઇતિહાસોની માફક જોઇતા જ્ઞાન અને સમૃદ્ધિનાં દરેક સાધનો યોગ્ય રીતે વિચાર કરેથી ત્રણે કાળમાં સદ્રૂપ રહી જ્યારે જોઇએ ત્યારે ને જેવા જોઇએ તેવા પુરા પાડી શકે—જે નવું જોવામાં આવે છે તે બસે જેમને એ વિદ્યા ભંડારની માહેની નથી

ને માહેતી મેળવવાની દરકાર પણ નથી તે નવી શોધ કરે, બાકી તેના પણ મૂળ સાધનો ને તેને ઉપયોગમાં લેવાની રીતો સંસ્કૃત ગ્રંથોમાંથી મળી આવે તેમ છે—ને ટુંકાણમાં કહેતાં એમાં જેટલી બાબતો છે તેટલીજ હાલનાં કાળમાં જણાવવી કઠણ છે, તો નવી શોધ તો કયાંથીજ હોય! આ કહેવું કેટલાકને અનુપયુકત લાગશે પણ તેઓ [illegible] રાખી બુધ્ધિથી વિચાર કરશે તો માલમ પડશે માણસ ધારે તો ભાષામાં શબ્દો ઉમેરી શકે, પણ [illegible]નું બંધારણ તો કુદરતથી બંધાએલું હોવાથી ફેરવી [illegible]કે નહી, ને વિદ્યાભંડારના ગ્રન્થોમાં જે વેપારની બુદ્ધિથી [illegible], પણ પરોપકાર સદ્બુધ્ધિથી, નિષ્પક્ષપાતપણે, [illegible]ને ઇશ્વરી પ્રેરણાથી કરેલા હોય છે તેજ ત્રણે [illegible]ળમાં સદ્રૂપ અને ઉત્કૃષ્ટ રહે છે, બીજા તેમ રહી [illegible]કતા નથી, તેથી એ કહેવું યથાર્થ છે; ને એ ભાષા તેથી [illegible]ના ગ્રંથોનો અભ્યાસ દિન પર દિન દુનીઆના બીજા [illegible]ડોમાં વધતો જાય છે, ને ભરતખંડમાં તો જે જે [illegible]બતો પર વિવેચન થાય છે, ને અનેક ગ્રંથો લખાય [illegible] તેમાં મૂળ વિચાર અને પ્રમાણ તો સંસ્કૃત ગ્રંથોમાં[illegible]જ લેવાય છે, તેમજ જૂદી જૂદી ભાષાઓની જૂદા [illegible]દા શબ્દોની શુદ્ધતા એ ભાષાના શબ્દોથીજ થાયછે, તે [illegible]પણ તેની સાબીતી આપે છે. એ રીતે સંસ્કૃત ભાષાની [illegible]ધતા અને તેનું ઉપયોગીપણું સ્વતઃ સિદ્ધ છે, અને [illegible]રતખંડવાસીઓને તેઓનો અસલ અટ્ટેખઇ થની સ્થિ[illegible]તિને પહોચવાને ને મુખ્યત્વે કરી તેમને જેમ સામાજિક [illegible]વ્યવહારમાં પોતાના પ્રાંતની ભાષાની, ને રાજદ્વારિક વ્યવ[illegible]હારમાં રાજભાષાની જરૂર છે, તેમ ધાર્મિક વ્યવહારમાં [illegible]સંસ્કૃતની જરૂર છે, તે પૂરી પાડવાને એ ભાષાની બે દર[illegible]કારી કરવાની થયલી ભૂલ સુધારી તે ભણવાની ખરેખરી [illegible]જરૂર છે. આમ છતાં, તેમજ ભરતખંડમાં વગવાળા [illegible]યેદ્ધાનો પણ કહેવાય છે, ને કેળવણી ખાતામાં સુધારા કર[illegible]વાની અનેક સૂચનાઓ પણ કરે છે, તે છતાં એ ભાષા ભણવાનું શરૂ કરવાનો કાળ નિર્ણય કરવાની ને તે સારૂ જોઇતું સાધન પુરૂં પાડવાની, ને તેનો લાભ લેવાય એવુ કરવાની સૂચના કોઇ કરતું દેખાતું નથી એ બહુ ખેદજનક છે, તેથી [illegible]મો હમારા વિચારો ભરતખંડ માંહેલા ગુજરાતવાસીઓ માટે, ને બીજા પ્રાંતોના વાસીઓને પણ યોગ્ય ફેરફારથી લાગુ પડે તેવી રીતે, નીચે દર્શાવીએ છીએ, ને આશા છે કે યોગ્ય પુરૂષો તેનો ઘટતો વિચાર કરીને તે વિષે બનતું કરશે.

કોઇ પણ વિદ્વાન કબુલ કર્યા વગર રહેશે નહિ કે

૧. ગુજરાતીઓને જેમ સામાજિક વ્યવહારમાં ગુજરાતી ભાષાની આસરે પાંચ વર્ષથી આવશ્યકતા છે, તેમ ધાર્મિક વ્યવહારમાં સંસ્કૃતની ઉપનયન અથવા તેવો સંસ્કાર આશરે ૮ મે વર્ષે થતો હોવાથી ૮ વર્ષથી, ને રાજદ્વારિક વ્યવહારમાં રાજભાષાની ૧૩ વર્ષથી છે, ને તેમાં જન્મની સ્થિતિ નિભાવવામાં ગુજરાતી, ને જન્મનો હેતુ પાર પાડવામાં સંસ્કૃત આવશ્યક હોવાથી, એ બે ભાષા વગર તો કોઇને ચાલે તેમ નથી, ને રાજભાષા વગર તો ઘણાને ચાલે તેમ છે; ને એ રીતે આવશ્યકતાનો ક્રમ તથા પ્રમાણ જોતાં, અને તેમને અનુસરીને કરવાથીજ અનેક ફાયદા નીકર તેટલીજ હાનિ થાય છે, તેનો વિચાર કરતાં ગુજરાતી વાંચતાં લખતાં આવડેથીજ સંસ્કૃતનો અભ્યાસ શરૂ થવો જોઇએ છે, ને એ બે ભાષા બરાબર શિખ્યા પછી રાજભાષા ભણવી જોઇએ છે,

૨ ગુજરાતીઓને ઉપર કહ્યા પ્રમાણે સંસ્કૃત ભણવાની આવસ્યકતા છે, પણ ગુજરાતી ભાષામાં તે ભણવા જોઇતું સાધન ન હોવાથી કાલાતિક્રમણ થયા પછી માત્ર બ્રાહ્મણ વર્ગમાં જેઓ પરંપરાથી સંસ્કૃત વિદ્યાથીજ આજીવિકા ચલાવી રહ્યા છે તેઓમાંના કેટલાકના છોકરાઓ સંસ્કૃત, સંસ્કૃત ભાષામાં રહેલા વ્યાકરણના ગ્રંથોથી ભણવા, ને બીજા વર્ગોમાં કેટલાકના છોકરાઓ જે ઇંગ્રેજી શિખે છે તેમાંના કેટલાક ઇંગ્રેજી સાથે "સેકન્ડ લૅંગ્વેજ" તરીકે અંગ્રેજીમાં રહેલા પુસ્તકોથી ભણવા પ્રયત્ન કરે છે, પણ સંસ્કૃત ગ્રંથથી સંસ્કૃત ભણવામાં વ્યવહારિક વસ્તુના મધ્યસ્થપણા વગર અવ્યવહારિક વસ્તુ મેળવવાનો પ્રયત્ન હોવાથી ભણનારને એવું કઠણ પડે છે કે નહીં જેવાજ પુરૂં ભણી શકે છે, ને તે હાલમાં મુંબઇ જેવા મોટા શેહેરમાં સંસ્કૃત વ્યાકરણની કાશીની પરીક્ષામાં પાસ થયલા આશરે ૪ ને ખાનગીમાં પુરૂં ભણેલા આશરે ૬ જ દેખાય છે તે, તેમજ એ શેહેરમાં હાલ આશરે ૧૨ પાઠશાળા છે પણ તેમાં વિદ્યા-

ર્થીઓ જમવાની કે પૈસાની લાલચ વગર ભણવા આવતા નથી, ને એ રીતે આવે છે તેમાં પણ જેટલો પૈસાનો લાભ ત્યાં થાય છે તે કરતાં કંઇક વધુ થાય એટલી વિદ્યા આવે ત્યાં સુધીજ ભણી ચાલતા થાય છે, તે જોઇએ તેવું બનાવે છે; ને અંગ્રેજી પુસ્તકોથી સંસ્કૃત ભણવામાં જે પુસ્તકોથી ભણાય છે તે જોઇએ તેવાં ન હોવાથી એ ભાષાનું સંપૂર્ણ જ્ઞાન તો સંસ્કૃત ગ્રંથોની છેવટે મદદ લીધા વગર કોઇને થતુંજ નથી, ને ખપજોગું થવામાં પણ એટલી કઠિનતા પડે છે કે ઘણા કંટાળી થોડું ભણી છોડી દે છે, ને કેટલાક જે ઠેઠ સુધી ભણે છે તેઓ પણ એ ભાષા પરીક્ષાઓની જરૂરીઆત પૂરી પાડવાના હેતુથી તે મુખ્ય ને બદલે "સેકન્ડ લેંગ્વેજ"ના ભાવથી ભણે છે, એટલે તેઓમાંના ઘણાખરાને દૃઢ જ્ઞાન થતું નથી, ને ભાવ તેવું ફળ થાય છે, ને કોઇકજ જે પાછળથી સંસ્કૃત ગ્રન્થની મદદ લે છે તેને પુરું જ્ઞાન થાય છે, ને તે મુંબઇ યુનિવર્સિટિની ૧૮૬૫ થી ૧૯૦૯ સુધીના ૪૫ વર્ષના દરમ્યાનમાં થયલી "એમ. એ."ની પરીક્ષાઓમાં માત્ર ૧૧ જ ગુજરાતીઓ સંસ્કૃતમાં પાસ થયા છે, ને તેમાં પણ ૧૯૦૯ માં ૧૧ ગુજરાતીઓમાં માત્ર એકજ સસ્કૃતમાં પાસ થયો છે તે જોઇએ તેવું બતાવી આપે છે. એ કારણોને લીધે ગુજરાતી ભાષામાં સંસ્કૃત ભાષાના વ્યાકરણની ખરે ખરી ખોટ છે,

૧. ગુજરાતી નિશાળોમાં ૪થાથી ૭મા ધોરણોમાં યોગ્ય ફેરફાર કરી સંસ્કૃત ભાષા દાખલ કરવામાં, અને જેમ ગુજરાતી ભાષા, ગુજરાતી વ્યાકરણ અને ગદ્યપદ્યની ચોપડીઓથી શિખવાય છે તેમ સંસ્કૃત ભાષા, સંસ્કૃત વ્યાકરણ અને ગદ્ય પદ્યના સમાવેશવાળા હિતોપદેશ જેવા ગ્રંથથી શિખવવામાં જરા પણ હરકત આવે તેમ નથી; ઉલટું એમ કરવાથી વિદ્યાર્થીઓ સામાજિક વ્યવહારની ગુજરાતી ભાષા વેહેલી ને સારી શિખશે, ધાર્મિક વ્યવહારની સંસ્કૃત ભાષા પણ શિખશે, રાજદ્વારિક વ્યવહારની અંગ્રેજી ભાષા શિખવાની લાયકાત પણ વધારે મેળવશે, સઘળા વ્યવહારોમાં જોઇતું જ્ઞાન પણ વેહેલું સંપાદન કરશે, ને બચપણમાં યોગ્ય વયેજ સત્વગુણવાળી સંસ્કૃત વિદ્યાના શુભ સંસ્કાર પામેલા હોવાથી આગળ જતાં હસ્તામલક જેવી ચીજો કોઇના બતાવ્યા વગર જોઇ શકશે, ને એક સંસ્કૃત ગ્રન્થપરથી લખાતા અનેક ગ્રન્થો વાંચવામાં થતી પૈસા તથા આયુષ્યની હાનિથી પણ બચશે, એટલે એક રીતે ખરચમાં ફાયદો મેળવશે, આયુષ્યમાં વધશે, ને આખરે જન્મનો હેતુ પણ પાર પાડી શકશે, તેમજ પોતાનાં ઐહિક સુખો શેમાં સમાયલા છે, ને તે શી રીતે પ્રાપ્ત કરી શકાય તેના યોગ્ય રીતના વિચારો ને ઉપાયો પોતાની મેળે કરી શકશે, ને એ રીતે ઘણા ગુજરાતીઓ લાભ લઇ શકશે એટલે એવી પ્રજા જોઇ રાજ્યકર્તાને પણ સંતોષ થશે.

ઇશ્વર યોગ્ય પુરૂષોને ગુજરાતી બંધુઓ વાસ્તેની ઉપર બતાવ્યા પ્રમાણેની ગુજરાતી ભાષામાં સંસ્કૃત વ્યાકરણની ખોટ પૂરી પાડવા સારૂના, અને ગુજરાતી નીશાળોમાં એ ભાષા ભણાવવા સારૂના આ હમારા લેખનો યોગ્ય વિચાર અને ઘટતો ઉપયોગ કરવા સદ્બુદ્ધિ આપો.

---

વધારે ઉંચું હિત ગ્રહણ કરવાને, તથા તેનું મૂલ્ય સમજવાને આપણે સમર્થ થઇએ, એટલા માટે કોઇ કોઇ વાર આપણે માથે દુઃખદ જેવો જણાતો પ્રસંગ આવી પડે છે. અન્ય રીતે કહીએ તો કોઇ કોઇ વાર જે આપણે જોઇતું હોય છે, તે આપણને નથી મળતું, તેનું કારણ એ છે કે થોડા સમય પછી આપણા ઇચ્છેલા વિષય કરતાં પણ કંઇ વધારે સારૂં આપણને પ્રાપ્ત થનાર હોય છે. આ કારણથી ધારેલે સમયે ઇછેલો વિષય ન મળવાથી નિરાશ થઇ જવું, અથવા શોક કરવો એ નકામો છે.

---

પ્રત્યેક અનિષ્ટ ભાસતો પ્રસંગ, વસ્તુતઃ શું છે, એ આપણે શોધી કાઢવાનું હોય છે. તે અનિષ્ટકર છે, એમ આપણે માનીએ છીએ, પણ તે તેવો હોતો નથી. તે માત્ર એક છૂપો ભેદ હોય છે. પડદો તોડી નાંખો, અને પડદાની પાછળ કંઇક ભારે મૂલ્યવાળી વસ્તુ રહેલી તમને જણાશે. પૂર્વે અપ્રાપ્ત એવું કંઇક મહત્તાવાળું તમને પ્રાપ્ત થશે.

---

# बे वीर बाळको.





આત્મ ત્યાગ–સ્વાર્થ ત્યાગ–નહિં કરવાથી આ જગતમાં કોઈ મહા પુરૂષ થઇ શકતા નથી. આ જગત્ કાંઈ સ્વાર્થ–સાધુઓ માટે નથી. જો મહાપુરૂષ થવાની ઈચ્છા હોય; જો જગતમાં પોતાનું નામ અમર રાખવાની ઇચ્છા હોય;–જો જગત્‌નાં મનુષ્યોના હૃદયમાં પોતાનું નામ ચીર કાળ કોતરાઇ રહે એવી ધારણા હોય—તો મનુષ્યે પોતાનો સ્વાર્થ પરમાર્થમાં ફેરવી નાંખવો અને નિષ્કામ ભાવે કર્મ કરવું. એકનુંજ નહિં, પોતાના કુટુંબનુંજ નહિં પણ સમસ્ત પ્રાણી માત્રનું કલ્યાણ થાય તેવું કર્મ કરવું, પ્રત્યેક પ્રાણી માત્રને આત્મવત્ ગણી તેમનું અનિષ્ટ થતું અટકાવી, ઇષ્ટ થાય એવાં કાર્ય કરવાં. સ્વાર્થને માટે–ફક્ત નામનેજ માટે–ફક્ત ખોટા યશને માટેજ ઘણા મનુષ્યો, ઘણા પુરૂષો અને ઘણા બાળકો–કેટલાંક કર્મો કરે છે! પરંતુ તેનું ફળ શું? એકજ વ્યક્તિને સંતોષ આપવો એજ! અમે તેવી સ્વાર્થ વૃત્તિને ધિઃકારીએ છીએ. અમે અનેક મનુષ્ય પ્રાણીનાં કલ્યાણ થાય એવાંજ કામોને ધન્ય માનીએ છીએ. અનેક વિપત્તિ અને અનેક સંકટો પડે છતાં તેવાંજ પરમાર્થનાં કામ કરવાં. તેથીજ મનુષ્ય આલોક અને પરલોકમાં ચીર કાળ પર્યંત નામ, યશ અને કીર્તિ મૂકી જશે. જગત્ ત્હેનેજ ધન્ય કહેશે.

સમસ્ત ભરતખંડમાં, સ્વાર્થ ત્યાગની વૃત્તિ ધારણ કરવા માટે શીખ લોકોએ નામ મેળવ્યું છે. શીખ લોકો ભારત વર્ષના ગૌરવ સ્વરૂપ છે, તેનું કારણ પણ એજ પરાર્થ વૃત્તિ! એ ગૌરવ ત્હેમણે બહુ કીમતે મેળવ્યું છે. ધર્મને માટે, કર્મને માટે, પરાર્થને માટે, અને અતિથિના સત્કાર માટે, તેઓએ જેવી આત્મત્યાગવૃત્તિ બતાવી છે તેવું દ્રષ્ટાંત જગતના ઇતિહાસમાંથી ભાગ્યેજ બીજું મળશે. તેઓના પરોપકારી ધર્મ ગુરૂઓએ, દેશને માટે અને ધર્મને માટે જે આત્મબલિદાન આપી ઉજ્વલ અને અક્ષય કીર્તિ રાખી છે, તે શિખ ઇતિહાસમાં પ્રત્યેક પૃષ્ઠ ઉપર ચળકતે અક્ષરે જોઇ શકાય છે. તે અક્ષરો કહે છે કે "પરમાર્થ માટે આત્મત્યાગ કરવો એજ મહાપુણ્યનું કામ છે."

ગુરૂ ગોવિંદસિંહે પોતાની નિસ્પૃહતા બતાવીને શિખસમાજમાં એક નવું જીવન તત્વ ઉમેર્યું હતું. તેમનું દ્રષ્ટાંત જોઇને, તેને પગલે ચાલીને, તેના શિષ્યો પણ અજીત વીર પુરૂષ થઇ ઉઠયા હતા. તેણે તેઓની સ્હાયતા વડે પંજાબમાંથી મોગલ રાજત્વનો ઉચ્છેદ કરી સ્વતંત્ર હિન્દુ રાજ્ય સ્થાપન કર્યું હતું. પરંતુ તેમના ખંડિયા રાજાઓએ અન્યાયના ભયવડે બ્હી જઇને, ઇર્ષાખોર અને પરતન્ત્ર રાખનારા હિમાયતી મોગલરાજા ઔરંગજેબ બાદશાહની મદદ લઇ, ગુરૂ ગોવિંદસિંહની રાજધાની આનન્દપૂરને ઘેરો ઘાલ્યો.

આ ઘેરા વખતે શિખ પુરૂષોએ મહાન વીરત્વ બતાવ્યું, પરંતુ તેઓ કોઇ રીતે ખંડિયા રાજાઓ કે મોગલ રાજાને પાછા હઠાવી શકયા નહિં. ધીમે ધીમે અસન્તોષનો અગ્નિ બળવા માંડયો. એ જોઇ ગુરૂ ગોવિંદસિંહની માતા ગુજરીને ઘણી ચિન્તા થઇ. પોતાના બે લાડકવાયા પુત્રને શી રીતે બચાવવા તેનીજ ચિન્તામાં ગભરાઇ ઉઠયાં. અનેક ચિન્તા કર્યા પછી તેમણે એક નાશકારક રસ્તો શોધી કહાડયો. ગુરૂ માતાએ ઘેરો ઘાલનારા રાજાઓને ગુપ્ત રીતે કહ્યું કેઃ તેણીને કિલ્લામાંથી બહાર નીકળી જવા દેવી. ગુરૂ માતાની આ પ્રાર્થના મંજુર પણ થઇ. માતા ગુજરિએ, ગોવિંદસિંહના બે ન્હાના છોકરાઓ–ફતેસિંહ અને જબરસિંહને લઇને પલાયન કર્યું: ગુપ્ત રીતે કિલ્લો છોડી ચાલી ગઇ. તે વખતે તેણીની સાથે ગંગુ નામનો એક રસોઇઓ હતો.

ગંગુ બ્રાહ્મણનો છોકરો હતો. ગમે તેમ પણ ભિક્ષા માંગીને ખાનાર જાતિ હતો; તેનામાં બ્રાહ્મણોમાં હોવા જોઇએ તેવા કોઇ ગુણ નહોતા. તે અતિ શુદ્ર

પ્રકૃતિનો હતો. પૈસાની લાલચને લીધે તેનું, હિતાહિતનું જ્ઞાન નાશ પામ્યું હતું. પૈસાને બદલે તે કોઇ પણ જાતનુ પાપ કરવા તૈયાર થઇ ગયો હતો. તેની પૈસા મેળવવાની ઇચ્છાને લીધેજ તે આટલો બધો અધમ-શૂદ્ર-જેવો થઇ રહ્યો હતો.

ગંગુ સિરહિન્દ ગામમાં રહેતો હતો. કિલ્લામાંથી ન્હાસી છુટયા પછી ગુરૂમાતા બે પૌત્રોને લઇને ગંગુને ગામ-ગંગુને ઘેર આવી પહોંચ્યાં ગંગુ ઘણો આદર સત્કાર કરતો માતાને પોતાના ન્હાનકડા ઘરમાં લઇ ગયો. ગુરૂ માતા પણ પરમ આનંદ માનતી ઘરમાં ગઇ. ગંગુનો અતિથિસત્કાર જોઇ ત્યાં રહેવાની ઇચ્છા બતાવી, ગંગુએ માતાને બેસવા એક ભાંગેલો ખાટ-પાથરી આપ્યો !

* *

રસ્તાની મુસાફરીથી થાકેલાં બે બાળકો ભાંગેલા ખાટલા ઉપર બેઠાં કે તરતજ નિંદ્રાવશ થયાં. જેઓ અનેક પ્રકારની સામગ્રીથી ભરેલા વિલાસ-ભૂવનમાં લાલિત પાલિત થયા હતા, જેઓ મન ભાવતાં ભોજન મેળવતા હતા, અને જેઓ અનેક દાસદાસીઓ વડે રક્ષાતાં હતાં તેજ રાજ બાળકો આજે સુખના ખોળામાંથી નીકળી આવી, એક ભાંગલા તુટલા ઘરમાં, ભાંગેલા ખાટલામાં સુતાં છે ! કાળની બલિહારી છે ! બાળકો ઉંઘ્યાં પણ માતાના નેત્રમાં ઉંઘ નથી. અનેક ચિન્તાઓને લીધે તેમનું હ્રદય પત્થર જેવું ભારે થઇ રહ્યું છે. પોતાના પુત્ર ગુરૂ ગોવિંદસિંહને તેઓ જે સ્થીતિમાં મુકી આવ્યાં હતાં તે સ્થિતિ કેટલી ભયંકર હતી ! ગોવિંદનું મુખ દર્શન હવે ત્હેના નશિબમાં લખ્યું હશે કે નહિં, તે કોણ જાણે ? આ બે બાળકોનું રક્ષણ થશે કે દુર્દાન્ત મોગલોની તિક્ષ્ણ તલવારનું બલિદાન થશે ? આવી આવી અનેક ચિન્તાઓ કરતાં કરતાં બન્ને પૌત્રોનાં માથાં, ગુજરી માતાએ પોતાના ખોળામાં લીધાં. અને પ્રેમપુર્વક ત્હેમના મુખ ઉપર, શરિર ઉપર હાથ ફેરવવા લાગ્યાં.

રસ્તામાં પૈસાની ઘણી જરૂર પડે છે. એવો વિચાર કરીને ગુજરી માતાએ કિલ્લો છોડતી વખત એક પિતળનો દાબડો સાથે લીધો હતો, તેમાં હીરા, માણેક અને મોતીનાં ઘણાં અલંકારો ભરેલા હતા. તેણે તે દાબડો ઘણી સાવચેતીથી સંતાડી રાખ્યો હતો. ગંગુના ઘરમાં આવ્યા પછી તે દાબડો માથાના ઓશિકા નીચે મુકીને સુઇ ગઇ. અનેક વિચારોને લીધે તેને ઉંઘ આવી નહિં તો પણ પળવારને માટે જરા ઝોકું આવતું, અને પળવારમાં આંખ ઉઘડી જતી.

ગંગુની પાપી નજર પેલા પિતળના દાબડા ઉપર પડી ! હવે જોઇએ શું ? ગંગુ કર્મભ્રષ્ટ બ્રાહ્મણભાઇ હતો ! તેના લોભને રોકી કોણ શકે ? ડોશી માતાના ઓશિકા નીચેથી તે દાબડો ગુમ કરવાનો વિચાર નકકી થયો. પરંતુ એ દાબડો ગુમ થાય તો બેરાજ પુત્રોને અનેક પ્રકારનો કલેશ થાય, અરે ! ખાવાનાં પણ વાખા પડે તેનું પણ તેને ભાન થયું નહિ, ગંગુ મહારાજ તો પેલો દાબડો ઉડાવી જવાનો લાગ શોધવા લાગ્યો. પણ ડોસી જુના જમાનાની હતી. તેને ઉંઘ આવતી નહોતી, તે પણ ઉંઘવાનો ઢોંગ કરી સુતો હતો, અને લાગ જોતો હતો. એટલામાં બ્રાહ્મણભાઇની ભાગ્યદેવી પ્રસન્ન થઇ ! લાગ મળ્યો ! ગુરૂ માતા મોડી રાત સુધી જાગી પણ રસ્તાને થાકે તેનાં નેત્રો પરાણે બંધ કર્યાં. તેણી ઉંઘી ગઇ, પાપી ગંગુ મહારાજે એક, બે, પાંચ, વખત ઉંચુ માથું કરીને જોયું. તેણે જાણ્યું કે ગુરૂ માતા ઉંઘી ગયાં છે. એટલે ધીમે ધીમે ગુરૂ માતાની પાસે જઇ તેના ઓશિકા નીચેથી દાબડો કાઢી લીધો. ઘરમાં એક ખુણામાં સંતાડી આવ્યો, અને તરતજ મ્હોટેથી બુમ પાડી ઉઠયો કેઃ "ચોર, ચોર, કોઇ દોડો ! કોઇ પકડો" ગંગુની વિકાળ બુમથી ગુરૂ માતા જાગી ઉઠી. બે છોકરાઓ પણ આંખો ચોળતા, બ્હી ઉઠયા ! ગુરૂ માતાએ સૌથી પહેલાંજ ઓશિકા નીચે જોયું તો "દાબડો" ગુમ થયલો જણાયો. તેણીએ જાણી લીધું કેઃ "સત્યનાશ ગયું !" સ્તબ્ધ હ્રદયે તેણીએ ઘણી વાર સુધી ગંગુના મ્હો સ્હામુ જોયા કર્યું: બ્રાહ્મણના મ્હેરા સ્હામુ જોઇને તેણીએ તરત નિશ્ચય કર્યો કે બીજો ચોર કોણ ? ચોર તે પોતેજ

છે! પરંતુ શું કરવું? આજે તેણીને એકાન્ત, આશ્રય વગરની જોઇને દુષ્ટ નોકરે લુંટી લીધી છે. અચિન્ત્વી લુંટ ચલાવી છે! પણ લાચાર! અનેક વિચારોને લીધે હેનું હૃદય ભરાઇ આવ્યું. ઘણો વખત સુધી ચુપ બેસી રહી. ત્યાર પછી શાન્ત ચિત્તે ગુરૂ માતાએ તેનો ઉપકાર માન્યો અને કહ્યું કે: બેટા! ચોરના હાથમાંથી બચાવી જે દાબડો તે સંતાડી લીધો છે તે પાછો આપ, હારો ઉપકાર ભૂલાશે નહિં." ડોસી માએ ઘણા કાલાવાલા કર્યાં. કરૂણ શબ્દોમાં તેને ઘણી વિનંતિ કરી.

* * *

જે કાયર પુરૂષો હોય છે તે કોઇ પણ રીતે પોતાનો દોષ સ્વિકારતા નથી. તેઓ તો ઉલટા અનેક આડા અવળા બ્હાનાં કાઢીને પોતાની નિર્દોશતાજ બતાવવાનો યત્ન કરે છે. કોઇક વખત તો વિના કારણે ગુસ્સે પણ થઇ જાય છે. ગુરૂ માતાના કાલાવાલાથી તેનું હૃદય પીગળી જવાની વાતતો વેગળી ગઇ પરંતુ ઉલટો ગુસ્સે થઇ ગયો. ગંગુએ ગુરૂમાતાને વિના કારણે અનેક ગાળો દીધી. ગંગુના એવા આચરણથી બે વીર બાળકોનો મિજાજ જતો રહ્યો. અને તેમણે ગંગુને તેજસ્વીપણાથી કહ્યું કે: ખબરદાર! જો માતાજીને એક શબ્દ પણ કહ્યો છે તો તેની યોગ્ય શિક્ષા મળશે." બાળકોના વિરત્વ ભરેલા શબ્દો સાંભળતાંજ ગંગુએ કહ્યું: અરે મૂર્ખાઓ! તમને ખબર છે કે હમે મ્હારા કબજામાં-આશ્રયમાં-છો, મ્હારી કૃપા વડેજ જીવતા છો એવું ભૂલી જાઓ છો કે! આખું જગત્ હમારૂં દુશ્મન છે. હમને નિરાશ્રય જોઇને તો મ્હે મ્હારૂં મકાન રહેવા આપ્યું છે તેમાં પણ મ્હને કેટલો ભય છે તેની ખબર છે? મ્હારો ઉપકાર માનવાનું ભૂલી જઇને હમારી ડોસી ઉલટો મને "ચોર" બનાવે છે! મ્હારી ઉપર ઉપકાર કરવાનું શું આ ફળ? શું હમે મ્હને એવા નજીવા દ્રવ્યનો લોભી-રે! ચોર કહો છો! હમે ખરેખર નાલાયકજ છો! ઠીક હવે હમને ક્ષમા કરીશ નહિં. જોઉંછું કે કોણ તમારૂં રક્ષણ કરે છે? હું હમણાંજ મુસલમાન કોટવાલને બોલાવી હમને પકડાવી દઉં છું. હમારો પિતા મોગલ રાજાનો બળવાખોર છે. હમે મોગલના હાથમાંથી કદી પણ છુટવા પામશો નહિં. જુવો હવે કે તમારી નાલાયકીનું શું ફળ મળે છે?-" એટલું કહીને ગંગુ મહારાજ ઝપાટાબંધ બહાર જવા તૈયાર થયો.

એક બ્રાહ્મણનાં આવાં વાકયો સાંભળી વીર બાળકોની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. અપમાનની અને તિરસ્કારની આગ તેમની નસેનસમાં સળગી ઉઠી. મ્હોટા પૂત્ર ફતેસિંહ કમ્મરેથી તલવાર બહાર કાઢી અને ગંગુ ઉપર ધસી ગયો. પરંતુ ગુરૂ માતાએ તેને રોકયો. માતાના કહેવાથી બાળક અટકી ગયો, નહિં તો ગંગુ મહારાજ એકના બે થઇ જાત! માતાએ રસોઇયાને ઘણું સમજાવ્યો. તેને શાંત પાડવા માટે કાલાવાલા કર્યાં. એટલુંજ નહિં પણ પોતાના દાબડામાં જે અલંકારો હતા તે તેને આપી દીધા. પરંતુ પાપી ગંગુનો ગુસ્સો શાંત પડયો નહિં. ગુરૂમાતાની આંસુની ધારાએ તેનું હૃદય શીતળ કર્યું નહિં પણ ઉલટો ભડકો થઇ ઉઠયો. બદલો લેવાની ઈચ્છા પ્રબળ થઇ ઉઠી. તે તરતજ શહેરના કોટવાલ પાસે ગયો અને બધી વાત કહી દીધી. અને કહ્યું કે જો મને ઇનામ આપશો તો હમણાંજ ત્રણે જણને પકડાવી આપીશ.

તત્કાળ કોટવાલ સાહેબ કેટલાક સિપાહીઓને સાથે લઇને ગંગુના મકાનમાં આવી પહોંચ્યા. ત્યાંથી ગુરૂમાતા અને બે છોકરાઓને પકડી લઈ ગયા, કિલ્લાના એક ઓરડામાં ગુરૂ માતાને અને બીજા એક અંધકારવાળા ઓરડામાં બે છોકરાઓને કેદ કરી દીધા.

કેદખાનામાં પુરાયલા બાળકોના મનની અવસ્થા અવર્ણનીય હતી! તે માત્ર વિચારવા જેવી અને સમજવા જેવીજ વાત છે. તેઓ અંધારા ઓરડામાં રહેતા હતા છતાં પણ બન્ને ભાઇઓ નાના પ્રકારની ધર્મચર્ચા કરતા હતા. "સિંહનાં બાળકો સિંહના જેવાંજ હોય છે," પિતાનું અદમ્ય હૃદય અને પિતા-

મહુનો ધર્મોન્માદ તેમનામાં પણ જણાતો હતો. તેઓ ધૈર્યપુર્વક આ અન્યાય અત્યાચાર સહન કરવા લાગ્યા.

તે ગમે તેમ હો પણ બીજે દીવસે મોટા ઠાઠ માઠ સાથે રાજદરબાર ભરાયો. નવાબ વાજીદખાં સિંહાસન ઉપર બેસી છોકરાંઓનો ન્યાય કરવા બેઠા. બે કેદી બાળકોને રાજ સભામાં લાવવામાં આવ્યા. બાળકોની તેજોમય મુર્તિ જોઇ, સભામાં બેઠેલા બધા ગ્રહસ્થો આશ્ચર્ય પામ્યા. તેઓનું શરીર અન્નાહાર વગર સુકાઇ ગયલું અને પિતા માતાથી વિખુટા પડવાથી મ્હો ચિન્તાતુર છતાં પણ દ્રઢતા ભરેલું હતું.

* *

નવાબ કોટવાલની ફરીયાદ સાંભળીનેજ તેઓને પ્રાણ દણ્ડની આજ્ઞા કરવા જતા હતા તેજ વખતે એક આશામયી ચિન્તા તેમના હૃદયમાં ઉદય થઇ. તેમણે ગુરૂ ગોવિંદસિંહના હૃદયમાં હમેશાં અગ્નિ સળગાવી બાળી મારવાની ગોઠવણ કરી, આ બન્ને બાળકોને "ઇસલામ" ધર્મમાં વટલાવી નાંખવાથી ગોવિન્દના મનમાં જે અસહ્ય દુઃખ થશે તે કરતાં પ્રાણદણ્ડથી વધારે દુઃખ થશે નહિં એવો વિચાર કર્યો. તેથીજ નવાબે કહ્યું. "બાળકો! લ્હમે ઘણાં ન્હાના છો. લ્હમને પ્રાણદણ્ડની શિક્ષા આપતાં મ્હારૂં હૃદય બહુ દુઃખાય છે. મ્હારૂં હૃદય લ્હમારા ઉપરના સ્નેહથી ભીંજાઇ જાય છે. પિતાના પાપથી લ્હમારી જે દુર્દશા થઇ છે તેમાંથી હું તમને મુકત કરવા ચાહું છું. લ્હમારો પિતા એક સખ્ત કાફર છે. તે મોગલ રાજ્યમાં એક બળવાખોર જેવો થઇ ઉઠયો છે. તેમના પુત્ર તરીકે લ્હમને પ્રાણ દણ્ડનીજ શિક્ષા થવી જોઇએ. પરંતુ લ્હમારી ન્હાની ઉમ્મર ધ્યાનમાં લેતાં હું ભયંકર શિક્ષા કરી શકતો નથી, પરંતુ તે દયાને બદલે લ્હમારે અમારો ધર્મ ગ્રહણ કરવો પડશે. જો તમે ઇસ્લામી ધર્મ ગ્રહણ કરશો તો તમને અમે પુત્રની પેઠે પાળીશું. આ જગતમાં જેટલાં સુખ, ભોગ, વિલાસ છે તે બધાં લ્હમને આપીશું. તમે પૃથ્વી ઉપર રહેવા છતાં સ્વર્ગનું સુખ ભોગવશો. સર્વ પ્રકારના વિલાસ વિભવો તમારા દાસ થઇ રહેશે. સુંદર સ્ત્રીઓ અને દાસીઓ લ્હમારી સેવા માટે નિમવામાં આવશે લ્હમારો પિતા ઇસ્લામી ધર્મ નહિં સ્વીકારવાથી અને મોગલ રાજા જેવી પ્રબળ શકિતની વિરૂધ્ધ વર્તવાથી નર્કનું દુઃખ ભોગવશે પરંતુ તમે નિર્દોષ છો! પિતાના પાપે પુત્રોએ શા માટે દુખી થવું? જેનો ફેલાવેલો ધર્મ આ જીવનમાં સુખ આપતો નથી અને ટુકડા રોટલા માટે ભટકવું પડે છે તેનો ધર્મ પરલોકમાં શું સુખ અપાવશે? તમારા પિતાના શબ્દો ઉપર વિશ્વાસ કરશો નહિં. હું માનપુર્વક જે સલાહ આપું છું તે સ્વિકારી લેજો. હું તમને બધુંજ આપીશ, હું તમારે માટે બધુંજ કરીશ. તમે ઇસ્લામ ધર્મ ગ્રહણ કરો"

પ્રકૃત ધર્મ સાધન એ કાંઇ ઐહિક સુખનું નિકેતન નથી. હિંદુ–ધર્મ અથવા તેનો એક અંશ, શિખ ધર્મ ઉપર વિશ્વાસ રાખવાનો પક્ષપાતિ છે. વિલાસિતા કિંવા ઐહિક સુખ–ચિન્તા એ કાંઇ ધર્મના અંગ નથી. મુસલમાન ધર્મ પણ પ્રકૃત ઐહિક ધર્મ નથી. તે પણ પરકાલના મંગળનો શોધક છે, તે પણ પવિત્રતા અને સંયમનો પક્ષપાતી છે. પરંતુ સમયના દોષ વડે તે પણ અનેક રીતે કલુષિત થઇ પડયો છે. જ્યારે હ. મહમ્મદ સાહેબના પન્થવાળાઓ વિશાળ રાજ્યેશ્વર થઇ ઉઠયા ત્યારે તેમનો સંયમ કયાંયે ડુબી ગયો! તેઓએ ધીમે ધીમે વિલાસિતાનાં શ્રોતમાં શરીર ડુબાવી દીધું; ધર્મ કલુષિત થઇ પડયો, ઐહિક સુખ એજ ધર્મનો પ્રધાન ઉદ્દેશ્ય છે એમ તેઓએ મનમાં માની લીધુ પરંતુ આજ સુધીમાં તેઓમાં એવો કોઇ ધર્મ વીર જન્મ્યો નહિં કે જેણે ધર્મના એવા અધઃપતનથી ક્ષુબ્ધ થઇને તેને ઉન્નતિની–સંયમની સાચી દિશા તરફ લઇ ગયો હોય! જેણે જેની મરજીમાં આવ્યું તેમ રાજ્ય કર્યું, વચમાં એકાદ બે વીર પુરૂષો જન્મ્યા હતા પરંતુ તેનો એવો ક્ષીણ યત્ન, અધઃપતનની ગતિ રોધ કરી શકયો નહિં. હમણાં પણ મુસલમાન ધર્મને નામે કેટલા અન્યાય કરે છે તે વાત ખરા મુસલમાનો સ્વિકાર કરે છે. હિંદુ ધર્મનિ પણ જોઇએ તેટલી અવનતિ થઇ છે; પરંતુ વચમાં

વચમાં વચમાં નાનક, ચૈતન્ય, શંકરાચાર્ય, રામનુજાચાર્ય, વલ્લભાચાર્ય, દયાનંદ આદિ મહા પુરૂષોએ-ગમે તેમ પણ-હિંદુ ધર્મમાં નવું ચૈતન્ય, નવુ જીવન અને નવુ બળ ઉમેરી આપ્યું છે. અને તેથીજ હજુ પણ હિંદુ ધર્મ જાગૃત છે. તેથીજ આજે પણ હિંદુઓ ઐહિક સુખને જીવનનુ પ્રધાન સુખ માની શકતા નથી. દરિદ્ર ધર્મનિષ્ઠ બ્રાહ્મણો આજે પણ-તેની દ્રષ્ટિમાં-કોટયાધિપતિ, વિલાસી રાજા કરતાં શ્રેષ્ઠ, પુજયનીય છે !

*

તે વાત જવા દ્યો, નવાબના એવાં વાકયો-એવાં પિતુનિન્દાજનક શબ્દો સાંભળીને બન્ને બાલકોના મનમાં ક્રોધનો અગ્નિ ભડકી ઉઠયો. તેમના ક્ષીણ ચક્ષુ પ્રકાશિત થઈ ઉઠયાં. તેમનું સુકાઈ ગયલું મ્હો પ્રફુલ્લ થઇ આવ્યું. શરીરમાં રહેલું થોડું ઘણું લોહી મ્હો ઉપર આવી ચહડયું. બન્ને છોકરા નવાબને ઉતર આપવાને આગળ વધ્યા પરંતુ ફતેહસિંહે પોતાના ભાઇને અટકાવી ક્રોધના આવેગમાં જે કાંઇ બોલી ઉઠયો તે શબ્દો આજે પણ બ્હીકણ મનુષ્યનાં હૃદયમાં સાહસનો સંચાર કરે છે. બાળકે કહ્યું— નવાબ! દરિદ્ર પ્રજાનું લોહી પીને પણ હજુ ત્હમે નવાબ કહેવાઓછો; ત્હમારા અત્યાચાર વડે અને લુંટફાટનાં ધિક્કારવા જેવાં કાર્યથી દેશ રસાતળે ગયો છે. ત્હમારા મ્હેલો હજારો સ્ત્રીઓના ઉન્હા નિઃશ્વાસથી ગરમ ગરમ થઇ ગયા છે! ત્હમે તેમના પતિના જીવન, અન્યાયની રીતે નષ્ટ કર્યાં છે. હજારો બાળકો પોતાની માતાના વિયોગથી દુ:ખી થાય છે. અતિશય કલ્પાંત કરી રડી રહ્યા છે અને ચારે દિશા કમ્પાવી રહ્યા છે. ત્હમે બલપુર્વક હિંદુ પ્રજાની કન્યાઓને અને બ્હેનોને પકડી લાવી તમારૂં અંતઃપુર શોભાવ્યું છે. કેટલી સ્ત્રીઓએ પોતાનું સતીત્વ જાળવવા માટે તમને શાપ દેતાં દેતાં દેહ ત્યાગ કર્યો છે? તમે રક્ષક થઈને પ્રજાની ધન સમ્પતી હરણ કરો છો. તમારી તલવારના પ્રભાવથી કોઇનું પણ જીવન નિરાપદ નથી. અમ્હારા પિતા, તમારાં રાક્ષસને યોગ્ય એવાં આચરણની ભારે શિક્ષા આપીને જગતમાં ધર્મના સાચાં બીજ વાવવા માટે ઇશ્વર તરફથી આવી પહોંચ્યા છે. ત્હમારાં એવા પાપને માટે સત્વર તમને પશ્ચાતાપ અને દીલગીરી થશે. તમે બીજાઓને જેટલાં કષ્ટો આપ્યાં છે, તે બધાં તમારે માટે ભેગાં કરવામાં આવ્યાં છે. જ્યારે રક્ષણનો બીજો રસ્તો રહેશે નહીં ત્યારેજ ત્હમારૂ હ્રદય પશ્ચાતાપના અગ્નિ વડે દગ્ધ થશે. પરંતુ તે વખતે તે પશ્ચાતાપ નિરર્થક થઇ પડશે. પૃથ્વી ઉપર કેટલાંએ રાજ્ય અને કેટલાએ રાજા થઇ ગયાં છે અને તે બધાંએ રાજ્ય અને બધાએ રાજા નાશ પામ્યા છે. એક દિવસ તમારૂં પણ તેમજ થશે. કોઇનું રાજ્ય કે કોઇ રાજા અમર રહ્યો નથી. અમારા પરમ ધાર્મિક, પરમ પરોપકારી વિક્રમ જેવા ચક્રવર્તી રાજાઓનાં રાજ્ય પણ ચાલ્યાં ગયાં છે. તો પછી ત્હમે શી ગણત્રીમાં! એક સમય તમારાં રાજસિંહાસનો, વાગોળો, દેડકાં અને કબુતરોના માળા બાંધવાને લાયક થઇ પડશે! તમારા કિલ્લા, રાજમહેલો, અને રાજ સતા, એ બધું માત્ર એક "વાર્તા" જેવુ થશે! તે વખતે અનેક માણસો તમારા કાર્યો તરફ ધિક્કાર બતાવશે અને ઘણાં થોડાંજ માણસો તમારાં દુ:ખના વખતમાં દિલાસો આપશે. હમણાં તમે રાજસતાના અંહકારને લીધે, વેગળે ઉભા રહેલા ભયંકર દુઃખ દાવાનળને જોઇ શકતા નથી. તે વેગળે રહીને તમારા "દુઃખ"ને વસ્ત્રાલંકારો સજે છે! નવાબ! તમે મ્હને જે સુખ સ્વચ્છંદની આશા અને લોભ બતાવો છો, તે બધાં ક્ષણવાર રહેનારાં છે. માનસિક અશાંતિ, શારિરિક રોગ અને મૃત્યુની સાથે તે બધાં સુખ એકે સપાટે લોપ થઇ જશે. જો આ જગતમાં "મૃત્યુ" ના હોતતો હું તમારા તરફથી મળતા સુખમાં લોભાઇ જાત, અને સ્વિકારી લેત પરંતુ જ્યારે "મરણ" તો નક્કીજ છે. ત્યારે પછી એવુ ક્ષણિક સુખ ભોગવવુ તે શા કામનું ? તમારી વીકાળ તલવારના ઘાથી મરવું અથવા રોગના ડાચામાં પડીને મરવું એ બને એક સરખાંજ છે. મ્હારી ધર્મ ઉપરની શ્રધા એ તો જીવન કરતાં પણ કીમતી છે, તે શરીરના તુચ્છ સુખોને માટે કદી પણ

કલંકિત થશે નહિં, તમે તેજ પવિત્ર ધર્મ–શ્રધ્ધા ત્યાગ કરવા કહોછો? એ શું થોડું આશ્ચર્ય કહેવાય? જ્યારે બધાંજ જાણે છે કે મૃત્યુ અનિવાર્ય છે ત્યારે શા માટે લોકો જીવનને મૂલ્યવાન ગણે છે અને તેની રક્ષાને માટે અનેક યત્નો કરે છે તેનો વિચાર કરૂંછું ત્યારે ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે! જેણે ધર્મને માટે પ્રાણુ ત્યાગ કર્યો છે તે મહા પુરૂષ તેગબહાદુરના અમે પૌત્રો છીએ. જેઓ શ્રી ગુરૂ નાનકદેવના પ્રચાર કરેલા ધર્મનો (હમણાં) અવતાર છે, તેજ મહાત્મા ગુરૂ ગોવિંદસિંહના અમે પુત્રો છીએ. જેઓના માત પિતા એવાં મહાન ચરિત્રવાળાં અને જેમનો વંશ અતિ પવિત્ર છે, જેઓના પૂર્વ પુરૂષોનાં મહિમા વડે જગત્ ગૌરવાન્વિત થયું છે, જેઓ હંમેશાં દેવતાઓના દુતોવડે રક્ષાતા હતા, જેઓના માથા ઉપર હમેશાં પિતૃઓનો શુભાશિર્વાદ વર્ષે છે, સ્વર્ગની મોહિનિ જ્યોતી જેઓને જીવનની ઉચ્ચ નિસરણી ઉપર ખેંચે છે, તેઓ શું સાધારણુ શરીરને માંટે અથવા કુતરા, ગધેડાની પેઠે ઇન્દ્રિઓની તૃપ્તિને માટે એવાં સર્વ ઉચ્ચ સુખો ત્યાગ કરશે? નવાબ! મૃત્યુની બ્હીક શા માટે બતાવો છો? અમે તે ભય કેવો હોય છે તે જાણુતાજ નથી. ધર્મ–જીવનની પવિત્ર શકિત શું કદી પણુ નષ્ટ થાય છે! તે પવિત્ર શક્તિ તલવારના આઘાતથી કે તોપના ગોળા વડે નષ્ટ થાય છે? અમારો આત્મા અમર છે, અને બહાર જણાતું શરીર તો માત્ર તે આત્માનુ આચ્છાદનજ છે. સુખે અથવા દુઃખે, શાંતિમાં કે અશાંતિમાં "મરવુ" એ તો નિશ્ચયજ છે. ગમે તો શરીર આખું રહો કે પછી તેના કટકે કટકા થઈ કપાઇ જાઓ, તે અમારે માંટે સરખુંજ છે. અમે તો માત્ર એક અમર આર્શિર્વાદનાજ હકદાર છીએ. અમે હમેશાં ઇશ્વરના હૃદયમાં રહીએ છીએ. તમે જેવી રીતે ચાહતા હો તેવિ રીતે અમને મારી નાંખો. ગુરૂગોવિંદસિંહના પૂત્ર થઇને અમે કદી પણુ ગુરૂએ બતાવેલા માંર્ગથી એક વાળપુર પણુ વેગળા જઇશું નહિં* ધર્મ એજ અમારૂં સર્વસ્વ છે.

સાચો ધાર્મિક મનુષ્ય કદી પણુ દેહના સુખ માટે લોભાતો નથી. દૈહિક દુઃખનો ભય બતાવીને કદી પણુ ત્હેને સત્યને માર્ગેથી વિચલિત કરી શકાતો નથી. તેતો હમેશાં પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થઇ અંતે પરમાત્માની જ્યોતિમાં મળી જવાનીજ પ્રાર્થના કરે છે. અને તેમાંજ તે અનંત સુખ માને છે. તેના આગળ શયતાન, માર, અથવા સાક્ષાત્ કામંદેવ પણુ પરાજ્ય પામે છે. તેઓજ જગત્માં આદર્શ પુરૂષ છે. ઉપર કહેલા બન્ને બાળકોએ શિખ ગુરૂઓની ધર્મપ્રીયતા, ઉત્તરાધિકારમાં મેળવી હતી. તેઓ હજુ સુધી સન્યાસી હતા. તેઓએ જીવનની સાથેજ ધર્મ–તૃષ્ણા મેળવી હતી. તેઓ બાળકો હોવા છતાં તેમને શરીરના સુખ–સમ્પદનો લોભ બતાવી મોહ પમાડવાનુ કામ કાંઈ સહેલું નહોતું.

બાળકનાં તેજસ્વી વાકયો સાંભળીને નવાબનો ક્રોધાગ્નિ ઉલટો ભડકી ઉઠયો. તેમણે કઠોર શબ્દે કહ્યું: ચુપ રહે, બદમાંશ છોકરા! તારા ઉપર દયા લાવીને મેં ઉદાર ચિત્તે વર્તવાનિ ઇચ્છા કરી ત્યારે તું ઉલટો છેકજ માથે ચઢી જાય છે કે! અમારી સત્તાની ત્હને હજુ કલ્પનાજ નથી. ત્હારો પિતા મુર્ખ છે. તું કહે છે કે; અમે મરણનો ભય રાખતા નથી. પણ ત્હારા જેવા છોકરાઓને તો એક કાંટો વાગતાં ચીસો પાડી મુકે છે! અને તું તો તલવારના ઘાની વેદના પણ મનમાં લાવતો નથી. વાહરે છોકરા! થયું હોય તો મુસલમાન થા નહિં તો મર! એજ મ્હારો છેલ્લો હુકમ! બોલ, શું ઇચ્છા છે?"

આ સમયે બાળક જોરાવરસિંહે તીવ્ર સ્વરે ઉત્તર દેતાં કહ્યું; નવાબ! જેટલી વખત ઇચ્છા હોય તેટલી વખત અમને તલવારના ઘા મારો. અમે કદી પણું આંખમાંથી આંસુનુ એક ટીપું પાડીશું નહિ, રડીશું નહિં, અમે મરણનો ભય રાખતાંજ નથી. અમને ફાંસીએ લટકાવો, અથવા અમારા શરીરનું ચામડું ઉતારી ક્યો, જેમ મરજી થાય તેમ કરો. અમે અમારા પૂર્વ મહા પુરૂષોના પ્રતાપથી અને તેમના આશિર્વાદથી તમારી એ શિક્ષાને હસતે મોઢે સહન

* Puran Singh's The Victory of Faith.

કરીશું. અંતે જેવી તમારી મરજી થાય' તે પ્રમાણે અમારી હત્યા કરો; પરંતુ અમારી રૂબરૂ અમારા પૂજ્ય પ્રભાવશાલી પિતૃ દેવતાની નિન્દા કરશો નહિં. તમારો છેલ્લો હુકમ તરતજ અમલમાં મૂકો કે અમે ત્હમારી દુષ્ટ નજર આગળથી મુક્તિ મેળવીએ. જે દેશમાં તમારો રાજ્ય અમલ છે તે દેશમાં જીવવું નકામું છે. અમે તે સર્વાનંદમય પરમેશ્વરની સાથે મળીશું. આપો, ત્હમે હુકમ આપો. અમારૂં ખુન કરો."

નવાબને બેહદ ક્રોધ ચડયો. તેને કર્મ અકર્મનું જ્ઞાન રહ્યું નહિ. તેણે બે પઠાણોને બોલાવ્યા અને કહ્યું: આ બે છોકરા ત્હમને આપ્યા. ગુરૂગોવિન્દસિંહ તરફ તમારે જે બદલો લેવાનો છે તે આ વખતે પુરો કરો. એ બન્ને તેનાજ છોકરા." એ પઠાણનો બાપ ગુરૂગોવિંદસિંહના સ્હામે સ્હામે લડતાં, એક યુધ્ધમાં, માર્યો ગયો હતો, તે વખતથી તેઓ ગુરૂગોવિન્દના અંતઃકરણ પૂર્વક શત્રુ થઈ રહ્યા હતા. અને ત્હેને બદલો આપવાનો લાગ શોધતા હતા. પરંતુ આજ સુધી તેમને કોઇ લાગ મળ્યો નહોતો. નવાબ વાજીદખાં તે વાત જાણતા હતા. તેથીજ તેમનો પ્રાણ લેવાને માટે એ બન્ને છોકરાને પઠાણોને સોંપી દીધા. પઠાણો કાંઇ કાયર પુરૂષો નહતા. તેઓના હ્રુદયમાં વીરતાનું લોહિ ઉછળી રહ્યું હતું. નવાબ સાહેબનો હુકમ સાંભળતાંજ ઉત્તર આપ્યું કે: અમારો પિતા, યુદ્ધમાં એમના પિતાને હાથે માર્યો ગયો હતો. પણ તેથી અમે કાંઇ એટલા ક્રુર હ્રુદયના અને કાયર નથી કે એમના બાપને બદલે આ નાદાન નિર્દોષ બાળકોના જીવ લઇશું. જેટલા દિવસ સુધી અમે અમારા શત્રુ ગુરૂ ગોવિન્દસિંહ સાથે યુધ્ધ ક્ષેત્રમાં લડાઇ કરવાનો; અને સ્હામ સ્હામા લડવાનો સમય નહિં મેળવીએ અને જ્યાં સુધી અમે તેનું માથું ધડથી જુદું કરવાનો સમય નાહું મેળવીએ ત્યાં સુધી અમે ચુપ બેસી રહીશું. આ તો બીચારાં દુધમળ બાળકો છે. ક્ષમા કરજો. અમે આપનો હુકમ પાળીશું નહિં."

પઠાણોનાં આવા વીર પુરૂષને છાજે તેવાં વચનો સાંભળીને નવાબને કાંઇક શરમાવુ પડયું. તે વખતે સભામાં બેઠેલા અનેક સભાસદોએ પણ બાળકોને છોડી મુકવા વિનતિ કરી, પોતાની કાયરતાનું ભાન થતાં નવાબનું મુખ પણ લાલ થઇ ઉઠયું. બાળકોને છોડી દેવાને પણ ત્હેમનું મન લલચાયું. પરંતુ એક હિંદુ મંત્રીનું ઉત્તેજન મળવાથી તેના હ્રદયમાંથી ક્ષણવારમાં દયા ઉડી ગઇ ! * બધા દેશોમાં કાયર પુરૂષો પણ હોય છે. તે હિંદુ કુળ કલંક, કાયર પુરૂષે કહ્યું કે: નેકનામ ! સાપનાં બચ્ચાંને ઉછરવા દેવાં એ કદી પણ રાજનીતિને યોગ્ય નથી. એ બાળકો મોગલ બાદશાહના ભયંકર બળવાખોરના છોકરા છે. એમને તો મારી નાખવા એજ યોગ્ય છે." મંત્રીના આ શબ્દો સાંભળતાંજ નવાબે પોતાનો પહેલો હુકમ કાયમ રાખ્યો. બાળકોને મારી નાંખવા એજ ત્હેને યોગ્ય લાગ્યું. પરંતુ એકાએક તે હુકમ આપી શકયો નહિં. એ બે બાળકો "સાપનાં બચ્ચાં" હતાં એમાં સંદેહ શો ! તેઓને છોડી દેવાથી એક સમયે ભરતખંડના ઇતિહાસમાં મુખ્ય " નાયક " થઇ બેસે અને વખતે ઇતિહાસનાં પાના ઉંધાંના ચત્તાં કરી નાંખે એમાં પણ ફેર શું ? એવાં વીર, તેજસ્વી પણ ભયંકર બાળકોને છોડી દેવાં એ રાજનીતિને કોઇ પણ રીતે લાયકનું નહતું. પરંતુ નવાબે વિચાર કર્યો કે તેમનું ખુન કરવામાં આવે તે પહેલાં હજી પણ કંઇક પરિક્ષા લેવી જોઇએ. એટલા માટે જ તેણે પુછયું. "બાળકો ! જો અમે તમને હમણાં છોડી દઇએ તો ત્હમે શું કરો !" જોરાવરસિંહે ઉત્તર દીધો કે કેમ ? અમારો પિતા આ સમયે ગમે ત્યાં હોય તો પણ અમે બરાબર તેમની પાસે જઇને લશ્કર ભેગું કરીએ, અને અત્યાચારી મોગલરાજાના વિરૂધ્ધ લડાઇ ઉઠાવીએ." અદ્દભુત સાહસ અને અવિચલિત પ્રતિજ્ઞા સહિત કહીએ કે: "મરીશું અથવા જીતીશું" અને તમારા જેવા અવિચારી નવાબો સાથે લડીશું."

આ વાકય સાંભળતાંજ નવાબ અત્યંત વિસ્મય

---

*એ મંત્રીનું નામ કેટલાક દલપત કહે છે અને કેટલાક સુચ્ચાનંદ પણ કહે છે.

થયા. તેનાં બન્ને નેત્રમાંથી અગ્નિ વરસવા લાગી. તેમણે કઠોર શબ્દે કહ્યું: હમણાંજ ત્હમને દેશપાર કરીને એવાં દુઃખ દઇને મારી નાંખવામાં આવશે કે તેની વાત કોઇને કાને પણ જશે નહિ, ત્યાર પછી મુડદાંને કાગડા, ગીધના ખોરાક માટે ફેંકાવી દઇશ."

અતિ સાહસ સાથે બાળકોએ કહ્યું કે: કુચ્છ પરવા નહીં. જે ખુશી હોય તે કરો. ધર્મને નામે અમે અમારાં શરીર; શીઆળ, કુતરાંના ખોરાક માટે ત્યાગ કરવા રાજી છીએ. અમને જે કષ્ટ આપી મારી નાંખવામાં આવશે તે વાત બીજુ કોઇ જાણશે નહિ. એ તમારી પ્રપંચી રાજનીતિ ત્હમને મુબારક પણ યાદ રાખજો કે; સર્વ રાજાઓનો રાજા, તે પરમેશ્વર અમારા દુઃખની વાત જાણ્યા વગર અને તમારા પાપની શિક્ષા આપ્યા વગર કદી પણ રહેશે નહીં. એટલુંજ નહિ પણ આવા અનેક પાપ કર્મો થતાંજ મોગલ રાજ્યનો અંત આવશે એમાં પણ સંદેહ નહિં;

"ઠીક ત્યારે તમારી એવી બેઅદબીનું ફળ ભોગવો. કોઇ પણ રીતે * ત્હમને બચાવવાની રહેં ધારણા રાખી હતી, પરંતુ તમારી આવી અસહ્ય બેઅદબીને માટે તમારૂં મૃત્યુ એજ અવશ્ય નકકીજ થયલું છે. હું હમણાંજ મજુરોને બોલાવી સિરહિન્દ કોટની દીવાલો બે ગજ ખોદી નંખાવી તેમાં તમને પુરાવી ચણાવી દઇશ."

આજ્ઞા થઇ. તેજ પળે રાજ મિસ્ત્રી આવીને ઉભો અને તેજ વખતે કિલ્લાની દિવાલ તોડી બે ગજ ખાડો પાડયો. બન્ને બાળકોને તેમાં ઉભા રાખી રાજ મિસ્ત્રીએ, ઈંટ, ચુનો, માટી, પથરા નાખી ચણવા માંડયુ. બન્ને ભાઇઓને એક બીજાથી બે બે હાથ છેટે ઉભા રાખ્યા હતા. ધીમે ધીમે પગથી તે માથા સુધી ચણી લીધા. * આવા ભયંકર મૃત્યુથી પણ બન્ને બાળકોએ ધૈર્ય અને ધર્મ, એ બન્ને છોડયા નહિં. દુઃખ ભોગવવાથી બીધાં નહિં. આ બાળકોના મૃત્યુ પ્રકારથી અનેક જોનારા માણસોનાં શરીર કમ્પાયમાન થયાં, અનેકનાં નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલી રહી. પરંતુ સિરહિંદપતિ નવાબ વાજિદખાંના મુખ ઉપર પૈસાચિક હાસ્ય જણાતું હતું! પોતાના મ્હોટા શત્રુના મનમાં દુઃખ ઉત્પન્ન કરવા માટે ઉપાય મળી આવતાં તેને ઘણો આનંદ થયો.

જે વખતે ચણતર ગળા સુધી આવ્યું ત્યારે નવાબે ફરીથી એક વાર તે બન્ને છોકરાઓને ઇસ્લામી થવાની માગણી કરી. પરંતુ ફતેસિંહે લાલ થઇ જઇ ગુસ્સામાંજ ઉત્તર આપ્યો: અરે કાયર પુરૂષ! હવે આ વખતે તુ અમને વધારે સતાવ નહિં. તું તારા આનંદમાંજ મસ્ત થા, અમે ઇશ્વરની ઇચ્છાનું સ્મર્ણ કરતા કરતા ઘણું સુખ મેળવીએ છીએ. ઇશ્વરની આવીજ ઇચ્છા છે તો તે પૂર્ણ થાઓ. આ દુઃખી જગતમાં રહેવાની અમારા બીલકુલ ઇચ્છા નથી.

જોરાવરસિંહે પણ આ વખતે છેલ્લો ઉત્તર દીધો: દુરાચારી! નરાધમ! અત્યાચારી! તું શું માણસોને મારી નાંખવાનેજ જન્મ્યો છે. કોઇને જીવતદાન આપવાને જન્મ્યોજ નથી કે? ત્હને ખબર છે કે જીંદગી એ ચાર દિવસના ચાંદરણા જેવી છે. તે ફક્ત એક નિશ્વાસ જેવી છે. ત્યારે પછી શા માટે અમર રહેવાનો હોય તેમાં દુષ્ટ કામો કરે છે?

જ્યારે મિસ્ત્રી ચણતો ચણતો ફતેસિંહની કમ્મર સુધી આવી પહોંચ્યો ત્યારે નવાબે વળી પાછો તેજ સંવાલ પુછયો. તે વખતે જોરાવરસિંહનું આખું શરીર ચણાઇ ગયું હતું અને તે બિચારો હાંફતો હતો. તેણે નવાબને જે કાંઇ ઉપદેશજનક શબ્દો કહ્યા. તે સંભ-

* આ બન્ને બાળકોને પકડવાના સમાચાર ઔરંગજેબને મોકલવામાં આવ્યા હતા. તેણે તેઓના જીવલેવાની આજ્ઞા કરી હતી. (Vide Grifl's Runjit singh.) તેમ છતાં પણ જે નવાબ ઢીલ કરતો હતો તેનું કારણ એ હતું કે કોઇ પણ રીતે બાળકોને ઇસ્લામ ધર્મમાં લેઇ શકાશે તો ઔરંગજેબ અસંતુષ્ટ થશે નહિં. એટલુંજ નહિ પણ ગોવિન્દસિંહ તરફ કંઇક બદલો લીધો છે, એમ ગણાશે.

* Puran Singh's Victory of Faith.

ળાયા નહિં. માત્ર એટલાજ શબ્દો સંભળાયા કે; "હે ઇશ્વર! તમારી ઈચ્છાજ પૂર્ણ થાઓ." બન્ને બાળકોનાં શરીર ચણાઇ રહ્યા. જાણે તે જગ્યા એ બન્ને સિંહ બાળકોનું સમાધિ સ્થાન થઇ પડયું માત્ર તેમની છેલ્લી વાણી ફરીથી સંભળાઇ કેઃ હે ઈશ્વર! તમારી ઇચ્છાજ પૂર્ણ થાઓ."

જે સમયે એ બાળકો સંસારની માયા ત્યાગ કરીને સ્વર્ગમાં જવાની તૈયારીમાં હતા તે વખતે, એક શિખ ગુરૂ, ગોવિન્દસિંહની આજ્ઞાથી બાળકોને શોધતો ત્યાં આવી પહોંચ્યો. શિખ ગુરૂએ પેલા બન્ને બાળકોનું કરૂણાજનક અને વિરોચિત વૃતાંત સાંભળ્યું. અને એક કલાક પહેલાં આવ્યો હોત તો પોતાના જીવનને બદલે તે છોકરાઓને બચાવી શકત, એ ચિન્તામાં તેહેનાં હૃદયમાં દુઃખ થયું. તેજ ક્ષણે તેણે પોતાની તલવારથી પોતાના શરીરના બે કટકા કરી નાંખ્યા! તેનો અમર આત્મા, પેલા બે બાળકોની+ સાથે સર્વ સુખમય, અમર લોકમાં ચાલ્યો ગયો. આ સમયે એક હિન્દુ ઘણું ધન લઇને ત્યાં આવી પહોંચ્યો. એ ધનને બદલે પેલા પુત્રોને બચાવવાની ઇચ્છાથી તે ઘણીજ ઉતાવળ કરીને આવ્યો હતો. આવીને તેણે જોયું કે બધું પુરૂં થઇ ગયું છે! તે કરૂણા જનક દ્રષ્ય જોઇ તેના હૃદયમાં ઘણું દુઃખ થયું અને તેથી તે ગાંડો બની ગયો.*

ગુરૂ માતા ગુજરી બહુ ચિન્તા કરી રહ્યાં હતાં. એટલામાં છોકરાંઓની ખબર સાંભળી. તે સાંભળતાંજ જે મુર્છા આવી તે હજુ સુધી શુધ્ધિ આવી નથી! મુર્છા તે મુર્છાજ!

ધનના લોભી ગંગુએ પોતાની દુર્બુધ્ધિને લીધે ઘણું ધન મેળવ્યું. તેણે આજે પોતાના અન્નદાતા, શુભચિંતક ગુરૂનું સર્વ નાશ કર્યું. તેના પાપને લીધે ચાર નિર્દોષ પ્રાણીઓના અકાળે ખૂન થયાં! એક ગાંડો બની ગયો. હજુપણ તે અત્યાચારી નવાબની શી કથા કહેવી? બસ, તે માનવ રૂપને કલંક કર્તા હતો એટલુંજ કહેવુ બસ છે.

* * * *

એ કરૂણા દ્રષ્ય પછી કેટલેક દિવસે મુકતસરના યુધ્ધમાં પંજાબના કેટલાક વિભાગો ઉપર જય મેળવી ગોવિંદસિંહ રાજધાની તરફ પાછો ફરતો હતો. તે વખતે એજ પાપ ભુમી સિરહિન્દમાં આવી ઉભો. શિખોએ આ નગરને તોડી પાડવાની પ્રબળ ઇચ્છા બતાવી. પરંતુ મહા દયાવાન ગુરૂ ગોવિંદસિંહની ઇચ્છા જાણીને તે કામ બંધ પડયું. ગુરૂ ગોવિંદ તે પાપ નગરના કિલ્લા ઉપર જ્યાં બે વીર બાળકોને ચણી લેવામાં આવ્યાં હતાં તેની બાજુમાં બેસીને કાંઇ વિચાર કરતા હતા, તેમણે તલવાર વડે એક ન્હાનું ઝાડ ઉઘાડયું તે જોઈ શિખ લોકોએ એમ કરવાનું કારણ પૂછયું. તેમણે ઉતર દીધું કેઃ આ ભવિષ્યની મ્હોટી વાત છે. હવે મોગલ રાજત્વ લાંબા દિવસ રહેશે નહિં.

ગુરૂએ સિરહિન્દનું "ગુરૂ માતા" નામ પાડયું અને શિષ્યોને કહ્યું કે જે કોઇ શિખ આ સ્થળે થઇને ગંગા સ્નાન કરવા જાય તેણે આવતાં ને જતાં એક એક ઇંટ લઇને તે નદીમાં નાખવી. નહિં તો ગંગા સ્નાન કરીને પોતાની ધારણા રાખી હશે તે સફળ થશે નહીં. આજે પણ શીખ લોકો તે સ્થાને થઇને જતી વખતે એક એક ઇંટ તેઓ ગંગા નદીમાં નાંખેછે.

પાપીઓને માટે શિક્ષા અનિવાર્ય હોય છે. બન્ને વીર બાળકોનો શાપ ફળ્યો છે. અત્યાચારોને લીધે મોગલ રાજનો નાશ થયો છે અને આજ માત્ર તે "વાર્તા" ના રૂપમાં બદલાઈ ગયું છે. અજ્ઞાન વાજિંદખાં અને તેની સાથે રહેનારા સિરહિન્દવાસી લોકો અને ધનનો લોભી ગંગુ એ બધાં બાવા વેરાગી બન્દાન અને તેના પ્રબળ શિખ શિષ્યોને હાથે ત્રાહ્ય ત્રાહ્ય પોકારી, દુઃખ ભોગવી મરણ પામ્યા છે.

આ વાર્તા ઘણીજ શોક જનક છે. પાપનું પ્રાયશ્ચિત થયા છતાં તે પ્રાયશ્ચિત ઘણુંજ ભયંકર થયું છે. એમાંથી ધર્માંધ અને અર્થાંધ દુરાચારી અને પાપીઓને ઘણું શિખવાનું મળે છે. જેની ઇચ્છામાં આવે તેણે શિખામણ લેવી, "કરશે તે ભરશે" એતો નકકીજ છે.

મકરંદ.

---

+મરણ વખતે ફતેહસિંહનું વય લગભગ દશ વર્ષનું અને જોરાવરસિંહનું વય લગભગ આઠેક વર્ષનું હશે.

*Puran singh's Victory of Faith.

## स्वदेशी अने ना० सरकार.

જે દેશમાં ઉદ્યોગો વધે છે. તે દેશની આબાદી-લક્ષ્મી-પણ વધે છે. અને તે દેશની પ્રજા સુખી થાય છે, પાશ્ચાત્ય પ્રદેશો અત્યારે સુખી છે, ધન ધાન્યથી ભરપૂર છે તેનું કારણ માત્ર તે દેશના ઉદ્યોગોની વૃધ્ધિ; એજ છે. યૂરોપાદિ દેશોનો ચારસો વર્ષ ઉપરનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે તે દેશો આજે જે સુખી સ્થીતિ ભોગવે છે તેવી સ્થીતિ ભોગવતો ન હતો. પણ જેમ જેમ તે દેશના હુન્નરો વધ્યા અને તે હુન્નરનું તેજ દેશોમાં ઉપરાંત હિંદુસ્થાન આદિ દેશોમાં પોષણ થતું ગયું તેમ તેમ તેઓ સુખી. થતા ગયા. આ સ્થળે પ્રશ્ન એ થશે કેઃ ત્યારે હિંદુસ્થાન દેશ તો હુન્નર-ઉદ્યોગનો પિતા જેવો છે, ગુરૂસ્થાને છે છતાં તે દેશ શા માટે પડતી સ્થીતિમાં રહ્યો ? અમે આ પ્રશ્નનું ઉતર આપીશું કે અમારા દેશનો હુન્નર ઉદ્યોગ અધમ સ્થીતિમાં રહ્યો તેનું કારણ અમારા દેશીઓજ છે. તેઓએ દેશી ઉદયોગને અંતઃકરણપૂર્વક, આવકાર આપ્યો નહિ. તેઓ પરદેશી સુંદર, મોહક ઉદયોગો ઉપર મોહપામી તેજ વસ્તુઓ વાપરવા લાગ્યા. દેશી કારીગરોએ, જમાનાના વધવા સાથે પોતાની વસ્તુઓને સુંદર મોહક બનાવી નહિં, અને અમારા શ્રીમંત ગૃહસ્થોએ દેશી ઉદયોગને આગળ વધારવાના યત્નો કર્યા નહિં પરંતુ હવે કેટલાક બુધ્ધિમંત માણસો, કારીગરો દેશી ઉદયોગ પાછળ લાગ્યા છે, તેઓ પોતાની બનાવેલી વસ્તુઓમાં જોઇતો સુધારો કરવા લાગ્યા છે, અને તેને લીધેજ તેઓની વસ્તુઓ ખપવા લાગી છે. છતાં પણ હજુ જોઇએ તેટલા પ્રમાણુમાં-ખપના પ્રમાણમાં-ઉત્પત્તિ થતી નથી એજ અફસોસકારક છે.

હિંદુસ્થાનની વસ્તુઓ જોઇએ તેવી સુંદર થતી હોય તો તેને પ્રજાજ નહિં પણ નામદાર સરકાર પણ આશ્રય આપે છે જ્યારે નામદાર સરકાર આશ્રય આપે છે, ત્યારે આપણી એક પ્રજા તરીકેની ફરજ બજાવવા આપણે પણ તેને ઉતેજન આપવું જોઇએ અને એક ખરેખરા દેશભકતમાં ખપવું જોઇએ. મ્હોડેથી સ્વદેશીની વાતો કરવી અને ઉદયોગ ધંધા પાછળ લાગવું નહિં એ "ઢોંગી સ્વદેશી" જ કહેવાય. અંગ્રેજ જેવી ઉદાર અને ન્યાયી સરકારના રાજ્યમાં તમે દેશભકિતની લાગણી ખીલવી શકો એમ છે, તમે તમારા દેશને ચાહતાં શીખો એમ છે, એવું ઉતમ કાર્ય કરતાં તમને કોઇ રોકે એમ નથી. છતાં તમે તમારા દેશને, દેશી ભાઇઓને અને દેશના ઉદયોગોને ચ્હાઓ નહિં તો તમારા જેવા હિણભાગ્ય બીજા કોઇજ નહિં. જેઓ દેશ ભકત છે તે બીજાને દેશભકત બનવાને કદી ના પાડતા નથી. જેઓ દેશાભિમાની અને જાત્યાભિમાની છે તેઓ દેશાભિમાની અને જાત્યાભિમાની બનવામાં કદી પણ રોકતા નથી. અંગ્રેજ જાતિ ઉપલા સદગુણો ધરાવે છે. ને તમને તેવાજ બનાવવા ઇચ્છે છે. તમે શાંતપણે, કાયદાપૂર્વક, તમારા દેશના ઉદયોગો પાછળ લાગો અને તેને આગળ વધારી બીજાની સરખામણીમાં ઉપલે નંબરે આવો, એટલે ત્હમને નામદાર સરકાર પણ આશ્રય આપશેજ. આડાં અવળાં દુષ્ટ કૃત્યો કરવાનો વિચાર પણ ન કરો. જો હૃદયમાં દેશને ઉંચી સ્થિતિમાં લાવવાની ઇચ્છા હોય તો દેશી કારીગીરી ગમે ત્યાંથી શીખી લાવો. અને તેનાં અનેક કારખાનાં ક્હાડી તમારો માલ જેમ બને તેમ વધુ પ્રમાણમાં વેંચાય એવા યત્ન કરો. ઇશ્વર તમારૂં કલ્યાણ ઇચ્છે છે તમારૂં કલ્યાણજ થશે. તમારો હિંદુસ્થાન દેશ પાછો ઉન્નતિના શીખર ઉપર આવી જશે. અને તેમ થવાથી રાજા પ્રજા બન્નેને આનંદ થશે.

મહારાષ્ટ્રીઓમાંના કેટલાક ઉદ્યોગપ્રીય છે. મી૦ કાળે નામના એક સ્વદેશાભિમાની ગ્રહસ્થે પૈસાફંડ ઉઘાડયું હતું. તેમાં હજારો રૂપિયા ભરાઇ ગયા છે. અને હજુ ભરાતાજ જાય છે. આ ફંડની આવકમાંથી તળેગાંમમાં કાચનું એક કારખાનું ઉઘાડવામાં

આવ્યું છે. હમણાં એ કારખાનામાં ઘણો સુંદર માલ બને છે. સદરહુ કારખાના માટે નામદાર મુંબઇ સરકારે એક ઠરાવ બહાર પાડી નીચે પ્રમાણે જણાવ્યું છે કેઃ—

સરકારનો ઠરાવ.

" સરકારના તા૦ ૧૫ મી અક્ટોબર ૧૯૧૦ના ઠરાવ નં. ૫૩૫૧ માં જણાવવામાં આવ્યું છે કેઃ સઘળા સરકારી ખાતાંઓ માટે ખરીદી કરતી વેળા હિંદમાં બનાવેલી હિંદી ચીજોને હિંદમાં નહિં બનેલી ચીજો કરતાં પહેલી પસંદગી આપવી. ગવર્નરની કાઉન્સીલ હાલ પુના જીલ્લામાં આવેલા તળેગામ ખાતેના કાચના કારખાનામાં બનતા કાચના સામાન તરફ ધ્યાન ખેંચે છે. અને એવી અરજ કરે છે કે બની શકે ત્યાં સુધી સરકારના કોઇ પણ ખાતાં માટે ખરીદી કરવામાં આવે ત્યારે આ કારખાનામાં બનેલી ચીજો ખરીદવી.

તળેગાંવ ખાતે બનાવવામાં આવતા કાચના સામાનમાં કાચની બરણીઓ. કાચની ખરલ, અને દસ્તો, ફનલ, જગ, લોટાઓ, પ્યાલાઓ, લેંપો, રકાબીઓ, ગ્લોબ, અને ચીમનીઓ, શાહી અને ગુંદરના ખડીયાઓ, પેપરવેટ વિગેરે છે.

( સહી ) એલ. રોબર્ટસન,
સરકારનો સેક્રેટરી.

ઉપરના હુકમથી જોઇ શકાશે કે નામદાર સરકારે હિંદમાં બનેલી ચીજોને હિંદી સરકારી ખાતાંઓમાં વાપરવાનો ઠરાવ કર્યો છે અને તળેગાંવના કાચના કારખાનામાં બનેલા માલ માટે દરેક ઇલાકામાં ખબર પણ આપી છે. અમે આ તકે અમારા દેશી ભાઇઓને પણ ભલામણ કરીએ છીએ કે આ કારખાનામાં બનેલા માલને તેમણે પણ ઉતેજન આપવું.

આ સરકયુલર ઉપરથી જોઇ શકાય છે કે આપણી સરકાર દેશી ઉદ્યોગોને ઉતેજન આપવા તૈયાર છે. તેવાં કારખાનાં કાઢી આગળ વધવાથીજ દેશની ઉન્નતિ છે. અમે અમારા દેશના કારીગરોને અને શ્રીમંતોને ભલામણ કરીએ છીએ કે તેમણે હવે દેશી કારીગીરીની દરેક વસ્તુઓ પાછળ લાગવું જોઇએ. અને એક " સાચા દેશાભિમાની "માં ગણાવું જોઇએ. મોઢેના તડાકા કે બદમાશી ભરેલાં કૃત્યો કરવાં એ તદન ધિઃકારવા લાયક છે. તેથી દેશની ઉન્નતિ નહિં પણ અવનતિજ થશે. માટે સદઉદયોગોને હાથ ધરી આગળ વધો. તમારૂં કલ્યાણજ થશે. પરમાત્મા તમારાં કાર્યો સફળ કરશે.

D.

**જુનો રંગ કહાડી નાંખવાની જુગ્તિ**—કોઇ વસ્તુ અથવા લાકડા ઉપર લાંબા વખતનો રંગ કહાડી નાંખવો હોય તો-૨ ભાગ નવસાર તથા એક ભાગ ટરપેન્ટાઇન મેળવીને લગાવવાથી જુનો રંગ નરમ પડશે અને પછી તેને કહાડી નાંખવું સુગમ પડશે.

**સડવા નહિં દેવાનો બોરાકસનો ગુણ**—બોરાકસ નામે સફેદ ચકચકીત લીસો પદાર્થ ( દવા ) બજારમાં વેચાય છે તેનો મુખ્ય ગુણ કોઇ પણ ચીજને સડવા નહિ દેવાનો છે. માંસ, દુધ, માંખણ, અને બીજી ચીજોને બગડતી અટકાવવા માટે તેનો ઉપયોગ થાય છે. ગંદકીની શુધ્ધિ માટે તે જાજરૂમાં વપરાય છે, ઝીણા જીવડાં તેથી દુર નહાસે છે. ગળું સુજી ગયું હોય તો તે ભુકીમાં પાણી ઉમેરીને કોગળા કરવાથી ફાયદો થાય છે. ફોડકીઓ તથા બીજી ગરમી ઉપર ભભરાવવાથી કે પાણીમાં મેળવી ચોપડવાથી તે મટી જાય છે.

હરિગીત.

અજ્ઞાન જ્યાં આરોગ્યનું ત્યાં રોગ બી રોપાય છે;
નહિં ખાનપાન વિવેક ત્યાં, વ્યાધિ નિમંત્રણ થાય છે;
કુદરત નિયમના જ્ઞાન વિણ અવળેજ પંથ પળાય છે;
પોતાતણાં દરદો વિષે પોતેજ જોખમદાર છે.

વૈ. ક.

# હિંદુસ્થાનની જ્ઞાતીઓ.

હિંદુસ્થાનમાં જુદી જુદી સેંકડો જ્ઞાતીઓ દીઠામાં આવે છે અને તેથી ઉત્પન્ન થતાં બંધનોમાંથી દૂર રહેવાને હાલમાં કોઇ કોઇ દીશામાં પ્રયત્નો જારી થયા છે. પરન્તુ જેઓ એ બંધનો તોડવા-આજ સુધી મથ્યા છે તેઓ જ્ઞાતીઓના પેટા વિભાગમાં એક એકનો વધારો કરીનેજ અટક્યા છે. અસલ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શુદ્ર એવા ચાર વર્ણો હતા. જે પણ પોતપોતાના ધંધા પ્રમાણે બંધાઇ હતી. અને હાલ જે સેંકડો જ્ઞાતીઓ દીઠામાં આવે છે તે પણ ધંધામાં એકજ રીતે દાખલ થયલા તથા તેમાં સહાય કરનારાઓનાં જુદાં જુદાં ટોળા શીવાય બીજું કંઇ નથી. હાલમાં નફ્ટ નોકરીને સબબે ધંધાઓને નામે તિલાંજલી અપાઇ છે. સ્વતંત્ર ધંધાના રસ્તા છોડી દઇ દાસત્વ સ્વીકાર્યું છે. નોકરીને સબબે જ્ઞાતીઓનાં મનુષ્યોને દૂરપરદેશમાં રહેવાનું થવાથી પોતાના ગામના જ્ઞાતી બંધુઓ તરફ દીલસોજી ઓછી થતી જાય છે, જેણે કરીને જ્ઞાતીનાં પુરૂષ સ્ત્રીમાં પરસ્પર હેત પ્રીત ઘટી જવા માંડી છે. અને જ્ઞાતી બંધનનું ખરૂં તત્વ શીથીલ થતું ચાલ્યું છે. જે જ્ઞાતીઓ હજી ધંધા ઉદયોગમાં ગુંથાઇ રહેલી છે તે લોકોમાં પરસ્પર પ્રીતી ભાવ ચાલુ છે તેમજ પોતાની જ્ઞાતીઓમાં ઉભા થતા ઝઘડાઓનો નીવેડો જલદી લાવી શકાય છે. ધંધા ઉદયોગ અને નોકરી એ બન્ને જ્ઞાતી બંધન ઉપર કેવી કેવી જુદી અસર કરી રહ્યા છે તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. જ્ઞાતિ બંધનો જાળવી રાખવાને જે લોકો પ્રયત્ન કરી રહ્યા છે તે લોકો જ્યાં સુધી ધંધા ઉદયોગો તરફ અભાવ બતાવશે અને નફ્ટ નોકરી તરફ પ્રીતી બતાવશે ત્યાં સુધી જ્ઞાતી બંધન મજબુત રાખવામાં કદિ પણ સમર્થ થવાના નથી. હાલમાં તેમનો સર્વ પ્રયત્ન મીથ્યાજ સમજવાનો છે.

જ્ઞાતી બંધનો જે રીતે રચવામાં આવ્યાં છે. તે ધંધા ઉદયોગની બાબતમાં લાભકારીજ નીવડે તેમ છે પણ અસલ આશય હવે જતો રહ્યો છે અને કેટલીક જ્ઞાતીઓની રીતભાતથી એવુંજ સમજવામાં આવે છે કે પરસ્પર સહાય કરનારી મંડળીને બદલે માંહો માંહે કુસંપ, દ્વેષ અને કલહ વધારનારી મંડળી, એનેજ ન્યાતનું નામ આપવું હવે તો અયોગ્ય કહેવાશે નહીં. ધંધા ઉદયોગમાં પડેલા માણસોની દોલતનો ભરમ રહે છે. અને દરેક માણસ પુરૂષાર્થ કરી વધારે કમાવવાના રસ્તા શોધે છે. તેઓ પોતાની જ્ઞાતીનાં ખરચોમાં પુલાઇ જતા નથી તેમ ચઢા ચઢી પણ કરતા નથી એથી ઉલટું નોકરી વાળાની પુંજીનો ભરમ ઉઘાડો હોય છે. તેની કમાણીનાં સાધનો જગ જાહેર હોય છે તેથી બીજા વધારે માતબરની બરોબરી કરી ખરચ કરવા તણાઇ મરે છે તેમ મોટી નોકરી કરી વધું પગાર લાવનાર જ્ઞાતી ખરચોમાં કંઇ વિશેષતા કરી ફુલાઈ જઇ પોતાથી ઓછો પગાર કમાવનાર પોતાના જ્ઞાતી બંધુને દબાવવા જેવું પોતે ડોળ કરે છે.

હવે ધંધા પરત્વે ઉંચ નીચ જ્ઞાતીઓ બંધાઇ છે. તેમાં પણ ફેરફાર દીઠામાં આવે છે. હિંદુસ્થાનમાં લુહાર, વણકર, ખત્રી કે શાળવી, ઘોબી વિગેરે ધંધા કરનારાની જાતિઓ બંધાય છે જ્યારે બ્રાહ્મણ જેવી ઉંચ જ્ઞાતિમાંના લોકો મીકેનીકલ, ઈજીનીઅર, વિવીંગ માસ્તર, વેશીંગ કંપનીવાળા વગેરે પર ભાષાના નામો ધારણ કરી પોતાથી હલકી જાતોના ધંધા કરતાં પોતે કંઇ ઉંચુ કામ કરે છે. અને તેથી પોતાની ઉંચી કોમના માન મરતબાને હરકત નડતી નથી એવુ ડોળ દુનીયા આગળ મુકે છે.

છેવટે જ્ઞાતી બંધનો ચાલુ રાખી જ્ઞાતીઓને નીભાવવા પ્રયત્ન કરનારાઓને ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે જ્યારે ઉદયોગ ધંધાની વદ્ધિ થશે. ત્યારેજ જ્ઞાતી બંધુઓમાં અરસ પરસ સહાયતાનો નીયમ દાખલ થઇ જ્ઞાતી બંધન દ્રઢ થશે. બાકી નોકરી કરી જ્ઞાતી બંધન નીભાવવાનું આકાશ કુસુમ તોડવાનો પ્રયત્ન કરવા જેવું છે.

D. M. P.

## વાંસમાંથી બનાવવામાં આવતા કાગળો.

લાકડાના માવામાંથી કાગળ બનાવવામાં આવે છે એ સર્વને જાણીતું છે; પણ હાલમાં જાપાનીઝ લોકો વાંસના માવામાંથી સાયન્ટીફીક રીતથી કાગળ બનાવવાને ફતેહમંદ થતા ગયા છે. મીટશુમીસ પેપર મીલ્સ નામની એક કંપની ફોરમોઝા ટાપુમાં વાંસમાંથી કાગળ બનાવવાને હાલ ઉભી થઇ છે. અને તે કંપની મહિને દહાડે ૩૦૦ ટન જેટલા કાગળ બનાવવાની તેની મશીન શકિત ધરાવે છે. આ સંબંધમાં પ્રયોગો કોબીમાં પહેલાં કરવામાં આવ્યા હતા. ટાપુસીના કોનસલના રીપોર્ટ મુજબ એ કંપનીએ કાઉઇ આગળ ૮૦૦૦ એકર જેટલી જમીનનું જંગલ ઘણીજ સારી સરતે સરકાર તરફથી મેળવ્યું છે. નીચે પ્રમાણે વાંસમાંથી કાગળ બનાવવાને સાયનટીફીક રીતમાં કેટલો સુધારો થયો છે અને તે રીતથી કેવાં સારા કાગળ કાઢશે તે જણાવે છે.

વાંસમાંથી કાગળ બનાવવાની રીત કંઇ નવી નથી. પણ ઘણા જમાનાપહેલાં ચીના લોકો વાંસના મુળીયામાંથી કાગળ બનાવતા આવ્યા છે. પણ તેઓની જે બનાવવાની રીત છે તે ઘણી જુના જમાનાની છે. તેઓ જે રસાયન પ્રમાણે હાલમાં બનાવે છે તે પ્રમાણે બનાવતાં ન હોવાથી એ રીત એટલી બધી લોક નજરમાં રહી નહી.

આ નવી કંપની જે હાલ ઉભી થઇ છે તે દરેક જાતના જુના કે નવા વાંસ એ સંબંધમાં વાપરશે પણ ખાસ કરિને વાસની કીચીકુ નામની જાતના વાંસનો હમણા ઉપયેગ કરશે. બીજું વાંસ એટલા બધા જલદી ઉગી નીકળે છે કે તેઓને એ બાબતનો તોટો જરાણી પડશે નહિ. હાલમાં જેટલા પ્રયોગો કરવામાં આવ્યા છે, તે લાકડાનાં અને વાંસના માવાની એક બીજાની મીશ્ર કર્યા પછી તેમાંથી કાગળ બનાવવામાં આવે છે. પણ થોડા વખતમાં પછી એકલાંજ વાસનાં માવામાંથી કાગળો બનાવવાનં પ્રયોગ કરવામાં આવશે. પણ આ પ્રોસેસમાં એક અડચણ મ્હોટી નડે છે, તે એ છે કે, અમાંથી જે કાગળો બનાવવામાં આવે છે તે લાકડાના માવામાંથી બનાવવામાં આવે છે તેના કરતા વધારે મોંઘા થાય છે. એમ ધારવામાં આવે છે કે આ કંપનીની પોતાની મશીનરી અને પ્લાન્ટ આવી પણ ગયા હશે. અને જુન ૧૯૧૦ માં સઘળું કામ શરૂ પણ થઇ ચુક્યુ હશે. જે પ્રોસેસ તેઓ કામે લગાડવાના છે તે નરમ સળફાઇટનો છે.

કાગળ બનાવવાની તેઓની રીત નીચે આપવામાં આવે છે.

૧. વાંસમાંથી એક બે ઇન્ચના કટકા બનાવવાની.

૨. સળફાઇટથી અથવા કેળસીયમથી પછી તેઓને ઉકાળવા.

૩. પાણીથી સાફ કરવાના. ૪. પાવડરથી અથવા વીજળીથી સાફ કરવા, અને પાછા ધોઇ નાંખવ ૫. એક જાતમાં તેઓને ખેંચવા ૬. સ્ટીમથી સુકવવું ૭. રોલરથી અમુક સાઇઝમાં કાપવાં.

જે માવો તૈયાર થશે તે જાપાન ચઢાવવામાં આવશે અને કોબીની મીલ તેમાંથી ચોપડી માટેના અથવા છાપા માટેના જોયતાં કાગળ એમાંથી બનાવશે આ ઉદ્યોગ પર દુનિયાનું ધ્યાન દોડાશે. કારણકે આ પહેલ વહેલાં વાસના માવામાંથી કાગળ બનાવવાના છે.

અને જો આ ઉદયોગની જેટલી જોઇએ તેટલી ફતેહ મળશે. તો છેક પૂર્વમાં એક નવા ઉદ્યોગને ઘણું સારૂં વિશાળ ક્ષેત્ર મળશે. અને જે હાલમાં કાગળ બનાવવાની વસ્તુ માટે ભવિષ્યમાં ટોટો પડશે એવી જે બીક રખાય છે. તે આ નવા ઉદ્યોગથી દુર થવા પામશે.*

---

*દેશી વેપારી ચેમ્બરનું માસિક જુલાઇ. ૧૯૧૦

# ભારત જીવન.

अप्रतीतो जयति संघनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ ઑક્ટોબર ૧૯૧૦ આશ્વિન ૧૯૬૬ અંક ૧૦

## सनमनी शोध.

અમે અલમસ્ત આનંદી ! સનમને શોધતા ફરીએ;
સ્વચ્છંદે માંલીએ જ્યાં ત્યાં! ડરાવ્યા ના કદી ડરીએ.
મંદિરા ઈશ્કને રંગે બની રાગી થયું રાજી;
અમારા જાન માલોની ! થતી છો આથી હુરાંજી.
પડિનાં પ્રાણુ કે પીરની ! અણુ પરવા સનમ પાણી;
ભલેને અંખ મારે છે ! પુઠે દુનિયા અરે આખી.
અમિરો શા અમિનો કે ! ભલે હો મહાત્મા મોટા;
ભલે કવિ કોવિદો સજ્જન ! અમારે મન બધા ખોટા.
પરમહંસ બાલ યોગિ કે ! ભલે મુલ્લાં ભલે કાજી;
મહદ જ્ઞાની ગણાતા તે અમારે મન મુળા ભાજી.
સનમના માર્ગમાં કાંટા ભલે બોતી બધી આલમ;
ઉલ્લંઘી આફતો અમને જવાની જુક્તિયો માલમ.
ક્ષણુ અપવાદ આલમનો સનમ સંગે અચ્યુતાનંદ;
કંથેર લોભે કનક ત્યાગી ! તજીશું ના સનમ-સંબંધ.
સનમના સુત્રથી બાંધ્યા ! અમારા પ્રાણુ તંતુઓ;
અણુ રકને ઝબોળું છે ! ઉકેલી જો જીગર જોશો.
તપાસી મૂળ તત્વોને ! ઈશકના રાહે ઉતરજો;
અમારા વાદે વાંનારા ! વગર સમઝયે રહી રેશો.

कासरवाला.

## उर्ध्वगामा व्हालां प्रत्ये.

* * *

વ્હાલાં ઓ ! ઉંચે બહુ વહલે
સુખ દઈ અમને સુખીયાં થાજો,
પિયુર પ્રિતે પીજો ને પાજો—
ઉંચે જાનારાં !

તાત મુખે સન્દેશા કહેજો,
આપે તે પાછાં અહિં દેજો,
લ્હાવા સૌ લેવરાવી લેજો—
ગીતો ગાનારાં !

પ્રભુને આતિથ્યે પ્રિય ન્હાજો,
શંકડીયાની વ્હારે ધાજો,
સુખીયાં છો, સુખીયાં ખુબ થાજો !
હરિનાં થાનારાં !

વ્હાલાં ઓ ! મારાં !
ઉંચે જાનારાં !

## फकीरी हाल मारो छे.



ગઝલ.

જલાવી દે જીગર વ્હાલી, ફકીરી હાલ મારો છે;
થયાં છે તન-બદન ખાલી, ફકીરી હાલ મારો છે.
બહુ જોઇ, બહુ જોઈ, રાહે રસ્મ દુનિયાની;
ભરી છે બેવફાઇ હા! ફકીરી હાલ મારો છે.
સ્હુડી ચેરાગની ટોચે, જલાવે પ્રાણ પરવા ના;
નપ્ટ આલમ હસે તેને, ફકીરી હાલ મારો છે.
ભરી છે બેવફાઇગી, સફાઇ ના મળી દિલની;
વફાઇ ના અપાઇ તો, ફકીરી હાલ મારો છે.
જ.હર કાતિલ બધે ફેલ્યું, જમાનો આવીયો કાતિલ;
કપાતાં ભાઈ ભાઇથી, ફકીરી હાલ મારો છે.
મરે શું હાયથી વ્હાલી? મરે શું મારી આશકને?
મરે તું એજ દિલ ખુંચે, ફકીરી હાલ મારો છે.
ભલે દુઃખ-દદથી દાઝું, ઉઠાવી આગના સોલા;
ત્હને દિલ દાઝતાં દેખી, ફકીરી હાલ મારો છે.
હતો એ વખ્ત એવો કે, હતી તું પ્યાર પહેલુંમાં;
કપાતાં મૂળ હાથેથી, ફકીરી હાલ મારો છે.
ભલે કાતિલ કતલ કરજો, મુનાસિબ જાન દેવાને.
દુવા દિલથી ગુજારૂં છું, ફકીરી હાલ મારો છે.
અહોજારી ગુજારૂં છુ, દુવા છે ઉમ્ર વધવાની;
જ.ખમ એ હિજ્રના જોવા, ફકીરી હાલ મારો છે.
ખુશી રહેજે સુખી થાજે, ભૂલી જાજે ભૂલેલાને;
નહિ ભૂલું છતાંયે હું; ફકીરી હાલ મારો છે.
જીગરમાં છાપ છપીને, જતનથી જાપ કરવાને;
પ્રિયાનો મંત્ર લઇ બેઠો, ફકીરી હાલ મારો છે.

विद्यार्थि वसन्त.

## मंगल प्रार्थना.



(વસંત તિલકા)

૧

ચોપાસ દિવ્ય ઝરણાં હસતાં વહુંતાં,
કલ્લોલ વ્યોમમહિં પક્ષી ઉડી કરંતાં,
તારામણિ ગગનભૂમિ મહીં જડેલ,
સિંચે રૂપેરી કરથી હિમરશ્મિ તેજ.

૨

વૃષ્ટિ મહીં અમૃતની બંધુ વિશ્વ ન્હાય,
કોકિલ ગાન કરતી તરૂમાં સુણાય.
પુષ્પોથી વૃક્ષ વિટપો હસતી જણાય,
વેરાય મન્દ સ્મિતનું ઉડુતેજ માંહ્ય.

૩

ખીલ્યાં કુસુમ હસતાં નવ વાટિકાના,
ઊંચે ઊડે અમૃત મૌક્તિકના પુઆરા.
ઉભી લતાં કુમળી કુસુમથી નમેલી.
ગાતી રમે ત્યહિં સખીસહ "કાવ્ય-દેવી."

૪

એ દેવીગાન સુણતા નિજ બાલ ન્હાના,
તે કાવ્યસ્રોતતણું નિર્મલ નીર પીતા,
આનંદ—કુસુમપરાગ બધે ઉડીને,
દેવીતણા હૃદય સૌરભથી ભરી દે.

૫

ચુમી કુસૂમ લહરી મૃદુ શીત આવે,
તેને સહર્ષ સહુ તે અમરી વધાવે,
તે મંજુ વાત-લહરી અહિયાં વહુંતી,
આપો સદાય જનને સહુ સુખ શાંતિ !!

कुन्द.

## नोंध-चर्चा.

અમારા સાંભળવામાં આવ્યું છે કે લીંબડી દરબાર શ્રી કરનલ દોલતસિંહજી સાહેબે પોતાના રાજ્યની પ્રજાને હિંદુ ધર્મનો ઉપદેશ મળે તે માટે ઉંડી લાગણી બતાવી હિંદુ ધર્મોપદેશક નિમ્યા છે. અને તે ધર્મોપદેશક શ્રીયુત ધનેશ્વર વિશ્વનાથે હિંદુ ધર્મના તત્વો મુકત, મધુર ગાયનો ગાઇ હિંદુ ભાઇઓને ઉપદેશ આપે છે. આવા પ્રકારના ઉપદેશની અસર પણ સારી થઈ છે. અનેક શ્રોતાઓ તેનો લાભ લે છે હિંદુ ધર્મનાં તત્વો સમજાવી હિંદુ પ્રજાને પોતાના ધર્મમાં ચુસ્ત રાખવાનો મહારાજાશ્રીનો પ્રયાસ અનેક ધન્યવાદને પાત્ર છે. શ્રીયુત ધનેશ્વરભાઈએ પણ શ્રોતાજનોના હૃદયમાં ધર્મનાં તત્વોની ઉંડી છાપ પડી જાય તેવે પ્રકારે બોધ આપવાની અમારી ભલામણ છે. પ્રત્યેક શ્રીમંત રાજા મહારાજાઓએ પોતાની પ્રજાને ધર્મનાં તત્વો સમજાવી હેમાં ચુસ્ત રાખવા માટે આવા ધર્મોપદેશકો રાખવા જોઇએ. એમ થવાથી કાઇ ખજાનામાં ખોટ આવવાની નથી. પ્રજા ધર્મનાં તત્વો જાણશે તો તેઓ અધર્મનાં કાર્યો કરશે નહિં અને રોજ રોજ કોર્ટમાં કેસો થાય છે તે થશે નહિં! પ્રજા સદ્ગુણી થશે, કોર્ટનાં ખર્ચો ઓછા થશે, પરસ્પર લડાવી મારનાર કજીયા દલાલો કોઇક સારે ધંધે લાગશે. અને પ્રજામાં રામરાજ્ય જેવું થઇ રહેશે. અમે દરેક રાજા મહારાજાઓને વિનંતિ કરીએછીએં કે તેમણે પોતાની પ્રજા માટે ધર્મોપદેશકો નીમી પ્રજાને ધર્મ બોધ અપાવવો. એથી રાજા પ્રજા બન્નેને ફાયદો છે.

લૉર્ડ સ્ટ્રાથકોના નામના શ્રીમંત ગ્રહસ્થે આબર્ડિનની યુનિવર્સિટિને રૂા. દોઢ લાખ દાન આપ્યા છે. તે એવી સરતે કે એ રકમનો ઉપયોગગ ઉકત યુનીવર્સિટિમાં ખેતીવાડી સંબંધી ઉપદેશ આપવાને પ્રોફેસરો રાખવા. ધન્ય છે એ શ્રીમંતની શ્રીમંતાઇને! ધન્ય છે એની દેશ પ્રીયતાને! અમારા કૃષિ-પ્રધાન ભરતખંડમાં જમીનદારોની ખોટ નથી અને તેમની પાસે ધનની પણ કાંઈ ખોટ નથી! વળી તેઓનું આત્માભિમાન પણ કાંઇ ઓછું નથી. છતાં પણ તેઓએ ખેતીવિદયાની ઉન્નતિ થવાને કેટલા રૂપયા દાન કર્યા છે! અમે તો એવો એક પણ ઉદાર જમીનદાર જોયો નથી કે જેણે કૃષિ-શાસ્ત્રની ઉન્નતિ માટે એકાદ સંગીન રકમની મદદ કરી હોય! આપણી ઉદાર સરકાર જો તેઓને ખેતાઓ આપતાં પડેલાં તેમની કૃષિ-શાસ્ત્રની ઉન્નતિ માટેની ઉદારતાનું ખાતુ તપાસે તો અમારી ખાત્રી છે કે લૉર્ડ સ્ટ્રાથકોના જેવો તો પણ શું તેનો એકાદ ન્હાનો હિસ્સો પણ દાન આપનાર તરીકે નિકળશે નહિ! એવા જમીનદારો ઉપરાંત દેશી રાજા અને મહારાજાની પણ પલટનની પલટન જ જણાશે કે તેઓએ આ દેશની સોના રૂપાના ઢગલા રૂપ, ધાન્ય ઉત્પન્ન કરનાર ખેતીવાડીના શાસ્ત્રને માટે જોઇતું કર્યું નથી! કવિ કાલીદાસે કહ્યું છે કેઃ—

" આદાનં હિ વિસર્ગાય
સતાં વારિ મૂચામિવ."

અર્થાત્ મેઘ જે પ્રમાણે જળશોષણ કરીને તેનું પાછું વર્ષણ કરે છે તે પ્રમાણે સાધુ પુરૂષો પણ પ્રજાનું કલ્યાણ (જ્ઞાનદાન-દ્વારા) કરવાનેજ (પૈસા) લે છે. (સૂર્ય પણ પૃથ્વ ઉપરથી પાણી ખેંચીને વર્ષાદરૂપે પાછું આપે છે.) પરંતુ અમારા દેશનાં જમીનદારો ખેડુતો પાસેથી જે અઢળક ધન કમાય છે તેમાંથી થોડા થોડા પૈસા પણ જો કૃષિશાસ્ત્રની ઉન્નતિ માટે ખરચે તો ભરતખંડની રત્નપ્રસૂના જમીન ઉપર દુકાળની અસર જ જણાય નહિ; આ દેશની દાનવૃત્તિ પણ એટલી બધી ઓછી થઇ ગઇ છે કે લક્ષાપતિઓ પણ હવે પાંચ કે છ રૂપીઆ દાન કરતાં અચકાતા શરમાતા નથી! અમારા

દેશના જમીનદારો—હમણાંના કેટલાક સરદાર—બહાદુરો—રાજા બહાદુરો—એકાદ મ્હોટું ફંડ કરી કૃષિશાસ્ત્ર વિદ્યાની ઉન્નતિ કરશે તો તેઓનું અને ખેડુતોનું કલ્યાણ જ થશે.



રાધનપૂરના સ્વર્ગીય નવાબ સાહેબ બહાદુરે—એક આજ્ઞા દ્વારા—પોતાના રાજ્યમાંથી ગોહત્યા બંધ કરી છે. તેને પરિણામે રાધનપૂર રાજ્યમાં ગોવંશની પણ સારી વૃદ્ધિ થઇ છે. ઇ૦ સ૦ ૧૯૦૬ માં રાધનપૂર રાજ્યમાં ૧૦૫૬૬ ગોવંશ હતો. હમણાં તે વધીને ૧૭૧૦૭ સુધી વધવા પામ્યો છે. હમણાં ત્યાંની મુસલમાન પ્રજાએ મરહુમ નવાબ સાહેબ બહાદુરના હુકમ વિરુદ્ધ મુંબઇ ગવર્નમેન્ટને એક અરજી કરી છે. તેઓએ કહ્યું છે કે:મર્હુમ નવાબ સાહેબે જે વખતે ઉપલો હુકમ—કે જે મુસલમાની ધર્મથી વિરૂદ્ધ છે તે—બહાર પાડયો તે વખતે તે નામદારની તબીયત બિમાર હતી ગોહત્યા કુરાનમાં નિષિદ્ધ નહિં હોય પરંતુ ગો-વધ એ પણ મુસલમાનોનો ધર્મ નથી. જેહાદમાં કાફરોનો વધ કરવો એમાં પણ મુસલમાનોને પુણ્ય મળે છે. મુસલમાન ભાઇઓ તેવું પુણ્ય નહિ મેળવીને કાંઇ ધર્મભ્રષ્ટ થતા નથી. મહા પુણ્ય મેળવવાને માટે તેઓએ કાફરોનો વધ કરવાની પણ અરજી હજુ સુધી નામદાર સરકારને—કરી હોય એવું પણ અમે સાંભળ્યું નથી! મુસલમાન ભાઇઓએ એક બીજું પણ ઉદાહરણ લેવા જેવું છે કે: કાશ્મીર જેવા રાજ્યમાં—કે જ્યાં મુસલમાનોનો મોટો ભાગ રહે છે ત્યાં પણ કાયદાની આજ્ઞાથી ગોવધ બંધ છે. કાશ્મીરના હમણાંના પહેલા રાજાના વખતમાં પણ ગોવધ કરનાર માટે મનુષ્ય વધ કરવા જેટલી સખત શિક્ષા હતી, ગોહત્યા કરનારને પ્રાણદણ્ડની આજ્ઞા થતી, ત્યાર પછી શિક્ષામાં ફેરફાર થયો છે. હમણાં ગો વધ કરનારને જીવન પર્યંત દેશનિકાલ થાય છે. એક અંગ્રેજ રેસીડન્ટ કાશ્મીરમાં "નોના" ગોમાંસ લઇને જતો હતો. કારણ કે કાશ્મીરમાં તે (તેમને મન ઉત્તમ) વસ્તુ મળે તેમ નહોતી. આ વાત મહારાજશ્રીને કાને પહોંચતાં તરતજ પોતાના રાજ્ય માં ગો-માંસ લાવવાનો મનાઇ હુકમ કહાડયો. તે વખતથી જ "નોના" ગોમાંસ પણ લાવવાનું બંધ થયું છે. તેમ થવાથી ત્યાંના મુસલમાનભાઇઓને ધર્મમાં પણ કાંઇ નુકસાન પહોંચ્યું નથી. ગાયેને મારવાથી જ બળદોની અછત થઇ ગઇ છે! અને જ્યાં ત્યાં ખેતીવાડીનાં કામોમાં મોટી હરકત થઇ રહી છે—બળદો ભારે કીંમત આપવાં છતાં મળતા નથી! ઘી, દુધ વિગેરે ઘણાં મોંઘા થઇ ગયાં છે! મુસલમાનો અમારા ભાઇ જેવા છે અને અમે તેથી જ તેમને બે શબ્દો—બોધ રૂપ—કહેવા તત્પર થયા છીએ. ગાયેનો વધ કરવાથીજ કાંઇ ધર્મ સચવાતો નથી. પોતાની જાતિ ઉન્નત, એક બીજામાં સંપ અને એક બીજાની ધર્મની બાબતોમાં ચલાવી લઇ શકાય ત્યાં સુધી ચલાવી લેવામાં જ ધર્મ સચવાશે. આશા છે કે અમારા સમજુ ઇસ્લામી ભાઇઓ આ શીખામણ માની લેઇ ઉપકાર કરશે. અને પોતાની બંધુરૂપ હિંદુ પ્રજાનાં મન ન દુઃખાય તે માટે ગોવધ બંધ કરી પરસ્પર સંપની લાગણી વધારશે.



જગતમાં ઉદાર, નિઃસ્વાર્થિ, અને દયાળુ મનુષ્યો ન હોય તો સૃષ્ટિ ચાલે નહિ. કોઇક કોઇક પૂર્વના પુણ્યશાળી જીવો સ્વાર્થને લાત મારીને પણ પરમાર્થ કરે છે અને તેમ કરી મહાન પુણ્ય મેળવે છે. પારકાના આત્માને સંતોષ આપવો એના જેવું ઉદાર, દયાળુ અને પરમાર્થનું એક પણ મહત્ત્વનું કાર્ય નથી. હમણાં જ એવું એક ઉદારતાનું ઉદાહરણ જાણવામાં આવ્યું છે. તુર્ક જીલ્લાના ફ્રેજ નગરના 'કેમ્પસ" નામના ફ્રેન્ચ વર્તમાનપત્રનો એક ખબરપત્રી હતો. તે પુરૂષ પોતાને દેશ જવાનો હોવાથી તુર્કસ્તાનના સુલતાનને મળવા ગયો. નામદાર સુલતાને તેને એક મૂલ્યવાન ઘોડો ભેટ આપ્યો. પરંતુ તે ઉદાર પુરૂષે ભેટ આપેલા ઘોડાને બદલે ફ્રેજ નગરના પહેલાનાં પાશાની પાન

—કે જેને કેદ કરવામાં આવી હતી તેને છોડી મૂકવાની પ્રાર્થના કરી! એક પરદેશી અને પરજાતિના પુરૂષની આવી સહ્રદયતા અને નિષ્કામતા ભરેલી પ્રાર્થના સાંભળીને નામદાર સુલતાનનું મન દયાવશ થયું. તે નામદારે ખબરપત્રીની પ્રાર્થના મંજુર કરી છે. દયા અને ઉદારતા એજ રાજા મહારાજાઓ ઉપરાંત ધનવાનોનું ભૂષણ છે લક્ષ્મી વગરના અજ્ઞાન કહેવાય છે. અને—પછી તે કાળા અક્ષરને કુટી મારે કિંવા ધનમદમાં છકેલા કાં ન હોય પણ તેઓ—જ્ઞાનીમાં ગણાય છે જ્ઞાનનું ભૂષણ દયા અને ક્ષમા છે અમારા દેશના કોઈ કવિ, લેખક કે અધિપતિ, ખબરપત્રિએ આવી પ્રાર્થના કરેલી જાણવામાં નથી જો કોઇ કવિ કે લેખક ઉપર કોઇ રાજા; મહારાજા પ્રસન્ન થાય છે તો તેને જર કે જમીનનું દાન મળે છે, તેને પ્રસંગે ઉપલા ખબરપત્રીનો દાખલો ધ્યાનમાં લેવામાં આવશે તો એવાં અનેક કમનસીબ જીવો ઉપર ઉપકાર થશે.

સ્વાર્થને લાત મારી પરમાર્થ કરનારા પુરૂષો ઘણા થોડા છે હિંદુસ્થાનમાં હુન્નર ઉદ્યોગ ઘટી ગયો છે. એને સતેજ—ઉન્નત—કરવો એ દરેક પરમાર્થી શ્રીમંત પુરૂષોની ફરજ છે. શ્રીમતો પોતાના પૈસાનું બુજ વ્યાજ ઉત્પન્ન કરી લડી વાડી. અને ગાડીમાં મોજ કરે છે જ્યારે અનેક કંગાલો ચીથરે હાલ સ્થીતિમાં રખડતા ફરે છે! ઉદાર પારસી ભાઇઓ તરફથી પોતાની જાતિના કોઇ પણ બીનરોજગારી માણસને ઉત્તેજન આપવાનું ખાતું ઉઘાડયું છે. તેમાં ૧૦૦ થી ૧૦૦૦ કે ૨૦૦૦ રૂપિયાની મદદ કરવામાં આવે છે. આ ફંડ અત્યારે દર વર્ષે કેટલાંએક રખડતા કહો કે ધંધા વગરના, હાય અફસોસ કરનારા અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા અશક્ત થઇ પડેલા પારસી ભાઈઓને ધંધે વળગાડે છે. અને એ રીતે એક તરફથી ઉચ્ચઆદર્શ, જાત્યાભિમાન, નિઃસ્વાર્થપણું, ઉદારતા—પરોપકારનું, દ્રષ્ટાંત બતાવી રહ્યું છે. જેમ અંગ્રેજો કહે છે કે અમારી જાતિમાં કોઇ ભીખ માંગે નહિ તેમજ ઉદાર પારસી ભાઇઓ પણ કહે છે કે અમારી જાતિમાં કોઇ ભીખ માંગે નહિ. અને પોતાની બુદ્ધિથી પોતાના ગુજરાનનું સાધન ચલાવે!, કેમ હિંદુ ભાઇઓ! છે તમારામાં એવું જાત્યાભિમાન! છે દેશાભિમાન! તમે કહી શકો છો કે અમારા હિંદુમાં કોઇ રખડે નહિ! ધંધા વગર કોઇ દુઃખી થાય નહિ! તમે મોટરકારોમાં ફરો કે વડી બંગલામાં લહેર કરો! પણ તેનું ખરૂં સાર્થક ક્યારે છે કે જ્યારે તમે પણ એવું એકાદ પરમાર્થી ખાતું ઉઘાડો ત્યારે!

હિંદુઓમાં ભિક્ષા માંગનારા અને ધંધામાં ઉત્તેજન વગર અથડાઇ કુટાઇ જીવન વ્યતીત કરનારાં ઘણાં માણસો મળી આવે છે! કેટલાક બુદ્ધિમાન મનુષ્યો ઉદ્યોગ જાણવા છતાં ઉત્તેજન નહિં હોવાથી દરિદ્રી સ્થીતિમાંજ મરણ પામે છે! આવી સ્થિતિ જાણવા અને જોવા છતાં અમારા શ્રીમત હિંદુ ભાઇઓ તેવું એકાદ પરોપકારી ખાતું ઉઘાડતા નથી એ કેટલું દિલગીરી ભરેલું છે! દેશની સ્થીતિ અધોગતિએ પહોંચવાનું આ એક સબળ કારણ છે! અને પોતાના જાતી ભાઇને પાયમાલ કરવામાં તેઓ પોતેજ કારણભૂત છે! જે દેશની પ્રજા પોતાના જાતિ ભાઇના હુન્નરને ઉત્તેજન આપે છે અને પોતાના દેશના હુન્નર ખીલવવાને માટે હુન્નરબાજોને મદદ કરે છે તેજ દેશ ઉંચી સ્થીતિમાં આવે છે. ભારતવર્ષ હુન્નર ઉદ્યોગની પ્રસુતા છે! અનેક પરદેશી ઉદ્યોગી પુરૂષોએ આ દેશ પાસેથીજ ઉદ્યોગની ખીલવણી કરી છે. માટેજ અમે અમારા શ્રીમંત હિંદુ ભાઈઓને વિનંતિ કરીએ છીએ કે તેઓએ પોતાના ઉદ્યોગી જાત ભાઈઓને મદદ કરવાનું એક એવું સધ્ધર ફંડ—ખાતુ—ઉઘાડવુ કે જેની મદદ વડે ન્હના ન્હાના ઉદ્યોગો જાણનારા હિંદુભાઇઓ મદદ મેળવે અને પોતાના ઉદ્યોગને ખીલવી જીવન સુખમય ગાળે! દેશી ઉદ્યોગો વધે તે માટે જેમ કાળજી રાખવાની છે તેજ પ્રમાણે તે ઉદ્યોગોનું પોષણ થાય અને સ્વદેશી વસ્તુઓ વપરાય તેની પણ કાળજી રાખવાની ઘણી અગત્ય છે! જય હિંદ! જય હિંદી ઉદ્યોગો! જય ભારત સંતાન!

# ग्रंथावलोकन.

સંસ્કૃત ભાષા પ્રદીપ—આ ગ્રંથની એક નકલ અમને તેના કર્ત્તા મી. ઠાકોરદાસ જમનાદાસ પંજી તરફથી અભિપ્રાયાર્થે મળી છે. અમારા મનમાં કેટલેક વખત થયાં સંસ્કૃત ભાષાના અધ્યયન વિષે જે વિચારો ડોળાયા કરતા હતા, તે વિચારોનો એક લેખ અમારા ગયા સપ્ટેમ્બર માસના અંકમાં "સંસ્કૃત ભાષા તથા તેનું ઉપયોગીપણું અને તે ભણવા કરવી જોઇતી સગવડ" ના મથાળા તળે આપ્યો હતો, તે વાંચનારને યાદ તો હશેજ. એ લેખમાં બતાવેલા અમારા વિચારને અનુસરતોજ આ ગ્રંથ દેખાય છે. તેથી એ ગ્રંથની પહોંચ સ્વીકારતા અમને અનહદ આનંદ થાય છે,

"સંસ્કૃત ભાષા પ્રદીપ" એ ગુજરાતી ભાષામાં પહેલોજ સંસ્કૃત ભાષાના વ્યાકરણનો જોઇતો સંપૂર્ણ ગ્રંથ છે, એટલે એને કોઇ જોડે સરખાવાય તેમ નથી. એને હાલમાં સંસ્કૃત ભાષા શિખવાના પ્રચલિત ગ્રંથોમાંના કોઇ જોડે સરખાવીએ તો સંસ્કૃત ભાષામાં રહેલી મહર્ષિ પાણિનિની અષ્ટાધ્યાયી, કાશિકા, સિદ્ધાંત કૌમુદી, લઘુ કૌમુદી, અથવા સારસ્વત જોડે, કે અંગ્રેજીમાં રહેલા પ્રો મેકસમ્યુલર, ડૉ. કિલહોર્ન, અથવા મી. કાલેનાં ગ્રંથ સાથે સરખાવાય, તેથી તેઓ વિષે તેમજ સંસ્કૃત ભાષા ભણાવવામાં વપરાતી બીજી નાની ચોપડીઓમાં ડૉ. ભંડારકરની બે ચોપડીઓ જે સૌથી વધારે પ્રચલિત છે તેઓ વિષે અત્રે કેટલુંક કહીશું. સંસ્કૃત ભાષામાં રહેલા ગ્રંથોમાં વ્યવહારિક ભાષાનું મધ્યસ્થપણું ન હોવાથી તે નહીં જેવાજ ભણી શકે છે, તેથી હાલના કાળમાં આ "સંસ્કૃત ભાષા પ્રદીપ" ગ્રંથ અમને સંસ્કૃત ભાષાનું જોઇતું સંપૂર્ણ જ્ઞાન કરવાને સૌમાં શ્રેષ્ઠ રીતે અનુકૂલ લાગે છે. એ ગ્રંથની રચના મહર્ષિ પાણિનિના ગ્રંથને તથા કાશિકાને વધારે મળતી છે. અને અગર જો એ ગ્રંથોમાં તેમજ સિદ્ધાંત કૌમુદીમાં જે ઉણાદિ, કૃતાદિ, તથા તદ્ધિત પ્રક્રિયાઓ તેમજ વૈદિક નિયમો છે તે એમાં ન લીધેલા હોવાથી એટલા વિષયો એમાં ઓછા છે તોપણ એ શિવાયના તમામ વિષયો નિઃશેષ લીધેલા છે, ને દરેક વિષયમાં નિયમો મહર્ષિ પાણિનિના જુદા જુદા સૂત્રોનો વિષય પરત્વે યોગ્ય રીતે વિચાર કરી તેમના ભાષ્યાર્થોનું સાર બનાવી જોઇતા અપવાદો તથા દાખલાઓ સાથે લખ્યા છે, ને ભાષા ગુજરાતી, કે જે ગુજરાતની વ્યવહારિક ભાષા છે, સંસ્કૃત જોડે સૌથી વધારે સંબંધ ધરાવનારી છે, ગુજરાતીને સુધારનારી છે, ને જેથી યોગ્ય ઉમ્મરે સંસ્કૃત ભણી શકાય તે, વાપરી છે. એ રીતે એ ગ્રંથની રચના ભાષાના બંધારણમાં જે કુદરતી નિયમ છે તે પ્રમાણેની પગથીએ પગથીએ ચહડતી હોવાથી ભણનારને સેહેલથી. દ્રઢ અને શીઘ્ર બોધ કરે તેવી છે, તે એટલે સુધી કે ભણનાર ધારે તો બાર મહીનામાં સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન મેળવે. ને કામ પડે ત્યારે જે જોવું હોય તે એક કોષમાં જોવાની માફક જોઇ શકે. એમાં દરેક વિષય સંપૂર્ણ અને સરલ રીતે લખેલા હોવાથી કોઇ જાતની શંકા ભણનારને રહેતી નથી ને તે વિષે સંસ્કૃતમાં રહેલા ગ્રંથ જોવા કે જોવડાવવાની જરૂર રહેતી નથી. એમાં દરેક વિષયમાં જોઇતા તમામ નિયમો તેના અપવાદો તથા દાખલાઓ સાથે નિઃશેષ, અનન્ય સાધારણ રીતે, અને પ્રમાણાનુકૂલ રીતિએ મહર્ષિ પાણિનિના સાધક બાધક સૂત્રો અને તેની પરિભાષાઓને સરલ કરી લખેલા હોવાથી ઘણી ગુંચવણી ને માથામારી ઓછી થાય તેવો છે, ને એમાં જે સંજ્ઞાના પારિભાષિક શબ્દો વાપર્યાં છે તે સંસ્કૃત તેમજ અંગ્રેજી પદ્ધતિએ સંસ્કૃત ભણેલા તથા ગુજરાતી ભાષાથી ભણનારા સૌને તત્કાળ સમજ પડે તેવા છે ટુંકાણમાં કહેતાં એ ગ્રંથ એવી રીતે કરેલો દેખાય છે કે મહર્ષિ પાણિનિનો ગ્રંથ જે પૂરો ભણેથીજ સિધ્ધિ થાય છે તેમ ભણવું હોય તો તેમ નીકર સિદ્ધાંત કૌમુદીથી જેમ વ્યાકરણનો કોઇ પણ વિષય ભણાય છે. તેમ ભણવું હોય તો તેમ, જેમ અને જેટલું ભણવું હોય, તેમ અને તેટલું

ભણાય. એમાં દ્વિત્વના, સામાન્ય ભૂતના, કૃદંતના, સ્ત્રીલિંગના તથા સમાસના નિયમોમાં અદ્દભૂત સરળતા કરેલી છે, ને એ સંસ્કૃત ભાષા ભણવી કઠિન છે, એવા સર્વેને થઇ રહેલા મજબુત શકિતમહને દૂર કરવા જોઇએ તેવો છે. એ કારણોથી હાલના કાળમાં એ ગ્રંથ સંસ્કૃતમાં રહેલા ગ્રંથો કરતાં વધારે અનુકૂલ થાય તેમ છે. હવે અંગ્રેજી ભાષામાં રહેલા પ્રો. મેંકસ-મ્યુલર આદિના ગ્રંથોનો વિચાર કરતાં તેઓની રચના સિધ્ધાંત કૌમુદીની રચનાને મળતી છે, એટલે આ ગ્રંથથી જેમ ભાષાના બંધારણની ખરી ખુબી સમજાય છે તેમ થતું નથી. વળી એ બધામાં વ્યાકરણ શાસ્ત્રમાં જે પ્રત્યયના સંબંધમાં વિકારક અવિકારકની વાત પહેલેથીજ ગ્રહણ કરવાની છે તે અડધેથી લીધેલી છે. ને તેથી ભણનારને પહેલું સહેલું પડે છે, પણ અડધેથી એવું ગુચવાડા ભરેલું થાય છે. કે આગળ અભ્યાસ ખેંચવો મુશ્કેલ પડે છે, ને **चिनोमि** જેવા શબ્દ શિખવાનું આવે છે ત્યારે સમજાતું નથી એટલે ગોખીજ લેવું પડે છે. વળી એ ગ્રંથોમાં ધાતુના અનુબંધની વાત મુકી દીધેલી છે, તેથી દરેક જગોએ સખ્યાબંધ ધાતુંઓ તથા તેના ગણો ગોખવા પડે છે, ને તે યાદ રહેતા નથી, એટલે દ્રઢજ્ઞાન થતું નથી. વળી એથી ઘણા નિયમો વધી જાય છે ને દરેક રીતની મુશ્કલી પડે છે. એ ઉપરાંત એ ગ્રંથોમાં ઘણા વિષયોમાં બીજા વિષયોના નિયમો આપેલા છે, ને દરેક વિષયમાં ઘણી બાબતો મુકી દીધેલી છે. માત્ર મી. કાલેના વ્યાકરણમાં દરેક વિષયમાં વધારે બાબતો છે, પણ તેમાં પણ ઉપલી કસરો તો રહેલીજ હોવાથી, તેમજ બીજું પણ કેટલુંક વધારે ગુચવાડા ભરેલું હોવાથી તે પણ જોઇએ તેવો અનુકૂલ થઇ પડતો નથી. ડા. ભંડારકરની ચોપડીઓનો વિચાર કરતાં એનો ઉપયોગ સૌથી વધારે થાય છે તે નામદાર સરકારે ટેકસ્ટ બુકોમાં ઠેરવેલી હોવાથી છે, એમ અમે ધારીએ છીએ, બાકી એ ચોપડીઓમાં તો ભાષાને મુખ્ય ગણી ને વ્યાકરણ કે જે ભાષાજ્ઞાન થવા સંપૂર્ણ રીતે ભણવુંજ જોઇએ તેને ગૌણ ગણી, સાધારણ વાકયો લઇ તેમાં માત્ર પ્રસંગોપાત આવતા વ્યાકરણના નિયમો બતાવ્યા છે, તે જો કે એ વાકયો પસંદ કરવામાં ઘણું બુદ્ધિબળ વાપર્યું છે, તો પણ એવી ચોપડીઓ ભાષા સારી રીતે શિખવવવાને શી રીતે યોગ્ય ગણાય ? વળી એમાં અંગ્રેજીમાં રહેલા ઉપર લખેલા ગ્રંથોમાં જે કસરો છે તેતો છેજ, એટલુંજ નહી પણ કેટલીક વિશેષ છે ને તેથી અનેક ભૂલોને ગુંચવણીઓ થવાનો સંભવ થાય છે; ને એવું ઉપર ચોટીયું ભાષાજ્ઞાન થયેથી કોલેજોમાં મોટાં કાવ્યો, નાટકો, તથા ન્યાયના ગ્રંથો કે જે વ્યાકરણનું સંપૂર્ણ જ્ઞાન થયા વગર બરાબર સમજવા કઠિનજ પડે તે ભણાવવા કોશિશ થાય છે તે બરાબર ભણતા નથી, ને ઉલટા વિદ્યાર્થીઓને બોજારૂપ થઇ પડે છે ને પ્રમાદ પેદા કરે છે દુનીઆની કોઇ પણ ભાષા આવી ચોપડીઓથી શિખવાતી નથી. ભાષા શિખવવામાં ભાષાના ને વ્યાકરણના ગ્રંથો હંમેશા જુદાજ હોય છે. સંસ્કૃત ભાષાની પદ્ધતિ પણ તેમજ છે, તેથી ભાષા શીખવવાના મૂળ નિયમની એ બહારજ હોય તે ભલે એ રીતે જે ભણેલા હોય તેને સારી લાગે, બાકી જેને સંપુર્ણ ભાષાજ્ઞાન થયું છે, ને શી રીતે થાય છે તે જાણે છે તે તો એ કોઈ રીતે પસંદ કરે એમ અમે ધારતા નથી. એ રીતે અંગ્રેજીમાં રહેલાં ગ્રંથો કરતાં પણ આ "સંસ્કૃત ભાષા પ્રદીપ" ગ્રંથ વધારે ઉપયોગી અને અનુકૂલ થઇ પડે તેવો છે, ને અંગ્રેજી નિશાળો તથા કોલેજોમાં ગુજરાતી શાસ્ત્રીઓ શીખવી શકે છે તો ગુજરાતી ગ્રંથ ન ચાલી શકે એમ પણ નથી, તેથી અમો એ ગ્રંથને પાઠશાળાઓ અંગ્રેજી નિશાળો, તથા કોલેજોમાં તેમ જ લાયબ્રેરીઓ તથા ઇનામોમાં દાખલ કરી સર્વે રીતે ઉપયોગમાં લઇ એ ગ્રંથનો અભ્યાસ કરાવવા મજબુત ભલામણ કરીએ છીએ. જો યોગ્ય પુરૂષો આ અમારી ભલામણને ઉંચકી લેશે ને તમ થાય તેવુ કરવા કોશીષ કરશે, ને આખરે એ ભાષા ગુજરાતી નિશાળોમાં ઉપલા વર્ગોમાં શિખવાય તવું કરવા પ્રયત્ન કરશે તો સર્વે ગુજરાતી ભાઇઓને અમાર

સપ્ટેમ્બર માસના લેખમાં બતાવેલા અનેક ફાયદાઓ હાંસલ થશે.

ઉપસંહાર કરતાં કહેવાનું એજ છે કે મી૦ પંજીએ એક વેપારી ગ્રહસ્થ હોવા છતાં પોતાનો કિમતી વખત અને પૈસાનો ભોગ આપી ગુજરાતી ભાષાના ગ્રંથોમાં આ પહેલા નંબરનો ઉપયોગી ગ્રંથ બનાવી માતૃભાષાની અને ગુજરાતી ભાઇઓની જે અમૂલ્ય સેવા બજાવી છે, તે ખરેખર પરોપકાર બુદ્ધિથી જ હોવી જોઇએ; ને તેને માટે તેમને અનેક ધન્યવાદ ઘટે છે, અને આશા છે કે સર્વે ગુજરાતી ભાઇઓ તેનો લાભ લઇ અનેક ફાયદાઓ મેળવવા જરૂર ઘટતું કરશે. વળી આ જગોએ અમે મી૦ પંજીને ભલામણ કરીએ છીએ કે જો એઓ એ ગ્રંથમાં કૃનાદિ તથા તદ્ધિત પ્રક્રિયાઓ જે મુકી દીધી છે તે બીજી આવૃત્તિમાં ઉમેરશે તો ગુજરાતી ભાષાના શબ્દો સુધારવાને જે ઘણી મહેનત કરી રહ્યા છે, પણ તેમાંના ઘણા ડા૦ ભંડારકરની ચોપડીથી સંસ્કૃત થોડું ઘણું ભણેલા હોવાથી "વ્યહુવારિક" જેવા ખરા શબ્દો છોડી "વ્યાવહારિક" જેવા ખોટા શબ્દો ખરા છે એમ બતાવે છે, ને ખરાનું ખોટું કરે છે, તે તેમ કરતા અટકશે, ને ગુજરાતી ભાષા સુધારવાને યોગ્ય ઉપાય પણ થશે. આ ગ્રંથની કિમ્મત રૂ. ૩) રાખવામાં આવી છે તે પણ કોઇને વધારે લાગે પણ એમાં મહર્ષિ પાણિનિના મુશ્કેલ આંટી ઘુંટીવાળા નિયમો ઘણા ગ્રંથોની મદદ લઇ સરળ કીધા દેખાય છે, તે તેમ કરી શાસ્ત્રીય ગ્રંથ સૌને ઉપયોગી થાય તેવી રીતનો કરતાં અને જાહેરમાં મુકતાં, મહેનત તો કોરણે રહી, પણ શું ખર્ચ થાય છે તે જે જાણે છે તે તો એમ કહેશે નહિ, ને અમે તો એમ કહીએ છીએ કે આ ગ્રંથ જો અંગ્રેજી ભાષામાં હોત અને કોઇ અંગ્રેજે બનાવ્યો હોત તો, જર્મની જેવા દેશમાં એની ખરી કિમ્મત થાત ને ત્રણ ગણી કિમ્મતથી ઓછે મળત નહિ, ને તેટલાં ખરચતાં પણ એ ગ્રંથનો છેવટનો સદ્દહેતુ જે ગુજરાતી સાથે સંસ્કૃત ભણાવવાનો દેખાય છે તે પાર પડત નહિ.

---

પિતૃપ્રેમ એટલે માતાપિતા પ્રત્યે પ્રેમ રાખવો, એ પણ કુદરતની આજ્ઞા છે. આજ્ઞા છે એટલે કુદરત તમને પ્રત્યક્ષ આવીને કહેતી નથી કે તમે તમારા માબાપો ઉપર પ્રેમ રાખો. તમે તમારાં માબાપોને ઘણાજ આભાર ભરેલા અંતઃકરણથી ચાહો. આ દૈવી પ્યાર જ મોટાં સાથે નાનાંને જોડી દે છે, ઉંચાં સાથે નીચાંને મેળવી દે છે, મનુષ્યો સાથે પશુ પક્ષીઓને જોડી દે છે, અને માણસોને ઉત્તમ આત્માઓ સાથે મેળવી આપે છે. આ કુદરતી પ્યાર જે પુત્રો કે પુત્રીઓમાં ન હોય તેઓ કુદરતના કાયદાના તોડનારાં પાપી છે. પણ પ્રથમ તો એવાં પાપી સંતાનોને ઉત્પન્ન કરનારજ ઠપકાને પાત્ર છે, હો!

---

# ईडर नरेश अने प्रजा वच्चे असंतोष.



મોહાદ્રાજા સ્વરાષ્ટ્રં યઃકર્ષયત્ય નવે ક્ષયા !
સોઽચિરાદ્ ભ્રૂશ્યતે રાજ્યાજ્જીવિતાચ્ચસબાન્ધવઃ ॥
મનુ. ૭-૧૧૧.

"જે રાજા કાંઇ પણ વિચાર કર્યા વિના અનુચિત ધન અપ્રણ કરે અને પ્રજા વર્ગને મારણાદિ કષ્ટ દ્વારા પીડા આપે તે રાજા, રાજ્ય ભ્રષ્ટ થઇને સ્ત્રી પુત્રાદી સહિત પ્રાણથી વિનષ્ટ થાય છે."

મ હિનુ મહારાજે ઉપલું વાકય કહ્યું છે, અને હિતે રાજાઓએ વિચારવા જેવું છે, લક્ષમાં લેવા જેવું છે એ પ્રમાણે વર્તવું કે ન વર્તવું એ તો તેમની મરજીને આધિન છે. તો પણ ઈડર નરેશ જેવા પ્રતાપી રાજાને તો અવશ્ય લક્ષમાં લેવા જેવું છે કારણ કે હમણાં ઇડર રાજ્યમાં, રાજા અને પ્રજા વચ્ચે જે વિગ્રહ, જે અસંતોષ ઉભો થયો છે તે તરફ જોતાં જણાય છે કે મહારાજાશ્રીએ જે કરો પ્રજા ઉપર નાખ્યા છે તે કરો પ્રજાને બહુ આકરા (કહો કે અન્યાયી) લાગ્યા છે, અને તેને પરિણામે ત્યાંની ઉદયોગ ધંધા વગરની પ્રજા બે ચાર મહિના થયા કામ ધંધો છોડી હડતાળ પાડી બેઠી છે! વેપારીઓની દુકાનો બંધ છે. ન્હાના રાજ્યમાં જ્યારે વેપારીઓ દુકાનો બંધ કરી બેસે ત્યારે બીચારા ગરિબ માણસોનો મરો થાય છે, અને થોડી પુંજીમાં ઉદયોગ ચલાવી રોજની કમાણીમાંથી રોજના રોટલા મેળવનારા ગરીબ માણસોનો મરો થાય છે. વેપાર ધંધો બંધ થઈ પડવાથી મજૂર વર્ગ કે જેઓ પોતાના રોજના પૈસા મળતાં બાળ બચ્ચાંઓને અન્ન આપી શકે છે. તેઓ તો ભૂખેજ મરી જાય છે. અમને જે ખબર મળી છે તે ઉપરથી અમે જાણી શકીએ છીએ કે ઇડર રાજ્યનાં ઘણાં માણસો મુંબઇ આદિ સ્થળે નોકરી કિંવા ધંધો કરી કંઇક કમાય છે અને ઇડરમાં રહેતા પોતાનાં બાળ બચ્ચાંઓને અન્નાદિ પુરૂં પાડે છે. અર્થાત ઇડર રાજ્યમાં તેમને ઉદયોગ ધંધા જેવું સાધન નથી. અને હશે તો પણ પૂરતું નથી છતાં પણ જ્યારે બબ્બે મહિના સુધિ હડતાળ હોય ત્યારે દેશમાં રહેલા બૈરાં છોકરાંઓને (હડતાળને પરિણામે) અન્ન પણ વેચાતું ન મળે ત્યારે તેમની કેવી અવદશા થાય તે વાંચકેજ વિચારી લેવું જોઇએ.

ઇડર નરેશ મહારાજ શ્રી કર્નલ પ્રતાપસિંહજી સુશિક્ષિત છે. તેઓએ ઇંગ્લંડની રીત ભાત જોઇ છે. પોતાની પ્રજાની ગરીબ સ્થીતિ જાણે છે. છતાં પણ પ્રજા ઉપર આવા અસહ્ય કરો નાંખી પ્રજાનો અસંતોષ વધારી તેમને અન્નાદી કષ્ટ ભોગવવાની પરીસ્થીતિમાં લાવી મુકવાનું શા માટે યોગ્ય ગણ્યું હશે તે અમે સમજી શકતા નથી. ઇડર રાજે જે કરો નાંખ્યા છે તે નિચે પ્રમાણે છે. આ કરો તા. ૧ લી આગષ્ટથી લેવાનું ઠરાવ્યું છે.

૧. છોકરો યાતો છોકરી જન્મે તો રૂ. ૨ આપવા.

૨. મરણ દીઠ રૂા. ૧ ભરવો.

૩. દવા દેશી વૈદની લેવિ નહીં ને લેવી તો સરકારી દવાખાનામાંથી લેવી ને માણસ દીઠ રૂા. ૨ વર્ષના આપવા.

૪. છોકરાંના વિવાહ કરે તો રૂ. ૧ આપવો.

૫. સોનું, ચાંદી અને તેનો ઘાટ વેચવાનો વેપાર કરે તો રૂા. ૧૫ દરવર્ષે આપવા.

૬. પરચુરણ વેપાર રેશમી, સુતરાઉ કાપડ વિગેરેનો વેપાર કરે તો રૂા. ૧૫ દરવર્ષે આપવા.

૭. ઘરની કીંમત ઉપર દર સેંકડે રૂ. ૧૦ ભરવા.

૮. જે કોઇ કન્યા વિક્રય કરે તેની પાસેથી કન્યાના દાપાની લીધેલી રકમ સરકાર લઇ લે.

૯. ઘરમાં ૧૦ માણસથી વધારે રહેતું હોય તો રૂા. ૨૦ સરકારમાં ભરે.

નારને કમાણી થાય નહિં અને રૂ. ૨૦ નો ચાંલ્લો તો સરકારમાં કરવોજ પડે ! ( ૬ ) રેશમી, સુતરાઉ કાપડના વેપારીઓને માટે પણ ઇન્કમટેક્ષજ યોગ્ય છે. ( ૭ ) ઘરની કિમ્મત ઉપર બ્રીટીશ રાજ્યની મ્યુસીપાલીટીઓમાં જેમ હાઉસટેક્સ નંખાયા છે તેમજ નાંખવા કિંવા પાંચસો રૂપિયાની કિમ્મતના ઘર ઉપર એક રૂપિયો લેવાનું ધોરણ ઠીક થઇ પડશે ( ૮ ) કન્યા વિક્રય કરનારની આખી રકમ સરકાર લઇ લેશે. એ વ્યાજબી નથી. કેટલાંક એવાં પણ માતા પિતા હોય છે કે પોતાની વૃદ્ધાવસ્થામાં હાથે પગે અપંગ હોવાથી કન્યાવિક્રય કરે છે તેને બદલે ફંડ ઉભું કરી તે દ્વારા તે અપંગોનું પાલન પોષણ થવું જોઇએ. પણ જેઓ કન્યા વિક્રયનો ધંધો લઇ બેઠા છે તેમને પોલીસ કોર્ટમાં ઘસડી સખત કેદની શિક્ષા કરવી કરવી જોઇએ કે જેથી દાખલો બેસે. ( ૯ ) ઘરમાં દશ માણસથી વધારે રહેતાં હોય તો જે કર લેવાનું કરાવ્યું છે તે પણ ગેરવાજબી છે. એમ થવાથી પ્રજાની ઉત્પતિ થતી અટકશે.! કેટલાક માણસોને ત્યાં આઠ આઠ દશ દશ છોકરાંઓ હોય છે, અને તેઓ મ્હોટાં થતાં જુદા જુદા ધંધા લઇ સરકારને ઉત્પન્ન વધારી આપે છે, અને કુટુંબનું પાલણ પોષણ કરે છે. આવા કરથી તેવા માણસોને ત્યાં મનુષ્યનો વધારો થતો અટકશે. અને તેમાં ગરીબ માણસોનેજ ભારે પડી જશે. જો કે હાલના વખતમાં દુકાળ દેવની કૃપાથી ખાવાનું મેળવવાનુંજ મુશીબતભરેલું થઇ પડયું છે તો પછી વધારે માણસો ઉત્પન્ન થયેથી પણ શું લાભ છે? છોકરાંઓ ઉત્પન્ન થાય અને ભટકી અથડી જીંદગી પૂરી કરે એજ કે બીજું? (૧૦) દરેક ચીજના ધંધા માટે સાધારણ ફી ભરી લાઇસન્સ લેવાનું ઠરાવવું જોઇએ. (૧૧) પુનલગ્ન ધર્મને અનુસરીને જે કોઇ નહિ કરે તો તેને માટે સરકાર પોતાની ખુશીમાં આવે તેમ કરશે. એટલે એનો અર્થ શું? પુનર્લગ્ન કરવા માટે કયા ધર્મ પ્રમાણે વર્તવું તેનો કોઇ શાસ્ત્રાધાર મહારાજા શ્રી બતાવશે? ઇંગ્લંડાદિ સુધરેલા દેશોમાં અને બ્રીટીશ ગવર્નમેન્ટના રાજ્યમાં પણ બુધ્ધિ અને વિવેકનો ઉપયોગ કરી સરકારે જબરદસ્તી વાપરી નથી. તેમજ પુનર્લગ્ન નહિ કરનારને 'સરકારે પોતાની મરજી મુજબ' કરવાનું ફરમાવ્યું નથી. ત્યારે મહારાજાશ્રીને "મરજી મુજબ' કરવાનું કયાંથી સુઝયું? શું તેઓ જબરદસ્તીથ કોઇનાં છોકરા છોકરીનાં પુનર્લગ્નો કરશે? તેમ થવાથી પ્રજામાં કેટલો અસંતોષાગ્નિ ફેલાશે અને તેન જ્વાળાથી કોણ કોણ બળી ભસ્મ થશે તેની કાંઇ ખબર છે? સુધરેલા દેશોમાં સ્ત્રીઓ વિધવા થત પરોપકારી કામો કરવામાં જીવન વ્યતિત કરે છે ; શું મહારાજા શ્રીએ ઇંગ્લંડાદિ દેશોમાં નજરે જોયુ નથી? અમે તો કહી શું કે સ્ત્રીઓને પુનર્લગ્નજ શા માટે કરાવવાં? ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર મેળવવા માટે જો પુનર્લગ્ન થતાં હોય તો તેન મિમાંસા કરવાની જરૂર છે. ધર્મ મેળવવા માટે કો પણ શાસ્ત્ર પુનર્લગ્ન કરવાનું કહેતું નથી. વિધવા સ્ત્ર ધર્મનાં કાર્યો સારી પેઠે કરી શકે છે, અર્થ મેળવવ માટે પણ વિધવા સ્ત્રી, હુન્નર, ઉદ્યોગ શીખીને કિંવ વિદ્યા ભણીને નિશાળોમાં મેહેતી થઇને પણ 'અર્થ એટલે પૈસો મેળવી શકે છે કિંવા મેહેનત મજુર કરીને પણ પૈસા મેળવી શકે છે. મોક્ષ મેળવવા પણ વિધવા સ્ત્રીને બીજા પતિની જરૂર નથી, ઋષિ મુનીએ હિંદુશાસ્ત્રોમાં સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે જે મોક્ષ મેળવવો હોય તેણે બે હાથ જોડી, માથું નમાવી અનન્યભાવે પરમાત્માની ભકિત કરવી. જેથી તેમ મોક્ષ મળે છે. તે ભગવાન, દિનબંધુ, ભકતવત્સલ એટલા બધા દયાળુ છે કે ભકતોની વિનતિ સાંભળ્ય વગર અને તેમને અનેક પ્રકારનાં દુઃખોમાંથી છોડા વ્યા વગર રહે તેમજ નથી. પાર્થિવ જગતનો રાજા વખતે પ્રજાની અરજ સાંભળે નહિ પણ તે પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યેક જીવોની અરજી, નિષ્પક્ષપાતે સાં ભળે છે અને તેમને મોક્ષ આપે છે. હવે માત્ર "કામ' રહે છે, તેને સંતોષ આપવા જેઓને પુનર્લગ્ન કર વાની ઇચ્છા છે તેમણે ધર્મશાસ્ત્રને કલંક નહિં આ પતાં ઇચ્છાનુસાર લગ્ન કરીજ દેવાં ! ઇંદ્રીઓની તૃ

પ્તીને ખાતર લગ્ન કરવાં હોય ત્યાં કોણુ બંધન કરી શકે એમ છે? તેને સરકાર કે માતા પીતા, કોઈ પણુ રોકી શકે તેમ નથી! વ્યભિચાર વધારવાના કામમાં ઉતેજન આપવું એ કરતાં વિધવા સ્ત્રીઓને માટે મુંબઈની પેઠે એકાદ "સેવા સદન" સ્થાપ્યું હોત તો ઈડર નરેશનું નામ અમર થાત અને પ્રજામાં આનંદ ફેલાત. તેને બદલે વિધવા સ્ત્રીઓને માટેનો હુકમ સરકાર પોતાની મરજી મુજબ કરશે. એ તો દેખી તોજ જુલમી કાયદો કહેવાય! (૧૨) ૧૦૦ થી વધારે માણુસોને જમાડવાં નહીં અને જમાડે તેણે રૂા. ૧૦ સરકારમાં કર ભરવો. આ હુકમ ન્યાતવરાનો ખર્ચ ઓછો કરવાના હેતુથી કરેલો હોય અને તેના પેટામાં સરકારી તીજોરી તર કરવાનો પણ ઈરાદો હોય તો પણુ એટલા રૂપિયા જો કોઈ જાહેર ફંડમાં ભરવા ઠરાવ્યું હોત તો પણુ સરકારની ઉદારતા ગણુાત. (૧૩) ગાડાંવાળાઓ પાસે ટોલ ટેક્ષ લેવામાં આવે છે તેટલા ઉપરજ સંતોષ પકડવો જરૂરનો છે. વધારેનો ટેકસ ગરીબ ગાડીવાનોને ભારેજ પડે. (૧૪) ખેતી સાથે ગાડું ભાડે ફેરવનાર પાસેથી કર લેવા ઠરવ્યું છે તે પણુ તદન ગેરવ્યાજબી છે. હમણાંનો જમાનો પહેલાંના જેવો નથી. અનાવૃષ્ટિને લીધે ખેડુતો પાયમાલ જેવા થઇ ગયા છે. સાહુકારોનાં વ્યાજ ભરતાં ભરતાં તેમના જીવ ઉચા ઉડી ગયા છે. તે બીચારા ખેતીના વખત પાછી ગાડાં ભાડે ફેરવી થોડું ઘણું કમાઈ જીંદગી ગુજારે તેમાં પણુ ઇડર નરેશ અદેખાઇ આવી હોય તો તે એક પ્રકારનો અન્યાયજ છે! ગાડાં ભાડે ફેરવનારા ગરીબ ઉપર તો દયાજ કરવી જોઇએ. દયા એજ ધર્મનું મૂળ છે. તે ઇડરને નરેશ જેવા સુધરેલા અને બાહોશ મહારાજાએ કદી પણ ભૂલવું જોઇતું નથી.

ઉપર પ્રમાણે મુખ્ય (૧૪) કરો સંબંધી અમારૂં મત લખવામાં આવ્યું છે. સાંભળવા પ્રમાણે જનાવરો ઉપર કર નાખવામાં આવ્યા છે, ગરીબ બાપડાં મુંગા પ્રાણી? તેમના ઉપર નાખવામાં આવેલા કર પ્રમાણેના પૈસા સરકારમાં ભરવા માટે જાનવરો રાખનાર ગરીબ માણસો તેઓ ઉપર જુલમ ગુજારી વધુ પૈસા મેળવશે અને તેજ પૈસા રાજાની તીજોરીમાં ભરાશે એ પણુ લક્ષમાં લેવા જેવું છે. રાજાના વડીલોએ ઇનામમાં આપેલાં કેટલાંક ગામો અને જમીનો ખાલસા કરવામાં આવી છે તે બાબત તથા ધર્માદા અપાયલી જમીનો ખાલસા કરવામાં આવિ છે તે બાબત પણુ મહારાજાશ્રીએ ખાસ લક્ષમાં લેવી છે. એ પ્રમાણે મનસ્વીપણે વર્તવાથી અને વડીલોનાં ધાર્મિક નૈતિક કાર્યોમાં હસ્તક્ષેપ કરવાથી પ્રજામાં અતિ અસંતોષ ફેલાશે અને પરિણામે તેઓ અત્યારે જે ભક્તિ ભાવની લાગણી રાખે છે તે લાગણી દૂર થઈ જશે એ નિઃશંક છે. કેટલાક રાજાઓ પોતાના રાજપદ અને લક્ષ્મીમદમાં મસ્ત થઇ ગમે તેવાં અવિચારી કામો કરી બેસે છે. તેનું કેવું ભયંકર પરિણામ આવે છે તેના હજારો ઉદાહરણો હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસમાંથી મળી આવે છે તે ફરીથી એક વખત મહારાજાશ્રીએ વાંચી જોવા અને શાંત ચિતે વિચાર કરી જોવો. દરેક કામમાં પ્રજાની સમ્મતિ લેવી એ હિંદુસ્થાનના પ્રાચીન રાજાઓનો ધર્મ ગણાયો છે. જૂદા જૂદા દેશી રાજ્યોમાં, રાજાઓ જ્યારે કંઈ નવા હુકમો બહાર પાડે છે, ત્યારે સુજ્ઞ પ્રજા જનોની સલાહ લે છે. નામદાર ગાયકવાડ સરકારે દરેક જીલ્લામાં પ્રજામતનો કાયદો બાંધ્યો છે. પ્રજાની સમ્મતિ સિવાય એવાં જોખમ ભરેલાં અને અસંતોષ ઉપજાવી, પ્રજાને ખળભળાવી મુકે તેવાં કાર્યોનો આરંભ થતોજ નથી. પ્રજા એ કામધેનુ છે, એનું સારી રીતે લાલન પાલન કરવાથી અમૃતમય દુધ આપે છે. પણુ તેને અસંતોષ આપી, માત્ર દુધ નિચોવી લેવાની ધારણા રાખવામાં આવે તો તે ગાય, પાળકોનેજ લાત મારવા તૈયાર થાય છે, તે પણુ લક્ષમાં લેવું જોઇએ. અયોગ્ય રીતે કરોમાં વધારો કરી રાજ્યની તીજોરી આબાદ કરવાનું પગલું ભરવા માટે હિંદુ શાસ્ત્રકારો સાફ ના પાડે છે. રાજા એ પ્રજાનો પાલક પિતા ગણાય છે. પિતાએ પ્રજાનું પૂત્ર પેઠે લાલન પાલન કરવુ જોઇએ. જેમ બાળકો રીસાઇ

જાય છે તેમ પ્રજા પણ કોઇ વખત રીસાઇ જઇ રાજા સ્હામુ સહજ માથુ ઉચકે છે. પણ તેવે વખતે ગુસ્સે નહિં થતા સમજાવી-પટાવીને-શાંતિ પુર્વક-કામ લેવું. એજ કાર્ય દક્ષ રાજાનું, કર્તવ્યદક્ષ દિવાનનું અને શાંતિ પ્રિય રાજ સભાસદોનું કાર્ય છે. ગુસ્સો કરવાથી ગુસ્સોજ મળે છે અને પ્રેમ બતાવવાથી પ્રેમ જ મળે છે. એ વધ્ધ અનુભવીઓના વાકયો કદિ પણ ભુલવા જોઇતાં નથી. ઇડર નરેશ! અમે પુનઃ કહીશું કે ખરો ક્ષત્રિ ધર્મ બજાવવાની ઇચ્છા હોય તો શાંત, ગરીબ અને રાજભકત પ્રજાના મન મનાવી, અયોગ્ય કરોનો બોજો પાછો ખેંચી લઇ, પ્રજાને શાંત પાડો, તેમાંજ તમારૂં ડહાપણ છે. તેમાંજ તમારૂં ભુષણ છે. પ્રજાનું રીસાવું ચ્હીડાવુ એ રાજાનું ઇષ્ટ નહી પણ અનિષ્ટ કર્તા છે. રાજભકિત એ જ ઇષ્ટ કર્તા છે અને ભકિત વધે એવાં કાર્ય યોગ્ય કરો લેવાથીજ સાધી શકાય છે. નહિં લેવા જેવા કરો માટે મનુ મહારાજે પણ કહ્યું છે કે:—

"અનાદેયં નાદદીત પરિક્ષીણોઽપિ પાર્થિવ;
"ન આદેયં સમૃધ્ધોઽપિસૂક્ષ્મમપ્યર્થ-
મુત્સૃજેત્॥
મનુ. ૯—૧૭૦

અર્થાત: રાજા ધનહીણ થઇ જાય તો પણ જે લેવા જેવુ નથી તે પ્રજા પાસેથી લેવુ નહિં. અને અતિશય ધનાઢય થાય તો પણ મળેલું થોડું ધન પણ પરિત્યાગ કરવું નહિ.

અમારા ઉદાર અને વિચારશિલ-ન્યાયી-બ્રીટીશ રાજ્યે જેવા કરો નથી નાંખ્યા તેવા કરો આપ આપની રંક પ્રજા પાસેથી લેવાની આજ્ઞા ફરમાવો છો પણ તે ઇષ્ટપ્રદ નથી જ. આ કડવી ગોળી છે. પછી આપને ગળે ઉતરો વા ન ઉતરો. અમારી પવિત્ર ફરજ અમે બજાવી છે. અમે તો સમસ્ત જીવોનું ઇષ્ટ-કલ્યાણ જ ઇચ્છીએ છીએ.

———

# તંબાકુ.



નીયાના રહીશોમાં જેટલો તંબાકુનો ઉપયોગ થતો હશે તેટલો બીજી કોઇ વનસ્પતીનો થતો હશે નહીં. મનુષ્ય જાતની વસ્તીનો એક ચતુર્થાંશ ભાગ તંબાકુ એક યા બીજી રીતે ઉપયોગમાં લે છે એવી ગણત્રી બાંધી શકાય છે. તંબાકુનો છોડ અસલથી હિંદુસ્થાનનો વતની નથી પણ લગભગ દરેક ઇલાકામાં થોડે યા ઘણે અંશે તંબાકુની ખેતી થાય છે, બટાટા અને મરચાંની માફક યુરોપમાં તંબાકુ અમેરીકાથી લાવી વાવવામાં આવ્યો હતો અને હિંદુસ્થાનમાં સત્તરમાં સૈકાની શરૂઆતમાં યુરોપીયન વેપારીઓએ દાખલ કર્યો છે. ત્રણસો વર્ષમાં એ છોડનું વાવેતર એટલું બધું ફેલાઇ ગયું છે કે હિંદુસ્થાનમાં લગભગ વીશ લાખ એકર જમીનના વિસ્તાર ઉપર તંબાકુની ખેતી થાય છે. સરસમાં સરસ તંબાકુ મદ્રાસ ઇલાકામાં સાલેત્ર તથા ત્રીચીનાપોલીમાં થાય છે. બંગાળામાં રંગપુર અને જલપાઇગુરી એ બન્ને તંબાકુની ખેતોના મુખ્ય મથકો છે. રંગપુરના તંબાકુના પાતરામાંથી બર્માં ચીરૂટો બને છે.

હિંદુસ્થાનમાં પેદા થતી તંબાકુ તથા સીગારમાં તેની ખાસ ખુબી છે કે જે જો ઇંગ્લાંડ તરફ વેચવા મોકલી હોયતો સારી કીમત ઉપજાવે અને વીલાયતી માલ સાથે હરિફાઇ પણ કરી શકે પરંતુ ત્યાં તેના પર ભારી જકાત નાંખવામાં આવે છે.

તંબાકુની જાત માટે હવાના ફેરફારો મુખ્ય ભાગ ભજવે છે, વેસ્ટ ઇન્ડીઝમાં જે તંબાકુ ઉગાડવામાં આવે છે તે બીજા ઘણા દેશો કરતાં ખુશબોમાં ચઢીઆતી છે. જેનું કારણ ત્યાંની હવા ગરમ અને ભીનાશવાળી છે. મદ્રાસ ઇલાકાની હવા પણ તંબાકુ ઉગાડવાને અનુકુળ પડતી છે. શરૂઆતના નાના છોડવા ઉગાડવાની જગ્યા જેટલા વિસ્તાર ઉપર તંબા-

કુની ખેતી કરવાની હોય તથા જેટલે અંતરે છોડ-વાઓ રોપવાના હોય તેના પ્રમાણમાં રોકવામાં આવે છે. એક એકર જમીન ઉપર તંબાકુ રોપવી હોય અને છોડવાઓ એક બાજુએ ત્રણ ફીટ અને બીજી બાજુએ બે ફીટને અંતરે નાંખવા હોય તો ૭૨૬૦ છોડવાઓ જોઇશું. નાના છોડવા ઉગાડવાની જગ્યામાં સારા છોડો ઉગાડવા. દરેક છોડને સારૂ એક ચોરસ ઇંચ જગ્યા રોકવી, આ હીસાબે એક એકર જગ્યા ઉપર તંબાકુ ઉગાડવા સરૂઆતના નાના છોડ ઉગાડવાની જગ્યા ૭૦૦૦ ચોરસ ઇંચ અથવા પચાશ ચોરસ ફીટ જોઇએ. રોપાઓ ફરી ઉગતાં ઉગતાં કેટલાકને નુકસાન પહોંચી મરી જાય છે. અને એક જગ્યાએથી ઉંચકી બીજી જગ્યાએ નાંખવામાં કેટલાક નકામા થાય છે, તેથી સમજુ ખેડુતો તે જગ્યાએ બીજા છોડવા નાંખવાને શરૂઆતના છોડો વધારે ઉગાડે છે; અને તેથી એક એકર જમીન ઉપર તંબાકુ ઉગાડવાને શરૂઆતના નાના છોડો વાવવા સારૂ એકસો ચોરસ ફીટ જગ્યા રોકે છે, શરૂઆતના નાના છોડવા ઉગાડવાની જગ્યા (નરસરી) ને છાંયડો કરવો જોઇએ કારણ કે અતીશય વરસાદ તેમજ સુકમણું એ બન્ને નુકસાનકારક અસર કરે છે. એક એકરની જગ્યા ઉપર તંબાકુની નરસરીવાળી જગ્યામાં સેંદ્રીય પદાર્થ મંટોડીમાં વધુ પ્રમાણમાં ભળેલા જોઇએ નહી. વીશ ટકા સેંદ્રીય પદાર્થ ભળેલી જમીનમાં ઘણા જોરદાર છોડવા ઉગે છે અને તેના મુળ પણ લાંબા પથરાય છે.

હવામાન પ્રમાણે જુદે જુદે સ્થળે તંબાકુ ઉગાડવાનો સમય પણ જુદો જુદો હોય છે. જ્યારે વરસાદ પુર જોરમાં હોય ત્યારે ચોમાસાના વરસાદનો પ્રવાહ નબળો પડયા પછી તુરતજ તંબાકુનું વાવેતર થાય છે. જ્યારે તંબાકુના છોડ ઉપર ત્રણ કે ચાર પાંતરાં બહાર આવે છે, અને ચાર ઇંચની ઉંચાઇએ પહોંચે છે ત્યારે એક જગ્યાએથી ઉંચકી બીજી જગ્યાએ રોપવાને લાયક થાય છે. જે જગ્યાએ જમીનમાં પાણી પચી રહે છે. અથવા જ્યાં ચીકાશવાળી માટીનો જથ્થો મોટો હોય છે તે જગ્યા તંબાકુ ઉગાડવાને અનુકુળ નથી. કારબોનના તત્વ વાળી જમીન તંબાકુને ઘણી અનુકુળ છે. એકની એક જગ્યાએ દર વરસ ઉગાડવાથી પાંદડાની જાત ઉતરતી થાય છે. જો જમીનમાં કુદરતી ખાતરોનો જથ્થો હોય તો ઠીક નહીં તો તંબાકુનો પાક એકની એક જમીનમાં દર વર્ષે નહિં ઉગાડતાં આંતરે ઉગાડવો જેથી જમીનનો કસ કાયમ રહે અને તંબાકુને લાયક જમીન રહ્યા કરશે. તંબાકુ ઉગાડવાને ખેતરની જમીન આઠ દશ વખત ખેડીને તળે ઉપર કરવી. આગળ થઇ ગયલી તંબાકુની ખેતીના ખુંપરા તથા મુળીઆં બાળી નાંખવા અથવા ખેડીને ઉથલ પાથલ કરી નાંખવાં. જે રોપાઓનાં મુળ તથા થડીઉ સારી પેઠેમ પોશાયલું હોય તેવા જ રોપાઓ ચોડવા. વાદળાવાળા દીવસના પાછલા પહોરે રોપાઓ ખેતરમાં નાંખવા કે જેથી સુર્યના કીરણની તુરતની અસરમાંથી તેનો બચાવ થાય, આ રોપાઓ નાંખ્યા પછી તેને વારંવાર પાણી આપવું અને પાછળથી તેને આઠ દીવસને આંતરે પાણી આપવામાં આવે તો ચાલશે. ખેતરમાં ઉગેલું ઘાસ તથા છોડવાઓ બધા કહાડી નાંખવા.

જમીનમાં ખાતર વરસાદનાં ઝાપટાં શરૂ થતાં પહેલાં નાંખવું, અને આ નીયમ છાણના ખાતરમાં તો અવશ્ય ધ્યાનમાં રાખવાનો છે; આ ખાતર એક એકરે છસો મણને હીસાબે નાંખવાનું છે; જીપ્સમ (ચીરોડી) અને સોડાવોટરના કારખાનામાંનો કચરો એક એકરે ત્રીશ ગાડીને હીસાબે નાંખ્યો હોય તો પણ પાકને ઘણો ફાયદો કરે છે.

જ્યારે તંબાકુના છોડવાઓ ત્રણ માસના થાય છે ત્યારે એક છોડ ઉપર બારથી ચઉદ પાંદડાં રાખી બાકીના પાદડાં ઉપરની કુંપણ સાથે તોડી નાંખે છે; જેથી કરીને બધો રસ બાકી રહેલાં પાંદડાંમાં જાય છે અને તે સારાં પોષાય છે. આસપાસ ફુટેલી ડાંખળીઓમાં કસ વધારવા સારૂ થડીઆનું મથાળું તોડી નાંખવામાં આવે છે. જે છોડવા બીજને માટે રાખવામાં આવે છે તેને આ રીત લાગુ પાડવાની નથી.

થી ઢાંકી દીધેલું હોય છે. સારી જાતના રૂમાંથી આ કપડું વણવામાં આવે છે. સુતરને મજબુત વળ ચઢાવેલો હોય છે જેથી ઝાકળ તથા વરસાદના ઝપાટા સામું ટકી રહે, અને એક વખત નાંખેલું કપડું ત્રણ મોસમ સુધી જવાબ દઇ શકે. હિંદુસ્તાનની દોટી આ કામ સારી શકશે. અને એક નહાના પલોટ ઉપર અજમાયશી કામ શરૂ કર્યું હશે તો આ રીતના ફાયદા હિંદુસ્તાનની નફાકારક ખેતીની ખીલવણી કરનારાઓની ખાતરી થશે. સણનાં કપડાં આ કામ માટે ઉપયોગનાં નથી કારણ કે હવાની અસરથી તે ઝટ સડી જાય છે. અમેરીકન લોકોની બુધ્ધિનો આ એક નમુનો છે, કુદરતી પેદાશોને કેમ સુધારવી વધારવી તે તે લોકો બહુ આગળ વધી શીખ્યા છે તેનો ધડો હમારા હિંદુસ્તાનના વતનીઓ કયારે લેશે ?

હિંદુસ્તાનની તંબાકુ ઉગાડવાની રીતથી એક એકરે ખરચ બાદ કરતાં સાઠ રૂપીઆ બચત બચે છે. જો સુધરેલો રીતે તંબાકુ ઉગાડવામાં આવે તો બેશક સારો ફાયદો થશે. આપણે પાશ્ચિમાત્ય રીત પ્રમાણે સીગાર સીગારેટ પીતાં શીખ્યા છીએ ત્યારે પાશ્ચિમાત્ય રીત પ્રમાણે એ ચીજો કેમ બનાવવી તેથી બેદરકાર રહ્યા છીએ. બહાર દેશાવર ખાતે મોકલવા જેટલી નહીં પણ આ દેશના ખપ જેટલીજ સીગાર તથા સીગારેટ આ દેશમાંજ ઉગેલા તંબાકુમાંથી દેશી સાહસીકો બનાવે તો પણ કેટલો મોટો ફાયદો થાય તેમ છે. D. M. P.

---

### સૂચના

"ભારત જીવન"નાં ઘણાં ગ્રાહકો પત્ર લખતી વખતે રીપ્લાઇ કાર્ડ લખતા નથી તેમજ ઘણાં ગ્રાહકો પત્રમાં પોતાનું પૂરે પૂરૂં નામ, ઠામ, ગામ, જીલ્લો વિગેરે ઉપરાંત છાપેલો રજીસ્ટર નંબર પણ લખતા નથી તેથી ઉત્તર આપવામાં અને તેમનાં ઠામ ઠેકાણાં બદલવામાં ઢીલ થાય છે. માટે હરેક ગ્રાહકોએ પત્ર લખતી વખતે રજીસ્ટર્ડ નંબર જે સરનામાની કાપલી ઉપર છાપેલો હોય છે તે લખવો. ઠામ ઠેકાણાં પણ પુરાં જ લખવાં અને જવાબ માટે રીપ્લાઇ કાર્ડ મોકલવો. મેનેજર-ભારત જીવન.

(એક ટુંકી વાર્તા)

## જેવો સંગ તેવો રંગ!

મનુષ્ય જો સારી સોબતથી દેવતા, ઋષિ અથવા મહર્ષિની પદ્વિ પ્રાપ્ત કરી શકે છે તો કુસંગતિથી રાક્ષસ અથવા તેથી ઘોર પાપી મનુષ્યની પંક્તિમાં જઇ પડે એ સર્વથા સંભવ યુક્ત છે. આ માટે પ્રમાણો પણ અસંખ્ય મળી શકે છે!

અમદાવાદ જેવા ગુજરાતના પાટનગરમાં નાનાભાઈ નાથુભાઈ નામક મનુષ્ય એક કારખાનાનો વડો માલેક હતો. તેની પૂર્વાવસ્થા સારી નહોતી, પરંતુ અથાગ પરિશ્રમથી એ બુઢાપામાં સારી રીતે પૈસાદાર બન્યો હતો. વૃદ્ધાવસ્થામાં તેણે સઘળું કામ પોતાના બે બાળકોને સોપ્યું હતું અને પોતે ઈશ્વર ભજનમાં કાળ નિર્ગમન કરતો હતો. તેના વડા છોકરાનું નામ જીવનરામ અને નાનાનું નામ ગોવિન્દરામ હતું. પિતાની સંપત્તિના માલેક થવાના સમયે જીવનરામની ઉમર ૨૫ વર્ષની અને ગોવિન્દરામની ૨૩ વર્ષની હતી. બંને ભાઇઓ સાથેજ કામ કરવા લાગ્યા, પરંતુ દુર્ભાગ્યવશાત થોડાકજ સમયમાં ગોવિન્દરામ ખરાબ સોબતનો ભોગ થઈ પડયો. તેને સુધારવાને માટે જીવનરામે અતિશય પ્રયત્ન કીધો, પરંતુ તેનું કાંઇ સારૂં ફળ આવ્યું નહીં અને ગોવિન્દરામ દિવસે દિવસે દેવામાં તથા પાપાચરણમાં લિન થતો ગયો. અંતિમ પરિણામમાં તેનો સંબંધ કારખાનામાંથી નીકળી ગયો, અને આ દુઃખદ અવસ્થામાંજ નાના ભાઈ આ સંસારનો ત્યાગ કરી ગયા.

એક વખત જીવનરામ કારખાનામાંથી પાછો ફર્યો ત્યારે તેને પોતાના મકાનના ઓરડામાં દિપક બળતો જણાયો, અને ત્યાં કોઈ માણસ ઉભો હોય તેવું તેને જણાયું. જીવનરામ વિચાર કરવા લાગ્યો કે "કોઇ નોકરજ હોવો જોઇએ, કેમકે અત્યારે તે-

ના સિવાય બીજો કોઇ આવી શકે નહીં. પરંતુ તે મેજની નજદીકમાં શું કરી રહ્યો છે! કદાચ કોઇ ચેર તો નહી હોય!" જીવનરામ આ મેજમાં વારંવાર રૂપીઆની સારી રકમ મુકતો, અને તેથીજ સંશયાત્મક થઇ ત્વરાથી ત્યાં ગયો. દરવાજામાં શબ્દ કર્ણગોચર થતંજ દરવાજામાં સામે એક માણસ આવી ઉભો. તે આવી ઉભેલો માણસ જીવનરામનો ભાઇ ગોવિન્દરામજ હતો. જીવનરામે આશ્ચર્યસહ પુછયું, "ભાઇ, આ ખંડમાં તું કેમ દાખલ થયો?"

ગોવિન્દરામે ઉધ્ધતાઇથી 'મારી મરજી' એવો જવાબ આપ્યો. વળી વધુમાં તેણે જણાવ્યું કે, "એ બાબતનો ખુલાસો હું તમારી પાસે કરી શકું તેમ નથી. આટલું વાકય ઉતાવળે કહેતા કહેતાંજ ભય પામીને ન્હાસવા માંડયું. જીવનરામ સ્હામે થયો અને તપાસ કરવા વિના જવા દેવાની મના કીધી. એકાએક એટલામાં લેમ્પ ટુટી પડવાથી ગોવિન્દરામને કપાળમાં ઇજા થઇ. આટલું છતાં અંધારાનો લાભ લઇ ગોવિંદરામ ઘરમાંથી ન્હાસી ગયો. પાછળથી માલુમ પડયું કે મેજનું તાળું તુટેલું હતું અને તેમાં રૂપીઆ એક હજારની નોટ હતી તે પણ ગુમ થયલી જણાઇ."

૨

ગુમ થવા બાદ બે વર્ષ સુધી ગોવિન્દરામનો કાંઇ પત્તો ન લાગ્યો. છેવટે એક એવી ખબર સાભળવામાં આવી કે ઓરીયન્ટલ કુંપનીનું એક વહાણ પુષ્કળ મુસાફરોને લઇને પોરબંદરથી ઉપડી દ્વારિકા જતું હતું. દરિયામાં તોફાન થવાથી વહાણ ડુબી ગયું અને તેના મુસાફરોની પણ સાથે એજ દશા થઇ. આટલો કલેષ છતાં પણ જીવનરામની આંખમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. જીવનરામ પૂર્વવત કારખાનાનું કામ કરવા લાગ્યો. લક્ષ્મિદેવીએ તેનો પરિત્યાગ કીધો. આખરમાં એક દિવસે કારખાનું બંધ થયું, અને અતિવ પ્રયાસને અંતે તે વેચવાની જરૂર પડી. આ વેચાણ દ્વારા આવેલી રકમ તેણે દેવામાં આપી દીધી. દુર્ભાગ્યાવસ્થામાં અમદાવાદમાં રહેવાનું તેને માટે મુશ્કેલ થઇ પડયું. કેટલાક ગંભીર વિચાર પછી તે સુરતમાં પોતાના પિતાના એક મિત્રને ત્યાં આવ્યો.

નાનાભાઈના મિત્રનું નામ શ્રીયુત માણેકચંદ શેઠ હતું. તેને એક છોકરી હતી, તેની ઉમ્મર મ્હોટી હતી. આ છોકરી ઉપર શેઠનો અતિષય પ્યાર હતો અને માત્ર તેજ કારણસર હિંદુ રીત રીવાજ અનુસાર બાલ્યકાળમાંજ લગ્ન કરવાં જોઇએ તેમ છતાં પુત્રી નહીં પાડવાના ખેદજન્ય ખ્યાલથી જ તેનું લગ્ન કરાવવામાં નહોતું આવ્યું. જીવનરામને લાયક માનીને હવે તેની સાથે પોતાની પુત્રીનું લગ્ન કરાવી દીધું. શેઠની પુત્રી પાર્વતી અને જીવનરામ સુરતમાંજ રહેવા લાગ્યા. પોતાના પિતાની પાસે રહેવાનું અને સ્વામિ સેવા એ બેઉ સાથે પ્રાપ્ત થવાથી તે પોતાના દિવસ ઘણા આનંદમાં નિર્ગમન કરતી. જીવનરામ પણ આ સમાગમનાં પરિણામે પાશ્ચાત્ય દુઃખ ભુલી ગયો. માણેકચંદ પોતાની સઘળી મિલ્કત પોતાના જમાઇને સોંપી તીર્થ યાત્રામાં ચાલ્યો ગયો.

ત્રણ માસ પછી ભરૂચથી એક શાહુકાર માણેકચંદ શેઠને ત્યાં આવ્યો. તેનો ગ્રેગ્ય સત્કાર કરવામાં આવ્યો. ભોજન વિગેરે બાદ વાતચિત પરથી જણાયું કે, માણેકચંદ શેઠે કોઇ વેળાએ તેની પાસેથી પાંચસો રૂપીઆ રોકડા લીધા હશે. આ રકમ હાલમાં વ્યાજ સાથે રૂપીઆ આઠસો સુધીની થઈ હતી. જો જીવનરામ આ રૂપીઆ ન આપે તો તેની આબરૂને ધોકો પહોંચે, અને તેટલું છતાં મકાન કે દુકાન કોઇ રીતે બચી શકે તેવું નહોતું. આ સમયે જીવનરામ પાસે એક પાઈ પણ નહોતી અને શાહુકાર સમય વર્તિ એક માસની મુદત નકકી કરી ચાલ્યો ગયો.

જીવનરામે રૂપીઆ ભેગા કરવાને અતિષય પ્રયત્ન કીધો, પણ કોઇ રીતે તે એક પાઈ પણ બચાવી ના શકયો. આથી તેમની ચિંતા અત્યંત થઇ પડી. પાર્વતી પણ પતિના દુઃખેજ દુઃખી હતી.

જીવનરામે પ્રેમાંસુની સાથે કહ્યું "રૂપીઆની ને કાંઈ જરૂર નથી તમારા મૃત્યુ જેવા ખરાબ આચારથી પુનઃ દર્શન માત્ર માટે સર્વથા નીરાશ વા બાદ આજ પોતાના આત્મજ બંધુને ભેટતાં નેવી વિકારી વાતો ના કરો. ધન એ દુનિયાની કરર કરેલી વસ્તુ નથી. ધન એ જન્મની સાથે ભેલી વસ્તુ નથી, ધન એ જીવન સાફલ્યનું સાધન થી. ધન પરમાત્માની પાસે શક્તિ અપાવનાર થી. એ સર્વ માટે પ્રેમ એકજ વસ્તુ-અદ્વિતિય સ્તુ છે. ભાઈ! આત્મિય પ્રેમનું સ્મર્ણ કરો.

"પ્રેમ અજબ આ દુનિયામાં, એકજ ચીજ છે એ;
ઘોર દુઃખમાં રવડાવે કે, પરમ સુખશાંતિ પમાડે તે.

"આજ ઈશ્વરે આપણને આનંદનો દિવસ ખાડ્યો છે અને તે માટે સર્વેશ્વરનો આપણે ઉપ-ાર માનવો જોઈએ."

ગોવિન્દરામે ભ્રાતૃસ્નેહનો ઉપકાર દર્શાવતાં ભિન્ન હૃદયે જણાવ્યું "હું પરમ પિતા અને માતુ-ઓ ઉભયમાંથી કોઈની ક્ષમા પામવાને લાયક થી. મ્હારાં ઘોર કર્મોનું ફળ મને ભોગવવું જોઈએ; મ્હને ભોગવવા દો." એટલું બોલતાં પોતાની ાસેનો તમંચો કાઢીને પોતના કંઠમાં ગોળી છોડી.

પાર્વતી અને જીવનરામે બચાવવાને ઘણાં ંફાં માર્યાં પણ નિષ્ફળ. થોડીજ ક્ષણમાં તેણે પ્રાણ-ાગ કીધો. પોતાના આત્મજના દુઃખદ મરણ માટે ાધળા રોવા કકળવા લાગ્યા. પાપી લક્ષ્મી ઉપર ટકાર દર્શાવતાં દર્શાવતાં પોતાના આત્મજના શબને ાદમાં લઈ પાપકર્મથી બચવાને સદ્બુદ્ધિ સારૂ પર-ાત્માની પ્રાર્થના કરવા લાગ્યો.

"ઉડે ન તોય ટેકતાં શીખે વસી વિહંગમાં
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ સંગમાં.

ચમનલાલ. સી. દેસાઈ.

# बाळकोनी वीरता.

અપાર પરિશ્રમ કરવા છતાં પણ જ્યારે મુખવાલના કિલ્લાનું રક્ષણ કરવાનું કામ અસાધ્ય થઈ પડયું ત્યારે શિખ-ગુરૂ ગોવિન્દસિંહ, કેટલાક વિશ્વાસુ નોકરોને સાથે લઈને, ગુપ્ત રીતે ચમકૌડના દુર્ગમાં જઈ રહ્યા. ચમકૌડના કિલ્લાની આસપાસ પર્વતોની દિવાલો, શિખ વિરોની રક્ષા કરવા માટેજ, પ્રકૃતિ દેવિએ બનાવી હતી. આ ન્હાનો કિલ્લો હમણાં પંજાબના રૂપુર તહસિલ વિ-ભાગમાં આવેલો છે.

મુખવાલ કિલ્લામાં રહેવાના છેલ્લા દિવસો પસાર થતા હતા તે વખતથીજ ગોવિન્દસિંહનો અદ્રષ્ટ પ્રવાહ આડે રસ્તે વહેવા માંડયો હતો. તેના ફળ વડેજ ત્હેના ઉપર, ઉપરા ઉપરી નાના પ્રકારની અસાવનીય વિપદો આવી પડી હતી. અને અનેક પ્રકારનાં સંકટો ભોગવવાં પડતાં હતાં. મોગલોના સખ્ત ઘેરાને લીધે અનિવાર્ય ફળ એ આવ્યું કે કિલ્લામાં અન્ન આવી શકતું નહોતું. તે જોઈને ગુરૂ માતા ગુજરીએ ચોકકસ રીતે જાણી લીધું હતું કેઃ આ કિલ્લો સ્વલ્પ સમયમાંજ મોગલોના હાથમાંજ જશે. પોતાના વંશની રક્ષાને માટે તેણી ગુરૂ ગોવિન્દસિંહના બે ન્હાના છોકરાને લઈને કિલ્લા-માંથી ગુપ્ત રીતે ન્હાસી ગઇ હતી. તેના ગયા પછી થોડા સમયમાંજ શિખ લશ્કરી સિપાહીઓ પણ-અન્નને અભાવે, ભૂખે મરતા હોવાથી-શક્તિ ક્ષીણ થઈ ગયા હોવાથી-ગુરૂનો ત્યાગ કરી ચાલ્યા ગયા! માત્ર ૪૦ વિશ્વાસુ શિખ યોધ્ધાઓએ પોતાના અન્ન દાતાનો ત્યાગ કર્યો નહિ. તેઓએ નિશ્ચય કર્યો હતો, કેઃ અન્ન કે જળ ના મળે તો પણ પોતાના અન્ન-દાતાનો ત્યાગ કરવો નહિં. તેની સાથેજ લડતાં લડતાં જેટલા દુશ્મનોનો ઘાણ કહાડી શકાય તેટલો કહાડીનેજ મરવું. પણ નિમક હરામ થવું નહિં. ' શિખ યોધ્ધાઓની આવી દ્રઢ પ્રતિજ્ઞા હતી.

એટલાજ સુઠ્ઠીભર પણ વિશ્વાસુ મરણીયા લડવૈયાઓને સાથે રાખીને પણ મુખવાલના કિલ્લાની રક્ષા કરવા અસમર્થ હતો એમ નક્કી જાણવાથી, ગુરૂ ગોવિન્દસિંહ, એક અંધારી રાત્રે ચમકોડના કિલ્લામા ન્હાસી ગયો. ત્હેના ન્હાસી જવાની વાત તરતજ મોગલ રાજાને કાને આવી. મોગલ સૈન્ય તરતજ ગોવિન્દસિંહની પાછળ દોડયું અને ચમકૌડનો કિલ્લો પણ ઘેરી વળ્યા. પર્વતના રસ્તા અજાણ્યા હતા છતાં સાહસ, ધૈર્યતા અને વિરતાએ ત્હેમને સર્વ સુઝાડયું.

આ કિલ્લામાં ગયા પછી ગુરૂ ગોવિન્દે પોતાની કૂળ દેવી "નયના માતા"નું આરાધન કર્યું અને ત્હેનો અશિર્વાદ માંગ્યો. શિખ લોકોને એવી ખાત્રી હતી કે ગુરૂ ગોવિન્દ "નયના દેવી"નો ઉપાસક છે. અને જ્યારે જ્યારે કોઇ વિપદ્ આવી પડે છે ત્યારે દેવી ગુરૂ ગોવિન્દને, સંકટમાંથી બચાવી લે છે. આવે સંકટને સમયે ગુરૂ ગોવિન્દ હમેશાં શિખના મનઃપ્રાણમાં નવું તેજ જગાડી આપતો અને નવી આશા-શકિત રેડી આપતો. શિખ લોકો પણ ગુરૂને માટે આત્મદાન કરવા હમેશાં તૈયાર જ હતા. તે પણ કહેતો કેઃ જો મ્હારૂં નામ ગોવિન્દસિંહ હશે તો હું એક કીડીને બચાવવા હાથીનો પ્રાણ લેવાનો યત્ન કરીશ. મ્હારા એક એક શિખ સિપાહીઓ, એક લાખ મોગલોનાં માથાં કાપી નાંખશે" ગોવિન્દસિંહનું અપૂર્વ શિક્ષાદાન અને અપૂર્વ વિરત્વ ત્હેના પ્રત્યેક શિષ્યની નસેનસમાં ભરાયું હતું. ગુરૂની શિક્ષાના ફળનો વિચાર કરતાં જણાશે કે તે અસાર દામ્ભિકતા જેવી નથી. ઉલટો વિશ્વાસ ઉત્પન્ન થશે. આત્મશ્રદ્ધાવાળા વીર મનુષ્યો કદી પણ પરાજય પામતા નથી. ગોવિન્દસિંહે શિખ લોકોના હૃદયમાં, નવા તેજનાં જે કિરણો નાંખ્યાં હતાં તેનું ફળ એ થયું કેઃ પ્રત્યેક શિખ નિર્ભિક (બ્હીક વગર) આત્મત્યાગી થઇ પડયા હતા. પ્રાણ કરતાં ધર્મને, તીર્થને, અને દેશને વધારે જાણતાં શિખ્યા હતા. તે મહદ્ ગુણો અને તે નવિન જ્યોતિર્મય ઉપદેશને લીધે જ તેઓએ એક દિવસ મોગલ વંશનો ધ્વંસ કરવાના સાધન માર્ગમાં સહાયતા આપી અને સ્વતંત્ર શિખ-રાજ્ય સ્થાપવાના સર્વોત્તમ કાર્યમાં સિદ્ધિ મેળવી હતી. કિલ્લાને ઘેરો ઘાલનાર મોગલ સેનાપતિ ખાજા મહમ્મદ અને નાહરખાંએ અનેક વિચારો કર્યા પછી, ગોવિન્દસિંહને એક દૂત મોકલી કહાવ્યું કેઃ "ત્હેણે બાદશાહને શરણે આવવું." ગુરૂની પાસે દૂત ગયો. ગુરૂએ તેને માન આપ્યું. પરંતુ મહાન મોગલ શહાનશાહ જેવો વિનય દર્શાવે છે તેવા વિનયના માથા ઉપર લાત મારીને દૂત ઉલટો અસહ્ય દામ્ભિક શબ્દો—ગુરૂ-દરબારમાં— બોલવા લાગ્યો. ગુરૂને ભય બતાવવા લાગ્યો. શિખ સમાજનું અને શિખ રાજ્યનું અપમાન થાય એવા શબ્દો બોલવા લાગ્યો. ત્યાં હાજર રહેલા શિખ વીરોને ઘણું અપમાન જણાયું. પરંતુ દુતને મારી નંખાય નહિ એવો એક રાજનિયમ છેઃ તે તો અતિથિ જેવો ગણાય. તેથી એકાએક તેને કોઇ કાંઇ બોલ્યું નહિ.

પરંતુ આ સભામાં ગુરૂ ગોવિન્દના બે છોકરા હાજર હતા. મોટા એક છોકરાનું નામ અજિતસિંહ. તેની ઉમ્મર પંદર વર્ષ. બીજા ન્હાના છોકરાનું નામ જુઝારસિંહ. તેની ઉમ્મર તેર વર્ષ. દુતને મોઢેથી પિતૃ નિન્દા, ધર્મ નિન્દા અને નેતૃ નિન્દા થઇ તે અજિતથી સહન થયું નહિઃ સિંહનો બાળક ગુસ્સે થઇ ગયો. તેણે કમ્મરે લટકતી તલવાર બહાર કાઢી અને કઠોર શબ્દે દુતનો તિરસ્કાર કરી કહ્યુંઃ સાવચેત! ફરીથી એક શબ્દ પણ બોલ્યો તો ત્હારા શરીરના કટકે કટકા કરી નાંખીશ"

બાળકના આવા તેજસ્વી શબ્દો સાંભળી દુતનો કોપાગ્નિ ભડક્યો. તેણે પોતાનું અત્યન્ત અપમાન થયલું જાણ્યું, તરતજ શિખ દરબાર છોડી ચાલ્યો ગયો.

* * *

આ બનાવને થોડા દહાડા થયા પછી શિખોએ કિલ્લાનાં બારણાં ઉઘાડી નાંખી મોગલો ઉપર હુમલો

કર્યો. કિલ્લાની બહાર એક મ્હોટું યુદ્ધ થયું. તે મહાન યુદ્ધમાં પ્રત્યેક શિખે અસીમ વીરત્વ બતાવ્યું. અનેક શત્રુઓના પ્રાણ લીધા પરંતુ ગમે તેમ પણ તેઓ મુઠ્ઠીભર હતા. તેથી એક પછી એક રણશય્યામાં પોઢી ગયા! આ દેખાવ જોઈ બાળક અજિતનું મન ચંચળ થઇ ઉઠ્યું, હેનું હૃદય નાચી ઉઠ્યું. પિતાના શરીરનું વીર લોહી પુત્રના શરીરમાં ફરી ઉઠ્યું. બીજા શિખ વીરોની પેઠે જ શત્રુઓ સ્હામે વીરતાપૂર્વક લડીને મરવાનું તેણે પસંદ કર્યું હેના પ્રાણ આકુળ વ્યાકુળ થઇ ઉઠયા. તે તરતજ પિતાની સ્હામે જઇ ઉભો અને લાલ લાલ આંખો કરી બોલ્યોઃ પિતા! આપની પાસેથી જ શીખ્યો છું કે દેહ એ થોડા વખતને માટે છે, શરીર હમેશાં રહેવાનું નથી. કોઈએક દિવસે પણ એ શરિર પડવાનું જ છે. મરણ એ જન્મની સાથે જ સરજાયલું છે. મ્હને યુદ્ધમાં જવાની આજ્ઞા આપો. હું મારી આ તલવાર લઈને શત્રુઓના સ્હામે જઇશ, લડીશ અને મારીશ કે મરીશ. શિખોને માટે, ધર્મને માટે, મ્હને મરવા દ્યો. મ્હારી ન્હાની ઉમ્મરનો વિચાર કરશો નહિ. ધર્મને માટે-મુકિતને માટે હું યુદ્ધ કરીશ. મ્હને રજા આપો" કે ગળ શરીરવાળા પણ વિરત્વથી ભરેલા બાળક-પૂત્રના આવા શબ્દો સાંભળી પિતાના હૃદયનો સ્નેહ ઉછળી આવ્યો તેણે હરતે મ્હેરે, પ્રેમ પૂર્વક, આનંદ પૂર્વક, પૂત્રને છાતી સાથે દબાવ્યો. થોડી વાર છાતી સાથે દબાવ્યા પછી છોડી દીધો. અને કહ્યુંઃ જાઓ બેટા! ત્હમારી આ ન્હાનકડી તલવાર જોડે રમત કરતાં કરતાં અનન્ત કાળના ગર્ભમાં મળી જાઓ. ત્હમારૂં આ ક્ષુદ્રજીવન સમર્પણ કરીને જગતને બતાવી આપો કે અમે આ નશ્વર (ક્ષણીક-નાશવંત) જગતની માયામાં મોહ પામ્યા નથી. ઇન્દ્રિયો અમારા ઉપર જય મેળવી શકી નથી. જગતનાં સુખો ભોગવવાની અમને ઇચ્છા-લાલસા નથી. અમે માત્ર પરમાત્માના આશિર્વાદનીજ પ્રાર્થના કરીએ છીએ. બસ સ્વર્ગ! સ્વર્ગ એજ અમારી હમેશની નિવાસ ભૂમિ છે! અમે અમર છીએ, અને અમરજ રહીશુ અમે મૃત્યુને ઓળખતા નથી, રે! જાણતા 'પ નથી એવું બતાવી આપો! અમારૂં હૃદય, ઇશ્વ સિંહાસન છે! તેના ઉપર પોતાની ઉદાર-વિશાળ આજ્ઞાઓ સહિત બિરાજ્યાનો અધિકાર તે-ઇશ્વર-ન જ છે! તે હમેશાં બિરાજો! જાઓ બેટા! ત જગતને એ બધું બતાવી આપો. તે મહાન પ્રભુ લક્ષ રાખજો. તેની અપૂર્વ જ્યોતિનું સ્મરણ કર જાઓ બેટા, ધર્મમાં પ્રવૃત્ત થઓ. હું હમેશાં ત મારી સ્હાયતામાં રહીશ. ઇશ્વર તમારી ઇચ્છા પુ કરો, ધર્મ ત્યાગ કરશો નહિં. ત્હમારી નજર સ્હા જગત ચૂર્ણ થઇ જાય તો પણ તે મહાન પ્રભુ ઉ વિશ્વાસ રાખજો. ધર્મની લડાઇમાં મરણ પામ ઇશ્વરને ત્યાં અમરત્વ મળશે. મૃત્યુના આમંત્રણ બ્હીકણ થશો નહિં. વિપદ્ વખતે ભય પામશે નહિ! જાઓ બેટા! અજિત! અજિતની પેઠે આત્મોત્સર્ગ કર! "ઇશ્વર છે" એ વાત મન અ પ્રાણથી સાચી માનજો. તે હમેશાં ત્હારી સ્હાયતા કરશે."

વીર પુરૂષ—યોદ્ધા—ની પેઠે ખરે ખરે જુસ્સો લાવીને અજિતસિંહ ઘોડે શ્વાર થયો અ જોત જોતામાં મોગલ સૈન્યના સમૂદ્રમાં ઝીપલાવ્યું હાથમાં ન્હાનકડી ઉઘાડી તલવારે રણ મેદાનમ શત્રુ સૈન્યમાં ઝુઝવા માંડ્યું. કિલ્લામાંથી પિત જોવા લાગ્યો. તેણે જોયું કેઃ પૂત્ર વીરતા પૂર્વ શત્રુઓનાં માથાં ધડથી જુદાં કરે છે! પૂત્ર મ્હોઢ માંથી "અમર" "અમર" શબ્દો બોલતો ચા દિશામાં ઘુમી રહ્યો છે. પરંતુ કેટલી વાર? એ તરફ ન્હાનું બાળક અને બીજી બાજુએ સમૂદ્ર નાં તરંગો પેઠે મોગલ સૈન્ય! બે કલાક વીતતાં ન વીતતાંજ બાળક થાકી ગયો. તો પણ રણમાંથ પાછો હઠ્યો નહિ! થાકેલા હાથ અને થાકેલું શરી વારંવાર લથડી જતાં હતાં પણ પાછું ઇશ્વરી બળ આવતું અને લશ્કરમાં ઘુમિ શત્રુઓનો સંહાર કરતો પરંતુ વધારે વખત ટકી શકયો નહિ. જો

જોતામાં એક મોગલ લશ્કરી સિપાહીની તલવારના ઘાથી પૃથ્વિ ઉપર પડયો. ચૈતન્ય વગરનો થઇ ગયો. બિચારો કોમળ પણ વીર બાળક—લડતાં—લડતાં અમર ધામમાં ચાલ્યો ગયો.

બાળક પુત્રને રણ મેદાનમાં પડેલો જોઇ પિતા ગોવિન્દસિંહ ઇશ્વરનાં જયગાન કરવા લાગ્યો. તેણે કહ્યું: હે પ્રભો ! જે વિશ્વાસ વડે મારૂં હૃદય પૂર્ણ કર્યું હતું તે જ આજે તમારા પાદપદ્મમાં અર્પણ કરી દઉં છું. આ જુવો, મ્હારો મ્હોટો પૂત્ર અનન્ત નિદ્રામાં સુઇ ગયો. ત્હમે ત્હેને ખોળામાં લઇ લ્યો. હું પણ તમારો જ પૂત્ર છું પ્રભો ! ત્હમારી જ્ઞાન જ્યોતિથી જ મ્હારૂં હૃદય પૂર્ણ છે. ત્હમે જ મ્હારૂં સુખ છો. દેવ ! ત્હમારા પ્રસાદ વડે જ આજે અમે અત્યાચારી મોગલોના અત્યાચાર બંધ પાડવાની આટલી બધી શક્તિ અને સાહસ મેળવ્યું છે. શત્રુઓ હમણાં જ કિલ્લો જય કરી શકે એમ છે છતાં એમાં પણ તમારો જ જય છે એમ હું સર્વત્ર જોઉં છું. અને તે જ ત્હમે મ્હારા હૃદયમાં વિરાજો છો. શિખ પ્રજાનું આટલું બધું વિરત્વ એ પણ ત્હમારી જ કૃપા છે પ્રભો !" પરમાત્માની સ્તુતિ ગાન કરતાં ગુરૂ ગોવિન્દસિંહનાં નેત્રો બંધ થઇ ગયાં અને સમાધિમાં પડી ગયાં.

જ્યારે સમાધિ ભંગ થઇ, આંખો ધીમે ધીમે ઉઘડવા લાગી, ત્યારે એક અપૂર્વ આનંદ દ્રષ્ય વડે તેમનું હૃદય નાચી ઉઠયું: તેમણે જોયું કે વચલો છોકરો જુઝારસિંહ બે હાથ જોડીને—વિનીત ભાવે—તેમની પાસે ઉભો છે. પિતાએ પ્રેમપૂર્વક પૂછયું કે: શું જોઇએ છે બેટા ! હાથ જોડીને કેમ ઉભો છે ? પૂત્રે ધીમે ધીમે ઉત્તર દીધું. "મ્હોટો ભાઈ જે સ્થાને ગયો છે તે સ્થાને જવાની મ્હારી ઇચ્છા છે. હું પણ તલવાર ચલાવી જાણું છું. હું પણ શત્રુનું કેટલુંક લશ્કર મારી નાંખીશ મ્હારા હાથમાં પણ બળ છે. જો મ્હારો જય થશે તો તો સુખની વાત. પણ જો હું યુદ્ધમાં દેહત્યાગ કરીશ તો હું તે પરમાત્માના પાદપદ્મમાં—અમર ધામમાં —અમર સ્થાન મેળવીશ. આજ્ઞા આપો પિતૃદેવ કે જેથી હું યુદ્ધમાં દેહત્યાગ કરી શકું."

"પરંતુ ! બેટા, ત્હારૂં વય બહુ ન્હાનું છે." તે વાત કાને નહિ સાંભળતાં પૂત્રે કહ્યું: મ્હારૂં વય ન્હાનું છતાં મ્હેં અમૃતપાન* કર્યું છે. હું યુદ્ધ કરી શકીશ. મ્હને આશિર્વાદ આપો. કે જેથી મનોર્થ સિધ્ધ થાય. હું તે આનન્દ ધામનીજ પ્રાર્થના કરૂં છું."

તેર વર્ષના સુકોમળ બાળકના મુખમાંથી આવાં અપૂર્વ સાહસ, વીરતા અને તેજ ભરેલાં વાકયો સાંભળી ગુરૂને બહુ આનંદ થયો. તેણે જાણ્યું કે: "તેને જે ધર્મ-શિક્ષા આપવામાં આવી છે તે વ્યર્થ ગઇ નથી. પૂત્ર ન્હાની ઉમ્મરનો હોવા છતાં પણ તેણે વંશની લજ્જા-આબરૂ હૃદયમાં રાખી છે." આવાં વિરોચિત વાકયો સાંભળીને કયા પિતાનું હૃદય, આનંદથી નાચી નહિ ઉઠે ? સાધારણ રીતે જોતાં તેર વર્ષનો બાળક લડાઇમાં જવાનું શું સમજે પરંતુ જે ક્ષત્રીય પૂત્ર છે. જેઓ ભયંકર યુધ્ધના કોલાહલ વચ્ચે ઉછરી મ્હોટો થયો છે. તે યુધ્ધનું નામ સાંભળીને કમ્પી ઉઠતો નથી પણ ઉલટો યુધ્ધનું નામ સાંભળતાંજ તલવાર ઉપર હાથ નાંખી આનંદ પૂર્વક-રણ મેદાનમાં દોડી જાય છે અને શત્રુઓનાં હૃદય કમ્પાવી મૂકે છે !

ગોવિન્દસિંહે હસતાં હસતાં ઉત્તર દીધું; બેટા, ત્હારી એવી ઇચ્છા છે તો આવ, હુંજ મારે હાથે ત્હને યુધ્ધનો પોષાક પહેરાવું." એમ કહી ગુરૂએ પોતેજ તેનો ઉત્સાહ વધાર્યો. બાળક પણ નાચતો નાચતો પિતાની પાસે આવી ઉભો રહ્યો. મખમલનો સુંદર પોષાક ત્હેના કોમળ દેહ ઉપર પહેરાવી દીધો, કડી ઉપર મેખલા બાંધી દીધી. તેના ઉપર એક સુંદર તલવાર-મ્યાન સાથે પહેરાવી દીધી. જરીનો એક ન્હાનો ફેંટો તેના માથાની શોભા વધારવા

---

* અર્થાત મ્હને ધર્મ દિક્ષા મળી છે. "દિક્ષા"ને શિખ લોકો "પહુલ" અથવા "અમૃત ઉત્સર" કહે છે.

લાગ્યો. બાળકે પોતાનો પહેરવેશ આરસામાં જોયો અને પોતેજ આનંદ પામતો હસવા લાગ્યો. ધન્ય ગુરૂ ત્હમારી શિક્ષા-દિક્ષા! ધન્ય ગુરૂ ત્હમારાં વિર બાળકને! પિતાએ બાળક પુત્રને ગાઢ આલિંગન દીધું અને વારંવાર ચુંબનો કર્યાં. છેવટે કહ્યું; બ્હાદુર! તું અમર છે! મરણનો ભય રાખનો ના. શત્રુને પીઠ દેખાડતો ના. આ ન્હાનકડી તલવાર વડે લડતાં લડતાં દેહ ત્યાગ કરજે. મૃત્યુ એજ સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાનું દ્વાર છે. ઇશ્વર ત્હને આશિર્વાદ આપો.”

પિતાના પાસેથી આજ્ઞા લઇને સિંહ શિશુ અશ્વારોહણ થઇને શત્રુના ઉપર તુટી પડયો. બાળકે યુધ્ધ ક્ષેત્રમાં અસીમ વીરત્વ બતાવ્યું અને અનન્ત નિદ્રામાં સૂતો. ત્હેને ભૂમિ ઉપર પડતાં જોઇ પિતા બોલી ઉઠયોઃ ધન્ય છે પ્રભો! ધન્ય ત્હમને! ત્હમારા સત્યની, અને ત્હમારા ધર્મની રક્ષા કરતાં મારા બે પુત્રો વીર યોધ્ધાની પેઠે, વીર શય્યામાં સૂતા છે!”

ત્યાર પછી સિંહ પોતે યુધ્ધ ક્ષેત્રમાં ઉતર્યો. ગુરૂ ગોવિન્દસિંહ તે એક ખરો સિંહજ હતો ત્હેનું બળ, વિર્ય અને તેજ-પરાક્રમ એક ઉન્મત્ત સિંહના જેવુંજ હતું. ત્હેના તેજ આગળ પ્રબળ મોગલ શકિતનો પરાજય થયો. સેનાપતિ નાહરખાં ત્હેને હાથે ઘાયલ અને ખાન મહુમ્મદ મરણ પથારીએ પડયો. પરંતુ તે વખતે સિંહ અતિશય બલહીણ થઇ ગયો હતો, ફકત પાંચજ શિખ-વીર ત્હેની આસપાસ હતા. અને બીજા બધા અનન્ત નિદ્રાના ખોળામાં પડ્યા હતા! તે યુધ્ધમાં ગુરૂ ગોવિન્દે પોતાના આત્માની આહૂતિ આપવાનો આગ્રહ કર્યો પરંતુ જોડીદારોએ તેમ કરવા ના પાડી. તેના અકાળ મરણથી શિખ સમાજમાં મ્હોટી ખોટ જશે એ વાત ત્હેને ઘણી વાર સમજાવી, છતાં તેણે પોતાની હઠ છોડી નહિ અન્તે સાથીદારોની વિનન્તિ સાંભળી, મનમાં ઉતારી અને પોતાની ભુલ જાણી શકયો. અને એમ પણ જાણ્યું કેઃ હઠ કરીને લઢવું એ તો માત્ર આત્મહત્યાનું નામાન્તર જ થાય છે.

યુદ્ધમાં કેટલાક મોગલ સેનાપતિઓ ઘાયલ થયા છે અને કેટલાક મરણ પામ્યા છે એવું જાણતાંજ મોગલ છાવણીમાં ગભરાટ ફેલાઇ ગયો. એટલામાં સાંજનો વખત હોવાથી અંધકાર ફેલાઇ ગયો. ગુરૂએ આ સુયોગ જવા દીધો નથી. તે ગુપ્ત રીતે રણસ્થળ ત્યાગ કરી ન્હાસી ગયો.

માર્ગમાં જ ગુરૂને માતાના સમાચાર મળ્યા. પરંતુ તે સમાચાર ઘણાજ દુઃખકારક હતા. મોગલોના અન્યાય અત્યાચાર વડે તેના બન્ને પૂત્રોને જીવતાં ભીંતમાં ચણી લેવામાં આવ્યા છે* અને તેજ દુઃખ સહન નહિ થવાથી ગુરૂ-માતાએ પ્રાણ ત્યાગ કર્યો છે. વંશ રાખવાને માટે માતા, પૂત્ર ગુરૂ ગોવિન્દની આજ્ઞાથી બીજા બે છોકરાઓને લઇને ન્હાસી ગયાં હતાં. પરંતુ પરમાત્મા એજએક માત્ર જગત્‌નો બનાવનાર છે. અને ત્હેની જે ઇચ્છા છે તે પૂર્ણ થાય છેજ. ત્હેની સામાન્ય અવકૃપા થતાંજ માતા ગુજરીના બધા યત્નો નષ્ટ થયા. જગત્‌માં અક્ષયકીર્તિ-અપરૂપ આત્મત્યાગનાં ઉદાહરણો રાખવાને માટે વિધાતાએ ગુરૂ ગોવિન્દના વંશમાં અગ્નિ મૂકતાં પાછું વાળીને જોયું નહિ.

આવી શોક-વાર્તા સાંભળવા છતાં ગુરૂના હૃદયમાં લેશ માત્ર પણ ખેદ થયો નહિ તેઓ દેશનું ભવિષ્ય વિચારતાં વિચારતાં જ્ઞાનશુન્ય થઇ પડયો! ત્યાર પછી કેટલાંક વર્ષ પછી, ચિરસ્મરણીય મુકતસરના યુધ્ધમાં મોગલોનો સંપૂર્ણ રીતે ખોડો કહાડી-હરાવી-ગુરૂએ શિખ રાજ્યનો પુનરૂધ્ધાર કર્યો. તેમ કરવાથી ગુરૂપત્ની માઇ સુંદરણે, અજ્ઞાતવાસ દૂર કર્યો અને પતિના પગ આગળ હાજર થઇ. તેજ વખતે તેણીએ એક વખત પોકાર કરીને કહ્યું કેઃ “આજે મ્હારા તે પૂત્રો કયાં છે?” તેણીનાં શોકનાં આંસુ લુંછતાં લુંછતાં ગોવિન્દસિંહે કહ્યું કેઃ તેમને ગુમાવ્યા

* ગુરૂ ગોવિન્દસિંહની માતા તથા બીજા બે પુત્રોની કરૂણાજનક વાર્તા “ભારત જીવન” ના ઓગષ્ટ-સપ્ટેમ્બર ૧૯૧૦ ના અંકમાં પ્રકટ થઇ છે.

કરી ર્‌હીડાઇને બોલ્યો, 'સાલો વરસાદ જંપવા નથી દેતો તો" કાંતા ડા૦ શરચ્ચન્દ્ર પાસે જઇ હેના ઓવર-કોટનાં બટન કાઢતી કાઢતી બોલી, 'આજ તો નહિ જવા દઉં." શરચ્ચન્દ્રે હસ્તે હસ્તે તેનો હાથ પકડયો અને ધીમે રહી અને યુકિતબંધ વાતમાં ને વાતમાં પોતે આઘો ખસી ગયો અને કહ્યું, "મ્હારો ધર્મ છે ને મ્હારે અત્યારે જવું જ પડશે. કારણકે ઘણું અગત્યનું કામ આવ્યું છે." આ સાંભળી કાંતાને ગુસ્સો ચ્હડયો હતો તે દબાવી નમ્રતાથી બોલી, "ધર્મ ? બળ્યું આવાં હમેશનાં લફરાંથી હું તો કંટાળી ગઇ છું." થોડી વાર સુધી કાંતા તથા શરચ્ચન્દ્ર મૌન રહ્યાં અને પાછુ કાન્તાએ મોઢું ચ્હડાવી કહ્યું, "શું અમારા તરફનો તમ્હારો કંઇ ધર્મ નથી? તમ્હારા આજે આવેલા મ્હેમાનોનો સત્કાર કરવાનો છે તે કોણ કરશે? જ્યારે જ્યારે કોઇ અજાણ્યા માણસ તરફ તમ્હારી ફરજ બજાવવાની હોય છે ત્યારે મ્હને તો વ્હેતી જ મુકો છો. હું જે તમ્હારી સહચારિણી—જેના તરફ તમ્હારે પવિત્ર ધર્મ બજાવવાના છે હેને હમે ચુકો છો હોં." એક પાસથી અજ્ઞાત દરિદ્ર માણસને દુઃખમાંથી ટાળવો અને બીજી પાસ પત્નીપ્રેમ એ ઉભય ધર્મમાંથી પ્રથમને અગ્રસ્થાન આપી હેણે ધીમે ધીમે કહ્યું, "અનારોગ્યથી પીડિત વ્યકિતયોને ........" કાન્તા વચ્ચે બોલી ઉઠી, "આરોગ્ય અને અનારોગ્યના સમયમાં પ્રેમમય જીવન ગાળવું જોઇએ. મ્હારા પ્રતિ તમ્હારો બિલકુલ પ્રેમ છે? અજ્ઞાત વ્યકિત તરફ તમ્હારી ફરજ અદા કરો છો તેમાં મારે માટે પ્રેમમય લાગણી બતાવો છો એમ કેમ કહેવાય? તમ્હારા ધંધામાં કદાચ તે તમ્હને લાભપ્રદ થતા હશે પરંતુ તેમાં મ્હને બિલકુલ આનંદ પડતો નથી હર ઘડીએ તમે મ્હારી ઇચ્છાઓ વિરૂધ્ધ વર્તો છો, અને આપણે જાણે કંઇ સંબંધ જ ન હોય તેમ કરો છો." એકદમ કાન્તાએ પોતાનો અવાજ બદલી નમ્રતાથી કહ્યું, "આજ ન જાવ તો? મ્હારો આનન્દ સર્વોપરી છે, તો તમ્હારો એક વાર તો બતાવો?" શરચ્ચન્દ્ર ટોપી હાથમાં લઇને બોલ્યો, "કાન્તા, આ કંઇ અમસ્તું કામ નથી, અગત્યનું છે માટે જ જવું પડે છે. હવે મ્હને જવા દે." એમ કહી પગથીઆં ઉતરતો હતો તેટલામાં કાન્તાએ ગુસ્સામાં બોલવા માંડયું, "ઘણી વાર તમ્હે આવું કરો છો. કોઇ પણ દિવસ તમ્હે મ્હને ખુશી કરવા તમ્હારા ધંધામાંથી છુટા થયા નથી. મ્હારી સાથે બેસી કોઇ દિવસ વાત સરખી પણ કરી છે? મ્હને કોઇ દિવસ બહાર ફરવા લઇ ગયા છો? મ્હને તમ્હે નોકર કરતાં કોઇ પણ રીતે ઉત્તમ ગણી નથી." ડા૦ શરચ્ચન્દ્ર જે આ બધું કયારનો સાંભળતો હતો તે કૃત્રિમ ગુસ્સો ચ્હડાવી બોલ્યો, "આ બધો નકામો બકબકાટ શો? તું જાણતી નથી કે હું ડાકટર છું? અને ડાકટરો કેવા પ્રકારની જીંદગી ભોગવે છે તે તું કયાં નથી જાણતી? ધર્મ આગળ આનંદ મ્હારે ત્યાજ્ય છે." કાન્તા આ સાંભળી ધીરી પડી અને હાવકાશથી કહ્યું, "આટલો આ ફેરો તો રહો. એક વાર." ડા૦ શરચ્ચન્દ્રે એકદમ પોતાના ઓવર-કોટનાં બટન કાઢયાં ને અંદરના ખીસ્સામાંથી કાગળ કાઢ્યો અને કહ્યું, "લે, વાંચ એમાં શું લખ્યું છે? હમણાં મ્હારા ઉપર ટેલીફોન હતો ને તેથીજ મ્હારે બહાર જવું છે." કાન્તાએ તે કાગળ હાથમાં લઇ વાંચવા માંડ્યો. શરચ્ચન્દ્રે આતુરતાથી પુછ્યું, "કેમ વાંચ્યો? હેનો ભાવાર્થ સ્હમજી? પ્રાયપુની આગળ એક ચાલમાં લ્હાય લાગવાથી થોડાં માણસો બળી ગયાં છે અને તેમ્હને ઉગારવાનો મ્હારો ધર્મ નથી? તો પછી મ્હારો આ ધંધો શા કામનો? આટલોએ પરોપકાર ન કરીએ તો પછી જીંદગીનું સાર્થક શું? બિચારાઓની શી દશા થઇ હશે હેની તો જરા કલ્પના કર!! જ્યારે હું જાણું છુ કે આ માણસો અગ્નિથી દાઝી મરણ પથારીએ પડ્યાં છે અને જ્યારે આવું અગત્યનું કામ છે ત્યારે મિત્ર મંડળમાં તથા પત્નિ સાથે વાર્તાલાપ કરયો?!! ધાર કે કદાચ ફાયર એન્જીનવાળા અને અન્ય જનો

સાહાચ્ય કરવાને આવ્યા ન હત, ને પોતાની ફરજ બજાવવાને બદલે તેઓ આનંદ કરતા હત તો તે બિચારાં દુઃખીઓની શી દશા થઇ હત?" "ત્યારે તો હું કાંઇ જ નહિને?" કાન્તાએ જરા મોઢું ચઢાવીને કહ્યું. "તું એક ડાકટરની સહચારિણી છું—ધર્મપત્ની છું" શરચ્ચન્દ્રે ગંભીરતાથી કહ્યું. "સહચારિણી?" ત્હેણે શરચ્ચન્દ્ર પ્રતિ એકી ટશે જોઇ કહ્યું "ઘરની રખવાળણ; પણ સહચારિણી નહિ હોં કે!" શરચ્ચન્દ્રે જરા ગુસ્સામાં કહ્યું. "કાંતા, કાંતા, તું સમજ્યું ન સમજ્યું બોલે છે. ત્હારે ત્હારા ધર્મ બજાવવાના છે. મ્હારે મ્હારા છે તું ભાગ્યે જ ત્હારી ફરજો ચુકતી હઇશ" કાન્તાએ નીચું જોઇ અવિનય ઉત્તર આપ્યો; "મ્હારે તો એક જ ધર્મ, છે અને તે તમ્હારા પ્રતિનોજ. પરંતુ તમ્હારો ધર્મ તો સારા નરસા બધા તરફનો છે—મ્હારા તરફ તો નહિ જ.' કાન્તાના મ્હેરા ઉપર દિલગીરી પ્રસરી રહી. ત્હેણે જાણ્યું કે હવે કહેવું વ્યર્થ છે તેથી અંતે નિરાશાથી પાછી ફરી ઘરમાં ગઇ અને ડા૦ શરચ્ચન્દ્ર અંધારામાં ઉભો રહ્યો. વરસાદનું જોર વધ્યું ત્હેની ટંડી પણ વધારે લાગવા માંડી અને રાત્રીએ વધારે બીહામણું રૂપ લીધું. ત્હેણે ધાર્યું કે આવા વર્ષાદમાં હીંડતા જવું મુશ્કેલ થઇ પડશે માટે સાઇકલ ઉપર જવું. પછી તે પાછો અંદર ગયો. ત્હેણે પોતાની સાઇકલ લીધી ને વિચાર આવ્યો કે લાગ્યને મેહમાનોની ક્ષમા માગતો આવું. તે જે ઓરડામાં મહેમાનો બેઠા હતા ત્યાં ગયો અને કહ્યું, "ભાઇઓ, આજે અગત્યના કામ માટે મ્હારે બહાર જવાનું છે એટલે મ્હારાથી તમ્હારી સાથે રહી નહિ શકાય. ક્ષમા કરજો." એમ કહી ડા૦ શરચ્ચન્દ્ર બહાર આવ્યો અને સાઇકલ ઉપર બેસી પ્રયાણ કર્યું.

સાઇકલ રસ્તામાં રસ્તો કાપતી સડસડાટ ચાલી ગઈ; વરસાદનાં ઝાપટાં અવાર નવાર આવતાં હતાં. પરંતુ ઓવર-કોટનું પૂર્ણ સંરક્ષણ હતું એટલે કંઇ પલળવાની ચિન્તા ન હતી. ૦ા કલાકમાં શરચ્ચન્દ્ર પાયધુની આગળ આવી પહોંચ્યો, ને પહેલાં કયાં જવું તેનો વિચાર કરતો હતો એટલામાં એક ઘરનું દ્વાર ઉઘડ્યું અને દીપનો પ્રકાશ બહાર પડ્યો. તે જોઇ શરચ્ચન્દ્ર ત્યાં ગયો. ધ્રુજતે ધ્રુજતે પગલાં ભરતી એક ડોશી બહાર આવી અને આસપાસ જોવા લાગી. "ડોશી મા કોને શોધો છો?" શરચ્ચન્દ્રે પૂછ્યું. ડોશીએ પાસે જઇને "હેં" કહ્યું. કારણ કે ડોશી બ્હેરી હતી. શરચ્ચન્દ્રે મ્હોટે સાદે પૂછ્યું, 'કોનું કામ છે?' ડોશીએ ધ્રુજતે કંઠે કહ્યું, "હું ડાકટરને શોધું છું આજ સ્હવારે મ્હારી એકની એક દીકરી સુમતિ લ્હાયમાં દાઝી ગઇ છે. બિચારી બહુ પીડાય છે." શરચ્ચન્દ્રને ડોશીને જોઇને દયા જ ઉપજી ને ત્હેણે મ્હોટે સાદે કહ્યું, "ડોશીમા હું ડાકટર છું, મ્હને જ ત્હમે શોધતાં હશો. મ્હને ખબર કયારનીએ મળી છે પણ જરા આવતાં વાર થઇ. ચાલો તે કયાં છે મ્હને બતાવો." ડા૦ શરચ્ચન્દ્રે સાઇકલ ઘરમાં લીધી અને એક ખુણામાં મુકી ડોશીએ દ્વાર બંધ કર્યું ને બન્ને જણાં અંદર ગયાં. અંદર જતે જતે ડોશીએ પૂછ્યું, "તમ્હારૂં નામ શરચ્ચન્દ્ર?" ડાક્ટરે કહ્યું "હા" બન્ને જણાં સુમતિના ખાટલા આગળ આવ્યાં. સુમતિનું ડાબુ પાસું બળી ગયું હતું. દશા સખત થઇ હતી. બચવાની બહુ આશા ન હતી. કદાચ કોઇ સારા ડાકટરને હાથે જશ લખ્યો હોય તો બચે પણ ખરું. શરચ્ચન્દ્રે ઓવર-કોટ કઢયો ને ખીંટીએ લટકાવ્યો પછી તે ખાટલા પાસે જઇને સુમતિની નાડ તપાસવા લાગ્યો. તેની નાડ હાથમાં લઇને હસ્તે હસ્તે મશ્કરીમાં બોલ્યો, "કેમ સુમતિ બ્હેન, આમ પથારીમાં નિરાંતે સૂવું કોને ન ગમે? કામ પણ ન કરવું પડે. ફીકર નહિ, હું તમ્હને જલદીથી મટાડી દઇશ." શરચ્ચંદ્ર આમ બોલતો હતો પણ સુમતિ તો અશક્ત થઇ ગઇ હોવાથી આંખો મીચી પડી રહી હતી, અને કેટલીકવાર ઉપકાર દૃષ્ટિથી ડા૦ શરચ્ચન્દ્ર સ્હામું જોતી હતી.

હતું. કાંતાએ ટેલીફોનના ભુંગળામાં બોલવા માંડયું. Hallo!... ..(સ્વગત) ભલા ભગવાન! અરે! પ્રભુ!" એમ કહી નિઃશ્વાસ મુકવા માંડયો, દોડતી દોડતી ત્હેણે બારણા પાસે આવીને સ્હામેના ડેલામાંથી પોતાના પટાવાળાને હાંક પાડવા માંડી." એ કોણ છે ત્યાં? સંભળાતુ નથી કે શું?" એટલામાં એક પટાવાળો રઘવાયો રમવાયો દોડતો ત્યાં આવી પહોંચ્યો, કાંતાએ ટેલીફોનની ઘંટડી તરફ આંગળી બતાવી કહ્યું. "સાંભળ, પોલીસ ચોકીમાંથી આ ટેલીફોન છે. ત્હારા શેઠને ભયંકર અકસ્માત થયો છે માટે જા ડાકટર રસિકચંદ્રભાઈને જલદી બોલાવી આવ, કહે કે જલદી આવે, જલદી જજે હો." કાન્તા અંદર ગઈ અને લુગડું બદલવા માંડયું. કારણ કે ત્હેણે ધાર્યું કે વખતે બહાર જવું પડે, આ વખને ત્હેનું ચિત હરેક પ્રકારના વિચારોથી ગ્રસ્ત હતું. આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. ત્હેણે તો આશા જ મુકી. હાય! નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મુકવા માંડયા હૃદય ભરાઈ આવ્યુ હતું પરંતુ હિમ્મત રાખી પાછી બારણા આગળ ગઈ ને રામાને બૂમ પાડી. "રામા, રામા, અહિં આવ." રામો આંખો ચોળતો ચોળતો ત્યાં આવ્યો. કાન્તાએ મ્લાન મુખે કહ્યું, જો ત્હારા શેઠને અકસ્માત થયો છે. બહુ ઈજા થઈ હશે માટે જા ઘરમાં જઈ ત્હેમની ઓરડીમાં પથારી પાથર, દેવતા પાડજે ને ગરમ પાણી તૈયાર કરજે. કારણકે વખતે શેક એક કરવા પડશે." એમ કહી તે બીજી ઓરડીમાં ગઈ. "પટાવાળો પાછો કેમ હજુ ન આવ્યો? શું ડાકટર નહિ મળ્યા હોય? શું થયું હશે? લાવ હું જ જઉં. લોકલાજ કેમ મુકાય? લોકો વાતો નહિ કરે?" ઘડીકમાં જવાના તો ઘડીકમાં ન જવાના વિચારો આવતા હતા. પતિ પ્રેમમાં લોકલાજને સંક્રાત કરી ત્હેણે અંતે જવા વિચાર કર્યો. તબેલામાંથી ગાડી મંગાવી. ગાડી આવી. ત્હેમાં બેસવા જતી હતી તેવામાં પેલો પટાવાળો પાછો હાંફતો હાંફતો ત્યાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો "મ્હને તો ત્યાં કોઈએ જવાબ ન આપ્યો. ઘણુંએ બારણું ઠોકયું, ઘણી ઘણી બુમો પાડી પણ કોઈ બોલે ત્યારે ને?" કાંતાએ આવો જવાબ સાંભળ્યો ત્યારે તેને સ્વાભાવિક રીતે મ્હીડ મ્હુડી. ત્હેણે વિચાર કર્યો કે મ્હને જ જવાબ દેશે. એમ કરી ગાડીમાં બેઠી અને ગાડી હંકરાઈ. ડા. રસિકચન્દ્રના ઘર પાસે ગાડી આવી ઉભી રહી. ગાડીવાનને બારણું ઠોકવા તથા ડા૦ રસિકચન્દ્રને બુમો પાડવા કહ્યું. ગાડીવાને ઘણી બુમો પાડી પણ બોલે કોણ? છેવટે કાંતાએ એક યુકિત શોધી કાઢી. ત્હેણે કહ્યું, "એક ઈંટાળો લઈ પેલી કાચની બારીમાં માર એટલે તરત બોલશે." ગાડીવાને તેમ કર્યું, કાચ ફુટયો ને મ્હોટો અવાજ થયો. ડા૦ રસિકચન્દ્ર તે બારી પાસે સુતો હતો. તે ઝબકી ઉઠયો. બહાર ડોકું કર્યું તો નીચે એક ગાડીમાં એક સ્ત્રીને જોઈ. "દાકતર સાહેબ, દાકતર સાહેબ, શરચ્ચન્દ્ર ભાઈને ભયંકર અકસ્માત થયો છે. ઉતાવળ કરી અમારી સાથે ચાલોને?" તે ગાડીવાને બુમ પાડી. "ડા૦ શરચ્ચન્દ્રને?" રસિકચન્દ્રે આંખો ચોળતે પૂછ્યું. "હા, હા, ઉતાવળ કરીને જરા." એમ કાન્તા બોલી. "ચાલો, આવ્યો" કહી ડા૦ રસિકચન્દ્ર અંદર ગયો.

"મ્હારી સમસ્ત યુવાન્ આશાઓ નષ્ટ થશે, સમસ્ત આકાંક્ષાઓ તણાઈ જશે. ક્ષણવાર તેમ્હનું હસમુખું મોહું જોવા ભાગ્યશાળી પણ નહિં જ થવાય કે શું!" વિગેરે ભયંકર વિચારોથી ત્હેનું મન ગ્રસ્ત હતું એટલામાં રસિકચન્દ્ર નીચે આવ્યો ને ગાડીમાં બેઠા. ગાડી પાછી જ્યાં ડા૦ શરચ્ચન્દ્રને અકસ્માત થયો હતો ત્યાં હંકરાઈ અને ૦ા કલાકમાં તેઓ ત્યાં આવી પહોંચ્યાં



વર્ષાદ હવે બંધ થયો હતો. માત્ર વિજળીના ચમકારા અને વાદળાંનો ગડગડાટ એ એ જ હતાં. તેઓ ગાડીમાંથી નીચે ઉતર્યાં. ડા૦ શરચ્ચન્દ્ર એક

પાસ રસ્તાની બાજુએ પડયો હતો. હેનો ઓવરકોટ ફાટી ગયો હતો, સાઇકલ આઘી પડી હતી, ટોપી તો એટલામાં જણાતી પણ ન હતી. પગના નળામાંથી લોહી વ્હેતું હતું અને નસકોરી પણ ફુટી હતી. સખત ઇજા થવાથી બેભાન થઇ ગયો હતો. પાસે એક ફાનસ ઝાંખું બળતું હતું. કાન્તા આ બધું જોતાં વાર ને જ ગભરાઇ ગઇ ને બોલી ઉઠી, "હાય! હાય! હવે શું થશે! પતી ગયું!" એમ કહી રડવા માંડયું ડા૦ રસિકચન્દ્રે હિમ્મત રાખી હેની પાસે જઇ શરચ્ચન્દ્રને બરોબર તપાસ્યા ને કહ્યું, "કાન્તા બ્હેન, નહિ, તે જીવે છે. કંઇ પણ હરકત જેવું નથી" કાન્તા શરચ્ચન્દ્રની પાસે જઇને હેનો હાથ ઝાલી ઉઠાડવા લાગી ત્યારે ડા૦ રસિકચન્દ્રે કહ્યું, "ઉભાં રહો, વખને તે જ હાથ કરમોડાયો હશે. જરા આઘાં જાવ. મ્હને જોવા દ્યો." કાન્તા આઘી ગઇ ને ગાડીનાં પગથીઆં ઉપર બેસી એકકી ટશે શરચ્ચન્દ્ર તરફ જોઇ રહી હતી. ડા૦ રસિકચન્દ્રે હેને બે હાથે ઝાલી ઉભો કરવા માંડયો ત્યારે કાન્તા બોલી ઉઠી, "મ્હને તો બિલકુલ આશા નથી. "હાય" એમ કહી નિશ્વાસ મુકયો. આંખમાં આસુ ભરાઇ આવ્યા. "કાન્તા બ્હેન, પૂર્ણ આશા રાખો. હમણાં હમને બોલતા દેખાડું છું. મ્હેં આથી ઘણા ભયંકર અકસ્માતોમાંથી માણસોને બચાવ્યાં છે. રસિકચન્દ્રે જુસ્સાથી કહ્યું. કાન્તાએ કહ્યું, 'રસિકચન્દ્ર ભાઇ, આપણે એ મ્હને ઘરે લઇ લઇશું? આ ભીનાં લુગડાં બદલાવી લઇશું? મ્હને લાગે છે કે ટાઢ ચ્હડી હશે. "હા ચાલો એને પેલી ગાડીમાં મુકીએ." એમ કહી ડા૦ શરચ્ચન્દ્રનેગાડીમાં સુવાડયા અને ગાડી ઘર તરફ હંકારવાનું કહ્યું. ડા૦ રસિકચન્દ્ર રસ્તામાં પોતાના ઘર આગળ ઉતરી ગયા ને કહ્યું કે "હું હમણાં દવા મોકલાવું છું. તે હેને ચોપડજો ને બીજી પાજો. એટલે કલાકમાં ભાન આવશે હું સ્હવારે આવી જઇશ હોં કે. બીલકુલ ગભરાશો નહિ કાંઇ ચિન્તા જેવું નથી."

ગાડી શરચ્ચન્દ્રના ઘર પાસે આવી ને હેને ઘરમાં લેઇ જવામાં આવ્યો. હેને પથારીમાં સુવાડયો. ભીનાં કપડાં કાઢી કોરાં પહેરાવ્યાં. ગરમ બુનસ ઓઢાડયું. થોડી વારમાં તેનું શરીર ગરમ થયું ને સ્ફુર્તિ આવવા માંડી. એટલામાં રસિકચન્દ્ર તરફથી દવા આવી પહોંચતાં કાન્તાએ દવા ચોપડી અને થોડી વારે શરચ્ચન્દ્રને ભાન આવ્યું. આંખો ઉઘાડી અને પાસે કાન્તાને દીઠી. તેને કહ્યું કે, મ્હારા માથા ઉપર હાથ મુક." કાંતાએ તેના માથા ઉપર હાથ મુકયો. આથી શરચ્ચન્દ્રને જરા શાન્તિ વળી ને હાસ કરી શ્વાસ મુકયો. બે ત્રણ દિવસ સુધી તેને આ દરદ રહ્યું. ડા૦ રસિકચન્દ્ર દરરોજ વિઝિટ લઇ જતો હતો. ડા૦ શરચ્ચન્દ્રે કાન્તાને કહ્યું; "કાન્તા, તને ઘણા દિવસના ઉજાગરા છે તો આજ સૂઇ જા. રામો, મ્હારી પાસે બેસશે. ને જે જોઇશે તે આપશે." ચિન્તા અને જાગ્રતિથી અસ્વસ્થ મને કાન્તાએ કહ્યું, "જયાં સુધી તમને તદન આરામ થશે નહિ ત્યાં સુધી હું આ પથારી તજવાની નથી." ડા૦ શરચ્ચન્દ્રનો વખત આનંદમાં ગાળવા માટે કાન્તા કાંતો વાંચતી અથવા વાર્તાલાપ કરતી હતી. એક દિવસે રાતના ત્રણ વાગ્યા ને તેમને પાછો ઉથલો થયો. પથારીમાં શરચ્ચન્દ્ર એક જ પાસા ઉપર પડી રહ્યો હતો. જે જગ્યાએ વાગેલું હતું તે જગ્યાએ સણકા આવવા માંડયા વારે ઘડીએ ડા૦ રસિકચન્દ્રને તસ્દી આપવી તે ઠીક ન લાગવાથી કાન્તાએ ડા૦ મંગેશ નામના શરચ્ચન્દ્રના એક બીજા મિત્રને બોલાવવા માણસ મોકલ્યું. પોતાના મિત્રને એકાએક શું થયું છે તે જોવા ડા૦ મંગેશ આવી પહોંચ્યો. પોતાની બેગમાંથી એક દવા આપીને તેને ચોપડવા કહ્યું. "થોડી વારે આરામ થઇ જશે. બિલકુલ ગભરાવા જેવું નથી." કહી ડા૦ મંગેશ ગયા ને શરચ્ચન્દ્ર નિરાંતે સુઇ ગયો. કાન્તા ત્યાં ડોલાં ખાતી ખાતી હેના કપાળ ઉપર હાથ ફેરવતી હતી.

દિવસ ઉપર દિવસ જવા માંડયા અને ડા. શરચ્ચન્દ્રની પ્રકૃતિ સુધરતી ગઇ અને થોડા દિવસમાં

ચાડી છે, તેને જો ટાંકણી બનાવવાના મશીનનો ઓર્ડર મળશે તો તે પેઢી જે ઓર્ડર આપનાર કોઈ બો શીખનારને મોકલાવી આપશે. તેને ટાંકણીના ઉદ્યોગ સંબંધી બરાબર શિખવવાની બનતી ગોઠવણુ કરવાનું માથે લે છે.

ટાંકણી બનાવવાનાં સંચા કામ અને અડસટો.

૭ યુનીવર્સલ પીન મશીન્સ:—આ સંચાઓ ગુંછળાં ઉપરથી તારને લે છે અને વપરાસને માટે કાંકણીઓ બનાવે છે; એટલે કે તેને સીધો કરે છે, બરાબર લંબાઇમાં કાપે છે, ટાંકણીનું માથું બનાવે છે અને ટાંકણીને ધાર આપે છે. દરેક સંચો તેના કદ પ્રમાણે દર મિનિટે ૧૩૦ થી ૧૫૦ ટાંકણીઓ બનાવી શકશે, એમ સલાહ ભરેલું માનવામાં આવે છે કે એક જ સંચા ઉપર બેથી વધારે કદની ટાંકણીઓ બે મીલીમીટરથી વધારે તફાવતની હોવી જોઈએ નહિ.

દરેક સંચાને ચલાવવા માટે ૧।। હોર્સપાવર જોઇશે.

| | પાઉંડ.શી.પે. |
|---|---|
| ૭ સંચાઓની કીંમત | ૫૨૫—૦—૦ |
| ઉપરના સંચાઓમાટે ટાંકણીની ધાર કાઢવા માટે છુટક ફાઈલો દરેકની કીંમત. | ૪—૦—૦ |
| બે સ્ટીકીંગ મશીન (એટલે કે ટાંકણીઓને કાગળમાં ૨૦ની હારમાં ગોઠવવામાં માટે બે સંચાઓ | ૧૧૨-૧૦—૦ |
| અથવા તો ત્રીસ ટાંકણીઓ એક હારમાં ગોઠવવા માટે સંચાઓ | ૧૧૫—૦—૦ |
| અથવા તો ૪૦ ટાંકણીઓ એક હારમાં ગોઠવવા માટે બે સંચાઓ | ૧૧૮-૧૫-૦ |
| ઉપરના સંચાના કામ માટે લાઈન શેફ્ટીંગ ૨૩/૪ શેફ્ટ નું ૨૫ ફ્રીટ, પુલી. કોલર્સ કપલીંગ સાથે (બેલ્ટીંગ નહીં.) | ૨૫—૦—૦ |
| એક ૭ હોર્સ પાવરનું ઓઈલ એન્જીન (એન્જીન પુલીથી લાઇન શેફ્ટ સુધીના બેલ્ટીંગ શિવાયનું) | ૧૧૫—૫—૦ |

ઉપરની કિમ્મતો એફ્-ઓ-બી-ગણવાની છે. એટલે કે અહીંયાં સુધી પહોંચાડવાના દરો લેવામાં આવશે નહિ.

પૈસા ઓર્ડર સાથે જ ભરવાના છે.

ડીલીવરી—આ સંચાઓ બનાવનારા કારખાનાઓ ઉપર આધાર રાખે છે. તો પણ ૮ થી ૧૦ અઠવાડિયામાં આવશે.

| | |
|---|---|
| કુલે પાઉંડ | ૮૯૨-૧૫—૦ |
| મેશર્સ મીલર વીલસન સચાઓ તપાસવા માટે લેશે. (સર્ટીફીકેટ આપવા માટે) પાઉંડ | ૭—૫—૦ |
| પાઉંડ | ૯૦૦—૦—૦ |

(વેપારી ચેમ્બરનું માસિક ઉપરથી).*

*ટાંચણીના ઉધ્યોગ સંબંધી જેઓને વિશેષ ખુલાસો જોઇતો હોય તેમણે "વેપારી ચેમ્બરના માસિકના અધિપતિ" કોટ મુંબઇ એ સરનામે પત્ર વ્યવહાર કરવો. આવા નાના નાના ઘણા ઉધ્યોગો આપણા દેશના થોડી પુંજીવાળા શ્રીમંતોએ પણ દાખલ કરવા જોઇએ.

અ ભા. જી.

# અમૃતાંજન.



અમૃતાંજન એ દેશી દવામાંથી હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવ્યું છે. ત્હેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાં જ કરવાનો છે. એમ કરવાથી દરદ જલદીથી મટી જશે. માથાનો દુખાવો, માથાનું શળ, ગળાનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીમાં ઠંડીનો વિકાર, સંધિવા, કમરનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આ મ થશે

## કીંમત માત્ર આઠ આના

શ્રીયુત દીનાનાથ બી. નાયક દાંડેકર, એલ. એમ. એન્ડ. એસ. અને જે. પી, મુંબાઈ—આમ વાયુના રોગ ઉપર અસરકારક દવાઓમાં અમૃતાંજન એક છે એમ કહેવામાં હરકત નથી.

પીટર રોડ્રિગ્સ, એલ. એમ. એન્ડ. એસ.—ઘણી જાતના દરદો ઉપર મેં અમૃતાંજનનો ઉપયોગ કરી જોયો; જેવાં કે સંધિવા, સાંધાનો દુખાવો, ઉધરસ, શર્દી, કરમોડ ઇત્યાદિ; તે અત્યંત ગુણકારી અને તુરત આરામ આપે છે.

શ્રીયુત દેશાઇ નરોત્તમ. હાઇકોર્ટ વકીલ, મુંબઇ:—મસ્તક શળ અગર બીજાં શળ ઉપર તમારા અમૃતાંજનનો ઉપયોગ કરી જોયો; અને તે બહુજ ઉપયોગી છે એવો મારો અનુભવ મજબૂત છે.

## ટુથ પાઉડ.

કિંમત માત્ર બે આના.

## દાદરની દવા.

સુકી ખરજ, દાદર વિગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

## કીંમત માત્ર છ આના.

ઠેકાણું:—હેડ 'ઓરીસ અમૃતાંજન' ડીપો.

નં૦ ૫. હોર્નબી રોડ. બોરીબંદર પાસે—મુંબઈ.

પ્રખ્યાત દવા વેચનારાઓને ત્યાંથી પણ ઉપરની દવાઓ મળી શકશે.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

પુ. ૭ નવેમ્બર ૧૯૧૦ કાર્તિક ૧૯૬૬ અંક ૧૧

## બેસતું નવું વર્ષ.

જયરંગ ! શ્રી રંગ !

સબરસ લ્યો સબરસ !

અમારી લ્હાણી સબરસની, લીધો વીર પુત્ર ભારતના.
પિયો ને પાઓ ધીરવીરા, કરો ગુણગાન ભારતના.
પિધો એ રસને અરજુને, ધ્રુજાવ્યા શંખ કૌરવને,
વિજયનો વાવટો ફરકયો, કર્યાં નિરમૂળ આફતનાં.
પિધો એ રસ કરણરાયે, દીધાં કંઇ દાન દિન જનને,
વળી વિર વિક્રમે પીને, તજાવ્યાં તાન મ્હારતનાં
શંકર, ગૌતમે પીધો, મહાત્મા રામકૃષ્ણે પણ;—
ધ્વજા ફરકાવી ધર્મોની, વહ્યાં ઝરણાં જ ભારતનાં
હરિશ્ચન્દ્ર ને અમ્બરિશે, પીધી એ પ્યાલી અમૃતની,
બતાવ્યું "સત્ય" છે જગમાં, દિપાવ્યાં નામ સારથનાં.
નીતિ ને ધર્મનાં કાર્યો, દયા ને દાનનાં કાર્યો.
કળા કૌશલ્ય કરીને તેજ, જગાડો સ્થાન ભારતનાં.
ગયું જુનું, તજો જુનું, નવું આવ્યું નવું સ્થાપો,
નવાં સંબરસની પ્યાલી પી, ઉઠો સંતાન ભારતના.
તમારૂં ધ્યેય દેવાને, ઉભો તે શંસ્ત્ર કરવાળો.
નવું નવું મેળવી તમમાં, વધારો માન ભારતનાં.

મંગળમય નવું વર્ષ આપને સર્વ પ્રકારે સંપત્તિવાન નિવડો. જયરંગ ! શ્રી રંગ !

ડાહ્યાભાઇ રામચન્દ્ર મ્હેતા.

## तमसो मां ज्योतिर्गमय !

### LEAD ME UNTO LIGHT.

દીપનો હિન્દ બાલકોને સન્દેશ.

દિપોત્સવી નિમિત્ત આવાહન તમ્હે મ્હારૂં કર્યું
તો હિન્દ બાલક ! દિવ્ય હું સન્દેશ કંઇ કઇ પાઠવું;
આચારમાં સન્દેશ એ જો એકરસ કરશો તમ્હે,
ઉદ્ધાર પાસે હિન્દનો છે—માનજો નિઃશંક એ.
કાલરાત્રિનો અને વળી અન્ધકાર અમાસનો,
કરી દૂરે દીપ પ્રકાસેથી દીપોત્સવી ઉજવો તમો;
બની અન્ધ રૂઢિ પાળતાં દિન કંઇ ગયા–દિન કંઇ જતા,
ત્હોયે શ્રદ્ધા તાત્પર્ય તે શુભ રૂઢિ કેરૂં કેમ ના ?
જો સ્થૂલ દિપપ્રકાશથી અન્ધારૂં સ્થૂલ જતું રહે,
તો સુક્ષ્મ આંતર દીપથી અજ્ઞાન શાને ના ટળે ?
વ્યાપી રહ્યું અજ્ઞાનનું હા ! તિમિર ગાઢું હિન્દમાં,
વિદ્યા તણા જ્યોતિ થકી શેં દેશ ના અજવાળતા?
ખુણે ખુણામાં સંચરી ને જ્ઞાનજ્યોતિ જગાવજો,
સર્વત્ર જ્યોતિ ઝગમગે એવી રીતે ફેલાવજો;
જ્યોતિતણા અધિકારી હો! જ્યોતિતણાજ વિહારી હો!
જાતેજ જ્યોતિર્મય બની નિજ બન્ધુને ય બનાવજો.

પરભુભાઈ વ્હાલાભાઈ.

ઓ. ભરતભૂમિ સંતાન !
ગાઓ જનનીના ગુણગાન.

* * *

વિક્રમ સમ સૌ નૃપતિ હોજો,
સરસ્વતીનું પુજન કરજો;
વધજો ભરતભૂમિ સન્માન,—ગાઓ.
રાય રંક સૌ ભાંડુ સમજજો,
ધર્મ ભેદને ભૂમિતળ કરજો,
સૌ છે ભરતભૂમિ સંતાન,—ગાઓ.
મનુ, કણાદ અને વશિષ્ઠ જેવા,
સીતા, કુન્તા, દ્રૌપદી જેવાં,
હોજો ભરતભૂમિ સંતાન,—ગાઓ.
રાજછત્રની ઉન્નતિ હોજો,
ભરતભૂમિનાં દુઃખ સૌ ટળજો,
ઉગજો કલ્પવૃક્ષ ભરત ઉદ્યાન,—ગાઓ.

વિદ્યા વિલાસી.

---

ભૂમિ ભારતના પ્રિય બંધુ જનો,
શુભ દિન નવિન મુબારક હો !
સુખ સંતતિ સંપત્તિ લાભ મળો,
બળ આત્મ અને વળિ આયુ વધો.
નિજ દેશ તણા નય વિર બનો,
પરવેશ રતી રતિયે ન ધરો,
શિર જાય છતાં નવ ટેક તજો,
અવની પર નામ મુબારક હો.

નડીઆદ. લલ્લુભાઈ ગો. પટેલ.

---

વસંતતિલકા વૃત્ત.

સાગાં સુવસ્ત્ર ધરી અંગ વિષે ફરે છે,
લોકો બધા અતિ ઉમંગ મને કરે છે;
જાણે નવીન વધુ સાસરી ચીચરે છે,
તેવું નવીન શુભ વર્ષ ઉરે ધરે છે.

હરિગીત.

આ વર્ષ માંહે સુર્યથી ઉત્કર્ષ સઘળે જામજો,
ગુણવાન, બુદ્ધિમાન, આપ સમાન સુખ બહુ પામજો;
ધનવાન ભકિતવાન થઇ, રસિયા કવિને અપજો.
વિદ્વાન કીર્તિવાન કરી ઇશ્વર સદા સુખ આપજો.

ગીતિ.

સાચા સુખને પામી, સો સંવત્સર જીવો જીવો દાખું;
શુભેચ્છકની એ છે આશિષ જુગ જુગ જીવો જીવો ભાખું.

ભરૂચ. દિક્ષીત જીવણલાલ કૃષ્ણરામ.



નુતન વર્ષે અભિવંદન યાચું,
રિદ્ધિ-સિદ્ધિ સુખ-સંપદ જાચું; (ટેક.)
ભાનુ-પ્રકાશ્યો આર્ય ઉદયનો;
મન-મનોરથ મંગળ વાચું—નુતન.
શાંતિ જામી સુખ સઉ પામો;
આશિષ આમીન. વદું તથાસ્તુ—નુતન.

સ્નેહિવર્ય,

આર્યાવર્તનો અભ્યુદય દાખવતો પ્રકાશિત સૂર્ય પોતાના સુખકર કિરણોથી આજથી મંગળમય પ્રભાતે રિદ્ધિ-સિદ્ધિ અને સુખ શાંતિ પાથરતા સંવત ૧૯૬૭ ના નુતન વર્ષ રૂપે ઉદય થાય છે. નવીન વર્ષ આપને, આપના કુટુંબ પરિવાર અને મિત્રમંડળને મનોવાંછિત ફળદાયી નીવડી દીર્ઘાયુષી ? નાવે અને ભારત વર્ષનો સર્વ પ્રકારે અભ્યુદય થા એવી જગન્નિયંતા પ્રતિ પ્રાર્થના કરું છું.

નવસારી એચ. પી. પરીખની ?



ઉડ પંખી જા પ્રેમથી, કહે મુબારક સાલ
ચઉસે પાંસઠ દિન બધા, રહેજો ખુશ ખુશાલ
પ્યાર પરસ્પર પામજો, સુખ. જો જો અપાર,
જન, ધન, જોબન, આબરૂ, પામજો બેસુમાર,
ઉમેદ દેશ બાગનો; ખીલો ગુલાબી બહાર,
અધિક થજો આયુષ, અને સુખી તમ સંસા

આજનાં રળિયામણાં સુવર્ણ પ્રભાતથી ઉ થતું નવું વર્ષ આપ સાહેબને મિત્ર મંડળમાં, સર્વ

સંબંધીમાં, આબરૂમાં અને કમાણીમાં બધી રીતે ઈશ્વર કૃપાથી લાભદાયક અને ઉત્સાહદાયક નીવડો.
ભરૂચ મોહનલાલ અમૃતલાલ.

મંગળ વર્તાવે વિભુ! આ શુભ નુતન અબ્દ,
જગવી સજજન જગતમાં ગજવી જય જય શબ્દ;
તન-મન-નયબળ સકળ કળ સાધી કરો હિત કામ
"શ્રીહરિકૃપયા" આપની, સફળ થજો સહુ હામ;
ઉન્નતિ-સુખ શાન્તિ પ્રજા સમૃદ્ધિ શ્રીકાર
ધન ધાન્યાદિક લાભને પામો આપ અપાર.

જગન્નિયંતા સર્વશકિતમાન વિભુ આપનું આ નુતન વર્ષ સર્વ રીતે હર્ષ, ઉત્કર્ષ, સંપ, સંપત્તિ, સુખશાન્તિ, સત્કિર્તિ આદિ ઇષ્ટ લાભપ્રદ કરે એમ અમે ઇચ્છીએ છીએ. અસ્તુ!
જુનાગઢ કેશવલાલ વિ. વૃંદાવન ભટ્ટ.



અચળ વિરાગ શીતળ શશી
નિરંતર મદંતરે વિકસતો:
અતિ ધન ચંદની મનનની
ચકોર શિવ જ્ઞાનથી વિલસતો;
અધમ ન અંધકાર મનમેં,
વિકાર કુવિચાર કામ ધસતો;
અખિલ મલીન લીન હસતો,
સ્વતંત્ર સુખીયો મહેશ લસતો.

વિજય વિજય ભરત ભૂમિનો સદા થજો!
વિમળ સકળ કળ તણું બળ અમિ વાધજો!
વિજય વિજય ભરત ભૂમિનો, સદા થજો!
શિલ્પ કલ્પ વળિ રસાયન યંત્રને કળા!
કરો ભરત ભૂમિ—કીર્તિ પરમ ઉજવળા,
થાવ સર્વ દેશહિતની કૃતિ જ સત્ફલા!
રીદ્ધિ સિધ્ધિ બુધ્ધિ શુધ્ધિ શૃંખલા! વિજય વિજય!

Love is our highest word and the syonym of God: જે પ્રેમનું મૂળીયું તે પ્રતિ સ્વરૂપમાં બંધાયેલું રહે છે તે જ પ્રેમ સ્વર્ગીય છે, તે જ ચિરસ્થાયી છે.

પરેલ. एक स्नेही.

આપ સદા સર્વદા સુખી રહો!

આજે આપણું બેસતું વર્ષ આપને ખુશખુશાલ અને મુબારક હોજો! આ નવું વર્ષ આપને આપના કુટુંબ પરીવારને જાહોજલાલી તથા ચડતી દશામાં, વેપાર વણજના ઓહોળા વધારામાં, પવિત્ર ધર્મની વિશેષ ચઢતી આબાદીમાં, તનદુરસ્તી અને સુખાકારીમાં મુબારક થાઓ!

આપની નામના અને કીર્તિમાં, ધન દોલતમાં, કુટુંબોની એકદિલીમાં, મિત્રો અને સંબંધીઓના એક સંપમાં વધારો—અને વધારો થાઓ! આપના દરેક ધારેલાં, બોલેલાં અને કરેલાં નેકકાર્યો સફળ થતાં, દરેક રીતે આખાં વર્ષમાં ફતેહમંદ નિવડો એવી અમારા ખરા અતઃકરણની તે મહાન્ કૃપાળુ જગકર્તા પ્રત્યેની નમ્ર પ્રાર્થના છે.

સંપ વધો સંસારમાં, ટળો કલેશ સંતાપ,
સ્વપ્નાવત્ આ જગતમાં, જપો નિરંતર જાપ;
અકળીત કળા છે જેહની, છે આપમાં આપોઆપ,
સર્વ સુખની આશા કરે, તો ભજ ગોવીંદ જાયે પાપ;
અન્ન વધો, લક્ષ્મી વધો, વધો પુત્ર પરિવાર,
અંતરમાં ભકતી વધો, જે સઉથી સારમાં સાર;
જય મળો કીર્તિ મળો, દુસ્મન પામો હાર,
સર્વે ભકિતથી મળે, ભગવાન ભજે જયકાર.

નડીયાદ. દેસાઇ મુળજીભાઇ નરસીભાઇ.



પ્રભાત ઉગ્યું નવ વર્ષનું આ,
સારી દઇ વિશ્વની સર્વ આપદા,
અસંખ્ય રશ્મિ મણિહાર ધારતા,
સંબંધી શિરે સ્વ કર પ્રસારતા!

સ્વસ્તિ શ્રી મુંબઇ મહા શુભ સ્થાને પુજ્યરાધે રા. રા. શેઠ ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. યોગ્ય શ્રી મુંબઇથી લી૦ સાકરચંદ માણેકચંદ ઘડીયાળીનાં ઘટિત વાંચશો. અત્રે દેવ ગુરૂની કૃપાથી શ્રી લક્ષ્મીપૂજન મિતિ આસો વદ ૧૩ ને વાર સૂર્યને દીવસે, શારદાપૂજન મિતિ આસો વદ ૦)) ને વાર સોમને દીવસે ગોરસ વખતે અતિ આનંદથી કર્યું

ક. અને નવું વર્ષ શ્રી વિક્રમ સંવત ૧૯૬૭ ના ર્તિક સુદિ ૧ વાર બુધ ને દીવસે ચોપડામાં ણ્યું છે.

આ નવા વર્ષના પ્રભાતે બાલસુર્ય ક્ષણે ક્ષણે તાનો પ્રભાવ વધારતો જાય છે તેમ આપની પણ નેરંતર ચડતી કળા થાઓ. એવી શ્રી પરમાત્માને પાર્થના કરૂં છું. એ જ વિનંતિ. અમારા યોગ્ય કામ સેવા ફરમાવશો.

મુંબઇ સાકરચંદ માણેકચંદધડીયાળી.

ખંધુશ્રી

* *

આપણું વિક્રમાર્ક સંવત ૧૯૬૭ નું નવું વર્ષ આપને ખુશ ખુશાલ અને મુબારક હોજો. આ નવું વર્ષ આપને, આપના કુટુંબ પરિવાર ને જાહોજલાલી તથા ચઢથી દશામાં, વેપાર અને ધંધા રોજગારમાં બહોળા વધારામાં, તંદુરસ્તીમાં, નામના અને કીર્તિમાં, કુટુંબોની એક્દીલીમાં, મિત્રો અને સંબધીઓના એક સંપમાં ફતેહમંદ નિવડો, એવી મારી તે જગતનિયંતા પ્રત્યે પ્રાર્થના છે. અસ્તુ.

વડોદરા ઠક્કર વસનજી દયાળજી ગણાત્રા.

સ્નેહનિધાન સજ્જન શિરોમણિ!

નવી આશાઓની પાંખપર ચ્હડીને દ્વાર પાસે આવી ઉભેલું નવું વર્ષ આપના તન–મનને મંગળ-સુચક સગીરની લહરિઓથી વધાવી રહ્યું છે.

એ નવું વર્ષ આપના વ્યાપાર–રોજગારને લાભકારક નીવડો. આપના કુટુંબ પરિવાર તથા ઇષ્ટ મિત્રોનું કુશળ અને શ્રેય વધારો. આપની ઉચ્ચ અભિલાષા અને ઉન્નતિની વાંચ્છાઓને સફળતાના શિખર પર ચ્હડાવો અને આપનો સપરિવાર સર્વથા ઉદય અને જયજયકાર વર્તાવો; એવી શ્રી ઇષ્ટ પરમાત્મા જગન્નિયંતાને પુનઃ પુનઃ પ્રાર્થના છે.

સ્નેહ મંદિર પાગલ.

મહાશય,

ગયું પળ પાછું નહિ આવે સમય વૃથા વહી જાયે
માન મમત્વ અને સુખ સાધન આખર ફોકટ થાયે
જળ પહેલાં નહિ પાળ કર જે તે આખર પસ્તાયે.

આજે બેસતું નવું વર્ષ આપને, આપના કુટુંબ પરિવાર–સહ જાહોજલાલી તથા ચઢતી દશામાં, વણજ વેપાર અને ધંધા રોજગારના બહોળા વધારામાં, પવિત્ર ધર્મની વિશેષ ચઢતી અને આબાદીમાં અને તન્દુરસ્તી, સુખાકારી તેમ જ રાજદ્વારી લાભોમાં મુબારક થાઓ!!!

સાહીત્યના શોખીન થઇ, સાહીત્યને ફેલાવજો,
લક્ષ્મી ખરચવા દેશમાં, લક્ષ્મીતણા ભોક્તા થજો;
મુલ્કમાંહી ને વળી પર મુલ્કમાં ખ્યાતી થજો,
બાળક થજો બળીયા અને બાળા સુકીર્તી વધારજો;
રક્ષણ કરવા દેશનું પ્રભુ રસ હૃદય પ્રકટાવજો,
કરીને દયા આ વર્ષમાં પ્રભુ કથન સત્ય કરાવજો.

રંગુન. છોટાલાલ છગનલાલ ગોદીવાલા.

નૌતમ નજરાણું!!

સપરમે દિન ન્હાતાં વ્હાણું, મોંઘેરું મનગમતું ટાણું;
હૃદઉર્મિનું દેવા લ્હાણું, નજર કરે 'મણી' આ નજરાણું
શુભ સ્પર્પ નુતન વર્ષનો, ઉત્કર્ષ કરતો હર્ષને;
દિન સુભગ હો સુખદાઇ, આ રસપૂર્ણ ભારતવર્ષને.
વાયુ શિળો તનવન્હિને, શ્રમ ટાળિ સુખ શાન્તિ દીઓ;
માંગલ્ય અભિનંદન મણી. પ્રિય પ્રાણ મુબારક રહો.
કલ્પિત કળાઓ કેળવો, કમનીય કુદરત કાર્યથી;
સ્વાશ્રય અને શ્રદ્ધાભર્યા, સત્સંગના સંસ્કારથી
પરની ભલાઇ પામવા, રસવૃત્તિ હૃદઝરણે વહો;
માંગલ્ય અભિનંદન મણી, અન્મિત્ર મુબારક રહો.
નિજ દેહનાં, ને ગેહનાં, નિજ દેશનાં સુવંશનાં;
અદ્વૈત ભક્તિ પ્રીતિનાં, પાત્રો બનાવો ને બનો.
સ્વધર્મ કાં સ્વકર્મ એ, સ્વરૂપમાં સોહાવજો;
માંગલ્ય અભિનંદન મણી, નર આર્ય મુબારક રહો.
વીર આર્યના વડિલો તણી, વટ વન્ઘ ધારી ઓરજો;
મન મંથને નવનીત ફળ, શ્રમથી રૂડાં સંપાદજો.
જાહોજલાલી પામતાં, દુઃખ માત્ર તવ પ્રભુજી હરો;
માંગલ્ય અભિનંદન મણી નજરાણું મુબારક રહો.
શિત વરષણ અમૃત ઝરણ, વ્યાધિ હરણ, કર દર્શ
દિલસોજી દેતું સરસ, નિવડો નુતન વર્ષ.

નડીઆદ. મણીલાલ પરભુદાસ દેસાઇ.

# नूतन वर्षनो संदेशो.

જય રંગ! જય શ્રી રંગ! આજે હિંદુ ભાઇઓનું બેસતું નવું વર્ષ છે! ાજે નવાનો પ્રારંભ થાય છે! જ્યાં ત્યાં આનંદ ગળ વર્તાઇ રહ્યો છે! પ્રાતઃકાળનો બાળક સૂર્ય, ગત્‌માં રાત્રિના અંધકારનો પરાજય કરી આનંદ ર્ક પ્રકાશ પાડતો-વિકાશી રહ્યો છે! જગત્‌નાં ણી માત્ર આનંદ મંગળ ગાય છે! સુંદરીઓ ન, મનથી પવિત્ર થઇ મધુર કંઠે, પરમાત્માનાં ોત્રો ગાંઇ રહી છે! બાળકો નાચતાં કૂદતાં નવું વું મેળવવાની આશાએ માતા પિતાનાં ચિત્ત રંજન રી રહ્યાં છે! આજે નવું વર્ષ છે! ગુરૂજનો અને ડીલોના આશિર્વાદ મેળવી પોતાનું કલ્યાણ ઇચ્છતાં ્વક યુવતિઓ કલ્લોલ કરતાં, હાસ્ય વિનોદ કરતાં ામ તેમ વિચરી રહ્યાં છે! આજે તેઓ નવું ળવશે! તેઓનું જીવન નવું બનશે, તેઓની દ્યા-બુદ્ધિમાં નવું તત્વ મળશે. અને તેઓ પોાની માતૃ ભૂમિની ઉન્નતિ કરવાના નવા, શુદ્ધ, ાત્વિક અને હુન્નરી તેજક માર્ગમાં પ્રવેશ કરશે! મને તેથી તેઓ નવા નવા આનંદ-ઉત્સવ-કરી ુખી થશે! જય મા! જય ભારતિ! જય ભગવન્ન! ય પ્રભો! પૃથિવિના જીવોની જીજ્ઞાસા પુર્ણ રજો! ત્હેમનાં કષ્ટ-કલેશ કાપી સુખી કરજો! ય મા! જય પ્રભો!

વીર વિક્રમનો નવો સંવત્સર બેસી ચુકયો છે. કાર્તિક પ્રતિપદાને દિવસે ૧૯૭૭નું વર્ષ બેઠું છે. જુનું ગયું છે! નવું આવ્યું છે! જુનું જાય છે ત્યારે તે નવા ને માટે કંઇક સીકીક રાખી જાય છે! હિન્દુસ્થાનમાંથી વિદાય—રિટાયર્ડ—થયલું જુનું પણ નવાને માટે કંઇક બાકી મૂકતું ગયું છે! અને હવે તેને નવા વધારા સુધારા સાથે આગળ વધારવું એ જ નવાનું કામ છે! જુનાએ જતી વખતે જુના-વૃદ્ધ-માણસોને શીખામણ આપી છે કેઃ હવે જુના વિચારોને મારી પેઠે વિસારી દેજો નવા વિચારોનું સેવન કરજો. નવાં કાર્યોનો આરંભ કરજો. શુભ કાર્યોનું પરિણામ પણ શુભ જ આવે છે! દિપાવળીનાં અજવાળાં પેઠે મનુષ્યના જ્ઞાનત તુઓમાં નવાં જ્ઞાનનાં અજવાળાં થજો. જુનું સૂન્યજ્ઞાન ચાલ્યુ જજો, નવી પ્રજાને નવાં જ્ઞાનથી આગળ વધવા દેજો. નવી પ્રજાને ઉદયોગ ધંધામાં આગળ ને આગળ વધવા દેજો. બાપના કૂવામાં ડૂબી મરવા દેતા નહિ પણ તેમાંથી મીઠાં જળનો મિષ્ટ સ્વાદ લેવા દેજો.

જુનું જે વિશેષ સંદેશો મોકલે છે તે પણ જુની અને નવી પ્રજાએ જાણવા જેવો છે. ત્હેણે કહ્યું છે કેઃ અનેક દેશોમાં જઇ અનેક વિજ્ઞાન સાહિત્યો શીખી લાવજો, પછી આ દેશમાં તેવી વિજ્ઞાન શાળાઓ ઉઘાડી અજ્ઞાન અંધકારમાં અથડાતા હિંદવાસીઓને તેનો લાભ આપજો. જૂદા જુદા ન્હાના હુન્નરો શીખી લાવી તેવી અનેક હુન્નર શાળાઓ ઉઘાડી ગરિબ ઉદ્યોગી કારીગરોને આશ્રય આપજો. તેમનો બનેલો માલ તમે ઘરના છટ્ઠા ખુણાં સુધી વાપરજો અને બીજા દેશની પ્રજા પોતાના દેશમાં બનેલા માલને ઉત્તેજન આપી પ્રજાનાં સુખ સમૃધ્ધિ વધારે છે અને રાજાને પણ ઇન્કમટેક્ષ વધારે ભરે છે તેમ તમે પણ પુષ્કળ ઐશ્વર્ય મેળવી તમારા રાજાને પુષ્કળ ઇન્કમટેક્ષ ભરજો. દેશનો ઉદ્યોગ વધવાથી જેમ પ્રજાને લાભ છે તેમ રાજાને પણ લાભજ છે! દરેક હિંદીવાન ભાઇએ આ સંદેશાનો પૂરેપુરો અમલ કરવો."

જુનાંએ સંદેશાના ત્રીજા પેરેગ્રાફમાં લખ્યું છે કેઃ હિંદુસ્થાનની પ્રજાએ પોતાના નિવાસસ્થળમાં રહેતી પ્રત્યેક પ્રજાને પોતાના સહોદર-ભાઇ-પ્રમાણે ગણવી. જો કે હિંદુસ્થાનની પ્રજાનો ધર્મ સમસ્ત પ્રથિવિના જીવોને અદ્વૈત ભાવથી જોવાનો છે છતાં પણ જ્યારે જે જીવાત્માઓ પોતાના સાનિધ્યમાં હોય

તેમને વિશેષ બંધુભાવથી—વિશેષ ઐકયભાવથી જોવા. કલેશ, દ્વેશ, કપટ, લોભ અને પક્ષપાતપણું છોડી દેવું. કલેશના મૂળ ઉખાડી નાંખી સંપ વધારવો. હિંદુ, પારસી, મુસલમાન, યહુદી, યુરોપીઅન કે યુરેઝીઅન ગમે તે હો પણ તે આપણો બંધુ છે એમ જાણવું. અને પરસ્પર પ્રેમ ભાવના વધારવી. પ્રેમ એ ઈશ્વરનો પ્રસાદ છે. એ પ્રસાદની ખુબ લ્હાણી કરવી. એ પ્રસાદ જેનાં જેનાં હૃદયમાં પ્રવેશ કરેછે ત્હેમને ત્હેમને દિવ્ય જ્ઞાનવાળાં બનાવી દેશે. અને તે સર્વ તમારા ઉપર પ્રેમ રાખતાં શીખશે. ગુસ્સો કરવાથી ગુસ્સોજ મળે છે અને પ્રેમ કરવાથી પ્રેમજ મળે છે. તમે જેમ ઈશ્વર ઉપર પ્રેમ કરોછો તેજ પ્રમાણે પ્રાણી માત્ર ઉપર પ્રેમ કરો, તમારા દેશ બંધુઓ ઉપર પ્રેમ કરો, ઈશ્વર તમારા ઉપર પ્રેમ કરશેજ!



જુનાની શીખામણ છે કેઃ નવી ઉછરતી પ્રજાનાં શરીર નબળાં થાય છે તેનું કારણ ભરતખંડમાં કસરતની ટેવ નથી એજ છે. હું હુકમ કરૂં છું કે તમારે તમારી પ્રજાને દરરોજ સ્હવાર સાંજ કસરત કરાવવી. ભરતખંડના જે જે પ્રાંતોની પ્રજા કસરત કરે છે તે બળવાન અને બુધ્ધિમાન થય છે માત્ર ગુજરાત-કાઠીયાવાડ પ્રદેશ એવા છે કે જ્યાં શારિરીક બળ જોઇએ તેવું નથી. તેનું કારણ તેઓ બ્રહ્મચર્ય પાળતા નથી. જાપાનમાં એવો રિવાજ પડી ગયો છે કે ત્યાંની પ્રજા પ્રાતઃકાળમાં ઉઠીને શેહેર બહારના ડુંગરો ઉપર ચઢી જાય છે., અને થોડેક વખતે પાછા આવી ખોરાક લે છે. શેહેરથી વેગલે ફરવા જવાથી તેમને તાજી હવા મળે છે. અને તેથી ફેફસાંમાં તાજું તત્વ આવે છે. શરીરના અવયવોને મેહેનત પડતી હોવાથી તેમાં નવું બળ આવે છે. અને તેથીજ તેઓ બળવાન-બુધ્ધિવાન-થઇ પડયા છે. પંજાબના એક શિખ જુવાનને મ્હેં તેની ઉમ્મર પુછી તેણે ઉત્તર આપ્યો, ૧૮ વરસ! હું તાજુબ થયો. ગુજરાતના ૩૦-૩૫ વર્ષના પુરૂષ જેટલો લાંબો, પહોળો અને શરીરે હૃષ્ટ પુષ્ટ! એનું કારણ પૂછતાં ત્હેણે જણાવ્યું કે પંજાબ પ્રાંતમાં બાલ્યાવસ્થાથીજ અમારે કસરત કરવીજ જોઇએ એવો રિવાજ પડી ગયો છે!

આ રિવાજ મધ્ય હિંદુસ્થાનના પુરબઇયાઓમાં પણ ચાલે છે, તેથીજ તેઓ-હ્રષ્ટ-પુષ્ટ જણાય છે. તેઓ શરીરની ખીલવણી કરે છે ત્યારે શરીર બળવાન બનાવે છે. જેઓ જ્ઞાનની ખીલવણી કરે છે તેઓ જ્ઞાન-ચાતુર્યમાં પણ ચઢીઆતા થાય છે. દક્ષિણના મરાઠાઓમાં પણ કસરત કરવાનો રિવાજ છે. તેઓનાં શરીર બળવાન છે. તે સાથે તેઓ બુદ્ધિમાન પણ છે-વિદ્વાન-પણ છે. મદ્રાસ અને બંગાલ પ્રાંતમાં કસરતનો રિવાજ નથી છતાં તેઓનો મોટો ભાગ ૨૦-૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે છે. અને તેથી તેઓ બળ અને બુધ્ધિનો ખજાનો રાખે છે. હમણાં તો તેઓ કસરત કરવાનો પણ નિયમ બાંધી બેઠા છે. સિંધ પ્રાન્તમાં પણ ૨૦-૨૫ વર્ષે લગ્નનો રિવાજ રાખેલો હોવાથી તેઓ બ્રહ્મચર્ય પાળે છે. અને ત્હેને પરિણામે તેઓ બળવાન છે. કાઠીયાવાડ જીલ્લામાં પણ મ્હોટી ઉમ્મરે લગ્ન થતાં હોવાથી તેઓ શરીરે બળવાન જણાય છે. હવે માત્ર ગુજરાત જીલ્લો જ એવો છે કે જેઓમાં કસરત અને બ્રહ્મચર્યનો રિવાજ નથી. તેથી તે દેશની પ્રજાપણ બળહીન, બુદ્ધિહીન જણાય છે. મ્હારી વિનંતિ છે કેઃ નવા ભાઇ! તું ત્હારો અમલ શરૂ થાય ત્યારથી જ તું ગુજરાતી ભાઈઓમાં કસરતની ટેવ રખાવજે—અને બ્રહ્મચર્ય પાળતાં શીખવજે. જે દેશમાં કસરત થતી નથી અને બ્રહ્મચર્ય પળાતું નથી તે દેશની પ્રજા શરીરે નિર્માલ્ય રહે છે. તેઓના જ્ઞાનતંતુઓ પણ સાંકડા રહે છે. તેઓની તર્કશક્તિ પણ વધતી નથી. અને તેથી તેઓ પોતાના જીવનનું સાર્થકય થાય, દેશનું અને દેહનું કલ્યાણ થાય એવા પગલાં ભરતા શીખતા નથી. તેઓનું જીવન પશુ પક્ષીઓના જીવન કરતાં પણ વ્યર્થ જાય છે! મ્હારા નવા મિત્ર! હું તને ભલામણ કરૂં છું કે

તું ગુજરાતી પ્રજાના હૃદયમાં પ્રવેશ કરીને તેમને શિખામણ આપજે કે: બળ અને બુદ્ધિ વગરનાં મનુષ્યો તે ખરાં મનુષ્યો જ નથી! તેઓ જગતમાં જીવીને કોઇ મહત્વનું, કોઇ કલ્યાણનું કાર્ય કરી શકતા નથી! માટે જ નવી પ્રજાએ પ્રથમ બળ મેળવવું પછી બુદ્ધિ મેળવવી અને ત્યાર પછી દેહનાં અને દેશના કલ્યાણકારક કાર્યો હાથમાં લેવાં! તેમ કરવાથી તમે યશ પામશો, ધનધાન્ય મળશે અને કુટુંબ પરિવાર વધશે! દેશમાં રાજા અને પ્રજામાં શાંતિ શાંતિ પથરાશે.



આટલો સંદેશો કહેતાં કહેતાં જ જુનું અંતર્ધાન થઇ ગયું! ખરેખર જુનું ગયું છે! પણ તેણે આપણને જે સંદેશો કહ્યો છે, જે જે શિખામણો દીધી છે તે પ્રમાણે વર્તવું જોઇએ. તો જ આપણે આપણા હુન્નર–ઉદ્યોગને વધારીને જગતના બીજા દેશોની બરોબરીમાં આવીશું, તો જ આપણે જગતમાં એક પ્રજા કહેવાઇશું. નવી પ્રજાએ આ શિખામણો સારી પેઠે ધ્યાનમાં રાખવા જેવી છે. ત્હેમણે પોતે શીખામણ લઇ તેમની પછીની પ્રજાને પણ તેવી જ બનાવવી જોઇએ. નવું જીવન, નવું તેજ પ્રાપ્ત કરવું જોઇએ. મનુષ્યનાં કલ્યાણનાં એજ સાધનો છે. પરમાત્માની ઇચ્છા તો સારીજ છે. તે તો જીવ માત્રનું કલ્યાણ કરવા ઇચ્છે છે! પરંતુ શાસ્ત્રોદ્વારા અપાયલી તન મનની ખીલવણીની–કેળવણીની શિખામણ જ્યાં સુધી ધ્યાન પર લેવાય નહિં ત્યાં સુધી કલ્યાણ થશે નહિં! ભરતખંડનાં દિવ્ય બાળકો! નવા વર્ષમાં ત્હમે શુભ કાર્યોનો આરંભ કરો! પરમાત્મા તમને જય આપશે! નવાં બળથી, નવા તેજથી અને નવી તર્કશકિતથી શુભ કાર્યોનો આરંભ કરો! તમારૂં નવું જીવન રચો! તમે વિજય લક્ષ્મીને મેળવશોજ! જય મા! જય હિંદ દેવી!



નામદાર ગાયકવાડ સરકારે પોતાના રાજ્ય માટે હમણાં "આરોગ્ય કમીટી" બેસાડી જુદા જુદા વિદ્વાનોની જુબાનીઓ લઇ અભિપ્રાયો મેળવ્યા છે. પરંતુ અમારા "નવા વર્ષના ઢંઢેરા" માંથી એ કમીટીને મોકલવાનો એક પેરેગ્રાફ મળી આવ્યો છે! પ્રજાનું આરોગ્ય શા કારણથી બગડે છે? તેનો ઉત્તર એટલોજ છે કે; પ્રજામાં બ્રહ્મચર્ય રક્ષા નથી. તેઓ કસરત કરતા નથી. જે દેશની પ્રજા કસરત કરવાના અભ્યાસવાળી હોય છે. તે દેશની પ્રજાનું શરીર હમેશાં આરોગ્ય રહે છે. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ જાપાનને પ્રવાસે ગયા હતા. તે વખતે ત્હેમણે જોયું હશે કે ત્યાંની પ્રજા પ્રાતઃકાળમાં ઉઠતાંજ આસપાસના ડુંગરો ઉપર ચઢી જાય છે અને પછી ત્યાંથી ઉતરી ઘેર આવી કાર્યોમાં પ્રવૃત થાય છે. પ્રાતઃકાળમાં સ્વચ્છ હવાવાળા ડુંગરો ઉપર ચઢવાથી ફેફસામાં તાજી હવાનો પ્રવેશ થાય છે. જ્ઞાન તંતુઓ ગમે તેટલું કામ કરવા છતાં કંટાળે નહિં એવા તાજા થાય છે. જે પ્રજામાં શારિરિક બળ નથી તે પ્રજાના જ્ઞાન તંતુઓ કયાંથી સારા રહે? તેમનામાં ઉચ્ચ વિચારો કરવાની શકિત કયાંથી આવે! તેઓમાં નવી કલ્પનાની શકિત કયાંથી ઉત્પન્ન થાય?



આ સ્થળે સલાહ આપવી યોગ્ય ગણાશે કે ઉદાર ચિત્ત અને પ્રજાવત્સળ શ્રીમંત મહારાજા શ્રી જો એક એવોજ કાયદો,–સમસ્ત ગાયકવાડી પ્રજા માટે–ઘડે કે પ્રજાના પ્રત્યેક બાળકોએ કસરત કરવી. અને તેને માટે અમુક સ્થળોમાં અખાડા કરવા. તો અમારી ખાત્રી છે કેઃ ગાયકવાડી પ્રજા થોડા સમયમાંજ "આરોગ્ય" બની જાય. કમીટી સન્મુખ "કયો ખોરાક" આરોગ્યવર્ધક છે એવી મતલબના પ્રશ્નો પુછાયા છે પરંતુ જે દેશોમાં જે ખોરાક ઉત્પન્ન થાય છે અને જે ખોરાક લેવાની પ્રજાને ટેવ પડી ગઇ છે તેથી બીજા પ્રકારનો ખોરાક આપવાની ગોઠવણ કરવી એ બન્ને પક્ષને માટે ઇષ્ટપ્રદ નથી. માટે જેમ ઇંગ્લંડ, જર્મની, જાપાન આદિ દેશોમાં "બળ વધારવાનો" (કસરત કરવાનો) ફરજીઆત કાયદો છે તેવોજ કાયદો પસાર થવો જોઇએ. સુધરેલા દેશોમાં તો "લશ્કરી શિક્ષા" આપવાના

પીજે કરાવવામાં આવે છે વીલાયતમાં મુકતી ફ્રોજની ઠેક ઠેકાણે ગાંડાઓની વખારો છે જેમાં વ્યસની, દારૂડીયા, ભંગડ, માથું ફરેલા, ચકરમ, બાયલા, લંપટ એવાઓનો સમાવેશ થાય છે. જેઓની પાસે જઇને મુકતી ફ્રોજવાળા માયાથી વર્તે છે, શીખામણ આપે છે, બે બોલ સમજાવે છે, તેમને ઇશ્વરનું અસ્તિત્વ, ધર્મનું રહસ્ય એવી એવી બાબતોપર જરા ટકોરે છે. સારી ચાલ ચલણ અને માયા ભરી વર્તણુક તો જનાવરને પણ પસંદ પડે છે તો પછી માણસને કેમ નહી સુધારે? (Jail birds) જેલ બર્ડસ એટલે તુરંગના પંખીડા-યાને જેઓને દુનીયાની ખુલ્લી અને દૈવી હવા, સૃષ્ટી ચમત્કાર અને સૌંદર્ય એ કરતાં કેદખાનું વધારે સારૂં ભાવે છે, તેવાઓને પણ જેલમાં જઇને આ લોકો ઉપદેશ કરે છે. નીતિ માર્ગથી સુખે દુનિયામાં રહેવાના નવા નવા વિચારો સુઝ્રડે છે. અને આવા પામરોનો ઉદ્ધાર કરે છે.

રેસ્કયુ હોમ્બ, ઉદયોગશાળાઓ ઇત્યાદિ સંસ્થાઓ પણ ચાલે છે. મેં એવો દાખલો નજરે જોયો છે કે જે મને અહીં યાદ લાવ્યા વગર રહેવાતું નથી. અક્કલકોટ સંસ્થાનમાં એક બે મહીનામાં હું ગયો હતો ત્યારે ત્યાંના કારભારીએ ખટપટ કરીને એક ઉદયોગશાળા સ્થાપી હતી અને ગરીબ લોકોના બચ્ચાંઓને કામ શીખવવાનો તે સ્તુત્ય પ્રયાસ હતો. એ શાળા મને બતાવવામાં આવી હતી. એટલું જ નહિ પણ તેમાં એક હોંશીયાર લુહાર અને સોની એવા બે કારીગર પણ રાખવામાં આવ્યા હતા. મકાન સારૂં મજાનું હતું. સંસ્થા રાજાના આશ્રય નીચે હોવાથી ખર્ચ કરવાની છુટ હતી પરંતુ મોટો સવાલ અને અડચણ એ જ કે શિખનાર કોઈ ન મળે. ગુજરાતીમાં એક કહેવત પડી છે "જેનું કામ તે કરે બીજો ગોથાં ખાય" એ ન્યાયે આજ કાલની પ્રજા કંગાલ અને ભીકણ હોવાથી અસલી ચતુર્વર્ણાશ્રમની વ્યવસ્થા તોડતાં ડગે છે શરીર સંબંધમાં એ વ્યવસ્થા ભલે રહે પણ ખાવા પીવામાં અને કામ ધંધામાં તો વ્યવસ્થા આજના જમાનામાં બીલકુલ ચાલશે નહિ એમ ઘણા વિદ્વાનોનું માનવું છે. એટલું જ નહિ પણ એ માનીનતાની સત્યતા પણ આજ નજરે પડે છે અને જુના પંથને મોંમાં આંગળી નાખી આશ્ચર્યથી બેસવું પડે છે. મુકિત ફ્રોજવાળાએ ગરીબ લોકોને માટે સસ્તાં અને આરોગ્યશાસ્ત્રના નિયમને અનુસરીને ઘરો બાંધેલા છે. માંદાને માટે ઇસ્પીતાળો છે અને હીંદુસ્થાનમાં પણ આટલા રાજા રજવાડા-આટલા શેઠીયા-આટલા વૈદરાજો છે પણ કોઇએ આયુર્વેદિક ઇસ્પીતાળ કાઢી છે? વૈદક સમ્મેલનમાં આપેલા મારા હીંદી ભાષણમાં મેં વૈદ લોકોને ટકોર આપી કે આપણે વૈદયોએ ડાકટર લોકોનો સ્નેહ સંપાદન કરવાની—તેમની સાથે સાથે કામ કરવાની —તેમની પાસે શસ્ત્રક્રિયા ગ્રહણ કરવાની બહુ જરૂર છે. નહીં તો હજી વૈદયોનું મહત્વ બીલકુલ રહેવા પામશે નહિ. પણ એ ઘણાંક વૈદયોને પસંદ પડયું નહી હોય—અમારી દવા કડવી જ હોય છે પણ તેના ફળ મીઠાં હોય છે એ ભુલવું જોઇતું નથી. વૈદક વિષે વળી આગળ ઉપર લખશું. ગરીબને માટે બેંકો સ્થાપન કરવી, ગરીબોના કેસોને માટે અદાલતમાં લડવું અથવા પોતાના વકીલ આપવા. ગલ્લીઓની ખરાબ દુર્ગંધી દુર કરવી. ગરીબના બુટને પોલીશ ચડાવવું. તેમનાં કપડાં ધોવાં. એ કામ પણ ચાલે છે. એવું એવું કેટલુંએ કામ કરે છે તે જો લખવા બેસું તો માસીકના અંકોના અંકો ભરાઇ જાય. આવી એક પણ સંસ્થા આપણા લોકોએ પોતાના જોર પર ચલાવેલી બતાવો? અને જે જે સંસ્થાઓ કંઇક અંશે આવી મહાન સંસ્થાઓનું અનુકરણ કરે છે તે જ આજે સારી રીતે ચાલે છે. અને જુઓ તેમને ફંડનો કે લોકાશ્રયનો કંઇ તોટો છે? જેમકે પંઢરપુર ઓર્ફનેજ, પ્રાર્થના સમાજ, આર્ય સમાજ. બ્રહ્મ સમાજ, તેનાં કામ તપાસી જૂઓ. તેઓએ રાત્રીશાળાઓ કાઢી છે જેમાં દીન પ્રતિદિન સંખ્યા વધતી જાય છે અને ફંડનો કદી પણ તોટો પડતો નથી. માણુસ બીજા માણુસના

બને અર્થે-પ્રાણી માત્રના સુખને-અર્થે કામ કરે ને ફત્તેહ મળવા વિષે ચીંતા રાખવાની જરૂર થી. કારણ પરોપકાર એ ઇશ્વરી અંશનો સ્વભાવ .કેમ જે દુષ્ટ માણસને સારી સ્થિતિ પ્રાપ્ત થયાં તાં પણ તે પોતાના નીરીશ્વરી સ્વભાવને લીધે રોપકાર કરી શકતો નથી. મુક્તિ ફોજવાળાઓ- ! સુવાવડ ખાતાં પણ કેટલાં બાંધ્યા છે. એક ફા- ર્િંગ એટલે અડધા આનામાં ગરીબ છોકરાને જમવાનું આપવાની દુકાનો કાઢી છે. મફત જમ- ાનું આપે તો કામ ધંધો કરતાં અટકે અને આ- ાસ વધે. અમારા શેઠીયાઓની પેઠે મંદીરો બાંધ- ાામાં, અનછત્ર ચલાવવામાં પૈસા નાંખી દે અને કેલટા પોતાના ઉંધા પરોપકારથી દેશને વધારે આળસુ ને દરીદ્રી બનાવે તેવા તેઓ નથી. મારા ધારવા પ્રમાણે જેમને કામ ન મળતું હોય તેમને કામ કરાવીને ખાવા આપવાની દરેક ગામમાં સંસ્થા હોય તો બહુ જ સારૂં કામ કરી શકે છે. કારણ આપણે કેટલાક એવા રખડતા જોઇએ છીએ કે બેસીને ખાવાની ઇચ્છા નથી તેમને પણ કામ પણ કોઇ આપતું નથી. મુક્તિ ફોજવાળાની કર્તૃત્વશક્તિ-- ઉત્સાહ--ચપળાઇ--સતત ઉદ્યોગ--ઇત્યાદી ગુણો નીચેના આંકડા પરથી માલમ પડી આવશે. ચોથે વર્ષે વિલાયતમાં તેણે નીચે મુજબ કામો કર્યાં:— જે ઓને ઘરબાર નથી એવા ૧૯૪૨૫૮૯ લોકોને ઘરબાર આપવામાં આવ્યાં, ૫૨૪૬૮૦ લોકોને એકેક વખત રોજ અડધા અથવા તેથી બી થોડા પૈસા લઇ પેટ ભરીને જમવાનું આપવામાં આવ્યું. ૧૩૬૧૩ લોકોને કામ ધંધે લગાડવામાં આવ્યા. ૫૦૦ ગુન્હેગારોને અનેક પ્રકારે મદત કરવામાં આવી. ૪૦૦ ખોવાયલા માણસો શોધી કાઢવામાં આવ્યા. એકદમ હલકી વસ્તીમાં ૯૩૧૩૧ કુટુંબની સુલાકાત લેવામાં આવી. ૬૪૧૧ માંદા માણસની માવજત કરી. ૨૧૧૩ છો- કરીઓને નીરાધાર સ્થિતિમાંથી ઉગાર્યાં. ૧૮૪૧ છોકરીઓ અને સ્ત્રીઓને પોતાના સંબંધીઓ તથા સગા તરફ મોકલી આપવામાં આવ્યાં કેટલું બધું ગંજાવર કામ! આપણી કલ્પના બી ચાલી શકતી નથી. જુઓ મહેરબાન! ખ્રીસ્તી લોકોનો વીચાર કરવામાં અથવા તે લોકોની ખટપટનો ચીતાર બ- તાવવામાં અને તે લોકોના ધોરણ તપાસવામાં કાંઇ આપણે ખ્રીસ્તી થઇ જતા નથી. પણ આજકાલ દુનિયામાં તેઓને જ દરેક કામમાં યશ કાં મળે અને અમે જ દરેક કામમાં હેરાનગતી કાં ભોગવીએ? એ જ ગડમથલમાં આ વીચારો ઉત્પન્ન થાય છે જે યથાયોગ્ય જ છે. માટે સાર એ જ છે કે આપણા ધર્મને જ કાયમ રાખીને તેમના માર્ગ-તે નવો હેતુ -તેમનું ધોરણ-એ અનુસરવામાં જ યશ છે એમ પરીણામે લાગે છે.

पी. सी. पंगे-नासीक.

# उंट वैदोनी दवाओनी जाहेर खबरो.

 

હમણાં હમણાં એટલે લગભગ ૨૫-૪૦ વર્ષ થયાં આપણા દેશમાં જેઓ "મું-ઠને ગાંગડે ગાંધી" થઇ બેઠા છે તેવા ઉંટ વૈદોની જાહેર ખબરો બહુ ફેલાતી જણાય છે. કેટલાક માણસો અનેક ધંધા કરીને થાકયા પછી એકાદ બે બે દવાઓના ગમે ત્યાંથી નુસખા મેળવીને વૈદરાજ બની જાય છે! પછી તેની દવા ફાયદો કરે કે ન કરે! પણ એક વખત તો બિચારો ખરીદનાર તેની લેખન શૈલીની પ્રપંચ જાળમાં ફસાયા વગર ભાગ્યેજ રહેતો હશે! આવા ઉંટવૈદોને અમે જાણીએ છીએ! એક ઢોંગી વૈદરાજે તો વળી એવો પણ ઢોંગ સોંગ કર્યો હતો કે "તેઓએ મુંબઇના એક સુપ્રસિધ્ધ ડાકટરને મળતાં જ કપડાં પહેર્યાં હતાં! વળી તેજ વૈદરાજે "સાંઢાના તેલ" ની જાહેર ખબર આપી હતી. આ ઢોંગી વૈદરાજને અમે રૂબરૂમાં કહ્યું હતું કે વૈદરાજ (બેદરાજ!) તમે બ્રાહ્મણ જેવી ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ્યા છતાં સાંઢા જેવાં નિર્દોશ પ્રાણીઓનો વધ કરી હેના તેલ બનાવી હમે ધર્મ ભ્રષ્ટ થયા છો. તમારી જ્ઞાતિએ હમને ન્યાત બહાર મૂકવા જોઇએ. "ભારત જીવન" માં એ માટે ચર્ચા કરવામાં આવનાર છે. આ સાંભળી ઉતર આપતાં ગભરાઇ તો ગયા છતાં કહ્યું કેઃ ભાઇ એ તો બધા ઢોંગ છે. અમે તે સાંઢાને મારીએ! એ તો વનસ્પતિનાં તેલ કાઢી સાંઢાનું નામ આપીએ છીએ. તે નામદાર ત્યાં જ ગળગળા થઇ ગયા અને તરતજ સાંઢાના તેલનું પાટીયું ઘરમાં મુકયું. હિંદુસ્થાનના કેટલાક દાંભિક વૈદોની આવી અવસ્થા છે. એક ડાકટર સાહેબનો પણ અમને એવો જ અનુભવ મળ્યો છે. એક દીવસ અમારા એક પરદેશના સ્નેહીને, ઘરને ત્રીજે માળેથી પડી જતાં શરીરે સખત વાગ્યું હતું. ન્હાનું ગામ હોવાથી અમને તાર મળ્યો કે "કોઇ સારી ચોપડવાની દવા મોકલી આપો. અમે અમારા તે નવા ઓળખીતા ડાકટર સાહેબને મ્હો માગ્યા પૈસા આપી શરીરે ચોળવાની દવા લીધી. અને તે મોકલી દીધી. પરંતુ બીજે જ દીવસે તાર આવ્યો કે દરદી અને દવા ચોપડનાર બન્ને સખત માંદા છે. તેમને ઘેન ચઢી ગયું છે. માટે તરત ડાકટરને મોકલો, ડાકટર સાહેબને આ વાત જણાવતાં જ હેમનું મોઢું રહીઆ વહીઆ થઇ ગયું. જાણે છાતીમાં અમુંઝણ થવા લાગી હોય તેમ બોલવાનું પણ ભાન રહ્યું નહિ. તેમને મ્હો માંગી કરતાં ડબલ ફી આપવાનું કહ્યા છતાં આવ્યા નહિ. એટલું જ નહિ પણ મ્હો બતાવવું ભારે થઇ પડયું. ભાઈઓ! માત્ર જાહેર ખબરો ઉપર ભરોંસો નહિ રાખતાં તે વૈદ કે ડાકટર જ્યાં ધંધો કરતો હોય ત્યાં તપાસ કઢાવ્યા પછી ખાત્રી થાય તો જ દવા લેવાની અમારી સલાહ છે! કારણ કે પુરી તપાસ કર્યા વિના દવા લીધાથી પણ માણસોના અમૂલ્ય જીવ જોખમમાં આવી પડે છે. આ સ્થળે એક ત્રીજા ગૃહસ્થનો અમને પત્ર મળ્યો છે. તેમાં તે પોતાની પત્નિની સુવાવડ સંબંધી રોગની અનેક દવા કરી થાકયાની હ્રદય વિદારક કથા લખે છે. હેમણે લખ્યું છે કેઃ ઘણા જાહેરખબરીઆ ઉંટ વૈદોની દવા લઇને હું થાકયો છું. એટલું જ નહિ પણ ગુજરાતના ગામ..........ના એક વૈદની દવા મેં ત્યાં જઇને કરાવી છે. પરંતુ હું બેહદ દીલગીર છું કે હું તેનાથી પણ ઠગાયો છું અને મ્હારી પત્નિને બીમારી વધતી જ જાય છે. માટે કોઇ તમારો ખાત્રીલાયક વૈદ કે ડાકટર બતાવો. વિગેરે." આવી સ્થીતિ શાને લીધે થઇ છે! ચોમાસાના અળસીયા પેઠે જ્યાં ત્યાં ઉભરાઇ નિકળેલા ઉંટ વૈદોને લીધે જ! કેટલાક વીર્યના અંશ લઇ બેઠા છે, કેટલાક મુડદાંઓને જીવતા કરી હેમને પેહેલવાન થવાની પિલ્સ ખવડાવે છે! ઠીક બાપુ ઠીક! તમારો જમાનો પણ ભરાઇ ગયો છે! હિંદુસ્થાનનાં કમનશીબને લીધે જ તમે બચવા પામ્યા છો! આમ તેમથી નુસખા શોધી લાવી—વગર અનુભવે-જાહેર ખબરનાં ફેતરાં ફેલાવવાથી જ તમે કાંઈક ફાવ્યા છો! લલચાવનારી ભાષામાં લખાણો કરીને જ તમે તમારૂં પાપી પેટ ભરો છો! પરંતુ

ઇશ્વરને ત્યાં ન્યાય છે જ! અને એક દિવસ તમારો પણ ન્યાય થશે! સાચું સ્વદેશાભિમાન અને દેશની ઉન્નતિનો ખરો માર્ગ નિષ્કપટતામાંજ સમાયો છે! પરમાત્મા તેનોજ જય કરે છે. પરોપકારી બ્રીટીશ ગવર્નમેન્ટને અમે ભલામણ કરીએ છીએ કે પ્લેગના ઉંદરો શોધી પ્લેગનું દુઃખ નિવારણ કરવાનો ખર્ચ કરવામાં આવે છે તેમ તેથી પણ વિશેષ ઝેર ફેલાવનારા આવા દવા વેચનારા ઝેરી જીવોની શોધ કરી ઘટતે ઇન્સાફે પહોંચાડવા જોઇએ છે.

અમને અમદાવાદથી પ્રકટ થતા સુપ્રસિધ્ધ વૈદિક માસિક પત્ર "વૈદ્ય કલ્પતરૂ"ના અનુભવી અને વિદ્વાન વૈદરાજ રા. રા. જટાશંકર લીલાધર ત્રિવેદી —કે જેઓના વૈદકિય જ્ઞાન માટે વિશ્વાસ છે તેઓના તરફથી બેસતા વર્ષની મુબારકબાદીમાં નીચલો પત્ર મળ્યો છે જે વાંચક બન્ધુઓની જાણ માટે નીચે પ્રસિધ્ધ કરવામાં આવે છે.

અધિપતિ. "ભારત જીવન"



"બેસતા નવા વર્ષની મુબારકબાદી સાથે એક સાર્વજનીક ઉપયોગી ફરજ માટે પ્રાર્થના.

## દવાઓની જાહેર ખબરો તરફ નામદાર સરકારનું દોરાયેલું ધ્યાન.

### જાહેર છાપો પોતાની ફરજમાં પછાત નથી શું?



નઠારા વાંચનથી પ્રજાની નીતિ ઉપર ઘણી નઠારી અસર થાય છે, અને તેથી ના સરકાર કાયદામાં અશ્લીલ એટલે બિભત્સ ભાષાને માટે શિક્ષા ઠરાવી છે. પ્રજાની નીતિ ઉપર નઠારી અસર કરવાવાળાં કેટલાંક નઠારા નાગાં પુસ્તકોનો સરકાર અટકાવ કરી શકે છે. એવીજ રીતે, જાહેર છાપામાં એટલે દૈનિક, અઠવાડીક અને માસિક પત્રોમાં આવતાં લખાણો અને જાહેર ખબરો પૈકી જે લખાણો કાયદાથી વાંધા પડતાં હોય છે, તેને કાયદો અટકાવી શકે છે.

દવાઓની જાહેર ખબરો પ્રજામાં બેવડી ખરાબી કરી રહી છે. એ જાહેર ખબરોં જુવાન વર્ગનાં નીતિ સંબંધી આચરણો ઉપર ઘણી ગંભીર પ્રકારની ખરાબી કરીથી રહી છે. જુવાન પ્રજાના મગજમાં એક પ્રકારનું વિષ નાંખવાવાળી આવી દવાઓની લલચાવનારી અને નાગી ઉઘાડી બિભત્સ જાહેર ખબરો વાંચીને દેશના સંભાવિત ગૃહસ્થોનું દિલ ઘણું કચવાય છે, એટલુંજ નહિ પણ તેઓને એવી જાહેર ખબરો જોઇને કે વાંચીને કમકમાટી ઉપજે છે.

જુવાન વર્ગના કાન ઉપર ધાતુ પુષ્ટિની ગોળીઓ અને વીર્યવર્ધક દવાઓના નિરંતર ભણકારા થવાથી અને વીર્ય સબંધી વિચિત્ર વર્ણનો તેમના વાંચવામાં આવવા લાગ્યાં ત્યારથી તેઓનાં મન વધારે ચંચળ બન્યાં છે, એટલુંજ નહિ, પણ તેઓમાંના ઘણાકને તો વીર્ય સંબંધી કાંઇ જાણવા જોગ દરદ નહિ હોવા છતાં તેઓને એ દરદનાં સ્વપ્નાં આવવા લાગ્યાં છે! મનની અસર શરીર ઉપર ઘણી પ્રબળપણે થાય છે, અને મન એવું માનવા લાગે છે કે મને અમૂક દરદ થયું છે. એટલે તેને દરદ ન હોય તો પણ તે દરદ તેને લાગુ પડે છે, અને જો નીરોગીપણાના વિચારો સેવે તો કેટલાક રોગ હોય તો તે પણ જાય છે અને જો તે રોગી પણાના વિચારો કર્યા કરે તો રોગ ન હોય તોલાગુ પડી જાય છે. ટોનીક દવાઓની જાહેર ખબરો તથા- દરદોનાં ભમાવનારાં વિચિત્ર વર્ણનો વાંચીને હાલની જુવાન પ્રજામાં માનસિક ચંચળતા અને વિકારો ઉત્પન્ન થયાં છે. અને તેઓ વીર્ય સંબંધી નબળાઇના એક આખી કલ્પના સૃષ્ટિને પોતાની આંખ આગળ દેખે છે!

અમે એમ કહેવા નથી માગતા કે બધા જુવાનો મનકલ્પિત વીર્યવિકારોની ભ્રમણામાં પડી ગયા છે. ઘણાક નાદાન જુવાનો સૃષ્ટિ વિરૂધ્ધ ગુન્હાઓમાં ફસી પડીને પોતાના મનની તથા શરીરની પાયમાલી કરે છે, અને તેથી એવા ગુન્હાઓમાંથી તેમને બચાવી લેવાને માટે તેમને યોગ્ય સલાહની અને ચેતવણીની જરૂર છે. તેમને યોગ્ય સલાહની

જરૂર છે, પણ તેમને માટે દવાઓની જાહેર ખબરોની જરૂર નથીજ! પણ આવી ખરી ફરીયાદો કરતાં કલ્પિત ફરિયાદોવાળા જુવાનીઆઓની સંખ્યા ઘણી મોટી છે, અને એ સંખ્યા ટૌનિક દવાઓની જાહેર ખબરોના ચેપી વાતાવરણમાંથી જન્મ પામેલ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આવા જુવાનીઆઓને બચાવી લેવા માટે ટૌનિક દવાઓની જાહેર ખબરો ઉપર અને ખાસ કરીને ઉંટ વૈદોની શકિતની દવાઓ ઉપર અંકુશ મુકવાની જરૂર છે.

આ સ્થળે મ્હોટા પરિતાપ અને શોક સાથે જણાવવું પડે છે કે, હિંદુસ્તાનનું એક પણ છાપું –રોજીંદુ, અઠવાડિક, કે માસિક,–આ દુષ્ટ ચેપથી ભ્રષ્ટ થના વિના રહ્યું નથી! દેશનો ઉધ્ધાર કરવા વાળાં અને પ્રજાને તારનારાં પેપરો ઉઘાડી રીતે કહે છે કે અમો જાહેર ખબરો ઉપર જીવીએ છીએ! જાહેર ખબરો એજ અમારૂં જીવન છે. એનો અર્થ એટલોજ કે જાહેર ખબરોથી પ્રજાની નીતિ ભ્રષ્ટ થાઓ તો ભલે, પણ આ દેશોદ્ધારક પેપરો જાહેર ખબરોના મનમાન્યા દામ મળતા હાય તો ગાંગલી ઘાંચણની અને ચૌટામાં ભટકતા વેગેબોન્ડ છોકરાની દવાની જાહેર ખબર "વૈદરાજ" અને "વૈદશાસ્ત્રી" જેવો મ્હોટી પદવી વાળી સહી સાથે લેવાને ખંચાવાના નથી!

પ્રજાની દ્રવ્ય સંબંધી, આરોગ્ય સંબધી, અને નીતિ સંબંધી સ્થિતિ સુધરવા માટે પ્રગટ થતાં પ્રજા તરફનાં આ વર્તમાનપત્રો નામદાર સરકારની રાજનીતિ ઉપર ટીકા કરવાને એક પણ પ્રસંગ જવા દેતાં નથી. દેશી વર્તમાન પત્રો દેશના હિતેચ્છુઓ અને પ્રજાના રક્ષકોનો દાવો કરે છે, પણ ઘણા અફસોસ સાથે કહેવું પડે છે કે: અજ્ઞાન પ્રજાને અવળા પાટા બંધાવનારી, તેમનાં શરીરને પાયમાલ કરનારી, અને તેમની નીતિને ભ્રષ્ટ કરનારી દવાઓની જાહેર ખબરોને દ્રવ્યના લોભથી છાપી આપીને તેઓ પોતાની પવિત્ર ફરજથી શું ભ્રષ્ટ થતાં નથી? શું તેઓ કેટલીક હાનિકારકક ઉંટ વૈદોની જાહેર ખબરોને આશ્રય આપીને પ્રજાના રક્ષકને બ
પ્રજાના ભક્ષક બનતાં નથી? જે પત્રો ઉપર
મોટો વિશ્વાસ મુકે છે તેવાં પ્રસિદ્ધ વર્તમાનપત્રે
અને માસિકોએ પણ બિભત્સ જાહેર ખબ
આશ્રય આપેલો છે, એટલુંજ નહિ પણ જ
ખબર આપનાર માણસ કોણ છે, શું લાયકાત ધ
છે, શું જ્ઞાન ધરાવે છે, તેનો તપાસ કરવાની
તેઓ તસ્દી લેતાં નથી!

હાનિકારક જાહેર ખબરો લેવાની લાલચ
પડવાનો આ ચેપ માત્ર વર્તમાન પત્રોનેજ
પડયો છે એમ નહિં, કેટલાક ધર્મના, સાહિત
અને ભકિતના ગૌરવ ભરેલા વિષયોને ચર્ચ
માસિકો પણ એવી જાહેર ખબરોથી અભડાયા વિ
રહ્યાં નથી! દ્રવ્યની લાલચ એવી છે કે, આ
હુતી વિષ પોતાની અમૃત વૃષ્ટિને બગાડે છે
વાતનું પણ તેમને ભાન રહ્યું નથી. આ દુષ્ટ ચે
ગુજરાતનું જો કોઇ પણ માસિક મુકત અને પ
રહેલ હોય તો તે શ્રેયસાધક અધિકારી વર
મહાકાળ, પ્રાતઃકાળ વગેરે માસિકોજ છે,
તે કારણથી અમો તેમને અંતઃકરણથી ધન્યવા
આપીએ છીએ.

આ પ્રમાણે આ દેશનાં વર્તમાન પત્રો
માસિકો ગમે તે દવાની જાહેર ખબરો લેવ
લાલચમાં પડીને પોતાની ફરજથી ભ્રષ્ટ થયાં
એમ દિલગીરી સાથે કહેવું પડે છે, અને હાલ
નામદાર સરકારે એ સંબંધી જે પગલાં ભર્યાં
તે ઉપરથી એમ પણ કહેવું જોઇએ કે, આ દે
કહેવાતાં દેશહિતેચ્છુ વર્તમાનપત્રો કરતાં નામ
સરકાર પ્રજાની નીતિને માટે વધારે કાળજી
છે. અમુક જાહેર ખબર ઠગાઇ ભરેલી છે, કે અ
શયોકિત ભરેલી છે, કે અશ્લીલ (બીભત્સ) છે,
જાણ્યા છતાં દ્રવ્યના લાભથી તેને આશ્રય આપ
માં આવે છે, એ વાત ઉઘાડીજ છે, અને નામ
સરકારે દવાઓની કેટલીક અશ્લીલ જાહેર ખ
બંધ કરી દેવાની કે સુધારીને લેવાની આ ઇલા

કેટલાંક વર્તમાન પત્રોને ફરજ પાડી છે, અને એમ કરીને નામદાર સરકારે વર્તમાન પત્રોને એક વ્યાજબી તમાચો માર્યો છે; એ તમાચો એ કે ના૦ સરકાર તેમને એમ કહે છે કે પ્રજાના શુભેચ્છકો અને આગેવાનોનો દાવો કરો છે, પણ પ્રજાની નીતિ ભ્રષ્ટ થાય એવી જાહેર ખબરોને આશ્રય આપો છો ! આ શુભેચ્છક પત્રો છેલ્લી ઘડી સુધી પણ જ્યારે પોતાની ફરજ સમજ્યાં નહિ ત્યારે કાયદાએ વચ્ચે પડવાની જરૂર જોઇ છે.

પણ નામદાર સરકાર માત્ર કાયદાની હદમાં જ અંકુશ મૂકી શકે છે. કાયદા ઉપરાંત સરકાર કાંઇ કરી શકતી નથી. પ્રજાનાં આગેવાન પત્રો ધારે તો કાયદા ઉપરાંત પણ પ્રજાના આરોગ્ય અને નીતિ ઉપર અંકુશ મુકવામાં મદદગાર થઇ શકે, અમારો આ ઇસારો દવાઓની જાહેર ખબરોની લાયકી કે નાલાયકી વિષેનો છે. દવાઓની કેટલીક જાહેર ખબરોમાં છેક અસંભવિત ગપાટા માર્યા હોય છે અને લોકોના શરીરની અને દ્રવ્યની પાયમાલી કરે એવી સહુરાગત ભરેલી, ઠગાઇ ભરેલી અને લલચાચાવનારી વાતો લખી હોય છે; આવી જાહેર ખબરોને આશ્રય આપવો એ શું ઠગાઇને તથા અનીતિને આશ્રય આપવા બરાબર નથી ? ત્રીજી તરફથી જાહેર ખબર આપનાર કોણ છે, શું ધંધો ચલાવે છે, અને કેટલો અનુભવ ધરાવે છે, તે પણ તપાસવાનું છે. આમાંનો કશો તપાસ કર્યા વિના માત્ર મનમાનતા પૈસા આપે તેની જાહેર ખબરને જગા આપી દેવી, એ વર્તમાનપત્રના પવિત્ર ધંધાની ફરજથી બહાર નથી શું ? દેશનાં વર્તમાનપત્રોની પોતાની દેશી પ્રજા પ્રત્યેની લાગણી તથા વફાદારીને માટે અમને પોતાને તેમના તરફ ઘણુ માન છે, પરંતુ જ્યાં સુધી આત્મભોગ (Self-sacrifice) ન અપાય ત્યાં સુધી એ લાગણી અર્થ વગરની છે અને **परोपदेशे पांडित्यं** એ કહેવત મુજબ બધું પાંડિત્ય ..કામું ઠરે છે.

હિંદુસ્તાનની ૩૦ કરોડ માણુસની વસ્તીમાંથી લગભગ ૨ કરોડ કેળવાયલા અને સમજદાર માણુસો કે જેઓ ઉંટ વૈદોની દવાઓની જાહેર ખબરો ઉપર બિલકુલ વિશ્વાસ રાખતા નથી તેઓ, તેમ જ લગભગ ૧૦ થી ૧૨ કરોડ ગામડીઆ લોકો કે જેમને દવાઓની જાહેર ખબરોનો ચેપ લાગ્યો નથી, તેઓ એમ મળીને આશરે પંદર કરોડ માણુસોને બાદ કરીએ તો બાકીના લગભગ ૧૫ કરોડ મધ્યમ વર્ગના લોકો જાહેર ખબરોની દવાઓ ઉપર જીવે છે ! જીવે છે કે પછી પરીણામે મરે છે ! દેશમાં વૈદોની, ડાકટરોની, અને ઉંટ વૈદોની સંખ્યા વધતી જ જાય છે, અને તેમના તરફથી નવી નવી તરેહ તરેહની લલચાવનારી અને ઘણીક તો બેવકુફાઇ ભરેલાં કલ્પિત નામોવાળી દવાઓ વરસાદની રૂતુમાં ઉભરાતાં જીવડાંની પેઠે ઉભરાઇ ચાલી છે, અને તેમ છતાં લોકો દિન પ્રતિદિન રોગી, નિર્બળ અને બાયલા બનતા જાય છે ! આનું શું કારણુ ? આ વાતનો ઘણા જ થોડા લોકો વિચાર કરે છે. અમે પોકારી પોકારીને પંદર વર્ષથી કહેતા આવ્યા છીએ કે, જેમને વૈદક શાસ્ત્રની કશી ગંધ પણ નથી, એવા નાદાન છોકરાઓ ઉંટ વૈદાનુ બજાર ગજાવી બેઠા છે! તેમાંના કેટલાક તો પોતાને હાથે (Self-styled) વૈદરાજ, વૈદ્યશાસ્ત્રી, રસવૈદ કે રાજવૈદ્ય, એવાં એવાં ઠગાઇ ભરેલી લાલચમાં નાખનારાં નામ ધારણ કરી બેઠા છે ! બિચારા અજ્ઞાન અને આતુર દુર દેશના દરદીઓને ખરા ખોટાની પરીક્ષા હોતી નથી મોટાં વર્ણનો અને ખોટાં ખોટાં બનાવટી સરટીફીકેટો ઉપર આધાર રાખીને તેઓ એ ઉંટ વૈદોની જાળમાં ફસી પડે છે તથા વારંવાર દવાઓ ખાઇને પોતાના શરીરની ઉલટી વધારે ખરાબી કરે છે. આવી દવાઓથી પણ આ દેશમાં દરદોની અને દરદીઓની સંખ્યાના વધારાને ઉત્તેજન મળે છે !

પ્રજાનો અજ્ઞાન અને મૂર્ખ વર્ગ અવળે રસ્તે દોરવાતો જાય છે. જાહેર ખબરીઆ ઉંટ વૈદો કહે છે, રોજ એક લાખ વાંચનારામાંથી રોજ એક મૂર્ખો

અમને મળી રહેશે એટલે બસ છે! અને ખરેખર એમ જ બને છે. એમને રોજ પાંચ પચીસ મૂર્ખાં મળી રહે છે! માટે દવાઓની બિભત્સ અને ઠગાઇ ભરેલી જાહેર ખબરોને ઉત્તેજન નહિ આપતાં એવી જાહેર ખબરો ઉપર અંકુશ મુકવો' એ જાહેર છાપાંની ફરજ છે. (વૈદ્ય કલ્પતરૂ સપ્ટેમ્બર ૧૯૧૦)

*** ઉપર પ્રકટ થયલા લેખમાં વર્તમાન પત્રોને ઠપકો આપવામાં આવેલ છે પણ અમારે દીલગીરી સાથે એક બાબત લખવી પડે છે કે કેટલાંક આગેવાનમાં ગણાતાં પત્રોનાં તંત્રી મહાશયોને જેટલી દરકાર સારાં સાહીત્યને આગળ વધારી તેને ઉત્તેજન આપવાની રહેતી નથી. તેથી વિશેષ એવી જાહેર ખબરોના પૈસા મેળવવામાં રહે છે. એટલે ઉછરતું સારૂં સાહીત્ય અંધારામાં રહી ઉંટ વૈદોને કમાણી થાય છે!

મહાકાળ અને પ્રાતઃકાળ માસિકમાં એવી દવાઓની જાહેર ખબર પ્રકટ થતી નથી એ તો ઠીક પણ તેમના તંત્રીઓએ બીજી બહારની કોઇપણ જાહેર ખબર નહીં લેવાનીજ જાણે પ્રતિજ્ઞા કરી હોય એટલે ગમે તેવાં સારાં સાહિત્યની પણ જાહેર ખબર નહિં લેવાની પ્રતિજ્ઞા કરી હોય તેવું છે. જેઓ દેશનું કલ્યાણજ કરવા બેઠા છે તેમણે એટલો ભેદભાવ પણ શા માટે રાખવો તે અમે સમજી શકતા નથી. છતાં પણ હમણાં "દેવલાલી હિંદુ હોટલ" ની જાહેર ખબર પ્રગટ થઇ છે! એટલું પણ હોટલનું સદ્‌ભાગ્ય!

ઉંટવૈદો વધ્યા છે ત્યારે તમે 'ઊંટે કર્યાં ઢેકા ત્યારે માણસે કર્યાં કાઠડા" એ પ્રમાણે તમે બધા વિદ્વાન વૈદો કાં વર્તતા નથી! તમે કેટલાક વિદ્વાન વૈદોનું એક મંડળ બનો જે જે ઊંટ વૈદોની દવા બહાર પડે કે તરત તેના ઉપર અભિપ્રાય આપી તે દવાને "નાલાયક" કેમ ઠરવતા નથી! પ્રમાણિકપણે પોતાનો મત જાહેર કરવામાં પછી ગમે તેટલું નુકશાન થાય તો તેની દરકાર શા માટે કરવામાં આવે! જ્યાં સુધી એવું કોઇ "વૈદકીઇ સલાહ આપનારૂં મંળ" ઉભું થશે નહિં ત્યાં સુધી તમે ભગીરથ પ્રયાસ કરી રહ્યા છો તે જોઇએ તેવો સફલ ભાગ્યેજ થશે.

અ. ભા. જી.

## भयनो प्रतिकार.

જેનો આપણે ભય ધારીએ છીએ, તે આપણુને આવી મળે છે, પણ ભય એ આપણી પોતાની જ ઉત્પન્ન કરેલી વસ્તુ છે. પ્રત્યેક મનુષ્યને પોતાના અંતઃકરણમાં જે ભય જણાય છે, તે ભયને ઉત્પન્ન કરનાર તે પોતે જ છે. આથી ભયને પોતાના અંતઃકરણમાં કદી પણ ન ઉત્પન્ન કરવાથી પ્રત્યેક નુષ્ય ભયથી કેવળ મુકત થઇ શકે છે, બીજા મનુષ્યો આપણુને ભય ઉપજાવવા અસમર્થ છે. તેઓ આપણુને ભય થાય. એવાં કામો કરી શકે છે ખરા, પણ તેઓનાં ધોતનને (સૂચનાઓને) બહારથી આપણે આપણાં મનમાં પ્રવેશવા દઇએ છીએ અને તેમનો સ્વીકાર કરીએ છીએ તો જ આપણુને ભય થાય છે.

આજુબાજુના સંજોગોના સંબંધમાં પણ એમ જ છે. બહારની કોઈ પણ સ્થિતિ કોઇના પણ મનમાં ભય ઉત્પન્ન કરી શકે એમ છે જ નહિ. બહારની સ્થિતિઓ પોતાના સંસ્કાર આપણા મન ઉપર પાડી શકે ખરી; પણ તે પણ આપણે પડવા દઈએ તો જ. અને તેવા સંસ્કાર પ્રથમ જો આપણા મન ઉપર ન પડવા દઇએ તો જગત્‌માં એવું કશું જ નથી કે જે આપણા મન ઉપર જરા પણ અસર કરી શકે. બહાર ગમે તેટલી ધુળ ઉડતી હોય પણ બારી બારણાં બંધ કરી દેતાં શું તે ધૂળ આપણા ઘરમાં આવે છે? જે ધોતનો આપણે આપણી ઇચ્છાથી આપણે આપણા મનમાં પ્રવેશવા દઈએ છીએ તે જ આપણા મનમાં પ્રવેશે છે. બહારનાં ધોતનોને આપણા મનમાં પ્રવેશવાને માટે પ્રથમ આપણે આપણા મનનું દ્વાર ઉઘાડવું જ પડે છે— આપણે તેમના અભિમુખ થવું જ પડે છે. પરંતુ આપણા મનમાં શું આવવા દેવું અને શું ન આવવા દેવું, તે સંબંધમાં આપણુને પૂર્ણ સ્વતંત્રતા છે.

મહાકાલ

# શરુ થનારો નવો જમાનો.



એક નવી પ્રજાનો ગર્ભ બંધાઈ ચુકયો છે. આવનારા જમાના વિષે મદ્રાસમાં મીસીસ આનીબીસંટે થીઓસોફીકલ સોસાયટીના મદ્રાસમાં આવેલા મુખ્ય સ્થાને એક ભાષણ આપ્યું હતું. માણુસ જાતના ઈતીહાસનું જ્ઞાન ધરાવવાની જે માણુસો ખુબ ઈચ્છા ધરાવે તેમને બારીકાઈથી મનનં કરવા જોગ આ ભાષણ છે. ગયાં સો વરસના ચકરમાં કુદરતે માણુસ જાતની બુધ્ધીમાં ઘણો ફેરફાર કીધો છે. દરેક શાસ્ત્રોમાં જીંદગીની મોજમજાહના સાધનો પુરાં પાડવા શાસ્ત્રીય જ્ઞાને આગળ વધારો કીધો છે કુદરતના તત્વો માણુસ જાતના ગુલામ બન્યાં છે. કુદરતની શકતીઓ તેના કાયદા જાણુનાર તથા તેનો ખરો ઉપયોગ કરનારના હાથમાં સ્વેચ્છાથી સાધન ભુત થઈ પડી છે. આજ સુધી જે પ્રજા અથવા જાત બીજી પ્રજા ઉપર સરસાઈ ભોગવે છે તેનું કારણ બુધ્ધિ, સદ અસદ વીવેક, અને મનોબળ છે. અને હવે પછી જે પ્રજા બીજા ઉપર સત્તા ભોગવશે તે પોતાની મોટી સંખ્યાથી નહીં પણ બારીક મનન, ઉંચા વીચારો, તથા માણુસ જાત તરફ ભકિત ભાવ અને પરમાર્થથી પોતાની શકિત દેખાડશે. મીસીસ આનીબીસંટના કેહેવા પ્રમાણે આવી પ્રજા ગર્ભમાં આવી છે અને થોડા સમય પછી જન્મ ધારણ કરશે. આગલી પ્રજાઓ કરતાં આ પ્રજા જુદીજ પડશે. આ પ્રજા એક દેશની નહીં એક કુટુંબમાંથી ઉતરી આવેલી એક જાતની નહીં, પણ મનુષ્યની બુધ્ધિ અને બુધ્ધિના કેળવાયલા તત્વોં વાળી એક સર્વ સાધારણ પ્રજા ઉત્પન્ન થશે. જયાં મનુષ્ય જાત વસતી હશે ત્યા ત્યાંથી દુનિયામાં આ પ્રજા દેખા દેશે અને તે પ્રજા પોતાની નરમાશ, ભલાઇ, પરમાર્થ અને બીજાનું પચાવી નહીં પાડવાના ગુણો, એ ગુણોને લીધે જુદીજ પડી આવશે. અંધ શ્રધ્ધામાં જકડાઇ બેઠેલા કોઇ અમુક ધર્મના દબાણ નીચે આ પ્રજાના મેમ્બરો દબાશે નહીં પણ અંદરની ઉચ્ચ ભાવનાઓને આધીન રહેશે અને આખી દુનીયાની ઇશ્વરી પ્રેરણાને જાગૃત કરશે.

નવા જમાના સાથે નવો "અવતાર" પણ પ્રગટ થશે જેને જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં નામો આપવામાં આવશે પરન્તુ દયા અને ડહાપણનો તે એકજ મહાન સત્તાધારી કહેવાશે. ઇન્ડીયન મીરર જણાવે છે કે બે વર્ષ પછી હિંદુસ્થાનમાં વધુ પ્રજાકીય જાગ્રતી થશે અને સદગુણની તથા ધાર્મિક રીતે તે પ્રજાને ઉમદા ફળ ચખાડશે. આ વર્ષ તે સને ૧૯૧૧ ની સાલ છે મહાત્મા ગૈતમ બુધના અવતારની તથા તેના ધર્મની સ્થાપનાની તે ૨૫૦૦ મી વર્ષ ગાંઠે એથી વધુ મોટો જમાનો સરૂ થશે.

ખરેખર કોઇ મહાન અવતાર પ્રગટ થવાના આ ભવિષ્યદર્શી ચીન્હો છે. જેના અવતારને નવો જમાનો વધાવી લશે, જુદી જુદી પ્રજા તેને જુદાં જુદાં નામો આપશે અને તેજ અવતાર દયા તથા ડહાપણનો ભંડાર થશે.

દરેક પ્રજા આજે વધુ આગળ વધવાને ઝઘડો મચાવી રહી છે તે ઉપરની વિદુષી બાઇના કહેવાને ટેકો આપે છે. હાલ આપણે પુર્વના મુલકની પ્રજાઓ જેવી કે ચીન. જાપાન, હિંદુસ્થાન, ઇરાન તથા તુર્કની પ્રજા તરફ નજર ફેરવીશું તો શું જણાય છે? જમાનાની ગાઢ નીંદ્રા પછી આળસ ખંખેરી બીજી આગળ વધેલી પ્રજાને દોડીને પકડી પાડવાના ભગીરથ પ્રયત્નો મંડાયા છે. જાપાને તો એ સરત જીતી છે. અને હવે બીજી પ્રજા ઇતીહાસના પાના ઉપર લખવાને માટે ઇતીહાસ રચનારાઓ સારૂ શું શું સાધનો પુરાં પાડે છે તે જોવાનું છે જુવાન તુર્ક પક્ષે પણ પોતાના હકો ખંતથી મેળવ્યા છે. અને તે સાચવી રાખવા પ્રયત્નો જારી છે. પણ હજી સમસ્ત પ્રજાને કેળવી જાપાનની માફક વિદ્યા, હુન્નરમાં આગળ પડતાં તેમને ઘણો વખત લાગશે, ત્યાં પણ જુદી જુદી પ્રજાઓ વસે છે. નવા પક્ષને મદદ કરવા ગ્રીક, આર્મીનીઅન વગેરે જુદા ધર્મના પંથ માનનારા વોલન્ટીઅરો સ્વદેશના હકને માટે બલવાખોરો, સામે લઢવા તૈયાર હતા. મુલક ઘણો વીશાળ છે પરન્તુ જયાં દરેક ધર્મના માણુસો સ્વદેશ હીતને માટે એક વીચાર ધરાવે છે તો જુવાન તર્કો પણ પોતે આગળ વધારો કરવા ઘણું કરી શકશે.

D. M. P.

એક ન્હાની વાર્તા.

# वीरबाळा केसरबा.

આજે શ્રાવણ વદ ૮ છે. આજ ભાગલપુરમાં વીરાષ્ટમીનો મેળો છે. વીરનગર અને ભાગલપુર બંન્ને વચ્ચે ફક્ત દેઢ માઇલનું અંતર છે. વીરનગરના વીરો બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રી પુરૂષો આ મેળામાં આવ્યાં છે. એક બાજુએ જુદી જુદી જાતની ચીજો વેચાય છે અને ત્યાં બાળકો અને સ્ત્રીઓની ભીડ માલમ પડે છે. એક બાજુ મેદાનમાં ચકડોળ અને એવી રમતમાં છોકરાં અને મરદોની ભીડ છે તો બીજી બાજુ રજપૂત વીરો પોતાની બ્હાદુરી બતાવી રહ્યા છે. કેટલાંક આવા કરેલા અખાડામાં લાકડી પટા ખેલે છેતો કેટલાક મલ્લકુસ્તી કરે છે. કેટલાક ખુલ્લી ચળકતી તલવારો અને ઢાલ સાથે સામસામી આવી રહ્યા છે, અત્રે અનેક પ્રકારનાં સ્વેચ્છિત યુદ્ધ માલમ પડે છે. સઘળા મિત્રો હતા. દુશ્મનનું કંઇ નામ નિશાન નથી, કે લોહીની નીક કે ધારા માલમ પડે! યુદ્ધમાં કેમ લડવું, શત્રુ સામે કેવી રીતે ટક્કર લઇ તેનું પાણી ઉતારવું તેને કેમ પકડવો. ભાલા બરછી તરવારનો કેમ અને પ્રસંગે કેવી રીતે ઉપયોગ કરવો તે અત્રે શિખવાતો અને અનુભવાતો. શિખેલાઓ પૂર્ણ માહિતીવાળા છે કે કેમ તે અજમાવતા. આ રીતે હિંદના પુત્રો –શુદ્ધ લોહિના રજપુતો પોતાનું શૌર્ય બતાવી રહ્યા છે.

આધુનિક કાળની માફક હવામાં ઉડી જતી લાકડીઓવાળા બેટ બોલનો તે વખતે ઉપયોગ ન હતો પણ તેવીજ જાતની અંગ કસરતની રમતો ગેડી દડા પણ હતાં. આજની માફક ગેડી દડાની રમતથી શરમાતા તે વખતના યુવાનો ન હતા,

મેળામાં હરી ફરી વીરેશ્વર મહાદેવનાં દર્શન કરી વીરનગરની સુંદરીઓ–બહાદુર રજપૂતાણીઓ આ યુદ્ધ રમત જોવા એકઠી થતી, તો કેટલીક ઘેર જવા આતુર બાળબચ્ચાંની માતાઓ જૂદી પડતી તો કેટલીક નવ યોદ્ધા બાળા જુવાન રજપૂતોને સહજ નિહાળતી–તેમના વીરત્વને માટે શાબાશી આપતી પોતાની સાથેના નાના બાળકને આવી આવી રમતો કરવાનું–રમવાને ઉશ્કેરતી સંભળાતી હતી.

"માત કહે બાળકને બેટા રખે રહે કાળુ કરતો
રખે લજવતો કુખ માહરી રખે રહે પાછો ફરતો"

એજ કહેનારી એ વીરાંગનાઓ હતી.

પ્રભાકર પણ પોતાની રમત પૂર્ણ કરી ચાલી ગયો. રાત્રિ દેવીએ પોતાની કાળી સાડી સર્વત્ર બીછાવી દીધી. શ્રાવણ માસનાં સરવડાંએ એકાદ ઝાપટું નાંખ્યું. સઉ પોત પોતાને રસ્તે પડ્યું. રાત્રિના વહેવા સાથે જંગલનાં સહચારી જીવડાં નાદ કરવા લાગ્યાં. અને તિમિર અંધકારમાં તમરાંએ પોતાનું શૌર્ય ભયંકર અવાજથી અજમાવા માંડ્યું અને દેડકાંએ પોતાના સરોદો ચાલું કર્યાં.

વીરનગર રજપૂતાનાના એક પહાડી પ્રદેશમાં ઉચ્ચ સ્થળમાં વસેલું છે, દુરથી આ નગરની શોભા તેની પ્રાચિન જાહોજ્હાલી જણાવી આપે છે. ચારે બાજુ કોટ અને તે હજુ પણ તેની જર્જર અવસ્થામાં છે. મુસલમાનોના ઉપરા ઉપરી હુમલાથી તેની જાહોજલાલીમાં ઘણીવાર અનેક પ્રકારની અડચણ આવી પડી હતી અને વીર રજપૂતોને અનેક મુસીબતો ભોગવવી પડી હોય તેમ જણાય છે. હાલના ભલા રાજકર્તાએ દીર્ઘદ્રષ્ટિ વાપરી નગરને સુધારવાને કોટમાં અનેક કાણાં પાડી દરવાજા મૂકી દીધા છે અને કોટની હાલહવાલ સ્થિતિ સુધારવા તરફ દુર્લક્ષ વાપર્યું છે. અને મેદાનને ખુલ્લો તાજો પવન આવવા માટે કોટનો ઉપરનો ભાગ મહામુશીબતે અને ખર્ચના ભોગે તોડાવી લોકોને સુખ કરી આપ્યું છે,

૨

રમત ગમત પુરી થઇ, સઉ સઉને રસ્તે પડ્યું. રાત્રિના બે પ્રહર જોત જોતામાં વહી ગયા. કેસર

એકલી આ સ્થળે જણાય છે. તે પણ પોતાના ઘર તરફ ઉતાવળે પગલે ચાલવા લાગી છે. વરસાદ એકદમ બંધ થઇ ગયો હતો પરંતુ ડુંગરાળી જમીન, પથ્થરવાળી ભોંય અને ખાડા ટેકરા વિશેષ હોવાથી, પથ્થર ઉપર પડેલા તાજા વરસાદને લીધે પગ સરી પડે છે. અંધારી રાતને વાદળાંવાળું આકાશ વધારે અંધારી કરે છે. આસપાસ શું થાય છે તે જણાતું નથી. વરસાદથી છંટાયલી અને અર્ધ ઓલવાયલી શ્મશાનમાં પડેલી ચિતા ભયમાં વધારો કરે છે, જંગલ ઘોર, વિશાળ અને નિઃશબ્દ હતું. વરસાદથી છંટાયલી પણ પવનથી સળગતી ચિતામાંથી ઉડતી ચિણગારીઓ અને આગના ભડકા માત્ર રસ્તો બતાવવાને બસ હતુ. વીરનગર અને મોગલપુર વચ્ચે આ શ્મશાન આવ્યું છે. પ્રભાકરની પ્રભા બંધ થવાથી રસ્તો જાણીતો છતાં અપરિચીત લાગતો હતો. કેસર એક રજપુત બાળા હતી. તેનો પિતા એક બહાદુર સેનાપતિ હતો. પ્રતાપસિંહના સમયમાં બહાદુરીથી મોગલ બાદશાહ સામે તે લઢયો હતો અને પ્રતાપી પ્રતાપસિંહના ટેકને એક ટેકો થઇ પડયો હતો. મોગલ બાદશાહને ન નમનાર માત્ર આ બે પ્રતાપી રજપૂતો હતા. અનેક સંકટો વહોરી લીધાં હતાં. રાણા જશવંતસિંહને રાણા પ્રતાપે જમવાનું નોતરૂં દીધું હતું. રાણો જશવંતસિંહ મોગલ બાદશાહનો જમણો હાથ હતો પોતે પોતાની કન્યાને મોગલ બાદશાહના જનાનખાનામાં મોકલી હતી અને તેથી મોગલ બાદશાહનો તેના ઉપર બહુ પ્રેમ હતો. રાણો જસવંતસિંહ આ બનાવ બન્યા પછી ઘણો દુઃખી થયો હતો તેનું હૃદય કંપાયમાન થતું હતું. પ્રતાપી પ્રતાપના ટેકને તે અનુમોદન આપતો ને તેને ચહાતો હતો. તેનાં દર્શન કરવા ખાસ આ વખતે પ્રતાપનું ભોજન માટેનું આમંત્રણ સ્વિકારેલું હતું; હિંદના હતભાગ્યને માટે કહો કે પ્રતાપની પડતીના કારણને માટે કહો, પણ પ્રતાપે તો રાજા જસવંતસિંહના સન્માન માટે પોતાના કુંવરનેજ મોકલ્યો. કુંવર પણ દુઃખી હૃદયે જસવંતસિંહની તહેનાતમાં ઉભો રહ્યો.

૩

પ્રસંગોપાત રાણાને ટેકીલા રાણાના ટેકની ખબર પડી. પીરસેલા ભાણા ઉપરથી ઉઠયો અને હિંદની પાયમાલી–રજપુતોની ખાના ખરાબીનો દિવસ આવ્યો, તે વખતથી પ્રતાપ અને આપણી વાર્તાની નાયકા કેસરનો પિતા બંને સાથે મળ્યા હતા. જંગલોમાં રખડવાને કેસર ટેવાઇ હતી. ભય શું છે તે તેને માલમ ન હતું. તે ઘોડા ઉપર રજપૂત વીરની માફક બેસતી. તીર, ભાલા અને બરછીનો ઉપયોગ સારી પેઠે જાણતી, કસરતથી તેનું અંગ કસાયલું હતું. હાલ તેની ઉમર જો કે સોળ વર્ષની હતી પરંતુ વીસના જેટલી તે દેખાતી જંગલોમાં રખડયા છતાં, તાઢ તડકો વેઠયા છતાં તે કુસુમના રૂપમાં કોઇ પણ પ્રકારની ખામી ન હતી. પીતાની સાથે હમેશાં તે લઢાઇના મેદાનમાં ધસતી અને વિના કારણે ચઢી આવતા મ્લેછોના પ્રાણ લેવાને હમેશાં તત્પર રહેતી હતી. કુસુમ છતાં તે કઠણથઇ હતી !

મોગલોની ચઢાઇ બંધ પડી હતી. રાણો પ્રતાપ હવે નિશ્ચિત થયો હતો. મેવાડનું રાજ્ય હવે રજપૂતોનું થયું હતુ, રજપૂતો પણ કેટલેક અંશે શાંત થયા હતા. કેસરનો પિતા બળમાં ને કદમાં ભીમ જેવો સિંહ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છે, અને તેથી શાંત જીન્દગી ગુજારતો હતો. પરન્તુ તેનું હૃદય હમેશાં ખિન્ન હતું. તેની મુખાકૃતિ હમેશાં મ્લાન દેખાતી. કેસરને જોઇને તે કોઇ કોઇ વાર રોતો અને નિઃસાસા નાંખતો હતો. કેસર પણ હમેશાં દુઃખીજ દેખાતી. મોગલોની લઢાઇ થયાને ત્રણ વર્ષ વહી ગયાં. કેસરનો વિવાહ અજીતગઢના યુવરાજ વીરસિંહ સાથે કર્યો હતો. પરંતુ કેટલાંક કારણોથી લગ્નમાં વિઘ્ન આવ્યું હતું, અને વિવાહ તોડયો હતો, કેસર ત્યારથી અવિવાહિત હતી, અને જેની સાથે એક વખત વાતચીત થઇ તેજ પતી માની તેની અંતઃકરણમાં સેવા કરી પોતાનો ધર્મ સાચવી રહી હતી.

૪

અજીતગઢનું રાજ્ય પ્રતાપી પ્રતાપસિંહના મળતીઆઓમાંનું એક હતું. અજીતસિંહનો પિતા

ણબર રાણા સંગની લડાઇમાં મરાયો હતો. અજીતસિંહે ત્યારથી મોગલોની સામા બાથ ભીડી હતી અને અનેક વખતે મોગલોને હરાવ્યા હતા. રજપૂતોને મોગલો સાથે સંધી કરાવી પરતંત્રતાની બેડી નાંખનાર વલ્લભાચાર્યને તે શાપતો હતો અને મોગલોને નમ્યું આપતો નહતો. આ નિષ્કલંકી વંશનો ગુણ યુવાન અજીતસિંહમાં આવ્યો હતો તે ખરેખરો વીર હતો પણ સાથે જરા કાચા કાનનો હતો. કાચા કાનેજ આ બાળાના સુખમાં દુઃખ ઉત્પન્ન કરી બંને અભાગી જનોનો સંસાર દુઃખમય કરી મૂક્યો હતો. કાળબળે અચાનક તેના પુત્ર વીરસિંહની આંખે દુઃખ થયું. અને તેથી તેનાં બંને નેત્ર ગયાં. વીરસિંહ આંધળો થયો. તેના કાચા કાનથી થયેલી ભૂલ જણાઇ આવી. કેસર સાથે થયેલો વિવાહ સંબંધ તોડવામાં તેની ભૂલ સ્પષ્ટ માલમ પડી. દ્રષ્ટી બંધ છતાં બંને વચમાં સમાયલા તર્કટો દ્રષ્ટિગોચર થયાં. પોતાના પિત્રાઇ ભાઇનું કપટ માલમ પડયું. હજુ પણ તે વિવાહીત બાળા તેને ચહાય છે. અને અવિવાહીત રહી તેનુંજ મનમાં પૂજન કરે છે એમ સાંભળી તેનું હૃદય કંપવા લાગ્યું છે. પોતાનો ખરેખરો પરતાવો જણાવવા યત્ન કરી રહ્યો છે. પરંતુ તે બાળા આ અંધને પોતાના પતી તરીકે સ્વીકારશે કે કેમ તે વિચારમાં ગોથાં ખાયા કરે છે.

ભાગલપુરના વીરાષ્ટમીના મેળામાં તે મિત્રો સાથે આવ્યો હતો. અંધ હોવાથી તેને મદદની જરૂર પડતી પણ વીરત્વને કોઇની જરૂર નહોતી પડતી. વીરોના વાક પ્રહારથી તેનું હૃદય ઉછળતું. તેનો હાથ ઉંચકાતો પણ તે સૌ બે ત્રણ મિનિટ માટેજ! નેત્રો બંધ તેથી ન તેનાથી કોઇની મદદ વગર હલાય કે ચલાય. તેના બળતા હૃદયને શાંત કરી બેસી રહેતો હતો. સંધ્યાકાળનો સમય થયો. વરસાદે ઓચિંતી મેહેર કરી. વીરસિંહના બળતા હૃદયને શાંત પાડવા સખત ઝાપટું નાંખ્યું, રજપૂત યુવાનોની રમત બંધ થઇ. જેમ આવ્યું તેમ ઝટપટ સૌ પોત પોતાનાં લુગડાં સંભાળી નાસવા લાગ્યા. પલળવાના ભયમાં, ન રહી વીરસીંહની કોઇને યાદ ને ન રહી તેને પલળવાની બીક.

વરસાદ બંધ પડયો. શોરબકોર શાંત જોઇ વીરસીંહે પોતાના સહચારીઓને હાંક મારી પણ હોય કોણ કે તે બોલે ? આખરે વીરસીંહનીવીરત્વતાનો અંત આવ્યો. તેનુ ધૈર્ય જતું રહ્યું. કેસર, મિત્રો અને ભાઇઓનો સ્નેહ યાદ આવ્યો ! ખરેખર તેનાથી રહી જવાયું, અને "અંધાને-અસાહ્યને હરકોઇ બચાવો" એવું પુરૂષ છતાં અબળાની માફક બોલી જવાયું.

"નિડર રહો. તમને બચાવુ છું." એવો પ્રતિધ્વની એક અબળાનો સ્વર સંભળાયો. વીર આ સ્વર સાંભળી શરમાયો. પુરૂષનો અને અબળાનો સ્વર સ્પષ્ટ સમજાયો. "નિર્ભય રહો, હું તમારી રક્ષા કરીશ. આ હું આવું." જ્યાં બેઠો હતો ત્યાં જ તે ઉભો થયો અને ઝાડના થડને હાથ દઇ જે તરફથી પેલા શબ્દોનો ધ્વનિ આવ્યો હતો તે તરફ મોં કરી ઉભો.

ખરેખર તે શબ્દો બોલનાર એક વીરબાળા હતી. પ્રિય વાંચક ! તમે સમજ્યા હશો કે એ શબ્દો બોલનાર આપણી કુસુમવત્ કેસર જ હતી.

કેસર પેલા પુરૂષ પાસે આવી. તેના પોષાક ઉપરથી તે રજપૂત હશે એમ ધારવા લાગી. પરંતુ મોગલો પણ રજપૂતોના વેષમાં અનેક બાળાઓના સતિત્વનો બળાત્કારે ભંગ કરતા તેથી તેને જોઇ અચકાઇ—જરા દુર ખસી કોમળ પણ ક્રોધિત સ્વરે: "તમે કોણ છો ? સ્પષ્ટ કહેજો. પ્રપંચ નહિ ચાલે." બોલી આજુબાજુ જોવા લાગી,

જે કેસરને લડાઇમાં બળવાન મ્લેચ્છોના હૃદયમાં બરછી ભોકતાં ભય નહોતો લાગ્યો, જે કેસરને ઘોર તિમિર યુધ્ધ જોતાં ભય ન હોતો લાગ્યો, તેજ કેસર અત્યારે નિર્જન સ્થળમાં એકજ પુરૂષની સમક્ષ જતાં ભયથી કંપાયમાન થઇ. તેના હૃદયમાં ભય નહોતો. તેનું હૃદય અત્યારે જુદીજ પ્રેરણા કરતું હતું. તેનું હૃદય અત્યારે આ પુરૂષને સહાય કરવાને-તેને જો દુઃખ હોયતો આશ્રય આ-

જરા દૂર જતા પોતાની બાળાને રજપૂતને હાય ઓલી દોડતી આવતી હોય તેમ માલમ પડયું "કોણ? બેટા કેસર?" ભીમસીંહે ભીમસ્વરથી પૂછયું.

"હા બાપુ હું કેસર."

"ઠીક થયું બેટા, તું આવી પહોંચી હું તારીજ શોધમાં આવતો હતો."

"બાપુ, માફ કરજો. જરા વાર લાગી. તમને મેં અત્યારે દુઃખી કર્યા." કેસરે બે હાથ જોડી વિનયથી કહ્યું.

ત્રણે જણે ઘરમાં પ્રવેશ કર્યો. અંધ રજપૂતનાં પલળેલાં લુગડાં બદલાવ્યાં.

કેસરે અંધ રજપૂતના સમાચાર કહ્યા. ભીમસીંહે એ સાંભળી દુઃખોદ્‍ગાર કાઢયો. અને અડચણ ન હોયતો આ રંકને ઘેર બેચાર દિવસ રહેશો એમ વિનયથી કહ્યું.

વાળુ તૈયાર હતું. ભીમસીંહ ઉઠયો. અંધ રજપૂતને કેસર રસોઇ સ્થળે દોરી ગઇ. પિતાને અને પથિકને બંનેને પીરસ્યું. બંને જમ્યા. મુખવાસ કરી સુખદુઃખની વાતો કરવા લાગ્યા.

અંધ પથિક પોતાનો જમાઇ છે એમ માલમ પડયું. પોતાની વૃધ્ધા સ્ત્રીને આ ખબર કહી અને કેસરને ફકત તેની બરદાસ ઉઠાવવા સુચવ્યું.

અંધ પંથિકને પોતા સંબંધી વાત કહી નહિ પરંતુ મ્લેચ્છોના ઉપરા ઉપરી હુમલાથી પાયમાલ થઇ આ સ્થળે વસીએ છીએ. આપને દોરી લાવનાર મારી દીકરી છે, કહી વાત ટુંકાવી દઇ રાત્રિ ઘણી ગઇ છે માટે શયન કરો કહી શય્યા બતાવી પોતે પોતાને સ્થળે ગયો.

૭

પ્રાતઃકાળ થયો. પ્રભાકર ભગવાને રાત્રિના અંધકારનો નાશ કરી પોતાનો પ્રભાવ બતાવ્યો પાસેના દેવ મંદિરના ઘંટે સર્વને જાગૃત કર્યા. અંધ પથિક પણ જાગૃત થયો. કેસર આવી પહોંચ પથિકને દંત ધાવનની સામગ્રી આપી. સ્નાન વિધિ સઉ પરવાર્યું. ગઇ કાલના તમાસાની વાતચી કરવા લાગ્યું. એટલામાં વીરપુરના હાલના વત વૈદરાજ ઇશ્વર ઇચ્છાથી તે સ્થળે ભીમસીંહની મુલ કાતે આવી પહોંચ્યા. આદર પુર્વક સત્કાર કર્યો પછ આ અંધ પથિકની વાત કહી તેમની આંખો બતાવ વૈદરાજે કેટલાક સમયથી સન્યસ્ત લીધું હતું. પોતે પણ એક રજપુત હતા, રાજતંત્રના નિય પ્રમાણે તેમને અનેક વિપત્તિઓ ભોગવવી પડી હત અને ઓરમાન માના સુખને લીધે રાજ્ય છોડી જંગલવાસી–મને કે કમને–થઇ સુખ દુઃખ ભોગવ પડયું હતું. આ યુવાન અંધ પથિકને તેમણે ભીમ સીંહની વાતચીતથી ઓળખ્યો તેમની આંખ હર્ષનાં અને દુઃખનાં આંસુઓ સાથે ઉભરાઇ આ વ્યાં. ભીમસીંહ આથી સખેદાશ્ચર્ય પામ્યો. સન્યાસ થઇને સંસારીના દુઃખથી રોવું એ એક નવાઇ વાત સઉના મનમાં થઇ પડી. સન્યાસીની ઉમ્મ બહુ નહોતી. તેને લગભગ ત્રીસ વર્ષ થયાં હ ચૌદ વર્ષની ઉમ્મરથી જીંદગીથી કંટાળ્યો હત પ્રથમ તો અહીં તહીં સન્યાસીના વેષમાં ભટકી છ વર્ષ ગાળ્યાં હતાં. તેને સંસાર અપ્રિય થઇ પડ હતો. જે પ્રિયના શોચમાં તેને સંસારમાં સન્યાસી વેષમાં ભટકવું પડયું હતું તેના અકાળ મૃત્યુ દુઃખમય સંસાર અકારો થઇ પડયો. ખરેખરો ન્યાસી થઇ ગયો. ઇશ્વર ભજનમાં લીન નિર્ગ કરવા લાગ્યો. અનાથ અને દીનને હુમેશાં તેની પા કુટી આવકાર દાયક હતી. જંગલમાં વસવાથી જંગલના રહીસો ભીલ સાથેના પરિચયથી તેને વ સ્પતિ જ્ઞાન સારૂં મળ્યું હતું અને તેથી અ જડીબુટ્ટીઓનો તેણે સંગ્રહ કર્યો હતો. આ અ પથિકની આંખો સુધરશે એમ લાગવાથી ઇશ ઉપર ભરોસો રાખી જડીબુટ્ટી અજમાવી જો કહ્યું. દશેક દિવસમાં આરામ થશે. મારી ખાત્રી એમ આશ્વાસન દઇ પોતે પોતાના આશ્રમ જ ઉઠવા માંડયું. ભીમસીંહે ઘણા આગ્રહ સાથે અંતે

પ્રસાદ લેશો એમ વીનવ્યું, આભાર સાથે સન્યાસીએ ના પાડી અને વખત મળે બીજે ત્રીજે દિવસે આવી જવાનું કહી ગયા.

જડીબુટ્ટી અજમાવી. "કાગનું બેસવું અને તાડનું પડવું" અથવા તો "શુભ થવાનું હોય તો શુકન પણ શુભ જ મળે" એ દેશી કહેતી પ્રમાણે આંખમાં ફેર પડવા માંડયો.

કેસર ખરા અંતઃકરણથી અને શુધ્ધ મનથી આ અતિથિની સેવા કરતી. બરાબર દસ દિવસે આંખો સુધરી અને દેખાયું. સન્યાસી પણ નિયમાનુસાર બબ્બે દિવસે આવતા હતા. આજે પણ તેઓ આવ્યા હતા. અંધાને આંખો મળી તેથી પ્રથમ તો સન્યાસીને પગે લાગ્યો અને તેના પગની રજને એક બાળકની માફક ચાટવા લાગ્યો. તે ઉઠયો અને કેસરને પગે લાગવા જેવો નીચે વળે છે તેવી કેસર ખસી ગઇ. ભીમસીંહને પગે પડયો. ભીમસીંહે કહ્યું, "યુવાન, તેણે શું કર્યું છે? અતિથિનો સત્કાર કરવો એ એનું અને દરેક મનુષ્યનું કર્તવ્ય છે. અનાથને સહાય કરવી એ મનુષ્ય માત્રની ફરજ છે, અને તે પ્રમાણે એ વર્તી છે. નાહક એને દોષમાં ન નાંખો. યુવાને બંને વૃધ્ધ જોડાનો ઉપકાર માન્યો અને પોતાને સ્થળે જવા રજા માગવા લાગ્યો. સન્યાસિએ ચાર દિવસનો વાયદો કર્યો અને કહ્યું કે હું પણ તે સ્થળે જવાનો છું તેથી સંગાથ થશે. બે દિવસ પછી આવવાનું કહી સન્યાસી વિદાય થયા.

૮

કેસરના ઉપરનો શુધ્ધ પ્રેમ વધવા લાગ્યો. "પોતે હજુ પણ અવિવાહિત છે અને આ કન્યારત્ન મને મળે તો હું કેવો ભાગ્યશાળી થાઉં? તેનું લગ્ન થયું નથી તેમ ભીમસીંહજી કહેતા હતા. મારે શી રીતે વાત છેડવી? શું તેનો વીવાહ થયો છે? થયો હોય તો તેનું લગ્ન કેમ હજુ થયું નથી?" વિચારના વમળમાં યુવાન ગુંથાયો. કેસર આવી પણ તે તેણે વિચારમાં જાણ્યું નહિ. અચાનક ખડખડાટથી તે ઉંઘમાંથી ઝબકયો હોય તેમ વિચારમાંથી ખરયો, ડગમગ્યો. "કોણ કેસર?" કુમાર બોલી ઉઠયો.

"હા જી"

"કેસર, હું પુછું તે ખરૂં કહેશો?"

"હું જૂઠું બોલતીજ નથી."

"તમારો વિવાહ થયો છે?"

"હા, થયો હતો. પણ કેમ આ પ્રશ્ન?"

"બાળા, હું મોહાંધ નથી. હું ખરા પ્રેમથીજ પુછું છું. તમારો મારા ઉપર મહો઼ ઉપકાર થયો છે. કદાચિત્ હું કાંઇ ઉપયોગી નીવડું."

"હું ઉપયોગી નીવડું, એનો અર્થ શો?"

"વિવાહ થયો હતો, ત્યારે લગ્ન કેમ થયું નથી?"

"મારા પ્રથમના પ્રશ્નનો ઉતર આપો."

"તમારા લગ્નમાં કાંઇ વિઘ્ન હોય તો હું દૂર કરી શકું. તો........"

"તો—કહી કેમ અટકયા?"

"મારા ઉપર થયેલા ઉપકારનો બદલો વાળી શકું." નીચે મોંએ કુમારે કહ્યું.

"મેં કંઇજ ઉપકાર કર્યો નથી મેં મારી ફરજ બજાવી છે."

"આવી ફરજ અદા કરનાર દુનિયામાં થોડાં જ હોય છે. પણ—"

"પણ—એટલે?"

"મેં મારી કરેલી ભૂલ યાદ આવે છે અને તેથી પસ્તાઉં છું."

"શી ભુલ?"

"કહું? કંઇ હરકતતો નથી ને. ક્ષમા કરજો. મેં એક અબળાને નાહક દુઃખ દીધું છે. એનો સ્વભાવ પણ તમારા જેવો હતો અને રૂપ રંગ પણ તમારા જેવુંજ હતું. હાય! મેં મોટી ભુલ કરી છે."

"શાથી?"

"કાચા કાનથી."

"તે સુધરે તેમ નથી?"

"હાલ કેમ કહેવાય? તે બીજાને પરણી ચુકી હશે."

"અને તમે?"

"હું તેની જપમાળ જપતો હજુ પણ અવિવાહિત છું." ઇશ્વરે તે પાપનો બદલો અંધત્વ બક્ષીને આપ્યો હતો."

"ત્યારે શું આપ મારી પાસે કૃતજ્ઞતા પ્રકાશ કરી વિવાહનો પ્રસ્તાવ કરો છો?"

"ના, કેસર તેમ નથી. તમને ખોટું લાગ્યું હોય તો માફ કરશો. હું હવે ફરી પણ બીજી સ્ત્રીથી લગ્ન કરવાનો નથી. આપનો વિવાહ કયાં ને કોની સાથે કરેલો હતો?"

"તે મારા પિતાજીને પુછજો" કહી કેસર ચાલી ગઇ.

૯

આજે મારૂં અંતઃકરણ એકાએક કેમ આ પથિક તરફ ખેંચાય છે? એનું મુખારવિંદ જોવા મને કેમ તલસે છે? તેમની વાતચિતથી મારૂં મન લોભાયું? શું હું મારો ધર્મ ચુકીશ? ના ના. તેમ કદાપી કરીશ નહિ. હું કોઈ પણ લોભથી લોભાઇશ નહિ. જેને એક વખત મારો પ્રાણ અર્પણ કર્યો છે તે જ મારો પતિ—તે જ મારો ઈશ્વર અને તેજ સર્વસ્વ. આ ભવમાં તો હજુ સુધી કાંઇ પાપ કર્યું નથી તો કયા પાપને લીધે હું અભાગણી પતિહિન છું. મારા પિતાજી, મારા માટે હમેશાં દીલગીર રહે છે અને માતાજી મને જોઇ આંસુ પાડે છે. વૃધ્ધાવસ્થામાં માત પિતાને હું દુઃખરૂપ થઇ પડી. બંને ભાઈઓ લડાઈમાં મરાયા તેનું દુઃખ પિતાજીને લાગ્યું નહોતું લાગ્યું પણ મારા તરફનું દુઃખ તેમને સાલે છે. ભાઇઓ હયાત હોય તો આ વખત ન આવત. મારૂં લગ્ન થયું હોત તો તેમને નિરાંત હોત અને સુખેથી ઇશ્વર ભજન કરત. પણ હાય! હું અભાગણી જ તેમના સુખમાં કંટકરૂપ થઇ પડી. લગ્નમાં વિઘ્ન આવી પડયું. વીરસીંહને હું સિંહ માનતી.........ના છે જ, પણ તેજ સિંહે શિયાળવાંની શિખામણથી આ વખત આણ્યો છે. આ પથિકની વાતચિત કંઇક અંશે મળતી આવે છે તો—તો—તો—એ એ તો ન હોય! ના, ના, જીવ કેમ ખોટો વિચાર લાવે છે. આ તો અંધ હતો. મારા વીરસિંહને ઈશ્વર કૃપાથી તેવું દુઃખ થયાના સમાચાર મળ્યા નથી. આને તો હું મેળામાંથી લાવી છું. વીરસિંહ મેળામાં એકલા કેમ હોય? ગમે તેમ પણ હું ભુલી. એ પથિકને નામ ઠામ પૂછવું ભૂલી. ઠીક છે વળી પુછી લઇશ એટલે તે કોણ, કયાંના છે અને મારા જેવી કઇ અભાગણી સ્ત્રીનો દ્રોહ કર્યો છે તે જણાશે. મારાથી બનતા સુધી તે સ્ત્રીનું કલ્યાણ કરવાનો કોલ લઇશ. પુરૂષો પણ કેવા હૈયાના! રજપૂતો કેવા કાચા કાનના! એ લોકો કેવા વિઘ્નસંતોષી! પોતાના અલ્પ લાભ કે ખોટા માન અકરામ માટે દેશનું કેમ અકલ્યાણ ઇચ્છે છે! બીજાને પાડવા માટે ખાડો ખોદે છે અને તેમાં પોતે જ પડે છે. આંખ છતાં કેવા અંધ! હિત અહિત ન વિચારતાં શત્રુઓ માટે રસ્તો ખુલ્લો મુકે છે!!

૧૦

બીજે દિવસે સન્યાસી પધાર્યા. આજે કંઈક વિચિત્ર પોશાક ધારણ કર્યો છે. બગલમાં સોનાની મુઠવાળી રેશમી રૂમાલમાં વિંટાળેલી તલવાર ભગવા લુગડાનાં આચ્છાદનમાં દબાવી છે. હાથમાં દંડના બદલે અજીતગઢના રાજચિન્હવાળી ધજાવાળો ભાલો છે, અને ધ્વજાને પણ ભગવા લુગડાથી બાંધી છે. દાનગી વેશમાં હોવાથી કોઇ પણ પીછાણી શકતું નહોતું. માનસિંહ તે જાણતો હતો. રાણીશ્રીએ એ માગું સ્વીકાર્યું રાણીને પાછી પાડવા માનસિંહના મિત્રો અને પિતરાઈ ભાઈએ ખટપટ જગાવી. વીરસિંહને એ કન્યા માટે ખોટું ભેરવ્યું. વીરસિંહે લગ્નનો અનાદર કર્યો. બે ત્રણ માસે વીરસિંહ અચાનક અંધત્વ પામ્યો. જે કન્યાનું માગું કર્યું હતું તેનું નામ કેસરબા છે. હજુ એ જ મારો પતિ એમ માની રાજસિંહની વીર પુત્રી વીરસિંહની માનસિક પૂજા કરે છે. તેનાં માબાપ દુઃખી હૃદયે તેના સામું જુએ છે અને ઝુરે છે."

૧૧

"પણ સુખી વખત નજીક આવ્યો છે. મા બાપ આનંદ પામશે અને વરકન્યા જોડાશે. ભાઇઓ એક બીજાને હવે થોડા જ વખતમાં મળશે. શંકર પ્રભુ મારી અરજ સાંભળશે." કહી સન્યાસી જરા થાક ખાવા, સૌના ચહેરા જોવા લાગ્યો. દરેકના મનમાં કેવી અસર થાય છે તેની ચિકિત્સા કરવા લાગ્યો.

"મહારાજ! માનસિંહ હાલમાં ક્યાં છે?" વીરસિંહે એકદમ પ્રશ્ન પૂછ્યો.

"તમે હજુ પણ ખરા હૃદયથી ચાહો છો!"

"મારૂં હૃદય શી રીતે બતાવું? ઠીક, લ્યો જુઓ તે મારી રગેરગમાં છે કે નહિ." કહી શરીર પરનાં કપડાં કાઢી તલવારની અણીથી હૃદય ખોલવા જતો હતો.

"સબુર, એ રીતે ન જોવાય. પ્રસંગ આવે જણાશે.

"ભીમસિંહજી આપ સૌ અજાયબ ન થશો. માનસિંહે તમારા દુઃખની વાત સાંભળી વીરસિંહને સમજાવવા વિચાર કર્યો પણ એકાએક રાણી સમક્ષ ન જવું ધારી વીરસિંહને વીરાષ્ટમીના મેળામાં તેડાવ્યો હતો. દૈવેચ્છાએ શું થયું તે સૌ જાણો છો. વીરસિંહ, આજ રાણા રાજસિંહ ને તેનું કુટુંબ, અને જેને લીધે તમારૂં અહિત થયું છે તે આ અધમ માનસિંહ." કહી ફેંટો કાઢી નાંખ્યો.

"કોણ મારા વડિલ શ્રી માનસિંહજી!" વીરસિંહ એક બાળકની માફક ઉછળી કોટે બાઝી પડ્યો. ભાઈએ ભાઇ મળ્યા. કન્યા હાથે ઇચ્છીત પતિનું રક્ષણ થયું. સૌ આનંદ પામ્યા. અજીતગઢથી રાણીશ્રીને તેડાવ્યાં. માનસિંહને જોઇ રાણી રડી પડયાં અને તેનું માથું પોતાની છાતી સાથે દબાવી ખુબ ખરખરો કર્યો. કેસરનું લગ્ન થયું અને સૌ આનંદ સાથે અજીતગઢ ગયા.

નડીઆદ — લલ્લુભાઈ ગો. પટેલ.

## एक वीर रजपूत राणी.

જે વખતે દિલ્હીના સિંહાસનનો અધિપતિ શાહજહાં હતો તે વખતે દીલ્હી દરબારમાં અને અમીર ઉમરાવોમાં જોધપુરના મહારાજા યશવંતસિંહજીનો ઘણો આદર સત્કાર થતો હતો. મહારાજા યશવંતસિંહજી ઘણા પ્રતાપી અને શુર શિરોમણી હતા. ઔરંગઝેબ દિલ્હીનું રાજ્ય મેળવવાની મહત્વકાંક્ષાથી મ્હોટું લશ્કર લઇને દીલ્હી પર હલ્લો કરવાને આવતો હતો. આ ભયંકર સમાચાર સાંભળીને મહારાજા યશવંતસિંહજીને પાયતખ્ત દીલ્હીનો બચાવને માટે વિર રજપૂતોના એક વિશાળ સૈન્ય લઇને નર્મદાના કિનારા ઉપર તેને અટકાવવાને મોકલ્યા. ઔરંગઝેબની રાહ જોવા લાગ્યા. એટલામાં રાજ્યલોભી ઔરંગઝેબ પોતાના વિશાળ લશ્કર સાથે રજપૂતોને ભેટ્યો. ભયંકર યુદ્ધ થયું. તેમાં ૨૦૦૦૦ રજપૂતો માતૃભૂમિનું રક્ષણ કરતા સ્વર્ગના અધિકારી થયા. વિજય લક્ષ્મીએ ઔરંગઝેબને આગળ વધવાનું નિશાન બતાવ્યું. મહારાજા યશવંતસિંહજીએ ખિન્ન હૃદયે પોતાની રાજ્યધાની જોધપુર તરફ પ્રયાણ કર્યું. અત્યારે આ વીર રજપૂત રાજા ચિંતાની ચિતામાં બળીને ભસ્મ થાય છે! એટલામાં જ એક રજપૂત સરદાર સામેથી આવે છે. મહારાજાને આવતા જોઇ પોતાની ખુશી દેખાડે છે. સરદાર ઉત્સાહથી પુછે છે, કેઃ મહારાજ શું સમાચાર?

યશવંતસિંહજી ગભરાયલે ચ્હેરે જવાબ આપે છેઃ-પરાજય! સરદાર કહે છેઃ ઇશ્વર ઇચ્છા બલીયસી. તમે હયાત છો તો પુનઃ વિજય મેળવી શકશો. પધારો. રાજમાતાના મનનું શાન્તવન કરો અને રાજ્યની રક્ષા કરો.

મહારાણીને સમાચાર મળ્યા કે રજપૂતોનો યુદ્ધમાં પરાજય થયો અને મહારાજા યશવંતસિંહજી રણભુમિનો ત્યાગ કરીને રાજ્યધાનીમાં પધારે છે.

આ સમાચાર સાંભળી મહારાજાનો સત્કાર કરવાને બદલે એવો હુકમ કર્યો કે શહેરના દરવાજા બંધ કરો. એવા કાયર પુરૂષના મુખ દર્શન કરવા કરતાં આત્મઘાત કરવો એ શ્રેષ્ઠ છે. મને ખબર નહોતી કે જોધપુરના મહારાજા મેવાડના વંશના થઇ કાયરને છાજે એવું પગલું ભરશે. મહારાણીએ જીવતાં બળી મરવાનો વિચાર કર્યો. હજુ પણ શહેરના દરવાજા ઉઘડયા નથી. અંતે મહારાણીએ પતિસેવા એ જ મહાન પ્રભુની સેવા કરવા બરાબર છે એ સિધ્ધાંતને માન આપીને મહારાજાના દર્શન કરવાને આતુરતાથી દરવાજા ઉઘડાવી બહાર નીકળી. બહાર નીકળતાં જ મહારાજના ચરણમાં પડી. પોતાના અપરાધની ક્ષમા માગી. ત્યાર બાદ લડાઇમાં જખ્મી થયેલા સૈનિકોની આગતા સ્વાગતા કરવા લાગી.

જ્યારે ઔરંગજેબ દીલ્લીનો અધિપતિ થયો ત્યારે એના મનમાં પહેલો વિચાર તો એ થયો કે જ્યાં સુધી યશવંતસિંહનો અને તેના આખા કુટુંબનો નાશ ન કરૂં ત્યાં સુધી મને રાજ્ય ચલાવતાં ઘણા ભયંકર પરિણામો વેઠવાં પડશે. એ કાંટાને તો મૂળમાંથી જ કાપી નાંખવો જોઇએ. માણસ ધારે છે કાંઇ ને પરમાત્મા કરે છે કાંઇ. એટલામાં જ કાબુલમાં વિદ્રોહ ઉત્પન્ન થયો. આ ચિત્ર જોઇ ઔરંગજેબે યશવંતસિંહને પોતાના પ્રતિનિધિ તરીકે ત્યાં મોકલવાનો નિશ્ચય કર્યો. કારણ કે કાબુલના પહાડી પ્રદેશો યશવંતસિંહ સિવાય કોઇ તાબે કરી શકે એમ નથી.

***

આ સમયે યશવંતસિંહને કાબુલમાં જવું એ પણ એક મહત્વની વાત હતી. ત્યાં જવાથી જીવનની દોરી તૂટવાનો ભય રહે છે. તો પણ પોતાના વચનને ખાતર મહારાજાએ જવાનો વિચાર કર્યો. ત્યાર બાદ જોધપુરનો રાજ્ય કારભાર કુમાર પૃથ્વિસિંહને સોંપીને, એ પ્રધાન-સેનાપતિએ થોડાક બહાદુર લડવઇયાઓ અને મહારાણીને સાથે લઇ કાબુલ તરફ પ્રયાણ કર્યું. આ વખતે મહારાણી મેનામાં નહિ બેસતાં એક બહાદુરને શોભે એવા એક ઘોડા ઉપર સ્વાર થઇ હાથમાં ભાલો, કમ્મરે તલવાર અને શરીર પર બખતર પહેરી કોઇ વીર યોદ્ધાનો પ્રકાશ પાડવા લાગી. રસ્તામાં ઘણુ કષ્ટ સહન કરતાં કરતાં થોડા વખતમાં કાબુલ પહોંચ્યા. વિગ્રહ શાંત કરીને રાજ્યકાર્યભાર કરવા લાગ્યા.

બાદશાહ ઔરંગજેબ પોતાના પૂર્વ નિશ્ચય પ્રમાણે કપટ કરીને કુમાર પૃથ્વિસિંહને તેની રાજ્ય વ્યવસ્થાથી ખુશ થઇ માન આપવાના નિમિત્તે દિલ્હીમાં બોલાવ્યો. ત્યાં તેને યોગ્ય માન આપી દરબારમાં બોલાવ્યો, અને તેની ખુશાલીમાં આગળથી સંકેત કર્યા પ્રમાણે ઝેરવાળો પોષાક પહેરવા આપ્યો. પૃથ્વિસિંહ તે પોષાક પહેરીને દરબારમાં ગયો. ત્યાંથી પોતાને સ્થળે આવ્યો ને અર્ધ પહોરમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યો.

આ ભયંકર સમાચાર કાબુલમાં મહારાજા યશવંતસિંહને પહોંચ્યા. વીર યશવંત આ સમાચારથી ઔરંગજેબનું દુષ્ટ કૃત્ય જાણી ગયો. અને તેથી પુત્ર શોક કરતાં અને ઔરંગજેબને સહસ્ત્રાવધી શ્રાપ દેતાં પુત્રની પાછળ થોડીજ મુદતમાં સ્વર્ગ સિધાવ્યા. વાચક! હજી પણ લોભી ઔરંગજેબની દુષ્ટ પ્રતિજ્ઞા પૂર્ણ થઇ નથી. તેને તો મહારાણા યશવંતનું નામ નિશાન પણ રાખવું નથી. અને તેથી મહારાણી જેઓ મહારાજાના પંચત્વ સમયે સગર્ભા હતાં તેનો પણ નાશ કરવાનો વિચાર ધાર્યો.

અંતે બાદશાહ ઔરંગજેબને નિરાશાજ પ્રાપ્ત થઇ. કેટલાક વીર રજપૂતોને સાથે લઇને મહારાણી પેશાવર ગયાં. ત્યાં બીજા રજપૂત સરદારોની મદદથી તેઓ જોધપુર તરફ ઉપડી ગયા. નશીબ બે ડગલાં આગળનું આગળ જ હોય છે. રસ્તામાં જ ઔરંગજેબ થોડુંક લશ્કરને લઇને ઉભો હતો. કારણ કે મહારાણીએ પુત્રને જન્મ આપ્યો છે એ વાતની એને ખબર હતી. પણ જેને રામ રાખે તેને કોણ મારે? એ જ પ્રમાણે એક મુસલમાન સરદારે ભ-

વિધ્યના બાળ રાજાને પોતાના ટોપલામાં બેસાડીને જલદી ચાલવા માંડયું. અહિં રજપૂતો અને મુસલમાનો લડવા લાગ્યા. આખરે ઔરંગઝેબ હાર્યો અને મહારાણી જીત્યાં. મહારાણીના શરીર પર તરવારના એ ઘા ઘણા જ સખત થયા હતા. છતાં પણ એ વીર રમણી, પોતાની બહાદુરી બતાવવા, પોતાના દેશનું કલ્યાણ કરવા, અને રજપૂતોની પવિત્ર કીર્તિને ઉજ્વલ કરવા હિમ્મતથી આગળ વધી દુશ્મનોને નસાડતી હતી. આ રાજપૂત વિરાંગનાએ વિરત્વતાથી જે યુદ્ધ કર્યું તે જોઇ મ્હોટા મ્હોટા વીર પુરૂષો પણ તેને શાબાશી આપવા લાગ્યા. ધન્ય ધન્ય કહેવા લાગ્યાં.

* * *

મહારાણી અને રજપૂત સરદારો પેલા મુસલમાનની પાસે આવ્યા. પોતાના રાજકુમારને લઇ લીધો અને આભાર માની મેવાડ તરફ ચાલવા લાગ્યા. મહારાણીના શરીર પર પડેલા તલવારના ઘા રૂઝાઇ ગયા. પણ ઔરંગઝેબના અપમાનકારક શબ્દો રૂઝાયા નહિ. રાજકુમાર પુખ્ત ઉમ્મરે પહોંચતાં જ ઔરંગઝેબના કર્મનું ફળ આપવા તૈયાર થયો. ઘણી લડાઇઓ કરી અને એનું છેવટનું પરિણામ એ જ આવ્યું કે મહારાણીના જીવનકાળમાં જ મહા ભારી મોગલ રાજ્યનો સૂર્ય અસ્ત થયો.

મહારાણીજી વૃદ્ધાવસ્થાને લીધે સ્વર્ગના અધિકારી થયાં.

આ દેશની વીર રજપૂતાણીઓએ એવા અનેક ધર્મયુધ્ધો કર્યાં છે. વીર પુરૂષોની છાતી ધડકાવી નાંખી છે. તેમને રણમાંથી પાછા હઠાવ્યા છે. એ વીર રમણીઓના યશોગાન ગાતાં ગાતાં અમારૂં હૃદય ભરાઇ આવે છે. ઇતિહાસનાં દરેક પાનાં એવી આર્ય રમણીઓનાં યશોગાનથી સુવર્ણ અક્ષરે ચળકી રહ્યાં છે. અત્રે એ વીર રમણીઓના ચરણ કમળને સ્પર્શ કરી વારંવાર ધન્યવાદ આપીએ છીએ.

दीनानाथ व्यास.

## कापडनो उद्योग.

માણસના જીવનમાં જોઇતા ખપમાં કાપડ એ એક મુખ્ય ખપની વસ્તુ છે. ત્યારે તે પેદા કરવી એ માણસની ફરજ છે. જેમ જેમ માણસને કેળવણી પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ કાપડ ઉંચા પ્રકારનું ઉપયોગમાં લાવવા સારૂ તેની ઇચ્છા પ્રબળ થતી ગઇ. તે સાધન પુરૂ કરવા સારૂ બાહારના દેશથી પણ તે ચીજો મંગાવવાની એને ફરજ પડતી ગઇ. જેમ જેમ કેલવણીનો લાભ વધારે મલતો ગયો તેમ તેમ તે સાધનો પોતાનાં દેશમાં તૈયાર કરવાની તેની ઉત્કંઠા થવા માંડી, અને ચઢતે ઉતરતે પાયે તે અમલમાં મુકવાને તે શકિતવાન થતો ગયો.

આપણને દરેક દેશનો ઇતિહાસ જોતાં એવી સ્થીતિનું દિગ્દર્શન થયા વગર રહેશે નહિ. જ્યારે આપણો દેશ કેળવણીના ઉંચા શીખર ઉપર પ્હોંચ્યો હતો ત્યારે એજ દેશ બીજા બધા દેશોને કાપડ પૂરો પાડતો હતો. તેમજ ઉંચા પ્રકારનું કાપડ ચીન દેશથી આવતું હતું. આવી એક રોજ ખપતી વસ્તુનું મહત્વ થોડા લોકોજ સમજતા હશે. પરંતુ વીલાયત વગેરે દેશોમાં આ ઉદ્યમ ખીલવવાને જે જે ઉપાયો યોજવામાં આવે છે તે જોઇ આપણને શરમાવું પડે છે કારણ વીલાયત કરતાં જે સારા સાધનો આપણને છે એવા સાધનો ઘણાંજ થોડા દેશને હશે.

ત્યારે આ ઉદ્યમ દીવસે દીવસે ચઢીઆતો થવાને બદલે નબળો પડતો જાય છે, તેના કારણો જોતાં ખુલ્લી રીતે આપણેજ દોષને પાત્ર છીયે. લેંકેશાયર માનચેસ્ટર વીગેરે મથકો કાપડ વણાટના કામમાં આગળ છે અને ઘણા ખરા દેશોને તે કાપડ પુરૂં પાડે છે. ત્યારે ત્યાના કાપડ વણાટના કારખાનાની તથા આપણા મુંબાઇના કારખાનાની સરખામણી આપણે કરીયે તો આપણા સાધનો તેનાં કરતાં ચઢીઆતાં છતાં આપણે કેટલા પાછળ છીયે તે ખુલ્લી રીતે માલુમ પડશે.

આપણાં હિંદુસ્થાનમાં જે કારખાનામાં વધારે વણાટના સાંચાઓ છે ત્યાં મજુરી દર માસે આશરે રૂ. ૧૦ થી ૨૦ સુધી આપવી પડે છે. ત્યારે મેન્ચેસ્ટર અને લેંકેશયરમાં દર માસે આશરે ૨૦ થી ૨૫ શીલીંગ દર અઠવાડીયે આપવા પડે છે. એટલે દર માસે રૂ ૬૦ થી ૭૫ આપવા પડે છે તે આપણાં કરતાં ૪ થી ૬ ઘણા વધારે છે.

ઈંગ્લાંડમાં દરેક માણસ ૩૦૦ કામના દહાડામાં ૧૬૪૦૦ વાર કાપડ આપે છે એટલે, ૫૦ અડવાડીઆમાં અથવા ૨૭૭૫ તાસમાં એટલે આશરે ૩૩૦ વાર દર અઠવાડીઆમાં અથવા દર માસે ૫૦૯૪ વાર કાપડ આપે છે. ત્યારે આપણે ત્યાં દરરોજ આશરે ૫૦ થી ૬૦ વાર કાપડ નીકળે છે. એટલે એટલે ૩૦૯ કામના દહાડામાં એટલે ૫૧ અઠવાડીયામાં અથવા ૪૧૨૦ તાસમાં ૧૫૪૫૦ વાર નીકળે છે. અથવા ૩૦૦ વાર અઠવાડીએ એટલે ૩૭૫ વાર દર તાસે (કલાકે) કાપડ નીકલે છે. આ પરથી સ્પષ્ટ જોવામાં આવશે કે જ્યારે આપણે ત્યાં દર કલાકે ૩૭૫ વાર કાપડ નીકલે છે. ત્યારે મેનચેસ્ટર વીગેરે ત્યાં ૭૯૪ વાર નીકળે છે. અત્રેનાં સાંચાઓ ત્યાંના સાંચા કરતાં કાંઈ ઓછા ચાલતા નથી ત્યારે આટલો બધો ફરક કેમ, આ પ્રશ્ન સ્વભાવિક રીતે ઉત્પન્ન થાય છે, પરંતુ ઉપલી બીના ઉપરથી ખુલ્લું થાય છે જે આપણા મીલ મજુરો કેવું ધ્યાન આપી કામ કરે છે, જો તે સારૂ ધ્યાન આપી કામ કરે તો ત્યાંના કામદાર વર્ગ પ્રમાણે કામ કરી શકે. જ્યારે લેંકેશાયરમાં મેન્ચેસ્ટર વિગેરેવાળાને રૂ અમેરીકા ઈંડીઆ વિગેરે બહાર દેશથી ખરીદવું પડે છે. ત્યારે આપણને તેને વાસ્તે બીજા દેશપર અવલંબીને રેહેવું પડતું નથી. બહારથી રૂ મંગાવી જે મંગાવવાને વાસ્તે નુર બીજું કમીશન વગેરે ખર્ચ ચઢી તેના વણાટના ખર્ચ ચઢાવી પાછો તેજ ખર્ચ ચઢાવી અત્રે પાછા આવે છે. અને આપણા દેશોમાં બનાવેલા કાપડ કરતાં સસ્તુ આપી શકે ત્યારે શું તે લોકો ખોટ ખાઈ વેપાર કરે છે ? ના પણ તે લોકોની કામ કરવાની પદ્ધતી, સંપ વીગેરે મુખ્ય કારણને લીધે તે ચઢીઆતા થયા છે ત્યારે આપણે-અમે, સાંભળીએ છીએ કે આ મીલની સ્થીતિ ખરાબ છે ત્યારે પેલી મીલની સ્થીતિ ઘણીજ નાજુક હાલતમાં છે વીગેરે તેનું મુખ્ય કારણ જન સમાજની ધ્યાન બહાર નથી. રૂ જેનો મોટો જથ્થો જાપાન તથા કાન્ટીનેન્ટમાં પુરો પાડી અત્રેની મીલોને પણ પુરો પાડે છે ત્યારે રૂનો પાક ઓછો થતો નથી અમેરીકન રૂ કરતાં આપણું રૂ સસ્તું છે. થોડા દહાડા ઉપર વાંચ્યું હશે કે અમેરીકાએ જે લાખો ગાંસડી રૂ લેવા માંડી છે તેનું મુખ્ય કારણ સસ્તાઈ. આટલા બધા લાભો છતાં આપણને કાપડ મોઘું મળે તે મળેજ. તે શીવાય અત્રેના કારખાનાવાળાને પાણી વગેરે જે જકાત આપવી પડે છે તે ત્યાનાં કરતાં ઘણીજ ઓછી હોય છે. મુંબાઇ કરતાં બહાર ગામમાં જે મીલો છે, તે ચલાવવાનો ખરચ બહુજ થોડો હોય છે; કારણ ત્યાં મજુરી સસ્તી, પાણી મફત તથા બાળવાના સાધનો સસ્તાં હોય છે.

આજ કાલ મીલની સ્થીતિ બહુજ નબળી થતી જાય છે. અને આપણા મીલ માલીકો તેનાં કારણો શોધી નહી કહાડે તો તેનું ભવીષ્ય ઘણુંજ માઠું નીપજશે. સુતરનો ઘણો ખરો ઉપાડ આજ સુધી ચીન કરતું ગયું છે. પણ દહાડે દહાડે તે ઓછો થવાનો ભય વધતો જાય છે.

આપણા લોકોને કાપડ બ્હારથીજ મંગાવવું સસ્તુ પડે છે, આનું કારણ શું તે જો મીલ માલીકો ઉંડો વિચાર કરે તો સ્હેજ માલમ થાય, તેમ નથી. આપણા હિંદુસ્તાનનો મીલ મજુર આખર મજુરીમાં રહી મરી જાય છે ત્યારે યુરોપનો મજુર મેનેજરનો હોદ્દો ભોગવવાને લાયક થાય છે. તેનું કારણ ત્યાંના મજુરો કામ શીખવાની હોંસથી મન લગાડી કામ કરે છે. અને ઘણે ભાગે કેળવાયલા હોય છે. ત્યારે આપણા કારખાનાના મજુરોમાંનો કોઈ ભાગ્યેજ કેળવાયલો હોય છે. તેમજ કારખાનાના માલેકો પોતાનું કારખાનાનું કામ સારી રીતે જાણે છે ત્યારે આપણા-

તરફથી અભિપ્રાય માટે મળ્યો છે. પારસી ભાઇઓ જેમ બીજા કામમાં સાહસિક છે તેમ વાંચનનો ફેલાવો કરવામાં પણ સાહસિક જ છે. પુસ્તકો, વર્તમાન પત્રો અને માસિક પત્રો સંખ્યાબંધ પ્રકટ કરે છે અને પારસી વાંચક વર્ગ તરફથી તેને ઉત્તેજન પણ મળતું જ જાય છે. આ પત્રના પતેતી અંકમાં નવરોઝ મુબારક, મુબારક પતેતી, એક ડાકટરના પ્રપંચ, મેડ હાઉસ. સાચી પ્રિત તે આજ, પતેતીનો પરોણો, પુરસદનાં ફાંફાં, પારસી કોમનો નબળો પડતો બાંધો, ઠાંગે મારેલાં પાણી છુટાં પડે? લગ્ન, એ લેખો ઉપરાંતનું "નુરજહાંન" ની ચાલુ વાર્તા પારસી વાચક વર્ગનું ધ્યાન ખેચે એવા છે. પારસી માસિકોમાં હમેશાં બે ઘડી રમુજના લેખો પ્રકટ થાય છે તેમ આ માસિક પત્રમાં પણ "નાપાક દુકતાઓનાં ચેડાં! રમુજે દિલપસંદ વિગેરે જોવામાં આવે છે. ઉપરાંત ત્રણેક અંગ્રેજી લેખો પણ છે. અમે તેના અધિપતિ મી૦ કરાઇ ઉપરાંત તેના લેખકો મી૦ ખ. બ. ક, મી૦ માણેકશાહ દીનશાહ મીસ્રી, મી. શમ્સ-ઉલ-ઓલમા જી. જ. મોદી બી એ. મી૦ ભાગલીયા, મી૦ હો. બ માદન મી૦ દા. એ. તારાપોરવાળા, મી૦ બલસારા તથા બાનુઓ મિસ ભી. પાલમકોટ, અને બાઇ જરબાનુ કોઠાવાળાને ધન્યવાદ આપીએ છીએ. આ માસિકમાં હમેશાં ચિત્રો પણ આપવામાં આવે છે. ટાઇટલ પેજ ઉપર આર્ટની નજરે ઇરમનો બગીચો ગોઠવેલો જોવા લાયક છે. પર થી ૬૪ પાનાનાં માસિક પત્રનું લવાજમ રૂ. ૩-૮-૦ પોસ્ટેજ સાથે છે * અમારા વાંચક વર્ગમાંથી જેઓને પારસી લેખકોના લેખો વાંચવાનો શોખ હોય તેમણે આ માસિક પત્રનો લાભ લેવા ભલામણ છે. આ માસિકના ગ્રાહક થનારને "ધર્મી જોડાંની ગેબી ફતેહ" નામનું એક રૂપિયાની કીંમતનું પુસ્તક ભેટ દાખલ મળે છે.

* મળવાનું ઠેકાણું: નં. ૧૯ ચર્ચગેટ સ્ટ્રીટ-કોટ-મુંબઇ.

### ભરૂચ મિત્રઃ—

ભરૂચ મિત્રનો-દિવાળીનો ખાસ અંક—ગુજરાતના મધ્ય ભાગમાં આવેલા ભરૂચ શહેરમાંથી પ્રકટ થતા આ સાપ્તાહિક પત્રનો "દીવાળીનો ખાસ અંક" અભિપ્રાયાર્થે મળ્યો છે. આ ન્હાનકડા શહેરમાં પણ સાહિત્ય પ્રિય શ્રીયુત ત્રિકમલાલ હરિનાથ ઠાકોર કે જેઓ ઉકત પત્રના તંત્રી છે તેઓએ આ અંક પ્રકટ કરી પોતાનાં ગ્રાહકોની સારી સેવા બજાવી છે. એ અંકના મુખ પ્રષ્ટ ઉપર એક હિંદુ સ્ત્રી હાથમાં પુજાની સામગ્રી લઇ ઉગતા સૂર્યની પૂજા કરવા ઉભેલી જણાવી છે. તે ઉપરાંત ભરૂચ જીલ્લાના પ્રજાપ્રીય કલેકટર મી૦ ઓટો રોથફીલ્ડ, વિગેરે આગેવાનોની છબીઓ અને લેખોમાં શુકલ તિર્થ અને કબીર વડ, ભરૂચમાં પારસીઓ કયારે આવ્યા, વાંકડા કંઠીનો વર, ભરૂચ ત્હારૂં કાળચક્ર, ભરૂચમાં દાનની નવા જમાનાની દિશા, વિગેરે લેખો તથા કવિતાઓ વાંચક વર્ગનું ધ્યાન ખેંચે એવી છે. કેટલીક છબીઓ નામ મોટાં જેવી પ્રકટ થઇ છે પરંતુ કર્તવ્યને વશ થઇને પ્રકટ થયલી હોવાથી ક્ષમ્ય છે. ભરૂચી પ્રજા આવા પ્રયાસોને ઉત્તેજન આપશે તો પ્રકાશક મહાશય એથી પણ વધુ સારો પ્રયાસ કરશે એવી અમારી માન્યતા છે.

ભરૂચ મિત્ર પત્ર તેના પારસી માલેકના વખતમાં એક વખત મરણ પથારીએ હતું તે વખતે તેને પાંચ વર્ષને માટે આ પત્રના વ્યવસ્થાપકે પોતાના વ્યવસ્થાપકપણામાં લઇ તેની જાહોજલાલી વધારી હતી.

### ગુજરાતિપંચનો દિવાળીનો ખાસ અંકઃ—

આ પત્રના ઉમંગી તંત્રી શ્રીયુત સોમાલાલ મંગળભાઇ શાહ તરફથી 'ખાસ અંક"નો આ દ્વિતીય પ્રયાસ છે. ગત્ વર્ષ તેઓએ ગુજરાતમાં આવો ખાસ અંક કહાડવાની પહેલ કરી હતી અને તેને ગુજરાતી—અમદાવાદી—પ્રજા તરફથી સારો આશ્રય મળ્યો હતો. આ વર્ષના અંકમાં પણ જુદી જુદી

સંગ્રહ કરવા લાયક છબીઓ અને લેખોનો જથ્થો પ્રકટ કર્યો છે. મુખ પ્રૃષ્ટ ઉપર પ્રકટ થયલી "ગુર્જરીને" વાળી લોકપ્રિય કવિતા વાચકને પોતાની માતૃ ભુમિનું ભાન કરાવે છે. આપણા લોકપ્રિય શહાનશાહ સ્વ. સપ્તમ એડવર્ડ, નવા શહાનશાહ ના૦ પંચમ જ્યોર્જ, શહાનશાહબાનુ મેરી વિગેરેની ૫૯ છબીઓ ઉપરાંત જુદા જુદા વિદ્વાનોને હાથે લખાયલા વાંચવા લાયક લેખોમાં: ગૃહરાજ્યના મનોરથ, હિન્દ બાળકોને દીપનો સંદેશ, જીવન સંદેશ, નુતન વર્ષની આશિષ (કવિતાઓ) પ્રેમમુક્તિ, સતિસુલક્ષણા, આજનો પવિત્ર દિવસ, એક ચિત્ર, બેસતા વર્ષની એક ભીક્ષા, વિદ્યાર્થીઓની સેવા કરવાનો એક નવો રસ્તો, ગૃહશુધ્ધિ, અંધાપો અને તેની અડચણો, ભૂત પ્રેતનું અસ્તિત્વ, જેન્ટલમેન કોને કહેવો? રેડીયમ, નિવારણીય અંધાપો. પ્રેમ વિવાહ, આપણી ઉન્નતિના દ્વારની ખરી કુંચી, હિંદુસ્તાનમાં સ્વદેશી હીલચાલ, ન્હાની વહુ (વાર્તા), બહાદુર મીચલ, અમદાવાદનો પ્રાચીન ઈતિહાસ, જૈન ધર્મની ઑરિતકતા, ડીટેકટીવની ફતેહ, સેવાને માટે શું આવશ્યક છે, રામાયણ વાંચતાં ઉદભવતા વિચારો, હિંદના ત્રણ નામાંકિત શહાનશાહ, બાળકોને બહાદુર કેમ બનાવવાં. બાદશાહી વખતની હવેલી, વિગેરે લેખો ગુજરાતી બંધુઓએ અવશ્ય વાંચવા જેવા છે. આ દળદાર "ખાસ અંક" ની કીમત રૂ ૦-૮-૦ છે જે તેની મહેનતના પ્રમાણમાં ઓછા છે. આ પત્રનાં ગ્રાહકોને વર્ષમાં બે પુસ્તકોની ભેટ આપવામાં આવે છે. અમે શ્રીયુત સોમાલાલ ભાઈની ફતેહ ઇચ્છીએ છીએ. અને વાંચક વર્ગને ભલામણ કરીએ છીએ કે આ "ખાસ અંક" અને ગુજરાતી પંચ પત્રને ઉત્તેજન આપી સાહિત્ય સેવકોનો ઉત્સાહ વધારવો.¶

### ગુજરાત સમાચારનું ૧૯૬૭નું પંચાંગઃ—

વડોદરામાંથી ગુજરાત સમાચાર પ્રેસ નામના છાપખાનાના સાહસિક અને ઉમંગી માલેકે ૧૯૬૭ નાં પંચાંગો પ્રકટ કર્યાં છે. આ પંચાંગ લગભગ ૧૦૦ પાનાનું છે. તેમજ વિદ્વાન જ્યોતિષીને હાથે સંશોધન થયલું છે. "ગુજરાતી" અને "મુંબઈ સમાચાર પ્રેસ" તરફથી જેવાં પંચાંગો પ્રકટ થાય છે તેવુંજ આ પંચાંગ પણ પ્રકટ થયું છે. આ પંચાંગમાં વિશેષતા એટલી છે કે રમુજી ભાષામાં "વિદુરજીની ભાજી" વાળો લેખ વાંચનારને ગમ્મત સાથે જ્ઞાન આપે છે એટલુંજ નહિ પણ બે ત્રણ ન્હાની ન્હાની વાર્તાઓ પણ પ્રકટ થઈ છે. અને તે વાંચકને રૂચીકર થઈ પડે એમ છે. આવાં "શુધ્ધ ગુજરાતી પંચાંગો"ને ગુજરાતી પ્રજા તરફથી આશ્રય મળવાની જરૂર છે. પંચાંગની કીમત ૦-૨-૦ છે. જથ્થાબંધ લેનારાઓને કમીશન પણ મળે છે. અમે તેનાં પ્રકાશક શ્રીયુત મહાશંકર લલ્લુભાઈ શર્માને ધન્યવાદ આપીએ છીએ.*

### શિશુ ધર્મઃ—

આ ન્હાનકડું પણ બાળકો અને વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી પુસ્તક તેના કર્તા શ્રીયુત છજીભાઇ સુરજમલજી ગોહીલ (કડી-ગુજરાત) તરફથી મળ્યું છે. મ્હોટાં મ્હોટાં પણ માલ વિનાનાં પુસ્તકો કરતાં આવું એક ન્હાનું પુસ્તક પણ વાંચ્છનીય છે. બાળકો એ ભવિષ્યનાં રત્નો છે અને ત્હેને કેળવવાથી જ જીવનયાત્રા સુખમય નિવડે છે. આ પુસ્તકમાં બાળકોને માટે જુદા જુદા પ્રકારના ધર્મો બતાવ્યા છે જે બાળકોના માતા પિતાએ લક્ષમાં રાખી તે પ્રમાણે બાળકોને વર્તતાં શીખવવું જોઈએ. હમણાં તો એથી ઉલટો જમાનો ચાલે છે કે બાળકનાં માતા પિતાને પણ આવા ધર્મોની ખબર નહિ હોય! ત્યાં પછી બિચારાં બાળકોને પોતાના ધર્મો શિખવે જ કોણ? ગમે તેવી સ્થિતિ છે છતાં હવે આ દેશનાં બાળકોને પોતાના ધર્મો શિખવી વિદ્વાન, સાહસી, ઉદયોગી બનાવવાની ઘણી જરૂર છે. અને તેવી જરૂર આવાં પુસ્તકોથી પુરી પડશે. આવાં પુ-

¶ ગુજરાતી પંચ ઓ. રીચીરોડ—અમદાવાદ.

* ગુજરાત સમાચાર પ્રેસનું પંચાંગ ઠે. ગુજરાત સમાચાર પ્રેસ લાડઆડેરીના મંદિર સામે વડોદરા

સ્તકોની હજારો નકલો ખરીદી લઇ બાળકોમાં મફત કિંવા ઘણી જ સસ્તી કીંમતે વેહેંચી દેવી જોઇએ. કર્તાને ધન્યવાદ આપવા સાથે શિશુઓને અને યુવાનોને ઉપયોગી થઇ પડે એવા બીજા ગ્રંથો રચવાની અમારી ભલામણ છે.*

### બૃહત્ ભજન સાગરઃ—

આ ઉત્કૃષ્ટ પુસ્તક તેના કર્તા જ્યોતિર્વિભૂષણ પંડિતજી કાર્તાન્તિકજી શર્મા તથા રા. દામોદર જયશંકર ભટ્ટ તરફથી મળ્યું છે. આ ૪૬૨ પાનાના ગ્રંથમાં હિંદુસ્થાનના પુરાણા અને હાલના સો સવાસો બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ, અને ભકતરાજોનાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં ભજનો, પદો વિગેરેનો સંગ્રહ જોવામાં આવે છે. આપણા દેશના ભકતમહાપુરૂષોએ તૈયાર રાખી ભજનો અને પદોનો એક મહાસાગર આપણા માટે મૂકયો છે. એમાંથી ભકિત અને જ્ઞાનનો લાભ લઇ વખત મળ્યે ઇશ્વર ભજન કરવું એ આપણું નિત્ય કર્મ છે. ભકતરાજ નરસિંહ, મીરાંબાઇ, અખા ભકત, ધીરો ભગત દેવીદાસ, વિગેરેઘણાબ્રહ્મજ્ઞાનીઓ, વૈરાગીઓનાં ભજનોનો ઉત્કૃષ્ટ સંગ્રહ છે. સ્ત્રી, પુરૂષો અને બાળકોને અતિ ઉપયોગી પાકાપુઠાના સુંદર ગ્રંથની કીમત ફકત રૂા. બે છે જે વધુ નથી.§

### રાજ બોધઃ—

જૈન ધર્મના અધ્યાત્મજ્ઞાની શ્રીમાન રાજચંદ્રના ઉત્કૃષ્ટ વિચારોનો આ સંગ્રહ સ્વીકારતાં અમને આનંદ થાય છે. જૈન ધર્મના અધ્યાત્મ જ્ઞાનીઓ પંડિત લાલન, પંડિત શિવાનંદ સાથે શ્રીમાન રાજચંદ્રના વિચારો પણ જીવ માત્રના કલ્યાણાર્થે મનન કરવા જેવા છે. પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાતકાર કરવા માટે જુદા જુદા મહાપુરૂષોએ જુદા જુદા વિચારો રાખ્યા છે. પરંતુ શંકર અને બુદ્ધના વિચારો તેના અનુયાયીઓ ગમે તેટલા વેગળા હોવા છતાંએ સરખી રીતે ચર્ચાયા છે. જૈન ધર્મ તત્વનાં સિદ્ધાંતો એ મતો કરતાં કંઇક જુદી રીતે બહાર પડે છે છતાં બધાંયે સ્વિકાર્યું છે કે મનનો સંયમ કરવો. અને વિષયોમાંથી દ્રષ્ટિ ખેંચી લઇ, પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાતકાર કરવાના કામમાં લગાડવી. પરોપકાર કરવો. જ્ઞાનનો વિસ્તાર વધારવો, જ્ઞાન વધારવાથીજ અનેક પાપી અને વિષયી જીવોનું કલ્યાણ થાય છે અને તેનું શ્રેય જ્ઞાનીઓને મળે છે. બને તેટલાં યોગનાં અંગો સ્વિકારી, શરીરની સ્વસ્થતા માટે અને મનને નિર્મળ કરવા માટે તે પ્રમાણે વર્તવું. રાજબોધ પણ એજ શિક્ષા આપે છે. વળી તે કહે છે કે ઘણા દીવસથી ટેવાઇ ગયેલા મનને જે જે કુટેવો પડેલી છે તે ધીમે ધીમે સુધારવાનો યત્ન કરવો. અને મોક્ષનો માર્ગ મેળવવાનો પ્રયત્ન કરવો. આવા ઉત્કૃષ્ટ ગ્રંથો બહાર પાડવા માટે તેના પ્રકટ કર્તા શ્રીયુત લખમશી હીરજી મૈશરી બી એ. એલ. એલ બી. વકીલ હાઇકોર્ટ અને રા ડૉ. પુનશી. હીરજી મૈશરી. એલ. એમ. એસ. ને અમે ધન્યવાદ આપીયે છીએ શ્રીમંત ગૃહસ્થો જો, ઉકત મૈશરી ભાઇઓએ જેમ સ્વર્ગસ્થ બ્હેન માનકુંવરના સ્મરણાર્થે આ ગ્રંથ પ્રકટ કર્યો છે તેમ પોતાનાં "વ્હાલાંઓ" ની યાદમાં બીજા આવા ગ્રંથો પ્રકટ કરશે તો લોકોપકાર થશે. અને ઉત્કૃષ્ટ જ્ઞાનમાં વધારો થશે. આ ગ્રંથ ઉપર મૂલ્ય લખ્યું નથી.

### બાળ અમૃતઃ—

ન્હાનાં બાળકોને માટે આ દવા તેના બનાવનાર ડૉ૦ ઇચ્છાપોરીયા તરફથી અમને અભિપ્રાય માટે મળી છે. અમે એક ન્હાના બાળકને તે દવા આપી ઉપયોગ કરી જોયો છે. એ દવાના ઉપયોગ દરમ્યાન બાળકને હમેશાં શાંત નિદ્રા, માતાનાં દુધનું પાચન થવું દસ્ત સાફ આવવો અને ધીમે ધીમે શરીર પુષ્ટ થતું જણાયું છે. ડાકટર જણાવે છે કે આ દવા કેટલીક સ્વદેશી વનસ્પતિઓનો અર્ક હોવાથી અને લાંબા વખતની અનુભવસિદ્ધ હોવાથી બાળકોને નિર્ભય રીતે આપી શકાય તેમ છે. અમે અમારા વાચક વર્ગને ભલામણ કરીએ છીએ કે આ " બાળ અમૃત " તેઓએ પોતાનાં બાળકોને ખુશીથી આપવું. દરેક બાટલીની કીમત ૦-૮-૦ છે×

---

* ઠેકાણું છગનભાઇ સુરજમલજી ગોહિલ. મુ. કડી (ગુજરાત.) કી ૦-૧-૩

§ ઠેકાણું કાર્તાન્તિક પુસ્તકાલય-ગઢ સીસા (કચ્છ)

× મળવાનું ઠેકાણું:—ડૉ૦ નાથુભાઇ નરભેરામ ઇચ્છાપોરીઆ લુહાર ચાલી, પોલીસ સ્ટેશન પાસે-મુંબઇ.



અર્જુન અને બભ્રુવાહનનું યુદ્ધ.

# ભારત જીવન.

अप्रतीतो जयति संधनानि प्रतिजन्यान्युत या सजन्या ॥

૭ ડીસેમ્બર ૧૯૧૦ માર્ગશિર્ષ ૧૯૬૭ અંક ૧૨


## एज अमारो पंथ.

(ભૈરવીના લયમાં)

અમે સહુ આર્ય બંધુ વિલસંત
અનેરો ઉચ્ચ અમારો પંથ.
અમે સૌ આર્ય બંધુ વિલસંત.
આદિ અંજળ માનવ જીવનની ગૂઢ ગ્રથીનાં તંત,
ઉકેલવા એને અમ ભજશું,
યોગ ભક્તિના મંત્ર. અમે૦
નિવૃત્તિ પ્રવૃત્તિ જે લેખો તે, અગમ આર્યનાં ખંત.
તાન અમારૂં ભારતીયોનું,
જુદાં એના તંત્ર. અમે૦
જંજાળો જગની ના મોહમાં ફસાય નહિ અમ મન
કરીએ સેવા જનની વિભુની
એક જ પણ અમ રંગ. અમે૦
જગમાં જીવી જગવી જાયે જબરા જોગી સંત,
એક રાગ અમ એક જ ભજશું
યોગી બાલ બલવંત અમે૦
શીત સતમ પડશે કે ઝરશે, વર્ષા હેલી અનંત,
સ્નાન વિધિ સંધ્યા અમ કરશું,
ભણશું ગીતા ગ્રંથ. અમે૦
ગાન ગાશું ભક્તિરસ બોળાં અમર મણીને કંથ,
ગવરાવીશું વિભુ બાળકને
એ જ અમારો પંથ. અમે૦

પ્રવૃત્તિ વિલાસ-સુરત. वैकुण्ठ.

## निस्तेज झूंपडी.

ગઝલ (ભૈરવી)

પકવાનનાં લોભી તમે, ભટકો ભિખી પરઘર ભલે;
સુકી છતાં પણ ભાખરી, ઘરની મીઠી મુજને ગમે,
જુઈ જાઇ ચંએલી વિષે, મીઠી મઝા તમને મળે;
કાંટા ભર્યું પણ પુષ્પ એ, ગુલાબનું મુજને ગમે.
પ્રમાદથી પોઢો તમે, મશરૂ તણી શય્યા વિષે;
ઉજાગરે આનંદ, કંથા ધાબળી મુજને ગમે.
માખણ ઘસીને મેળવો, મોટા તમે ખેતાબને;
લુખી છતાં સ્હેજે મળે, એ નામના મુજને ગમે.
અંન્ય દેવની ઉપાસના, તમને ભલે સુખ શાન્તિ દે,
પણ મોક્ષદાયિ સેવના, માતા તણી મુજને ગમે.
પરની હવેલી ભવ્ય તે, પરિસ્તાન સમ માનો તમે;
દીન ઝુંપડી "છોટા" તણી, નિસ્તેજ પણ મુજને ગમે;

# "सनमने संदेशो"

અખીરશ[1] હાલ[2] સુતો છું.
ન કોઇ છે કને મુશ્ફીક[3]
ન કોઇ આવતું પુછવા,
પડયો છું આસીયાં[4] માફીક; ૧
સનમના મોકલેલા કંઇ,
હકીમો લાખ આવે પણ;
જઇ હાલત બતાવે ના,
ન જાણે દર્દ દીલે મન[6] ૨
કદમ પડતા સનમના 'જ્યાં,'
સુણાવું રાગ બેસી 'ત્યાં'
મુસાફીર પાસ રોઉં 'હ્યાં',
સુણે નહીં કોઇ 'જ્યાં-હ્યાં-ત્યાં' ૩
ઈનાયત[7] આટલી કરવા,
વીનવતો પંચ ભુતોને;
જગતના પ્રાણી માત્રોને,
શુક્ર સાગર તરૂઓને. ૪
ફ્રીશ્તાઓ અહીં આવો,
હવાઓ પણ મળી જાઓ;
અરે! ભગ્નાશ[8] દીલ ના લફ્ઝ,[9]
ટુકડા સાથ લઇ જાઓ. ૫
બનો કાસદ[10] અગર વહાલા,
સનમને ફક્ત એ કહેવું;
"સહ્યું છે મેં ઘણુંએ કંઈ,
હવે બાકી નથી સ્હેવું:" ૬
"નથી તાકત જીસમમાં[11] કે,
"ઉઠીને હું કરૂં તહરીર:[12]
"સીવા 'યક ભીખ'ની મારી,
"હવે બાકી નહીં કો તદબીર. ૭
"જરા દમ બાકી છે ઝાલીમ,
"નજર કરવી તુને લાઝીમ;
"નહીં કોઈ મર્ઝનો[13] મારા,
"મળે અહુવાલનો રાકીમ.[14] ૮
"હજારો હીકમતો કરતાં,
"ફરી દીદાર[15] નહીં દેખે;
"નહીં મળશે તુને પત્તો.
"ફરીશ ગર[16] જોગીના વેશે. ૯
"હજારો ઓલીઆ રખડે,
"ન આવે મુજને યાકીન;
"મરઝ છે નજ્ઞ શુમાનો,[17]
"ન કો બીજું ગણું હાકીમ. ૧૦
"નથી કાગજ નથી શ્યાહી,
"ન પાસે છે વીગર[18] શાહી;
"ન ફૈયાઝ[19] તુ સીવા કોઇ.
"ન કો 'તે ભીખ' દે કયાંહી. ૧૧
"હકીમ પણ તું સનમ પણ તું,
"જીગરપણ તું જીસમપણ તું
"મરઝ પણ તું દવા પણ તું,
"સખીપણ તું બખીલપણ તું ૧૨
"અગર કાસદ થયા વહાલા,
"સનમને એટલું કહેજો;
"જીગર ભડકયું જીસમ ફડકયું
"હવે પણ આંખ ખોલી જો. ૧૩
અખીરશ ફક્ત કહે જો કે,
'મરીઝ ચશ્મે[20] સુકયાં આંસુ'
"પછી શું એ જનાઝા[21] પર
"કરીશ તું ખેરીને આંસુ.

"ઉત્સુક"

---

1 છેવટની. 2 હાલત-સ્થીતી. 3 વહાલું-સ્નેહી 4 કેદી. 5 માફક. 6 મારૂં. 7 ઉપકાર-મહેરબાનીની 8 આશાભંગ-નીરાશ. 9 શબ્દો. 10 એપીઓ. 11 શરીર. 12 લખવું-લેખ. 13 બીમારી. 14 લખનાર 15 દર્શન-સુરત-મોઢું. 16 અગર. 17 તારી. 18 પેનસીલ 19 ઉદાર-દાતાર. 20 બીમાર માણસ 21 ઠાઠડી-ડોળી.

# नोंध-चर्चा.



પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આજે " ભારત જીવન " નું સાતમું વર્ષ પુરૂં થાય છે. પરમાત્માની કૃપા વગર કોઇ પણ પાર-માર્થિક કાર્ય પુરૂં પડતું નથી. એવાં પુણ્યમય કાર્યોમાં અનેક અડચણો આવી પડે છે પરંતું એક-નિષ્ઠા, કર્તવ્ય પરાયણતા અને મહદ ઉદ્દેશ એ ત્રિપુટી મળતાં ઇશ્વર તેને મદદ કરે છેજ. અમારા કાર્ય તરફ તિવ્ર દૃષ્ટિથી જોનારાં મનુષ્યોએ જોયું હશે કે અમે કોઇ પણ ભોગે અમારા વાંચક બંધુઓની સેવા બજાવીએ છીએ. દ્રવ્ય પદાર્થો અમર નથી. ત્હેનો શકિતના પ્રમાણમાં સન્માર્ગે વ્યય કરવો જોઇએ. અને તેમ ન થાય તો જીવનનો ઉદ્દેશ પાર પડતો નથી. ઘણાં મનુષ્યો માત્ર સ્વાર્થના કામોમાં મચ્યા રહે છે, પુષ્કળ ધન મેળવે છે અને માત્ર પોતાના સ્થૂલ શરિરને તેમ જ કુટુંબ પરિવાર સાથે મોજ શોખ ભોગવવામાં આનંદ માને છે, પણ જેણે સમસ્ત જગતને પોતાનું કુટુંબ માન્યું છે, અને એક કરતાં અનેક આત્માઓને સુખ મળે એવું જ વૃત લીધું છે ત્હેને અનહદ આનંદ મળે છે. તેનું જ જીવન સાર્થકય થયલું કહેવાય છે. અમારૂં કાર્ય કઇ દિશામાં, કેટલે દરજ્જે થાય છે તે કહેવાનું કામ અમારૂં નથી ! તે વાંચક વર્ગને સોંપીએ છીએ.



ગમે તેમ હો પણ તે દયાનિધિ, ભકતવત્સલ ભગવાનની કૃપા છે એમાં કાંઇ શંકા નથી. તેથી તે પરમાત્માનો અને અમારા સુજ્ઞ લેખક બંધુઓનો ઉપકાર માનવાની તક જવા દઇશું નહિ. ૧૯૧૦ નું વર્ષ " ભારત જીવન " ના વાચકો માટે અતિ આનંદમય પસાર થયું છે. કારણ કે ભારત જીવને પોતાનો ૧૯૧૦ નો ખાસ અંક પ્રકટ કરી પોતાના વાંચક વર્ગને અતિ સંતોષ આપ્યો છે. ગુજરાતી માસિક પત્રોમાં એ પહેલ ભારત જીવને કરી છે. પરંતુ તેનું સઘળું માન તેના સુજ્ઞ લેખકોને અને વાંચનને ઉત્તેજન આપનાર ગુજરાતી પ્રજાને ૧૯૧૧ નો પણ " જાનેવારીનો ખાસ અંક " [illegible] કરવામાં આવશે. અને તે બનતાં સુધી ગયા [illegible] કરતાં કાંઇક વિશેષ થશે. અમારો સતત્ પ્ર[illegible] ચાલુ છે યશ આપનાર પરમાત્મા છે. આ વ[illegible] "ભારત જીવન" ના કેટલાક પાછલા અંકો અનિય[illegible] પ્રકટ થયા છે પરંતુ અણધારી અડચણોને લીધે [illegible] થવાથી અમે નવા વર્ષમાં નિયમિત પ્રકટ [illegible] બનતો યત્ન કરીશું. ગ્રાહક બંધુઓએ ખાત્રી [illegible]ખવી કે અમને અનિયમિત પ્રકટ કરવાથી [illegible] લાભ નથી. અકસ્માત્ કારણો આવી પડે છે [illegible] જ તેમ થાય છે. ઉદાર બંધુઓએ પોતાનો આ[illegible] -સત્કાર ચાલુજ રાખવો. આ વર્ષમાં જ દર મ[illegible] ૧૦૦-૧૦૦-પ્રષ્ટોમાં " ભારત જીવન " ને [illegible] કરવાની ઇચ્છા હતી પણ ગ્રાહક બંધુઓ તર[illegible] પાંચ પાંચ ગ્રાહક કરી મોકલવાનું કામ પૂર્ણ [illegible] નહિ. એટલે અમારે દિલગીરી સાથે એ મ[illegible] યોજના અમલમાં મેલતાં પાછું હઠવું પડયું [illegible] અમે આ વર્ષે હવે એક જ પ્રાર્થના કરીએ [illegible] કે જો દરેક ગ્રાહક બધુઓ માત્ર બે બે નવાં ગ્રા[illegible] કરી મોકલશે તો અમે ખાત્રી પુર્વક ૧૯૧૧ ભારત જીવનને દર મહિને ૧૦૦-૧૦૦ પા[illegible] પ્રકટ કરીશું, માતૃભાષાની વૃદ્ધિ થવાનું અભિ[illegible] રાખનાર સજ્જન ગૃહસ્થોએ આળસ નહિ રા[illegible] નવા વર્ષમાં બે બે ગ્રાહકો કરી મોકલવાની [illegible] રાખવી કે જેથી થોડી ખંતનું સારૂં પરિણામ [illegible] તેઓને દર મહિને વાંચનનો એક જથ્થો જ [illegible] નવું જાણવાનું, જોવાનું અને શિખવાનું મળે.



ડીસેમ્બર મહિનાનું છેલ્લું અઠવાડીયું [illegible] સ્થાનની પ્રજા માટે-આ-વર્ષે-મહાન લાભ [illegible] કલ્યાણકારક પસાર થયું છે. આર્યોનો ઉ[illegible] કરનારી, કોન્ગ્રેસ દેવી સુલેહ અને શાંતિ [illegible] પોતાની છવ્વીસમી બેઠક, પસાર કરી છે, પવિત્ર પ્રયાગ પૂરીમાં પધાર્યાં હતાં. રાજર્ષિ સર વિલિયમ વેડર્બર્ન, શ્રીયુત ગો[illegible]

વેલાયતથી હિંદુસ્તાન સુધી આવી આપણી બંધ થયેલી આંખોને પરાણે ઉઘાડી ચકિત કરે છે ત્યારે પણ આપણને ભાન આવતું નથી ! એ બહુ અજાયબ થવા જેવું છે ! મુંબઈનાં વિમાન શાસ્ત્રી તલપદે એક વિદ્વાન ગ્રહસ્થ છે તેમણે એ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને એક વિમાન બનાવવા માટે રૂા. ૫૦૦૦ની મદદ માંગી છે પરંતુ દેશના દુર્ભાગ્યે અમારા આગેવાન ગણાતા ગ્રહસ્થો તેઓશ્રીને મદદ કરવા બહાર પડ્યા નથી. વિલાયતની સ્હેલ મારવાને માટે હજારો રૂપિયાનો ધુમાડો કરી નાંખનારા હિંદુ ગ્રહસ્થો ! શું તમારે માટે આ વાત શરમ પમાડનારી નથી ! લગ્નને માટે લાખો રૂપિયાનું દારૂખાનું ફોડનાર અને હજારો રૂપિયા કંચનીના નાચમાં વાપરી નાંખનારા હિંદુ શેઠીઆઓ ! શું તમારે માટે આ વ.ત નીચું જોવડાવનારી નથી ? લક્ષ્મી પૂત્રોની પીઠ પણ ગેંડાના ચામડાની ઘડાઈ ગઇ હોય એમ જણાય છે! તેઓ પોતાના સ્થૂળ શરીરના-બે ઘડીના-સુખ કે ગમ્મત માટે હજારો-લાખો રૂપિયાનો ધુમાડો કરી નાંખવા તયાર પણ પોતાની માતૃભૂમિનું નાક જાળવવા અને અનેક ભૂખે મરતાંને રોજી મળે તેવા કામમાં હમેશાં પાછાત ! તેમના આ કૃત્યો તે પરમદયાળુ પરમાત્મા જુવે છે જ અને તેવોજ બદલો પણ મળે છે!

ડીસેમ્બરના છેલ્લા અઠવાડીયામાં અલ્હાબાદ ખાતે સર્વ ધર્મ પરિષદ્ ભરાઈ હતી. એ કાર્ય પણ મહત્વનું હતું. જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા પ્રકારનાં બંધનોથી પંથો ચલાવવામાં આવે છે તેથી ધર્મનું ઐક્યત્વ થઇ શકતું નથી. અને ધર્મના ઐક્ય વગર સમાજનાં બંધનો ઢીલાં થઇ પડે છે. અને સમાજના બંધનો ઢીલાં પડવાથી ઐક્યત્વ થતું નથી. આ વાત સત્ય છે. પરંતુ તેથી હિંદુસ્તાન એકજ ધર્મ પાળે એ બનવા જોગ નથી. જે જે આચાર્યોએ લાંબા સમયથી પોતાના પંથના પાયા નાંખ્યા છે, તેના મૂળ બહુ ઉંડા પેસી ગયાં છે, હવે તો દરેક માણસ ગમે તે ધર્મ પાળે પણ હિંદીવાન માત્રને પોતાના, "બંધુ" ની નજર જુવે, એટલુંજ બસ છે. કોઈનાં ધર્મના કામમાં વચમાં આવવાની કે એક બીજાનાં ધર્મનાં કામોને જ્યાં સુધી કુસંપ ના થાય ત્યાં સુધી-કોઇ પણ ભોગે-ચલાવી લેવાનીજ જરૂર છે. કુરાનમાં ગૌવધ લખેલો હોય કે નહિં તો પણ ઇસ્લામી બંધુઓએ ગૌવધનો રિવાજ બંધજ કરવો ઉચિત છે. કલકત્તામાં બકરી ઇદ વખતે ભયંકર હુલ્લડ થયું તેનું કારણ શું ? માત્ર ગૌવધ ! જ્યારે એવું છે ત્યારે ગૌવધ કરવાની જરૂર પણ શું ? કલકત્તાના મૌલવી લીયાકત હુસેન જેવો ચુસ્ત ઇસ્લામી બંધુ કહે છે કે, ગૌવધ અમારા પવિત્ર કુરાનમાં લખેલો જ નથી ! ઇસ્લામી બંધુઓ જો આવી આવી બાબતો ધ્યાનમાં લઇ થોડુંક ચલાવી લેશે તો બન્ને મોટી કોમોમાં સંપ વધશે અને તેમ થવાથી એક બીજાના ઉદ્યોગોને રક્ષણ મળશે. હિંદુસ્થાનમાં એક ધર્મ થવાથી જ કાંઇ ઉન્નતિ થાય એવું નથી. પણ એક બીજાના ધર્મમાં ખલેલ પડે એવું કામ નહિ કરવાથી જ સંપ વધશે અને એક બીજામાં ભાઇચારાની લાગણી વધી અન્તે હિંદીવાનોનું કલ્યાણજ થશે.

ડીસેમ્બરના અંત ભાગમાં મુંબઈમાં લુહાણા કોન્ફરન્સ ભરાઈ હતી. એક ભવ્ય મંડપમાં હજારો લુહાણા ભાઈઓ, દેશ પરદેશથી, ઉત્સાહભેર આવ્યા હતા. અને એજ ભવ્ય મંડપમાં અનેક સ્ત્રી પુરૂષોએ વિરાજી પોતાની જાતિના ઉદયનો યજ્ઞ આરંભ્યો હતો. તેમાં સ્ત્રી પુરૂષોનાં જે ભાષણો થયાં છે તથા તે વખતે લુહાણા ભાઇઓને વિદ્યાદાન મળે તે માટે એક બોર્ડીંગ સ્કુલ કાઢવા માટે જે દાન અપાયું છે તે ખરેખર એ જ્ઞાતિને અભિમાન લેવા જેવું છે. જુદા જુદા લુહાણા આગેવાનો ઉપરાંત પ્રમુખ શ્રીયુત ટન્નાએ જે ઓજસ્વિતા ભરેલું ભાષણ કર્યું હતું તે સર્વ જ્ઞાતિનાં, સ્ત્રી પુરૂષોને લક્ષમાં લેવા જેવું છે. જ્ઞાતિનો ઉદય કરવાની મહત્વાકાંક્ષા પ્રત્યેકને હોવી જોઇએ. જેણે જ્ઞાતિના ઉદય માટે પોતાના તન, મન

અને ધનનો ઉપયોગ કર્યો નથી તેઓ જીવન ધારણ કરવા છતાં મૃતક સમાન છે. આ સૂત્ર કાંઈ ખોટાં નથી. લુહાણા બંધુઓએ બોર્ડીંગ સ્કુલ માટે ઉત્સાહ ભેર લગભગ રૂપિયા સાડા ચાર લાખની રકમ કાઢી આપી છે. ઉઘરાણું થયું તે વખતે દશ હજાર અને પાંચ હજાર, હજાર અને બે હજારની રકમો ઉછાળા મારી રહી હતી. એક બાજુ પોતાનાં ગર્ભનાં રત્નો માટે રત્નાકર સાગર અભિમાન રાખી ગર્જના કરતો હતો ત્યારે બીજી બાજુએ લુહાણા બંધુઓ પોતાની ત્રીજોરીમાંથી હજારો રૂપિયાની રકમો ધર્માદા કરી *અભિમાનપૂર્વક ગર્જના કરતા હતા ! કેટલાક શ્રીમંતો,* કેટલાક સાધારણ ગ્રહસ્થો અને કેટલીક વિધવા અને સધવા સ્ત્રીઓએ જ્ઞાતિના મહદ્ કલ્યાણનાં કામમાં હજારો રૂપિયા દાન કર્યા છે. ધન્ય છે એ જ્ઞાતિજનોને ! ધન્ય છે શ્રીયુત ટન્નાને ! આ પ્રમાણે દરેક જ્ઞાતિજનો પોતાની જ્ઞાતિના કલ્યાણને માટે કટીબદ્ધ થશે તો તે તે જ્ઞાતિનું કલ્યાણ થશે ! જગદગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યજીને અમારી પ્રાર્થના છે કે ગુજરાતના બ્રાહ્મણોનું કલ્યાણ થાય તે માટે એકાદ "બ્રાહ્મણ પરિષદ" ભરવી અને તે દ્વારા "બ્રાહ્મણ બોર્ડીંગ" સ્કુલ ઉઘાડવી કે જેથી ધર્મ-કર્મ ભ્રષ્ટ થતા બ્રાહ્મણો કંઈક વિદ્યાદાન મેળવે અને હોટેલોમાં રખડી અધમ હાલતે પહોંચતા અટકે ! જગદગુરૂ શ્રીની આજ્ઞા થતાં આવું પુણ્યકારક કાર્ય સત્વર પાર ઉતરશે અને તેમાં બ્રાહ્મણ માત્રનું કલ્યાણ થશે.



ડીસેમ્બર માસનું છેલ્લું અઠવાડીયું ભરતખંડની પ્રજાને માટે વિશેષ આનંદપ્રદ છે. અનેક પરિષદો અને કોનગ્રેસ, કોન્ફરન્સો થવા પછી એક અતિ આનંદની વાર્તા સર્વત્ર ફેલાઈ ગઈ છે. ૨૬ મી કોંગ્રેસમાં અલ્હાબાદ ખાતે થયલા મેલાવડામાં જે જે ઠરાવો પાસ થયા છે તે પ્રમુખ સર વિલ્યમ વેડર્બર્નનં ઉપરાંત બીજા સદગ્રહસ્થોના એક ડેપ્યુટેશનદ્વારા હિંદુસ્થાનના નવા લોકપ્રીય વાઈસરાય નામદાર લોર્ડ હાર્ડિંજને આપવામાં આવ્યા છે. તે નામદારને એક માનપત્ર અને એ ઠરાવો એક ડેપ્યુટેશનના આકારમાં આપતાં સઘળા કોંગ્રેસ-ભક્તો, હિંદ હિતેચ્છુઓનું તે નામદારે સન્માન કર્યું છે અને લોર્ડ કર્ઝન જેવા વિચિત્ર મગજના વાઇસરોયે એક વખત તેવા ઠરાવો લેવાને સાફ ના પાડી હતી તેને બદલે નવા વાઈસરોય બહાદુરે તેજ કોંગ્રેસના ઠરાવો સ્વિકારી આ દેશની પ્રજાની ફરિઆદોનો સ્વીકાર કર્યો છે. તેઓ શ્રીએ આશ્વાસન પણ આપ્યું છે કેઃ-"એ ઉપર સંપૂર્ણ લક્ષ આપીશ." ધન્ય છે આવા ઉદારચિત પુરૂષોને ! ઉદારતા એજ અંગ્રેજોનો મુખ્ય *સદગુણ છે. પરંતુ કોઇક વખતે એંગ્લો ઇન્ડીયનોની* ભંભેરણીથી કેટલાક બીજીજ દિશામાં દોરાઈ જઇ લોર્ડ કર્ઝન પેઠે વર્તે છે. અમે આશા રાખીએ છીએ કે તે નામદાર આ દેશની પ્રજાના હૃદયમાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કરે અને ભારતીય પ્રજાને અનંત આનંદ મળે એવા હુકકો બક્ષે ! સંપની બલિહારી છે, અને સંપ ત્યાંજ જંપ છે ! હિંદુસ્થાનની પ્રજાએ તેજ "સંપ" ને હૃદયમાં સ્થાન આપવું જોઇએ.

---

શાંતિનો અર્થ, ઘણા મનુષ્યો આળસ કરે છે. જયાં ત્વરા કરવાની જરૂર હોય, ત્યાં પણ ધીરે ધીરે પગ ઉપાડવો; જયાં પાંચ મીનીટમાં પહોંચી જવાનું હોય ત્યાં પંદર મિનિટે પહોંચવું એ શાંતિ નથી. એ તો એક પ્રકારની મંદતા છે. આવી શાંતિ અથવા મંદતા ઉપયોગી નથી. શાંતિની સાથે અત્યંત પ્રવૃત્તિશીલ રહો. ઘણા મનુષ્યો પુષ્કળ પ્રવૃત્તિ કરનારા હોય છે, પરંતુ તેઓના અંતઃકરણમાં શાંતિ અથવા અવિકળતા હોતી નથી. આથી તેઓનું સામર્થ્ય મોટે ભાગે વ્યર્થ વહી જાય છે. એથી ઉલટું ઘણા મનુષ્યો અવિકળ વૃત્તિવાળા હોય છે, પણ ત્યારે તેઓ પ્રવૃત્તિ અથવા પ્રયત્ન ઉભયનો સંયોગ કરવાનો છે. જયારે આ ઉભયનો સંયોગ કરવામાં આવે છે, ત્યારે આપણને અત્યંત લાભ થાય છે.

મહાકાલ.



# व्यवस्थापक मित्र मंडळ
## अने
# भारत जीवन.



મિત્ર મંડળ લાઇબ્રેરીઓના વ્યવસ્થાપક સાહેબ-પેટલાદ-તરફથી 'બરોડા ગેઝેટ' ના તા૦ ૧૨-૧૨-૧૦ ના અંકમાં એક જાહેર ખબર પ્રકટ થઇ છે. એ જાહેર ખબરમાં જણાવે છે કેઃ "* * * પુસ્તકાલયોનો હીસાબ મીડતાં પુસ્તકાલયો તરફથી બુમ આવી છે કે અમોને માત્ર (ભારત જીવનના) બે કે ત્રણ અંક મળ્યા છે યા મળ્યા નથી ?" આ વાકય વ્યવસ્થાપકે છપાવ્યું છે પરંતુ અમારે ઘણી દિલગીરી સાથે જણાવવું પડે છે કે એ વાકય તદ્દન જુઠું લખાયું છે. અને એ રીતે "ભારત જીવન" ને હાની પહોંચાડવાના જ ઉદ્દેશથી લખાયલું માલમ પડે છે. મિત્ર મંડળના વ્યવસ્થાપક સાહેબે આવી તદન ખોટી જાહેર ખબર છપાવતા પહેલાં આસપાસનો વિચાર કરી જોયો હોત તો તેઓને પોતાની ભુલ તરત જણાઇ આવત કે તેઓએ અમને કયા મહિનામાં મિત્ર મંડળ પુસ્તકાલયોનું લિસ્ટ મોકલ્યું છે, તથા કયારે લવાજમ પહોંચાડયું છે અને તે વખતે કેટલા અંકો પ્રકટ થયા હતા, તેમ જ અમે કેટલા પોષ્ટ કર્યા છે. અમારી પાસે આ સર્વ બાબતોના ખુલાસા તૈયાર છે છતાં તે હમણાં સ્પષ્ટ કરી દેવા માંગતા નથી. કારણ કે હજુ આ બાબતનો નિવેડો પરસ્પર લાવવા માટે દાખલા દલીલો રજુ કરવાનાં છે. છતાં આ તકે અમારે એટલું તો પ્રસિદ્ધ કર્યા વિના ચાલે એમ નથી કે બિચારી મિત્ર મંડળ લાઇબ્રેરીઓમાં ગેરસમજુતી ઉભી કરવા જેવો જ એ અધમ પ્રયત્ન થયો છે! અમારી પાસે જેટલી લાઇબ્રેરીઓનું લીસ્ટ વ્યવસ્થાપક સાહેબ તરફથી આવ્યું છે તે છપાઇ ગયું છે. અને ભારત જીવન જયારે જયારે પ્રકટ થાય છે ત્યારે અમે ચોકકસ રીતે તેજ પ્રમાણે પોષ્ટ કરીએ છીએ. ભારત જીવનના કોઇ અંકો અનિયમિત પ્રસિદ્ધ થતાં અમારી પાસે જે જે મિત્ર મંડળ લાબ્રેરીઓની ફરીઆદો આવે છે તેમાં પણ તેઓને તેટલા વખત સુધીમાં પ્રસિદ્ધ થઇ ગયલા અંકો મળી ગયાનુ તેના સેક્રેટરીઓએ સ્વીકાર્યું છે છતાં વ્યવસ્થાપક સાહેબને ત્યાંની ફરિઆદોમાં બે કે ત્રણ અંકો મળ્યા છે યા (બીલકુલ) મળ્યા નથી!" આવી ફરિઆદો કયાંથી આવી તે અમને સમજાતું નથી!

ગુજરાતમાં "મિત્રમંડળ લાબ્રેરીઓની' યોજના એક પવિત્ર કાર્ય કરી રહી છે. અને તેને માટે અમે તેના "વ્યવસ્થાપક" સાહેબનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે પરંતુ તે જ વખતે આવી ખોટી જાહેર ખબરો છપાવી પોતાની મનસ્વી વર્તણુકનો પરિચય આપવો એ પણ બહુ ખેદજનક છે. કેટલાંક મનુષ્યના હાથમાં કાંઇક સત્તા આવે છે ત્યારે તેઓ એમ જ સ્હમજે છે કે હવે "સ્વર્ગની કુંચી" મળી ગઇ પરંતુ તે સત્તાનો સમદૃષ્ટિથી, ન્યાય પરાયણતાથી ઉપયોગ થાય છે ત્યારે જ સ્વર્ગ મળે છે એ "વ્યવસ્થાપક" સાહેબે ભુલવું જોઇતું નથી. અમને અમારા દેશના સાહિત્ય પ્રચારકો માટે ઘણું માન છે અને અમે તેવા ગ્રહસ્થોને શ્રદ્ધા પૂર્વકજ જોઇએ છીએ. પરંતુ જયારે તેવા પ્રચારકો -ગમે તે કારણોથી-પક્ષપાત કરે, સત્તાના તોરમાં જગતને દબાવી દેવા માંગે, અથવા સારાં સાહિત્યોથી વાંચક પ્રજાને વિમૂખ રાખે તો તેમાં પોતેજ પોતાનો આત્મઘાત કરે છે એમ કહેવામાં અમે કાંઇ પણ ખોટું કરતા નથી. પવિત્ર અંતઃકરણે, પવિત્ર સંકલ્પોને આગળને આગળ ધસવા દેવાથીજ આર્ય પ્રજાનું કલ્યાણ થશે. અને તેમાંજ આર્ય પ્રજાનો ઉદય છે. એ પણ વયોવૃદ્ધ વ્યવસ્થાપક સાહેબે ભૂલવું જોઇતું નથી.

આ સ્થળે અમારે પવિત્ર કાર્ય લઇ બેઠેલા એક મિત્ર પત્રકારને માટે દિલગીરી સાથે બે શબ્દો લખવા પડે છે. વ્યવસ્થાપક મિત્ર મંડળ તરફથી જે જાહેર ખબર "બરોડા ગેઝેટ"ના તા. ૧૨-૧૨-૧૦

ના અંકમાં છપાઇ. ત્યાર પછી અમારા તરફનો એક ખુલાસા પત્ર તે પત્રના અધિપતિ સાહેબ ઉપર મોકલવામાં આવ્યો હતો પરંતુ દુર્ભાગ્યવશાત્ તે અધિપતિ સાહેબે પોતાના પત્રમાં પ્રકટ કરવા ના પાડી! અમે અધિપતિ મહાશયને પૂછીએ છીએ કેઃ શું "ખરેડા ગેઝેટ"ના અધિપતિની પવિત્ર અને નિષ્પક્ષપાત ફરજ વ્યવસ્થાપક "મિત્ર મંડળ"ને હાથે વેચાઇ ગઇ છે? કે પોતાના ક્ષુદ્ર લાભને ખાતર "એક ખુલાસો" પ્રકટ કરવામાં તેઓ પાછા પડયા! અથવા મિત્ર મંડળના વ્યવસ્થાપક "ખરેડા ગેઝેટ" ની કેટલીક કોપીઓ ખરિદી જે ઉપકાર કરતા હશે તેના તેજમાં અંજાઇ ગયા? અમારો ખુલાસો પ્રકટ નહિ કરવાનું અધિપતિ મહાશયને શું કારણ મળ્યું તે પણ તેઓ જણાવશે? એ પત્રકાર મિત્રને ખબર છે કે મુંબઇનાં સુપ્રસિદ્ધ રોજીંદા પત્રોમાં પ્રકટ થતાં ચર્ચાપત્રો કે ખુલાસાઓ એક પક્ષ તરફથી છપાયા પછી બીજા પક્ષ તરફથી મળતાં ત્હેને પહેલીજ તકે પ્રસિદ્ધ કરી બન્ને પક્ષને સમાન ઇન્સાફ આપવામાં આવે છે. એક તરફથી એજ પત્ર "દેશોદય" માટે લાંબ લાંબા લેખો લખે અને બીજી તરફથી આવા પક્ષપાત કરે તો પ્રજામાં તેમની તુલના કેટલી થાય?

પરમાત્મા એ બન્નેને સદ્બુદ્ધિ આપે. અમે મિત્ર મંડળ પુસ્તકાલયોનો જય ઇચ્છીએ છીએ. અમે હમેશાં એ પવિત્ર સંસ્થા તરફ માનની નજરથીજ જોતા આવ્યા છીએ. છતાં જ્યારે આવી "તદ્દન ખોટી" જાહેર ખબર પ્રકટ કરવામાં આવી છે અને "ભારત જીવન"ને અત્યાર સુધી કદી નહિ થયલો એવો ગેર ઇન્સાફ કરવામાં આવે છે ત્યારે અમારે અમારો ખુલાસો પ્રકટ કરવો પડયો છે.

૧૯૦૭ માં અમારે એકજ અંકો બે વખત પોષ્ટ કરવા પડયા છે તે પણ માત્ર વ્યવસ્થાપક સાહેબના સંતોષને ખાતરજ તે પણ વ્યવસ્થાપક સાહેબે નોંધી રાખવું જરૂરનું છે!

અમે મિત્ર મંડળ લાઇબ્રેરીઓના સેક્રેટરી સાહેબોને વિનંતિ કરીએ છીએ કે જે જે લાયબ્રેરીને જે જે અંકો ન મળ્યા હોય તે અમને લખી જણાવવું કે જેથી "વ્યવસ્થાપક" સાહેબની "જાહેર ખબર" માં કેટલું સત્ય છે તેનો નિર્ણય કરવામાં વિશેષ સુલભતા થાય.

વ્યવસ્થાપક—ભારત જીવન.

---

નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓએ ખાસ કરીને શી શી સંભાળ રાખવાથી તેમને પોતાને તથા લાગતા વળગતાને ક્ષયના જંતુનો ચેપ લાગે નહિં?

જ.—(૧) તેમણે જમીન ઉપર કે ભીંત ઉપર કદી થુકવું કે બલગમ કહાડવું નહિ. (૨) પાટી ઉપર થુક નાખવાની ટેવ છોડી દેવી. (૩) આંગળાં ચાટવાની કે ચુસવાની ટેવ પણ છોડી દેવી. (૪) ગમે તે જગ્યાએથી ઉપાડી ગમે તેવી વસ્તુ જેવી કે કલમ, સિસાપેન, પેન વગેરે મ્હોંમાં નાંખવાં નહિ (૫) કોઇની ખાધેલ કે મ્હોંમાં નાખેલી ચીજ પોતાના મ્હોંમાં નાખવી નહિ. (૬) બીજાએ હોઠ પણ લગાડયા હોય તેવી ચીજનો ઉપયોગ કરવો નહિ. (૭) કંઇ પણ વસ્તુ ચોટાડવા માટે તેને જીભથી થુક લગાડવું નહિ. કારણ કે જગતમાં પાણીના ભંડાર ભર્યા છે. (૮) પોતાને ઉધરસ કે છીંક આવે તે વખતે તેમણે પોતાના મ્હોં સામો રૂમાલ કે છેવટે પોતાનો હાથજ ધરી રાખવાની ટેવ પાડવી જોઇએ. (૯) તેમણે પોતાના હાથ સાબુથી કે ગરમ પાણીથી ધોયા વિના જમવા ન બેસવાની ટેવ પાડવી. ધુળમાં ક્ષયના જંતુ રહી શકે છે માટે હાથ ધોવા માટે ધુળ વાપરવી નહિ. (૧૦) શરીર અને હાથ પગનાં તળીઆં બની શકે તેટલા ચોખ્ખાં રાખવાં.

વૈદ્ય કલ્પતરૂ.



# મધમાખી.



## સામાન્ય હકીકત.



વિચિત્ર પ્રેરણા, ચાંચલ્ય, ઉદયોગ, અને તે વડે મળી આવતા લાભજનક અત્યન્ત ઉપયોગી પદાર્થોને લીધે ઘણાજ પુરાતન કાળથી મધમાખી તરફ મનુષ્ય જાતીનું ધ્યાન ખેંચાયું છે.

મધમાખીનું અવલોકન.

મધમાખીનો રાજ્ય વહીવટ એટલો બધો જાણવા જોગ છે, કે કવિઓ તેમ જ બીજા લેખકો તે પ્રાણીનો વારંવાર દ્રષ્ટાંત આપતા માલુમ પડે છે. વર્જીલ અને એરીસ્ટોટલ પણ મધમાખી વિષે વિવેચન કરવાનું ભુલી ગયા નથી. સીસરો પ્લીની કહે છે કે એરીસ્ટોમેકસ નામના માણસે મધમાખીની નિરીક્ષા કરવામાં ૬૦ વર્ષ ગાળ્યાં હતાં. અને ફીલીકસ નામનો માણસ તે ઉદયોગી અને ચતુર પ્રાણીનું અવલોકન કરવા ખાતર જંગલમાં જઇ વસ્યો હતો. મધમાખીએ એટલું બધું કુતુહલ ઉત્પન્ન કર્યું છે કે તેઓનું દરેક પ્રકારે અવલોકન કરવા જર્મની, રૂશિઆ, ફ્રાન્સ, ઇંગ્લંડ અને અમેરિકામાં ખાસ મંડળીઓ સ્થાપવામાં આવી છે.

મધમાખીની જાત; તેનાં કાર્ય.

(અ) પુરૂષ મધમાખને ઇંગ્રેજીમાં 'ડ્રોન' કહેવામાં આવે છે. આ મધમાખનું શરીર જરા જાડું, માથું ગોળ અને પેટનો આકાર પહોળો હોય છે. પેટના ભાગમાં ઉત્પાદક અવયવ હોય છે. પુરૂષને ડંખ મારવાનાં સાધન હોતાં નથી. ઉડતાં ગણગણાટ અવાજ કરે છે. આટલા ઉપરથી આ જાત તરત ઓળખાઇ આવે છે.

(બ) સ્ત્રી મધમાખીને ઇંગ્રેજીમાં 'કવીન બી' કહે છે. આ રાણી પુરૂષ મધમાખ કરતાં મોટી હોય છે, અને તેનું પેટ પણ વધારે લાંબુ હોય છે. સ્ત્રી મધમાખી ડંખ મારી શકે છે. અને ગર્ભ ધારણ કરવા તેને બે મોટી ગર્ભ નળી હોય છે.

(ક) કામ કરનારી માખીને ઇંગ્રેજીમાં (વર્કર્સ) કહે છે. આ જાત પહેલી બંને જાત કરતાં વધારે નાની હોય છે, પત્ર અને જાંગની રચના પણ પહેલા બંને પ્રકારમાં જોવામાં આવતી રચના કરતાં ભિન્ન હોય છે. મધપૂડો બાંધવા માટે યોગ્ય સ્થાન શોધી આપવાનું, તેમ જ તે જગ્યાએ જોઇતી ચીજો પૂરી પાડવાનું અને મધપૂડાને દુશ્મનોથી બચાવવાનું કામ આ જાતની માખીનું હોવાથી, તેનું નામ કામ કરનારી માખી પાડવામાં આવ્યું છે. રાણી તેમજ કામ કરનારી માખીઓ એકજ જાતનાં ઇંડામાંથી ઉત્પન્ન થાય છે. આસપાસની સ્થિતિના ફેરફારને લીધે મૂળ ઇંડાંમાંથી આ બે જાતો જુદી પડી જાય છે. કામ કરનારી માખીઓને ઉપર ઉપરથી તપાસવાથી તેની જાતિ માલુમ પડી આવતી નથી, પરન્તુ સુક્ષ્મ અવલોકનથી તેઓમાં બે સુક્ષ્મ ગર્ભ નળી જોવામાં આવે છે. આ ગર્ભનળી સંપૂર્ણતાને પામી હોતી નથી, અને તેથી તે ગર્ભ ધારણ કરી શકતી નથી. કામ કરનારી માખીની જાતિ સ્ત્રી જ છે, એ આ ઉપરથી સમજાય છે.

ઉત્પત્તિ.

સ્વોમરડમનું એવું ધારવું હતું કે સ્ત્રી મધમાખીને પુરુષ મધમાખ સાથે સંયોગ થવાની જરૂર નથી. આ વાત હુબરે ખોટી ઠરાવી. હેટોર્ફ પણ એવું ધારતો હતો કે રાણીમાં પોતાની મેળે જ ઉત્પત્તિ કરવાની શકિત છે. લીનીઅસનું મત એવું હતું કે બંને જાતિનો સંયોગ થવાની જરૂર છે, અને રોમરે જાહેર કર્યું કે તેવો સંયોગ તેણે મધપૂડાની અંદર થતાં જોયો હતો. હાલમાં જે સાબીતી એકત્ર કરવામાં આવી છે, તે ઉપરથી એવું માલુમ પડ્યું છે કે રાણી તેમ જ પુરૂષ મધમાખ કે 'ડ્રોન' નો સંયોગ હવામાં ઉડતી વેળા થાય છે, પરન્તુ મધપૂડામાં થતો નથી. કોઇ પણ કારણને લીધે જો સ્ત્રી મધમાખી મધપૂડાની બહાર જઇ શ-

કતી નથી. સ્ત્રી મધમાખીના જન્મ થયા પછી જો ત્રણ અઠવાડિયાં સુધી તેનો અને ડ્રોનનો સંબંધ થતો નથી, તો ગર્ભ ધારણ કરવાની શક્તિ તેનામાંથી નષ્ટ થાય છે! ડ્રોનની સાથે સંયોગ કરવા ઈચ્છે છે, ત્યારે તે હવામાં ઉડી જાય છે, અર્ધાએક કલાકમાં પાછી ફરે છે. વિચિત્ર વાત તો એ છે કે 'ડ્રોન' પુરૂષ મધમાખ સંયોગ થયા પછી ઉત્પાદક અવયવ વિનાનો થઇ જાય છે, ને તરફડીઆં ખાઇ મરણ પામે છે. રાણી એક જ વખતના સંયોગથી અસંખ્ય ઇંડાં મૂકી શકે છે. ઈંડાં મૂકતી વેળા અમુક ઈંડાં ઉપર ગર્ભાશયની કોથળીમાંથી થોડો પ્રવાહિ ચોટતો જાય છે જે ઈંડાં ઉપર આ પ્રવાહી ચોટતો નથી, તેમાંથી પુરૂષ મધમાખ ઉત્પન્ન થાય છે. ઈંડાં મૂકવાનું કામ સ્ત્રી મધમાખીનું છે, એ આપણે કહી ગયા. ઇંડાં મૂકવાની કોથળીઓ બનાવવાનું કામ, કામ કરનારી માખીઓનું છે. ઈંડા મૂકવાનાં સ્થાન બનાવવામાં મીણ વાપરવામાં આવે છે. ઈંડાં મૂકવાનું કામ ગર્ભ રહ્યા પછી ૩૬ કલાકે શરૂ થાય છે. જુદી જુદી જાતનાં ઈંડાંને જુદાં જુદાં સ્થાનમાં મૂકવામાં આવે છે, ઈંડાંનો રંગ ઘણો જ આછો વાદળી હોય છે, અને તેને અમુક ઉષ્ણતા આપવાની જરૂર છે. તેનો આકાર લંબગોળ પણ જરા વળેલો હોય છે. જેવી રીતે કીડીનાં રૂપાંતર થાય છે, તેમ મધમાખીનાં પણ રૂપાંતર થાય છે. ઈંડાંનું રૂપાંતર થઇ એક પગ વિનાનો નાનો સફેદ કીડો બને છે. મધ અને પાણીનું મિશ્રણ આપી આ કીડાનું પોષણ કરવામાં આવે છે, અને તેને ઘણી જ સંભાળથી ઉછેરવામાં આવે છે. જ્યારે કીડો મોટો થાય છે, ત્યારે ઉપરની ચામડીનું પડ તે ફેંકી દે છે. પાંચ છ દિવસમાં તે વધે છે, અને પછી તે ખોરાક ખાતો નથી. બીજા ૨૬ કલાકમાં તે કોશેટો બનાવી કાઢે છે, અને પછીનાં ત્રણ દિવસમાં તે 'પ્યુપા' કહેવાતી સ્થિતિ ધારણ કરે છે. તેનો રંગ સંપૂર્ણ ધોળો હોય છે, અને તેની આસપાસનાં પારદર્શક પડમાંથી તેના દરેક અવયવ દેખી શકાય છે. એક અઠવાડીઆમાં તે પડદો તોડી બંધીખાનામાંથી છુટી તે સં[illegible] મધમાખી તરીકે બહાર આવે છે. ઈંડાંમાંથી પૂર્ણ મધમાખીની અવસ્થાએ પહોંચતાં ૨૧ દિ[illegible] લાગે છે. મધમાખ કે 'ડ્રોન'નાં પણ આજ પ્રમ[illegible] રૂપાંતર થાય છે, પરન્તુ સંપૂર્ણ અવસ્થાએ પં[illegible]ચતાં તેને ચાર દિવસ વધારે લાગે છે.

જ્યારે ઇંડાંમાંથી રાણી બનાવવી હોય ત્યારે રાણી કે સ્ત્રી મધમાખી ઘણી કાળજી ર[illegible] છે, તેને અમુક જાતનો ખોરાક આપવામાં આવે અને આ ખોરાક વિશેષ પૌષ્ટિક પણ હોય છે.

મધપૂડો

દરેક મધપૂડામાં સામાન્ય રીતે એકજ મ[illegible] માખી કે રાણી હોય છે. બીજી માખીઓ તે[illegible] સંપૂર્ણ માન આપતી હોય તેવું જણાય છે. [illegible] રાણીઓ હોય તો તે વચ્ચે લડાલડી ચાલે છે, [illegible] જ્યારે એકનો જીવ જાય છે, ત્યારે જ બીજીને રા[illegible] તરીકે સ્વીકારવામાં આવે છે. ઈંડાંમાંથી જ્ય[illegible] ઘણી રાણીઓ ઉત્પન્ન થાય છે, ત્યારે કામ કરના[illegible] માખીઓનાં જુદાં જુદાં ટોળાં એક એક રાણ[illegible] લઇને બીજે ઉડી જાય છે, ને ત્યાં નવો મધપૂ[illegible] બનાવે છે.

એક મધપૂડામાં કામ કરનારી માખીઓ[illegible] સંખ્યા પાંચથી દશ હજાર સુધીની હોય છે; અ[illegible] કેટલાક મોટા મધપૂડામાં ૫૦ હજાર કામ કરના[illegible] માખીઓ હોય છે, એવી ગણતરી કરવામાં આ[illegible] છે. 'ડ્રોન' કે પુરૂષ મધમાખની સંખ્યા કા[illegible] કરનારી મધમાખીના કરતાં $\frac{1}{30}$ કે $\frac{1}{40}$ મા ભાગ[illegible] હોય છે. મધમાખીને જોખવામાં આવે તો એ[illegible] એક શેરમાં લગભગ ૫૦૦૦ તળે છે. મધપૂડા[illegible] બધે ષટ્કોણ ખાનાં હોય છે.

મધપૂડામાં એટલી બધી માખીઓ રહે [illegible] છતાં તેઓને સ્વચ્છ હવા કેવી રીતે મળતી હશે માખીઓ પોતાની પાંખ વડે હવાને ચાલતી રાખે[illegible] અને પાંખોની ગતિને લીધે હવા સ્વચ્છ રહે [illegible] અંદરની માખીઓને સ્વચ્છ હવા પૂરી પાડવા મધ

પૂડાની આસપાસ માખીઓની અમુક સંખ્યા વારા ફરતી પાંખોને ત્વરાથી હલાવ્યા કરે છે. જો ઉષ્ણતામાપક યંત્ર વડે મધપૂડાની ઉષ્ણતા માપવામાં આવે તો સામાન્ય રીતે તે ૭૭° થી ૮૪° (ફેરન હિટ) માલુમ પડે છે. કેટલીક વેળા તે ઉષ્ણતા વધી જઈ ૯૪° થી ૧૦૪° સુધી પહોંચે છે.

સૂર્યના તેજથી મધમાખી ઉદ્યમ કરવા મંડી જાય છે. ટાઢમાં તેઓ સુસ્ત પડી રહે છે. ૪૦° થી વધારે ટાઢ પડે તો મધમાખી મરણ પામે છે સમૂહમાં ટાઢની અસર થોડી થાય છે તેથી તેઓને બહુ અડચણ પડતી નથી.

પોષણ; અને તે મેળવવાનાં સાધન.

વનસ્પતિમાંથી નીકળતો રસ તેમ જ પુષ્પની રેણુ ખાઈને મધમાખી પોતાનું ગુજરાન ચલાવે છે. પોષણ મેળવવાને માટે મધમાખીને લાંબી જીભ બનેલી હોય છે. નક્કર પદાર્થના ઝીણા ઝીણા વિભાગ કરવા માટે મોંની અંદર બે મજબુત જડબાં હોય છે. કામ કરનારી માખીમાં આ બધા ભાગ વિશેષ મજબુત જોવામાં આવે છે, કારણ કે તેવા ભાગનો વધારે ઉપયોગ તેઓને જ કરવાનો હોય છે. મધમાખીઓને તીણા અણીવાળા બે દાંત scales હોય છે.

મધમાખીને બે જઠર હોય છે; પહેલું મોટું, પાતળું અને પારદર્શક હોય છે, તે આગળના ભાગમાં સાંકડું અને પાછળના ભાગમાં ફુલેલી કોથળી જેવું હોય છે. આ પેટમાં પચનક્રિયા ચાલતી હોય તેવું જોવામાં આવતું નથી. પાચન ક્રિયાને માટે બીજું જઠર હોય છે. આ જઠર પહેલા જઠરની ફુલેલી કોથળીના મધ્ય ભાગ આગળથી શરૂ થાય છે. અને તેનો આકાર નળાકારને મળતો આવે છે. આંતરડાં અને જઠર વચ્ચે એક પડદો Valve હોય છે તેથી ખોરાક આંતરડાંમાંથી પાછો ઉપર આવી શકતો નથી.

શ્વાસ ક્રિયા.

શ્વાસક્રિયાને માટે ફેફસાં કે તેને મળતી ગોઠવણ જોવામાં આવતી નથી, પરન્તુ 'ટ્રકી' કહેવાતી ઝીણી ઝીણી નળીઓ કેશવાહિનીઓની પેઠે આખા શરીરમાં પ્રસરેલી હોય છે.

સ્પર્શેન્દ્રિય

મોંના આગલા ભાગમાં ઝીણી નળી જેવી જે ઇન્દ્રિય જોવામાં આવે છે, તેને સ્પર્શેન્દ્રિય કે "એન્ટીની" કહેવામાં આવે છે. આ ઇન્દ્રિયોનું કાર્ય ઘણું ગુંચવણ ભરેલું દેખાય છે. સ્પર્શ કરવાનું, સાંભળવાનું, અને વાસ લેવાનું કામ તેથી જ થાય છે. આ મધપૂડા બનાવવાનું, 'લાર્વી' નું પોષણ કરવાનું, મધ રેડવાનું અને એક બીજાને ખબર આપવાનુ કામ પણ આથી થાય છે. 'એન્ટીની' કે સ્પર્શેન્દ્રિય કાપી નાંખવાથી મધમાખી ગાંડા જેવી ભમે છે; પોતાનાં ઈંડાં ગમે ત્યાં મૂકે છે; બીજી સ્ત્રી મધમાખી કે રાણીને મધપૂડામાં પેસવા દે છે; અને મધપૂડામાંથી ઉડી જાય, તો કામ કરનારી માખીઓ તેની પાછળ જતી નથી.

સ્વાદ અને વાસ.

જુદાં જુદાં પુષ્પમાંથી રસ એકત્ર કરતી વેળા વિભાગ પાડી મધમાખી રસ પસંદ કરતી નથી. અતિ તીવ્ર ગંધવાળાં પુષ્પો જે મનુષ્ય જાતિને પણ પસંદ હોતાં નથી, તેવાંજ પુષ્પોને તે તજી દે છે. ઝેરી વનસ્પતિના રસનો ઉપયોગ કરવામાં તેઓને બાધ નથી. ડંખ મારતી વખતે જે ઝેરી રસ નીકળે છે, તેની અંદર ઝેરી ક્ષાર મળેલા હોય છે, તેવું સુક્ષ્મદર્શક યંત્ર વડે માલુમ પડયું છે. જુદા જુદા રસને લીધે મધની જાત પણ જુદી જુદી હોય છે, અને તેના ગુણ પણ ભિન્ન ભિન્ન હોય છે. વાસ લેવાની શકિત તેઓમાં ઘણી તીવ્ર હોય છે, કારણ કે રસની અને પુષ્પની વાસથી તે તેના તરફ જલદી જાય છે. અમુક જાતની વાસ અને ધુમાડો તેઓ ખમી શકતી નથી.

ઉમ્મર

રાણી ત્રણ કે ચાર વર્ષ જીવે છે. "ડ્રોન" કે પુરૂષ મધમાખની જીંદગી બે, ત્રણ, ચાર મહિનાની કે વધારેમાં વધારે એક વર્ષની હોય છે. કામ કરનારી માખીઓ ૬ થી ૮ અઠવાડીઆં સુધી અને વધારેમાં

વધારે ૧ વર્ષ સુધી જીવે છે એક માખી એક દિવસમાં ૨૦૦૦ ઇંડાં મુકે છે. આ પ્રમાણે તે અમુક અઠવાડીઆં સુધી હજારો ઇંડાં મુકયાં કરે છે.

મધમાખીના શત્રુ.

ભમરા, રીંછ, ઉંદર. લકડખોદ, ગરોળી, મરઘી, મોટા કરોળીઆ, વગેરે મધમાખીનો નાશ કરે છે. મરડો એ મધમાખીમાં ઘણોજ સામાન્ય રોગ છે.

મધમાખી ઉછેરવાનો ધંધો.

ફ્રાન્સ, જર્મની, રૂશિઆ, ઓસ્ટ્રીઆ, અને અમેરિકામાં, મધમાખીઓ ઉછેરી મધપૂડામાંથી મોટી ઉપજ મેળવવામાં આવે છે. જર્મનીમાં આ ધંધો કરનારને સારૂં ઉતેજન આપવામાં આવે છે. રૂશિઆમાં આ ધંધો એટલો બધો સામાન્ય છે, કે, કોઇ પ્રાંતના લોકો તો આ ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. જર્મનીમાં શિક્ષકો એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતા ફરે છે. અને લોકોને મધમાખી ઉછેરવાની ઉતમ રીતનું જ્ઞાન આપે છે. નિશાળમાં મહેતાજીઓને આ વિષયની પરીક્ષા આપવી પડે છે, અને તે વિષયમાં પાસ થયા વિના પ્રમાણ પત્ર મળતું નથી. ત્યાં મધમાખી ઉછેરવા માટે મંડળીઓ સ્થાપવામાં આવી છે, અને જોઇતું ખર્ચ સરકાર પૂરૂં પાડે છે. અમેરિકામાં પણ મધમાખી ઉછેરવાનો જુદોજ ધધો થઇ પડયો છે; પરન્તુ જર્મન લોકો તરફથી મધમાખી વિષે આપણને જે જ્ઞાન મળ્યુ છે, તે ખરેખર અમુલ્ય છે.

મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં, બંગાળ, અને બર્માના ઘણા ભાગમાં જંગલમાંના તેમજ ટેકરી ઉપરના મધપૂડામાંથી મધ અને મીણુ મેળવવામાં આવે છે. મુંબઇ ઇલાકામાં કાનડામાં મધમાખીઓ મધપૂડા બાંધે માટે માળા બાંધી તેને પાળવામાં આવે છે. પંજાબમાં મરીની ટેકરી ઉપર અને રાવલપીંડી અને માંઝારામાં, સીમલાની ટેકરી ઉપર અને કુલુમાં માખીઓ લલચાઇ મધપૂડા બાંધે માટે કાદવના માળા બાંધી તે માળાના એક ભાગ ઉપર મીઠો પદાર્થ ચોપડવામાં આવે છે. માખીઓ ઉડતી ઉડતી ત્યાં આવે છે, ત્યારે મધપૂડો બાંધવા લલચાય છે. મધ અને મીણુ તૈયાર થાય છે, એટલે તમાકુ. લુગડાં કે છાણાંનો ધુમાડો કરી, માખીઓને ઉડાડી મુકવામાં આવે છે; મધપૂડાને દાબી તેમાંથી મધ અને મીણુ લઇ લેવામાં આવે છે.

માખીઓ વચ્ચે મારામારી.

દુકાળમાં એક ટોળું બીજા મધપૂડા ઉપર મારો ચલાવી લૂટ કરે છે. બંને ટોળાં વચ્ચે ઘણી સખ્ત ઝપાઝપી ચાલે છે, અને હજારો માખીઓનો નાશ થાય છે જો હુમલો કરનાર જીતે છે, તો હારનાર પક્ષનો બધો ખોરાક લઇ લેવામાં આવે છે; પરન્તુ અંતે સઘળી માખીઓ પાછી મૈત્રિ બાંધે છે, અને એકજ મધપૂડામાં રહી સાથે દિવસો ગુજારે છે.

મીણુ.

પહેલાં એવું ધારવામાં આવતું કે મીણુ એ માત્ર કચરેલી રેણુ છે, પણ ડચેટ, હયુબર, અને હન્ટરની શોધથી માલુમ પડયું છે કે મીણુ એ પેટમાંથી કાઢી નાંખવામાં આવતો એક જાતનો રસ છે. આ રસ ઓછો વધારે નીકળવાનું પ્રમાણ પુષ્પનો જે મીઠો રસ મધમાખી ચુસે છે, તેના ઉપર છે. આ મીઠા રસનું પેટમાં રૂપાંતર થવાથી મીણુનો રસ બહાર નીકળે છે, અને જામી જાય છે. ગરમીથી, તેમજ આરામથી અને ખાંડવાળા રસ ખાવાથી, મીણુનો રસ વધારે પ્રમાણમાં બહાર નીકળતો જણાય છે. મીણુ પેટની નીચે એકઠું થયલું જોવામાં આવે છે. મીણુ એક કરવાને ખાસ ઝીણી ઝીણી કોથળીઓ હોય છે, અને આવી કોથળીઓ માત્ર કામ કરનારી માખીઓને હોય છે, એવું જોવામાં આવેલું છે.

મધ અને મીણુના ઉપયોગ.

મધનો ઉપયોગ ઘણા પુરાતન કાળથી લોકોના જાણવામાં છે. આપણા વૈદકના ગ્રંથોમાં તાજું મધ

રેચક છે, તેવું જણાવેલું છે. કુરાનમાં પણ મધ વિષે ઈશારો કરેલો જણાય છે યુરોપ ખંડના જુદા જુદા દેશોમાં મધ એક સુગંધી પદાર્થ તરીકે ઉધરસની દવામાં તેમજ મીઠાઇ બનાવવામાં વપરાય છે. દેશી વૈદો પણ મધનો અનુપાન તરીકે મ્હોળો ઉપયોગ કરે છે.

મધમાં સડો અટકાવવાનો મોટો ગુણ છે; તેથી પાકાં ફળ તેની અંદર સડી ગયા વિના લાંબા વખત સુધી રહી શકે છે મલાયાના ખાસીઆ લોકો હજુ પણ મડદાંને રાખી મુકવું હોય છે, ત્યારે મધમા બોળી મુકે છે. મીસરમાં પણ મડદાને રાખી મુકવા મધ વાપરવામાં આવતું હતું. અતિથિ સત્કાર કરવામાં, કે શુભ પ્રસંગે મધનો ઉપયોગ થાય છે, એ વાત સુપ્રસિદ્ધ છે. મીણની બે જાતો થાય છે; શુદ્ધ અને અશુધ્ધ અશુદ્ધ મીણ પીળું હોય છે, અને શુધ્ધ કરેલું ધોળું હોય છે. પીળું મીણ ફરનીચરને ચળકાટ આપવામાં, લાખ બનાવવામાં, શિલા ઉપર ચિત્ર કાઢવાનો ચાક બનાવવામાં કે કેલ બનાવવામાં, ઘણું વપરાય છે. શુધ્ધ કરેલું સફેદ મીણ મીણબત્તી બનાવવામાં, મીણની આકૃત્તિઓ —રમકડાં, વગેરે—બનાવવામાં, તેમજ કપડાને ચળકાટ આપવામાં વપરાય છે.

**गंगाशंकर मणिशंकर वैष्णव.**
(બી. એ, બી. એસ. સી.)

સત્યને સિધ્ધ કરવાનો તર્કવડે પ્રયત્ન ન કરો. તમારા જીવનને સન્મય કરીને સત્યને પોતાને જ પોતાનું સત્યત્વ સિધ્ધ કરવા દો.

તમારા વર્તનને સત્યમય કરવાથી તમે સત્યની સિધ્ધિ કરો છો. તમારા નિત્યના જીવનમાં આચારમાં મૂકવાથી જ કોઇ વાતની સત્યતા તમે જગતને પ્રત્યક્ષ દર્શાવી શકો છો.

વૃક્ષ આંબાનું છે કે આસોપાલવનું છે, તે તેમનાં ફળ દર્શાવી આપે છે પરિણામ અથવા ફળનું જ જ્યા ત્યાં મૂલ્ય અંકાય છે. :મહાકાળ.

# जयन्तीनी जरुर.

## પ્રસ્તાવના.

કોઇ પણ દેશના મહાન્ સ્ત્રી પુરૂષો રાજકિય, સામાજીક, ધાર્મિક કે સાહિત્યાદિ સંબંધની ઉન્નતિના પ્રશસ્ત કારણરૂપ થયા હોય ત્હેમના સ્મરણાર્થે-તેમના સદગુણોનું અનુકરણ કરવા પ્રજાને ઉત્સાહ મળે એ ઉદેશથી આ મહાત્માની જન્મતિથિ કિંવા મૃત્યુતિથિ ઉત્સવ તરીકે પાળવામાં આવે છે અને આને જયન્તીનું નામ આપવામાં આવે છે. જન્મતિથિ કે મૃત્યુતિથિ ઉપરાંત તે મહાત્મા કારણરૂપ થયા હોય એવા કોઇ બનાવનો દિવસ પણ પાળવામાં આવે છે. ૧૬ ઓકટોબર કલકત્તામાં પ્રજાકિય દિવસ તરીકે ઉજવાય છે. પ્રજાકિય ઉત્સવાદિનો અને જયન્તીમાં હું તફાવત માનું છું અને એટલા માટે પ્રજાકિય ઉત્સવો માટે જૂદો જ વિષય લેવા ધારૂં છું. યુરોપ અમેરીકામાં આવી જયન્તીઓ ઘણા સમયથી ઉજવાય છે, જ્યારે આપણે ત્યાં થોડાંક વર્ષથી જ પદ્ધતિ શરૂ થઇ છે. એ પદ્ધતિને લઇને જ સાક્ષર જયન્તી, સુધારક જયન્તી, રાજ પુરૂષોની જયન્તી અને ધાર્મિક પુરૂષોની જયન્તી સ્થળે સ્થળે ઉજવાતી નજરે પડે છે. આ જયન્તીઓને લીધે ગુજરાતમાં-ગુજરાતના યુવાન વર્ગમાં-હિંદુસ્તાનની ભવિષ્યની પ્રજામાં નવું જ બળ આવવા માંડયું છે અને એ બળ જ્ઞાન અને વિવેક બુદ્ધિથી વાપરવામાં આવશે તો ગુજરાતનું ભવિષ્ય વધારે પ્રજ્વલિત થશે.

### જયન્તી કઇ લેવી ?

જન્મતિથિ અને મૃત્યુતિથિમાંથી કોને જયન્તી દિવસ ગણવો એ વિષે વિવાદ હશે પણ જયન્તીનો હેતુ ધ્યાનમાં લેતાં મહાત્માના જીવનનો વિકાસ જોવાં અને જનસમાજ ઉપર તેની યોગ્ય અસર કરવા જન્મતિથિ વધારે સારી છે. જન્મતિથિ ન

જવવી જોઇએ. ન્યાયમૂર્તિ રાનડે, મહાત્મા લોર્ડ રીપન, મી૦ કેઇન, શ્રીયુત દાદાભાઇ, મી૦ દત્ત જેવા સર્વમાન્ય પુરૂષોની જયન્તીમાં કોણ ભાગ નહિ લે! આની સાથે અમૂક સમુહ પોત પોતાના મહાત્માઓની જયન્તીઓ ઉજવે તો હરકત જેવું નથી એટલું જ નહિ પણ આવશ્યક છે.

આ ઉપરાંત બીજો પ્રશ્ન એ થાય છે કે જયન્તી માત્ર સુધારકોની જ ઉજવવી કે કેમ! રાષ્ટ્ર સભા, સંસાર સુધારક સભા ઔદયોગિક સભા વગેરેના કેટલાક નેતાઓ વારંવાર કહેતા આવ્યા છે કે જ્યાં સુધી અમુક તરેહની ઉન્નતિ થઇ નથી ત્યાં સુધી બીજી બધી હીલચાલ નકામી છે. સંસાર સુધારક સંસાર સુધારાને પ્રથમ મૂકે છે જ્યારે રાજ પુરૂષો પ્રથમ રાજકીય સુધારા શિવાય અન્ય ઉન્નતિ અશક્ય છે એમ ગણે છે. જયન્તીના સંબંધમાં પણ આવા જ વિવાદ ચાલે છે. પણ આ વિવાદમાં ન પડતાં ઉત્તમ રસ્તો એ છે કે જૂદી જૂદી સંસ્થાઓએ પોત પોતાના નેતાઓની જયન્ની ઉજવવી આવશ્યક છે.

હમેશાં બને છે તેમ જયન્તીના સંબંધમાં પણ દુરૂપયોગ થવા સંભવ છે. જયન્તી કોની ઉજવવી એનો નિર્ણય કરતાં બહુ વિચાર કરવાનો છે. જેની જયન્તી ઉજવવી હોય તે સ્ત્રી કે પુરૂષ તેનું જીવન આદર્શરૂપ હોવું જોઇએ. યુદ્ધમાં ખરૂં માન સેનાના નાયકના કરતાં સેનાને ઘટે છે છતાં જયન્તી સેના નાયકની જ ઉજવાય છે. પ્રત્યેક સૈનિકની જયન્તી તેના ઘરમાં જરૂરની છે પણ સમસ્ત પ્રજા ઉજવે તો જયન્તીનો આત્મા જાય જ. આવા જ પરિણામે હિંદુસ્તાનમાં એક દેવના તેત્રીશ કોટી દેવ થયા. અને હાલ મનાતો હિંદુ ધર્મ હાસ્યાસ્પદ થયો. આટલા માટે જયન્તી ઉજવતાં પહેલાં એનો આત્મા નષ્ટ ન થાય અને ભવિષ્યમાં હાસ્યાસ્પદ ન થાય એ માટે બહુ જ કાળજી રાખવાની છે.

**જયન્તી કેમ ઉજવવી?**

હવે જયન્તી કેમ ઉજવવી એ પ્રશ્ન ઉદભવે છે. રાનડે જયન્તી, કરસનદાસ જયન્તી, ગોવર્ધનરામ જયન્તી, દાદાભાઇ જયન્તી કેશવાજીની જયન્તીના કાર્યક્રમ જોતાં જણાશે કે જયન્તીને દીવસે અમુક સ્થળે પત્રોમાં જાહેર ખબર આપી કિંવા આમંત્રણ આપી જાહેર સભા ભરાય છે અને બે ચાર પ્રસિધ્ધ વક્તાઓ પાસે વ્યાખ્યાન અપાવી કાર્ય શરૂ કરાવવામાં આવે છે. 'ન મામા કરતાં કહેણા મામા સારા." એ ન્યાયે આટલું ઓછું નથી. પરન્તુ અમુક સ્થળે જાહેર જગામાં વ્યાખ્યાન અપાવાથી જ જયન્તીનો ઉદ્દેશ સરતો નથી. આવા સ્થળે આવનારાઓ સામાન્ય રીતે ભણેલા હોય છે અને એઓ જેમની જયન્તી ઉજવવાની હોય છે તેમને વિષે થોડું ઘણું જાણતા પણ હોય છે. જયન્તીનો આત્મા ન્હાના ન્હાના ગામડામાં—ન્હાના બાળકોમાં—ઘર કુધલી કરતી સ્ત્રીઓ—જે દેશની માતાઓ છે—તેમાં ઓત પ્રોત થાય તો જ જયન્તીનો ઉદ્દેશ પાર પડે.

આ ઉદ્દેશ પાર પાડવા સુચન તરીકે નીચેનાં સાધન યોગ્ય લાગે છે. એ પ્રમાણે પ્રત્યેક કુટુમ્બમાં, પ્રત્યેક શાળામાં અને પ્રત્યેક સંસ્થામાં પ્રયત્નો થાય તો જ જયન્તી ઉજવવાનો—જયન્તીમાં ભાગ લેવાનો આબાલ વૃધ્ધને ઉત્સાહ થાય અને જ્યાં ઉત્સાહ છે—સાધન છે, ઉં-તેજક વસ્તુ છે ત્યાં શુભ પરિણામ આવે જ.

(૧) જે સ્ત્રી કિંવા પુરૂષની જયન્તી ઉજવવાની હોય તેનાં ચરીત્રો પુસ્તકરૂપે બે તરેહનાં છપાવવાં. એક બાલકોને માટે અને બીજું પુખ્ત વયના સ્ત્રી પુરૂષો માટે-ઇન્ગ્લન્ડ, અમેરીકામાં નેલ્સન, નેપોલીયન, વોશીંગટન, ટેનીસન, સ્ટીવન્સન, નાઇટીંગેલ વગેરેનાં સચિત્ર ટુંક જીવન સરળ ભાષામાં અને બાળકોને રસ ઉપજે એવી રીતે તયાર કરવામાં આવે છે. અને આવાં ચરિત્રો સંસ્થાઓ તરફથી કિંવા દ્રવ્યવાન તરફથી બ્હોળે હાથે બાલકોમાં વહેંચવામાં આવે છે. આ પદ્ધતિનો પરોક્ષ રીતે બહુજ ઉંડી અસર થાય છે જ્યારે આપણા દેશમાં આપણા બાલકો આપણા મહાત્માઓના નામ પણ જાણતાં નથી.

રામાયણ કે મહાભારતનો સાર માત્ર હિંદુસ્તાનના ઇતિહાસના પહેલા ચાર પાના ઉપરથીજ જાણે છે ત્યારે યુરોપ અમેરિકાના બાલકો પોતાના દેશના મહાત્માના જીવન ચરિત્રથી એટલા તો વાકેફ હોય છે કે બાલ્યાવસ્થાથીજ એમને અનુકરણ કરવા પ્રબલ ઇચ્છા થાય છે. આજ પ્રમાણે મોટાં જીવન ચરિત્રો વયોવૃદ્ધને લાભકારક છે. આપણે ત્યાં જીવન-ચરિત્રો લખાય છે તે કાંતો જેનાં જીવન ચરિત્ર લખાય તેના કુટુંબીઓ પાસેથી દ્રવ્યની ઇચ્છા હોય કિવા લેખક થઇ કીર્તિ મેળવવાને લોભેજ લખાય છે. મહાત્મા-ઓના જીવનનો ગૂઢ અભ્યાસ, તેમના કાર્ય કૃત્યોનું નિષ્પક્ષપાત અવલોકન અને ભવિષ્યની પ્રજાને એમાંથી કાંઇ શિખવાનું મળે એવી પદ્ધતિસર જીવન ચરિત્ર લખાયાં હોય તોજ ખરેખર ધારેલો ઉદ્દેશ પાર પડે.

પ્રત્યેક વર્ષે જયન્તીને દિવસે આવાં પુસ્તકો વહેંચાવવાં અથવા બહુજ સસ્તાં વેચાવાં જોઇએ,

(૨) ગામે ગામ, સ્થળે સ્થળે જાહેર મિલાવડા કરી વિદ્યાર્થી તેમજ શિક્ષિત વર્ગમાં જીવન ચરિત્રનો અભ્યાસ કર્યો હોય અથવા તે મહાત્માના સહવાસ-માં આવ્યા હોય તેવા પાસે વ્યાખ્યાન કરાવવાં. વ્યાખ્યાનની અસર ક્ષણિક છે એમ કેટલાનું માનવું છે પરંતુ વ્યાખ્યાન-ભાષણોથી કાંઇ કાંઇ અવનવા બનાવો બન્યા છે અને તેની પણ એક અદ્ભૂત્ અસર છે.

(૩) શ્રીયુત દત્ત, મહારાણી વિક્ટોરીયા, ગોવ-ર્ધનરામ, રાનડે વિગેરેના જીવનમાથી શો બોધ લેવાનો છે! તમને જીવનનો કયો ભાગ ઉત્તમ લાગ્યો અને શા કારણથી એવા પ્રશ્ન પૂછી શાળા અને પાઠશાળાના વિદ્યાર્થીઓ પાસેથી ઇનામી નિબંધ માંગવા અને પ્રથમ આવનારને જયન્તીને દિવસેજ ઇનામ આપવું.

(૪) મહાત્માઓની માતા કે પત્નીએ મહાત્મા-ના ઉચ્ચ જીવનમાં કેવો અને કેટલો ભોગ લીધો હતો તેનો અભ્યાસ કરી સ્ત્રીઓમાં પોતાના પુત્ર કે પતિનાં જીવન ઉચ્ચ બનાવવા કેટલી તક છે તે સ્ત્રી-સંસદમાં વખતો વખત જયન્તીને દિવસે જણાવવું; આ પદ્ધતિથી જયન્તી જેવા પ્રસંગે સ્ત્રીઓમાં પણ નવું બલ આવશે અને એમને લાગશે કે જેમની જયન્તી ઉજવાય છે તેની ઉન્નતિમાં સ્ત્રીઓએ મુખ્ય ભાગ ભજવ્યો છે અને સ્ત્રીઓ દેશની ઉન્નતિનુ મુખ્ય અંગ છે.

(૫) જેમની જયન્તી ઉજવવાની હોય તે મહા-ત્માની છબીઓ ઘેર ઘેર રહે એવી અનુકુળતા કરી આપવી જૂના સમયમાં છબીયો નહોતી. પણ ગુજ-રાત કાઠીયાવાડના ગામડામાં જોશો તો જણાશે કે દરેક ગામડામાં તળાવ કાંઠે 'પાળીયા' હોય છે, આ પાળીયાની મુર્તિ પત્થરની અને જ્યાં ત્યાંથી કોતરી કાઢી હોય છે છતાં તે ગામના લોકોને પ્રત્યેક સહવારે મહાત્માનું સ્મરણ કરાવે છે. આજ પ્રમાણે મહાત્માની છબીના પ્રાતઃ દર્શન તેમના અનુકરણીય ગુણોનું ભાન કરાવે છે. છબીની સાથે ગામના ચોરામાં કે મંદિર જેવા સ્થાનકોમાં બાવલાં ઉભા કરાવવાં જોઇએ. આપણા દેશમાં સારા બાવલા કર-નાર કારીગરોની ન્યુનતા છે તેટલાજ ઉત્સાહની પણ ન્યુનતા છે. કારણ એમ ન હોય તો આખા ભારત વર્ષને સ્વરાજની ઝાંખી કરાવનાર લોર્ડ રીપન જેવા સર્વ માન્ય વોયસરોયનું બાવલું હિંદુસ્તાનમાં નહિ એ હિંદુસ્તાનને ઓછી શરમ ઉપજાવે એમ છે. જ્યારે ન્હાના કલેકટરો-પોલીટીકલ એજન્ટોનાં બા-વલાં સ્થળે સ્થળે ઉભરાઇ જાય ત્યારે લોર્ડ રીપન જેવા પ્રાતઃસ્મરણીય હિત ચિંતક મહાત્મા માટે કાંઇ નહિ! બાવલાં હોય ત્યારેજ સ્હવાર સાંજ બાલકો ફરવા જતાં 'આ કોનું પુતળું" છે એ પ્રશ્ન પૂછે ત્યારે તેમનાં ચરિત્ર સમજે, અને સમજે ત્યારેજ અનુકરણ કરતાં શિખે.

(૬) જયન્તીને દિવસે સંગીત-ઉત્સવ ઉજવી કન્યાઓ અને સ્ત્રીઓમાં મહાત્માના અથવા અન્યના બનાવેલાં ગીતો દ્વારા યશોગાન ગવરાવવાં જેથી આનંદ સાથે સારા સંસ્કાર પડે.

(૭) અજ્ઞાન વર્ગમાં કીર્તનદ્વારા મહાત્માના જીવન ચરિત્રો લોકોને સમજાવવાં. જેવી રીતે કૃષ્ણ જયન્તી કે રામનવમીને દિવસે રાત્રી જાગરણ કરી હેમનાં કીર્તનો કથાઓ થાય છે તેજ પ્રમાણે જયન્તીને દિવસે રસિક ભાષામાં કીર્તનો થવાં જોઇએ જેથી અજ્ઞાન વર્ગમાં પણ કાંઇ ઉત્સાહ રેલાય.

જયન્તી ઉજવવાની આટલીજ રીત છે એમ કહેવાનું નથી. આ તો માત્ર સૂચન રૂપજ છે. આપણા ગુજરાતમાં જયન્તી ઉજવવાનો પ્રથા શરૂ થયો છે તે સમયે આ લેખ અસ્થાને નહિ મનાય એવો વિશ્વાસ છે. જયન્તીના ઉચ્ચ આદેશ ધ્યાનમાં લઇ તે આદેશ પાર પાડવા આપણા હાથમાં છે. અને એ પ્રમાણે ઉજવાશે તો અમને ખાત્રી છે કે આપણા યુવાન વર્ગમાંથી ઘણાની સાક્ષર તરીકે, રાજ પૂરૂષો તરીકે, ધર્માત્મા તરીકે કે સુધારકો તરીકે જયન્તી ઉજવવાનો સમય આવશે. પ્રભુ આવા સ્ત્રી પુરૂષો ગુજરાતમાંથી ઉત્પન્ન કરાવે એજ મહેચ્છા.

શાંતિકુટિર } भोगीन्द्रराव रतनलाल दीवेटीआ.
શાન્તાક્રુઝ } બાં. એ. બન્ધુ સમાજ.

---

જે વસ્તુઓ તમને અપ્રાપ્ત હોય તે પ્રાપ્ત કરવાનો સરળ ઉપાય તમે જાણો છો? શ્રવણ કરો, તે વસ્તુઓ તમને પ્રાપ્ત થશેજ, એવી દૃઢ શ્રદ્ધા રાખ્યા કરો. જેમ પૃથ્વીમાં સર્વ પ્રકારનાં પાક રહેલા છે, તેમ અદૃષ્ટ કારણમાં તમારી ઇચ્છાના સઘળા પદાર્થો રહેલા છે. અદૃષ્ટમાંથી તે પદાર્થોને તમારી પાસે આકર્ષી આણનાર કેવળ શ્રધ્ધા છે. અદૃષ્ટમાં રહેલા તે પદાર્થોમાં શ્રદ્ધા ધરો, અને પછી પૂર્ણ ધૈર્યને સેવતા તે પદાર્થોને તમારી પાસે આવવાની વાટ જોયા કરો. જેમ તમારી શ્રદ્ધા અધિક બળવાન થશે, તેમ અધિક વેગથી તે પદાર્થો તમારી પાસે ખેંચાઇ આવવાના. શ્રદ્ધા જ્યારે અપ્રાપ્ત પદાર્થો સાથે તમારો સંબંધ જોડે છે, ત્યારે સંશય તે પદાર્થોથી તમારો સંબંધ તોડે છે.

---

# राजेश्वरनो अधिकार.

ઇંગ્લેંડના શહાનશાહોનાં કેટલાક અધિકાર એવા છે કે તે આપણા દેશની પ્રજાએ જાણવા જોઇએ. અને તેટલા માટેજ સ્વ. શહાનશાહ નામદાર શહાનશાહ એડવર્ડના રાજ્યાધિકાર સમયે બહાર પડેલી વિગતો અત્ર પ્રકટ કરવામાં આવે છે. આવાજ અધિકારો ત્યાંના શહાનશાહોને આપતા હોવાનું ધારવામાં આવે તો આવાજ અધિકારો, આપણા હાલના શહાનશાહ નામદાર પાંચમા જ્યોર્જના પણ, હોય એ સ્વભાવિક છે.

૧—જો ઇંગ્લેન્ડના કોઇ નિવાસીના ઘરમાં સોનું કે જવાહીરની ખાણ નિકળે તો નામદાર શહાનશાહને અધિકાર છે કે તેઓ પોતાનાં માણસોને મોકલી તે ખાણ ખોદાવે અને તેમાંથી જે કાંઇ ધન મળે તે સરકારી ત્રીજોરીમાં જમા કરાવે. જે કાયદાની રૂએ એઓ નામદારને આ અધિકાર મળ્યો છે તે કાયદો હજુ સુધી એમને એમજ છે.

૨—જો પાર્લામેન્ટના હુકમથી કોઇ દેશ અથવા જાતિ સાથે અંગ્રેજોને લડાઇ થતી હોય તો નામદાર શાહની ઇચ્છા થાય તો તે નામદાર લડાઇને તરત બંધ કરાવી શકે છે. પછી તેમાં ગમે તો અંગ્રેજ જાતિની હાની થતી હોય તો પણ શું થયુ? કાયદાની રૂએ હેમને કોઇ રોકી શકતુ નથી. ટ્રાન્સવાલની પાછલી લડાઇ બન્ધ થઇ તેનું કારણ ઘણા લોકો આવા પ્રકારના અધિકારનુંજ સમજે છે.

૩—જો તેઓ (નામ. શહાનશાહ) ત્રીજા એડવર્ડની પેઠે યુદ્ધ પ્રીય હોય તો પાર્લામેન્ટને વગર પૂછે ફ્રાન્સ સાથે લડાઇ કરી શકે છે! અને હેનું કારણ એ બતાવે કે બ્રીટીશ એલચી (કે જે હમણાં ફ્રાન્સના અધિકારમાં છે તે) ખરૂં જોતાં અમારોજ છે ફ્રાન્સ તે પાછો આપે નહિ તો અમે હેને છીનવી લઇશું.

૪—ઇંગ્લેન્ડમાં એક એવો કાયદો છે કે ત્યાંનો રાજા પોતાનું લશ્કર, એક ચોકકસ સંખ્યાથી ઉપરાંત વધારી શકતો નથી. પરંતુ ત્હેમને અધિકાર છે કે મરજીમાં આવે તો લશ્કર વધારે રાખે કિંવા ઓછું રાખે અથવા બીલકુલ રાખેજ નહિં. આ બાબત સ્પષ્ટ શબ્દોમાં કહેતાં એવું સમજાય છે કેઃ નામ. શહાનશાહ સપ્તમ એડવર્ડ, પોતાના તાબાના લશ્કરમાંથી ગમે તેને એકદમ રજા આપી દેતા. પછી તે જળ માર્ગનો કિંવા સ્થળ માર્ગનો કાંતો મ્હોટો ઓફિસર હોય કે એક પડઘમ વગાડનાર ડઘમચી હોય !

૫—આ બધા કરતાં પણ એક બીજો, સૌથી ઢિયાતો એવો અધિકાર છે કેઃ બધાં લશ્કરી વહાણો ટીમરો), તોપો, બન્દુકો, બન્દરની જગ્યાની ભૂમિ ને સમુદ્રની સેનાનો તમામ સામાન વેચી, (શહાશાહ) ઈંગ્લેન્ડને નિરાધાર અને શકિતહીન કરી કે છે. ઇ. સ. ૧૮૭૧ ના માર્ચ માસમાં હૌસ ઓફ ામન્સમાં એક એવો ઠરાવ લાવવામાં આવ્યો હતો લશ્કરમાં કમીશનથી ખરિદવાનો નિયમ સારો નથી. નિયમ રદ કરવો જોઇએ. એ નિયમાનુસાર અમીર ાકો પોતાના નાલાયક પૂત્રોને પણ રૂપિયાના જોરથી મોધ્ધો અપાવી શકે છે. જયારે આ ઠરાવ હૌસ ઓફ લોર્ડસની સભામાં લાવવામાં આવ્યો ત્યારે યાં એ ઠરાવની કાંઇ પણ દરકાર કરવામાં આવી હિ. અને તેને રદ કરવામાં આવ્યો, પરંતુ સ્વર્ગસ્થ હારાણી વિકટોરિયા માતાના રાજ્ય અમલમાં એ રાવ મંજુર કરવામાં આવ્યો અને એક કાયદા રૂપે પસાર થયો. અને સાબિત કરી આપ્યું કે વિલાયતના રાજાની શકિત પાર્લામેન્ટની શકિતથી પણ વધારે છે.

૬—નામદાર શહાનશાહની મરજીમાં આવે તો તેઓ શ્રી તમામ કેદિઓને છોડી દઇ મુકત કરી શકે છે. અને તે નામદારની મરજીમાં આવે તો તમામે કેદખાના ખાલી કેરી શકે છે.

૭—નામદાર શહાનશાહ પોતાના પ્રધાન મંત્રી અને કેબીનેટના બીજા સભાસદોને રજા આપી નવો મંત્રી નીમી શકે છે.

૮—નામ. શહાનશાહની ઇચ્છામાં આવે તો તેઓ વિલાયતની કોઇ ન્હાની નિશાળને કેમ્બ્રિજની યુનિવર્સિટીઓની પદવી આપી શકે છે, કારણ કે તે યુનિવર્સિટીઓને તેમની પદવી પણ બાદશાહી તરફથીજ મળી છે.

૯—તેઓની મરજીમાં આવે ત્હેને ડયૂક અથવા લોર્ડ વિગેરે બનાવી શકે છે, પછી ચાહે તો તે સ્ત્રી, પુરૂષ કે બાળક કાં ન હોય? અગર જો તેઓ ખેતાબ વેંહેંચવા માંગે તો વિલાયતના એક ભંગીને પણ અર્લ બનાવી શકે છે એજ રીતે આફ્રીકાના એક મજુરને લોર્ડ અને હિંદુસ્થાનના એક ભીખારીને પિયર બનાવી શકે.

૧૦—જો તેઓ ચાહે તો વિલાયતના એક રહેનારને પરદેશ ન જવા દે, અથવા ચાલ્યો ગયો હોય તો તેને પાછો બોલાવી લે અને જો તે ન આવે તો ત્હેની માલ મિલકત જપ્ત કરી લે.

૧૧—વિલાયતનો બેટ અને જે સમુદ્ર, એ ટાપુઓને ઘેરે છે તે બધા ઇંગ્લેન્ડના બાદશાહના છે. તેમાં માછલીઓ વિગેરે જે છે તે પણ બાદશાહનુંજ છે, તેઓ ધારે તો માછીઓને માછલાં પકડવા દે નહિં. જો કોઇ નાવારસ મરણ પામે તો તેની મીલકતનો વારસ બાદશાહ છે.

૧૨—જેમ તેઓ યુનિવર્સિટીને બંધ કરી શકે છે, તેમજ કોઇ બન્દરને પણ બંધ કરી શકે છે અને નવા ઉઘાડી શકે છે.

૧—કોઇ વેપારી કામમાં પ્રજાના ભાગીદાર થઇ શકતા નથી.

૨—પ્રજાનું કોઇ ઘર કે વસ્તુ ભાડે લઇ શકતા નથી.

૩—મરણ સમયે જો કોઇ પોતાની મેળે તેમને પોતાની મિલ્કતના અધિકારી બનાવે તો તેમ બની શકે છે પણ તેઓ પોતે તેનું કામ કરતા નથી પણ પોતાના એજન્ટ દ્વારા તે કામ કરાવી શકે છે.

૪—ઉપરજ આપણે વાંચી ગયા કે બાદશાહ કેમ્બ્રીજને તોડી શકે છે. પણ પ્રિવી કૌન્સિલના "મુખ્ય" થઇ શકતા નથી.

૫—પાર્લામેન્ટે નાંખેલો કર માફ કરી શકતા નથી.

૬—તેઓ પ્રજામાંના કોઇ પણ સખસને કરજ આપવાનું દબાણ કરી શકતા નથી.

૭—કેદીને છોડી શકે છે પણ કોઇને પોતાની મરજી પ્રમાણે કેદ કરી શકતા નથી.

૮—તેઓ પોતાની મિલ્કત પોતાના પદને યોગ્ય અધિકારી સિવાય બીજા કોઇને આપી શકતા નથી.

૯—બાદશાહ જો રોમન કેથોલિક ધર્મમાં ચાલ્યા જાય અથવા તે ધર્મની કોઇ સ્ત્રી સાથે લગ્ન કરે તો તેમનો રાજ્યાધિકાર નષ્ટ થઇ જાય.

૧૦—બાદશાહની પાસે કોઇનું કાંઇ લ્હેણું હોય તો કોર્ટમાં જઇ ફરીઆદ કરી શકે છે.

૧૧—કોઇ બીજા રાજ્યના દુતને બાદશાહ ઇનામ આપી અથવા દંડ કરી શકતા નથી.

D. R. M.



## ग्रंथावलोकन.

### મેવાડા બ્રહ્મનાદ:—

ઉકત નામના માસિક પત્રના કેટલાક અંકો ત્હેના તંત્રી શ્રીયુત મણિલાલ મગનલાલ ત્રીવેદી તરફથી મળ્યા છે. ત્રણ જાતના મેવાડા બ્રાહ્મણો, મેવાડા વણિક વિગેરે જ્ઞાતિના અભ્યુદય માટેજ આ માસિક પ્રગટ કરવાનો ઉદ્દેશ જણાવવામાં આવ્યો છે. જે અંકો અમારી દૃષ્ટિ સન્મુખ પડયા છે તેમાં જોતાં "મેવાડા" જ્ઞાતિના અભ્યુદય સંબંધી (૪થા અંકમાં "મેવાડા મહોદધિ-શોધન" અને (૫માં અંકમાં) "ત્રવાડી" મેવાડા બ્રાહ્મણ પંચની સભા" એવા બેજ ક્ષુદ્ર લેખો જણાય છે. અને તેમાં પણ પહેલો લેખ જે અતિ મહત્વનો છે તેનાં માત્ર પોણા બે પાનાંજ! જ્યારે બીજો લેખ માત્ર અર્ધું પાનું! મેવાડા બ્રાહ્મણાદિ વર્ણના ઉદય માટે પ્રકટ થતા આ એકજ માસિક પત્રમાં બીજા ઘણા ઉપયોગી લેખો પ્રકટ કરી શકાય એમ છે, તંત્રી મહાશયે મેવાડા બંધુઓની ઉત્પતિ વિગેરે ઉપયોગી વિષયો પોષ માસથી પ્રકટ કરવાનું આ પત્રમાં વચન આપ્યું છે પરંતુ તેટલા વખતમાં મેવાડા બંધુઓની એક ડીરેકટરી, મેવાડા જ્ઞાતિ કયાં કયાં ગામોમાં અસ્તિત્વ ધરાવે છે, જુદાં જુદાં ગામોમાં મેવાડા જ્ઞાતિના કયા કયા સારા નરસા રિવાજો ચાલે છે, મેવાડા જ્ઞાતિમાં મરણ અને લગ્નાદિ પ્રસંગે કયા કયા અયોગ્ય ખર્ચો થાય છે તે પ્રકટ કરવા જોઇએ. અને જ્ઞાતિ બંધુઓમાં કેવા પ્રકારના કલહ ચાલે છે તે જાણી તેના નિવારણને માટે જ્ઞાતિ બંધુઓ તરફથી સુચનાઓ મેળવી પ્રકટ કરવી જોઇએ. જે જ્ઞાતિના ઉદ્દેશ માટે આ માસિક પત્ર પ્રકટ થાય છે તેના સંબંધમાં પોણા બે પાનાં કે અર્ધું પાનુંજ પ્રકટ થાય એ શોચનિય છે! જો કે આ માસિક પત્રમાં પ્રકટ થતા બીજા લેખો વાંચ્છનીય છે છતાં જ્ઞાતિનો ઉદય થાય

એ ઇચ્છાથીજ જ્યારે માસિક પત્ર પ્રકટ કરવામાં આવ્યું છે ત્યારે તો તેજ ઉદ્દેશ પાર પાડવા જેવાજ લેખો પ્રકટ કરવા જોઇએ. તંત્રી મહાશય અમારી આ સુચના લક્ષમાં લેશે. ૨૪ પૃષ્ટના માસિક પત્રનું મૂલ્ય પોસ્ટેજ સાથે રૂા. ૧-૪-૦ છે તે વધુ નથી. મેવાડા બંધુઓએ. આશ્રય આપવો જોઇએ *

## સંગિત શ્રેણીઃ—

આર્યોનો ઉદ્ધાર કરનાર આ સંગિત શ્રેણી તેના પ્રયોજક શ્રીયુત હરિશંકર વિ. ઓઘડભાઇ વિદ્યાર્થિ વિરમગામ તરફથી મળી છે. આ વિદ્યાર્થિ આર્ય સમાજીષ્ટ જણાય છે. અને તેથીજ કેટલાંક સંગિતોમાં "સમાજ" ના સિદ્ધાંતોનો પ્રતિ ધ્વનિ જણાય છે. સમગ્ર આર્યોના ઉધ્ધાર માટે થતા પ્રયાસોમાં "સમાજના" સિધ્ધાંતો ઇષ્ટ પ્રદ મનાતા નથી તે શ્રીયુત હરિશંકરથી અજાણ્યું તો નહિંજ હોય! આ શ્રેણીમાંનાં કેટલાંક સંગિત સમગ્ર આર્યોને વાંચી મનન કરવા યોગ્ય છે. દેશ ઉપર પ્રીતી રાખનાર દેશભકતોનાં તન, મન કેવાં હોવાં જોઇએ તેનો તેમાં અચ્છો ચિતાર છે કીમત ૦-૨-૬.

## ગુજરાતી શબ્દ કોષઃ—

આ સુબૃહદ્ ગ્રંથની પહોંચ સ્વીકારતાં અમોને અત્યાનંદ થાય છે. ગુજરાતી સાહિત્યના ગ્રંથોમાં જુદા જુદા શબ્દો વપરાય છે. પરંતુ કેટલંક એવા મનુષ્યો છે કે તેમને તે શબ્દોનો અર્થ સમજાતો નથી. ઘણી વખત ઘરગતુ શબ્દો અને કેટલીક વખત સંસ્કૃત કે એવીજ બીજી ભાષાના શબ્દો પણ વપરાય છે. આથી વખતે નવલકથાઓ કે ધર્મનાં કોઇ પુસ્તકો વાંચનારને જો એક શબ્દ નથી સમજાતો તો તે વાકયનો અર્થ બદલાઇ જાય છે એટલુંજ નહિં પણ અર્થનો અનર્થ પણ થઇ જાય છે. નડીયાદ નિવાસી રા. રા. લલ્લુભાઇ ગોકલભાઇ પટેલે આ વિશાળ ગ્રંથ બહાર પાડી ગુજરાતી સાહિત્યની તેમજ ગુજરાતી બંધુઓની મહદ્ સેવા બજાવી છે. એવજ બીજા કોષો કરતાં આ ગ્રંથમાં વિશેષતા એજ છે કે તે તે શબ્દો કયા કવિ કે લેખકે વાપર્યા છે તેનું એક એક વાકય પણ ટાંકી બતાવ્યું છે જેથી અર્થ સમજાય. જો કોઇ શબ્દના બે અર્થ થતા હોય તો ભૂલ થાય નહિં અને શબ્દનો ખરો અર્થ સમજાય. લેખકે જ્યાં સુધી તેમને ગુજરાતી ભાષાનાં શબ્દો જડયા છે ત્યાં સૂધી શોધીને પ્રકટ કરવ મેહેનત કરી છે. એમાં ૭૦૦૦ શબ્દો અને તેના અર્થ પ્રકટ કર્યા છે. આવા પ્રહત્ ગ્રંથોનો, દરેક ગુજરાતી ભાષા ઉપર પ્રેમ રાખનાર સજ્જનોએ સત્કાર કરવો જોઇએ. આવાં વિશાળ અને સુંદર બાંઇન્ડીંગ સાથેના ગ્રંથનાં પ્રમાણમાં તેની કીમત રૂા. ૬-૦-૦ અમને વિશેષ જણાતી નથી. નામદાર સરકારે અને દેશી રાજ્યોએ આવા ગ્રંથને ઉત્તેજન આપવું જોઇએ. તેમજ દરેક વિદ્યાર્થિઓ પાસે રહે તેવા યત્ન કરવો જોઇએ. અમે શ્રીયુત લલ્લુભાઇ ગો. પટેલને અનેક ધન્યવાદ આપીએ છીએ.*

## સ્વધર્મઃ—

વડોદરેથી પ્રકટ થતુ ઉપલા નામનું માસિક પત્ર અમને મળતું રહે છે. આ પત્રમાં લખાતા જુદા જુદા લેખો ઉત્કૃષ્ટ છે. મનુષ્યનો "સ્વધર્મ" શુ છે તે બતાવી આપનારા લેખો, વાંચક વર્ગને પોતાના કર્તવ્યમાં પ્રેરે છે. પરમહંસની પ્રસાદી, રાષ્ટ્રીયધર્મ, સ્વામિ વિવેકાનંદના વિચાર, ચાર આશ્રમો, હિંદુસ્થાનનું ભવિષ્ય, યશ શાથી મળે, વેદ વાણી, યજ્ઞરહસ્ય, આત્મકૃપા, વીશ વર્ષનો સંકેત, સનાતન ધર્મ, ભાવીયોજ, સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણની આવશ્યકતા, દેવ દરિયામાં ડુબ્યાં, વિગેરે લેખો અને કવિતાઓ વાંચવા જેવાં છે. એમાં પ્રકટ થતી ચાલુ ઐતિહાસિક નવલકથાઓ હિરણ્યમયી (કે જે "ભારત જીવન"ની ૧૯૧૦ની ભેટ તરીકે અપાઇ ગઇ છે તે) પણ પ્રકટ થાય છે. એમાં દરેક વખતે એક એક છબી પ્રસિધ્ધ થાય છે. વાંચકવર્ગને ઉત્સાહિ અને

* ઠે૦ રાયપુર—અમદાવાદ.

*મળવાનું ઠેકાણું: ભારતજીવન પ્રેસ, પોષ્ટ નં. ૨ મુંબઇ.

ઉમંગી કરે એવા કેટલાક લેખો હોવાથી તેને ઉત્તેજન મળવાની જરૂર છે. વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૩-૦ પોસ્ટેજ સાથે છે જે વધુ નથી. અમે હેના તંત્રી શ્રીયુત સોમેશ્વર મગનલાલ પંડિતની ફત્તેહ ઇચ્છીએ છીએ.*

## શિવાજી અને જેબુન્નિસા:—

રા. રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રીવેદી (મહુવા-કાઠીયાવાડ) આ પુસ્તકમાં શિવાજી તથા જેબુન્નિસાના પ્રેમનું વર્ણન કરવામાં આવ્યું છે. મહારાષ્ટ્રનો વીર શિવાજી ઔરંગજેબ જોડે સંધિ કરે છે. અને દિલ્હીમાં ગયા પછી કેદ થાય છે તે સમયે ઔરંગજેબની પુત્રી જેબુન્નિસા કે જે એક સારી હાફીજા* અને સારી શાયર હતી તે શિવાજીને જોઇ તેની ઉપર આશક થાય છે અને તે પ્રેમની આગમાં બળતાંજ તેણે પોતાની આખી જીંદગી કુંવારી કાઢી તેના પૌત્ર શાહુને પુત્રવત્ પાળ્યો હતો તથા પોતાના પિતાને સમજાવી તેને છોડાવી પાછું માહારાષ્ટ્રનું સિંહાસન અપાવ્યું હતું તે શુધ્ધ પ્રેમનું ચિત્ર આ કાવ્યમાં આપવામાં આવ્યું છે જો કે કેટલાક લખનારાઓ તે સતીને સ્વેચ્છાચારિણી પણ લખે છે. પરંતુ ઇતિહાસ તેની સાક્ષી પુરતો નથી. હમે હમારા ત્રીજા વર્ષમાં તે વિષે ઐતિહાસિક લેખ લખ્યો હતો તે વાંચનારા જાણી શકશે કે જેબુન્નિસાએ શિવાજી શિવાય બીજા કોઇને પણ અંતઃકરણ પુર્વક માન્યોજ નથી પછી તો પરદેશી લેખકોની કલમ જેટલો ગજબ ન કરે તેટલો ઓછો ! એકંદર રીતે શ્રીયુત ત્રીવેદીનો પ્રયાસ ઉત્તેજન આપવા યોગ્ય છે. કેટલાંક કાવ્યો તો હૃદયને ધક્કો મારે તેવાં છે. કીમત જરાક ઓછી રાખી હતે તો બહુ સારૂં થતે.

* ઠેકાણું: "સ્વધર્મ" ઑફીસ, નૃસિંહજીની પોળ વડોદરા.

*મુસલમાનોમાં જેને કુરાન મુખ પાઠ હોય તેને હાફીજ કહેવામાં આવે છે.

## જૈન નિબંધ સંગ્રહ—

આ સંગ્રહના પ્રકાશક રા. રા. ભગુભાઇ ફતેહચંદ કારભારી તરફથી ઉકત પુસ્તક અભિપ્રાયાર્થે મળ્યું છે. દિપવાળીના સુપર્વ ઉપર હિંદુ અને પારસી ભાઈઓએ પોતાના પત્રાદિના "ખાસ અંકો, કહાડી જ્ઞાન લ્હાણી કરી છે તેમ "જૈન" પત્રના ઉત્સાહી અને વિદ્વાન તંત્રીએ ઉકત સંગ્રહ પ્રકટ કર્યો છે. રોયલ આઠ પેજી સાઇઝનાં ૧૮૪ પાનાનો આ દળદાર સંગ્રહ જૈન બધુંઓને બહુ ઉપયોગનો છે. એમાં "જૈન" પત્રે પ્રગટ કરી જૈન ભાઇઓની સેવા બજાવતાં શ્રીયુત ભગુભાઇને કેટલાં વિઘ્ન નડયાં છે તે શરૂઆતમાં બતાવવામાં આવ્યું છે. આ સંગ્રહમાં જૈન મુનિ મહારાજોએ પણ કેટલાક લેખો લખી પોતાના સદ્જ્ઞાનનો જેમ પરિચય આપ્યો છે તેમ જુદા જુદા ધર્મના ગુરૂઓ પોતાના જ્ઞાનનો પરિચય આપતા હોય તો કેવું સારૂં ? અમે જોઇએ છીએ કે ઘણા ધર્મ ગુરૂઓ શિષ્યોનું ખાઇ પી તાગડધિન્ના કરે છે તેમણે જૈન મુનિ મહારાજાઓનો દાખલો લેવો જોઇએ. અને લેખો તથા ભાષણો દ્વારા શિષ્યોના લીધેલા પૈસાનો બદલો આપવો જોઇએ. આ સંગ્રહમાં જૈન ફિલોસોફી, વીર શાસનમાં ઉદભવેલા નિન્હવો, ઉપદેશથી વિચાર વૃધ્ધિ કે પરિવર્તન, વિચાર રત્ન માળા, જુની ગુજરાતીની વાનગી, પૂર્વની સ્થિતિ અને વર્તમાન જૈનો, વ્યવહાર અહિંસા, યોગનો દુરૂપયોગ, પતિ પત્નિનો સંબંધ, વિગેરે લેખો ખાસ ધ્યાન ખેંચે છે. વળી તે ઉપરાંત જૈન જ્ઞાનોધ્ધાર અને પુસ્તક પ્રકાશનવાળો લેખ જાણવા જેવો છે. જૈન ધર્મ અને જાતિનાં પુસ્તકો વિદ્વાનોનાં લખેલાં બહાર પાડવા માટે "જૈન ધર્મ પ્રસારક સભા" વિગેરે કેટલીક સંસ્થાઓ ઉત્પન્ન થઇ હજારો, લાખો રૂપિયાનું ફંડ ભેગું થયું છે. અને ધર્માદિના ગ્રંથો છપાઇ બહાર પડે છે તે જ પ્રમાણે ગુજરાતી ભાઇઓએ એક સામાન્ય ફંડ ઉભું કરી તે દ્વારા ધર્મ, નીતિ,

ઇતિહાસ, રસાયણ અને હુન્નરાદિ અતિ ઉપયોગી વિષયોનાં ગુજરાતી પુસ્તકો પ્રકટ કરવાં જોઇએ. જ્યાં સુધી પ્રજામાં એવાં અનેક પુસ્તકો બહાર પડશે નહિ-ત્યાં સુધી સંગીન જ્ઞાન મળશે નહિ. ઘણા મનુષ્યો સંતતિ રહિત મરણ પામે છે ત્યારે પોતાની પુંજીમાંથી કંઇક હિસ્સો ગુજરાતી ગ્રંથ પ્રસાર કરવાના ફંડમાં આપ્યા કરે તો અમે ખાત્રીથી કહીએ છીએ કે એક પછી એક ઉત્તમ પુસ્તકો પ્રકટ થશે, પ્રજાને નવું બળ, નવું જ્ઞાન મળશે અને ગુજરાતી ભાઇઓને કર્તવ્યાકર્તવ્યનું જ્ઞાન થશે. આ નિબંધ સંગ્રહ બહાર પાડવા માટે અમે શ્રીયુત ભગુભાઇને ધન્યવાદ આપીએ છીએ. આ અંકની કિંમત ૦-૮-૦ છે.*

## સનાતન ધર્મ:—

સનાતન ધર્મ મહામંડળ તરફથી બનારસથી આ માસિક પત્રના બીજા વર્ષના ૧-૨-૩-૪ અને ૬-૭ આ પ્રમાણે અંકો મળ્યા છે. સનાતન ધર્મનો ફેલાવો થાય, સનાતન ધર્મની રક્ષા થાય, અને સનાતન ધર્મનાં ગુઢ તત્વો જાણી-સમજી-તે ઉપર શ્રધ્ધા રાખતાં શિખે એ જોવાને અમે બહુ ઉત્સુક છીએ. "સનાતન ધર્મ" માસિક પત્રનો પણ એજ ઉદેશ છે. સ. ધ. મહા મંડળ તરફથી આ માસિક પત્ર કાઢવાનો પણ એજ ઉદેશ છે. આ માસિકમાં, "શ્રી કાશી પુરી," ધર્મ શિક્ષા અને ગવર્નમેન્ટ, શોકોચ્છવાસ, ભાવતત્વ, ધુમકેતુ, બ્રાહ્મણોને ઉદ્બોધન, મનુષ્યની વિશેષતા, શ્રી પંચમી ઉત્સવ, આર્ય જાતિનું આયુર્વેદ, નારી ધર્મ, પાપનું મૂળ અને જ્ઞાન-વિજ્ઞાન આદિ લેખો વાંચવા લાયક છે. મહામંડળે ફંડમાં લાખો રૂપિયા ભેગા કર્યા છે. પણ ગુજરાતી વર્ગે જે ફાળા આપ્યો છે તેના પ્રમાણમાં તેમને સંગીન લાભ મળવો જોઇએ. અનેક ધર્મના ગ્રંથો સસ્તી કીમતે બહાર પડે અને નાસ્તીક થતી પ્રજા તેહેનો લાભ લે એવા માર્ગ લેવાવા જોઇએ, બીજા ખાતાંઓ અનેક યત્નો કરી પોતાંનાં માર્ગનાં પુસ્તકો ફેલાવે છે, ઉપદેશ અપાવે છે તે પ્રમાણે સનાતન ધર્મ મહા મંડળે પણ કરવું જોઇએ અને આવા યત્નો ગુજરાતમાં કરવાની વિશેષ કાળજી રાખવી જોઇએ. ઉક્ત માસિક પત્રમાં હજુ પણ વધારે લેખો પ્રકટ થાય તેવી યોજના કરવી જોઇએ. આ મંડળના સભાસદ થઇ રૂ. ૧) ભરનારને ઉક્ત માસિક પત્ર મફત મળે છે. તેનો લાભ અવશ્ય લેવાવો જોઇએ.

એ સાથે જ એક બીજી સુચના પણ અમે કરીશું કે એ માસિક પત્રમાં વપરાતી ગુજરાતી ભાષામાં કેટલાક હિંદી ભાષાના શબ્દો વપરાય છે એટલે હિંદી-ગુજરાતી થવા પામે છે. જેવા કે "પૃથિવી ભરમાં," "સાંવળા," "ચન્દા," "લાટ" "અફસર," "કુહરા" "યવકી બાલી," "દુબકા," "કાતર," "લગાવી" "ચારો બાજુ" "દેખ ભાલ," "ભલી ભાંતિથી," "હરસુ," "મીલ" "રાજ ઘરાણાં" "કમરો" "ભીતર" "પાંચવે," "ચારો આશ્રમો," "ફરવરીએ," "નાતી પ્રપુત્ર" "સેંતાલિશ" વિગેરે શબ્દો નજરે પડે છે. ભાષાન્તર કર્તાઓએ આવા શબ્દોના ગુજરાતી અર્થો મૂકવા જોઇએ. એ ઉપરાંત આ માસિક પત્રની લેખન શૈલીમાં કેટલેક ઠેકાણે વ્યાકરણ દોષ અને વાકય રચના દોષ રહી ગયલા નજરે પડે છે. ઉદાહરણ, "ભગવદ ભકતની શરણ લીયે," ત્યાં "ભગવદ ભકતનું શરણ લે," જોઇએ. "જગતની ચારો બાજુથી" ને બદલે "જગતની ચારે (સર્વ) દિશાઓમાંથી" હોત તો ઠીક થાત. "મારી ઇચ્છા બની રહી છે," તેને બદલે "એક મહદ ઇચ્છા-પ્રવર્તિ રહિ છે," "રસમયી શકિતઓથી પૂર્ણ નહિ હોતી તો * * * ઘોર ઉત્પત વાયુ ચાલતો." ને બદલે "રસમયી શકિતઓથી પુર્ણ ન હોત તો * * * અતિ ઉષ્ણ વાયુ વહન કરત." વિગેરે. એ ઉપરાંત કેટલાક કાઠીયાવાડી લેખકોના પેટન્ટ શબ્દો "કરેલ ગયેલ, આવેલ, બનેલ, ઠરેલ, દીઠેલ, કહેલ, મૂકેલ"

* જૈન પત્રની ઑફીસ કાલબાદેવી રોડ મુંબઇ.

વિગેરે તેમજ "છીએ, કરીએ, ફરીએ, તારીખે, શનિવારે, દિવસે, સાહેબે, જાપાનિયોએ, જોઇએ, ભીષ્મદેવે, સમજીએ, મહાશયે, ફકીરે, વિગેરે ઘણા શબ્દોને છેડે અનુસ્વાર મુકી દેવામાં આવ્યાં છે! ગુજરાતી વિભાગના તંત્રી મહાશયને અમારી નમ્રતાપૂર્વક પ્રાર્થના છે કે ઉપર બતાવેલા દોષો જો તેમને યોગ્ય જણાય તો સુધારવા. તેમ થવાથી શુધ્ધ ગુજરાતી ભાષાનો પ્રચાર થશે અને વાચક વર્ગને વ્યાકરણ દોષને લીધે સમજવામાં ગુંચવાડો થતો અટકશે. આ માસિક પત્રનો અમે ઉત્કર્ષ ઇચ્છીએ છીએ. આશા છે કે સનાતન ધર્માભિમાનીઓ એને ઉત્તેજન આપશે.

## સ્ત્રી ધર્મ ગીતા—પ્રથમ ભાગઃ—

આ પુસ્તક ત્હેના લેખક શ્રી પ્રભાકર વિ. પ્રધાન શર્મા તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. આ પુસ્તક સ્ત્રીઓને માટે ઉપયોગી છે. તેમાં "સુરેન્દ્રબાલા" નામની એક સાધ્વી સ્ત્રી પોતાના સમક્ષ ઉપદેશ ગ્રહણ કરવા આવેલી સુંદરી સમાજને જુદા જુદા સ્ત્રી ધર્મ ઉપર ઉપદેશ આપે છે. એવો ઉપદેશ આપવાને લેખકે બાર દિવસ ઠેરવ્યા છે. અને તેમાં જાણે ભાષણો થતાં હોય તેમ બોધ અપાય છે. "મનુષ્ય શરીરની મહત્તા, રાજાપ યુધિષ્ઠિર અને બે પોપટ, વિદુષી મદાલસાનો પુત્ર પ્રત્યે સદબોધ, પતિ સેવા વિચાર, પતિ પરાયણ સતી નર્મદા, પતિવ્રતાનાં આચરણ, સતી રજપુતાણી રાણી કીર્ણવતી, પતિ આજ્ઞા પ્રભાવ, શંકર અને સતી, શિયળ વ્રત મહિમા, પતિવૃતા સુમતિ અને અગ્નિ કુંડ, પતિને વશ કરવાની વશિકરણ વિદ્યા (!) પતિ ભક્તિથી વિમુખ સ્ત્રીઓની દુર્ગતી આદિ કેટલાક નિબંધો મનન કરવા જેવા છે. પરંતુ દિલગીરી સાથે અમને જણાવવું પડે છે કર્તા મહાશયે પુસ્તકમાં કેટલેક ઠેકાણે કઠણ ભાષા અને સંસ્કૃત શબ્દો વાપર્યા છે તેને બદલે સરલ ભાષા અને સ્હેલા ગુજરાતી શબ્દો મુક્યા હોત તો સ્ત્રીઓને તે સહેલાઇથી સમજાત. ઉદાહરણ તરીકે પાનું ૪ થું, લીટી ૧૨, "આદિત્ય ભગવાન પ્રકાશમય રશ્મિઓ દ્વારા" "કરતલ ધ્વનિઓથી," "અવશિષ્ટ સ્ત્રી સમાજ અન્યોન્ય હસ્ત સ્પર્શથી આરાર્તિ કરી" તેમજ "સર્વાધ્યક્ષિણિ" "સભા સ્વામિની" "કાક ભુશંડજી," "સ્થાલી પુલાક, "પ્રણિપાત" "સુવર્ણ મંડિત" ઇત્યાદિ અનેક શબ્દો થોડું ગુજરાતી જાણનાર સ્ત્રીઓને નહિ સમજાય તેવા છે. લેખકે બીજી આવૃતિમાં આ શબ્દો સ્હેલા કરી નાંખવા જોઇએ. આ ગીતાજીમાં કેટલેક સ્થળે લેખકે શાસ્ત્રના શ્લોકો ટાંક્યા છે પરંતુ તે કયા પુસ્તકમાંથી લીધા છે તે કેટલેક સ્થળે જણાતું નથી. આપણા દેશની સ્ત્રીઓને વાંચન અધ્યયનનો અવકાશ નહિ મળતો હોવાના પરિણામે તેઓ જોઇએ તેટલું વાંચતી નથી અને તેથી જ તેમને પૂર્ણ જ્ઞાન પણ થતું નથી. અમે ગુજરાતી બંધુઓને આગ્રહપુર્વક ભલામણ કરીએ છીએ કે તેઓએ પોતાની સ્ત્રીઓને સારાં પુસ્તકો વાંચવા લખવાની સ્વતંત્રતા આપવી, કે જેથી તેઓ પોતાની ફરજ શીખે અને સંસારમાં આદર્શ ગ્રહીણીરૂપ થઇ રહે. ગ્રંથકાર શ્રી પ્રભાકરજીના પુસ્તકને આશ્રય મળે એ જ અમે ઇચ્છીએ છીએ. ૨૭૩ પાનાના, પાકા પુંઠાનાં ગ્રંથની કીંમત રૂ. ૧-૮-૦ કાંઇક વિશેષ છે.*

## સારી રીતભાતઃ—

(સંગ્રહ કરનાર રા૦ રા૦ ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ; એલ. એલ. બી. સેન્સસ સુપ્રિન્ટેન્ડન્ટ—વડોદરા. મુલ્ય ૦-૪-૦ રોયલ સોળ પેજી, પૃષ્ઠ ૪૮ ચીકણા કાગળ.)

આ પુસ્તક રચવાનો હેતુ આપણા દેશીઓ કેટલાંક વ્યવહારિક કામોમાં મરજી પ્રમાણે વર્તે છે તેમાં સુધારો કરવાનો છે. આ ન્હાનકડું પુસ્તક જુદા જુદા ૧૮ પ્રસંગો ઉપર લખવામાં આવ્યું છે. જેમકે મુલાકાત, વાતચિત, ટપાલ, મેમાનગીરી, જમણવાર, માંદાને જોવા જવું વિગેરે આ અશરે પ્રસંગે મનુષ્યે કેમ વર્તવું એ આજના સુધરેલા જમાનામાં અવશ્ય જાણવા જેવું અને તે પ્રમાણે વર્તવા જેવું

* ઠેકાણું કચ્છ—મોયાલા

છે. કોઇની મુલાકાત લેવા જતી વખતે તેની સગવડ પ્રમાણે જવાથી જ બન્નેને લાભ થાય છે; વાતચિત કરવામાં પણ સાવચેતી રાખવી જોઇએ, ટપાલ લખતી વખતે ઘણાં માણસો અર્ધો પત્ર તો અલંકારોમાં કે નજીવી વાતોમાં જ ભરી દે છે અને અક્ષરો પણ એવા લખે છે કે કદાચ દુર્બીનનો ઉપયોગ કરવો પડે! "મેમાનગીરી" ના મથાળા હેઠલ લખાયલી ઘણી બાબતો "મેમાન" થનારે ધ્યાનમાં લેવી છે પરંતુ પોતાનાં સગાં કે મિત્રોને છાડી વીશીઓમાં ઉતરવાની રીતભાત અમને પસંદ નથી! જો કે આવો રિવાજ ઇંગ્લંડાદિ દેશોમાં છે અને ત્યાં ફાયદાકારક છે. ઘરધણીને હરકત ઓછી પહોંચે અને જેમ બને તેમ ઓછો વખત રહેવાય એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે! મુંબઇ જેવાં ખર્ચાળુ શેહેર માટે એવી રીતભાત વધુ પસંદ કરવા લાયક થઇ પડે ખરી! નોકર ચાકરને ઇનામ આપવાની બાબત તો અમે પણ બિલકુલ પસંદ કરતા નથી. પણ કેટલાંક ગામોમાં બિચારા નોકરોને જુજ પગાર મળતો હોય અને પાંચ પચીસ પરોણાનું લશ્કર આવી પડે ત્યારે તે ગરિબ માણસો આશા રાખે એ બનવાજોગ છે! તેને મદદે એટલાં માણસપુરતી બક્ષીસ તેના માલેકોએ જ કરવી યોગ્ય છે. "જમણવાર" ના પ્રસંગ માટે 'ઘરધણી તેમજ પરોણાઓને આ આનંદ જોઇએ તેવો લાગતો નથી. એટલુંજ નહિ પણ વિનાકારણ ઘણી તસ્દી પડે છે.' આ માન્યતાનો અમે સ્વીકાર કરતા નથી. આપણા દેશમાં જ્ઞાતિભોજનનો રીવાજ એક પ્રકારનો ગરિબો અને મધ્યમ પ્રકારના મનુષ્યોને જીવન નિર્વાહના સાધન જેવો છે. ઘણા ગામ અને શહેરોમાં જમણવારોને લીધે તો તેઓને વર્ષના છ મહિના ચુલો સળગાવવો પડતો નથી. અને તેમાં ગરિબ ગુરબાંઓનો સેહેલાઇથી નિભાવ થાય છે. જેઓને ઇશ્વરે પૈસા આપ્યા હોય તેઓએ યોગ્ય પ્રસંગે યથાશક્તિ જ્ઞાતિભોજન–જમણવાર–કરવાથી કશું ખોટું થતું નથી; ઉલટા તેમના દ્રવ્યનો સદુપયોગ થાય છે. હા, ચડસા ચડસી કુલણજી બની પકવાન્નો કરી પૈસાની બરબાદી કરનારને તો તેમ કરતાં અટકવું જ જોઇએ. અને સો રૂપિયામાં જમણવાર થતી હોય ત્યાં બસો રૂપિયા વાપરવા કરતાં, જો બસો રૂપિયા વાપરવાની શક્તિ હોય તો તેણે વધારાના સો રૂપિયા જ્ઞાતિ હિતના કોઇ બીજા સારા કાર્યમાં જ ખર્ચવા જોઇએ. ગલીચ અને ગંદા રસ્તા ઉપર ન્યાતો જમાડવા બેસાડનારને શીખામણ લેવા જેવું છે કે તેમણે સ્વચ્છ મકાનો કે વાડીઓમાંજ જમાડવાની તજવીજ કરવી. પણ જમણવારો એકદમ બંધ જ કરી દેવાની સુચના કરવી એ તો અમને રૂચતું નથી. એમાં જે આનંદ રહેલો છે તે તેનો લાભ લેનાર જ જાણે છે. તે આનંદ જમણવારોથી વેગળે રહેનારને સમજાય તેમ નથી. આવે પ્રસંગે નાના મોટા બધાં માણસોનો 'ખીચડો' તો ભેગો થાય જ, પણ એ ખીચડામાં ગડબડાટ કે ઘોંઘાટ તોફાન ન થાય તે માટે તે જમવા આવનારાઓએ અને ઘરધણીએ બંદોબસ્ત રાખવો જોઇએ. પારસી જેવી સુધરેલી જ્ઞાતિ પણ લગ્નના જમણ વખતે બચ્ચાં છોકરાં સાથે જાય છે, પણ તેઓ આપણા હિંદુઓ પેઠે પત્રાળાં પડીયા કે શાકભાજી માટે પડાપડી કરતા નથી. તેમજ મ્હોટેથી એવી વાતો કરતા નથી કે કાને પડયું ન સંભળાય! આપણામાં એ એક ખામી છે કે તે જગ્યા એક શાકભાજી વેચવાની માર્કિટ જેવી થઇ રહે છે! માટે આપણે જ પોતપોતાનાં ઘરનાં માણસોને એવાં કેળવવાં જોઇએ કે જમણવારમાં ગયા પછી સારી સભ્યતાભરેલી રીતે જ વર્તે! જમણવારનો રિવાજ બંધ કરવામાં આવે એ બનવાનું નથી, અને જેઓ બંધ કરશે તેને જ્ઞાતિજનો સારીપેઠે સાલપામરી ઓઢાડશે! અને તે પણ જીવનપર્યંત! ત્યારે વધારે સારૂં એ છે કે રિતસર કાર્ય કરી જ્ઞાતિનો ટેક્સ ચુકવી દેવો! અમે તો એજ પસંદ કરીએ છીએ. આપણો દેશ વાત્સલ્ય ભાવથી ભરેલો છે. જ્યાં જોઇશું ત્યાં સંતતિ ઉપર વિશેષ વાત્સલ્ય જોવામાં આવે છે. એવા દેશમાં બાળકોને ઘેરમુકીજમવાજમવા જવાની સુચના તેમના પિતાના હૃદયમાં કદી પણ રૂચશે નહિ. તેના કરતાં તો જમણવાર કરનારે જ "સારી રીતભાત" એ

શીખવી જોઇએ કે તેની શકિત ન હોય તો બાળકોનેજ જમવાનું કહેવું. કોઇ એવીજ ખાસ જગ્યા હોય કે જ્યાં સૌ સરખા દરજ્જાના ગ્રહસ્થો જમવાના હોય ત્યાં ભલે છોકરાંને ઘેર મૂકી જવામાં આવે "માંદાને જોવા જવાનાં" પ્રસંગે જોવા જનારે જે બાબતો યાદ રાખવાની છે તે આ પુસ્તકમાંથી ધ્યાનમાં લેવામાં આવશે તો ઘણા દરદીઓ કમોતે મરતાં બચશે. ઘણા ન્હાનાં ગામોમાં અમે જોયું છે કે: પ્લેગ, કૉલેરાના વખતમાં જ્યાં ત્યાં એની એજ વાત! એટલે કેટલીક વખત તો એવું બને છે કે સાજાં માણસો બ્હીકનાં માર્યાં માંદા પડી મરણ પામે છે. આગગાડીમાં મુસાફરી કરવાની બાબત પણ લક્ષમાં લેવા જેવી છે પણ તેમાં ૪૯ મા પેરેગ્રાફમાં લખવા પ્રમાણેની રીતભાત કોઇ વખત ભારે પડી જાય ખરી! આ પુસ્તકમાં લખ્યું છે કે: "બનતા સુધી બીજા ઉતારૂઓના સમક્ષ કંઇ ખાવું નહિં કદાચ ખાવું પડે તો વિવેકને ખાતર બીજાઓને પુછવું કે જરા લેશો?" આવો વિવેક વાપરતાં જેને પુછે તેણે મશ્કરીને ખાતર કે વિવેકને ખાતર હાથ લંબાવ્યો અને ખાવાના દાબડાનું તળીયું દેખાયું તો? મેલાવડા અને નાટક ગૃહ સંબંધી વાંચકે ધ્યાન લેવા જેવુ છે. છતાં નાટક ગૃહમાં ઉધરસ ખાવી નહિં એમ કેમ બને? વખતે કોઇ તેલ, મરચાં ખાવાનો શોખીન નાટક જોવા ગયો હોય અને વારંવાર ઉધરસ આવે તો પછી શું કરવું? કદાચ જો ઉધરસ આવતી હોય ને નાટક જોવા જવું હોય તો એકાદ સારા વૈદની દવા લઇને જવાય તો અમારાં ધારવા પ્રમાણે અડચણ નથી! લગ્ન, જન્મ અને મરણના પ્રસંગે, તેમજ ગાડીમાં બેસી ફરવું, રસ્તામાં ચાલવું, કપડાં ઘરેણાં; સલામ અને શેકહેન્ડ, સરસામાન, અને પરચુરણ શિખામણો ધ્યાનમાં રાખવા જેવી છે. પણ પરચુરણ શિખામણોમાંના ૨ જા પેરેગ્રાફમાં: કોઇના દેખતાં હજામત કરાવવા બેસવું નહિં, જાહેર રસ્તા ઉપર સ્નાન કરવું નહિં, અને રસ્તાની બાજુએ પેશાબ કરવો નહિં એ ત્રણે બાબતો ન્હાનાં ગામડાંઓમાં નિભિ શકે એવી નથી. અમે નડીયાદ વિગેરે ગામોમાં જોયું છે કે રવિવાર, બુધવારે અનેક લોકો ઓટલા ઉપર બેઠા બેઠા વાતોના તડાકા મારતા જાય છે અને હજામત કરાવતા જાય છે! કેટલાક ઓટલા ઉપર સ્નાન કરતા જાય છે અને આખા ગામનાં ઘણા લત્તા ઉપર રસ્તાની બન્ને બાજુએ પેશાબના લીસોટા પડેલા છે! નડીયાદ કાંઇ છેક અસભ્ય નથી, ત્યાં મ્યુનિસિપાલીટી છે, ત્યાંના રહેવાશીઓનો મોટો ભાગ સભ્ય ગણાય છે, છતાં પણ ત્યાંની એવી સ્થીતી છે! ત્યાં દરવર્ષે કોલેરા અને પ્લેગ ઘર કરી બેઠાં છે એ ત્યાંના સભ્ય ગ્રહસ્થોને માથે મોટા કલંકરૂપ છે! એને માટે અસભ્ય રહેનારાઓને જેની જેની ખોટ છે તે પુરી પાડવાની શીખામણો "સારી રીતભાતની પુરવણી" રૂપે બહાર પાડવી જોઇએ કે જેથી તેઓ શીખે અને પ્રજાને શીખવે. તાત્પર્ય કે જ્યાં લાગવગ ચાલે એવું હોય ત્યાં થોડીક મેહેનત કરીને પણ એવી અસભ્યતા બંધ કરાવવી જોઇએ. ૬ ઠા પેરેગ્રાફમાં "પાન સોપારી" ચાવતાં નહિં જવા અથવા નવું બનાવીને નહિં ખાવાની શીખામણ છે પરંતુ એ પણ જરા ભારે પડી જાય તેવી શીખામણ છે! ઘણાં ગામોમાં "પાન સોપારી" કરી માન આપવાનો રિવાજ ચાલે છે. એવાં ગામ કે શેહેરોમાં પાનસોપારી ખાધા વગર ચાલે કેમ! અને કેટલાક પ્રસંગોમાં તો એવું બને છે કે પોતાનાથી વડીલો પાસે જઇ બેસવાનું થતાં તેઓની આજ્ઞા પ્રમાણે પાન સોપારી હાથે બનાવી લેવાની ફરજ પડે છે પછી ત્યાં શું તેમનું અપમાન કરવું! પાન સોપારી પોતાની મરજીથી જ બનાવીને ખાવાં નહિં એ એક સભ્યતા છે. પણ મોંમાં મુકયા પછી તેનો ડુચો મારી રાખવો તેના કરતાં થોડીક અસભ્યતા વાપરી ચાવી ગળે ઉતારી દેવામાં જ ખાનારની શોભા છે! ૨૮ મા પેરેગ્રાફમાં "ખાનગી ઓળખાણનો લાભ સરકારી કે સાર્વજનિક કામમાં લેવાની તજવીજ કરવી નહીં" એમ લખાયું છે પરંતુ એવોજ પ્રસંગ હોય કે જે વખતે પ્રપંચીઓએ સત્યને અંધારામાં રાખી નિરપરાધીને કચડી મારવાનિ તજવીજ કરી હોય અને

તે પ્રસંગે જો લાગવગથી સત્ય વાતને બહાર લાવી શકાતી હોય તો પોતાના ઓળખીતા અધિકારીને તે સત્ય વાત નં કહેતાં "ખાનગી ઓળખાણું" વાળી શિખામણ ધ્યાનમાં લઈને કોઈ બીચારો ગુપચુપ બેસી રહે તો નિરપરાધી માર્યો જાય એવો સંભવ અમને તો જણાય છે અને એવું કેટલાક દાખલામાં બનતું પણ જણાયું છે. "ખાનગી ઓળખાણ" નો લાભ "સત્ય" ને ઉઘાડું પાડવામાં લેવો એમાં અમને કાંઇ દોષ જણાતો નથી. અને તેને માટે દરેક રાજ્યમાં એવું એક એક ડીપાર્ટમેન્ટજ ખોલવામાં આવે તો પ્રજાને ઘણો લાભ થાય. એકંદર આ પુસ્તકમાં આપેલી શિખામણો–રીતભાતનો મોટો ભાગ વાંચકવર્ગે ધ્યાનમાં લેવા જેવો છે. તેમ કરવાથી વાંચકવર્ગને ઘણું જાણવાનું મળશે.

**નાગર વિજય:—**

ઉક્ત નામના માસિક પત્રનો ૧૧ મો અંક અમને મળ્યો છે. એમાં સમસ્ત નાગર બ્રાહ્મણો અને નાગર વણિકોને ઉપયોગી થઇ પડે એવા લેખો પ્રકટ થાય છે. કોઇક જ્ઞાતિના અભ્યુદયને માટે માસિક પત્ર પ્રકટ થાય ત્યારે ત્હેની ફરજ જ છે કે તેના તંત્રીએ જ્ઞાતિને ઉપયોગી થઇ પડે એવા જ લેખો પ્રકટ કરવા. આ પત્રમાંની કવિતાઓ, ધર્મ, ઇશ્વરને મનોનિગ્રહ બાબત થોડા વિચાર, બ્રાહ્મણોએ આવશ્યક જણવા ! ( નહિ "જાણવા" ) યોગ્ય વિષયો, એલિસપ્રીન્જ (વાર્તા) ભક્તિનું ફળ કયારે થાય છે તથા વાકય સુધા નાગરો ઉપરાંત અન્ય પુરૂષોને પણ (કેટલાક લેખો) વાંચવા જેવા છે. સમસ્ત નાગર જાતિએ જ્ઞાતિ અભિમાન રાખી ઉત્તેજન આપવું જોઈએ. જ્ઞાત્યાભિમાન નથી તેવાનું જીવન અફળ છે. ઉત્સાહી તંત્રી શ્રીયુત પંડ્યા ડાહ્યાભાઇ ધનસુખરામને ધન્યવાદ ઘટે છે. વાર્ષિક લવાજમ રૂા. ૨–૦–૦ પોષ્ટેજ સાથે છે. *

**મણિ પ્રવાલહાર:—**

સદભાગ્યે આ હાર અમારા કંઠમાં ધારણ કરવાને માટે ત્હેના પ્રકાશક રા. રા. દશરથલાલ ગંગારામ વ્યાસ તરફથી મોકલવામાં આવ્યો છે. પાટણથી પ્રસિદ્ધ થતા "આનંદ" માસિક પત્રનાં ગ્રાહકોને ઉપહાર આપવા માટે પસંદ કરેલું ઉક્ત પુસ્તક, ભકતરાજ શ્રી અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈશ્નવને હાથે લખાયું છે. આ પુસ્તક ભકિતમાર્ગમાં પ્રવેશ કરેલા અને પ્રવેશ કરવા ઇચ્છતા મનુષ્યો માટે બહુ ઉપયોગી છે. એમાં મનુષ્યનાં ત્રિવિધ તાપને કાપવાનું સામર્થ્ય છે. જુદા જુદા ૧૦૦ પાઠ લખવામાં આવ્યા છે તેમાં જ્ઞાન અને ભકિતના દ્રષ્ટાંત સિધ્ધાંત આપવામાં આવ્યાં છે. કવિતાઓ પણ સરલ ભાષામાં છે એટલે સમજવાને મુશ્કેલી પડે તેમ નથી. ભાવિક ભકતોએ આવાં પુસ્તક પોતાના વાંચનના ઉપયોગમાં લેવા જોઇએ. લેખક અને પ્રકાશકને ધન્યવાદ આપવા સાથે ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરવાના પવિત્ર પુણ્યમય સત્કાર્યને આશ્રય આપનાર નામદાર વડીયા દરબારશ્રી બાવાવાળા સાહેબનો પણ ઉપકાર માનવાની તક જવા દઇશું નહિ ! રોયલ આઠ પેજી, ગ્લેઝ્ડ કાગળ, ૨૦૦ પાનાના ગ્રંથની કીમત રૂા. ૧–૦–૦ છે*

**ગંજે શાયરાન.**

યાને કાવ્ય રસ. (કે, કાવ્યનો સંગ્રહ–ઢગલો) આ નામનું એક કિમતી પુસ્તક મળ્યું છે. ગ્રંથકારે આ પુસ્તકનું નામ "ગંજે શાયરાંન" આપ્યું છે. ઉર્દુમાં "ગંજ" એટલે ઢગલો અર્થ થાય છે. અને તેથી તેનું નામ "કાવ્ય સંગ્રહ" રાખ્યું હોત તો ઠીક થઇ પડત. એ પુસ્તકના વિદ્વાન, અનુભવી અને બહુશ્રુત લેખક શેઠ સોરાબજી મનચેરજી દેશાઇ નવસારીના રહિશ છે. નવસારી જેવા ન્હાના પણ નિવૃતિ નિવાસમાં રહીને આજે આપણા સમક્ષ જુદા જુદા કવિઓનાં કાવ્યોનો જે "ગંજ" લેખકે મૂક્યો છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. આ ગ્રંથમાં જુદા જુદા ૪૭૦ લેખકોનાં અને કવિઓના ૩૦૦ ઉપરાંત

*ઠેકાણું નિરાતબિલ્ડિંગ્સ, નં. ૯૮૩ સાંકડી શેરી–અમદાવાદ.

* ઠેકાણું:—મેનેજર આનંદ માસિક પત્ર મુ. પાટણ (ગુજરાત)

ઉત્તમ ગ્રંથોમાંથી કવિતાઓ કે જેને જુદા જુદા અલંકારથી રચવામાં આવી છે તે ઘણી મેહેનતે અને ઘણા વાંચનના અભ્યાસ પછી પ્રકટ કરી છે. એકજ અલંકારનું, એક હિંદુ કે બીજી કોઇ પણ જાતિના કવિએ રચેલું કાવ્ય લઇ તે ઉપર બીજી કોઇ જાતિના કવિએ તેવાં કાવ્યો રચ્યાં છે તે જેટલાં મળે તેટલાં, ઉર્દુ, અંગ્રેજી, મરાઠી, સંસ્કૃત, વિગેરે તેનીજ નીચે લખ્યા છે, એટલે એકજ વિષય માટે જૂદા જૂદા કવિઓએ લખેલાં ઉચ્ચ ભાવનાવાળા અને રસાત્મક કાવ્યો મળી આવે છે. આ પુસ્તક ખરેખર એક ઉપયોગી અને સંગ્રહકરવા લાયક પુસ્તક છે એમાં કાંઇ જ શક નથી. આ પુસ્તકની પ્રસ્તાવનામાં લેખકે જુદા જુદા દેશમાં લેખોની શરૂઆત થઇ ત્યારથી તે લેખો કઇ કઇ વસ્તુઓ ઉપર લખાતા હતા, અને આજે કાગળ ઉપર શાહી વડે લખાય છે, ત્યાં સુધીનો જાણવા લાયક ઇતિહાસ આપ્યો છે. લેખક મહાશયને ધન્યવાદ આપતાં અને તેમની ફતેહ ઇચ્છતાં વાંચક બંધુઓને ભલામણ છે કે ઘણી મેહેનતે અને ઘણે ખર્ચે પ્રકટ થતાં આવાં કીમતી પુસ્તકો પોતાના ઘરમાં અવશ્ય સંગ્રહ કરવા જોઇએ. ૫૫૦ પાનાના દળદાર ગ્રંથની કીમત રૂા. ૩-૦-૦ જે મેહેનતના પ્રમાણમાં વધુ નથી. *

## અંબિકા વિજય:—

આ નામનું માસિક પત્ર પુનઃ પ્રકટ થવા લાગ્યું છે. ત્હેના કેટલાક અંકો અમને મળ્યા છે. સાહિત્યની સેવા કરનાર કર્મવીરોને આ દેશમાં ઘણાં વિઘ્નો આવી પડે છે. અને ત્હેનું કારણ વાંચક વર્ગની અરૂચી છે. વાંચક વર્ગ તરફથી, ઉત્સાહ પૂર્વક ઉત્તેજન અપાતું હોય, શ્રીમંત સદ ગૃહસ્થો તરફથી નાણાંની સારી મદદ મળતી હોય તો સાહિત્યની અભિવૃદ્ધિ થાય પરંતુ તે વાત એક બાજુએ રહી. જો ગ્રાહકો પોતાનું લવાજમ વખતસર મોકલી આપતા હોય તો જ બસ છે ! આ માસિક પત્ર અનેક વિપત્તિની ભરતી ઓટમાંથી પસાર થઇ નવું જીવન પામ્યું છે. અને આદ્ય શકિતના ઉપાસકોની જ્ઞાન પિપાસા તૃપ્ત કરવા લાગ્યું છે એ જોઇ અમને આનંદ થાય છે. એમાં પ્રકટ થતાં લેખો, શકિતતત્વનાં ગુઢ રહસ્યોનું સ્ફોટન કરે છે તેનું દૃષ્ટાંત સ્વરૂપ એમાં પ્રકટ થતા "દેવી તત્વ દીવાકર". વાળો લેખ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. એમાં પ્રકટ થતાં કાવ્યો તથા સાહિત્યના મથાળા હેઠળનાં કાવ્યો ઉપરાંત વાણી વિલાસ, કંચન કણ અને સમસ્યા સંગ્રહ તથા મહારાણીનું ભવિષ્ય કથન વાંચવાં જેવાં છે. દેવીના જે ઉપાસકો "પંચ મકાર" તત્વના રહસ્યને જાણ્યા—સમજ્યા—વિના આડે માર્ગે ઉતરી ગયા છે તેને માટે એવા લેખો પ્રકટ કરી કાંઇ નવું જ ચૈતન્ય ફેલાવવાની જરૂર છે. અમે એ માસિક પત્રના તંત્રી શ્રીયુત માધવજી કુબેરજી રાવળ ઉપરાંત ઉકત માસિક પત્રને સતેજ કરવાનો પ્રયત્ન કરનાર મહદ વ્યકિતઓને ધન્યવાદ આપીએ છીએ. દેવીભકતો અને અન્ય સાહિત્ય સેવકોએ ઉત્તેજન આપવું જોઇએ. વાર્ષિક લવાજમ રૂ. ૧-૭-૦ ભેટના પુસ્તકના પોસ્ટેજ સાથે વિશેષ નથી.*

## જાતકાલંકાર:—

જ્યોતિષ વિદ્યાને લગતું એક પુસ્તક ત્હેના પ્રકાશક શાસ્ત્રીજી શ્રી દુર્ગાશંકર શર્મા સુડેટીકર તરફથી મળ્યું છે. આપણા દેશની જ્યોતિષ વિદ્યા એટલી બધી પ્રાચીન છે કે અનેક વર્ષ થયાં આપણા દેશના વિદ્વાનો ગ્રહણનો દિવસ, તીથી પ્રથમથીજ નકકી કરે છે. આપણા શાસ્ત્રો જોવા પછી પશ્ચિમના વિદ્વાનોએ જુદા જુદાં જ્યોતિષ શાસ્ત્રો જોયાં અને તે એટલે સુધી કે તેઓ પણ ગ્રહોની અસરને માનવા લાગ્યા. એ ચમતકાર આર્ય જ્યોતિષ વિદ્યાનો છે. જ્યોતિષ શાસ્ત્રનાં ત્રણ અંગ છે. ગણિત, અને ફલિત, અને જાતક પરંતુ તેમાં જાતક ગ્રંથવડે મનુષ્યનો જન્મ કુંડલી ઉપરથી જીંદગીનું ભૂત, ભવિષ્ય અને વર્તમાન

* મળવાનું ઠેકાણું શેઠ સોરાબજી મનચેરજી દેસાઇ—નવસારી.

* ઠેકાણું: અંબિકા વિજય. મુ. ચુડા. કાઠીયાવાડ.

જાણી શકાય છે તેમજ શુભાશુભ ફળ જાણી શકાય છે. આ ગ્રંથ જાતક સંબંધીનો છે. અને તેમાં જન્મ કુંડળીમાં જે જે સ્થાને જે ગ્રહો પડેલા હોય છે તેના ઉપરથી શુભ અશુભ ફળ જાણી શકાય છે. એના જુદા જુદા છ અધ્યાયો પાડેલા છે. અને તે અધ્યાયો દ્વારા જન્મ કુંડલીના પ્રત્યેક ભુવનોમાં રહેલા ગ્રહ સ્વામીદ્વારા કેવું સુખ-દુઃખ મળશે તે સહેલાઇથી જાણી શકાય છે. જ્યોતિષનો અભ્યાસ કરનારાઓ માટે તેમજ જન્મ કુંડલી ઉપરથી ગ્રહો જોવાની ઇચ્છા રાખનારાઓને માટે આ ગ્રંથ ઉપયોગી છે. આપણા દેશની જ્યોતિષ વિદ્યાને કેટલાક ઢોંગી જોશીઓએ અશ્રધ્ધાવાન કરી મુકી છે! અને ઘણા મનુષ્યનો વિશ્વાસ જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી ઉઠી ગયો છે પરંતુ જેઓ આવા અનેક ગ્રંથોનું મનન કરીને ફલાદેશ કહે છે તેઓ જ્યોતિષ શાસ્ત્ર ઉપર શ્રધ્ધા બેસાડી આપે છે. શર્માજીનો જય ઇચ્છીએ છીએ. ૧૪૪ પાનાના પાકા બાઇન્ડીંગના પુસ્તકની કીમત રૂ. ૧-૮-૦ છે×



× ઠેકાણુઃ વત્તુશ્વર સંસ્કૃત પાઠશાળા, મુંબઇ.

# शरणांगतने माटे युद्ध.



પોતાના આશ્રયમાં આવી પડેલા દુશ્મનની પણ રક્ષા કરવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે અને એ ધર્મ પ્રત્યેક શાસ્ત્રો શીખવાડે છે. ક્વચિત કોઈ શાસ્ત્રોમાં એ સંબંધી સ્પષ્ટ શબ્દો નહિ હોય તો પણ તે શાસ્ત્રે પ્રાણી માત્ર ઉપર "દયા" રાખવાની હિમાયત કરી હશે જ. મ્હોટાં ઝાડો નીચે ન્હાનાં ઝાડો ઉગે છે. તે શું બતાવે છે? એ ઉપરથી મહાન દયાળુ ઇશ્વર પોતે બતાવી રહ્યો છે કેઃ મ્હોટાએ ન્હાનાંને આશ્રય આપવો. કુદરતના દરેક દેખાવો કહે છે કેઃ ત્હમારાથી ન્હાનાં—તમારે શરણે આવેલાં કે નિર્બળ થયલી પ્રત્યેક વસ્તુને ત્હમે આશ્રય આપો. જડ વસ્તુઓ ઉપરથી જ્યારે એવો બોધ લેવાનો છે, અને જડ વસ્તુઓ જ્યારે ઇશ્વરી નિયમ પ્રમાણે વર્તતી જણાય છે ત્યારે ત્હમે ગમે તેવા મ્હોટા હો તો પણ તમારે આશરે પડેલા કિંવા બ્હીકથી ત્હમારે શરણે આવેલાં પ્રાણીઓનું તમારે રક્ષણ કરવું જ જોઇએ. શરણે આવેલાંનું રક્ષણ નહિ કરતાં, ત્હેના તરફ દ્વેષભાવ રાખવાથી ઇશ્વર પ્રસન્ન રહેતો નથી. એનાં ઉદાહરણો પ્રત્યેક શાસ્ત્રો, પ્રત્યેક મહાન-સાધુ-પુરૂષોનાં તથા બીજા રાજા મહારાજાઓના જીવન ચરિત્રો ઉપરથી જણાઈ આવે છે. જેઓએ "ભૂતદયા" નહિ બતાવતાં શરણાંગતનાં જ ગળાં કાપ્યાં છે ત્હેને માટે ઇશ્વરને ત્યાં ન્યાય થઇ ગયો છે અને બાકી હશે ત્હેનો ન્યાય કોઇ એક સમયે પણ થયા વિના રહેશે નહિ એમ દરેક શાસ્ત્રો ડગલે ને પગલે કહી રહ્યાં છે.

આ સ્થળે અમે ઐતિહાસિક ઉદાહરણ આપી "શરણાંગતને માટે કેવાં મોટાં યુધ્ધો" થયાં છે અને શરણાગતની રક્ષા કરવાનો ધર્મ બજાવનાર મહા પુરૂષોએ કેવી મુસીબતો વેઠીને પણ ધર્મ પાળ્યો છે તે બતાવી આપવામાં આવે છે.

૧

જે સમયે શાહબુદ્દીન ઘોરી પોતાનો યશ ગીઝનીમાં ફેલાવી રહ્યો હતો તે સમયે સિંધુને કીનારે એક ન્હાના રાજ્યનો રાજા અરબખાં* રાજ્ય કરતો હતો. ત્હેના દરબારમાં એક અતિ રૂપવતી, ચિત્રરેખા નામની કંચની હતી. ત્હેની અતિશય સુંદર અને લાવણ્યમયી મૂર્તિપર શાહબુદીન મોહિત થયો. ત્હેણે ચિત્રરેખાને મેળવવાની ઇચ્છાથી દરબાર ભર્યો. દરબારમાં સઘળા શૂરવીર, મંત્રી ખુરાસાનખાં, મારૂફખાં, તાતારખાં, પોતાની સાથે મ્હોટા મ્હોટા સરદારો લઇને આવ્યા. શાહબુદીને કહ્યું: મારા વીર સરદારો! આજે મ્હેં તમને બધાને એટલા માટે બોલાવ્યા છે કે સિન્ધ દેશમાં અરબખાં નામનો રાજા છે તે મ્હારી સેવાનો સ્વિકાર કરતો નથી. તેથી તમે લશ્કર સહિત તેના ઉપર ચઢાઇ કરો અને તેને મારો દાસ બનાવો. આ બાબતમાં તમારી શું સલાહ છે તે જણાવો." સરદારોએ સલાહ આપી કે; એવા અહંકારી રાજાનો અહંકાર ઉતારવોજ જોઇએ. લડાઇ કરવી જ જોઇએ. બાદશાહે પણ લડાઇ કરવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાં જ મંત્રીઓએ પંજાબી, રૂમી, ગોરી, કાબુલી અને આરબ વિગેરે જાતના મુખ્ય મુખ્ય એક લાખ શુરવીરોની સેના તૈયાર કરી, સિન્ધ તરફ ચાલ્યા. જ્યારે શાહબુદીન સિંધુને કિનારે પહોંચ્યો ત્યારે અરબખાંને ખબર મળી. એ ખબર સાંભળતાં જ તે બ્હી ગયો. શાહબુદીને પોતાનો પડાવ, સિંધુને કિનારે નાંખ્યો અને ત્યાંથી પોતાના સરદાર નિસુરતખાંને મોકલી અરબખાંને કહાવી મોકલ્યું કે જો તે ચિત્રરેખાને દંડ તરીકે આપે અને હમેશાં મ્હારાં ખંડિયા રાજા તરીકે રહેવાનું કબુલ કરે તો તને ક્ષમા કરવામાં આવશે. અરબખાં શાહબુદીનની વિશાળ સેના અને શુરવીર સરદારોનાં પરાક્રમો જાણતો હતો અને તેથી બ્હી ગયો હતો. નિસુરતખાંએ અરબખાંને બાદશાહની ઇચ્છા જણાવતાં જ તે સરતો માન્ય કરી દીધી! અને ગીજની દરબારમાં ઉચ્ચ પદ મેળવવાની અભિલાષાથી સનાતન હિંદુ ધર્મનો ત્યાગ કરી ઇસ્લામી ધર્મ પણ કબુલ કર્યો. નિસુરતખાંએ તેની ઘણી પ્રશંસા કરી અને અદ્વિતિય રૂપ લાવણ્યવતી ચિત્રરેખાને સાથે લાવી બાદશાહને ભેટ કરી! બાદશાહે તેને મોટું ઈનામ આપ્યું અને લડાઈ કર્યા વગર જ ચિત્રરેખા મેળવી તેથી મનમાં જ ઘણો આનંદ પામ્યો. પોતાની ધારેલી ઇચ્છા સફળ થતાં લડાઇ કરી નહિ અને ગીજની ચાલ્યો ગયો ગીજની ગયા પછી થોડા દિવસ પછી કાંઇ ઓરજ ધુન લાગી.

૨

શાહબુદ્દીન મહમ્મદ ગોરીનાં એક કાંકાનો છોકરો-ભાઇ હમીર હુસેન નામક હતો. તે વિદ્યા, બળ, બુદ્ધિ અને નીતિમાં શાબુદીનના બધા સરદારો કરતાં ચઢીઆતો હતો. તેના અસીમ ગુણ અને સુંદરતા ઉપર ચિત્રરેખા મોહ પામી ગઇ! છેવટે તેણીએ તેને પોતાનો પતિ બનાવી લીધો. મીર હુસેન પણ બુદ્ધિમાન પુરૂષ હતો તેને પણ બાદશાહના હૃદયોદ્યાનમાં ઉગેલા આ નવપલ્લવિત કુસુમની મીઠી મધુર સૌગંધ લેવાની જીજ્ઞાસા પ્રબળ થઈ ઉઠી હતી. પરસ્પર ઇચ્છા જણાતાં મીર હુસેને તે દેવતાઓને દુર્લભ્ય એવા મનોહર, કુસુમને કંઠે ધારણ કરી લીધું. સોનામાં સુગંધ મળી. બાદશાહના સ્નેહ મંદિરમાં ઉછરેલું આ મનો મુગ્ધકર કુસુમ પોતાના હૃદય મંદિરમાં સ્થાપિત કર્યું. સ્નેહના પવિત્ર જળથી તેને સિંચન મળ્યું. નિર્મળ પ્રેમની અમૃતમય વૃષ્ટિ થતાં પરસ્પરનાં હૃદયો પ્રફુલ્લિત થઇ ઉઠયાં. ચિત્રરેખાનું વિલાસી હૃદય જે કાંઇ શોધતું હતું તે તેને મળી ગયું. બાદશાહ પ્રત્યે ત્હેનું મન ઉદાસિન થવા લાગ્યું. ચિત્રરેખાનાં નેત્રો તો શું પણ પ્રત્યેક રૂવાંટા પણ મીર હુસેનનાં દર્શન માટે ઉભાં થઈ જતાં. આતુર થઈ જતાં! આ વાત

* અરબખાં મુસલમાની નામ છે પરંતુ લેખના સંબંધથી જણાય છે કે તે કોઇ હિન્દુ જાતિનો ક્ષત્રિય રાજા હતો. તેનું અસલ નામ શું હતું તે કોઇ સ્થળેથી મળી આવતું નથી.

બાદશાહને કાને પહોંચતાં જ હેના હૃદયમાં દુઃખ ઉત્પન્ન થયું. તે શોકાતુર થયો. કારણ કે તેણે ચિત્રરેખાને બહુ મુશ્કેલીથી મેળવી હતી. સંગિત વિદ્યામાં હેની અદ્વિતીય નિપૂણતા, રાગણીને તાદશ્ય ઉભી કરી દેવાની તેની અદભુત શકિત અને તેની અનુપમ સુંદરતા ઉપર બાદશાહ મોહિત થયા હતા. તેણીને વશીભૂત થયા હતા, શાહબુદીન ચિત્રરેખાના હાવભાવ અને કટાક્ષ તથા બીજા ગુણો ઉપર એટલા મોહિત થયા હતા કે તે સ્વપ્નાવસ્થામાં પણ તેનાંજ દર્શન કરતો હતો. છતાં પણ ચિત્રરેખા જેવી ગુણ મોહક સુંદરી બાદશાહ ઉપર લેશ પણ પ્રેમ રાખતી ન હતી. હેનું મન, ગુણ અને વિદ્યા શોધતું હતું. હેને તેવું જ મળી ગયું હતું. તેણીએ તે ગુણી પુરૂષ ઉપર પોતાનું મન અને ધન ન્યોછાવર કરી દીધું હતું. બાદશાહને જાણે હૃદય જ ન હતું. આજે એક અને કાલે બીજી સુંદરી ઉપર તે મન ચોંટાડતો. પણ મન કયારે કોઇને વશ રહ્યું છે? મન હમેશાં ભમતું હતું. જો કે તે ચિત્રરેખાને અત્યંત પ્યાર કરતો હતો. બાદશાહમાં રાજ્યશકિત શિવાય બીજી કોઇ ઉત્તમ વસ્તુ જણાતી ન હતી. મિર હુસેને જેમ ચિત્રરેખાના સદગુણની પરિક્ષા કરી હતી તેમ ચિત્રરેખાએ પણ મિરના હૃદયના ઉંડા ભાગમાં ડુબકી મારીને તેનું હૃદય તપાસી જોયું હતું. તેમાં તેણીને જણાયું હતું કે "ચિત્રરેખા, ચિત્રરેખા અને ચિત્રરેખા!" એ જ શબ્દો લખાયા હતા. હજુ ઠીક હતું કે તે જમાનામાં આજની ડાકટરી વિદ્યા ન હતી નહિ તો તેણી કદાચ તેની નસેનસમાંથી લોહી એકઠું કરી તેનું નિર્મળ પ્રથક્કરણ (analyse) કરી તપાસ કરી શકત. પ્રેમી મિર હુસેને તેને હૃદય મંદિરમાં સ્થાન આપ્યું હતું અને તેના પ્રેમમાં વ્યાકુળ બની ગયો હતો. સ્વર્ગીય પ્રેમનો મધુમય સ્વાદ એવો જ હોય છે! તે પ્રેમની પ્યાલી પીનારને મદમસ્ત બનાવી દે છે. મિર હુસેનનો આવો પ્રેમ જોઇ, તેના બાદશાહી માન અને ધન-સમ્પદથી અદેખાઇ કરતા બીજા માણસોથી સહન ન થયું. અદેખાં અને તેજદ્વેષી માણસો બીજાની ચઢતી જોઇ શકતાં નથી. બીજાનું સારૂં જોઇ શકતાં નથી. બીજાનીચઢતી જોઇ બળતાં રહે છે! મીરના દુશ્મનોએ તેને જમીનદોસ્ત કરી દેવાને માટે ચિત્રરેખાના પ્રેમની વાત બાદશાહને કરી દીધી. મીર હુસેને ચિત્રરેખા ઉપરના પોતાના પ્રેમની વાત, જ્યાં સુધી બન્યું ત્યાં સુધી ગુપ્ત જ રાખી હતી પરંતુ જગતની દ્રષ્ટીમાં તેવો પ્રેમ છાનો રહી શકયો નહિ. તે તો ચાર આંખો ભેગી થતાં જ સ્પષ્ટ જણાઇ આવતો. શાહબુદીને જ્યારે એ વાત સાંભળી ત્યારે ગુસ્સાને લીધે અગ્ની જેવો લાલ થઇ ગયો. શાહે તરતજ મીરને બોલાવી હુકમ કર્યો કે તમારે ચિત્રરેખા સાથે કોઈ પ્રકારનો સબંધ રાખવો નહિ! તેમ કરવાથી તમારૂં અકલ્યાણ થશે. અને મ્હારી આજ્ઞા નહિ માનો તો તમને પ્રાણદણ્ડની આજ્ઞા થશે અથવા મારૂં રાજ્ય તમારે છોડવું પડશે.

૩

આવો સખત હુકમ થતાં જ મીર હુસેન પ્રથમ તો ગભરાયો પણ પાછળથી ચિત્રરેખા સાથે વિચાર કરવા લાગ્યો. પાછલી રાતના શાંત વખતે તે ચિત્રરેખાના એકાંત ભુવન આગળ ગયો. રાત્રિના ત્રણ વાગી ગયા હતા, ચિત્રરેખા પોતાના પ્રેમીની વાટ જોતી એક ન્હાની જાળી આગળ ઉભી હતી. જાળીના સળીયા સાથે માથું ટેકવી લાંબે સુધી નજર નાંખતી હતી. આવા રોજના ઉજાગરાથી તેનું શરીર બગડ્યું હતું. ઉંઘ પણ આજે હેની દુશ્મન થઇ હતી. ઘડીએ ઘડીએ તેની આંખો મીંચાઇ જતી. થોડી પળમાં જ તે પાછી જાગૃત થઇ લાંબે સુધી નજર નાંખતી. મ્હોટું વિશાળ મકાન હેને ખાવા ધાતું હતું. તેણી વારંવાર બ્હીતી હતી છતાં પણ અહા! જેના હૃદયમાં પ્રેમનો અમૃત રસ પડયો હોય છે તેને શું ભૂખ, તરસ, નિદ્રા કે ભય લાગે છે? તેણીનું શરીર ઘણું દુખવા આવ્યું છતાં તે ત્યાં ઉભી જ રહી હતી અને પોતાના પ્રેમીના દર્શન માટે અનેક આનંદી તર્ક કરતી હતી.

આજે ઘણો વખત થઇ ગયા પછી મીર હુસેન શોકાતુર મ્હેરે આવી પહોંચ્યો. જાળીના સાંકડા સળીયામાંથી ત્હેને જોતાં જ ચિત્રરેખાનું હૃદય આનંદથી નાચી ઉઠયું. બસ, ત્હેના શરીરમાં એકસો હાથીનું જાણે બળ આવ્યું હોય તેમ શરીર સતેજ થઇ ગયું. ઝડપથી દરવાજો ઉઘાડી ત્હેને ભેટી પડી. આ ભેટવું હૃદયના ખરા ઉમળકાનું હતું. મીર હુસેને પણ તેને તેથી વિશેષ પ્રેમ બતાવ્યો અને તેની નીશાની તરીકે તેણીના સુંદર, પહોળા કપાળ ઉપર અનેક ચુંબનોનો વર્ષાદ વર્ષાવ્યો. ત્હેના ગુંચળાંવાળા વાળ ઉંચા ખસેડીને ચુંબનો કર્યાં, ત્હેની કમળ પુલ જેવી પહોળી આંખો પર પણ ચુંબનો કર્યાં અને એક હીંચકા ઉપર બેસી વાતો કરવા લાગ્યાં.

૪

મીર હુસેને પોતાની પ્રીયતમ—કોમળ—કુસુમવત્—ચિત્રરેખાને બાદશાહ સાથે થયેલી વાતચિત કહી સંભળાવી. વીર નારીએ પોતાના દિલોજાન પ્રેમીને દિલાસો આપ્યો અને હિમ્મતભરી યુકિતઓ બતાવી. તેજ રાતે મીર અને ચિત્રરેખા ગીજનીથી ન્હાસી હિંદુસ્થાનમાં મહારાજા પૃથ્વિરાજ ચૌહાણને શરણે આવ્યો. મીર હુસેન નાગોર થઇને સંભર આવ્યો. અને મહારાજા પૃથ્વિરાજે આ સંદેશો કહાવ્યો. મહારાજાને બધો ઇતિહાસ ખબર પડતાં અને એક એક નિરાધાર માણસ પોતાને શરણે આવ્યો છે એમ જણાતાં જ પોતાના શુરા સામન્તોની સલાહ લેઇ તેને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો. મીરે ત્રણ વખત સિંહાસનના પગથીયાંને હાથ લગાડી સલામો કર્યા પછી પોતાના તરફની ભેટમાં મહારાજાને પાંચ તિરકસ, એક ખુરસાની તોપ, એક સિંહલ દ્વિપનો મદમસ્ત હાથી, પાંચ રાકી ઘોડા, અને એક અમૂલ્ય હીરો, એટલાં નજર કર્યાં. એ ભેટથી ખુશ થઇ મહારાજાએ હિસારનું પરગણું જાગીરમાં આપ્યું અને નીતરાય કોટવાલનું મકાન મીરને રહેવા આપ્યું. શાહબુદીન બાદશાહ પણ ચતુર હતો. તેના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે એક તો ચિત્રરેખા જેવું સ્ત્રી રત્ન ગુમાવ્યું અને કદાચ મીર કોઇ દુશ્મનને મળી ચઢાઇ કરશે તો બેઉ બગડશે. તેથી તેમણે તરત જ મીરની પાછળ ચાર જાસુસો મોકલ્યા હતા. જાસુસોએ મહારાજા પૃથ્વિરાજના રાજ્યમાં મીરે લીધેલા આશ્રય સંબંધી બધી વાત કહી. બાદશાહે તરતજ પોતાના સરદારોને એકઠા કર્યા. તેમાં તહાજર રહેલાઓને બધા સમાચાર કહ્યા. આ સરદારોમાં ચિત્રરેખાને અર્પણ કરનાર અરબખાં પણ હતો. તેને કહ્યું કે તમે નાગોર જાઓ અને ચિત્રરેખાને લઇ આવો. જો બીજી કોઇ યુકિત કામ ના લાગે તો પૃથ્વિરાજને કહેવું અને તે ન માને તો લડવાનું આમંત્રણ કરતાં આવવું. અરબખાં ૩૦૦૦ ઘોડેશ્વારને લઇ નાગોર આવ્યો. એટલા વખતમાં શાહબુદ્દીને પોતાની લશ્કરી તૈયારી કરી રાખી.

૫

અરબખાં એક મહીને નાગોર આવ્યો. તે પ્રથમ મીર હુસેનને મળ્યો. તેણે ત્હેને સામ, દામ. દન્ડ અને ભેદ, એ ચારે વાતો વડે સમજાવ્યો. છેવટે એક દિવસ લાગજોઇ ચિત્રરેખાને એકાંતમાં મળ્યો. પોતાનો પ્રથમનો પ્યાર સંભાર્યો અને બીજી ઘણી ઘણી લાલચો આથી પણ ચિત્રરેખાનું હૃદય વીંધી તેમાં ભરાઇ રહેલા પ્રેમી મીરહુસેન સીવાય તેણી કોઇ બીજાને જોતી નહોતી. તેના નેત્રોમાં તેને પોતાનો પરમ પ્રેમી,નટ નાગર ગુણ સાગર, અલૌકિક નૃત્યકરી રહયો હતો. ત્હેનાં એ નૃત્ય આગળ મહાદેવજીનું તાંડવ નૃત્ય કુછ બિસાતમાં ન હતું! ત્હેના હૃદયોદ્યાનમાં પ્રેમ જયોતી પ્રકટી રહી હતી. તે જયોતિનું મૂળ મીર હુસેનના મનોહર મુખ કમળમાં હતું. એવાં બે શરીરની નસેનસના તાર એક સંધાઇ ગયા હોય તેને કોણ જુદાં પાડી શકે એમ છે! મર્ત્ય લોકનાં કોઇ માનવીની સત્તા નથી કે તેને તે વિખૂટાં પાડી શકે. સ્વર્ગ લોકના દેવતાઓની પણ મગદુર નથી કે તે મર્ત્ય લોકના આ દેવ સ્વરૂપ યુવક યુવતીને છુટાં પડાવી શકે! ચિત્રરેખાને તેણે ઘણું સમજાવ્યું, ઘણી ઘણી લાલચો આપી પણ તેણીએ પોતાનો

નિશ્ચય ફેરવ્યો નહિ. તેણે જવાબ આપ્યો કે અરબખાં! હવે હું તે ચિત્રરેખા નથી કે જે એક વખત મૂર્ખ રાજાના હાથનું રમકડું હતી! હું સારી પેઠે જાણું છું કે શરીર એ રોગોને રહેવાનું ઘર છે, એ શરીરમાં જે કાંઇ રૂપ છે તેનાજ તમે ગુલામ છો. મારી પાછળ આટલે સુધી બાદશાહે તમને દોડાવ્યા છે તેનું કારણ માત્ર મારૂં રૂપ છે. જો હું કાલે માંદી પડી રૂપ વગરની થાઉં તો મારૂં શરીર દમડે ઉંટ જેવું સસ્તું થઇ જાય! અરે મ્હારા શરીરને કદાચ બાળનાર પણ કોઇ મળે નહિ પરંતુ હમણાં મ્હેં જેને મારૂં મન અર્પણ કર્યું છે તેના સદગુણ, ત્હેની હૃદયની મ્હારા ઉપરથી આસ્થા અને ત્હેનો મ્હારા ઉપરનો નિર્મળ પ્રેમ, એ બધું જોઇને જ મ્હેં મ્હારૂં મન તેને વેચી દીધું છે. હવે તો હું તમારી સાથે વાત કરતાં પણ પાપમાં પડું છું. હવે હું તેની થઇ ગઇ છું. વધારે શું કહું અરબખાં! મ્હારા હૃદયના ઉંડા ભાગમાં જે પ્રેમતત્વ આટલા બધા દહાડા છુપાઇ રહ્યું હતું તે મ્હેં તેને વેચી દીધું છે, મ્હેં મ્હારૂં સર્વ ત્હેને આપી ત્હેનું મ્હેં, ખરીદી લીધું છે. એ હવે કદી કદી પણ મિથ્યા થાય તેમ નથી. ત્હમારી બધી લાલચોને હું મ્હારા પગ નીચે કચડી નાંખું છું. સત્વર ચાલ્યા જાઓ અને બાદશાહને કહેજો કે: હવે હું મ્હારા પ્રેમીની જ થઇ ગઇ છું.

ચિત્રરેખાના આ શબ્દોએ તે બિચારાને પૂરી નિરાશા આપી. છેવટે ત્હેણે પૃથ્વિરાજને મળી લડાઇ કરવાનો સંદેશો આપ્યો. મહારાજાએ જુસ્સાથી કહ્યું કે: શરણે આવેલાને તો પરમેશ્વર પણ બચાવે છે તો હું તો માણસ જાત છું, વળી ક્ષત્રિય છું, મ્હારો ધર્મ છે કે મારે ત્હેને બચાવવો. યુધ્ધ કરવા હું તૈયાર છું.

૬

બાદશાહ શાહબુદ્દીનને અરબખાંએ ઉપલા બધા સમાચાર પહોંચાડયા. અત્યાર સુધી બાદશાહને ચિત્રરેખા ગયાનું જ દુઃખ હતું પણ હવે તો પૃથ્વિરાજ પણ તેનો દુશ્મન થઇ પડ્યો ત્હેનું બીજું દુઃખ થયું. બાદશાહે લડાઇની તૈયારી કરી. વિ શાળ સેના સમુદ્રનાં તરંગો પેઠે એક ગામથી બી ગામ પડાવ નાંખતી નાગોર આવી પહોંચી. ર તરફ મહારાજા પૃથ્વિરાજ ચોહાણ પણ લડવા તૈય હતા. બધા શુરવીર સામન્તોને ભેગા કરી દરબ ભર્યો અને લડાઇ કરવાને તૈયાર થઇ ગયા.

અન્તે ઘનઘોર યુધ્ધ થયું. બન્ને પક્ષના યે ધ્ધાઓ પોતાના માનની ધ્વજા દેશવિદેશમાં ફરક વવાની લાલસાથી, પોતાના બાદશાહનું અભિમા રાખી ખુબ લડયા. ગગન મંડળને ભેદી નાંખે તે જીવલેણ તોપોએ પોતાના ગર્ભમાંથી એવા ગોળા ફેંકવા માંડયા કે અનેક લશ્કરી સીપાઇઓન પ્રાણ ગયા. આકાશ ધુમાડાથી છવાઇ ગયું. રણ ભુમિમાં લોહીની નદીઓ વહેવા લાગી. જોતજોતામ અનેક સિપાહીઓ રણભુમિમાં શાંત નિદ્રામાં ઘોર જણાવા લાગ્યા. છાતી ફાડી નાંખે તેવો દેખા થઇ રહ્યો. યુધ્ધ ચાલતું જ હતું. એટલામાં એ લશ્કરી ટુકડીનો નાયક મીર હુસેન તલવાર વડે અનેક દુશ્મનોની છાતી ચીરી નાંખતો આમ તે ઘુમવા લાગ્યો. ક્ષણ વારમાં એક બંદુકની ગોળી ત્હેન છાતી વીંધી આરપાર નીકળી ગઇ. તે ઘોડા ઉપરથ નીચે પડયો, તેને તરત જ ઉપાડી છાવણીમાં લા ગયા. પણ આ ભયંકર સમાચાર લશ્કરમાં ફેલા તાં જ મહારાજાના લશ્કરને બમણું શુર ચડયુ તેઓએ એવો ધસારો કર્યો કે શાહબુદ્દીનના લશ્કરને ચીભડાં પેઠે જમીનદોસ્ત કરી દીધું અને ૨૦૦૦ લશ્કરને કાપી નાંખ્યું. ત્યારે ચોહાણ રાજના ફક ૧૩૦૦ સિપાહીઓ જ મરાયા. બાદશાહ હાર્યો અને તરતજ તેના લશ્કરે ન્હાસવા માંડયું. શહાબુદ્દીનને કેદ કર્યો અને તેને બાદશાહી માન આબરૂથી નજ કેદ રાખ્યો. પણ ત્હેને એવું નહોતું જણાતું કે કેદમાં છે. તેને બાદશાહી છુટ બક્ષવામાં આવી હતી

૭

શાહબુદ્દીન કેદ તો પકડાયો. મહારાજાને એ તરફથી હર્ષ તો થયો પરંતુ કોમળ કુસુમ ચિત્ર